بسم الله الرحمن الرحيم

કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

પારહ: ...૨૮, ૨૯, ૩૦ ગુજરાતી

૪૭ સૂરએ મુહમ્મદ (સ.અ.વ.)

થી

૧૧૪. સૂરએ નાસ

## ભાગ-૧૧


મૂળ લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

અનુવાદક

ઈલ્યાસ પટેલ ખાનપુરી





પ્રકાશક

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભુતા સા. (દા.બ.)

મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ,

મદ્રસા રોડ, મુ. પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)

ઈન્ડિયા

ભાગ ૧૧

بسم الله الرحمن الرحیم

કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

(પારહ : ...૨૮, ૨૯, ૩૦) ગુજરાતી

૬૪. સૂરએ તગાબુન
થી
૧૧૪. સૂરએ નાસ

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ (રહ.)

**અનુવાદક**

ઇલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ

ગુજરાત (ઇન્ડિયા)

**કિતાબનું નામ** : મઆરિફુલ કુર્આન (ગુજરાતી)

**ભાગ** : ૧૧ (અગિયાર)

**મૂળ લેખક** : હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**ગુજરાતી અનુવાદક** : ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)
૪૬, રહમત નગર સોસાયટી,
આબાદ નગરની મસ્જિદ સામે,
બાયપાસ રોડ, મુ.પો. જંબુસર,
તા. જંબુસર, જિ. ભરૂચ –૩૯૨૧૫૦
મો. નં. +91 9898797394 / 8511073186

**પ્રત સંખ્યા** : ૧૧૦૦ (અગિયારસો)

**પ્રકાશક** : હઝરત મવલાના ઈસ્માઈલ ભૂતા સાહબ (દા.બ.)
સ્થાપક તથા મોહતમિમ : જામિઅતુલ બનાત ટંકારીઆ,
મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ,
(ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં.: (૦૨૬૪૨) ૨૭૦૩૩૦, ૨૭૦૯૩૨
પ્રેસિડેંટ : મજલિસે ખુદ્દામુદ્દીન ઈન્ટરનેશનલઃ લંડન–યુ.કે.
પ્રેસિડેંટ : મજલિસે તહફ્ફુઝે અહલે સુન્નત વલ જમાઅત (લંડન–યુ.કે.)

**પ્રકાશન વર્ષ** : ૧૨ એપ્રિલ ૨૦૧૫ મુતાબિક ૨૨ જમા.અવ્વલ ૧૪૩૬ હિજરી

**હદિયો** :

**ટાઇપ સેટિંગ** : સફવાન ઈલ્યાસ પટેલ (ખાનપુરી)
સાલેહ પ્રિન્ટર્સ, મો. ૭૫૬૭૯૩૪૪૩૬

**Printed By** : Rabbani Offset Printers, Motia Park, Bhopal.
Mo. 09303137321, (O) (0755) 3064655

**મેળવવાનું સ્થળ**

:: ઇન્ડિયામાં ::

જામિઅતુલ બનાત ટંકારીઆ
મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ
ફોન નંબર :
(૦૨૬૪૨) ૨૭૦૩૩૦, ૨૭૦૯૩૨

:: ઇંગ્લેન્ડમાં ::

Maulana Ismail Bhuta
101, Windsor Road,
London E7 ORA (U.K.)
Ph. (Fax) 020 8471 7866

# ● અનુક્રમણિકા ●

● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# મઆરિફુલ કુર્આન -ગુજરાતી (ભાગ ૧ થી ૧૧)

| ભાગ | સૂરત | પારહ |
|---|---|---|
| ૧ | ૧. સૂરએ ફાતિહા<br>૨. સૂરએ બકરહ (આયત ૧ થી ૧૭૭) | ૧, ૨... |
| ૨ | ૨.સૂરએ બકરહ ૧૭૭ થી સંપૂર્ણ,<br>૩. સૂરએ આલિ ઈમ્રાન | ...૨, ૩, ૪... |
| ૩ | ૪. સૂરએ નિસાઅ્,<br>૫. સૂરએ માઈદહ | ...૪, ૫, ૬, ૭... |
| ૪ | ૬. સૂરએ અનૂઆમ,<br>૭. સૂરએ અઅ્રાફ | ...૭, ૮, ૯... |
| ૫ | ૮. સૂરએ અન્ફાલ થી<br>૧૧. સૂરએ હૂદ (અલૈ.) | ...૯, ૧૦, ૧૧, ૧૨... |
| ૬ | ૧૨. સૂરએ યૂસુફ (અલૈ.) થી<br>૧૭. સૂરએ બની ઈસ્રાઈલ | ...૧૨, ૧૩, ૧૪, ૧૫... |
| ૭ | ૧૮. સૂરએ કહફ થી<br>૨૪. સૂરએ નૂર | ...૧૫, ૧૬, ૧૭, ૧૮... |
| ૮ | ૨૫. સૂરએ ફુરકાન થી<br>૩૩. સૂરએ અહઝાબ | ...૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૨... |
| ૯ | ૩૪. સૂરએ સબા થી<br>૪૬. સૂરએ અહકાફ | ...૨૨ થી ૨૬... |
| ૧૦ | ૪૭. સૂરએ મુહમ્મદ ﷺ થી<br>૬૩. સૂરએ મુનાફિકૂન | ...૨૬, ૨૭, ૨૮... |
| ૧૧ | ૬૪. સૂરએ તગાબૂન થી<br>૧૧૪. સૂરએ નાસ | ...૨૮, ૨૯, ૩૦. |

પ્રકરણ : (૬૪)

# સૂરએ તગાબૂન

સૂરએ તગાબૂન મદીનામાં નાઝિલ થઈ, તેની ૧૮ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ તગાબૂન : આયત નં. ૧ થી ૧૦)**

آیاتها ١٨ (٦٤) سُوْرَةُ التَّغَابُنِ مَدَنِيَّةٌ (١٠٨) رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يُسَبِّحُ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْأَرْضِ ۚ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ ۖ وَهُوَ عَلٰى كُلِّ
شَيْءٍ قَدِيْرٌ ① هُوَ الَّذِيْ خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّمِنْكُمْ مُّؤْمِنٌ ۗ وَاللّٰهُ
بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ② خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ بِالْحَقِّ وَصَوَّرَكُمْ فَأَحْسَنَ
صُوَرَكُمْ ۚ وَإِلَيْهِ الْمَصِيْرُ ③ يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ وَيَعْلَمُ مَا
تُسِرُّوْنَ وَمَا تُعْلِنُوْنَ ۗ وَاللّٰهُ عَلِيْمٌ ۢ بِذَاتِ الصُّدُوْرِ ④ أَلَمْ يَأْتِكُمْ
نَبَؤُا الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَبْلُ ۖ فَذَاقُوْا وَبَالَ أَمْرِهِمْ وَلَهُمْ عَذَابٌ أَلِيْمٌ ⑤ ذٰلِكَ
بِأَنَّهُ كَانَتْ تَّأْتِيْهِمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَقَالُوْا أَبَشَرٌ يَّهْدُوْنَنَا ۖ فَكَفَرُوْا وَتَوَلَّوْا
وَّاسْتَغْنَى اللّٰهُ ۗ وَاللّٰهُ غَنِيٌّ حَمِيْدٌ ⑥ زَعَمَ الَّذِيْنَ كَفَرُوْا أَنْ لَّنْ يُّبْعَثُوْا ۗ قُلْ
بَلٰى وَرَبِّيْ لَتُبْعَثُنَّ ثُمَّ لَتُنَبَّؤُنَّ بِمَا عَمِلْتُمْ ۗ وَذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ⑦
فَآمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهِ وَالنُّوْرِ الَّذِيْ أَنْزَلْنَا ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ⑧
يَوْمَ يَجْمَعُكُمْ لِيَوْمِ الْجَمْعِ ذٰلِكَ يَوْمُ التَّغَابُنِ ۗ وَمَنْ يُّؤْمِنْ بِاللّٰهِ وَيَعْمَلْ
صَالِحًا يُّكَفِّرْ عَنْهُ سَيِّاٰتِهِ وَيُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْأَنْهٰرُ خٰلِدِيْنَ

فِيهَا أَبَدًا ۚ ذَٰلِكَ الْفَوْزُ الْعَظِيمُ ﴿٩﴾ وَالَّذِينَ كَفَرُوا وَكَذَّبُوا بِآيَاتِنَا أُولَٰئِكَ
أَصْحَابُ النَّارِ خَالِدِينَ فِيهَا ۖ وَبِئْسَ الْمَصِيرُ ﴿١٠﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*પવિત્રતા વર્ણન કરે છે અલ્લાહની જે કંઈ છે આસમાનોમાં અને જે કંઈ છે જમીનમાં, તેનું જ શાસન છે અને તેના જ વખાણ છે અને તે જ દરેક વસ્તુ કરી શકે છે. (૧) તે જ છે જેણે તમને બનાવ્યા, પછી તમારામાં કોઈ કાફિર છે અને તમારામાં કોઈ મો'મિન છે અને અલ્લાહ જે કંઈ તમે કરો છો સઘળું જુએ છે. (૨) આસમાનો અને જમીનને સત્ય સાથે બનાવ્યા અને તમારું સ્વરૂપ બનાવ્યું અને તમારું સ્વરૂપ સારું બનાવ્યું અને તેના જ તરફ બધાએ પાછા જવાનું છે. (૩) સઘળું જાણે છે જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં અને જાણે છે જે તમે છુપાવો છો અને જે જાહેર કરીને કરો છો અને અલ્લાહને અંતરમનની વાતો પણ ખબર છે. (૪) શું તમને તે લોકોની ખબર નથી પહોંચી જે લોકો પહેલાં ઈન્કારી થઈ ચૂક્યા છે, પછી તેમણે પોતાના કર્મની સજા ચાખી અને તેમને કષ્ટદાયક અઝાબ છે. (૫) આ એટલા માટે કે તેમની પાસે તેમના રસૂલ નિશાનીઓ લાવતા હતા, પછી કહેતા, શું માણસ અમને માર્ગ બતાવશે ? પછી ઈન્કારી થયા અને મોઢું ફેરવી લીધું અને અલ્લાહે બેપરવાઈ કરી અને અલ્લાહ બેપરવા સઘણા વખાણવાળો છે. (૬) કાફિરો દા'વો કરે છે કે તેમને કદાપિ કોઈ ઉઠાડશે નહીં, તમે કહી આપો ! કેમ નહીં ! કસમ છે મારા પરવરદિગારની તમને બેશક ઉઠાડે છે પછી જે કંઈ તમે કર્યું તમને બતાવવાનું છે અને આ અલ્લાહ માટે ઘણું સરળ છે. (૭) બસ અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના રસૂલ ઉપર અને તેના નૂર ઉપર જે અમે ઉતાર્યું અને અલ્લાહને તમારા બધા કામની ખબર છે. (૮) જે દિવસે તમને બધાને એકઠા કરશે ભેગા થવાના દિવસે તે દિવસ હાર જીતનો છે અને જે કોઈ અલ્લાહ ઉપર ઈમાન લાવે અને નેક કામ કરે તેના ઉપરથી તેની બુરાઈઓ ઉતારી દેશે અને તેને*

*બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે, હંમેશા તેમાં રહ્યા કરે, આ જ છે મહાન સફળતા મળવી. (૯) અને જે લોકો ઈન્કારી થયા અને અમારી આયતો જૂઠાડી તે લોકો દોઝખવાળા છે, તેમાં જ રહ્યા કરે અને ખરાબ જગ્યાએ જઈ પહોંચ્યા. (૧૦)*

**તફસીર :**

બધી વસ્તુઓ જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (મૌખિક અથવા પરિસ્થિતિ આધારે) અલ્લાહની પવિત્રતા વર્ણન કરે છે, તેની જ હુકૂમત છે અને તે જ વખાણપાત્ર છે અને તે દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે (આ વખાણ આગળના વર્ણનના છે કે તે આવા વિશિષ્ટ લક્ષણોથી શણગારાયેલો છે તો તેનું આજ્ઞાપાલન જરૂરી અને ગુનોહ કરવો અત્યંત નીંદાપાત્ર છે) તે જ છે જેણે તમને પેદા કર્યા (જેનો તકાદો એ હતો કે બધા તેના ઉપર ઈમાન લાવે) બસ (આમ છતાં પણ) તમારામાં અમુક કાફિર છે અને અમુક મો'મિન છે, અલ્લાહ તઆલા તમારા (ઈમાનવાળા અને કુફ્રવાળા) અમલોને જોઈ રહ્યો છે (બસ દરેકને તેના યોગ્ય બદલો આપશે) તેણે જ આસમાનો અને જમીનને ઠીક રીતે (એટલે કે સંપૂર્ણ હિકમત અને લાભદાયક) પેદા કર્યા અને તમારો નકશો બનાવ્યો, બસ ઉમદા નકશો બનાવ્યો (કારણ કે માણસના અવયવો સમાન કોઈ પ્રાણીના અવયવો નથી હોતા) અને તેની પાસે (સૌએ) પાછા વળવાનું છે (અને) તે બધી વસ્તુઓને જાણે છે જે આસમાનો અને જમીનમાં છે અને બધી વસ્તુઓને જાણે છે જે તમે છુપાઈને કરો છો અને જે જાહેર રીતે કરો છો અને અલ્લાહ તઆલા દિલો સુદ્ધાંની વાતને જાણનારો છે (અને આ બધી બાબતોનો તકાદો એ છે કે તમે તેનું આજ્ઞાપાલન કરો અને આ તકાદા ઉપરાંત) શું તમને તે લોકોની ખબર નથી પહોંચી (કે તે ખબર પહોંચવી પણ આજ્ઞાપાલન ફરજ હોવાનો તકાદો છે) જેમણે (તમારાથી) પહેલાં કુફ્ર કર્યું પછી તેમણે પોતાના (તે) અમલોનો વબાલ (દુનિયામાં પણ) ચાખ્યો અને (તે ઉપરાંત આખિરતમાં પણ) તેમના માટે કષ્ટદાયક અઝાબ થનારો છે, આ (કાયમી વબાલ અને કાયમી અઝાબ) એ કારણથી છે કે તે લોકોની પાસે તેમના પયગમ્બર સ્પષ્ટ દલીલો લઈને આવ્યા તો તે લોકોએ (તે રસૂલો વિશે) કહ્યું કે શું માનવી અમને માર્ગદર્શન આપશે ? (એટલે કે શું માનવી પયગમ્બર અથવા માર્ગદર્શક હોઈ શકે છે ?) મતલબ કે તેમણે કુફ્ર

કર્યું અને વિરોધ કર્યો અને અલ્લાહે (પણ તેમની કંઈ) પરવા ન કરી (બલકે તેમના ઉપર ક્રોધ કર્યો) અને અલ્લાહ (સૌથી) બેપરવા (અને) સઘળા વખાણવાળો છે (તેને ન તો કોઈ આર્થિક ઉપાર્જનની જરૂર છે અને ન જ કોઈના આજ્ઞાપાલનથી લાભની જરૂર છે, તેના આજ્ઞાપાલનથી આજ્ઞાપાલકને લાભ અને ગુનેહગારને નુકસાન પહોંચે છે અને) આ કાફિર (આખિરતના અઝાબ વિશે સાંભળીને કહે છે જેમકે આ આયતમાં આવ્યું છે وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ) એવો દા'વો કરે છે કે તેઓ કદાપિ ફરી સજીવન કરવામાં આવશે નહીં, (જેના પછી કાયમી અઝાબ ઉપસ્થિત થવાનું બતાવવામાં આવે છે) તમે કહી આપો કે કેમ નહીં ! કસમ છે અલ્લાહની તમે ફરીવાર સજીવન કરવામાં આવશો, પછી જે જે કંઈ તમે કર્યું છે બધું તમને બતાવવામાં આવશે (અને તેના ઉપર સજા આપવામાં આવશે) અને આ (સારો બદલો અથવા સજા) અલ્લાહ માટે (પોતે સર્વશક્તિમાન હોવાના કારણે) બિલ્કુલ સરળ છે, બસ (જ્યારે આ ઈમાનનો તકાદો ભેગો થયો છે તો તમારે જોઈએ કે) તમે અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર અને તેના નૂર ઉપર (એટલે કે કુર્આન ઉપર) કે જે અમે નાઝિલ કર્યું છે ઈમાન લાવો અને અલ્લાહ તમારા બધા અમલોની સંપૂર્ણ ખબર રાખે છે (અને તે દિવસને યાદ કરો) જે દિવસે તમને સૌને આ એકઠા થવાના દિવસે ભેગા કરશે આ જ દિવસ છે લાભ અને નુકસાન(જાહેર થવા)નો (એટલે કે મુસલમાનોને લાભ અને કાફિરોને નુકસાન તે દિવસે જાહેર થઈ જશે) અને (તેનું વર્ણન એ છે કે) જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન રાખતો હશે અને નેક કામ કરતો હશે અલ્લાહ તેના ગુનાહ દૂર કરી દેશે અને તેને (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે જેમાં કાયમી ધોરણે રહેશે (અને) આ મોટી સફળતા છે અને જે લોકોએ કુફ્ર કર્યું હશે અને અમારી આયતોને જૂઠાડી હશે તે લોકો દોઝખી છે, તેમાં હંમેશા રહેશે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

## મસ્અલા અને બોધપાઠ :

خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّمِنْكُمْ مُّؤْمِنٌ એટલે કે અલ્લાહ તઆલાએ તમને પેદા કર્યા, પછી તમારામાં અમુક કાફિર થઈ ગયા અને અમુક મો'મિન રહ્યા અને તેમાં શબ્દ فَمِنْكُمْ નો શબ્દ فَاء જે ક્રમ (એટલે કે એક વસ્તુ બીજી વસ્તુ થતી હોવા) ઉપર દલીલ કરે છે તેનાથી જાણ થઈ કે પ્રથમ સર્જનમાં અને શરૂઆતમાં

કોઈ કાફિર ન હતું, આ કાફિર અને મો'મિનની વહેંચણી પાછળથી એ અધિકારના આધારે થઈ જે અલ્લાહે દરેક માણસને બખ્શ્યો છે અને આ જ અધિકારના કારણે તેના ઉપર ગુનાહ અને સવાબ લાગુ પડે છે. એક હદીષમાંથી પણ આ ભાવાર્થનું સમર્થન થાય છે જેમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે كُلُّ مَوْلُوْدٍ يُّوْلَدُ عَلَى الْفِطْرَةِ فَاَبَوَاهُ يُهَوِّدَانِهٖ وَيُنَصِّرَانِهٖ اَلْحَدِيْثُ એટલે કે દરેક પેદા થનાર માનવી શુદ્ધ પ્રકૃતિ (ફિતરતે સલીમા) ઉપર પેદા થાય છે (જેનો તકાદો મો'મિન હોવું છે) પરંતુ પછી તેના માં બાપ તેને યહૂદી અથવા ઈસાઈ વગેરે બનાવી દે છે. *(કુર્તુબી)*

**બે ભિન્ન કોમો હોવા વિશેનો દૃષ્ટિકોણ :**

કુર્આને હકીમે આ સ્થળે માનવીને બે સમુદાયોમાં વહેંચ્યા છે, કાફિર અને મો'મિન; જેનાથી જાણ થઈ કે આદમ (અલૈ.)ની અવલાદ બધી એક જ કુટુંબ છે અને આ દુનિયાના બધા જ મનુષ્યો આ કુટુંબના સભ્યો છે. આ કુટુંબને તોડનાર અને એક અલગ ટોળું બનાવનાર વસ્તુ માત્ર કુફ્ર છે. જે વ્યક્તિ કાફિર થઈ ગયો તેણે આ માનવકુટુંબથી સંબંધ તોડી નાંખ્યો. આ રીતે સમગ્ર દુનિયામાં માણસોમાં વિભાગો અને સમુદાયો કે ગ્રુપ માત્ર ઈમાન અને કુફ્રના આધારે હોઈ શકે છે. રંગ અને ભાષા, વંશ અને પેઢી, વતન અને દેશમાંથી કોઈ વસ્તુ એવી નથી જે માનવ સમાજને વિવિધ સમૂહોમાં વહેંચી શકે. એક બાપની અવલાદ જો અલગ અલગ શહેરોમાં વસવા લાગે અથવા અલગ અલગ ભાષાઓ બોલવા લાગે અથવા તેમના રંગમાં તફાવત હોય તો તે અલગ અલગ સમૂહ નથી થઈ જતા. રંગ, ભાષા, વતન કે દેશ અલગ હોવા છતાં આ બધા પરસ્પર ભાઈ જ હોય છે, કોઈપણ સમજદાર વ્યક્તિ આવા તફાવતના કારણે તેમને અલગ સમૂહ ઠરાવશે નહીં.

અજ્ઞાનતાકાળમાં વંશ અને કબીલાના તફાવતને કોમ કે અલગ ગ્રુપનો આધાર માનવામાં આવ્યો, એ જ રીતે દેશ અને વતનના આધાર ઉપર અમુક સમુદાયો બનવા લાગ્યા તો રસૂલે કરીમ ﷺએ તે સૌ મૂર્તિઓને તોડી નાંખી અને મુસલમાન ભલે કોઈપણ દેશ અને કોઈપણ ખૂણાનો હોય, કોઈપણ રંગ કે કોઈપણ કુટુંબનો હોય, કોઈપણ ભાષા બોલતો હોય તે સૌને એક કુટુંબ ઠરાવી દીધું. કુર્આનના ફરમાન મુજબ اِنَّمَا الْمُؤْمِنُوْنَ اِخْوَةٌ "મો'મિનો બધા પરસ્પર

ભાઈ ભાઈ છે" એ જ રીતે કાફિરો કોઈપણ દેશ કે કોમના હોય તેઓ ઈસ્લામની નજરમાં એક જ કોમ છે એટલે કે એક જ કાફિર કોમ.

કુર્આને કરીમની પ્રસ્તુત આયતો પણ એ બાબતની ગવાહી આપે છે કે અલ્લાહ તઆલાએ સમગ્ર આદમ (અલૈ.)ની અવલાદને માત્ર કાફિર અને મો'મિન બે સમૂહોમાં વહેંચ્યા, વિવિધ રંગ કે વિવિધ ભાષાઓને કુર્આને કરીમે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની નિશાની અને માનવી માટે ઘણા બધા આર્થિક લાભો ઉપર આધારિત હોવાની બીનાએ એક મહાન નેઅ્મત તો ઠરાવી દીધી છે પરંતુ તેને આદમ (અલૈ.)ની અવલાદમાં સમૂહો કે વિભાગો બનાવવાનો આધાર ગણવાની પરવાનગી નથી આપી.

ઈમાન અને કુફ્રની બીનાએ બે કોમોની વહેંચણી આ એક અધિકારવાળી સ્વૈચ્છિક બાબત ઉપર આધારિત છે કારણ કે ઈમાન પણ માણસ પોતાના અધિકાર દ્વારા અને સ્વૈચ્છાએ અપનાવે છે અને કુફ્ર પણ; અને કોઈ વ્યક્તિ એક કોમને છોડીને બીજી કોમમાં સામેલ થવા ઈચ્છે તો ઘણી સરળતાથી પોતાના અકીદાઓ બદલીને બીજામાં સામેલ થઈ શકે છે ભલે તે કોઈ પણ વંશ કે કુટુંબનો હોય, રંગ કે ભાષાનો હોય કે કોઈપણ દેશ કે વતનનો હોય અને આ બાબતો કોઈપણ માણસના અધિકારમાં નથી હોતી કે પોતાનો વંશ બદલી નાંખે અથવા ચામડીનો રંગ બદલી નાંખે અથવા ભાષા કે વતન જો કે બદલી શકાય છે પરંતુ ભાષા અને વતનના આધાર ઉપર અસ્તિત્વમાં આવનાર સમુદાયો સ્વાભાવિકપણે પોતાનામાં બીજા લોકોને ક્યારેય સ્વીકારતા નથી ભલે તેઓ તેમની જ ભાષા બોલવા લાગે અને તેમના વતનમાં વસવાટ કરવા લાગે.

આ જ તે ઈસ્લામી કુટુંબ અને ઈમાની ભાઈચારો હતો જેણે થોડીક જ મુદતમાં પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ, કાળા અને ગોરા, અરબ અને બિનઅરબના અસંખ્ય લોકોને એક સાંકળમાં પરોવી દીધા હતા જેમની શક્તિ અને તાકાતનો મુકાબલો દુનિયાની બીજી કોમો ન કરી શકી તો તેમણે ફરી તે મૂર્તિઓને જીવંત કરી જેને રસૂલે કરીમ ﷺ અને ઈસ્લામે તોડી ફોડી નાંખી હતી. મુસલમાનોની મહાન એક મિલ્લતને વતન અને ભાષા તથા રંગ, વંશ અને કુટુંબના વિવિધ ટૂકડાઓમાં વહેંચીને તેમને પરસ્પર ટકરાવી દીધા. આ રીતે ઈસ્લામના દુશ્મનોના આક્રમણ માટેનો માર્ગ સમથળ થઈ ગયો જેનું પરિણામ

આજે આપણી આંખોએ જોઈ રહ્યા છે કે પૂર્વ અને પશ્ચિમના મુસલમાનો જે એક કોમ અને એકદિલ હતા હવે નાના નાના જૂથોમાં વિખરાઈ ગયા અને એકબીજાની સામે યુદ્ધે ચઢયા છે અને તેમના મુકાબલામાં કુફ્રની શયતાની શકિતઓ પરસ્પર એકબીજા સાથે મતભેદો હોવા છતાં મુસલમાનોના મુકાબલામાં સંગઠિત કોમ જ નજરે પડે છે.

وَصَوَّرَكُمْ فَأَحْسَنَ صُوَرَكُمْ "તેણે તમારું સ્વરૂપ બનાવ્યું પછી તમારા સ્વરૂપને ઉત્તમ બનાવ્યું." સ્વરૂપ બનાવવું વાસ્તવમાં સૃષ્ટિના સર્જનહારની ખાસ સિફત છે તેથી અલ્લાહ તઆલાના પવિત્ર નામોમાં "મુસવ્વિર" નામ પણ આવ્યું છે અને વિચાર કરો કે સૃષ્ટિમાં કેટલીય વિવિધ પ્રકારની જાતિઓ પ્રજાતિઓ છે અને દરેક પ્રજાતિમાં અસંખ્ય પ્રકારો જોવા મળે છે અને દરેક પ્રકારમાં વિવિધ સ્વરૂપો અને દરેક સ્વરૂપમાં લાખો કરોડોની સંખ્યા; તે પણ વિવિધ સ્વરૂપે જોવા મળે છે, એકનો ચહેરો બીજા સાથે નથી મળતો. એક જ પ્રકારની માનવ પ્રજાતિમાં દેશ અને પ્રદેશના વિવિધતાસભર હોવા ઉપરાંત વંશ અને કોમોના વિવિધ ચહેરા મહોરાઓની વિશિષ્ટતા, પછી તેમાં પણ દરેક વ્યક્તિનો ચહેરો અને સ્વરૂપ બીજા બધા કરતાં તદન ભિન્ન હોવું એક એવી આશ્ચર્યજનક કારીગીરી અને સ્વરૂપ બનાવવાની વિશિષ્ટ સિફત છે કે બુદ્ધિ દંગ રહી જાય છે. માનવનો ચહેરો જે છ સાત ચોરસ ઈંચ કરતાં વધારે નથી તે અબજો અબજો માણસોમાં એક જ પ્રકારનો ચહેરો હોવા છતાં એકનો ચહેરો બિલકુલ સંપૂર્ણ રીતે બીજા સાથે નથી મળતો કે ઓળખવું મુશ્કેલ થઈ જાય. પ્રસ્તુત આયતમાં એક નેઅ્મત આવા સ્વરૂપ વિશે છે તેનું વર્ણન કર્યું, ત્યાર પછી કહેવામાં આવ્યું فَأَحْسَنَ صُوَرَكُمْ એટલે કે માનવની શકલને અમે સમગ્ર સૃષ્ટિ અને મખ્લૂકોની શકલોથી વધારે સ્વરૂપવાન અને ઉત્તમ બનાવી છે. કોઈ માણસ પોતાના વર્ગમાં કેટલોય કદરૂપો અથવા બદશકલ સમજવામાં આવતો હોય પરંતુ બાકીના બધા જ પશુઓ વગેરેની શકલોના આધારે તે પણ સ્વરૂપવાન છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

فَقَالُوْٓا اَبَشَرٌ يَّهْدُوْنَنَا શબ્દ بشر (બશર) એ જો કે વ્યક્તિવાચક અને એકવચન નામ છે પરંતુ તે બહુવચનના અર્થમાં છે, તેથી يَهْدُوْنَ બહુવચનનો શબ્દ તેના માટે ઉપયોગવામાં આવ્યો. માનવ હોવાને નુબુવ્વત અથવા રિસાલતના વિરોધી સમજવાની કાફિરોની માન્યતા તદન ખોટી હતી, તેના ઉપર

કુર્આનમાં અનેક ઠેકાણે રદિયો આપવામાં આવ્યો છે. અફસોસ છે કે હવે મુસલમાનોમાં પણ કેટલાક લોકો નબીએ કરીમ ﷺ માનવ હોવાના ઈન્કારી જોવા મળે છે. તેમણે વિચારવું જોઈએ કે તેઓ ક્યાં જઈ રહ્યા છે. બશર (માનવ) હોવું ન તો નુબુવ્વતમાં અવરોધ સ્વરૂપે છે અને ન જ રિસાલતના ઉચ્ચ સ્થાનના અવરોધ સ્વરૂપે છે અને ન જ રસૂલના નૂર (પ્રકાશ) હોવાના અવરોધ સ્વરૂપે છે. તેઓ નૂર પણ છે અને બશર પણ છે, તેમના નૂરને ચિરાગ, સૂર્ય અને ચંદ્રના પ્રકાશ સાથે સરખાવવું અને તેના ઉપર અનુમાનિત કરવું સદંતર ભૂલ છે.

فَاٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَالنُّوْرِ الَّذِیْۤ اَنْزَلْنَا "તું ઈમાન લાવ અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર અને તેના નૂર ઉપર જે અમે નાઝિલ કર્યું છે." આ સ્થળે "નૂર"નો ભાવાર્થ કુર્આને કરીમ છે કારણ કે નૂરની વાસ્તવિકતા એ છે કે તે પોતે પણ જાહેર, સ્પષ્ટ અને પ્રકાશિત હોય છે અને બીજી વસ્તુઓને પણ જાહેર અને પ્રકાશિત કરે છે. કુર્આન પોતાની પ્રતિષ્ઠા અને ઉચ્ચતાના કારણે પોતે પ્રકાશિત અને સ્પષ્ટ જાહેર થયેલી ખુલ્લી વાત છે અને તેના દ્વારા અલ્લાહ તઆલા રાજી થવાના અને નારાજ થવાના કારણો તથા હુકમો તથા શરીઅત અને આખિરતની બધી જ હકીકતો જેને જાણવાની માણસને આવશ્યકતા છે તે રોશન થઈ જાય છે.

**ક્યામતને યવ્મે તગાબુન (તગાબુનનો દિવસ) કહેવાનું કારણ :**

یَوْمَ یَجْمَعُكُمْ لِیَوْمِ الْجَمْعِ ذٰلِكَ یَوْمُ التَّغَابُنِ જે દિવસે તમને અલ્લાહ તઆલા એકઠા કરશે ભેગા કરવાના દિવસે, આ દિવસ તગાબુનનો હશે એટલે કે નુકસાનનો. یوم الجمع (યવ્મુલ જમઅ્) ભેગા થવાનો દિવસ અને یوم التغابن (યવ્મુત્તગાબુન) બંને ક્યામતના નામ છે. "યવ્મુલ જમઅ્ હોવું તો દેખીતું છે કે સમગ્ર મખ્લૂક આગલી અને પાછલી તે દિવસે હિસાબ અને કિતાબ માટે એકઠી કરવામાં આવશે અને યવ્મુત્તગાબુન એટલા માટે છે કે تغابن (તગાબુન) એ غبن (ગબન)થી બને છે જેનો અર્થ ખોટ અને નુકસાનનો છે. આર્થિક નુકસાન અને ખોટને પણ "ગબન" કહેવામાં આવે છે અને અભિપ્રાય તથા બુદ્ધિના નુકસાનને પણ. ઈમામ રાગિબ અસ્ફહાનીએ મુફરદાતુલ કુર્આનમાં કહ્યું કે આર્થિક નુકસાન માટે આ શબ્દ સુષુપ્ત ક્રિયાપદ غُبِنَ فُلَانٌ فَهُوَ مَغْبُوْنٌ વડે ઉપયોગ કરવામાં આવે છે અને બુદ્ધિ તથા અભિપ્રાયના નુકસાન માટે غَبِنَ બાબ سَمِعَ થી ઉપયોગ

કરવામાં આવે છે. શબ્દ "તગાબુન" વાસ્તવિકતા આધારે બે બાજુના કામ માટે બોલવામાં આવે છે કે એક વ્યક્તિ બીજાને અને બીજો તેને નુકસાન પહોંચાડે અથવા તેના નુકસાન અથવા ખોટને જાહેર કરે. અહીંયાં એકતરફી ગબન જાહેર કરવામાં આવ્યું છે જેમકે આ શબ્દનો એકતરફી ઉપયોગ પણ પ્રખ્યાત છે. કયામતને "યવ્મે તગાબુન" કહેવાનું કારણ એ છે કે સહીહ હદીષોમાં છે કે અલ્લાહ તઆલાએ દરેક માનવી માટે આખિરતના બે ઘર પેદા કર્યા છે, એક જહન્નમમાં અને બીજું જન્નતમાં. જન્નતવાળાઓને જન્નતમાં દાખલ કરતા પહેલાં તેમને તે સ્થાન પણ બતાવવામાં આવશે જે ઈમાન અને અમલ ન હોવાના સ્વરૂપમાં તેમના માટે નક્કી હતું જેથી તેને જોયા પછી જન્નતના સ્થાનની વધારે કદર અને કિંમત તેના દિલમાં પેદા થાય અને અલ્લાહ તઆલાનો વધારે શુક્રગુઝાર બને. એ જ પ્રમાણે જહન્નમવાળાઓને જહન્નમમાં દાખલ કરતાં પહેલાં તેમને જન્નતનું તે સ્થાન બતાવવામાં આવશે જે ઈમાન અને નેક કામોના સ્વરૂપમાં તેમના માટે નક્કી હતું જેથી તેમને વધારે અફસોસ થાય. આ રિવાયતોમાં એવું પણ છે કે પછી જન્નતમાં જે સ્થાન જહન્નમવાળાના હતા તે પણ જન્નતવાળાઓને મળી જશે અને જહન્નમના જે સ્થાન જન્નતવાળાઓના હતા તે પણ જહન્નમવાળાઓના ભાગે આવી જશે. આ રિવાયતો સહીહૈનમાં તથા હદીષની બીજી કિતાબોમાં વિવિધ શબ્દોમાં વિગતવાર આવી છે. તે સમયે જ્યારે કે કાફિરો અને દુષ્ટ લોકોના જન્નતી સ્થાનો પણ જન્નતવાળાઓના કબ્જામાં આવી જશે તો તેમને પોતાના ગબન અને નુકસાનનો અહેસાસ થશે કે અમે શું છોડયું અને શું પામ્યા.

સહીહ મુસ્લિમ અને તિરમિઝી વગેરેમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે સહાબએ કિરામ (રદિ.)ને રસૂલે કરીમ ﷺએ પ્રશ્ન પૂછ્યો કે શું તમે જાણો છો કે મુફલિસ (ગરીબ) કોણ વ્યક્તિ છે ? સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે જે વ્યક્તિની પાસે માલમત્તા ન હોય તેને મુફલીસ સમજીએ છીએ. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે મારી ઉમ્મતનો મુફલીસ તે વ્યક્તિ છે જે કયામતમાં પોતાના નેક અમલો નમાઝ, રોઝા, ઝકાત વગેરેનો સંગ્રહ લઈને આવશે પરંતુ તેની હાલત એવી હશે કે દુનિયામાં કોઈને ગાળ આપી, કોઈના ઉપર આક્ષેપ લગાવ્યો, કોઈને માર્યો અથવા મારી નાંખ્યો, કોઈનો માલ નાહક લઈ લીધો (તો

આ બધા એકઠા થશે અને પોતાના હકોની માંગણી કરશે) કોઈ તેની નમાઝ લઈ જશે, કોઈ રોઝા, કોઈ ઝકાત અને બીજા સારા કર્મો ! અને જ્યારે સારા કામો સમાપ્ત થઈ જશે તો મઝલૂમોના ગુનાહ આ જાલિમ ઉપર નાંખીને બદલો ચૂકવવામાં આવશે જેનું પરિણામ એ આવશે કે તેને જહન્નમમાં નાંખી દેવામાં આવશે.

સહીહ બુખારીમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિના માથે કોઈનો કોઈ હક હોય તેણે દુનિયામાં જ તેને અદા કરી દેવો જોઈએ અથવા મા'ફ કરાવીને તેનાથી છુટકારો પામી લેવો જોઈએ નહિતર કયામતના દિવસે દિરહમ અને દિનાર તો હશે નહીં કે જેની માંગણી થાય, તેને તે વ્યક્તિના નેક અમલો આપીને બદલો ચૂકવવામાં આવશે, નેક અમલો સમાપ્ત થઈ જશે તો તેના હકના પ્રમાણમાં મઝલૂમના ગુનાહો તેના ઉપર નાંખી દેવામાં આવશે. *(મઝહરી)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને તફસીરના બીજા ઈમામોએ કયામતને યવ્મે તગાબુન કહેવાનું આ જ કારણ વર્ણન કર્યું છે અને તફસીરના ઘણા ઈમામોએ કહ્યું કે તે દિવસે ગબન અને નુકસાનનો અહેસાસ માત્ર કાફિરો અને દુષ્ટોને જ નહીં થાય બલકે નેક લોકો અને મો'મિનોને પણ એ રીતે થશે કે કાશ ! અમે થોડા વધારે અમલ કર્યા હોત તો જન્નતમાં વધારે દરજ્જાઓ પ્રાપ્ત કર્યા હોત. તે દિવસે દરેક વ્યક્તિને પોતાની ઉંમરના તે સમય ઉપર અફસોસ થશે જે તેણે વ્યર્થ બરબાદ કર્યો જેમકે હદીષમાં છે,

مَنْ جَلَسَ مَجْلِسًا لَّمْ يَذْكُرِ اللّٰهَ فِيْهِ كَانَ عَلَيْهِ تِرَةً يَّوْمَ الْقِيَامَةِ

*"જે વ્યક્તિ કોઈ મજલિસમાં બેઠો અને સમગ્ર મજલિસમાં અલ્લાહનો ઝિક્ર ન કર્યો તો એ મજલિસ કયામતના દિવસે તેના માટે અફસોસ બનશે."*

કુર્તુબીમાં છે કે દરેક મો'મિન પણ તે દિવસે સારા કૃત્યોમાં પોતાની ઉણપ ઉપર પોતાના ગબન અને ખોટનો અહેસાસ કરશે, કયામતનું નામ યવ્મે તગાબુન રાખવું એવું જ છે જેમકે સૂરએ મરયમમાં તેનું નામ "યવ્મુલ હસરત" આવ્યું છે.

وَاَنْذِرْهُمْ يَوْمَ الْحَسْرَةِ اِذْ قُضِيَ الْاَمْرُ રૂહુલ મઆનીમાં આ આયતની

તફસીર એ લખી છે કે તે દિવસે જાલિમ અને દુષ્કૃત્યો આચરનાર લોકો પોતાની ભૂલો અને ગુનાહો ઉપર હસરત (અફસોસ) કરશે અને એ રીતે કયામતના દિવસે બધા જ પોતપોતાની ઉણપો ઉપર અફસોસ અને પસ્તાવો તથા અમલની કમી ઉપર ગબન અને ખોટનો અહેસાસ કરશે તેથી તેને યવ્મે તગાબુન કહેવામાં આવ્યું.

---

## આયતો : (સૂરએ તગાબૂન : આયત નં. ૧૧ થી ૧૮)

مَآ اَصَابَ مِنْ مُّصِيْبَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَمَنْ يُّؤْمِنْ بِاللّٰهِ يَهْدِ قَلْبَهٗ ؕ وَاللّٰهُ
بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ (١١) وَاَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّيْتُمْ فَاِنَّمَا عَلٰى
رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ (١٢) اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ
الْمُؤْمِنُوْنَ (١٣) يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّ مِنْ اَزْوَاجِكُمْ وَاَوْلَادِكُمْ عَدُوًّا لَّكُمْ
فَاحْذَرُوْهُمْ ۚ وَاِنْ تَعْفُوْا وَتَصْفَحُوْا وَتَغْفِرُوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ (١٤) اِنَّمَآ
اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ ؕ وَاللّٰهُ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ (١٥) فَاتَّقُوا اللّٰهَ مَا اسْتَطَعْتُمْ
وَاسْمَعُوْا وَاَطِيْعُوْا وَاَنْفِقُوْا خَيْرًا لِّاَنْفُسِكُمْ ؕ وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ
فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ (١٦) اِنْ تُقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا يُّضٰعِفْهُ لَكُمْ وَ
يَغْفِرْ لَكُمْ ؕ وَاللّٰهُ شَكُوْرٌ حَلِيْمٌ (١٧) عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ الْحَكِيْمُ (١٨) ع

### તરજુમો :

*અલ્લાહના હુકમ વિના કોઈ તકલીફ પહોંચતી નથી અને જે કોઈ અલ્લાહ ઉપર ઈમાન લાવે તે તેના દિલને માર્ગ બતાવે અને અલ્લાહને દરેક વસ્તુ ખબર છે. (૧૧) અને હુકમ માનો અલ્લાહનો અને હુકમ માનો રસૂલનો, પછી જો મોઢું ફેરવો તો અમારા રસૂલનું તો એ જ કામ છે સ્પષ્ટ પહોંચાડી દેવું. (૧૨) અલ્લાહ; તેના સિવાય કોઈની બંદગી નથી અને અલ્લાહ ઉપર*

*જ ઈમાનવાળાઓએ ભરોસો કરવો જોઈએ. (૧૩) હે ઈમાનવાળાઓ ! તમારી અમુક પત્નીઓ અને અવલાદ તમારા દુશ્મન છે, બસ તેમનાથી બચતા રહો અને જો મા'ફ કરો અને દરગુઝર કરો અને બખ્શી દો તો અલ્લાહ મા'ફ કરનારો મહેરબાન છે. (૧૪) તમારો માલ અને તમારી અવલાદ એ જ છે કસોટી માટે અને અલ્લાહની પાસે મોટો સવાબ છે. (૧૫) બસ અલ્લાહથી ડરો જ્યાં સુધી થઈ શકે અને સાંભળો અને માનો અને ખર્ચ કરો પોતાના ભલા માટે અને જેને પોતાના નફસની લાલચથી બચાવી દીધો બસ તે લોકો જ સફળતાએ પહોંચેલા છે. (૧૬) અને જો અલ્લાહને કરજ આપો સારી રીતે કરજ આપવું; તે તમને બમણું કરી આપે અને તમને મા'ફ કરી આપે અને અલ્લાહ કદર કરનારો સહનશીલ છે. (૧૭) ગુપ્ત અને જાહેરને જાણનાર જબરદસ્ત હિકમતવાળો. (૧૮)*

**તફસીર :**

(જે રીતે કુફ્ર આખિરતની સંપૂર્ણ સફળતા માટે અવરોધ સ્વરૂપે છે એ જ પ્રમાણે માલ, સંતાન અને પત્ની વગેરેમાં પ્રવૃત્ત થઈને અલ્લાહ તઆલાના હુકમોમાં આળસ કરવી પણ એક કક્ષાએ આખિરતની સફળતામાં અવરોધ છે તેથી મુસીબતમાં તો એવું સમજવું જોઈએ કે) કોઈ મુસીબત અલ્લાહના હુકમ વિના આવતી નથી (અને એવું સમજીને ધીરજ અને ધૈર્ય દાખવી પરિસ્થિતિથી રાજી રહેવું જોઈએ) અને જે વ્યક્તિ અલ્લાહ ઉપર (સંપૂર્ણ) ઈમાન ધરાવે છે અલ્લાહ તઆલા તેના દિલને (ધૈર્ય અને રાજી રહેવાનો) માર્ગ બતાવી આપે છે અને અલ્લાહ દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (કે કોણે ધીરજ અને રાજી રહેવાનું અપનાવ્યું અને કોણે એવું નથી કર્યું અને દરેકને હિકમત પ્રમાણે બદલો અથવા સજા આપે છે) અને (આ બાબતનો ખુલાસો એ છે કે દરેક કામમાં કે જેમાં મુસીબત પણ સામેલ છે) અલ્લાહનું કહેવું માનો અને રસૂલનું કહેવું માનો અને જો તમે (આજ્ઞાપાલનથી) મોઢું ફેરવશો તો (યાદ રાખો કે) અમારા રસૂલના માથે માત્ર ખુલ્લું પહોંચાડી દેવું છે (જેને તેઓ સારી રીતે અદા કરી ચૂક્યા છે તેથી તેમનું તો કોઈ નુકસાન નથી તમારું જ નુકસાન થશે અને કારણ કે અલ્લાહને તો નુકસાનની સંભાવના જ નથી તેથી તેને અહીંયાં વર્ણન કરવામાં નથી આવ્યું અને તમને લોકોને ખાસ કરીને સંકટમાં સપડાયેલાઓએ એવું સમજવું જોઈએ કે)

તમારી અમુક પત્નીઓ અને અવલાદ તમારા (દીનના) દુશ્મન છે (જ્યારે કે તે પોતાના દુનિયવી લાભ માટે તમને એવી વાતનો હુકમ કરે જે તમારા માટે આખિરતમાં નુકસાનકર્તા હોય) બસ તમે તેમનાથી (એટલે કે એવાથી) ચેતેલા રહો (અને તેમના આવા હુકમ ઉપર અમલ ન કરો) અને (જો તમને એવી ફરમાઈશો ઉપર ગુસ્સો આવે અને તમે તેમના ઉપર ક્રોધ કરવા લાગો તો તેવા સમયે મા'ફી અને તવજ્જોહ કરો અને) તમે (તે સમયે તેમની તે ભૂલ) મા'ફ કરી દો (એટલે કે સજા ન આપો) અને દરગુઝર કરી ચૂકો (એટલે કે વધારે નીંદા ન કરો) અને મા'ફ કરી દો (એટલે કે તેને દિલથી અને જીભથી ભૂલાવી દો) તો અલ્લાહ તઆલા (તમારા ગુનાહોને) મા'ફ કરનારો (અને તમારી હાલત ઉપર) રહમ કરનારો છે (તેમાં મા'ફીનું પ્રોત્સાહન છે અને આ બાબત અમુક સમયે વાજિબ છે જ્યારે કે દુશ્મનીથી સંતાનોની બળવાખોરીની સંભાવના હોય અને અમુક સમયે મુસ્તહબ છે, આગળ અવલાદની સાથે માલ વિશે પણ આ જ પ્રકારનો વિષય છે કે) તમારા માલ અને અવલાદ બસ તમારા માટે એક કસોટીની વસ્તુ છે (કે જોઈ લઈએ કોણ તેમાં પડીને અલ્લાહના હુકમોને ભૂલી જાય છે અને કોણ યાદ રાખે છે) અને (જે વ્યક્તિ તેમાં પડીને અલ્લાહને યાદ રાખશે તો) અલ્લાહની પાસે (તેના માટે) મોટો બદલો છે તો (આ બધી વાતો સાંભળીને) જ્યાં સુધી તમારાથી બની શકે અલ્લાહથી ડરતા રહો અને (તેના હુકમો) સાંભળો અને માનો અને (ખાસ કરીને હુકમ કરેલ બાબતોમાં) ખર્ચ (પણ) કર્યા કરો, આ તમારા માટે ઉત્તમ હશે (કદાચ અહીંયાં આ તાકીદ એટલા માટે છે કે આવો ખર્ચ ભારે લાગે છે) અને જે વ્યક્તિ નફ્સની લાલચથી સુરક્ષિત રહ્યો એવા જ લોકો (આખિરતમાં) સફળતા પામનારા છે (આગળ તેનાથી ઉત્તમ અને સફળતા પામવાનું કારણ વર્ણન કર્યું છે કે) જો તમે અલ્લાહને સારી રીતે (નિખાલસતાથી) કરજ આપશો તો તે તેને તમારા માટે વધારતો ચાલ્યો જશે અને તમારા ગુનાહો મા'ફ કરશે અને અલ્લાહ ઘણો મોટો કદરદાન છે (કે સારા કૃત્યોને સ્વીકારે છે) અને ઘણો સહનશીલ છે (કે ગુનાહો ઉપર તાત્કાલિક પકડ નથી કરતો અને) ગુપ્ત તથા જાહેર(અમલો)ને જાણનારો છે (અને) જબરદસ્ત છે (અને) હિકમતવાળો છે (شَكُورٌ "શકૂર" થી حَكِيمٌ "હકીમ" સુધી સૂરતના બધા જ વિષયો માટે લાગુ પડે છે).

## મસ્અલા અને બોધપાઠ :

مَا اَصَابَ مِنْ مُّصِيْبَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ وَمَنْ يُّؤْمِنْ بِاللّٰهِ يَهْدِ قَلْبَهٗ એટલે કે કોઈ પણ વ્યક્તિને કોઈ મુસીબત અલ્લાહ તઆલાના હુકમ વિના આવતી નથી અને જે વ્યક્તિ અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે છે અલ્લાહ તઆલા તેના દિલને માર્ગદર્શન આપે છે. ભાવાર્થ એ છે કે આ બાબત તો પોતાની જગ્યાએ એક તદ્દન વાસ્તવિક હકીકત છે કે અલ્લાહ તઆલાના હુકમ અને મરજી વિના ક્યાંય કોઈ રજકણ પણ હલી નથી શકતું, અલ્લાહ તઆલાના હુકમ વિના ન તો કોઈ વસ્તુ કોઈને કંઈ નુકસાન પહોંચાડી શકે છે અને ન જ લાભ કે રાહત પરંતુ જે વ્યક્તિનું અલ્લાહ તઆલા ઉપર અને તેની તકદીર ઉપર ઈમાન નથી હોતું તેના માટે મુસીબતના સમયે મનની શાંતિ અને સંતોષનો કોઈ સામાન ઉપલબ્ધ નથી હોતો, તે મુસીબત દૂર કરવા માટે ફાંફાં મારતો રહે છે જ્યારે કે તેનાથી વિપરીત મો'મિનને જેનું અલ્લાહ તઆલાની તકદીર ઉપર ઈમાન છે તો અલ્લાહ તઆલા તેના દિલને તેનાથી સંતોષ આપે છે કે જે કંઈ થયું તે અલ્લાહ તઆલાની મરજી અને હુકમથી થયું, જે કંઈ મુસીબત મને પહોંચી તે પહોંચવાની જ હતી તેને કોઈ ટાળી શકવાનું ન હતું અને જે મુસીબતથી છુટકારો પામ્યો તે છુટકારો મળવાનો જ હતો કોઈની મજાલ નથી કે આ મુસીબત મારા ઉપર નાંખે. આ ઈમાન અને શ્રદ્ધાના પરિણામે આખિરતનો સવાબનો વાયદો પણ તેની સામે હોય છે જેનાથી દુનિયાની મોટામાં મોટી મુસીબત તેના માટે સરળ થઈ જાય છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّ مِنْ اَزْوَاجِكُمْ وَاَوْلَادِكُمْ عَدُوًّا لَّكُمْ فَاحْذَرُوْهُمْ એટલે કે હે મુસલમાનો તમારી અમુક પત્નીઓ અને સંતાન તમારા દુશ્મન છે, તેમની બુરાઈથી બચતા રહો.

તિરમિઝી અને હાકિમ વગેરેએ સહીહ સનદથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું નિવેદન નકલ કર્યું છે કે આ આયત તે મુસલમાનો વિશે નાઝિલ થઈ જેઓ મદીનાની હિજરત પછી મક્કા મુકર્રમહમાં ઈસ્લામમાં દાખલ થયા અને એવો ઈરાદો કર્યો કે હિજરત કરીને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈ જાય પરંતુ તેમના સંતાનોએ તેમને ન છોડ્યા કે હિજરત કરીને ચાલ્યા જાય. *(રૂહ)*

(અને આ તે સમય હતો કે મક્કાથી હિજરત કરવી દરેક મુસલમાન ઉપર

ફરજ હતી) કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં આવી પત્ની અને સંતાનોને માણસનો દુશ્મન ઠરાવવામાં આવ્યો અને તેમની બુરાઈથી બચતા રહેવાની તાકીદ કરી, કારણ કે તેમનો તેનાથી મોટો કોણ દુશ્મન હોઈ શકે છે જે તેને હંમેશા હંમેશના અઝાબ અને જહન્નમની આગમાં સંડોવી દે.

હઝરત અતાઅ્ બિન અબી રબાહની રિવાયત એ છે કે આ આયત ઔફ બિન માલિક અશ્જઈ વિશે નાઝિલ થઈ જેની ઘટના એ હતી કે તેઓ મદીનામાં ઉપસ્થિત હતા અને કોઈ ગઝ્વહ અથવા જિહાદનો મોકો આવતો તો જિહાદ માટે જવાનો ઈરાદો કરતા હતા પરંતુ તેમની પત્ની અને બાળકો ફરિયાદ કરવા લાગતા કે અમને કોના ઉપર છોડીને જાઓ છો ? તેઓ તેમની ફરિયાદથી પ્રભાવિત થઈને રોકાઈ જતા હતા. *(રૂહ, ઈબ્ને કષીર)*

આ બંને રિવાયતોમાં કોઈ વિરોધાભાસ નથી, બંને ઘટનાઓ આયત ઊતરવાની પૂર્વભૂમિકા અને કારણ હોઈ શકે છે, કારણ કે અલ્લાહ તઆલાનો ફરજ ભલે હિજરત હોય અથવા જિહાદ જે પત્ની અને સંતાન ફરજની અદાયગીમાં અવરોધરૂપ હોય તે તેના દુશ્મન છે.

وَاِنْ تَعْفُوْا وَتَصْفَحُوْا وَتَغْفِرُوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ પાછલી આયતોમાં જેમાં પત્ની અને બાળકોને દુશ્મન ઠરાવવામાં આવ્યા છે તેમને જ્યારે પોતાની ભૂલ ઉપર ચેતવણી મળી તો ઈરાદો કર્યો કે હવે પછી પોતાના બાળ બચ્ચાં કે પત્ની સાથે કઠોરતાથી વર્તીશ. આ આયતના આ ભાગમાં એ ઈરશાદ થયો કે ભલે તે પત્ની અને બાળકોએ તમારા માટે દુશ્મન જેવો વર્તાવ કર્યો કે તમને ફરજ અદા કરવામાં અડચણ બન્યા પરંતુ તે છતાં તમે તેમની સાથે કઠોર ન બનો અને નિર્દયતાથી ન વર્તો બલકે મા'ફ કરી દો અને દરગુઝરનો વર્તાવ કરો. આ તમારા માટે ઉત્તમ છે કારણ કે અલ્લાહ જલ્લ શા'નૂહુની આદત પણ મા'ફી અને કૃપાની છે.

**ગુનેહગાર પત્ની અને સંતાનોથી અલગાવ અને અદાવત ન રાખવી જોઈએ :**

**મસ્અલો :**

ઉલમાએ આ આયતથી દલીલ કરી છે કે પત્ની અથવા સંતાનોથી કોઈ

કામ શરીઅત વિરુદ્ધ થઈ જાય તો તેમનાથી તદ્દન અલગ થઈ જવું અને તેમની સાથે દુશ્મની રાખવી અથવા તેમના માટે બદદુઆ કરવી યોગ્ય નથી.

*(રૂહુલ મઆની)*

إِنَّمَا أَمْوَالُكُمْ وَأَوْلَادُكُمْ فِتْنَةٌ ફિત્નાનો અર્થ કસોટી અને પરીક્ષાનો છે, આયતનો ભાવાર્થ એ છે કે માલ અને અવલાદ દ્વારા અલ્લાહ તઆલા માનવીની અજમાયશ કરે છે કે તેમની મહોબ્બતમાં સપડાઈને હુકમો અને ફરજોથી બેદરકારી દાખવે છે અથવા મહોબ્બતને પોતાની મર્યાદામાં રાખીને પોતાના ફરજોથી ગાફેલ નથી થતો.

**માલ અને અવલાદ માણસ માટે મોટો ફિત્નો છે :**

વાસ્તવિકતા એ છે કે માલ અને અવલાદની મહોબ્બત માણસ માટે મોટો ફિત્નો અને કસોટી છે. ઘણું ખરું માણસ ગુનાહોમાં ખાસ કરીને હરામ કમાઈમાં તેમની જ મહોબ્બતના કારણે સંડોવાતો હોય છે. એક હદીષમાં છે કે કયામતના દિવસે અમુક લોકોને લાવવામાં આવશે જેમને જોઈને લોકો કહેશે, أَكَلَ عِيَالُهُ حَسَنَاتِهِ એટલે કે તેમની નેકીઓને તેમની અવલાદે ખાઈ નાંખી. (રૂહુલ મઆની) એક હદીષમાં રસૂલે કરીમ ﷺ એ અવલાદ વિશે ફરમાવ્યું, مَبْخَلَةٌ مَّجْبَنَةٌ એટલે કે તે કંજૂસી અને નપુંસકતા તથા કમજોરીના કારણો છે. તેમની મહોબ્બતના કારણે માનવી અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરવાથી અટકે છે, તેમના જ પ્રેમના કારણે જિહાદમાં ભાગ લેવાથી રોકાઈ જાય છે. અમુક પુરોગામી બુઝુર્ગોનું નિવેદન છે, اَلْعِيَالُ سُوْسُ الطَّاعَاتِ એટલે કે અવલાદ માણસની નેકીઓની ઉધઈ છે જે રીતે ઉધઈ અનાજને ખાઈ જાય છે એ રીતે આ તેમની નેકીઓને ખાઈ જાય છે.

فَاتَّقُوا اللّٰهَ مَا اسْتَطَعْتُمْ એટલે કે તકવો અપનાવો જેટલું બની શકે. જ્યારે આયત اِتَّقُوا اللّٰهَ حَقَّ تُقَاتِهٖ ઊતરી જેનો અર્થ એ છે કે અલ્લાહથી એવો તકવો અપનાવો જેવો કે અલ્લાહનો હક છે તો સહાબએ કિરામ (રદિ.) ઉપર ઘણું ભારે પડ્યું કે અલ્લાહ તઆલાના હક પ્રમાણે તકવો અપનાવવો કોઈની શકિતમાં નથી, તેના ઉપર આ આયત નાઝિલ થઈ, તેણે બતાવ્યું કે અલ્લાહ તઆલાએ માનવીને તેની શકિત અને ક્ષમતાથી વધારે તકલીફ નથી આપી. તકવો

(અલ્લાહનો ડર) પણ પોતાની શક્તિ પ્રમાણે વાજિબ છે. મકસદ એ છે કે તક્વાની પ્રાપ્તિમાં પોતાની સંપૂર્ણ શક્તિ અને ક્ષમતાથી પ્રયત્ન કરી લે તો તેનાથી અલ્લાહ તઆલાનો હક અદા થઈ જશે. *(રૂહુલ મઆની)*

تَمَّتْ سُوْرَةُ التَّغَابُنِ وَلِلّٰهِ الْحَمْدُ

સૂરએ તગાબુન પૂરી થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૧૨ ઓગષ્ટ ૨૦૧૪ મુતાબિક ૧૫ શવ્વાલ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૫)

# સૂરએ તલાક

સુરએ તલાક મદીનામાં નાઝિલ થઈ, તેની ૧૨ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ તલાક : આયત નં. ૧ થી ૭)**

اٰیاتها ١٢ (٦٥) سُوْرَةُ الطَّلَاقِ مَدَنِيَّةٌ (٩٩) رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

يٰۤاَيُّهَا النَّبِيُّ اِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَطَلِّقُوْهُنَّ لِعِدَّتِهِنَّ وَاَحْصُوا الْعِدَّةَ ۚ
وَاتَّقُوا اللّٰهَ رَبَّكُمْ ۚ لَا تُخْرِجُوْهُنَّ مِنْۢ بُيُوْتِهِنَّ وَلَا يَخْرُجْنَ اِلَّاۤ اَنْ يَّاْتِيْنَ
بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ ؕ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ ؕ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَقَدْ ظَلَمَ
نَفْسَهٗ ؕ لَا تَدْرِيْ لَعَلَّ اللّٰهَ يُحْدِثُ بَعْدَ ذٰلِكَ اَمْرًا ۝١ فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ
فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ فَارِقُوْهُنَّ بِمَعْرُوْفٍ وَّاَشْهِدُوْا ذَوَيْ عَدْلٍ مِّنْكُمْ
وَاَقِيْمُوا الشَّهَادَةَ لِلّٰهِ ؕ ذٰلِكُمْ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ
وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مَخْرَجًا ۝٢ۙ وَّيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ ؕ وَمَنْ
يَّتَوَكَّلْ عَلَى اللّٰهِ فَهُوَ حَسْبُهٗ ؕ اِنَّ اللّٰهَ بَالِغُ اَمْرِهٖ ؕ قَدْ جَعَلَ اللّٰهُ لِكُلِّ شَيْءٍ
قَدْرًا ۝٣ وَالّٰٓـِٔيْ يَئِسْنَ مِنَ الْمَحِيْضِ مِنْ نِّسَآئِكُمْ اِنِ ارْتَبْتُمْ فَعِدَّتُهُنَّ ثَلٰثَةُ
اَشْهُرٍ ۙ وَّالّٰٓـِٔيْ لَمْ يَحِضْنَ ؕ وَاُولَاتُ الْاَحْمَالِ اَجَلُهُنَّ اَنْ يَّضَعْنَ
حَمْلَهُنَّ ؕ وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مِنْ اَمْرِهٖ يُسْرًا ۝٤ ذٰلِكَ اَمْرُ اللّٰهِ اَنْزَلَهٗۤ
اِلَيْكُمْ ؕ وَمَنْ يَّتَّقِ اللّٰهَ يُكَفِّرْ عَنْهُ سَيِّاٰتِهٖ وَيُعْظِمْ لَهٗۤ اَجْرًا ۝٥

أَسْكِنُوهُنَّ مِنْ حَيْثُ سَكَنْتُمْ مِّنْ وُّجْدِكُمْ وَلَا تُضَآرُّوهُنَّ لِتُضَيِّقُوا عَلَيْهِنَّ ۗ وَ
إِنْ كُنَّ أُولَاتِ حَمْلٍ فَأَنْفِقُوا عَلَيْهِنَّ حَتّٰى يَضَعْنَ حَمْلَهُنَّ ۚ فَإِنْ أَرْضَعْنَ
لَكُمْ فَآتُوهُنَّ أُجُورَهُنَّ ۚ وَأْتَمِرُوا بَيْنَكُمْ بِمَعْرُوفٍ ۚ وَإِنْ تَعَاسَرْتُمْ
فَسَتُرْضِعُ لَهُ أُخْرٰى ﴿٦﴾ لِيُنْفِقْ ذُو سَعَةٍ مِّنْ سَعَتِهِ ۖ وَمَنْ قُدِرَ عَلَيْهِ رِزْقُهُ فَلْيُنْفِقْ
مِمَّا آتَاهُ اللَّهُ ۚ لَا يُكَلِّفُ اللَّهُ نَفْسًا إِلَّا مَا آتَاهَا ۚ سَيَجْعَلُ اللَّهُ بَعْدَ عُسْرٍ يُسْرًا ﴿٧﴾ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હે નબી ! જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપો તો તેમને તેમની ઈદ્દત ઉપર તલાક આપો અને ઈદ્દતને ગણતા રહો અને અલ્લાહથી ડરો જે તમારો પરવરદિગાર છે, તેમને તેમના ઘરોએથી કાઢી ન મૂકો અને તે પણ ન નીકળે પરંતુ જે ઉઘાડી બેહયાઈ કરે અને આ અલ્લાહની બાંધેલી હદો છે અને જે કોઈ અલ્લાહની હદોથી આગળ વધશે તો તેણે પોતાનું ખરાબ કર્યું, તેને ખબર નથી કદાચ અલ્લાહ આ તલાક પછી નવી પરિસ્થિતિ પેદા કરી દે. (૧) પછી જ્યારે પોતાના વાયદાએ પહોંચે તો તેમને નિયમ પ્રમાણે રાખી લો અથવા તેમને છોડી દો નિયમ પ્રમાણે અને પોતાનામાંથી બે ભરોસાપાત્ર ગવાહ કરી લો અને અલ્લાહના માટે ગવાહી સીધી અદા કરો; આ વાતથી સમજી જશે જે કોઈ અલ્લાહ ઉપર અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવે છે અને જે કોઈ અલ્લાહથી ડરે તે તેનો ગુઝારો કરી આપે. (૨) અને તેને રોજી આપે જ્યાંથી તેને કલ્પના પણ ન હોય અને જે કોઈ અલ્લાહ ઉપર ભરોસો રાખે તો તે તેના માટે પૂરતો છે, બેશક ! અલ્લાહ પોતાનું કામ પૂરું કરી લે છે, અલ્લાહે દરેક વસ્તુનો અંદાજો રાખ્યો છે. (૩) અને જે સ્ત્રીઓ તમારી ઓરતોમાં હૈઝ (માસિક–Menstruation)થી નાઉમ્મીદ થઈ ગઈ જો તમને શંકા રહી ગઈ તો તેમની ઈદ્દત ત્રણ મહિના છે અને એ જ રીતે જેને હૈઝ નથી આવ્યું અને જેના પેટમાં બાળક છે તેમની ઈદ્દત એ છે કે પેટનું બાળક જણી લે અને જે કોઈ અલ્લાહથી ડરતો રહે તે તેના કામમાં સરળતા*

*કરી આપે. (૪) આ અલ્લાહનો હુકમ છે જે તમારા તરફ ઉતાર્યો અને જે કોઈ અલ્લાહથી ડરતો રહે તેના ઉપરથી તેની બુરાઈઓ ઉતારી દે અને તેનો મોટો સવાબ આપે. (૫) તેમને ઘર આપો રહેવા માટે જ્યાં તમે પોતે રહો પોતાની ક્ષમતા પ્રમાણે અને તેમને ત્રાસ આપવાનું ન ઈચ્છો કે તેમને પરેશાન કરો અને જો પેટમાં બાળક ધરાવે છે તો તેમના ઉપર ખર્ચ કરો જ્યાં સુધી પેટનું બાળક જણે, પછી જો તે તમારા માટે દૂધ પીવડાવે તો તેમને તેમનો બદલો આપો અને પરસ્પર નેકી શિખવાડો અને જો પરસ્પર જીદ કરો તો તેના માટે કોઈ બીજી સ્ત્રી દૂધ પીવાડશે. (૬) (આર્થિક) છુટછાટવાળાએ ખર્ચ કરવો જોઈએ પોતાની શક્તિ પ્રમાણે અને જેને તેની રોજી માપની મળે છે તો જેવું તેને અલ્લાહે આપ્યું છે તે પ્રમાણે ખર્ચ કરે, અલ્લાહ કોઈના ઉપર તકલીફ નથી મૂકતો પરંતુ એટલા પ્રમાણમાં જે તેને આપ્યું, હવે અલ્લાહ કઠોરતા પછી થોડી સરળતા કરી આપશે. (૭)*

**તફસીર :**

હે પયગમ્બર (ﷺ ! તમે લોકોને કહી આપો કે) જ્યારે તમે લોકો (એવી) સ્ત્રીઓને તલાક આપવા લાગો (જેમની સાથે એકાંત થઈ ચૂક્યું છે કારણ કે ઈદ્દતનો હુકમ આવી સ્ત્રીઓ વિશે છે જેમકે બીજી આયતમાં છે ثُمَّ طَلَّقْتُمُوْهُنَّ مِنْ قَبْلِ اَنْ تَمَسُّوْهُنَّ فَمَا لَكُمْ عَلَيْهِنَّ مِنْ عِدَّةٍ)તો તેમને ઈદ્દત(ના સમય એટલે કે હૈઝ)થી પહેલાં (એટલે કે પાકીની હાલતમાં) તલાક આપો (આ સહીહ હદીસોથી સાબિત છે કે આ પાકીમાં સહશયન ન થાય જેમાં તલાક આપવાની છે) અને (તલાક આપ્યા પછી) તમે ઈદ્દતને યાદ રાખો (એટલે કે પુરુષ અને સ્ત્રી બધા યાદ રાખે પરંતુ સંબોધનમાં વિશેષ ક્રિયાપદનો ઈશારો એ તરફ છે કે સ્ત્રીઓમાં બેદરકારી મોટા પ્રમાણમાં હોય છે કે પુરુષોએ પણ તેની કાળજી રાખવી જોઈએ. —અલ મુદારિક) અને અલ્લાહ તઆલાથી ડરતા રહો જે તમારો પરવરદિગાર છે (એટલે કે આ બાબતોમાં જે તેના હુકમો છે તેના વિરુદ્ધ ન કરો, દાખલા તરીકે આ ત્રણ તલાક એકસાથે ન આપી દો અને એ કે હૈઝની પરિસ્થિતિમાં તલાક ન આપો જેમકે સહીહ હદીસોમાં આવ્યું છે અને એ કે ઈદ્દતમાં) આ સ્ત્રીઓને (રહેવા માટે) ઘરોએથી ન કાઢો (કારણ કે આ ત્યકતાને પોતાના મકાનમાં રાખવું નિકાહમાં હોય તેવી સ્ત્રી પ્રમાણે જ વાજિબ છે) અને ન જ તે સ્ત્રીઓ પોતે નીકળે

(કારણ કે આ થોભવું માત્ર પતિનો હક નથી જે તેની મરજીથી રદ થઈ જશે બલકે તે શરીઅતનો હક છે) પરંતુ હા ! કોઈ ઉઘાડી બેહયાઈ કરે તો બીજી વાત છે (એટલે કે દાખલા તરીકે વ્યભિચાર કરે અથવા ચોરી કરે તો સજા માટે કાઢી મૂકવામાં આવે અથવા અમુક ઉલમાના નિવેદન પ્રમાણે કંકાશ અને બદ્ઝુબાની કરતી રહે તો તેને કાઢી મૂકવી જાઈઝ છે) અને આ બધા અલ્લાહના નક્કી કરેલા હુકમો છે અને જે વ્યક્તિ અલ્લાહના હુકમોને વળોટશે (દાખલા તરીકે તે સ્ત્રીને ઘરમાંથી કાઢી મૂકે તો) તેણે પોતાના ઉપર ઝુલમ કર્યો (એટલે કે ગુનેહગાર થયો, આગળ તલાક આપવાની રીત બતાવી છે કે તલાકમાં તલાકે રજઈ ઉત્તમ છે. બસ ફરમાવ્યું કે હે તલાક આપનાર !) તને ખબર છે કદાચ અલ્લાહ તઆલા આ (તલાક દીધા) પછી કોઈ નવી વાત (તારા દિલમાં) પેદા કરી દે (દાખલા તરીકે તલાક ઉપર પસ્તાવો થાય તો તલાકે રજઈમાં તે નિર્ણય પાછો બદલવાની શક્યતા છે) પછી જ્યારે તે (ત્યકતા) સ્ત્રીઓ (જ્યારે કે તેમને તલાકે રજઈ આપી હોય فَامۡسِکُوۡهُنَّ ના ઈશારા પ્રમાણે) પોતાની ઈદ્દત પૂરી થવાની નજીક પહોંચી જાય (અને ઈદ્દત પૂરી નથી થઈ) તો (તમને બે અધિકાર છે, યા તો) તેમને કાયદા પ્રમાણે (પુનઃ મિલન કરીને) નિકાહમાં રહેવા દો અથવા કાયદા પ્રમાણે તેમને છોડી દો (એટલે કે ઈદ્દત પૂરી થતાં સુધી રજઅત—પુનઃમિલન ન કરો. મતલબ એ કે ત્રીજી વાત ન કરો કે રાખવાનો ઈરાદો ન હોય પરંતુ લાંબી ઈદ્દત દ્વારા સ્ત્રીને તકલીફ પહોંચાડવામાં હેતુથી રજઅત કરી લો) અને (જે કંઈ પણ કરો ભલાઈ અને સારી લાગણી રાખી કરો અને તેના ઉપર) પરસ્પર બે ભરોસાપાત્ર માણસોને ગવાહ કરી લો (આ મુસ્તહબ છે. —અલ હિદાયા વન્નિહાયા. —રજઅતમાં તો એટલા માટે કે ઈદ્દત પૂરી થયા પછી ક્યારેક સ્ત્રી વિરોધ ન કરવા લાગે અને એટલા માટે પણ કે પોતાનો જ નફ્સ શરારત કરવા લાગે કે જૂઠો દા'વો કરવા લાગે કે હું રજઅત કરી ચૂક્યો હતો) અને (હે ગવાહો ! જ્યારે ગવાહીની જરૂરત પડે તો) તમે ઠીક ઠીક અલ્લાહ માટે (કોઈપણ પ્રકારના પક્ષપાત વિના) ગવાહી આપો. આ વિષયથી તે માણસને નસીહત કરવામાં આવે છે જે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવતો હોય (મતલબ એ કે ઈમાનદાર જ નસીહતથી લાભ ઉઠાવે છે, આમ તો નસીહત કે બોધ બધા માટે જાહેર હોય છે) અને (ઉપરોક્ત જે તકવાના હુકમો પછી તેની વિવિધ

ફઝીલતો વર્ણન કરવામાં આવી છે. પ્રથમ ફઝીલત એ કે) જે વ્યક્તિ અલ્લાહથી ડરે છે અલ્લાહ તઆલા તેના માટે (નુકસાનોથી) છુટકારાનો માર્ગ કાઢી આપે છે અને (લાભ અર્પણ કરે છે તેથી એક મોટો લાભ રોજી છે, બસ) તેને એવી જગ્યાએથી રોજી પહોંચાડે છે જ્યાં તેને અનુમાન પણ નથી હોતું અને (એક વિભાગ આ તકવાનો તવક્કુલ એટલે કે અલ્લાહ ઉપરનો ભરોસો છે તેની ખાસિયત એ છે કે) જે વ્યક્તિ અલ્લાહ ઉપર તવક્કુલ કરશે તો અલ્લાહ તઆલા તેના માટે પૂરતો છે (એટલે કે પોતાના પૂરતા હોવાનો પ્રભાવ ખાસ સુધારણા અને રોજી વગેરેમાં જાહેર કરે છે, નહિતર તેનું પૂરતા હોવું તો સમગ્ર વિશ્વ માટે જાહેર છે અને આ સુધારણા અને રોજી પણ જાહેર છે) અલ્લાહ તઆલા પોતાનું કામ (જે રીતે ઈચ્છે છે) પુરું કરીને રહે છે (અને એ જ પ્રમાણે સુધારણા અને રોજી આપવાનો સમય પણ તેના જ ઈરાદા ઉપર છે, કારણ કે) અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને એક અંદાજા ઉપર (પોતાના જ્ઞાનમાં) નિશ્ચિત કરી રાખ્યું છે (અને એ જ પ્રમાણે તેને ઉપસ્થિત કરવું હિકમત પ્રમાણે હોય છે. આગળ ફરી હુકમો આવે છે, એટલે કે ઉપરોક્ત ઈદ્દતનું ટૂંકમાં વર્ણન હતું) અને (તેની વિગત આગળ છે તે એ કે) તમારી (ત્યકતા) પત્નીઓમાંથી જે સ્ત્રીઓ (મોટી ઉંમરના કારણે) હૈઝ આવવાથી નાઉમ્મીદ થઈ ચૂકી છે જો તેમને (તેમની ઈદ્દત નક્કી કરવામાં) શંકા હોય (જેમકે વાસ્તવમાં શંકા થઈ હતી અને પૂછ્યું હતું) તો તેમની ઈદ્દત ત્રણ મહિના છે અને એ જ પ્રમાણે જે સ્ત્રીઓને (હજુ સુધી ઓછી ઉંમરના કારણે) હૈઝ નથી આવ્યું (તેમની ઈદ્દત પણ ત્રણ મહિના છે) અને ગર્ભવતી સ્ત્રીઓની ઈદ્દત તેમના આ બાળક પેદા થઈ જવા સુધી છે (ભલે બાળક સંપૂર્ણ અથવા અધૂરું હોય એ શરતે કે કોઈ અંગ બની ગયું હોય ભલે એ આંગળી કેમ ન હોય!) અને (કારણ કે તકવો પોતે જ એક ઘણી મોટી શાન છે અને પ્રસ્તુત હુકમોમાં કે જે દુનિયાના વ્યવહારો સાથે સંબંધ ધરાવે છે તો સામાન્ય રીતે એવો વિચાર આવી શકે છે કે આ દુનિયવી વ્યવહારોને દીન સાથે શું સંબંધ ! અમે જેવી રીતે ઈચ્છીએ કરી લઈએ તેથી આગળ ફરી તકવાનો વિષય છે, એટલે કે) જે વ્યક્તિ અલ્લાહથી ડરશે અલ્લાહ તઆલા તેના દરેક કામમાં સરળતા કરી દેશે (આખિરતનું અથવા દુનિયાની જાહેર અથવા છાનું; આગળ ફરી હુકમોના પાલન માટે તાકીદ સ્વરૂપે ફરમાવ્યું કે) આ (જે કંઈ પ્રસ્તુત થયું) અલ્લાહનો હુકમ છે જે

તેણે તમારી પાસે મોકલ્યો છે અને જે વ્યક્તિ (આ વ્યવહારોમાં અને બીજા કાર્યોમાં પણ) અલ્લાહ તઆલાથી ડરશે અલ્લાહ તઆલા તેના ગુનાહ દૂર કરી દેશે (જે નુકસાનથી સૌથી મોટો છુટકારો છે) અને તેનો મોટો સવાબ આપશે (કે જે સૌથી મોટા લાભની પ્રાપ્તિ છે. આગળ ફરી ત્યકતા સ્ત્રીઓના હુકમો વર્ણન કર્યા છે, એટલે કે ઈદ્દત લાંબી કર્યા સિવાય અને તેના થોભવાના હક સિવાય બીજા પણ અમુક હકો છે તે એ કે) તમે તે (ત્યકતા) સ્ત્રીઓને પોતાની શક્તિ પ્રમાણે રહેવાનું મકાન આપો જ્યાં તમે રહો છો (એટલે કે ઈદ્દતમાં થોભવું પણ તલાકવાળી સ્ત્રીનો વાજિબ હક છે અલબત્ત "તલાકે બાઈન"માં એક મકાનમાં એકાંતમાં સાથે રહેવું જાઈઝ નથી બલકે પરદો હોવો જરૂરી છે) અને તેમને ત્રાસ આપવા માટે (થોભવા-સુકના વિશે) તકલીફ ન પહોંચાડો (દાખલા તરીકે કોઈ એવી વાત કરવા લાગો જેનાથી તે પરેશાન થઈને નીકળી જાય) અને જો તે (તલાકવાળી) સ્ત્રીઓ ગર્ભવતી હોય તો બાળક પેદા થવા સુધી તેમને (ખાવાપીવાનો) ખર્ચ આપો. (તેનાથી વિપરીત જે ગર્ભવતી ન હોય તેમના ભરણ પોષણની હદ ત્રણ હૈઝ અથવા ત્રણ મહિના છે અને આ હુકમ તો ઈદ્દત વિશે હતો) પછી જો (ઈદ્દત પછી) તે (તલાકવાળી) સ્ત્રીઓ (જો પ્રથમથી જ બાળકવાળી હોય અથવા બાળક પેદા થવાથી તેની ઈદ્દત સમાપ્ત થઈ હોય તો) તમારા માટે (બાળકને વળતર લઈ) દૂધ પીવડાવી આપે તો તમે તેમને (નક્કી કરીને) વળતર આપો અને (વળતર વિશે) પરસ્પર યોગ્ય રીતે મશવરો કરી લો (એટલે કે ન તો સ્ત્રી એટલું વધારે માંગે કે પુરુષને બીજી "અન્ના"-દૂધ પીવાડનારી સ્ત્રી શોધવી પડે અને ન જ પુરુષ એટલું ઓછું આપવા ઈચ્છે કે સ્ત્રીનું કામ ન નીકળી શકે પરંતુ જ્યાં સુધી બની શકે બંને એ વાતનો ખ્યાલ રાખે કે માં જ દૂધ પીવડાવે, કારણ કે તેમાં બાળકનું વધારે હિત છે) અને જો તમે પરસ્પર ખેંચતાણ કરશો તો કોઈ બીજી સ્ત્રી દૂધ પીવાડશે (આ ખબરના હેતુથી કહેવામાં આવ્યું છે, એટલે કે કોઈ બીજી અન્નાને શોધી લેવામાં આવે અને માંને મજબૂર કરવામાં ન આવે અને ન જ પિતાને. આ પરિસ્થિતિ ખબર સ્વરૂપે એ રીતે છે કે પુરુષને ઓછું વળતર નક્કી કરવા ઉપર ચેતવણી છે કે અંતે કોઈ સ્ત્રી જ્યારે દૂધ પીવાડશે તો તે પણ કદાચ ઘણું ઓછું તો નહીં જ લે, પછી આ કસર માં માટે કેમ નક્કી કરવામાં આવે અને સ્ત્રીઓમાં વધારે વળતર માંગવા ઉપર

ચેતવણી છે કે જો તું દૂધ પીવાડીશ નહીં તો બીજી કોઈ મળી જશે, શું દુનિયામાં એકમાત્ર તું જ છે જે આ પ્રમાણે દૂધ પીવાડી શકે છે !? આગળ બાળકના ભરણ પોષણ વિશે ફરમાન છે કે) શક્તિવાળાઓએ પોતાની શક્તિ પ્રમાણે (બાળક ઉપર) ખર્ચ કરવો જોઈએ અને જેની આવક ઓછી હોય તેણે અલ્લાહે તેને જેટલું આપ્યું છે તેમાંથી ખર્ચ કરવો જોઈએ (એટલે કે માલદાર માણસ પોતાની હેસિયત પ્રમાણે ખર્ચ ઉઠાવે અને ગરીબ માણસ પોતાની હેસિયત પ્રમાણે) કારણ કે અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને એનાથી વધારે તકલીફ નથી આપતો જેટલું તેને આપ્યું છે (અને ગરીબ માણસ ખર્ચ કરતો હોય તો એ બાબતથી ન ડરે કે ખર્ચ કરવાથી બિલકુલ કશું બાકી રહેશે નહીં, જેમકે અમુક લોકો આ ડરથી ગર્ભપાત વગેરે દ્વારા સંતાનોની હત્યા કરી નાંખે છે, બસ ફરમાન છે કે) અલ્લાહ તઆલા તંગી પછી જલદી જ છૂટછાટ પણ આપશે (બસ ભલે જરૂરત અને આવશ્યકતા પ્રમાણે છૂટછાટ મળે, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ خَشْيَةَ اِمْلَاقٍ نَحْنُ نَرْزُقُهُمْ وَاِيَّاكُمْ).



## મસ્અલા અને બોધપાઠ :

### નિકાહ અને તલાકનું શરઈ સ્વરૂપ અને તેની હિકમતપૂર્ણ વ્યવસ્થા :

મઆરિફુલ કુર્આનની પ્રથમ જિલ્દમાં સૂરએ બકરહની તફસીરમાં આ બાબતો આ વિષય હેઠળ જ સંપૂર્ણ ખુલાસાવાર આવી ચૂકી છે, તેને જોઈ લેવામાં આવે જેનો ખુલાસો એ છે કે નિકાહ અને તલાકની બાબત દરેક ધર્મ અને કોમમાં સામાન્ય વ્યવહારો એટલે કે વેપાર, ઉદ્યોગ, ધંધા કે ઈજારા જેવી નથી કે પરસ્પર રાજી ખુશીથી જેવી રીતે ઇચ્છે કરી લે બલકે દરેક ધર્મ અને કોમના લોકો હંમેશા એ બાબત ઉપર સહમત છે કે આ વ્યવહારને એક ખાસ ધાર્મિક પવિત્રતા પ્રાપ્ત છે, તે જ માર્ગદર્શન અને નિયમ હેઠળ આ કામ કરવું જોઈએ. અહલે કિતાબ યહૂદી અને ઈસાઈઓ તો જો કે એક આકાંશી ધર્મ અને આકાશી કિતાબ સાથે સંબંધ ધરાવે છે, તેમાં સેંકડો ફેરબદલ છતાં એટલી બાબતો હજુ પણ સમાન છે કે આ બાબતે અમુક ધાર્મિક હદો અને મર્યાદાઓ તથા પાબંદીઓ છે. કાફિરો અને મુશ્રિકો જે કોઈ આસમાની કિતાબ અને ધર્મ નથી રાખતા પરંતુ કોઈને કોઈ સ્વરૂપે અલ્લાહ તઆલાના અસ્તિત્વને સ્વીકારે છે, જેમકે હિંદુ, આર્યો, શીખ,

પારસી અગ્નિપૂજકો, તારાઓની પૂજા કરનાર લોકો વગેરે; તેઓ પણ નિકાહ અને તલાક વિશે સામાન્ય વ્યવહારો જેવું જેમકે ખરીદ વેચાણ કે ઈજારાદારી જેમ નથી સમજતા તેમના ત્યાં પણ અમુક ધાર્મિક રિવાજો છે તેની પાબંદી આ બાબતે જરૂરી સમજવામાં આવે છે અને તેમના નિયમો અને રિવાજો ઉપર બધા જ ધર્મો અને ફિરકાઓના પોતાના આગવા કાયદાઓ ચાલે છે.

માત્ર નાસ્તિકો અને અલ્લાહના અસ્તિત્વનો ઈન્કાર કરનાર લોકોનો એક ફિરકો છે જે અલ્લાહ અને ધર્મથી જ ઈન્કારી અને અળગા છે, તે આ વસ્તુઓને પણ ઈજારાદારીની જેમ પરસ્પર રાજીખુશીથી નક્કી થનાર એક વ્યવહાર ઠરાવે છે જેનો મકસદ પોતાની જાતીયતાને સંતોષવા સિવાય કંઈ જ નથી. અફસોસ છે કે આજકાલ દુનિયામાં આ જ દૃષ્ટિકોણ વધતો જાય છે જેણે માણસોને પણ જંગલના જાનવરોની હરોળમાં ઊભા કરી દીધા છે. ઈન્નાલિલ્લાહ...

શરીઅતે ઈસ્લામ એક સંપૂર્ણ અને પવિત્ર જીવન વ્યવસ્થાનું નામ છે, તેમાં નિકાહને માત્ર એક વ્યવહાર અને કરાર સુધી સીમિત નથી રાખ્યો બલકે તેને એક ઈબાદતનું સ્વરૂપ બખ્શવામાં આવ્યું છે જેમાં સૃષ્ટિના સર્જનહાર તરફથી માણસની પ્રકૃતિમાં મૂકેલ જાતીય આવેગોને શાંત કરવાનો ઉત્તમ અને પવિત્ર માર્ગ પણ છે અને પુરુષ તથા સ્ત્રીના લગ્નજીવન અને ગૃહસ્થીના સંબંધોથી જે બીજા મસ્અલાઓ વંશ અને પેઢી આગળ ચલાવવા વિશે તથા અવલાદની કેળવણી વિશે છે તેની પણ મધ્યમમાર્ગીય અને હિકમતપૂર્ણ વ્યવસ્થા મોજૂદ છે.

કારણ કે લગ્નજીવનની વ્યવસ્થાની દુરુસ્તી અને તે સાચી તથા દોષરહિત હોવા ઉપર જ માનવવંશની સુધારણા અને દુરુસ્તી અવલંબિત છે, તેથી કુર્આને કરીમમાં આ બાબતના મસ્અલાઓને બીજા બધા જ વ્યવહારોથી વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે. કુર્આને કરીમને ધ્યાનથી પઢનાર આ આશ્ચર્યજનક બાબતની ગવાહી આપશે કે દુનિયાના સામાન્ય આર્થિક મસ્અલાઓમાં સૌથી વધારે મહત્ત્વ ભાગીદારીના વેપાર તથા ઈજારાદારી વગેરેના મસ્અલાઓનું છે પરંતુ કુર્આને હકીમે તેના માત્ર સિદ્ધાંતો અને નિયમો બતાવ્યા છે અને તેની ગૌણ બાબતો કુર્આનમાં જવલ્લે જ જોવા મળે છે, તેનાથી વિપરીત નિકાહ અને તલાક કે તેમાં માત્ર નિયમો કે સિદ્ધાંતો બતાવી બસ કરવામાં આવ્યું નથી બલકે તેની મોટા

ભાગની ગૌણ બાબતો અને વિભાગોના હુકમો પણ સીધે સીધા અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં નાઝિલ કર્યા છે.

આ મસ્અલાઓ કુર્આનની ઘણી સૂરતોમાં છૂટા છવાયા અને સૂરએ નિસાઅ્માં વધારે વિગતપૂર્વક આવ્યા છે. આ સૂરત સૂરએ તલાકના નામથી પ્રસ્તુત છે જેમાં વિશિષ્ટરૂપે તલાક અને ઈદ્દત વગેરેના હુકમોનું વર્ણન છે તેથી હદીષની અમુક રિવાયતોમાં તેને "સૂરએ નિસાઅ્ શુગરા" એટલે કે નાની સૂરએ નિસાઅ્ પણ કહેવામાં આવી છે. *(કુર્તુબી, બુખારીના હવાલાથી)*

ઈસ્લામી સિદ્ધાંતો અને નિયમોનું વલણ એ છે કે જે પુરુષ અને સ્ત્રીમાં ઈસ્લામી કાયદા પ્રમાણે લગ્નજીવન સ્થાપિત થાય તે ટકાઉ અને આખી જિંદગીનો સંબંધ બની રહે જેનાથી તે બંનેની દુનિયા અને દીન પણ સુધરે અને તેમનાથી પેદા થનાર અવલાદના અમલો અને અખ્લાક પણ સારા હોય, તેથી નિકાહના મામલામાં શરૂથી અંત સુધી દરેક કદમ ઉપર ઈસ્લામનું માર્ગદર્શન એ છે કે આ સંબંધને કડવાશ અને કંકાશથી પાક સાફ રાખવામાં આવે અને જો ક્યારેક એવું થઈ જાય તો તેને નિર્મૂળ અને દૂર કરવાની સંપૂર્ણ કોશીશ કરવામાં આવે, પછી જો આ બધા જ પ્રયત્નો છતાં અમુક સમયે બંને પક્ષની જિંદગીનું ભલું એમાં જ હોય કે આ સંબંધને સમાપ્ત કરી દેવામાં આવે તો તેની પણ છૂટ છે. જે ધર્મોમાં તલાકનો નિયમ જ નથી તેમનામાં આવા સમયે ઘણી સખત મુશ્કેલીઓનો સામનો થતો હોય છે અને અમુક સમયે અત્યંત ખરાબ પરિણામો સામે આવે છે, તેથી ઈસ્લામે નિકાહના કાયદાઓની જેમ તલાકના પણ નિયમો અને કાયદાઓ નક્કી કર્યા, સાથે સાથે એ માર્ગદર્શન પણ આપ્યું કે તલાક અલ્લાહ તઆલા સમીપ અત્યંત અણગમાવાળું અને મકરૂહ કામ છે, જ્યાં સુધી શક્ય હોય તેનાથી બચવું જોઈએ. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત નકલ થયેલ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હલાલ વસ્તુઓમાં સૌથી વધારે નાપસંદ વસ્તુ અલ્લાહ સમીપ તલાક છે અને હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે تَزَوَّجُوا وَلَا تُطَلِّقُوا فَإِنَّ الطَّلَاقَ يَهْتَزُّ مِنْهُ عَرْشُ الرَّحْمٰنِ એટલે કે નિકાહ કરો અને તલાક ન આપો કારણ કે તલાકથી અર્શે રહમાન હલી જાય છે અને હઝરત અબૂ મૂસા (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે સ્ત્રીઓને તલાક ન આપો કોઈ

વ્યભિચારણી વિના, કારણ કે અલ્લાહ તઆલા તે પુરુષોને પસંદ નથી કરતો જે માત્ર સ્વાદ ચાખનારા છે અને તે ઓરતોને પસંદ નથી કરતો જે માત્ર સ્વાદ ચાખનારી છે. (કુર્તુબી ષુઅ્‌લબીની રિવાયતથી) અને દાર કતનીએ હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત કરી છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ જમીનમાં જે કંઈ પણ પેદા ફરમાવ્યું છે તે સૌમાં અલ્લાહ સમીપ સૌથી પ્રિય બાબત ગુલામોને આઝાદ કરવું છે અને જેટલી વસ્તુઓ જમીન ઉપર પેદા કરી છે તે સૌમાં સૌથી નાપસંદ અને મકરૂહ બાબત તલાક છે. *(કુર્તુબી)*

મતલબ કે ઈસ્લામે જો કે તલાકને પ્રોત્સાહન નથી આપ્યું બલકે બની શકે ત્યાં સુધી તેનાથી અટકાવ્યા છે પરંતુ અમુક જરૂરતના સમયે તેની પરવાનગી આપી છે તો તેના માટે અમુક નિયમો અને કાયદાઓ બનાવીને તેની પરવાનગી આપી જેનો ખુલાસો એ છે કે આ લગ્નજીવનને સમાપ્ત કરવું જરૂરી થઈ જાય તો તે પણ સારી રીતે અને ભલી વર્તણૂક અને વ્યવહાર દ્વારા સમાપ્ત કરવામાં આવે, માત્ર ગુસ્સો અને ક્રોધ શાંત કરવા માટે અને બદલાની ભાવનાથી રમત રમવાનું સ્વરૂપ બનાવવામાં ન આવે. આ સ્વરૂપમાં તલાકના હુકમોને એ રીતે શરૂ કરવામાં આવ્યા કે પ્રથમ રસૂલે કરીમ ﷺને يَاَيُّهَا النَّبِيُّ (યા અય્યુહન્નબીય્યુ) દ્વારા સંબોધન કરવામાં આવ્યું જે ઈમામ કુર્તુબીના કહેવા પ્રમાણે એવા સ્થળોએ ઉપયોગ થાય છે જ્યાં હુકમ બધી જ ઉમ્મત માટે સામાન્ય હોય અને જે સ્થળે કોઈ હુકમ રસૂલે કરીમ ﷺની જાત સાથે સંબંધ ધરાવે છે તો ત્યાં يَاَيُّهَا الرَّسُوْلُ(યા અય્યુહર્રસૂલુ)થી સંબોધન કરવામાં આવે છે.

આ વાક્ય يَاَيُّهَا النَّبِيُّ (યા અય્યુહન્નબીય્યુ)નો તકાદો એ હતો કે આગળ પણ એકવચનના સર્વનામથી હુકમો વર્ણન થવા જોઈએ પરંતુ અહીંયાં એટલા માટે તેનાથી વિપરીત બહુવચનના સર્વનામથી સંબોધન કર્યું, اِذَا طَلَّقْتُمُ النِّسَآءَ કે જો પરોક્ષ રીતે માત્ર નબીએ કરીમ ﷺને જ સંબોધન કરવાનો હેતુ છે તો બહુવચનના સર્વનામથી સંબોધન કરવામાં રસૂલે કરીમ ﷺનો આદર અને સન્માન પણ છે સાથે જ એ બાજુ ઈશારો પણ છે કે આ હુકમ તમારા માટે ખાસ નથી બલકે બધી જ ઉમ્મત તેમાં સામેલ છે.

અમુક લોકોએ આ સ્થળે સુષુપ્ત વાક્ય હોવાનું ઠરાવીને આયતની તફસીર આ પ્રમાણે કરી છે, يَاَيُّهَا النَّبِيُّ قُلْ لِلْمُؤْمِنِيْنَ اِذَا طَلَّقْتُمُ النِّسَآءَ એટલે કે હે નબી !

તમે મુસલમાનોને બતાવી આપો કે જ્યારે તેઓ તલાક આપે તો આગળ વર્ણન કરેલ નિયમોની પાબંદી કરે. ઉપરોક્ત તફસીરના ખુલાસામાં તેને જ અપનાવવામાં આવ્યું છે. હવે આગળ તલાકના અમુક હુકમો વર્ણન કરવામાં આવે છે.

**પ્રથમ હુકમ :**

فَطَلِّقُوهُنَّ لِعِدَّتِهِنَّ "ઇદ્દત"નો શાબ્દિક અર્થ ગણતરી કરવાનો થાય છે, શરઈ પરિભાષામાં તે એ મુદતને કહેવામાં આવે છે જેમાં સ્ત્રી એક પતિના નિકાહમાંથી નીકળ્યા પછી બીજા નિકાહ માટે પ્રતિબંધિત હોય છે. આ રાહ જોવાના સમયને ઇદ્દત કહેવામાં આવે છે અને કોઈ સ્ત્રી માટે પતિના નિકાહમાંથી નીકળી જવાના બે સ્વરૂપો હોય છે, એક એ કે પતિનો ઇન્તેકાલ થઈ જાય તેની ઇદ્દતને "ઇદ્દતે વફાત" કહેવામાં આવે છે જે ગર્ભવતી ન હોય તેવી સ્ત્રી માટે ચાર મહિના દશ દિવસ નક્કી છે, નિકાહમાંથી નીકળી જવાનું બીજું સ્વરૂપ તલાક છે તેને "ઇદ્દતે તલાક" કહે છે એટલે કે તલાકની ઇદ્દત; ગર્ભવતી ન હોય તેવી મહિલા માટે ઇમામે આઝમ અબૂ હનીફહ (રહ.) અને અમુક બીજા ઇમામો નજીક ત્રણ હૈઝ (માસિક) પૂરા છે અને ઇમામ શાફઈ તથા અમુક બીજા ઇમામો નજીક ત્રણ પાકી ઇદ્દતે તલાક છે. મતલબ કે તેના માટે અમુક દિવસો અથવા મહિના નિશ્ચિત નથી જેટલા મહિનામાં ત્રણ હૈઝ અથવા ત્રણ પાકી પૂરી થઈ જાય તે જ ઇદ્દતે તલાક થશે અને જે સ્ત્રીઓને હજુ ઓછી ઉંમરના કારણે હૈઝ નથી આવ્યું અથવા વધારે ઉંમર થઈ જવાના કારણે હૈઝ બંધ થઈ ચૂક્યું છે તેમનો હુકમ આગળ અલગથી આવી રહ્યો છે અને એ જ રીતે ગર્ભવતી સ્ત્રીઓનો હુકમ પણ આગળ આવી રહ્યો છે, તેમાં ઇદ્દતે વફાત અને ઇદ્દતે તલાક બંને સરખા છે. فَطَلِّقُوهُنَّ لِعِدَّتِهِنَّ અને સહીહ મુસ્લિમની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ તેને فَطَلِّقُوهُنَّ لِقُبُلِ عِدَّتِهِنَّ તિલાવત કર્યું અને હઝરત ઉમર (રદિ.) અને ઇબ્ને અબ્બાસ (રદિ.)ની કિરાઅતમાં પણ એક રિવાયતમાં لِقُبُلِ عِدَّتِهِنَّ અને બીજી એક રિવાયતમાં فِي قُبُلِ عِدَّتِهِنَّ નકલ થયેલ છે. *(રૂહુલ મઆની)*

સહીહેન, બુખારી અને મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે તેમણે પોતાની પત્નીને હૈઝની હાલતમાં તલાક આપી

દીધી, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ તેનું વર્ણન આપ ﷺને કર્યું તો આપ ﷺ ઘણા નારાજ થયા અને કહ્યું,

لِيُرَاجِعْهَا ثُمَّ يُمْسِكْهَا حَتّٰى تَطْهُرَ ثُمَّ تَحِيْضَ فَتَطْهُرَ فَاِنْ بَدَالَهٗ فَلْيُطَلِّقْهَا طَاهِرًا قَبْلَ اَنْ يَّمَسَّهَا فَتِلْكَ الْعِدَّةُ الَّتِىْ اَمَرَهَا اللّٰهُ تَعَالٰى اَنْ يُّطَلَّقَ بِهَا النِّسَاءُ

*"તેમણે હૈઝમાં આપેલી તલાકથી રુજૂઅ્ (પુનઃમિલન) કરી લેવું જોઈએ, પછી પોતાની નિકાહમાં રાખે એટલે સુધી કે હૈઝથી પાકી થઈ જાય અને પછી ત્યારબાદ હૈઝ આવે, તે હૈઝથી પાકી થઈ જાય તે વખતે જો તલાક આપવી જ છે તો આ પાકીની હાલતમાં એકાંત અથવા હમબિસ્તરી કર્યા વિના તલાક આપી દે. આ જ તે ઈદ્દત છે જેનો અલ્લાહ તઆલાએ (પ્રસ્તુત) આયતમાં હુકમ આપ્યો છે."* *(બુખારી, મુસ્લિમ, મઝહરીમાંથી)*

આ હદીષથી અમુક વાતો સાબિત થઈ, પ્રથમ એ કે હૈઝની હાલતમાં તલાક આપવી હરામ છે, બીજું એ કે જો કોઈએ એવું કરી લીધું તો તે તલાકથી રુજૂઅ્ કરી લેવું વાજિબ છે (એ શરતે કે તલાક રુજૂઅ્ કરવાપાત્ર રહી હોય જેમકે ઉમર રદિ.ની ઘટનામાં હતું), ત્રીજું એ કે જ્યારે પાકીની હાલતમાં તલાક આપવાની છે તેમાં સ્ત્રી સાથે સહવાસ અને એકાંત ન માણે, ચોથું એ કે કુર્આનની આયત فَطَلِّقُوْهُنَّ لِعِدَّتِهِنَّ ની આ જ તફસીર છે.

પ્રસ્તુત આયતની બંને કિરાઅતોથી પછી એક હદીષની રિવાયતથી પ્રસ્તુત આયતનો આ અર્થ નક્કી થઈ ગયો કે જ્યારે કોઈ સ્ત્રીને તલાક આપવાની હોય તો ઈદ્દત શરૂ થતા પહેલાં તલાક આપવામાં આવે. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક ઈદ્દત હૈઝથી શરૂ થાય છે તેથી આયતનો ભાવાર્થ આ ઠરાવ્યો કે જે પાકીમાં તલાક આપવાનો ઈરાદો હોય તેમાં સ્ત્રી સાથે સહવાસ ન કરે અને અંતિમ પાકીમાં હૈઝ શરૂ થતા પહેલાં તલાક આપી દે તથા ઈમામ શાફઈ (રહ.) વગેરે નજીક પાકીની ઈદ્દતથી જ શરૂ થાય તેથી لِقُبُلِ عِدَّتِهِنَّ નો ભાવાર્થ આ ઠરાવ્યો કે બિલકુલ પાકીની શરૂઆતમાં તલાક આપવામાં આવે અને આ બહષ કે ઈદ્દત ત્રણ હૈઝ અથવા ત્રણ પાકી છે તેનું વર્ણન સૂરએ બકરહની ثَلٰثَةَ قُرُوْءٍ આયતની તફસીરમાં આવી ચૂક્યું છે.

મતલબ કે તલાક વિશે આ આયતથી પ્રથમ હુકમ ઉમ્મતના ઇજ્માઅ્ (સહમતી)થી એ સાબિત થયો કે હૈઝની હાલતમાં તલાક આપવી પણ હરામ છે અને એવી પાકીમાં જેમાં સ્ત્રીની સાથે સહવાસ કે સંભોગ કરી લીધો હોય તેમાં પણ તલાક આપવી હરામ છે અને બંનેમાં હરામ હોવાનું કારણ એ છે કે તે બંને સ્વરૂપોમાં સ્ત્રીની ઈદ્દત લાંબી થઈ જશે જે તેના માટે ત્રાસદાયક છે, કારણ કે જે હૈઝમાં તલાક આપી તે હૈઝ તો ઈદ્દતમાં ગણવામાં આવશે નહીં બલકે હૈઝના દિવસો પૂરા થયા હોય અને ઈમામ અબૂ હનીફહ (રહ.)ના મત પ્રમાણે ત્યાર પછીની પાકી પણ ખાલી પસાર થાય, પછી જ્યારે બીજું હૈઝ આવે તો તે સમયે ઈદ્દત શરૂ થશે જેમાં તેનો લાંબો સમય પસાર થાય છે અને ઈમામ શાફઈ (રહ.)ના મતે પણ ઓછામાં ઓછા હૈઝના બાકીના દિવસો જે ઈદ્દતથી પહેલાં પસાર થશે તે વધારે થઈ જશે. તલાકનો આ પ્રથમ હુકમ જ આ મહત્ત્વના માર્ગદર્શન ઉપર આધારિત છે કે તલાક કોઈ ક્રોધ ઉતારવાની કે બદલો લેવાની વસ્તુ નથી બલકે મજબૂરીની હાલતમાં બંને પક્ષોની રાહતની વ્યવસ્થા છે તેથી તલાક આપતી વખતે જ એ બાબતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે સ્ત્રીને લાંબી ઈદ્દતની વિના કારણે તકલીફ ન પહોંચાડે.

આ હુકમ માત્ર તે સ્ત્રીઓ માટે છે જેમના ઉપર ઈદ્દત પસાર કરવી હૈઝ અથવા પાકી સાથે જરૂરી છે અને જે સ્ત્રીઓ ઉપર ઈદ્દત વાજિબ જ નથી દાખલા તરીકે તે સ્ત્રી જેની સાથે હજુ સુધી એકાંત થયું જ નથી તેના ઉપર મૂળેથી ઈદ્દત જરૂરી નથી, તેને હૈઝની હાલતમાં પણ તલાક આપવામાં આવે તો તે જાઇઝ છે. તે જ રીતે તે સ્ત્રી જેને ઓછી ઉંમરના કારણે અથવા વધારે ઉંમરના કારણે હૈઝ નથી આવતું તેથી તેની ઈદ્દતમાં હૈઝ અથવા પાકીનો કોઈ આધાર જ નથી બલકે તેની ઈદ્દત મહિનાઓના હિસાબથી ત્રણ માસ છે. તેમને કોઈપણ હાલતમાં તલાક આપવામાં આવે અથવા સહવાસ માર્યા પછી તલાક આપવામાં આવે તો પણ જાઇઝ છે જેમકે આગળની આયતોમાં આવી રહ્યું છે.

*(મઝહરીમાંથી અમુક ખુલાસાઓ સાથે)*

**બીજો હુકમ :**

وَاَحۡصُوا الۡعِدَّةَ માં اِحۡصَاءٌ (ઈહ્‌સા)નો અર્થ ગણતરી કરવાનો થાય છે, આયતનો ભાવાર્થ એ છે કે ઈદ્દતના દિવસોને કાળજીપૂર્વક યાદ રાખવા જોઈએ,

એવું ન થાય કે ભૂલમાં પડીને ઈદ્દત પૂરી થતા પહેલાં જ તેને સમાપ્ત થયેલી સમજે અને ઈદ્દતના આ દિવસોને સુરક્ષિત રાખવાની જવાબદારી પુરુષ અને સ્ત્રી બંને ઉપર લાગુ પડે છે પરંતુ અહીંયાં પુરુષવાચક સર્વનામનો ઉપયોગ કરવામાં આવ્યો, કારણ કે સામાન્ય રીતે જે હુકમો પુરુષ અને સ્ત્રીઓમાં સમાન છે તેમાં જાહેર સંબોધન પુરુષવાચક સર્વનામથી જ આવે છે અને સ્ત્રીઓ સ્વાભાવિકપણે તેમાં સામેલ સમજવામાં આવે છે અને આ ખાસ મસ્અલામાં એ હિકમત પણ હોઈ શકે છે જે તફસીરના ખુલાસામાં લખવામાં આવી છે કે સ્ત્રીઓમાં ભૂલકણાપણાની સંભાવના વધારે હોય છે તેથી સીધે સીધી જવાબદારી પુરુષો ઉપર નાંખવામાં આવી.

**ત્રીજો હુકમ :**

لَا تُخْرِجُوْهُنَّ مِنْ بُيُوْتِهِنَّ وَلَا يَخْرُجْنَ તેમને તેમના ઘરોએથી ન કાઢો. તેમાં શબ્દ بُيُوْتِهِنَّ (બુયૂતિહિન્ન) "મકાનો"ને તે સ્ત્રીઓના બુયૂત કહીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે જ્યાં સુધી તેમને "હક્કે સુકના" (ઈદ્દત પસાર કરવાનો સમય) પુરુષના જિમ્મે છે તે ઘરમાં તેનો હક છે. આ ઈદ્દત પસાર કરવાનો સમય તેના ઘરમાં પસાર કરશે તો તે પતિનું કોઈ અહેસાન નથી બલકે વાજિબની અદાયગી છે, કારણ કે પત્નીના હકોમાંથી એક હક "હક્કે સુકના" પણ છે. આ આયતે બતાવ્યું કે આ હક માત્ર તલાક આપવાથી સમાપ્ત નથી થઈ જતો બલકે ઈદ્દતના દિવસો સુધી સ્ત્રીને તે સ્થળે રહેવાનો હક છે અને ઈદ્દતના દિવસો પૂરા થતા પહેલાં તેમને ઘરમાંથી કાઢી મૂકવું જુલમ અને હરામ છે. એ જ પ્રમાણે પોતે તેમના માટે પોતાની મરજીથી તેમના ઘરોએથી નીકળી જવું પણ હરામ છે ભલે પતિ પણ તેની પરવાનગી આપી દે, કારણ કે ઈદ્દતના દિવસો તે જ મકાનમાં પસાર કરવા માત્ર પતિ ઉપર જ હક નથી બલકે અલ્લાહ તઆલાનો હક પણ છે જે અલ્લાહ તરફથી ત્યકતા સ્ત્રી ઉપર જરૂરી છે. (હનફી મસ્લક પ્રમાણે)

**ચોથો હુકમ :**

اِلَّآ اَنْ يَّاْتِيْنَ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ એટલે કે ત્યકતા સ્ત્રીઓને તેમના ઘરોએથી કાઢવી હરામ છે પરંતુ તેમાંથી આ સ્વરૂપ બાકાત છે કે સ્ત્રી કોઈ ખુલ્લી નિર્લજ્જતામાં સંડોવાઈ જાય. આ ખુલ્લી બેહયાઈથી ભાવાર્થ શું છે તેમાં

તફસીરના ઈમામોના ત્રણ નિવેદનો નકલ થયેલા છે.

(૧) આ બેહયાઈથી ભાવાર્થ પોતે જ ઘરમાંથી નીકળી જવું છે તો આવા સ્વરૂપમાં આ બાકાત રાખવું ફક્ત નામનું રહેશે જેનાથી ઘરમાંથી નીકળી જવાની પરવાનગી આપવાનો મકસદ નથી બલકે તેની મનાઈને વધારે મજબૂતી પ્રદાન કરવાનો હેતુ છે. તેનું ઉદાહરણ એવું છે જેમકે એવું કહેવામાં આવે કે ફલાણું કામ કોઈએ કરવું જોઈએ નહીં એ સિવાય કે તે માનવમાંથી જાનવર બની જાય અથવા એ કે પોતાની માંને ગાળ ન આપો એ સિવાય કે તમે માંના બિલકુલ જ નાફરમાન થઈ જાઓ તો એ દેખીતું છે કે આ પ્રથમ ઉદાહરણમાં બાકાતનું આ સ્વરૂપ તે પ્રવૃત્તિને જાઈઝ બતાવવા માટે નથી અને બીજા ઉદાહરણમાં માંની નાફરમાની જાઈઝ હોવાનું સાબિત કરવા માટે નથી બલકે તેની વધારે કઠોરતાથી મનાઈ અને વિરોધ વર્ણન કરવો છે; તો આયતના વિષયનો ખુલાસો એ થયો કે તલાક પામેલી સ્ત્રી પોતાના પતિઓના ઘરોએથી ન નીકળે પરંતુ એ કે તે નિર્લજ્જતા ઉપર ઊતરી જાય અને ત્યાંથી નાસી છૂટે તો તેનો અર્થ નાસી છૂટવાનું જાઈઝ હોવાનો નથી બલકે ઔર વધારે નીંદનીય કૃત્ય કર્યાની અને મનાઈ હોવાની સાબિતી છે. فَاحِشَةٍ مُّبَيِّنَةٍ ની આ તફસીર હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.), સુદ્દી, ઈબ્નુસ્સયૂબ, નખઈ વગેરે દ્વારા નકલ થયેલ છે અને ઈમામ અબૂ હનીફહ (રહ.)એ તેને જ અપનાવ્યું છે. *(રૂહુલ મઆની)*

(૨) બીજું નિવેદન એ છે કે فَاحِشَةٍ مُّبَيِّنَةٍ નો ભાવાર્થ વ્યભિચાર અને દુષ્કૃત્ય આચરવું છે, આવા સ્વરૂપમાં આ બાકાત હોવું પોતાના અર્થ આધારિત છે કે જો તલાક પામેલી સ્ત્રીએ વ્યભિચાર કર્યો અને તેના ઉપર ગુનોહ સાબિત થઈ ગયો તો તેની શરઈ સજા લાગુ પાડવા માટે તેને ઇદ્દત પસાર કરવાના ઘરમાંથી કાઢવામાં આવશે. આ તફસીર હઝરત કતાદહ, હસન બસરી, શુઅ્બી, ઝૈદ બિન અસ્લમ, ઝહ્હાક અને ઇકરીમા વગેરે દ્વારા નકલ થયેલ છે. ઈમામ અબૂ યૂસુફ (રહ.)એ આ જ નિવેદનને અપનાવ્યું છે.

(૩) ત્રીજું નિવેદન એ છે કે فَاحِشَةٍ مُّبَيِّنَةٍ થી ભાવાર્થ જીભ ચલાવવી અને લડાઈ ઝઘડો તથા કંકાશ કરવો છે તો આયતનો અર્થ એ થશે કે તલાક પામેલી સ્ત્રીઓને તેમના ઘરોએથી કાઢવી જાઈઝ નથી એ સ્વરૂપ સિવાય કે સ્ત્રી

ગાળાગાળી કરે, લડાઈ ઝઘડો કરે અને કંકાશ કરનારી હોય, તે પોતાના પતિ અને તેના સગાં સંબંધીઓ સાથે ગાળાગાળી કરતી રહેતી હોય તો એવા સ્વરૂપમાં તેને ઈદ્દતના મકાનમાંથી કાઢી શકાય છે. فَاحِشَةٍ مُّبَيِّنَةٍ ની આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી તલાક પામેલી આવી સ્ત્રી વિશે રિવાયત નકલ થઈ છે અને પ્રસ્તુત આયતમાં હઝરત ઉબય બિન કઅ્બ અને અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની કિરાઅત આ પ્રમાણે છે, اِلَّآ اَنْ يَّفْحُشْ આ શબ્દનો જાહેર અર્થ ગાળાગાળી કરવી અને કંકાશ કરવો થાય છે. આ કિરાઅતથી પણ અંતિમ તફસીરનું સમર્થન થાય છે. (રૂહુલ મઆની) આવા સ્વરૂપમાં પણ આ બાકાત હોવું પોતાની વાસ્તવિકતા ઉપર જ બાકી રહેશે કે બદ્‌ઝુબાન અને કઝિયો કંકાશ કરવાના સ્વરૂપમાં ત્યકતા સ્ત્રીને ઈદ્દતના મકાનમાંથી કાઢી શકાય છે.

અહીંયાં સુધી તલાક વિશે ચાર હુકમોનું વર્ણન આવ્યું છે અને આગળ વધારે હુકમો વર્ણન થશે પરંતુ તેમની વચ્ચે પ્રસ્તુત હુકમોની પાબંદીની તાકીદ અને તેમના વિરોધથી બચવા માટે અમુક બોધપાઠ અને શિખામણના વાકયો વર્ણન થયા છે. કુર્આને કરીમની એ ખાસ વર્ણનશૈલી છે કે દરેક હુકમ પછી અલ્લાહ તઆલાનો ડર અને આખિરતની ફિકર યાદ અપાવીને તેના વિરુદ્ધ આચરણ કરવાથી અટકાવવામાં આવ્યા છે કે પતિ પત્નીનું સગપણ અને પરસ્પર હકોની સંપૂર્ણ અદાયગીની સંપૂર્ણ વ્યવસ્થા માત્ર કોઈ નિયમ દ્વારા નથી થઈ શકતી એ જ કારણથી તેના માટે અલ્લાહ તઆલા અને આખિરતનો ડર જ તેમને અટકાવનારી વસ્તુ છે.

وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ لَا تَدْرِيْ لَعَلَّ اللّٰهَ يُحْدِثُ بَعْدَ ذٰلِكَ اَمْرًا માં શબ્દ حُدُوْدُ اللّٰهِ (હુદૂદુલ્લાહ)થી ભાવાર્થ શરીઅતના નક્કી કરેલા કાયદા કાનૂન છે, وَمَنْ يَّتَعَدَّ એટલે કે જે વ્યક્તિ અલ્લાહ તઆલાની નક્કી કરેલી હદોને ઓળંગે એટલે કે હુકમોની મર્યાદાઓનો ભંગ કરે તો فَقَدْ ظَلَمَ نَفْسَهٗ તેણે પોતાની જાત ઉપર જુલમ કર્યો, એટલે કે અલ્લાહ તઆલાનું અથવા શરીઅતે ઈસ્લામનું તેણે કંઈ જ બગાડયું નહીં બલકે તેણે પોતાનું જ નુકસાન કર્યું છે અને આ નુકસાન દીની અને દુનિયવી બંને પ્રકારનું છે. દીની નુકસાન તો તેમાં શરીઅત વિરુદ્ધ કરવાનો ગુનોહ અને તેના માટે આખિરતમાં

વબાલ છે અને દુનિયાનું નુકસાન તો એ છે કે જે વ્યક્તિ શરીઅતના માર્ગદર્શન વિરુદ્ધ તલાક આપી બેસે છે તે મોટે ભાગે ત્રણ તલાકો સુધી પહોંચી જાય છે ત્યાર પછી પરસ્પર રુજૂઅ્ અથવા નવેસરથી નિકાહની કોઈ શક્યતા નથી રહેતી અને વ્યક્તિ મોટે ભાગે તલાક આપ્યા પછી પસ્તાતો હોય છે અને મુસીબત વેઠે છે ખાસ કરીને જયારે કે તે સંતાનોવાળો હોય, એટલા માટે આ મુસીબત તેને દુનિયામાં પોતાની જાત ઉપર પડી અને ઘણા લોકો જે પત્નીને તકલીફ અને નુકસાન પહોંચાડવાની નિય્યતથી અત્યાચારપૂર્વક તલાક આપે છે ભલે તેનાથી સ્ત્રીને કોઈ તકલીફ પહોંચી જાય પરંતુ તેના માટે જુલમ ઉપર જુલમ અને બમણો વબાલ થઈ જશે એક અલ્લાહની નિશ્ચિત કરેલી હદો ઓળંગવાનો અને બીજો સ્ત્રી ઉપર અત્યાચાર કરવાનો જેની હકીકત આ પ્રમાણે છે,

پنداشت ستمگر جفا برما کرد   بر گردنِ وے بماند و برما بگذشت

અત્યાચારી એવું સમજે છે કે મેં અત્યાચાર કર્યો જ્યારે કે તે અમારા ઉપરથી પસાર થઈ ગયો પરંતુ તેના માથે બાકી રહ્યો.

لَا تَدْرِیْ لَعَلَّ اللّٰہَ یُحْدِثُ بَعْدَ ذٰلِکَ اَمْرًا એટલે કે તમે નથી જાણતા કદાચ અલ્લાહ તઆલા આ ક્રોધ પછી બીજી હાલત ઉપસ્થિત કરી દે કે પત્ની દ્વારા જે રાહતો મળતી હતી અને અવલાદનું પાલન પોષણ અને ઘરની વ્યવસ્થાની સહૂલતો હતી તેનો વિચાર કરીને તમે પછી પોતાની તલાક ઉપર પસ્તાવો કરો અને બીજીવાર તેને નિકાહમાં રાખવાનો ઈરાદો કરો તો બીજીવાર નિકાહમાં રહેવાનું સ્વરૂપ ત્યારે જ બની શકે છે જયારે કે તમે તલાકના સમયે શરીઅતની મર્યાદાઓની કાળજી રાખો કે વિના કારણે તલાકને "બાઈન" (નિકાહ સમાપ્ત કરનારી તલાક) ન કરો, બલકે તેને "રજઈ" (જેમાં નિકાહ વિના પુનઃમિલન શક્ય છે તે તલાક) રહેવા દો જેમાં રજૂઅત કરીને પતિને અધિકાર રહે છે કે રજૂઅત કરી લેવાથી નિકાહ પ્રથમ જેમ જ કાયમ રહે છે અને એ કે ત્રણ તલાક સુધી નોબત ન પહોંચવા દે જે બંને પછી રજૂઅતનો હક રહેતો નથી અને બંનેની રજામંદી છતાં પરસ્પર બીજીવાર નિકાહ પણ શરઈ રીતે હલાલ નથી હોતા.

فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ فَارِقُوْهُنَّ بِمَعْرُوْفٍ માં اَجَلَهُنَّ

(અજલહુન્ન)માં શબ્દ اجل (અજલ) એ ઈદ્દતના અર્થમાં છે અને بلوغ اَجَل (બુલુગે અજલ)નો ભાવાર્થ ઈદ્દત સમાપ્તિની નજીક હોવાનો છે.

**પાંચમો હુકમ :**

આ આયતમાં ઈરશાદ થયો છે કે જયારે તલાક પામેલી સ્ત્રીની ઈદ્દત સમાપ્તિના નજીક પહોંચી જાય તો હવે નિકાહમાંથી નીકળી જવાનો વખત આવી ગયો, તે સમય સુધી ગુસ્સો અને ક્રોધના પ્રભાવની પરિસ્થિતિ પણ સમાપ્ત થઈ જવી જોઈએ, તે સમયે ફરી ગંભીરતાથી વિચાર કરવામાં આવે કે નિકાહ બહાલ રાખવી ઉત્તમ છે અથવા તેને બિલકુલ સમાપ્ત કરી દેવી જોઈએ. જો નિકાહમાં રાખવાનો અભિપ્રાય બંધાઈ જાય તો તેને રોકી લો જેનો સુન્નત તરીકો આગલી આયતના ઈશારા અને હદીષના ઈરશાદ પ્રમાણે એ છે કે જીભથી કહી આપો કે મેં પોતાની તલાકથી રુજૂઅ્ કરી લીધું અને તેના ઉપર બે ગવાહ પણ બનાવી લે.

જો હજુ પણ એવો જ અભિપ્રાય કાયમ રહે કે નિકાહ સમાપ્ત જ કરી દેવા છે તો પછી તેને સારી રીતે સ્વતંત્ર કરી દો, એટલે કે ઈદ્દત ખતમ થઈ જવા દો, ઈદ્દત પૂરી થતાં જ તે સ્વતંત્ર અને ખુદમુખ્તાર થઈ જશે.

**છઠ્ઠો હુકમ :**

ઈદ્દત સમાપ્ત થવાના સમયે પત્નીને રોકી રાખવાનું અને નિકાહમાં રાખવાનું નક્કી થાય અથવા તો સ્વતંત્ર કરી દેવાનું તે બંનેમાં કુર્આને કરીમે "મઅ્રૂફ" (વ્યવહારિક)ની શરત લગાવી છે. "મઅ્રૂફ"નો શાબ્દિક અર્થ "પરિચિત પદ્ધતિ" છે. ભાવાર્થ એ છે કે જે પદ્ધતિ શરીઅત અને સુન્નતથી સાબિત હોય અને ઈસ્લામ તથા મુસલમાનોમાં સામાન્ય રીતે વ્યવહારમાં હોય તેને અપનાવો, તે એ છે કે જો નિકાહમાં રાખવાનું અને રજૂઅંત કરવાનું નક્કી કરો તો આગળ તેને મૌખિક અથવા કોઈ પ્રવૃત્તિ દ્વારા ત્રાસ કે પીડા ન આપો અને તેના ઉપર અહેસાન ન જતાવો અને તેની જે કમજોરી અથવા પ્રવૃત્તિ તલાકનું કારણ બની રહી હતી હવેથી આગળ ઉપર તેના ઉપર સબ્ર કરવાનો ઈરાદો કરી લો જેથી ફરી તે કડવાશ પેદા ન થાય અને જો સ્વતંત્ર કરવાનું નક્કી થાય તો તેમાં પરિચિત અને સુન્નત તરીકો એ છે કે તેને અપમાનિત કરીને અથવા બુરું ભલું કહીને ઘરમાંથી ન કાઢો બલકે સારી રીતે સદ્વ્યવહાર સાથે રવાના કરો અને

જેમકે કુર્આને કરીમની બીજી આયતોથી સાબિત છે, જતી વખતે ઓછામાં ઓછું એક જોડ કપડાં આપીને રવાના કરવું મુસ્તહબ અવશ્ય છે. અમુક પરિસ્થિતિઓમાં તે વાજિબ પણ છે જેની વિગત ફિકહની કિતાબોમાં છે.

**સાતમો હુકમ :**

પ્રસ્તુત આયતમાં રોકી રાખવાના અથવા સ્વતંત્ર કરી દેવાના બે અધિકાર આપવામાં અને વળી આગલી આયતમાં لَعَلَّ اللّٰهَ يُحْدِثُ بَعْدَ ذٰلِكَ أَمْرًا થી સામાન્ય રીતે એ ફાયદો થયો કે અલ્લાહ તઆલાની ઈચ્છા એ છે કે તલાક આપવાની મજબૂરી જ આવી જાય તો તલાક એવી આપવામાં આવે જેમાં રજ્અત (પુનઃમિલન) કરવાનો હક બાકી રહે જેનું સુન્નત સ્વરૂપ એ છે કે સ્પષ્ટ શબ્દોમાં માત્ર એક તલાક આપી દે અને તેની સાથે ક્રોધ અને ગુસ્સો વ્યક્ત કરવા માટે કોઈ એવો શબ્દ ન કહો જે નિકાહના સંબંધને બિલકુલ જ સમાપ્ત કરી દેવા ઉપર દલીલ કરતો હોય. દાખલા તરીકે એવું કહી દે કે મારા ઘરમાંથી નીકળી જા અથવા એવું કહી દે કે હું તને ઘણી સખત તલાક આપું છું અથવા એવું કહે કે હવે મારો તારી સાથે નિકાહનો કોઈ સંબંધ બાકી નથી. આવા શબ્દો જો સ્પષ્ટ તલાકના શબ્દો સાથે કહેવામાં આવે અથવા માત્ર આ જ શબ્દો તલાકની નિય્યતથી કહેવામાં આવે તો તેનાથી રજ્અતનો હક સમાપ્ત થઈ જાય છે. શરીઅતની પરિભાષામાં આ તલાકે બાઈન થઈ જાય છે જેનાથી નિકાહ તરત જ તૂટી જાય છે, રજ્અતનો હક બાકી રહેતો નથી અને તેનાથી વધારે કઠોર બાબત એ છે કે તલાકને ત્રણની સંખ્યા સુધી પહોંચાડી દેવામાં આવે કે તેનું પરિણામ એ થશે કે પતિનો માત્ર રજ્અતનો હક જ સમાપ્ત નથી થઈ જતો બલકે હવે પછી જો પુરુષ અને સ્ત્રી બંને રાજી થઈને પરસ્પર નિકાહ કરવા ઈચ્છે તો નવી નિકાહ પણ થઈ શકશે નહીં જેમકે સૂરએ બકરહની આયત فَإِنْ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهُ مِنْ بَعْدُ حَتّٰى تَنْكِحَ زَوْجًا غَيْرَهُ માં છે.

**ત્રણ તલાક એકસમાટી આપવી હરામ છે પરંતુ કોઈએ એવું કર્યું તો ત્રણે તલાક પડી જશે એના ઉપર ઉમ્મતનો ઇજ્માઅ્ છે :**

આજકાલ દીનથી બેદરકારી અને તેના હુકમોથી ગફલત અને નિષ્કાળજી ઘણી ખરાબ રીતે સામાન્ય થતી જાય છે. અજ્ઞાન અને જાહિલોનું તો કહેવું જ શું !

ભણેલા ગણેલા બુદ્ધિશાળી ગણાતા લોકો પણ ત્રણ તલાકથી ઓછાને જાણે તલાક જ નથી સમજતા અને રાત દિવસ આ બાબતની સાબિતીઓ મળતી રહે છે કે ત્રણ તલાકો આપનારા પાછળથી પસ્તાય છે અને ફિકરમાં રહે છે કે કોઈ રીતે પત્ની હાથથી ન જવા પામે. સહીહ હદીષમાં ત્રણ તલાક એકસામટી આપવા ઉપર રસૂલે કરીમ ﷺનું સખત ગુસ્સે થવું ઈમામ નસાઈએ મહમૂદ બિન લુબયૂદ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે તેથી એકસામટી ત્રણ તલાક આપવી ઉમ્મતના ઈજ્માઅ્થી હરામ અને નાજાઇઝ છે. જો કોઈ વ્યક્તિ ત્રણ પાકીમાં અલગ અલગ ત્રણ તલાકો સુધી પહોંચી જાય તો તેના અપ્રિય હોવા ઉપર પણ ઉમ્મતનો ઈજ્માઅ્ છે અને પોતે કુર્આને કરીમમાં ઈશારાથી સાબિત છે, માત્ર તેમાં મતભેદ એ છે કે આ સ્વરૂપ પણ હરામ અને નાજાઇઝ "તલાકે બિદ્અી"માં સામેલ નથી કરતા બલકે તેને "તલાકે સુન્નત" હોવાનું સમજે છે પરંતુ આ પણ તેમના નજીક અપ્રિય પ્રવૃત્તિ છે. સૂરએ બકરહમાં તેની વિગતવાર તફસીર મઆરિફુલ કુર્આનની પ્રથમ જિલ્દમાં આવી ચૂકી છે.

પરંતુ જે રીતે ત્રણ તલાક એકસામટી આપવી હરામ હોવા ઉપર સમગ્ર ઉમ્મતનો ઈજ્માઅ્ છે એ જ રીતે એ બાબત ઉપર પણ ઈજ્માઅ્ છે કે હરામ હોવા છતાં કોઈ વ્યક્તિ એવું કરી નાંખે તો ત્રણ તલાકો પડી જશે અને હવે પછી પરસ્પર નવી નિકાહ કરવી પણ હલાલ રહેશે નહીં. સમગ્ર ઉમ્મતમાં અમુક અહલે હદીષ અને શીઆ સિવાય બધા જ ચારે ઈમામો એ બાબત ઉપર સહમત છે કે ત્રણ તલાક એકસામટી આપવામાં આવે તો ત્રણે પડી જશે, કારણ કે કોઈ પ્રવૃત્તિ હરામ હોવાથી તેની અસર પ્રભાવિત થતી નથી, જેમકે કોઈ વ્યક્તિ કોઈ નિર્દોષની હત્યા કરી નાંખે તો આ પ્રવૃત્તિ હરામ હોવા છતાં તે નિર્દોષ તો માર્યો જ જશે એ જ પ્રમાણે ત્રણ તલાક એકસામટી હરામ હોવા છતાં ત્રણે પડી જવી આવશ્યક વસ્તુ છે અને માત્ર ચાર ઈમામોમાં જ નહીં બલકે આ બાબત ઉપર સહાબએ કિરામ (રદિ.)નો પણ ઈજ્માઅ્ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયકાળમાં ઉપસ્થિત થયાનું પ્રખ્યાત છે, તેનું પણ સંપૂર્ણ વર્ણન મઆરિફુલ કુર્આનની પ્રથમ જિલ્દમાં વિગતવાર આવી ચૂક્યું છે ત્યાં જોઈ લેવામાં આવે.

**આઠમો હુકમ :**

وَّاَشْهِدُوْا ذَوَىْ عَدْلٍ مِّنْكُمْ وَاَقِيْمُوا الشَّهَادَةَ لِلّٰهِ ؕ એટલે કે પોતાના

મુસલમાનોમાંથી બે ભરોસાપાત્ર માણસોને ગવાહ બનાવી લો અને ગવાહીને ઠીક ઠીક કાયમ કરો.

આ આયતથી જાણ થાય છે કે ઈદ્દત સમાપ્તિના સમયે ભલે રજ્અત કરીને પત્નીને રોકી રાખવાનું નક્કી થાય અથવા ઈદ્દત પૂરી કરીને સ્વતંત્ર કરી દેવાનું નક્કી થાય, બંને સ્વરૂપોમાં પોતાની આ પ્રવૃત્તિ એટલે કે રજ્અત અથવા છોડી દેવું તેના ઉપર બે ભરોસાપાત્ર ગવાહ બનાવી લો. આ હુકમ ઘણા ઈમામો નજીક મુસ્તહબ છે, રજ્અત તેના ઉપર અવલંબિત નથી અને ગવાહ બનાવવાની હિકમત રજ્અતના સ્વરૂપમાં તો એ છે કે ક્યાંક કાલે સ્ત્રી રજ્અતથી ઈન્કાર કરીને તેના નિકાહમાંથી નીકળી જવાનો દા'વો ન કરવા લાગે અને રજ્અત છોડવાના તથા નિકાહ સમાપ્ત કરવાના સ્વરૂપમાં એટલા માટે છે કે કાલે પોતે પોતાનો નફ્સ જ ક્યાંક શરારતથી અથવા તો પત્નીની મહોબ્બતથી પ્રભાવિત થઈને એવો દા'વો ન કરવા લાગે કે ઈદ્દત પસાર થતાં પહેલાં મેં રજ્અત કરી લીધી હતી. આ બંને ગવાહો માટે ذَوَىْ عَدْلٍ કહીને બતાવ્યું કે શરઈ અને પારિભાષિક અર્થમાં "અદ્લ" એટલે કે ભરોસાપાત્ર સાચા ગવાહો હોવું જરૂરી છે નહિતર તેમની ગવાહી ઉપર ન્યાયાધીશ કોઈ ફેંસલો નહીં આપે અને اَقِيْمُوا الشَّهَادَةَ لِلّٰهِ માં સામાન્ય મુસલમાનોને સંબોધન છે કે જો તમારે આવા કિસ્સામાં રજ્અત અથવા નિકાહ સમાપ્તિની ગવાહી આપવાની હોય અને જો ન્યાયની અદાલતમાં ગવાહી આપવાની નોબત આવે તો કોઈ પણ પ્રકારના પક્ષપાત કર્યા વિના તરફેણ કે અદાવત કે દુશ્મનીના કારણે વિરોધ હોવા છતાં સાચી ગવાહી આપવામાં જરા પણ તફાવત આવવા ન પામે.

ذٰلِكُمْ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ એટલે કે આ પ્રસ્તુત વિષયોથી તે વ્યક્તિને શિખામણ આપવામાં આવે છે જે અલ્લાહ તઆલા ઉપર અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતો હોય તેમાં આખિરતનું વર્ણન એટલા માટે ખાસ રીતે કરવામાં આવ્યું કે પતિ પત્નીના પરસ્પર હકોની અદાયગી માત્ર તક્વા અને આખિરતની ફિકરના આધારે જ કરાવી શકાય છે.

**ગુનાહ અને સજાના કાયદામાં કુર્આને હકીમનો વિશિષ્ટ પ્રકારનો હિકમતપૂર્ણ સિદ્ધાંત :**

દુનિયાની શાસન વ્યવસ્થાઓમાં કાયદા કાનૂન બનાવવા તથા ગુનાહો

ઉપર સજા અને જેલ વગેરેનો રિવાજ ઘણો પ્રાચીન છે. દરેક કોમ અને દેશમાં કાયદાઓ અને સજાઓના પુસ્તકો અને તેનું બંધારણ લખવામાં આવ્યું છે અને એ પણ દેખીતું છે કે કુર્આને કરીમ પણ અલ્લાહ તઆલાના કાનૂનની કિતાબ છે પરંતુ તેની શૈલી દુનિયાના બધા જ કાયદાના પુસ્તકો અને બંધારણ કરતાં આગવી અને ભિન્ન પ્રકારની વિશિષ્ટતા ધરાવે છે. દરેક કાયદાની આગળ પાછળ અલ્લાહના ડર અને આખિરતની ફિકરને સામે કરવામાં આવે છે જેથી દરેક માનવી કાયદાનું પાલનં કોઈ પોલીસ અથવા રખેવાળની દેખરેખ હેઠળ નહીં પરંતુ અલ્લાહના ડરના કારણે કરે, તેને કોઈ જોતું હોય કે ન જોતું હોય, એકાંત હોય કે જાહેરમાં; દરેક સ્વરૂપમાં કાયદાના પાલનને જરૂરી સમજે. માત્ર આ જ કારણ છે કે કુર્આન ઉપર સાચું ઈમાન ધરાવનારાઓમાં કોઈ કડકથી કડક કાયદો લાગુ પાડવો વધારે મુશ્કેલ નથી હોતો, તે એટલા માટે કે ઇસ્લામી હુકૂમતને પોલીસ અને તેના ઉપર સ્પેશિયલ પોલીસ ફોર્સ અને તેના ઉપર સિક્રેટ પોલીસ ફોર્સ વગેરેની જરૂર નથી હોતી.

કુર્આને કરીમનો આ વિશિષ્ટ પ્રકારનો સિદ્ધાંત બધા જ કાયદાઓમાં સામાન્ય છે, ખાસ કરીને પતિ પત્નીના સંબંધો અને પરસ્પરના હકોના કાયદાઓમાં તેની સૌથી વધારે કાળજી લેવામાં આવી. કારણ કે આ સંબંધો જ એવા છે કે તેમનામાં ન તો દરેક કામ ઉપર કોઈ ગવાહી મળી શકે છે અને ન જ અદાલતી પૂછતાછ કે તહકીક પતિ પત્નીના પરસ્પરના હકોમાં કરેલી કમી કે ઉણપનો સાચો અંદાજો લગાવી શકે છે, તેનો બધો જ આધાર પોતે પતિ પત્નીના દિલ અને તેમની પ્રવૃત્તિઓ ઉપર છે. આ જ કારણ છે કે નિકાહના સુન્નત ખુત્બામાં કુર્આને કરીમની જે આયતો પઢવી સુન્નતથી સાબિત છે આ ત્રણ આયતો તકવા(અલ્લાહના ડર)ના હુકમથી શરૂ થાય છે અને તેના જ ઉપર ખતમ થાય છે જેમાં એ ઇશારો છે કે નિકાહ કરનારાઓએ પણ હવેથી એવું સમજી લેવાનું છે કે કોઈ જુએ અથવા ન જુએ પરંતુ અલ્લાહ તઆલા અમારા જાહેર અને ગુપ્ત બધા અમલોથી બલકે દિલોના ગુપ્ત અને છુપા વિચારો સુદ્ધાંથી વાકેફ છે. જો અમે પરસ્પર હકોની અદાયગીમાં ઉણપ રાખીને એકે બીજાને તકલીફ આપી તો સમગ્ર સૃષ્ટિના સર્જનહારની સામે જવાબ આપવો પડશે, એ જ રીતે સૂરએ તલાકમાં જ્યારે કે તલાકના અમુક હુકમો વર્ણન કરવામાં આવ્યા તો પહેલા જ હુકમ પછી

وَاتَّقُوا اللّٰهَ رَبَّكُمْ કહીને તકવાની સૂચના આપવામાં આવી, પછી ચાર હુકમોનું વર્ણન કર્યા પછી આ શિખામણ આપી કે જે વ્યક્તિ તેનાથી વિરુદ્ધ કરે છે તે કોઈ અન્ય ઉપર નહીં બલકે પોતાની જાત ઉપર જુલમ કરે છે અને તેનો વબાલ તેને જ તબાહ કરી દેશે. وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ પછી આ ચાર ગૌણ હુકમો અને કાયદાઓ વર્ણન કર્યા બાદ ફરી તે સૂચનાનું પુનરાવર્તન કરવામાં આવ્યું, ذٰلِكُمْ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ આગળ એક આયતમાં તકવાની ફઝીલત અને તેની દીની અને દુનિયવી બરકતો વર્ણન કરી, પછી એ જ આયતના અંતે અલ્લાહ ઉપર ભરોસો રાખવાની બરકતો વર્ણવવામાં આવી, ત્યારબાદ ફરી ઈદ્દતના અમુક હુકમો વર્ણન કર્યા અને ત્યારબાદ ફરી બે આયતોમાં તકવાની વધુ બરકતો અને લાભોનું વર્ણન કરવામાં આવ્યું અને ત્યારબાદ ફરી નિકાહ અને તલાક વિશે અમુક હુકમો પત્નીના ભરણ પોષણ તથા અવલાદને દૂધ પીવડાવવા વગેરેના બતાવવામાં આવ્યા. તલાક અને ઈદ્દત તથા પત્નીના ભરણ પોષણ અને બાળકને દૂધ પીવડાવવા વગેરેના હુકમોમાં વારંવાર ક્યાંક આખિરતનું વર્ણન તો ક્યાંક તકવાની ફઝીલત અને બરકત અને ક્યાંક અલ્લાહ તઆલા ઉપર તવક્કુલ (ભરોસા)ની બરકતો અને અમુક હુકમો વર્ણન કરીને ફરી તકવાની ફઝીલતોનું પુનરાવર્તિત સ્વરૂપે વર્ણન વાસ્તવમાં અજોડ લાગે છે પરંતુ કુર્આને કરીમની આ અદ્‌ભૂત શૈલીની હિકમત સમજી લીધા પછી તેનું અનુસંધાન અને મજબૂત સંદર્ભ પણ સ્પષ્ટ થઈ ગયો. હવે પ્રસ્તુત આયતોની તફસીર અને ખુલાસો જોઈ લઈએ.

وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مَخْرَجًا وَّيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ એટલે કે જે વ્યક્તિ અલ્લાહથી ડરશે તો અલ્લાહ તઆલા તેના માટે દરેક મુશ્કેલી અને મુસીબતથી છુટકારાનો માર્ગ કાઢી આપશે અને તેને અનુમાન પણ ન હોય એવી રોજી અર્પણ કરશે.

શબ્દ تَقْوٰى (તક્વા)નો મૂળ શાબ્દિક અર્થ "બચવું" થાય છે. શરીઅતની પરિભાષામાં ગુનાહોથી બચવા માટે આ શબ્દ બોલવામાં આવે છે અને જ્યારે અલ્લાહ તઆલા તરફ તેનો સંદર્ભ કે સંબંધ છે તો તેનો અર્થ અલ્લાહથી ડરવાનો કરવામાં આવે છે અને તેનો ભાવાર્થ એ હોય છે કે અલ્લાહ તઆલાની નાફરમાની અને ગુનાહોથી બચો અને ડરતા રહો.

આ આયતમાં તક્વાની બે બરકતો વર્ણન કરવામાં આવી છે, પ્રથમ એ કે

તક્વો અપનાવનાર વ્યક્તિ માટે અલ્લાહ તઆલા બચવાનો માર્ગ કાઢી આપે છે. કઈ વસ્તુથી બચવું તેમાં સાચી વાત એ છે કે આ બાબત સામાન્ય રીતે દુનિયાની બધી જ મુશ્કેલીઓ અને કષ્ટો માટે પણ અને આખિરતની બધી મુશ્કેલીઓ અને પીડાદાયક બાબતો માટે પણ છે અને આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા મુત્તકી એટલે કે ગુનાહોથી બચનાર વ્યક્તિ માટે દુનિયા અને આખિરતની દરેક મુશ્કેલીઓ અને આફતોથી છુટકારાનો માર્ગ કાઢી આપે છે અને બીજી બરકત એ છે કે તેને એવા સ્થળેથી રોઝી આપે છે જ્યાંનું તેને અનુમાન કે કલ્પના પણ નથી હોતી. સાચી વાત એ જ છે કે રોઝીથી પણ આ સ્થળે દરેક જરૂરિયાતની વસ્તુઓ છે ભલે તે દુનિયાની હોય અથવા આખિરતની. મો'મિન મુત્તકી માટે અલ્લાહ તઆલાનો વાયદો આ આયતમાં એ છે કે તેની દરેક મુશ્કેલીને પણ સરળ કરી દેવામાં આવે છે અને તેની જરૂરિયાતને પણ પૂરી કરી દેવામાં આવે છે અને એવા માર્ગોએથી તેની જરૂરિયાતો પૂરી થાય છે જેની તેને કલ્પના કે અનુમાન પણ હોતું નથી. *(રૂહુલ મઆની)*

સ્થળના સંદર્ભ આધારે અમુક તફસીરકારોએ આ આયતની તફસીરમાં કહ્યું છે કે તલાક દેનાર પતિ અને તલાક પામનાર પત્ની બંને અથવા તેમનામાં જે પણ તક્વો અપનાવનાર હશે અલ્લાહ તઆલા આ તલાક અને નિકાહ તૂટ્યા પછી આવનારી દરેક મુશ્કેલી અને તકલીફથી છુટકારો આપશે અને પુરુષને તેના લાયક પત્ની અને સ્ત્રીને તેના લાયક પતિ આપશે અને દેખીતું છે કે આયતનો મૂળ ભાવાર્થ જે બધી જ મુશ્કેલીઓ અને દરેક પ્રકારની રોઝી માટે સામાન્ય છે તેમાં પતિ પત્નીની આ મુશ્કેલીઓ અને જરૂરતો પણ સામેલ છે. *(રૂહુલ મઆની)*

**પ્રસ્તુત આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે ઔફ બિન માલિક અશ્જઈ (રદિ.) રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે મારા પુત્ર સાલિમને દુશ્મન પકડીને લઈ ગયા છે તેની માં ખૂબ પરેશાન છે, મારે શું કરવું જોઈએ ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે હું તમને અને તે પુત્રની માતાને હુકમ આપું છું કે તમે વધુ પ્રમાણમાં لَا حَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللّٰهِ (લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ) પઢયા કરો. આ બંનેએ હુકમનું પાલન કર્યું, મોટા

પ્રમાણમાં આ વાક્ય પઢવા લાગ્યા, તેની અસર એ થઈ કે જે દુશ્મનોએ તે છોકરાને કેદ કરી રાખ્યો હતો તે કોઈ સમયે થોડા બેદરકાર થયા તો તે પુત્ર કોઈ રીતે તેમની કેદમાંથી નીકળી ગયો અને તેમની અમુક બકરીઓ હાંકીને સાથે લઈને પોતાના વાલી પાસે પહોંચી ગયો. અમુક રિવાયતોમાં છે કે તેમનું એક ઊંટ તેને મળી ગયું, તેના ઉપર સવાર થયો અને બીજા ઊંટોને સાથે કરી સૌને લઈને પોતાના પિતા પાસે પહોંચ્યો, તેના પિતાએ આ ખબર લઈ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને અમુક રિવાયતોમાં છે કે એ સવાલ પણ કર્યો કે આ ઊંટ બકરીઓ જે મારો પુત્ર સાથે લઈને આવ્યો છે તે અમારા માટે જાઈઝ અને હલાલ છે કે નહીં ? તેના ઉપર આ આયત નાઝિલ થઈ, ...وَمَنْ يَّتَّقِ اللّٰهَ

અમુક રિવાયતોમાં છે કે ઔફ બિન માલિક અશ્જઈ (રદિ.) અને તેમની પત્નીને જ્યારે પુત્રના અપહરણ વિશે વધારે બેચેની થઈ તો રસૂલે કરીમ ﷺએ તેમને તકવો અપનાવવાનો હુકમ આપ્યો અને એ પણ અસંભવિત નથી કે તકવાનો પણ હુકમ આપ્યો અને વધુ પ્રમાણમાં "લા હવ્લ વલા કુવ્વત" પઢવાનો પણ. (આ બધી રિવાયતો રૂહુલ મઆનીમાં ઇબ્ને મરદુયાથી કલ્બી, અબી સાલિહ, ઇબ્ને અબ્બાસ રદિ.ના હવાલાથી નકલ કરવામાં આવી છે).

આ પૂર્વભૂમિકાથી પણ એ જાણ થઈ કે જો કે આ સ્થળે આ આયત તલાક સાથે સંબંધ રાખનાર પુરુષ અને સ્ત્રીના સંદર્ભમાં આવી છે પરંતુ ભાવાર્થ તેનો જાહેર છે કે તે સૌને સામેલ કરે છે.

**મસ્અલો :**

આ હદીષથી એ પણ સાબિત થયું કે કોઈ મુસલમાન કાફિરની કેદમાં આવી જાય અને તેમનો અમુક માલ લઈને પાછો આવી જાય તો આ માલ ગનીમતના હુકમમાં છે અને હલાલ છે અને ગનીમતના સામાનના નિયમ મુજબ તેનો પાંચમો ભાગ બયતુલ માલને આપવો પણ તેના માથે નથી જેમકે હદીષની ઘટનામાં આ માલમાંથી ખુમ્સ (પાંચમો ભાગ) લેવામાં આવ્યું નથી. ફુકહાએ કહ્યું કે કોઈ મુસલમાન છુપાઈને પરવાનગી લીધા વિના દારુલ હરબમાં ચાલ્યો જાય અને ત્યાંથી કાફિરોનો અમુક માલ જપ્ત કરી લઈ આવે અને દારુલ ઈસ્લામમાં પહોંચી જાય તો તેનો પણ એ જ હુકમ છે પરંતુ જે વ્યક્તિ કાફિરો પાસે શરણ

અને પરવાનગી લઈને તેમના દેશમાં જાય જેમકે આજકાલ વીઝા લેવાનો રિવાજ છે તો તેના માટે એ જાઇઝ નથી કે તેમનો કોઈ માલ તેમની મરજી વિના લઈ આવે, એ જ પ્રમાણે જે વ્યક્તિ કેદ થઈને તેમના દેશમાં ચાલ્યો જાય, પછી કાફિરોમાંથી કોઈ વ્યક્તિ તેમની પાસે કોઈ અમાનત મૂકી દે તો આ અમાનતને લઈ આવવી પણ હલાલ નથી. પ્રથમ સ્વરૂપમાં તો એટલા માટે કે શરણ લઈને જવાથી એક કરાર તેમની વચ્ચે થઈ ગયો, હવે તેની મરજી વિના તેમના પ્રાણ અને માલમાં કોઈ ભોગવટો કરવો એ કરારભંગમાં સામેલ છે અને બીજા સ્વરૂપમાં પણ અમાનત રાખનાર સાથે એક પ્રકારનો કરાર હોય છે કે જ્યારે તે માંગશે અમાનત તેને પાછી આપી દેવામાં આવશે. હવે આ અમાનત પાછી ન આપવી તે પણ કરારભંગ અને વાયદાખિલાફી છે જે શરીઅતની રૂએ હરામ છે.

*(મઝહરી)*

રસૂલે કરીમ ﷺની પાસે હિજરત પહેલાં ઘણા બધા કાફિરો પોતાની અમાનતો મૂકતા હતા, હિજરતના સમયે આપ ﷺના કબ્જામાં એવી કેટલીક અમાનતો હતી, તેમને રસૂલે કરીમ ﷺ પોતાની સાથે લાવ્યા નહીં બલકે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂને હિજરતના સમયે તે કામ માટે તેમની પાછળ છોડ્યા કે તેઓ જેની જેની અમાનતો છે તે તેમને સોંપી દે.

**મુસીબતોથી છુટકારો અને હેતુપ્રાપ્તિનો પ્રભાવશાળી નુસ્ખો :**

પ્રસ્તુત હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઔફ બિન માલિક (રદિ.)ને મુસીબતથી છુટકારો અને હેતુપ્રાપ્તિ માટે એવી તાકીદ કરી કે વધુ પ્રમાણમાં "લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ" પઢ્યા કરો. હઝરત મુજદ્દીદ અલ્ફે ષાની (રહ.)એ ફરમાવ્યું કે દીની અને દુનિયવી દરેક પ્રકારની મુસીબતો અને નુકસાનોથી બચવા અને લાભ તથા હેતુપ્રાપ્તિ કરવા આ વાક્ય મોટા પ્રમાણમાં પઢવું ઘણો જ અસરકારક અને પ્રભાવશાળી અમલ છે અને તે વધુ પ્રમાણ હઝરત મુજદ્દીદ (રહ.)એ આ બતાવ્યું કે દરરોજ પાંચસો વખતે આ વાક્ય પઢવામાં આવે અને સો સો વખતે દુરૂદ શરીફ તેની શરૂઆતમાં અને અંતે પઢીને પોતાના મકસદ માટે દુઆ કર્યા કરે. *(મઝહરી)*

ઈમામ અહમદ, હાકિમ, બયહકી, અબૂ નઈમ (રહ.) વગેરેએ હઝરત

અબૂઝર (રદિ.)થી રિવાયત કરી છે અને હાકિમે તેની સનદને સહીહ ઠરાવી છે કે રસૂલે કરીમ ﷺ એક દિવસ આ આયત ...وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مَخْرَجًا ની તિલાવત વારંવાર કરતા રહ્યા, એટલે સુધી કે મને ઊંઘ આવવા લાગી, પછી કહ્યું કે હે અબૂઝર ! જો દરેક વ્યક્તિ માત્ર આ આયતને અપનાવી લે તો સૌના માટે પૂરતું છે. (રૂહુલ મઆની) પૂરતું હોવાનો ભાવાર્થ દેખીતો છે કે દીન અને દુનિયાના બધા જ હેતુઓ અને મકસદોમાં સફળતા માટે પૂરતું છે.

وَمَنْ يَّتَوَكَّلْ عَلَى اللّٰهِ فَهُوَ حَسْبُهٗ ۚ اِنَّ اللّٰهَ بَالِغُ اَمْرِهٖ قَدْ جَعَلَ اللّٰهُ لِكُلِّ شَىْءٍ قَدْرًا એટલે કે જે વ્યક્તિ અલ્લાહ તઆલા ઉપર તવક્કુલ અને ભરોસો કરશે અલ્લાહ તેની જરૂરિયાત પૂરી કરવા માટે પૂરતો છે, કારણ કે અલ્લાહ તઆલા પોતાના કામને જે રીતે ઇચ્છે પૂરું કરીને રહે છે, તેણે દરેક વસ્તુનો એક અંદાજો નક્કી કરી દીધો છે એ જ પ્રમાણે બધા કામ થાય છે. તિરમિઝી અને ઇબ્ને માજહે હઝરત ઇબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَوْ اَنَّكُمْ تَوَكَّلْتُمْ عَلَى اللّٰهِ حَقَّ تَوَكُّلِهٖ لَرَزَقَكُمْ كَمَا يَرْزُقُ الطَّيْرَ تَغْدُوْ خِمَاصًا وَتَرُوْحُ بِطَانًا

*"જો તમે અલ્લાહ ઉપર ભરોસો કર્યો હોત જેમકે તેનો હક છે તો નિ:શંક અલ્લાહ તઆલા તમને એવી રીતે રોજી આપત જેમકે પક્ષીઓ, પશુઓને આપે છે કે સવારે પોતાના માળાઓએથી ભૂખા નીકળે છે અને સાંજે પેટ ભરીને પાછા આવે છે."*

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર વ્યક્તિ હિસાબ કિતાબ વિના જન્નતમાં દાખલ થશે, તેમના લક્ષણોમાં એક એ પણ છે કે તેઓ અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરનારા હશે. *(મઝહરી)*

તવક્કુલ એટલે કે અલ્લાહ ઉપરના ભરોસાનો અર્થ એ નથી કે અલ્લાહે પેદા કરેલ કારણો અને વસ્તુઓને છોડી દેવામાં આવે બલકે ભાવાર્થ એ છે કે કારણો અને વસ્તુઓને અવશ્ય અપનાવવામાં આવે પરંતુ આ કારણો અને સબબો ઉપર ભરોસો કરવાના બદલે અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરે કે જ્યાં સુધી તેની ઇચ્છા અને ઇરાદો ન થઈ જાય કોઈ કામ થઈ શકતું નથી. પ્રસ્તુત આયતમાં તકવા અને તવક્કુલની ફઝીલતો અને બરકતો વર્ણન કર્યા પછી તલાક

અને ઈદ્દત વિશેના અમુક વધુ હુકમો વર્ણન કરવામાં આવ્યા છે.

وَالّٰٓیْءِ یَئِسْنَ مِنَ الْمَحِیْضِ مِنْ نِّسَآئِکُمْ اِنِ ارْتَبْتُمْ فَعِدَّتُهُنَّ ثَلٰثَةُ اَشْهُرٍ وَّالّٰٓیْءِ لَمْ یَحِضْنَ وَاُولَاتُ الْاَحْمَالِ اَجَلُهُنَّ اَنْ یَّضَعْنَ حَمْلَهُنَّ આ આયતમાં તલાક પામેલી સ્ત્રીઓની ઈદ્દતની વધારે વિગત આવી છે જેમાં ત્રણ પ્રકારની સ્ત્રીઓની ઈદ્દતનો સામાન્ય કાયદો ઈદ્દતથી અલગ હુકમ સ્વરૂપે ઉપસ્થિત છે.

**તલાકની ઇદ્દત વિશે નવમો હુકમ :**

તલાકની ઈદ્દત સામાન્ય પરિસ્થિતિઓમાં ત્રણ હૈઝ પૂરા કરવા છે જેનું વર્ણન સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે પરંતુ તે સ્ત્રીઓ કે જેમને ઓછી ઉંમરના કારણે હજુ સુધી હૈઝ આવવાનું શરૂ ન થયું હોય તેમની ઈદ્દત પ્રસ્તુત આયતમાં ત્રણ હૈઝના બદલે ત્રણ મહિના નિશ્ચિત કરવામાં આવી અને ગર્ભવતી સ્ત્રીઓની ઈદ્દત બાળક પેદા થવા સુધીની ઠરાવી છે ભલે તે કેટલાય દિવસોમાં હોય.

اِنِ ارْتَبْتُمْ એટલે કે જો તમને શંકા હોય. આ શંકાનો ભાવાર્થ એ છે કે મૂળ ઈદ્દત હૈઝ આધારે ગણતરી કરવામાં આવે છે અને તે સ્ત્રીઓનું હૈઝ તો બંધ છે તો પછી ઈદ્દતની ગણતરી કઈ રીતે થશે ? આયતમાં આ જ બાબતને શંકા સ્વરૂપે દર્શાવી છે.

આગળ ફરી તકવાની ફઝીલત અને બરકતનું વર્ણન છે, وَمَنْ یَّتَّقِ اللّٰهَ یَجْعَلْ لَّهٗ مِنْ اَمْرِهٖ یُسْرًا એટલે કે જે વ્યક્તિ અલ્લાહથી ડરે છે અલ્લાહ તેના કામમાં સરળતા કરી દે છે, એટલે કે દુનિયા અને આખિરતના કામ તેના માટે સરળ થઈ જાય છે ત્યારબાદ ફરી તલાક અને ઈદ્દતના પ્રસ્તુત હુકમોના પાલનની તાકીદ છે. ذٰلِکَ اَمْرُ اللّٰهِ اَنْزَلَهٗۤ اِلَیْکُمْ આ હુકમ છે કે અલ્લાહનું જે તમારા તરફ ઉતારવામાં આવેલું છે ત્યાર પછી તકવાની એક બીજી ફઝીલતનું વર્ણન છે, وَمَنْ یَّتَّقِ اللّٰهَ یُکَفِّرْ عَنْهُ سَیِّاٰتِهٖ وَیُعْظِمْ لَهٗۤ اَجْرًا એટલે કે જે વ્યક્તિ અલ્લાહથી ડરશે તો અલ્લાહ તઆલા તેના ગુનાહોનો કફ્ફારો કરી આપશે અને તેનો સવાબ વધારી દેશે.

**તકવા (અલ્લાહ તઆલાના ડર)ની પાંચ બરકતો :**

પ્રસ્તુત આયતોમાં જે તકવાની ફઝીલતો અને બરકતોનું વર્ણન આવ્યું છે તેનો ખુલાસો પાંચ વસ્તુઓ છે. એક એ કે અલ્લાહ તઆલા મુત્તકી માટે દુનિયા

અને આખિરતની મુસીબતો અને મુશ્કેલીઓથી છુટકારાનો માર્ગ કાઢી આપે છે, બીજું એ કે તેના માટે રોઝીના એવા દરવાજા ખોલી નાંખે છે જેના તરફ તેનું ધ્યાન પણ જતું નથી, ત્રીજું એ કે તેના બધા કામોમાં સરળતા પેદા કરી દે છે, ચોથું એ કે તેના ગુનાહોનો કફ્ફારો કરી આપે છે, પાંચમું એ કે તેનો સવાબ વધારી આપે છે અને એક અન્ય સ્થળે તકવાની આ બરકત પણ બતાવવામાં આવી છે કે તેના કારણે તેના માટે સાચા અને ખોટાની ઓળખ કરવી સરળ બની જાય છે. اِنْ تَتَّقُوا اللّٰهَ يَجْعَلْ لَّكُمْ فُرْقَانًا આયતનો આ જ ભાવાર્થ છે. આગળ ફરી તલાક પામેલી સ્ત્રીની ઈદ્દત તેના ભરણ પોષણનું વર્ણન અને સામાન્ય સ્ત્રીઓના હકોની અદાયગીની તાકીદ છે, اَسْكِنُوْهُنَّ مِنْ حَيْثُ سَكَنْتُمْ مِّنْ وُّجْدِكُمْ وَلَا تُضَآرُّوْهُنَّ لِتُضَيِّقُوْا عَلَيْهِنَّ આ આયતનો સંબંધ તે પ્રથમ હુકમ સાથે છે જે ઉપર આવી ચૂક્યો છે કે તલાક પામેલી સ્ત્રીઓને તેમના ઘરોએથી ન કાઢો. આ આયતમાં તેનું હકારાત્મક પાસું વર્ણન કરવામાં આવ્યું છે કે તેમની ઈદ્દત પૂરી થતાં સુધી પોતાની શક્તિ અને ક્ષમતા પ્રમાણે રહેવાનું મકાન આપો જ્યાં તમે પોતે રહો છો એ જ મકાનના કોઈ ભાગમાં રાખો, જો તલાક પામેલી સ્ત્રીને તલાકે રજઈ આપી છે તો તો પછી પરસ્પર કોઈ પરદાની પણ આવશ્યકતા નથી. હા ! જો તલાકે બાઈન આપી છે અથવા તો ત્રણ તલાક આપી દીધી છે તો હવે નિકાહનો સંબંધ તૂટી ચૂક્યો છે તેના ભૂતપૂર્વ પતિથી પરદો કરવો જોઈએ તેથી પરદા સાથે તે જ મકાનમાં રહેવાની વ્યવસ્થા કરવામાં આવે.

**દશમો હુકમ :**

**તલાક પામેલ સ્ત્રીઓને ઇદ્દતના દિવસોમાં હેરાન કરવામાં ન આવે :**

لَا تُضَآرُّوْهُنَّ તેનો અર્થ એ છે કે ઈદ્દતના દિવસોમાં જ્યારે કે ત્યકતા સ્ત્રી તમારી સાથે રહે તો મ્હેણાં ટોણા મારીને અથવા તેની જરૂરિયાતમાં ઉણપ રાખીને તેને હેરાન ન કરો કે તે ઘરમાંથી નીકળી જવા માટે મજબૂર થઈ જાય.

**અગિયારમો હુકમ; ત્યકતા સ્ત્રીઓની ઇદ્દતનું ભરણ પોષણ :**

وَاِنْ كُنَّ اُولَاتِ حَمْلٍ فَاَنْفِقُوْا عَلَيْهِنَّ حَتّٰى يَضَعْنَ حَمْلَهُنَّ એટલે કે જો ત્યકતા સ્ત્રીઓ ગર્ભવતી હોય તો તેમના ઉપર તે સમય સુધી ખર્ચ કરતા રહો જ્યાં સુધી કે તેનો ગર્ભ પેદા ન થઈ જાય.

આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે તલાકવાળી સ્ત્રીઓ જો ગર્ભવતી હોય તો તેમનું ભરણ પોષણ તે સમય સુધી પતિ ઉપર જરૂરી છે જ્યાં સુધી કે ગર્ભ પેદા થઈ જાય, એટલા માટે તલાકવાળી ગર્ભવતી સ્ત્રીઓ સંદર્ભે સમગ્ર ઉમ્મતનો ઈજ્માઅ્ છે કે તેનું ભરણ પોષણ ગર્ભ પેદા થવાની સંપૂર્ણ મુદત સુધી પતિ ઉપર વાજિબ છે, બાકી જે ત્યકતા સ્ત્રીઓ ગર્ભવતી નથી જો તેમને તલાકે રજઈ આપવામાં આવી છે તો તેનું ઈદ્દતનું ભરણ પોષણ પણ પતિ ઉપર ઉમ્મતના ઈજ્માઅ્થી વાજિબ છે અને તે ત્યકતા સ્ત્રીઓ જેમને તલાકે બાઈન અથવા ત્રણ તલાક આપવામાં આવી છે અથવા જેમણે ખુલઅ્ વગેરે દ્વારા પોતાના નિકાહ તોડાવી નાંખ્યા છે તેના વિશે ઈમામ શાફઈ અને ઈમામ અહમદ તથા બીજા અમુક ઈમામોનું નિવેદન છે કે તેમનું ભરણ પોષણ પતિ ઉપર વાજિબ નથી અને ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક તેનું ભરણ પોષણ પણ પતિ ઉપર વાજિબ છે. તેમના મતે જે રીતે હક્કે સુકના (ઘરમાં થોભવાનો હક) બધી જ ત્યકતા સ્ત્રીઓ માટે વાજિબ છે એ જ પ્રમાણે ભરણ પોષણ પણ દરેક પ્રકારની ત્યકતા સ્ત્રીઓ માટે વાજિબ છે અને દલીલ આ જ આયત છે જેમાં સામાન્ય ત્યકતા સ્ત્રીઓ માટે હક્કે સુકના આપવાનું જરૂરી ઠરાવવામાં આવ્યું છે, એટલે કે أَسْكِنُوهُنَّ مِنْ حَيْثُ سَكَنتُم مِّن وُّجْدِكُمْ કારણ કે આ જ આયતમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ન કિરાઅત આ જ છે, أَسْكِنُوهُنَّ مِنْ حَيْثُ سَكَنتُمْ وَأَنفِقُوا عَلَيْهِنَّ مِن وُّجْدِكُمْ અને એક બીજી કિરાઅત માટે ખુલાસો છે, તેનાથી જાણ થઈ કે પ્રસ્તુત આયતની પ્રખ્યાત કિરાઅત જેમાં શબ્દ أَنفِقُوا (અન્ફિકૂ) ઉપસ્થિત નથી તેમાં પણ આ શબ્દ સુષુપ્ત છે અને તેણે જે રીતે બધી જ ત્યકતા સ્ત્રીઓનો હક્કે સુકના પતિઓ ઉપર જરૂરી કર્યો છે એ જ પ્રમાણે હક્કે નફકા (ભરણ પોષણની જવાબદારી) પણ ઈદ્દતના દિવસો સુધી પતિ ઉપર વાજિબ કરી દીધી છે અને તેનું સમર્થન હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) અને બીજા ઘણા સહાબએ કિરામ (રદિ.)ના આ નિવેદનથી થાય છે કે તેમણે ફાતિમા બિન્તે કૈસ (રદિ.)ની કે જેમના પતિએ તેમને ત્રણ તલાક આપી હતી તેમની આ રિવાયતને કે રસૂલે કરીમ ﷺએ તેમનું ભરણ પોષણ તેમના પતિ ઉપર જરૂરી નથી ઠરાવ્યું એવું કહીને રદ કર્યું કે અમે તેમની આ રિવાયતની બીના ઉપર કિતાબુલ્લાહ અને સુન્નતે રસૂલુલ્લાહ ﷺને નથી છોડી શકતા જેમાં બધી જ

ત્યકતા સ્ત્રીઓનું ઈદ્દતનું ભરણ પોષણ પતિઓ ઉપર વાજિબ કરવામાં આવ્યું છે. *(રવાહુ મુસ્લિમ)*

કિતાબુલ્લાહના હવાલાથી દેખીતો આયતનો આ જ ભાવાર્થ છે અને ફારૂકે આ'ઝમ (રદિ.) નજીક આયતના ભાવાર્થમાં ભરણ પોષણ પણ સામેલ છે અને સુન્નતથી ભાવાર્થ તે હદીષ છે જે પોતે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)થી તહાવી, દાર કતની અને તબરાનીએ નકલ કરી છે. ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ કહ્યું કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે તેમણે ત્રણ તલાક પામેલી સ્ત્રી માટે પણ ભરણ પોષણ અને "સુકના" વાજિબ કર્યું છે.

ખુલાસો એ છે કે ગર્ભવતી સ્ત્રીઓના ઈદ્દતનો ખર્ચ તો સ્પષ્ટ રીતે આ આયતે વાજિબ ઠરાવ્યો છે તેથી તેના ઉપર ઉમ્મતનો ઈજ્માઅ્ છે એ જ પ્રમાણે રજઈ તલાક પામેલી સ્ત્રીનો હજુ સુધી નિકાહ તૂટયો નથી તેનું ભરણ પોષણ પણ સર્વસહમતીએ પતિ માટે વાજિબ છે પરંતુ "બાઈન અને મુગલ્લઝા" એટલે કે ત્રણ તલાક પામેલી સ્ત્રી વગેરે બાબતે ઉમ્મતના ફુકહામાં મતભેદ છે. ઈમામ આ'ઝમ (રહ.) નજીક તેનો ખર્ચ પણ વાજિબ છે, તેની સંપૂર્ણ વિગત આ જ આયતની તફસીરમાં તફસીરે મઝહરીમાં જોઈ શકાય છે.



فَاِنْ اَرْضَعْنَ لَكُمْ فَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ એટલે કે ત્યકતા સ્ત્રીઓ જો ગર્ભવતી હોય અને પછી ગર્ભથી બાળક પેદા થઈ ગયું તો તેની ઈદ્દત તો ગર્ભ પેદા થવાના કારણે પૂરી થઈ ગઈ તેથી તેનો ખર્ચ કે ભરણ પોષણ તો પતિ ઉપર જરૂરી નથી રહ્યો પરંતુ જે બાળક પેદા થયું છે જો આ ત્યકતા માતા તેને દૂધ પીવડાવે તો દૂધ પીવાડવાનું વળતર લેવું અને દેવું જાઈઝ છે.

**બારમો હુકમ :**

**رَضَاعَتْ (રજાઅત) એટલે કે બાળકને દૂધ પીવાડવાનું વળતર :**

જ્યાં સુધી સ્ત્રી પતિના નિકાહમાં છે તે સમય સુધી બાળકને દૂધ પીવડાવવું કુર્આનના હુકમ પ્રમાણે માં ઉપર વાજિબ છે. وَالْوَالِدٰتُ يُرْضِعْنَ اَوْلَادَهُنَّ અને જે કામ કોઈના માથે પોતે ફરજ હોય તેનું વળતર લેવું લાંચના હુકમમાં છે જેને લેવું અને દેવું બંને નાજાઈઝ છે અને ઈદ્દતનો સમય પણ આ મામલામાં નિકાહના હુકમમાં છે, કારણ કે સ્ત્રીનું ભરણ પોષણ જે રીતે નિકાહની

હાલતમાં પતિ ઉપર વાજિબ છે એ રીતે ઈદ્દતમાં પણ વાજિબ છે, અલબત્ત જ્યારે હમલ દ્વારા બાળક પેદા થાય તો ઈદ્દત સમાપ્ત થઈ ગઈ અને સ્ત્રી સ્વતંત્ર થઈ ગઈ, હવે તેનો ખર્ચ કે ભરણ પોષણ પતિ ઉપર વાજિબ નથી રહ્યું, હવે જો તે આ બાળકને દૂધ પીવડાવે તો પ્રસ્તુત આયતે તેનું વળતર લેવા અને દેવાનું જાઈઝ ઠરાવ્યું છે.

**તેરમો હુકમ :**

وَأْتَمِرُوا بَيْنَكُم بِمَعْرُوفٍ માં શબ્દ ائتمار નો શાબ્દિક અર્થ પરસ્પર મશ્વરો અને એકબીજાની વાતને સ્વીકારવાનો થાય છે. અર્થ એ છે કે દૂધ પીવડાવવાના વળતરમાં બંને પક્ષોમાં એ સૂચના આપવામાં આવી છે કે પરસ્પર ઘર્ષણની નોબત આવવા ન પામે, ત્યકતા સ્ત્રી સામાન્ય વળતરથી વધારે ન માંગે અને પતિ સામાન્ય વળતર પ્રમાણે દેવાથી ઈન્કાર ન કરે બલકે એકબીજા સાથે બાંધછોડનો વ્યવહાર કરે.

**ચવુદમો હુકમ :**

وَإِن تَعَاسَرْتُمْ فَسَتُرْضِعُ لَهُ أُخْرَىٰ એટલે કે જો દૂધ પીવડાવવાનું વળતર પરસ્પરના મશ્વરા અને સહમતીથી નક્કી ન થવા પામે અથવા ત્યકતા સ્ત્રી જો પોતાના બાળકને વળતર લઈને પણ દૂધ પીવડાવવાથી ઈન્કાર કરી દે તો તેને બળજબરીએ મજબૂર કરવામાં આવશે નહીં, બલકે એવું સમજવામાં આવશે કે માંની લાગણી બાળક ઉપર સૌથી વધારે હોવા છતાં તે જ્યારે ઈન્કાર જ કરી રહી છે તો કોઈ વાસ્તવિક કારણ હશે પરંતુ જો ખરેખર તેનું કારણ માત્ર ગુસ્સો અને નારાજગી જ છે અને તેથી જ ઈન્કાર કરે છે તો તે અલ્લાહ તઆલા પાસે ગુનેહગાર થશે પરંતુ કાઝીની અદાલત તેને દૂધ પીવડાવવા મજબૂર કરશે નહીં.

એ જ રીતે જો પતિને દૂર પીવાડવાનું વળતર પોતાની ગરીબીના કારણે આપવાની શક્તિ નથી અને કોઈ બીજી સ્ત્રી વળતર વિના અથવા આ વળતરથી ઓછા વળતર ઉપર દૂધ પીવડાવવા રાજી થાય જે વળતર ત્યકતા સ્ત્રી માંગે છે તો પતિને મજબૂર કરવામાં આવશે નહીં કે તે માં ની માંગણીને મંજૂર કરીને તેની જ પાસે દૂધ પીવડાવે બલકે બંને સ્વરૂપોમાં બીજી સ્ત્રી પાસે તે બાળકને દૂધ પીવડાવી શકાય છે. હા ! જો બીજી દૂધ પીવાડનાર સ્ત્રી પણ એટલું જ વળતર

માંગે જેટલું તેની સગી માં માંગી રહી હતી તો પતિ માટે ફુકહાની સહમતીએ એ જાઈઝ નથી કે માંને છોડીને બીજી સ્ત્રી પાસે આ જ વળતર આપી દૂધ પીવડાવે.

**મસ્અલો :**

જો બીજી સ્ત્રીથી દૂધ પીવડાવવાનું નક્કી થઈ જાય તો એ જરૂરી છે કે દૂધ પીવાડનાર સ્ત્રી બાળકની માંને પાસે રાખીને દૂધ પીવડાવે, માં થી અલગ રાખીને દૂધ પીવડાવવું જાઇઝ નથી કારણ કે કેળવણી અને પોતાની દેખરેખમાં રાખવું સહીહ હદીષોની રૂએ માંનો હક છે અને તેનો આ હક મારવો કોઈ પણ રીતે જાઇઝ નથી. *(તફસીરે મઝહરી)*

**પંદરમો હુકમ :**

પત્નીના ખર્ચ અને ભરણ પોષણના પ્રમાણમાં પતિની આર્થિક પરિસ્થિતિને ધ્યાનમાં લેવામાં આવશે. لِيُنْفِقْ ذُوْسَعَةٍ مِّنْ سَعَتِهٖ ۖ وَمَنْ قُدِرَ عَلَيْهِ رِزْقُهٗ فَلْيُنْفِقْ مِمَّا اٰتٰىهُ اللّٰهُ એટલે કે "ખર્ચ કરે શક્તિશાળી વ્યક્તિ પોતાની શક્તિ પ્રમાણે અને જે વ્યક્તિ ઉપર રોજી તંગ હોય તે પોતાની આવક પ્રમાણે ખર્ચ કરે." તેનાથી જાણ થઈ કે પત્નીના ખર્ચ માટે પત્નીની પરિસ્થિતિને ધ્યાને લેવામાં આવશે નહીં બલકે પતિની આર્થિક હાલત પ્રમાણે ખર્ચ આપવો વાજિબ થશે. જો પતિ માલદાર છે તો માલદારો પ્રમાણેનો ખર્ચ આપવો વાજિબ છે ભલે પત્ની માલદાર ન હોય અને ગરીબ કે મુફલીસ હોય અને જો પતિ ગરીબ છે તો ગરીબો પ્રમાણેનો ખર્ચ તેની શકિત પ્રમાણે વાજિબ થશે ભલે પત્ની માલદાર હોય. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)નો પણ આ જ અભિપ્રાય છે. અમુક બીજા ફુકહાના નિવેદનો આનાથી વિરુદ્ધ પણ છે. *(તફસીરે મઝહરી)*

لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا مَآ اٰتٰىهَا ۖ سَيَجْعَلُ اللّٰهُ بَعْدَ عُسْرٍ يُّسْرًا આ તે પાછલા વાક્યનો વિસ્તૃત ખુલાસો છે કે અલ્લાહ તઆલા કોઈને તેની શક્તિ અને ક્ષમતાથી વધારે તકલીફ નથી આપતો તેથી નાદાર અને ગરીબ પતિ ઉપર તેની હેસિયત પ્રમાણેનો ખર્ચ વાજિબ થશે જે પરિસ્થિતિ તેની હાલમાં છે. આગળ પત્નીને ગરીબો પ્રમાણેના ખર્ચને પૂરતો સમજી તેના ઉપર સબ્રની તાકીદ માટે ફરમાવ્યું, سَيَجْعَلُ اللّٰهُ بَعْدَ عُسْرٍ يُّسْرًا એટલે કે કોઈએ એવો વિચાર ન કરવો જોઈએ કે પ્રસ્તુત પરિસ્થિતિમાં તંગી છે તો આ તંગી કાયમ રહેશે બલકે તંગી

અને છૂટછાટ બધું અલ્લાહ તઆલાના હાથમાં છે, તે આ તંગી પછી છૂટછાટ પણ આપી શકે છે.

**ખુલાસો :**

આ આયતમાં એવા પતિઓ માટે અલ્લાહ તઆલા તરફથી છૂટછાટ મળવા તરફ ઈશારો છે જે પોતાની શક્તિ પ્રમાણે વાજિબ ખર્ચ પૂરો કરવાના પ્રમાણિક પ્રયત્નો કરતો રહે, પત્નીને તંગ કરવા માટે આદત ન હોય. વલ્લાહુ અઅ્લમુ *(રૂહુલ મઆની)*

---

## આયતો : (સૂરએ તલાક : આયત નં. ૮ થી ૧૨)

| |
|---|
| وَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ عَتَتْ عَنْ اَمْرِ رَبِّهَا وَرُسُلِهٖ فَحَاسَبْنٰهَا حِسَابًا شَدِيْدًا ۙ |
| وَّعَذَّبْنٰهَا عَذَابًا نُّكْرًا ﴿٨﴾ فَذَاقَتْ وَبَالَ اَمْرِهَا وَكَانَ عَاقِبَةُ اَمْرِهَا خُسْرًا ﴿٩﴾ |
| اَعَدَّ اللّٰهُ لَهُمْ عَذَابًا شَدِيْدًا ۙ فَاتَّقُوا اللّٰهَ يٰۤاُولِى الْاَلْبَابِ ۚۛ الَّذِيْنَ اٰمَنُوْا ۛ |
| قَدْ اَنْزَلَ اللّٰهُ اِلَيْكُمْ ذِكْرًا ﴿١٠﴾ رَّسُوْلًا يَّتْلُوْا عَلَيْكُمْ اٰيٰتِ اللّٰهِ مُبَيِّنٰتٍ لِّيُخْرِجَ |
| الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۭ وَمَنْ يُّؤْمِنْۢ بِاللّٰهِ وَيَعْمَلْ |
| صَالِحًا يُّدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ۭ قَدْ اَحْسَنَ اللّٰهُ |
| لَهٗ رِزْقًا ﴿١١﴾ اَللّٰهُ الَّذِيْ خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ وَّمِنَ الْاَرْضِ مِثْلَهُنَّ ۭ يَتَنَزَّلُ الْاَمْرُ |
| بَيْنَهُنَّ لِتَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۙ وَّاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَيْءٍ عِلْمًا ﴿١٢﴾ |

**તરજુમો :**

*અને કેટલીય વસ્તીઓ પોતાના પરવરદિગારના અને તેના રસૂલોના હુકમથી નીકળી ચૂકી, પછી અમે તેમને હિસાબમાં પકડયા, કઠોર હિસાબમાં; અને તેમના ઉપર આફત નાંખી, અદષ્ય આફત. (૮) પછી તેમણે પોતાના કર્મની સજા ચાખી અને અંતે તેમના કર્મમાં નુકસાન આવી ગયું. (૯) અલ્લાહે તેમના માટે કઠોર અઝાબ તૈયાર કરી રાખ્યો છે, બસ અલ્લાહથી ડરતા રહો*

*હે બુદ્ધિશાળીઓ જેમને યકીન છે; નિઃશંક અલ્લાહે તમારા ઉપર નસીહત ઉતારી છે. (૧૦) રસૂલ તમને પઢીને સંભળાવે છે અલ્લાહની આયતો સ્પષ્ટ સંભળાવનારી જેથી તે લોકોને કાઢે જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા અંધકારોમાંથી અજવાળા તરફ અને જે કોઈ અલ્લાહ ઉપર ઈમાન લાવે અને કંઈક નેક અમલ કરે તેને બગીચાઓમાં દાખલ કરે જેની નીચે નહેરો વહે છે, તેમાં સદાય કાયમ રહે અલબત્ત અલ્લાહે તેને ઘણી સારી રોજી આપી. (૧૧) અલ્લાહ તે છે જેણે સાત આસમાન બનાવ્યા અને જમીન પણ એટલી જ; જેનો હુકમ તેના અંદર ઊતરે છે જેથી તમે જાણો કે અલ્લાહ દરેક વસ્તુ કરી શકે છે અને અલ્લાહના જ્ઞાનમાં દરેક વસ્તુ સમાયેલી છે. (૧૨)*

**તફસીર :**

અને ઘણી વસ્તીઓ હતી જેમણે પોતાના પરવરદિગારના હુકમ (માનવા)થી અને તેના રસૂલોની અવજ્ઞા કરી બસ અમે તેઓ(ના અમલો)નો કઠોર હિસાબ કર્યો (મતલબ એ કે તેમના કુફિયા અમલોમાંથી કોઈ અમલ મા'ફ નથી કર્યો બલકે બધા ઉપર સજા નક્કી કરી, અહીંયાં હિસાબથી પૂછતાછ સ્વરૂપેનો હિસાબ ભાવાર્થ નથી) અને અમે તેમને ઘણી ભારે સજા આપી (આ તો દુનિયામાં થયું અને આખિરતમાં) અલ્લાહ તઆલાએ તેમના માટે એક કઠોર અઝાબ તૈયાર કરી રાખ્યો છે (અને જ્યારે નાફરમાનીનો અંજામ આ છે) તો હે સમજદારો કે જે ઈમાન લાવ્યા હોય અલ્લાહથી ડરો (કે ઈમાન પણ તેનો જ તકાદો કરે છે અને ડરવું એ છે કે તેનું આજ્ઞાપાલન કરો અને આ જ આજ્ઞાપાલનની રીત બતાવવા માટે) અલ્લાહે તમારી પાસે એક નસીહતનામું મોકલ્યું (અને તે નસીહતનામું આપીને) એક એવા રસૂલ (મોકલ્યા) જે તમને અલ્લાહના સ્પષ્ટ હુકમો પઢીને સંભળાવે છે જેથી એવા લોકોને કે જેઓ ઈમાન લાવ્યા અને સારા કામ કર્યા (કુફ્ર અને જહાલતના) અંધકારોમાંથી (ઈમાન, જ્ઞાન તથા અમલના) પ્રકાશ તરફ લઈ આવે (મતલબ એ કે જે નસીહત આ રસૂલ દ્વારા પહોંચે તેના ઉપર અમલ કરવો પણ આજ્ઞાપાલન છે) અને (આગળ આજ્ઞાપાલન એટલે કે ઈમાન અને નેક કર્મો ઉપર વાયદો છે કે) જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન લાવશે અને સારા અમલ કરશે અલ્લાહ તેને (જન્નતના)

એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે તેમાં હંમેશા હંમેશા માટે રહેશે, બેશક અલ્લાહે (તેમને ઘણી) સારી રોજી આપી (આગળ અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન વાજિબ હોવાનું વર્ણન કરવામાં આવે છે, એટલે કે) અલ્લાહ એવો છે જેણે સાત આસમાન પેદા કર્યા અને એ જ પ્રમાણે એટલી જ જમીન પણ (સાત પેદા કરી જેમકે તિરમિઝી વગેરેની હદીષમાં છે કે એક જમીનની નીચે બીજી જમીન છે તેની નીચે ત્રીજી જમીન, એ જ પ્રમાણે સાત જમીનો છે અને) આ સૌ(આસમાનો અને જમીનો)માં (અલ્લાહ તઆલાના) હુકમો (શરીઅત તથા તકવીની બંને) નાઝિલ થતા રહે છે (અને આ એટલા માટે બતાવવામાં આવ્યું) જેથી તમને ખબર થઈ જાય કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે અને અલ્લાહે દરેક વસ્તુને (પોતાના) જ્ઞાનના ઘેરામાં લીધેલ છે (તેથી અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન વાજિબ હોવું દેખીતું છે).

## મસ્અલા અને બોધપાઠ :

فَحَاسَبْنٰهَا حِسَابًا شَدِيْدًا وَّعَذَّبْنٰهَا عَذَابًا نُّكْرًا આયતમાં જે કોમો માટે હિસાબ અને અઝાબનું વર્ણન છે તે આખિરતમાં થનાર છે પરંતુ અત્રે તેને ભૂતકાળના શબ્દ حاسبنا અને عذبنا થી ઓળખાવવું યા તો તેના નિશ્ચિત હોવા તરફ ઈશારો કરવા માટે છે કે જાણે તે કામ થઈ ચૂક્યું (રૂહુલ મઆની) અને એવું પણ હોઈ શકે છે કે હિસાબથી ભાવાર્થ આ સ્થળે સવાલો અને પૂછતાછ ન હોય બલકે તેની સજા નક્કી કરવું હોય જેમકે તફસીરના ખુલાસામાં આવી ચૂક્યું છે અને એ પણ સંભાવના છે કે કઠોર હિસાબ જો કે આખિરતમાં થશે પરંતુ અમલોના હિસાબમાં તેનું લખાણ તો થઈ ચૂક્યું છે અને થઈ રહ્યું છે તેને હિસાબ કરી દેવાથી ઓળખાવવામાં આવ્યું અને અઝાબથી ભાવાર્થ દુનિયાનો અઝાબ હોય તે ઘણી આગલી કોમો ઉપર ઊતર્યો છે. આવા સ્વરૂપમાં પાછળથી આવનાર વાક્ય اَعَدَّ اللّٰهُ لَهُمْ عَذَابًا شَدِيْدًا નો માત્ર આ આખિરતના અઝાબ સાથે સંબંધ રહેશે.

قَدْ اَنْزَلَ اللّٰهُ اِلَيْكُمْ ذِكْرًا رَّسُوْلًا આ આયતનો સરળ ખુલાસો એ છે કે અહીંયાં શબ્દ اَرْسَلَ (અર્સલ) સુષુપ્ત માનવામાં આવે તો અર્થ એ થશે કે નસીહત ઉતારી એટલે કે કુર્આન ઉતાર્યું અને રસૂલને મોકલ્યા. તફસીરના ખુલાસામાં તેને

જ અપનાવીને તફસીર કરવામાં આવી છે. તફસીરકારોએ બીજા ખુલાસાઓ પણ લખ્યા છે, દાખલા તરીકે એ કે "ઝિક્ર"થી ભાવાર્થ પોતે રસૂલ હોય કે અલ્લાહનો ઝિક્ર વધુ પ્રમાણમાં કરવાના કારણે તેમનું અસ્તિત્વ જાણે કે પોતે જ ઝિક્રુલ્લાહ બની ગયું વગેરે. *(રૂહુલ મઆની)*

**સાત જમીનો ક્યાં ક્યાં કેવા સ્વરૂપમાં છે ? :**

اَللّٰهُ الَّذِىْ خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ وَّمِنَ الْاَرْضِ مِثْلَهُنَّ આ આયતથી એટલી વાત તો સ્પષ્ટ રીતે સાબિત છે કે જે રીતે સાત આસમાનો છે એવી જ રીતે જમીનો પણ સાત છે, પછી આ સાત જમીનો ક્યાં ક્યાં અને કેવા સ્વરૂપમાં ઉપસ્થિત છે ઉપર નીચે પડ સ્વરૂપે અથવા દરેક જમીનનું સ્થળ જુદું જુદું છે ? જો ઉપર નીચે પડ સ્વરૂપે છે તો શું જે રીતે સાત આસમાનોમાં દરેક બે આસમાનો વચ્ચે મોટું અંતર છે અને દરેક આસમાનમાં અલગ અલગ ફરિશ્તાઓ વસે છે એ જ પ્રમાણે એક જમીન અને બીજી જમીન વચ્ચે પણ અંતર, હવા કે અવકાશ વગેરે છે ? અને તેમાં કોઈ મખ્લૂક વસવાટ કરે છે ? અથવા જમીનના આ પડો એકબીજા સાથે ઉપર નીચે અડીને આવેલા છે ? કુર્આન મજીદ એ બાબતે મૌન છે અને હદીષની રિવાયતો જે તેના વિશે આવી છે તેમાં ઘણી હદીષોમાં હદીષવેત્તાઓનો મતભેદ છે. અમુકે તે હદીષોને સાચી અને સાબિત ઠરાવી છે, અમુકે કમજોર અને મનઘડત સુધી કહી દીધું છે અને બૌદ્ધિક રીતે આ બધા સ્વરૂપો શક્ય છે અને આપણી કોઈ દીની અથવા દુનિયવી જરૂરત તેના સંશોધન ઉપર અવલંબિત નથી, ન જ આપણને કબ્રમાં અથવા આખિરતમાં તેનો સવાલ થશે કે આપણે આ સાત જમીનોના સ્વરૂપ અને તેના સ્થાનને તથા તેમાં વસનારી મખ્લૂકને શોધી કાઢીએ, તેથી યોગ્ય સ્વરૂપ એ છે કે બસ એ બાબત ઉપર ઈમાન લાવીએ અને યકીન કરીએ કે જમીનો પણ આસમાનની જેમ સાત જ છે જે બાબતને કુર્આને વર્ણન કરવાનું જરૂરી નથી સમજ્યું આપણે પણ તેની ચિંતા અને સંશોધનમાં શા માટે પડવું !? પુરોગામી બુઝુર્ગોનો આવી બાબતોમાં આ જ અમલ રહ્યો છે, તેમણે કહ્યું છે اَبْهِمُوْا مَا اَبْهَمَهُ اللّٰهُ એટલે કે "જે વસ્તુને અલ્લાહ તઆલાએ મોઘમ છોડી દીધી છે તમે પણ તેને મોઘમ રહેવા દો" જ્યારે કે તેમાં તમારા માટે કોઈ અમલી હુકમ નથી અને તમારી કોઈ દીની અથવા દુનિયવી જરૂરિયાત તેની સાથે સંલગ્ન

નથી, ખાસ કરીને આ તફસીર સામાન્ય લોકો માટે લખવામાં આવી છે તેથી આવી જ્ઞાનપૂર્ણ મતભેદયુક્ત ચર્ચાઓ તેમાં લેવામાં નથી આવી જેની સામાન્ય લોકોને કોઈ આવશ્યકતા નથી.

يَتَنَزَّلُ الْاَمْرُ بَيْنَهُنَّ એટલે કે અલ્લાહનો હુકમ આ સાતેય આસમાનો અને સાતેય જમીનો વચ્ચે નાઝિલ થતો રહે છે અને અલ્લાહ તઆલાના હુકમના બે પ્રકારો છે. એક જાહેર અને શરીઅત સ્વરૂપે છે અને જેને અંબિયા (અલૈ.) દ્વારા વહી મોકલીને તેના જવાબદાર બંદાઓને બનાવવામાં આવ્યા, જેમકે પૃથ્વીમાં માણસ અને જિન્નાત માટે આસમાનોએથી ફરિશ્તાઓ આ શરીઅતના હુકમો અંબિયા સુધી લઈને આવે છે જેમાં માન્યતાઓ, ઈબાદતો, અખ્લાક, વ્યવહારો, સામાજિકતા વગેરેના કાયદાઓ હોય છે જેના પાલન ઉપર સવાબ અને જેની અવજ્ઞા ઉપર અઝાબ થાય છે. બીજા પ્રકારના હુકમો તક્વીની હુકમો છે, એટલે કે અલ્લાહની તકદીરને લાગુ પાડવા વિશેના હુકમો જેમાં સૃષ્ટિનું સર્જન અને તેની તબક્કાવાર પ્રગતિ અને તેમાં વધારો ઘટાડો અને જિંદગી તથા મોત વગેરે સામેલ છે. આ હુકમો અલ્લાહ તઆલાની બધી મખ્લૂકો ઉપર હાવી છે તેથી જો દરેક બે જમીનો વચ્ચે અવકાશ અને અંતર હોય અથવા તેમાં કોઈ મખ્લૂક વસવાટ કરતી હોવાનું સાબિત થઈ જાય તો ભલે મખ્લૂકને શરીઅતના હુકમો લાગુ ન પડતા હોય તો તેને પણ يَتَنَزَّلُ الْاَمْرُ લાગુ પડે છે કે અલ્લાહ તઆલાનો તક્વીની હુકમ તેના ઉપર પણ હાવી છે. وَاللّٰهُ سُبْحٰنَهٗ وَتَعَالٰى اَعْلَمُ

تَمَّتْ سُوْرَةُ الطَّلَاقِ بِعَوْنِ اللّٰهِ وَحَمْدِهٖ فِيْ اٰخِرِ يَوْمٍ مِّنْ جُمَادَى الثَّانِيَةِ ١٣٩١ھ

يَوْمَ الْاَحَدِ وَاللّٰهُ الْمُوَفِّقُ وَالْمُعِيْنُ

સૂરએ તલાક પૂર્ણ થઈ, અલહમ્દુલિલ્લાહ !



**તારીખ : ૧૯ ઓગષ્ટ ૨૦૧૪ મુતાબિક ૦૨ શવ્વાલ ૧૪૩૫ હિજરી**

**ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી**

પ્રકરણ (૬૬)

# સૂરએ તહરીમ

સૂરએ તહરીમ મદીનામાં નાઝિલ થઈ અને તેની ૧૨ આયતો તથા બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ તહરીમ : આયત નં. ૧ થી ૫)**

ركوعاتها ٢ — ٦٦ سُورَةُ التَّحْرِيمِ مَدَنِيَّةٌ ١٠٧ — آياتها ١٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

يٰٓاَيُّهَا النَّبِيُّ لِمَ تُحَرِّمُ مَآ اَحَلَّ اللّٰهُ لَكَ ۚ تَبْتَغِيْ مَرْضَاتَ اَزْوَاجِكَ ؕ وَاللّٰهُ
غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١﴾ قَدْ فَرَضَ اللّٰهُ لَكُمْ تَحِلَّةَ اَيْمَانِكُمْ ۚ وَاللّٰهُ مَوْلٰىكُمْ ۚ وَهُوَ
الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿٢﴾ وَاِذْ اَسَرَّ النَّبِيُّ اِلٰى بَعْضِ اَزْوَاجِهٖ حَدِيْثًا ۚ فَلَمَّا نَبَّاَتْ بِهٖ وَ
اَظْهَرَهُ اللّٰهُ عَلَيْهِ عَرَّفَ بَعْضَهٗ وَاَعْرَضَ عَنْ بَعْضٍ ۚ فَلَمَّا نَبَّاَهَا بِهٖ قَالَتْ مَنْ
اَنْۢبَاَكَ هٰذَا ؕ قَالَ نَبَّاَنِيَ الْعَلِيْمُ الْخَبِيْرُ ﴿٣﴾ اِنْ تَتُوْبَآ اِلَى اللّٰهِ فَقَدْ
صَغَتْ قُلُوْبُكُمَا ۚ وَاِنْ تَظٰهَرَا عَلَيْهِ فَاِنَّ اللّٰهَ هُوَ مَوْلٰىهُ وَجِبْرِيْلُ وَصَالِحُ
الْمُؤْمِنِيْنَ ۚ وَالْمَلٰٓئِكَةُ بَعْدَ ذٰلِكَ ظَهِيْرٌ ﴿٤﴾ عَسٰى رَبُّهٗٓ اِنْ طَلَّقَكُنَّ اَنْ يُّبْدِلَهٗٓ اَزْوَاجًا
خَيْرًا مِّنْكُنَّ مُسْلِمٰتٍ مُّؤْمِنٰتٍ قٰنِتٰتٍ تٰٓئِبٰتٍ عٰبِدٰتٍ سٰٓئِحٰتٍ ثَيِّبٰتٍ وَّاَبْكَارًا ﴿٥﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હે નબી ! તમે કેમ હરામ કરો છો જે અલ્લાહે તમારા ઉપર હલાલ કર્યું ?*

*પોતાની પત્નીઓની ખુશી ઈચ્છો છો ! અને અલ્લાહ મા'ફ કરનારો કૃપાળુ છે. (૧) અલ્લાહે તમારા માટે તમારી કસમો ખોલી નાંખવું નક્કી કરી દીધું છે અને અલ્લાહ તમારો માલિક છે અને તે જ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૨) અને જ્યારે નબીએ છુપાઈને પોતાની કોઈ પત્નીને એક વાત કહી પછી જ્યારે તેણે તેની ખબર કરી દીધી અને અલ્લાહે નબીને તે વાત બતાવી દીધી તો નબીએ તેમાંથી અમુક વાત બતાવી અને અમુક ટાળી દીધી, પછી જ્યારે તે સ્ત્રીને બતાવ્યું તો બોલી તમને આ કોણે બતાવ્યું ? કહ્યું, મને તે બધું જાણનાર સઘળી ખબર રાખનારે બતાવ્યું. (૩) જો તમે બંને તવબહ કરો છો તો તમારા દિલો ઝૂકી પડ્યા છે અને જો તમે બંને તેમના (નબી) વિરુદ્ધ એકબીજાની સહાય કરશો તો અલ્લાહ તેમનો મિત્ર છે અને જિબ્રઈલ અને નેક ઈમાનવાળા અને ફરિશ્તા તેમની પાછળ સહાયક છે. (૪) જો નબી હમણા તમને સૌને છોડી દે તો તેમનો પરવરદિગાર તેમને તમારાથી ઉત્તમ પત્નીઓ બદલામાં આપી દે, આજ્ઞાપાલક, ઈમાનવાળી, નમાઝોમાં ઊભી થનારી, તવબહ કરનારી, બંદગી કરનારી, રોઝા રાખનારી, અગાઉ નિકાહ થઈ ચૂકેલી (વિધવા) અને કુંવારીકાઓ. (૫)*

**તફસીર :**

હે નબી ! જે વસ્તુને અલ્લાહે તમારા માટે હલાલ કરી છે તમે (કસમ ખાઈને) તેને (પોતાના ઉપર) કેમ હરામ કરો છો ? (પછી તે પણ) પોતાની પત્નીઓની ખુશી પ્રાપ્ત કરવા માટે (એટલે કે ભલે કોઈ હલાલ કે મબાહને છોડવું જાઈઝ છે અને તેને છોડવાને કસમ ખાઈને જરૂરી કરી લેવું પણ કોઈ હિત ખાતર જાઈઝ છે પરંતુ આ બાબત આદર્શથી વિરુદ્ધ છે ખાસ કરીને જ્યારે કે આવું કરવાનું કારણ મજબૂત ન હોય, એટલે કે પત્નીઓની ખુશી એવી બાબત છે કે આ બાબતમાં તેમને રાજી કરવું જરૂરી ન હતું) અને અલ્લાહ તઆલા મા'ફ કરનારો મહેરબાન છે (કે ગુનાહ સુદ્ધાંને મા'ફ કરી દે છે અને તમને તો કોઈ ગુનોહ પણ નથી થયો તેથી આ ક્રોધ સ્વરૂપે નહીં બલકે લાગણીપૂર્વક તમને કહેવામાં આવે છે કે તમે એક જાઈઝ લાભને છોડીને શા માટે તકલીફ ઉઠાવી ? અને કારણ કે તમે કસમ ખાઈ લીધી હતી તેથી સામાન્ય સંબોધનથી કસમનો કફ્ફારો આપવાના સંદર્ભમાં કહેવામાં આવે છે કે) અલ્લાહ તઆલાએ તમારા માટે તમારી કસમોને

ખોલવી (એટલે કે કસમ તોડ્યા પછી તેના કફ્ફારાની રીત) નક્કી કરી દીધી છે અને અલ્લાહ તમારો કાર્યસાધક છે અને તે બધું જાણનારો મોટી હિકમતવાળો છે (તેથી તે પોતાના જ્ઞાન અને હિકમતથી તમારા હિત અને જરૂરિયાતોને જાણીને તમારી ઘણી મુશ્કેલીઓને સરળ કરી દેવાની રીત નક્કી કરી દે છે તેથી કફ્ફારા દ્વારા કસમની પાબંદીથી છુટકારાનો ઈલાજ કરી દીધો) અને (આગળ પત્નીઓને કહેવામાં આવે છે કે તે સમય યાદ કરવાપાત્ર છે) જ્યારે કે પયગમ્બરે પોતાની કોઈ પત્નીને છાની રીતે એક વાત કહી (તે વાત એ હતી કે હું હવે પછી મધ પીશ નહીં પરંતુ આ કોઈને કહેશો નહીં) પછી જ્યારે તે પત્નીએ એ વાત (બીજી પત્નીને) કહી દીધી અને પયગમ્બરને અલ્લાહ તઆલાએ (વહી દ્વારા) તેની ખબર આપી દીધી તો પયગમ્બરે (તે રહસ્ય જાહેર કરનારી પત્નીને) થોડી વાત તો બતાવી દીધી (કે તેં આપણી વચ્ચે થયેલી ગુપ્ત વાત બીજી પત્નીને કહી આપી) અને થોડી વાતને ટાળી દીધી. (એટલે કે આપ ﷺની કૃપાદૃષ્ટિ એટલી હદ સુધી છે કે પોતાના હુકમ તોડનારી પત્નીને જ્યારે તેના વિશે કહેવા લાગ્યા તો તે ફરિયાદ સમયે પણ તેમની કહેલી વાત પૂરેપૂરી નથી કહી કે તમે મારી આ વાત કહી દીધી અને આ પણ કહી દીધું તે પણ કહી દીધું બલકે અમુક અંશ વર્ણન કર્યા અને અમુક અંશ ન કર્યા જેથી જે પત્નીને સંબોધન કર્યું તેમને અનુમાન થઈ જાય કે તેમને આટલી જ વાત કહેવાની ખબર છે, વધારેની નથી તો તેમની શરમિંદગી ઓછી થાય (وَهٰذَا اَسْهَلُ الْاَقْوَالِ فِىْ تَفْسِيْرِ هٰذَيْنِ الْبَعْضَيْنِ) બસ જ્યારે પયગમ્બરે તે પત્નીને તે વાત બતાવી તો તે કહેવા લાગી કે તમને કોણે આની ખબર આપી ? આપ (ﷺ)એ કહ્યું કે મને સઘળું જાણનારા બધી ખબર રાખનારાએ (એટલે કે અલ્લાહે) ખબર કરી દીધી (આ પત્નીઓને કદાચ એટલા માટે આવું સંભળાવ્યું કે રસૂલે કરીમ ﷺનું સંપૂર્ણ રહસ્યથી જાણકાર હોવું સાંભળીને આપ ﷺના લાગણીપૂર્વકના વ્યવહારથી પોતાની પ્રવૃત્તિ ઉપર વધારે શરમિંદા થાય અને તવબહ કરે, તેથી આગળ પોતે પત્નીઓને તવબહ વગેરેનું સંબોધન છે કે) હે (પયગમ્બરની) બંને પત્નીઓ ! જો તમે અલ્લાહની સામે તવબહ કરી લો તો (સારું છે કારણ કે તવબહનો તકાદો ઉપસ્થિત છે તે એ કે) તમારા દિલ (તે તરફ) ઢળી રહ્યા છે (કે બીજી પત્નીઓથી હટાવીને આપ ﷺને પોતાના જ બનાવી લે અને જાણે આ બાબત રસૂલે કરીમ ﷺની મહોબ્બતના

કારણે નીંદાપાત્ર નથી પરંતુ કારણ કે તેમાં બીજાઓના હક્ક માર્યા જવાની અને તેમનું દિલ તૂટવાની શક્યતા છે, આથી તે બરાબર નથી, આ આધારે તે તવબહપાત્ર છે) અને જો (આ જ પ્રમાણે) પયગમ્બરના વિરોધમાં તમારા બંનેની પ્રવૃત્તિઓ ચાલુ રહી તો (યાદ રાખો કે) પયગમ્બરનો મિત્ર અલ્લાહ છે અને જિબ્રઈલ છે અને નેક મુસલમાન છે અને તે ઉપરાંત ફરિશ્તા (તેમના) મદદગાર છે (મતલબ એ કે તમારા આ ષડયંત્રોથી તેમને કોઈ નુકસાન નથી બલકે તમારું જ નુકસાન છે કારણ કે જે વ્યક્તિના હિમાયતીઓ આવા હોય તેનો વિરોધ કરવાનું પરિણામ દેખીતું છે કે ખરાબ જ આવે છે અને આ આયતો ઊતરવાની પૂર્વભૂમિકામાં હઝરત આયશા અને હફસા રદિ. સિવાય બીજી પત્નીઓ પણ સામેલ હતી, જેમકે હઝરત સવદહ અને સફિયા; તેથી આગળ બહુવચનથી સંબોધન કર્યું છે કે તમે એવો ભ્રમ દિલમાં ન લાવજો કે અંતે તો પુરુષને પત્નીઓની જરૂર હોય છે અને અમારાથી સારી સ્ત્રીઓ ક્યાં છે ! તેથી નાછૂટકે પણ અમારી વાતો વેઠી લેશે પરંતુ તમે એવું સમજી લો કે) જો પયગમ્બર તમને પત્નીઓને તલાક આપી દે તો તેમનો પરવરદિગાર ઘણો જ જલદી તમારા બદલે તેમને તમારાથી સારી પત્નીઓ આપી દેશે જે ઈસ્લામવાળીઓ, ઈમાનવાળીઓ, આજ્ઞાપાલન કરનારીઓ, તવબહ કરનારીઓ, ઈબાદત કરનારીઓ, રોઝા રાખનારીઓ હશે, અમુક વિધવા અને અમુક કુંવારીઓ (અમુક હિતના કારણે વિધવા પણ શ્રેષ્ઠ હોય છે જેમકે અનુભવના કારણે અથવા સમાન ઉંમરની હોવાના કારણે તેથી તેને પણ આકર્ષણના લક્ષણોમાં સામેલ કર્યું).



## મસ્અલા અને બોધપાઠ :

### "તહરીમ"ની આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

સહીહ બુખારી વગેરેમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺનો નિત્યક્રમ એ હતો કે અસર પછી ઊભા ઊભા બધી પત્નીઓ પાસે (ખબર લેવા માટે) આવતા હતા. એક દિવસે હઝરત ઝયનબ (રદિ.) પાસે રોજ કરતાં વધારે થોભ્યા અને મધ પીધું તો મને થોડી ઈર્ષ્યા થઈ અને મેં હફસા (રદિ.) સાથે મશ્વરો કર્યો કે આપણામાંથી તેઓ જેની પાસે આવે તે એવું કહે કે "તમે *મગાફિર* પીધું છે ?" (મગાફિર એક ખાસ પ્રકારનો ગુંદર છે જે થોડો

દૂર્ગંધયુક્ત હોય છે. *નોંધ: આ નોંધવું જોઈએ કે આ શબ્દો તેમના દ્વારા પ્રશ્નાત્મક શૈલીથી બોલાયા છે તેથી એ ખોટું નિવેદન નથી.* –મુહમ્મદ તકી ઉસ્માની) તેથી એવું જ થયું, આપ ﷺએ કહ્યું, મેં તો મધ પીધું છે. તે પત્નીઓએ કહ્યું, કદાચ કોઈ માંખી મગાફિરના ઝાડ ઉપર બેસી હોય અને તેનો રસ ચૂસ્યો હોય (એ જ કારણે મધમાં પણ દૂર્ગંધ આવવા લાગી). રસૂલે કરીમ ﷺ દૂર્ગંધયુક્ત વસ્તુથી ખૂબ પરહેજ કરતા હતા તેથી આપ ﷺએ કસમ ખાઈ લીધી કે હવે પછી હું મધ પીશ નહીં અને એ વિચારે હઝરત ઝયનબ (રદિ.)ને ખોટું ન લાગે તેથી આ વાત છાની રાખવાની તાકીદ કરી પરંતુ તે પત્નીઓએ બીજીઓને કહી દીધું અને અમુક રિવાયતોમાં છે કે હઝરત હફસા (રદિ.) મધ પીવાડનારી છે અને હઝરત આયશા અને સવદહ તથા સફિયા (રદિ.) સલાહ મશ્વરો કરનારી અને અમુક રિવાયતોમાં આ કિસ્સો બીજી રીતે પણ આવ્યો છે. શક્ય છે કે ઘણી ઘટનાઓ હોય અને તે સૌ પછી આ આયત નાઝિલ થઈ હોય. *(બયાનુલ કુર્આન)*

આ આયતોનો ખુલાસો એ છે કે આ ઘટનામાં રસૂલે કરીમ ﷺએ જે એક હલાલ વસ્તુ એટલે કે મધને કસમ દ્વારા પોતાના ઉપર હરામ કરી લીધું હતું આ પ્રવૃત્તિ જ્યારે કે કોઈ આવશ્યકતા અથવા હિત માટે હોય તો જાઈઝ છે ગુનોહ નથી પરંતુ આ ઘટનામાં એવી કોઈ આવશ્યકતા ન હતી કે તેના કારણે આપ ﷺ પોતે કોઈ તકલીફ ઉઠાવે અને એક હલાલ વસ્તુને છોડી દે, કારણ કે રસૂલે કરીમ ﷺએ આ કામ પત્નીઓને રાજી કરવા માટે કર્યું હતું અને આવી બાબતમાં તેમને રાજી કરવું રસૂલે કરીમ ﷺ માટે જરૂરી ન હતું તેથી અલ્લાહ તઆલાએ લાગણીસભર ઈરશાદ ફરમાવ્યો.

يَا أَيُّهَا النَّبِيُّ لِمَ تُحَرِّمُ مَا أَحَلَّ اللَّهُ لَكَ ۖ تَبْتَغِي مَرْضَاتَ أَزْوَاجِكَ ۚ وَاللَّهُ غَفُورٌ رَحِيمٌ

આ આયતમાં પણ કુર્આને કરીમની સામાન્ય શૈલી પ્રમાણે રસૂલે કરીમ ﷺને તેમનું નામ લઈને સંબોધન કર્યું નથી બલકે يَا أَيُّهَا النَّبِيُّ (યા અય્યુહન્નબિય્યુ)ના લકબ દ્વારા સંબોધન કર્યું જે આપ ﷺનો ખાસ સન્માન અને આદર છે. આ વાક્ય જો કે લાગણીસભર છે પરંતુ તેનું સ્વરૂપ પ્રશ્નાત્મક હતું જેનાથી તે વિચાર આવી શકતો હતો કે કદાચ આપ ﷺથી કોઈ મોટી ભૂલ થઈ ગઈ છે તેથી જ સાથે ફરમાવ્યું وَاللَّهُ غَفُورٌ رَحِيمٌ એટલે કે જો ગુનોહ હોત તો પણ અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનાર છે.

**મસ્અલો :**

કોઈ હલાલ વસ્તુને પોતાના ઉપર હરામ કરવાના ત્રણ સ્વરૂપો છે જેનું વિગતવાર વર્ણન સૂરએ માઇદહની આયત يَـٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَيِّبٰتِ مَآ اَحَلَّ اللّٰهُ لَكُمْ હેઠળ મઆરિફુલ કુર્આનની ત્રીજી જિલ્દમાં આવી ચૂક્યું છે જેનો ખુલાસો એ છે કે જો કોઈ વ્યક્તિ કોઈ નિશ્ચિત હલાલ વસ્તુને હરામ હોવાનો અકીદહ ધરાવે તો તે કુફ્ર અને મોટો ગુનોહ છે અને જો તે હરામ હોવાનો અકીદહ ન રાખે પરંતુ કોઈ આવશ્યકતા અથવા હિત ન હોવા છતાં કસમ ખાઈને તેને પોતાના ઉપર હરામ કરી લે તો પણ એ ગુનોહ છે અને આવી કસમ તોડવી અને તેનો કફ્ફારો આપવો તેના ઉપર વાજિબ છે જેનું વર્ણન આગળ આવે છે અને કોઈ આવશ્યકતા કે હિત હોય તો જાઇઝ છે પરંતુ તે પણ શ્રેષ્ઠ આદર્શ વિરુદ્ધ છે અને ત્રીજું સ્વરૂપ એ છે કે ન તો હરામ હોવાનો અકીદહ છે ન જ કસમ ખાઈને તેને પોતાના ઉપર હરામ કરી લે છે પરંતુ પોતાની પ્રવૃત્તિથી તેને કાયમી ધોરણે છોડવાનો દિલમાં ઈરાદો કરી લે તો આ નિર્ધાર જો એવી નિય્યતથી કરે કે તેને કાયમી રીતે છોડવું સવાબનું કારણ છે તો એ બિદ્અત અને રહબાનિયત છે જે શરીઅતમાં ગુનોહ અને નીંદનીય છે અને જો કાયમી રીતે છોડવાને સવાબ ન સમજે બલકે પોતાની કોઈ શારીરિક અથવા મનોસ્થિતિના ઈલાજ માટે આવું કરે તો તે કોઈપણ પ્રકારની કરાહત વિના જાઇઝ છે. અમુક સુફીઓની જે લિજ્જતવાળી વસ્તુઓ છોડવાની ઘટનાઓ વર્ણન થયેલી છે તે આ જ સ્વરૂપ ઉપર આધારિત છે.

પ્રસ્તુત ઘટનામાં રસૂલે કરીમ ﷺએ કસમ ખાઈ લીધી હતી, આયત નાઝિલ થયા પછી એ કસમને તોડી નાંખી અને કફ્ફારો આપ્યો જેમકે દૂર્રે મન્સૂરની રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺએ એક ગુલામ કસમના કફ્ફારામાં આઝાદ કર્યો. *(બયાનુલ કુર્આન)*

قَدْ فَرَضَ اللّٰهُ لَكُمْ تَحِلَّةَ اَيْمَانِكُمْ એટલે કે અલ્લાહ તઆલાએ આવા સ્વરૂપોમાં જ્યાં કસમ તોડવી જરૂરી અથવા બહેતર હોય તો તમારી કસમોથી પોતાના ઉપર હરામ કરેલી વસ્તુ હલાલ કરવા માટે એટલે કે કસમ તોડીને કફ્ફારો અદા કરવાનો માર્ગ કાઢી આપ્યો છે જેનું વર્ણન બીજી આયતોમાં વિગતવાર આવ્યું છે.

وَإِذْ أَسَرَّ النَّبِيُّ إِلَىٰ بَعْضِ أَزْوَاجِهِ حَدِيثًا એટલે કે જ્યારે કે નબીએ કરીમ ﷺએ પોતાની કોઈ પત્નીને એક ભેદની વાત કહી અને તે ભેદની વાત સાચી અને ઘણી રિવાયતોના આધારે એ જ હતી કે આપ ﷺએ હઝરત ઝયનબ (રદિ.)ની પાસે મધ પીધું અને બીજી પત્નીઓને તે ભારે લાગ્યું તો આપ ﷺએ તેમને રાજી કરવા માટે મધ ન પીવાની કસમ ખાઈ લીધી પરંતુ એવું કહ્યું કે આ બાબતની ખબર કોઈને ન થાય જેથી ઝયનબ (રદિ.)ને ખોટું ન લાગે પરંતુ આ પત્નીએ તે ભેદની વાત અન્યો ઉપર જાહેર કરી દીધી જેનું વર્ણન આગલી આયતોમાં છે. આ ભેદની વાત વિશે બીજી રિવાયતોમાં બીજી પણ અમુક બાબતો નકલ થઈ છે પરંતુ મોટે ભાગે અને સાચી રિવાયતોમાં એ જ વર્ણન છે જે ઉપર લખવામાં આવ્યું.

فَلَمَّا نَبَّأَتْ بِهِ وَأَظْهَرَهُ اللَّهُ عَلَيْهِ عَرَّفَ بَعْضَهُ وَأَعْرَضَ عَنْ بَعْضٍ એટલે કે જ્યારે આ પત્નીએ એ ભેદની વાત બીજી પત્નીને કહી દીધી તો અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને આ બાબતની ખબર આપી દીધી કે તેણે તમારી ભેદની વાત જાહેર કરી દીધી તેથી આપ ﷺએ તે પત્નીને ભેદની વાત જાહેર કરવાની ફરિયાદ તો કરી પરંતુ આખી વાત ન કહી. આ રસૂલે કરીમ ﷺની લાગણી અને સદ્વ્યવહાર હતો કે આખી વાત કહેવાથી તેઓ વધારે ભોંઠી પડશે અને શરમાઈ જશે. જે પત્નીને ભેદની વાત કહેવામાં આવી હતી તે કોણ હતી અને જેના ઉપર ભેદ જાહેર કરી દીધું તે કોણ છે; કુર્આને કરીમે તેને વર્ણન કર્યું નથી. ઘણી હદીષની રિવાયતોથી જાણ થાય છે કે આ ભેદની વાત હઝરત હફસા (રદિ.)ને કહેવામાં આવી હતી અને તેમણે હઝરત આયશા (રદિ.)ને કહી દીધી જેમકે સહીહ બુખારીની હદીષમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી તેનું વર્ણન આગળ આવશે.

હદીષની અમુક રિવાયતોમાં છે કે હઝરત હફસા (રદિ.)ના ભેદ જાહેર કરવાથી રસૂલે કરીમ ﷺએ તેમને તલાક આપવાનો ઈરાદો કર્યો પરંતુ અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને મોકલીને તેમને તલાક આપવાથી અટકાવી દીધા અને કહ્યું કે તેઓ ઘણી નમાઝો પઢનારી અને વધુ પ્રમાણમાં રોઝા રાખનારી છે અને તેમનું નામ જન્નતમાં તમારી પત્નીઓમાં લખવામાં આવ્યું છે.

*(મઝહરી)*

اِنۡ تَتُوۡبَاۤ اِلَى اللّٰهِ فَقَدۡ صَغَتۡ قُلُوۡبُكُمَا રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓમાંથી જે બે પત્નીઓનું વર્ણન ટૂંકમાં ઉપરોક્ત કરવામાં આવ્યું છે તેમણે પરસ્પર મશ્વરો કરીને રસૂલે કરીમ ﷺના મધ પીવા ઉપર એવી રીત અપનાવી જેનાથી આપ ﷺએ મધ ન પીવાની કસમ ખાઈ લીધી અને પછી આપ ﷺએ તેમને જે વાત છાની રાખવા માટે કહ્યું હતું તેને ગુપ્ત રાખી નહીં બલકે એકે બીજી ઉપર આ વાત જાહેર કરી દીધી. આ બંને કોણ છે તેમના વિશે સહીહ બુખારી વગેરેમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક લાંબી રિવાયત છે જેમાં તેમણે કહ્યું કે એક મુદ્દત સુધી મારા દિલમાં એ ઈચ્છા હતી કે હું આ બંને સ્ત્રીઓ વિશે ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ને પૂછું જેના વિશે કુર્આનમાં આવ્યું છે, اِنۡ تَتُوۡبَاۤ اِلَى اللّٰهِ એટલે સુધી કે એક તક મળી કે ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) હજ્જ માટે નીકળ્યા અને હું પણ મુસાફરીમાં સામેલ થઈ ગયો, મુસાફરી દરમિયાન એક દિવસે ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) હાજત પૂરી કરવા માટે જંગલ તરફ ગયા અને પાછા આવ્યા તો મેં વૂઝુ માટે પાણી ની વ્યવસ્થા કરી રાખી હતી, મેં તેમના હાથો ઉપર પાણી નાંખ્યું અને વૂઝુ કરાવતી વખતે મેં સવાલ કર્યો કે આ બંને ઓરતો જેમના વિશે કુર્આનમાં اِنۡ تَتُوۡبَاۤ આવ્યું છે તે કોણ છે ? હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે તમારાથી તાજ્જુબ છે કે તમને ખબર નથી !? આ બંને સ્ત્રીઓ હફસા અને આયશા છે. ત્યારબાદ હઝરત ઉમર (રદિ.)એ પોતાનો એક લાંબો કિસ્સો આ ઘટના સંબંધિત વર્ણન કર્યો જેમાં આ ઘટના બનતા પહેલાની અમુક પરિસ્થિતિઓ પણ વર્ણન કરી જેની સંપૂર્ણ વિગત તફસીરે મઝહરીમાં છે. પ્રસ્તુત આયતમાં આ બંને પત્નીઓને આગવું સંબોધન કરીને કહેવામાં આવ્યું કે જો તમે તવબહ કરો જેમકે આ ઘટનાનો તકાદો છે કે તમારા દિલ સત્ય તરફ ઢળી ગયા, કારણ કે રસૂલે કરીમ ﷺની મહોબ્બત અને તેમની ખુશી દરેક મો'મિનની ફરજ છે પરંતુ તમે બંનેએ પરસ્પર મશ્વરો કરીને એવું સ્વરૂપ અપનાવ્યું જેનાથી આપ ﷺને તકલીફ પહોંચી અને આ એવો ગુનોહ છે કે તેની તવબહ કરવી જરૂરી છે અને આગળ ફરમાવ્યું, وَاِنۡ تَظٰهَرَا عَلَيۡهِ فَاِنَّ اللّٰهَ هُوَ مَوۡلٰىهُ وَجِبۡرِيۡلُ... તેમાં એ બતાવવામાં આવ્યું કે જો તમે તવબહ કરીને રસૂલે કરીમ ﷺને રાજી ન કર્યા તો એવું ન સમજો કે આપ ﷺને કોઈ નુકસાન પહોંચશે કારણ કે તમારો તો અલ્લાહ માલિક અને કાર્યસાધક છે અને જિબ્રઈલ અમીન (અલૈ.) અને બધા

નેક મુસલમાન ત્યારબાદ બધા ફરિશ્તાઓ જેમની મિત્રતા અને સહાયતા માટે લાગેલા હોય તેને કોઈ શું નુકસાન પહોંચાડી શકે છે. નુકસાન તો જે કંઈ છે તે તમારું પોતાનું જ છે, આગળ તેમના વિશે ફરમાવ્યું,

عَسٰى رَبُّهٗۤ اِنْ طَلَّقَكُنَّ اَنْ يُّبْدِلَهٗۤ اَزْوَاجًا خَيْرًا مِّنْكُنَّ... તેમાં આ પત્નીઓના તે વિચારનો જવાબ છે કે જો અમને તલાક આપી દીધી તો અમારા જેવી બીજી પત્નીઓ કદાચ આપ ﷺને ન પણ મળે. ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાની શક્તિથી કોઈ વસ્તુ બહાર નથી. જો તે તમને તલાક આપી દે તો અલ્લાહ તઆલા તમારા જેવી જ નહીં બલકે તમારાથી બહેતર પત્નીઓ અર્પણ કરશે, તેનાથી એ જરૂરી નથી બનતું કે તેમના કરતાં ઉત્તમ સ્ત્રીઓ તે સમયે મોજૂદ હતી. બની શકે છે કે અત્યારે ન હોય અને જ્યારે જરૂર પડે ત્યારે અલ્લાહ તઆલા બીજી સ્ત્રીઓને તેમના કરતાં સારી બનાવી દે. આ આયતોમાં જેમકે ખાસ અઝ્‌વાઝે મુતહ્હરાત (રદિ.)ના અમલ અને અખ્લાકની સુધારણા તથા તેમની કેળવણીનું વર્ણન હતું હવે આગળ સામાન્ય મુસલમાનોને આ બાબતનો હુકમ આપવામાં આવ્યો છે.

---

## આયતો : (સૂરએ તહરીમ : આયત નં. ૬-૭)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قُوْۤا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَارًا وَّقُوْدُهَا النَّاسُ وَالْحِجَارَةُ |
| عَلَيْهَا مَلٰٓئِكَةٌ غِلَاظٌ شِدَادٌ لَّا يَعْصُوْنَ اللّٰهَ مَاۤ اَمَرَهُمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ﴿٦﴾ |
| يٰۤاَيُّهَا الَّذِيْنَ كَفَرُوْا لَا تَعْتَذِرُوا الْيَوْمَ ؕ اِنَّمَا تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٧﴾ ع |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! પોતાની જાતને અને પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો જેનું ઈંધણ માણસ અને પથ્થર છે, તેના ઉપર કડક (સ્વભાવના) બળવાન ફરિશ્તાઓ નિમાયેલા છે, અલ્લાહની અવજ્ઞા નથી કરતા જે આજ્ઞા તેમને આપવામાં આવે અને તે જ કામ કરે છે જેનો તેમને હુકમ થાય. (૬) હે ઈન્કારી થનારાઓ ! આજના દિવસે બહાના ન બતાવો, તે જ બદલો પામશો જે તમે કરતા હતા. (૭)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! (જ્યારે રસૂલે કરીમ ﷺની પત્નીઓને પણ નેક અમલો અને આજ્ઞાપાલન વિના છૂટકો નથી જેમકે ઉપરોક્ત વિગતથી જાણ થઈ અને રસૂલે કરીમ ﷺ પણ તેના ઉપર નિમાયેલા છે કે પોતાની પત્નીઓને પણ શિખામણ આપીને નેક અમલો ઉપર ચાલવા માટે તૈયાર કરે તો બાકી બધી ઉમ્મત ઉપર પણ આ ફરજ ખાસ જરૂરી બની ગઈ કે પોતાના બાળબચ્ચાંના અમલો અને અખ્લાક સુધારવામાં બેદરકારી ન દાખવે, તેથી હુકમ આપવામાં આવ્યો છે કે) તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને (દોઝખની) આગથી બચાવો જેનું ઈંધણ માણસ અને પથ્થર છે (પોતાને બચાવવું તો હુકમોનું આજ્ઞાપાલન કરવું છે અને ઘરવાળાઓને બચાવવું તેમને અલ્લાહના હુકમો શિખવાડવા અને તેના ઉપર અમલ કરાવવા માટે મૌખિક તેમજ અન્ય રીતે શક્ય બધી જ પદ્ધતિઓ દ્વારા પ્રયત્ન કરવું છે. આગળ આ આગથી બીજી પરિસ્થિતિનું વર્ણન છે કે) જેના ઉપર કડક સ્વભાવના (અને) મજબૂત બળવાન ફરિશ્તાઓ (નિમાયેલા) છે (કે ન તે કોઈના ઉપર દયા ખાશે અને ન જ કોઈ તેમનો મુકાબલો કરીને બચી શકે છે) જે અલ્લાહની (જરા પણ) નાફરમાની નથી કરતા કોઈપણ વાતમાં જે તેમને હુકમ આપે છે અને જે કંઈ તેમને હુકમ આપવામાં આવે છે તેને (તાત્કાલિક) પૂરો કરે છે (મતલબ કે આ દોઝખ ઉપર એવા ફરિશ્તાઓ નિમાયેલા છે જે કાફિરોને દોઝખમાં દાખલ કરીને જંપશે અને તે વખતે કાફિરોને કહેવામાં આવશે કે) હે કાફિરો ! તમે આજે બહાના ન કાઢો (કે તે કંઈ લાભ પહોંચાડશે નહીં) બસ તમને તો તેની જ સજા મળી રહી છે જે કંઈ તમે (દુનિયામાં) કર્યા કરતા હતા.

**મસ્અલા અને બોધપાઠ :**

قُوٓا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ... આ આયતમાં સામાન્ય મુસલમાનોને હુકમ છે કે જહન્નમની આગથી પોતાને પણ બચાવો અને પોતાના બાળબચ્ચાંઓને પણ, પછી જહન્નમની આગની ભયાનક કઠોરતાનું વર્ણન થયું અને અંતે એ પણ કહેવામાં આવ્યું કે જો આ જહન્નમના હકદાર થયા તો કોઈ બળ, શક્તિ, જથ્થો, ખુશામત કે લાંચ દ્વારા તે ફરિશ્તાઓની પકડથી બચી નથી શકવાના જેમને

જહન્નમ ઉપર નીમેલા છે જેમનું નામ "જબાનિયહ" છે.

શબ્દ أَهْلِيْكُمْ (અહલીકુમ)માં બધા ઘરવાળાઓ સામેલ છે જેમાં પત્ની, અવલાદ, ગુલામ, બાંદીઓ બધા સામેલ છે અને એ પણ સંભવિત છે કે હંગામી નોકર ચાકરો અને ગુલામ બાંદીઓ પણ આ હુકમમાં સામેલ હોય. એક રિવાયતમાં છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ તો હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! પોતાની જાતને જહન્નમથી બચાવવાની ફિકર તો સમજમાં આવે છે (કે અમે ગુનાહોથી બચીએ અને અલ્લાહના હુકમોનું પાલન કરીએ) પરંતુ ઘરવાળાઓને કઈ રીતે જહન્નમથી બચાવીએ ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તેની રીત એ છે કે અલ્લાહ તઆલાએ તમને જે કામોથી અટકાવ્યા છે તે કામોથી તે સૌને અટકાવો અને જે કામો કરવાનો હુકમ આપ્યો છે તમે તે ઘરવાળાઓને તે કામો કરવાનો હુકમ આપો તો આ અમલ તેમને જહન્નમની આગથી બચાવશે. *(રૂહુલ મઆની)*



**પત્ની અને સંતાનોની તા'લીમ અને કેળવણી દરેક મુસલમાન ઉપર ફરજ છે :**

ફુકહાએ કહ્યું કે આ આયતથી સાબિત થયું કે દરેક વ્યક્તિ ઉપર ફરજ છે કે પોતાની પત્ની અને સંતાનોને શરીઅતના ફરજો અને હલાલ હરામના હુકમોની તા'લીમ આપે અને તેના ઉપર અમલ કરાવવા માટે પ્રયત્ન કરે. એક હદીષમાં છે કે અલ્લાહ તઆલા તે વ્યક્તિ ઉપર પોતાની રહમત નાઝિલ કરે જે કહે છે કે હે મારી પત્ની અને સંતાનો ! તમારી નમાઝ, તમારા રોઝા, તમારી ઝકાત, તમારા મિસ્કીન, તમારા યતીમ, તમારા પડોશી; આશા છે કે અલ્લાહ તઆલા તે સૌને તેની સાથે જન્નતમાં એકઠા કરશે. તમારી નમાઝ તમારા રોઝા વગેરે કહેવાનો ભાવાર્થ એ છે કે એ બાબતોનો ખ્યાલ રાખો અને તેમાં બેદરકારી ન થવા પામે અને مِسْكِيْنُكُمْ يَتِيْمُكُمْ વગેરે કહેવાનો ભાવાર્થ એ છે કે તેમના જે હકો તમારા જિમ્મે છે તેને ખુશીથી અને પાબંદીથી અદા કરો. અમુક બુઝુર્ગોએ કહ્યું છે કે કયામતના દિવસે સૌથી વધારે અઝાબમાં તે વ્યક્તિ હશે જેના ઘરવાળા દીનથી જાહિલ અને ગાફેલ હશે. *(રૂહુલ મઆની)*

સામાન્ય મુસલમાનોને શિખામણ પછી કાફિરોને સંબોધન છે કે હવે

તમારું શું થયું જે તમારી સામે આવી રહ્યું છે ! હવે કોઈનું પણ કોઈ બહાનું ચાલી શકશે નહીં. يَا أَيُّهَا الَّذِينَ كَفَرُوا لَا تَعْتَذِرُوا الْيَوْمَ નો આ જ અર્થ છે.

---

## આયતો : (સૂરએ તહરીમ : આયત નં. ૮ થી ૧૨)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا تُوبُوا إِلَى اللَّهِ تَوْبَةً نَّصُوحًا عَسَىٰ رَبُّكُمْ أَن يُكَفِّرَ عَنكُمْ
سَيِّئَاتِكُمْ وَيُدْخِلَكُمْ جَنَّاتٍ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ يَوْمَ لَا يُخْزِي اللَّهُ النَّبِيَّ
وَالَّذِينَ آمَنُوا مَعَهُ ۖ نُورُهُمْ يَسْعَىٰ بَيْنَ أَيْدِيهِمْ وَبِأَيْمَانِهِمْ يَقُولُونَ رَبَّنَا أَتْمِمْ
لَنَا نُورَنَا وَاغْفِرْ لَنَا ۖ إِنَّكَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٨﴾ يَا أَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ
وَالْمُنَافِقِينَ وَاغْلُظْ عَلَيْهِمْ ۚ وَمَأْوَاهُمْ جَهَنَّمُ ۖ وَبِئْسَ الْمَصِيرُ ﴿٩﴾ ضَرَبَ اللَّهُ
مَثَلًا لِّلَّذِينَ كَفَرُوا امْرَأَتَ نُوحٍ وَامْرَأَتَ لُوطٍ ۖ كَانَتَا تَحْتَ عَبْدَيْنِ مِنْ
عِبَادِنَا صَالِحَيْنِ فَخَانَتَاهُمَا فَلَمْ يُغْنِيَا عَنْهُمَا مِنَ اللَّهِ شَيْئًا وَقِيلَ ادْخُلَا النَّارَ
مَعَ الدَّاخِلِينَ ﴿١٠﴾ وَضَرَبَ اللَّهُ مَثَلًا لِّلَّذِينَ آمَنُوا امْرَأَتَ فِرْعَوْنَ إِذْ قَالَتْ
رَبِّ ابْنِ لِي عِندَكَ بَيْتًا فِي الْجَنَّةِ وَنَجِّنِي مِن فِرْعَوْنَ وَعَمَلِهِ وَنَجِّنِي مِنَ الْقَوْمِ
الظَّالِمِينَ ﴿١١﴾ وَمَرْيَمَ ابْنَتَ عِمْرَانَ الَّتِي أَحْصَنَتْ فَرْجَهَا فَنَفَخْنَا فِيهِ مِن رُّوحِنَا
وَصَدَّقَتْ بِكَلِمَاتِ رَبِّهَا وَكُتُبِهِ وَكَانَتْ مِنَ الْقَانِتِينَ ﴿١٢﴾ ع



## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તરફ તવબહ કરો, સાફ સાફ દિલની તવબહ; ઉમ્મીદ છે કે તમારો પરવરદિગાર તમારા ઉપરથી તમારી બુરાઈઓ ઉતારી દે અને તમને બગીચાઓમાં દાખલ કરે જેની નીચે નહેરો વહે છે, જે દિવસે કે અલ્લાહ નબીને અપમાનિત કરશે નહીં અને તે લોકોને જેઓ તેમની સાથે ઈમાન લાવ્યા છે તેમનો પ્રકાશ તેમની આગળ દોડે છે અને તેમના જમણે,*

*કહે છે હે અમારા પરવરદિગાર ! અમને અમારો પ્રકાશ પૂરો કરી દે અને અમને મા'ફ કર, બેશક ! તું સઘળું કંઈ કરી શકે છે. (૮) હે નબી ! કાફિરો સાથે લડો અને દગાબાજો સાથે અને તેમના ઉપર કડકાઈ કરો અને તેમનું ઘર દોઝખ છે અને ખરાબ જગ્યાએ જઈ પહોંચ્યા. (૯) અલ્લાહે કાફિરો માટે એક દષ્ટાંત બતાવ્યું, નૂહની સ્ત્રીનું અને લૂતની સ્ત્રીનું, અમારા નેક બંદાઓમાંથી બે નેક બંદાઓના ઘરમાં હતી, પછી તેમણે તેમનાથી ચોરી કરી, પછી તે તેમને અલ્લાહ સામે કંઈ પણ કામ લાગ્યું નહીં અને હુકમ થયો કે દોઝખમાં જનારીઓ સાથે ચાલી જાઓ. (૧૦) અને અલ્લાહે એક દષ્ટાંત ઈમાનવાળાઓ માટે ફિરઔનની સ્ત્રીનું બતાવ્યું; જ્યારે તે બોલી, હે પરવરદિગાર ! મારા માટે પોતાની પાસે જન્નતમાં એક ઘર બનાવ અને મને ફિરઔનથી બચાવી લે અને તેના કામથી અને મને બચાવી લે જાલિમ લોકોથી. (૧૧) અને ઈમરાનની પુત્રી મરયમનું (દષ્ટાંત) જેમણે પોતાના શીલને સુરક્ષિત રાખ્યું, પછી અમે તેમાં પોતાના તરફથી એક રૂહ ફૂંકી અને તેમણે પોતાના પરવરદિગારની વાતોને સાચી માની અને તેની કિતાબોને, તે બંદગી કરનારાઓ માંહેની હતી. (૧૨)*

**તફસીર :**

(આ આયતોમાં દોઝખથી બચવાની રીત બતાવવામાં આવી છે અને તે જ સંતાનોને બતાવીને જહન્નમની આગથી બચવાનો તરીકો છે, તે એ છે કે) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહની સામે સાચી તવબહ કરો (એટલે કે દિલમાં ગુનાહ ઉપર સંપૂર્ણ પસ્તાવો કરીને અને હવે પછી આવું ન કરવાનો પાકો નિર્ધાર કરીને કે જેમાં દીનના બધા જ હુકમો, ફરજો, વાજિબો પણ સામેલ થઈ ગયા કે તેને છોડવું પણ ગુનોહ છે અને બધી જ હરામ વાતો તથા તિરસ્કૃત બાબતો પણ આવી ગઈ કે તેનું કરવું પણ ગુનોહ છે) આશા છે કે (એટલે કે વાયદો છે કે) તમારો પરવરદિગાર (આ તવબહના કારણે) તમારા ગુનાહ મા'ફ કરી દેશે અને તમને (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે (અને આ તે દિવસે થશે) જે દિવસે અલ્લાહ નબી (ﷺ)ને અને જે મુસલમાન (ઈમાન અને દીનની રૂએ) તેમની સાથે છે તેમને અપમાનિત કરશે નહીં, તેમનો પ્રકાશ તેમના જમણે અને તેમની સામે દોડતો હશે (જેમકે સૂરએ હદીદમાં આવી

ચૂક્યું છે અને તેઓ) એવી દુઆ કરતા હશે કે હે અમારા પરવરદિગાર ! અમારા આ પ્રકાશને અંત સુધી રાખજે (એટલે કે માર્ગમાં હોલવાઈ ન જાય) અને અમને મા'ફ કરી દેજે તું દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે (અને આ દુઆનું કારણ એ હશે કે કયામતમાં દરેક મો'મિનને કંઈને કંઈ પ્રકાશ અર્પણ થશે જે વખતે પુલસિરાત પાસે પહોંચીને મુનાફિકોનો પ્રકાશ હોલવાઈ જશે જેનું વર્ણન સૂરએ હદીદમાં આવી ચૂક્યું છે તે વખતે મો'મિનો આ દુઆ કરશે કે મુનાફિકોની જેમ ક્યાંક અમારો પ્રકાશ પણ સમાપ્ત ન થઈ જાય. –દૂર્રે મન્સૂર, ઈબ્ને અબ્બાસ રદિ.) હે નબી (ﷺ) ! કાફિરો સાથે (તલવાર દ્વારા) અને મુનાફિકો સાથે (મૌખિક રીતે અને દલીલો દ્વારા) જિહાદ કરો અને તેમના ઉપર કડકાઈ કરો (દુનિયામાં તો આ તે સજાના હકદાર થયા) અને (આખિરતમાં) તેમનું ઠેકાણું દોઝખ છે અને તે ખરાબ ઠેકાણું છે (આગળ એનું વર્ણન છે કે આખિરતમાં દરેક વ્યક્તિને પોતાનું જ ઈમાન કામ લાગશે, કાફિરોને તેના કોઈ સગાં સંબંધીનું ઈમાન અઝાબથી બચાવશે નહીં એ જ પ્રમાણે મો'મિનના સગાં સંબંધીઓ કાફિર હોય તો તેનું કોઈ નુકસાન મો'મિનને પહોંચશે નહીં) અલ્લાહ તઆલા કાફિરો(ને બોધ) માટે નૂહની પત્નીની અને લૂતની પત્નીની હાલત વર્ણન કરે છે, તે બંને અમારા ખાસ બંદાઓમાંથી બે બંદાઓના નિકાહમાં હતી બસ તે સ્ત્રીઓએ તે બંને બંદાઓનો હક બરબાદ કર્યો (એટલે કે તેમના નબી હોવાના કારણે તેમનો હક એ હતો કે તેમના ઉપર ઈમાન લાવી હોત અને દીની હુકમોમાં તેમનું આજ્ઞાપાલન કર્યું હોત પરંતુ તેમણે એવું કર્યું નહીં) તો તે બંને નેક બંદા અલ્લાહના મુકાબલામાં તેમના જરા પણ કામ ન આવી શક્યા અને તે બંને સ્ત્રીઓને (કાફિર હોવાના કારણે) હુકમ થયો કે તમે બંને પણ બીજા જહન્નમમાં દાખલ થનારાઓ સાથે દોઝખમાં દાખલ થઈ જાઓ (અહીંયાં સુધી કે કાફિરોને બોધપાઠ માટે આ કિસ્સો સંભળાવ્યો, આગળ મુસલમાનોના સંતોષ માટે કહેવામાં આવ્યું કે) અલ્લાહ તઆલા મુસલમાનો(ને સંતોષ આપવા) માટે ફિરઔનની પત્ની (હઝરત આસિયા)ની હાલત વર્ણન કરે છે જ્યારે કે તે સ્ત્રીએ દુઆ કરી કે હે મારા પરવરદિગાર ! મારા માટે જન્નતમાં પોતાના સાંન્નિધ્યમાં મકાન બનાવ અને મને ફિરઔન(ની શરારત)થી અને તેના (કુફ્રના નુકસાન અને તેના પ્રભાવવાળા) અમલથી સુરક્ષિત રાખ અને મને બધા જ જાલિમ (એટલે કે કાફિર) લોકો(ના

જાહેર અને ગુપ્ત નુકસાન)થી સુરક્ષિત રાખ અને (વળી મુસલમાનોને સંતોષ આપવા માટે અલ્લાહ તઆલા) ઈમરાનની પુત્રી મરયમનું વર્ણન કરે છે જેમણે પોતાના શીલને (હરામ અને હલાલ બંનેથી) સુરક્ષિત રાખ્યું, બસ અમે તેમાં (હઝરત જિબ્રઈલ અલૈ. દ્વારા) પોતાના તરફથી એક રૂહ ફૂંકી અને તેમણે પોતાના પરવરદિગારના સંદેશાઓની (જે ફરિશ્તા દ્વારા પહોંચતા હતા) અને તેની કિતાબોનું (જેમાં તવરાત અને ઈન્જીલ પણ છે) સમર્થન કર્યું (આ તેમના અકીદાનું વર્ણન છે) અને તેઓ આજ્ઞાપાલકોમાંથી હતા (આ તેમના અમલોનું વર્ણન છે).

## મસ્અલા અને બોધપાઠ :

تُوْبُوْٓا اِلَى اللّٰهِ تَوْبَةً نَّصُوْحًا માં تـوبـه (તવબહ)નો શાબ્દિક અર્થ "પાછા વળવાનો અને શરણે થઈ જવાનો" થાય છે જેનો ભાવાર્થ ગુનાહોથી પાછા વળી જવું છે અને કુર્આન અને સુન્નતની પરિભાષામાં તવબહ એનું નામ છે કે વ્યક્તિ પોતાના પાછલા ગુનાહો ઉપર અફસોસ અને પસ્તાવો કરે તથા હવે પછી ભવિષ્યમાં તેની પાસે પણ ન જવાનો અડગ નિર્ધાર કરે અને نَـصُـوْحٌ (નસૂહ) જો نَـصْـحٌ (નસ્હ) અને نَـصِـيْـحَـتٌ (નસીહત)ના ક્રિયાપદથી લેવામાં આવે તો તેનો અર્થ નિખાલસ કરવાનો થાય છે અને જો مَـصْـدَرِ نَـصَـاحَـتٌ (મસ્દરે નસાહત)થી ઠરાવીએ તો તેનો અર્થ કપડાં સીવવા અથવા સાંધા મારવાનો થાય છે. પ્રથમ અર્થના આધારે "નસૂહ"નો અર્થ એ થશે કે તે દેખાડા અને નામના મેળવવાની લાલસાથી નિખાલસ હોય, માત્ર અલ્લાહ તઆલાની ખુશી અને અઝાબના ડરે ગુનાહથી પસ્તાવો કરે અને તેને છોડી દે અને બીજા અર્થના આધારે નસૂહ તે અર્થ માટે થશે કે નેક અમલોનો પહેરવેશ જે ગુનાહોના કારણે ફાટી ગયો હતો તો તેને તવબહ દ્વારા ઠીંગડા મારવાનો અથવા સાંધા મારવાનો થાય છે. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે "તવબતન નસૂહ" એ છે કે વ્યક્તિ પોતે પોતાના પાછલા કર્મો ઉપર પસ્તાવો કરે અને પછી તેના તરફ પાછા ન વળવાનો પાકો ઈરાદો અને અડગ નિર્ધાર રાખે અને કલ્બિએ કહ્યું કે "તવબતન નસૂહ" એ છે કે જીભથી ઈસ્તેગફાર કરે અને દિલમાં અફસોસ અને પસ્તાવો કરે અને પોતાના શરીરના અવયવોને હવે પછી તે ગુનાહ કરતો અટકાવે.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુને સવાલ કરવામાં આવ્યો કે તવબહ શું છે ? તો તેમણે કહ્યું, જેમાં છ વસ્તુઓ એકઠી હોય. (૧) પોતાના પાછલા ખરાબ કર્મો ઉપર અફસોસ અને પસ્તાવો, (૨) અલ્લાહ તઆલાના જે ફરજો અને વાજિબો છૂટ્યા છે તેની કઝા, (૩) કોઈનો માલ વગેરે અત્યાચારપૂર્વક લઈ લીધો છે તો તેને પાછો આપવો, (૪) કોઈને હાથ અથવા જીભથી સતાવ્યો અને તકલીફ પહોંચાડી હતી તો તેની મા'ફી, (૫) હવે પછી તે ગુનાહની પાસે ન જવાનો અડગ નિર્ધાર અને ઈરાદો અને (૬) એ કે જે રીતે તેણે પોતાના નફ્સને અલ્લાહ તઆલાની નાફરમાની કરતો જોયો છે હવે તે આજ્ઞાપાલન કરતો જોઈ લે. *(મઝહરી)*

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ તવબહની જે શરતો વર્ણન કરી છે તે દરેક નજીક સ્વીકૃત છે, અમુકે ટૂંકમાં અને અમુકે વિગતવાર વર્ણન કર્યું છે.

عَسٰى رَبُّكُمْ اَنْ يُّكَفِّرَ عَنْكُمْ... માં શબ્દ عَسٰى (અસા)નો અનુવાદ "ઉમ્મીદ—આશા" થાય છે અને અહીંયાં તેનો ભાવાર્થ "વાયદો" છે પરંતુ આ વાયદાને ઉમ્મીદના શબ્દથી ઓળખાવીને તે બાજુ ઈશારો કરવામાં આવ્યો કે તવબહ હોય કે માનવીના બીજા સારા કૃત્યો તેમાંથી કોઈ પણ જન્નત અને મા'ફીની કિંમત નથી અને ન જ અલ્લાહ તઆલાના માથે ન્યાયની રૂએ એ જરૂરી બને છે કે જે નેક અમલ કરે તેને અવશ્ય જન્નતમાં દાખલ જ કરે કારણ કે નેક અમલોનો બદલો તો દરેક માનવીને દુનિયવી જિંદગીમાં આપવામાં આવેલ નેઅ્મતોથી મળી ચૂક્યો છે તેના બદલામાં કાયદા અને નિયમની રૂએ જન્નત મળવી જરૂરી નથી, તે માત્ર અલ્લાહ તઆલની કૃપા અને ઈનામ ઉપર જ અવલંબિત છે જેમકે હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તમારામાં કોઈને માત્ર તેનો અમલ છુટકારો અપાવી નથી શકતો. સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! શું તમને પણ ? આપ ﷺએ ફરમાવ્યું, હા મને પણ ! જ્યાં સુધી કે અલ્લાહ તઆલા પોતાની કૃપા અને રહમતનો મા'મલો ન કરે. *(બુખારી અને મુસ્લિમ મઝહરી દ્વારા)*

ضَرَبَ اللّٰهُ مَثَلًا لِّلَّذِيْنَ كَفَرُوا امْرَاَتَ نُوْحٍ.... સૂરતના અંતે અલ્લાહ તઆલાએ ચાર સ્ત્રીઓનું દૃષ્ટાંત આપ્યું છે. પ્રથમ બે સ્ત્રીઓ બે પયગમ્બરોની

પત્નીઓ છે જેમણે દીન વિશે પોતાના પતિઓનો વિરોધ કર્યો અને કાફિરો તથા મુશ્રિકોની મદદ અને તેમની ગુપ્ત સહાયતા કરતી રહી, તેના પરિણામે તેઓ જહન્નમમાં ગઈ. અલ્લાહ તઆલાના સ્વીકૃત અને નેક પયગમ્બરોની પત્નીઓ હોવું પણ તેમને અઝાબથી ન બચાવી શક્યું. તેમાંથી એક હઝરત નૂહ (અલૈ.)ની પત્ની છે જેનું નામ વાઘિલાહ વર્ણન કરવામાં આવ્યું છે અને બીજી હઝરત લૂત (અલૈ.)ની પત્ની જેનું નામ વાલિહા વર્ણન કરવામાં આવ્યું છે. (કુર્તુબી) તેમના નામો વિશે બીજા પણ ઘણા નિવેદનો છે. ત્રીજી તે સ્ત્રી છે જે સૌથી મોટા કાફિર અને ખુદા હોવાના દા'વેદાર ફિરઔનની પત્ની હતાં પરંતુ હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લાવ્યા, તેમને અલ્લાહ તઆલાએ તે દરજ્જો આપ્યો કે દુનિયામાં તેમને જન્નતનું ઠેકાણું બતાવી દીધું. પતિની ફિરઔનિયત તેમના માર્ગમાં કોઈ અવરોધરૂપ ન બની શકી. ત્રીજા હઝરત મરયમ (અ.સ.) છે જે કોઈના પત્ની ન હતાં પરંતુ ઈમાન અને નેક અમલોના કારણે અલ્લાહ તઆલાએ તેમને એ દરજ્જો આપ્યો કે તેમને નુબુવ્વતની વિશિષ્ટતાઓ અર્પણ કરી, જો કે જમહૂર ઉમ્મત નજીક તેઓ નબી નથી.

આ બધા દૃષ્ટાંતોથી એ સાબિત કરવામાં આવ્યું કે એક મો'મિનનું ઈમાન તેના કોઈ કાફિર સંબંધીને કામ નથી લાગી શકતું અને એક કાફિરનું કુફ્ર તેના કોઈ સગાં સંબંધીને નુકસાન નથી પહોંચાડી શકતું તેથી અંબિયા (અલૈ.) અને અવલિયાઅ્ (રહ.)ની પત્નીઓ એ બાબતથી નચિંત ન થઈ જાય કે અમને અમારા પતિઓના કારણે છુટકારો મળી જ જશે અને કોઈ કાફિર ફાજિરની પત્ની એ ચિંતા ન કરે કે તેનું કુફ્ર મારા માટે કોઈ નુકસાનનું કારણ બની જશે બલકે દરેક પુરુષ અને સ્ત્રીએ પોતાના ઈમાન અને અમલની ચિંતા પોતે કરવી જોઈએ.

وَضَرَبَ اللّٰهُ مَثَلًا لِّلَّذِيْنَ اٰمَنُوا امْرَاَتَ فِرْعَوْنَ اِذْ قَالَتْ رَبِّ ابْنِ لِيْ عِنْدَكَ بَيْتًا فِي الْجَنَّةِ આ ઉદાહરણ ફિરઔનની પત્ની હઝરત આસિયા બિન્તે મઝાહિમનું છે, જે સમયે હઝરત મૂસા (અલૈ.) જાદૂગરોના મુકાબલામાં સફળ થયા અને જાદૂગર મુસલમાન થઈ ગયા તો આ સ્ત્રીએ પોતાના ઈમાનની જાહેરાત કરી દીધી. ફિરઔને તેમને કઠોર સજા આપવાનું નક્કી કર્યું. અમુક રિવાયતોમાં છે કે તેમને છત્તાપાટ સૂવડાવી એક ભારે પથ્થર તેમના ઉપર મૂકી દીધો એટલે કે ચારે હાથો અને પગોમાં ખીલાઓ મારી દીધા કે તેઓ હલી પણ ન

શકે અને આ જ હાલતમાં તેમણે અલ્લાહ તઆલા પાસે એ દુઆ કરી જે આ આયતમાં ઉપસ્થિત છે અને અમુક રિવાયતોમાં છે કે એવું નક્કી કર્યું કે ઉપરથી ભારે પથ્થર તેમના ઉપર માથા ઉપર મારવામાં આવે. હજુ તેઓ આ પથ્થર નાંખવા પણ પામ્યા ન હતા કે તેમણે દુઆ કરી અને અલ્લાહે તેમની રૂહ કબ્જે કરી લીધી અને પથ્થર નિર્જીવ શરીર ઉપર પડ્યો. આ દુઆમાં એવું કહ્યું કે હે મારા પરવરદિગાર ! જન્નતમાં મને તારી પાસે ઘર બનાવી દે, અલ્લાહ તઆલાએ દુનિયામાં જ તેમને તેમનું જન્નતનું ઘર બતાવી દીધું. *(મઝહરી)*

وَصَدَّقَتْ بِكَلِمَاتِ رَبِّهَا وَكُتُبِهٖ માં શબ્દ كلماتِ رب (કલિમાતિ રબ્બિ)થી ભાવાર્થ અલ્લાહે નાઝિલ કરેલા સહીફા છે જે અંબિયા (અલૈ.) ઉપર ઉતર્યા છે અને કિતાબોથી ભાવાર્થ પ્રખ્યાત આસમાની કિતાબો ઈન્જીલ, ઝબૂર અને તવરાત છે, وَكَانَتْ مِنَ الْقٰنِتِيْنَ માં قانت નું બહુવચન છે જેનો અર્થ ઈબાદત કરનાર થાય છે જે પોતાની ઈબાદત અને આજ્ઞાપાલન કરનાર હોવાનું દર્શાવે છે. આ હઝરત મરયમ (અલૈ.)ની સિફત છે. હઝરત અબૂ મૂસા (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પુરુષોમાંથી ઘણા લોકો કામિલ અને સંપૂર્ણ થયા છે પરંતુ સ્ત્રીઓમાંથી માત્ર ફિરઔનની પત્ની અને મરયમ બિન્તે ઈમરાન કામિલ થયા. (બુખારી અને મુસ્લિમ મઝહરી દ્વારા) દેખીતું છે કે તેનો ભાવાર્થ નુબુવ્વતની વિશિષ્ટતાઓ છે જે સ્ત્રીઓ હોવા છતાં તેમને પ્રાપ્ત થઈ. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

تَمَّتْ سُوْرَةُ التَّحْرِيْمِ بِعَوْنِ اللّٰهِ وَحَمْدِهٖ فِيْ غُرَّةِ رَجَبَ ١٣٩١ هـ يَوْمَ الثُّلَثَآءِ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ તહરીમ પૂર્ણ થઈ.



ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૭)

# સૂરએ મુલ્ક

સૂરએ મુલ્ક મક્કામાં નાઝિલ થઈ, તેની ૩૦ આયતો અને બે રુકૂઅ્ છે.

પારહ : ૨૯

## આયતો : (સૂરએ મુલ્ક : આયત નં. ૧ થી ૩૦)

(۶۷) سُوْرَةُ الْمُلْكِ مَكِّيَّةٌ (۷۷) — اٰياتها ۳۰ — رکوعاتها ۲

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

۲۹ تَبٰرَكَ الَّذِىْ بِيَدِهِ الْمُلْكُ ؗ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرُ ۙ﴿۱﴾ الَّذِىْ خَلَقَ الْمَوْتَ
وَالْحَيٰوةَ لِيَبْلُوَكُمْ اَيُّكُمْ اَحْسَنُ عَمَلًا ؕ وَهُوَ الْعَزِيْزُ الْغَفُوْرُ ۙ﴿۲﴾ الَّذِىْ
خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا ؕ مَا تَرٰى فِىْ خَلْقِ الرَّحْمٰنِ مِنْ تَفٰوُتٍ ؕ
فَارْجِعِ الْبَصَرَ ۙ هَلْ تَرٰى مِنْ فُطُوْرٍ ﴿۳﴾ ثُمَّ ارْجِعِ الْبَصَرَ كَرَّتَيْنِ يَنْقَلِبْ اِلَيْكَ
الْبَصَرُ خَاسِئًا وَّهُوَ حَسِيْرٌ ﴿۴﴾ وَلَقَدْ زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِمَصَابِيْحَ وَجَعَلْنٰهَا
رُجُوْمًا لِّلشَّيٰطِيْنِ وَاَعْتَدْنَا لَهُمْ عَذَابَ السَّعِيْرِ ﴿۵﴾ وَلِلَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ
عَذَابُ جَهَنَّمَ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ﴿۶﴾ اِذَآ اُلْقُوْا فِيْهَا سَمِعُوْا لَهَا شَهِيْقًا وَّهِىَ
تَفُوْرُ ۙ﴿۷﴾ تَكَادُ تَمَيَّزُ مِنَ الْغَيْظِ ؕ كُلَّمَآ اُلْقِىَ فِيْهَا فَوْجٌ سَاَلَهُمْ خَزَنَتُهَآ اَلَمْ
يَاْتِكُمْ نَذِيْرٌ ﴿۸﴾ قَالُوْا بَلٰى قَدْ جَآءَنَا نَذِيْرٌ ۙ فَكَذَّبْنَا وَقُلْنَا مَا نَزَّلَ اللّٰهُ مِنْ
شَىْءٍ ۖۚ اِنْ اَنْتُمْ اِلَّا فِىْ ضَلٰلٍ كَبِيْرٍ ﴿۹﴾ وَقَالُوْا لَوْ كُنَّا نَسْمَعُ اَوْ نَعْقِلُ مَا كُنَّا فِىْٓ
اَصْحٰبِ السَّعِيْرِ ﴿۱۰﴾ فَاعْتَرَفُوْا بِذَنْۢبِهِمْ ۚ فَسُحْقًا لِّاَصْحٰبِ السَّعِيْرِ ﴿۱۱﴾ اِنَّ الَّذِيْنَ
يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ ﴿۱۲﴾ وَاَسِرُّوْا قَوْلَكُمْ اَوِ اجْهَرُوْا

بِهٖ ۚ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿١٣﴾ اَلَا يَعْلَمُ مَنْ خَلَقَ ؕ وَهُوَ اللَّطِيْفُ
ع الْخَبِيْرُ ﴿١٤﴾ ع هُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا فَامْشُوْا فِيْ مَنَاكِبِهَا وَكُلُوْا مِنْ
رِّزْقِهٖ ؕ وَاِلَيْهِ النُّشُوْرُ ﴿١٥﴾ ءَاَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ يَّخْسِفَ بِكُمُ الْاَرْضَ فَاِذَا
هِيَ تَمُوْرُ ﴿١٦﴾ اَمْ اَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ يُّرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ؕ فَسَتَعْلَمُوْنَ
كَيْفَ نَذِيْرِ ﴿١٧﴾ وَلَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿١٨﴾ اَوَلَمْ
يَرَوْا اِلَى الطَّيْرِ فَوْقَهُمْ صٰٓفّٰتٍ وَّيَقْبِضْنَ ؔؕ مَا يُمْسِكُهُنَّ اِلَّا الرَّحْمٰنُ ؕ اِنَّهٗ
بِكُلِّ شَيْءٍۢ بَصِيْرٌ ﴿١٩﴾ اَمَّنْ هٰذَا الَّذِيْ هُوَ جُنْدٌ لَّكُمْ يَنْصُرُكُمْ مِّنْ
دُوْنِ الرَّحْمٰنِ ؕ اِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِيْ غُرُوْرٍ ﴿٢٠﴾ اَمَّنْ هٰذَا الَّذِيْ يَرْزُقُكُمْ
اِنْ اَمْسَكَ رِزْقَهٗ ۚ بَلْ لَّجُّوْا فِيْ عُتُوٍّ وَّنُفُوْرٍ ﴿٢١﴾ اَفَمَنْ يَّمْشِيْ مُكِبًّا عَلٰى وَجْهِهٖٓ
اَهْدٰٓى اَمَّنْ يَّمْشِيْ سَوِيًّا عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢٢﴾ قُلْ هُوَ الَّذِيْٓ اَنْشَاَكُمْ
وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ﴿٢٣﴾ قُلْ
هُوَ الَّذِيْ ذَرَاَكُمْ فِي الْاَرْضِ وَاِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٤﴾ وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا
الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٥﴾ قُلْ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۪ وَاِنَّمَآ اَنَا نَذِيْرٌ
مُّبِيْنٌ ﴿٢٦﴾ فَلَمَّا رَاَوْهُ زُلْفَةً سِيْٓـَٔتْ وُجُوْهُ الَّذِيْنَ كَفَرُوْا وَقِيْلَ هٰذَا الَّذِيْ كُنْتُمْ
بِهٖ تَدَّعُوْنَ ﴿٢٧﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ اَهْلَكَنِيَ اللّٰهُ وَمَنْ مَّعِيَ اَوْ رَحِمَنَا ۙ فَمَنْ يُّجِيْرُ
الْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ اَلِيْمٍ ﴿٢٨﴾ قُلْ هُوَ الرَّحْمٰنُ اٰمَنَّا بِهٖ وَعَلَيْهِ تَوَكَّلْنَا ۚ
فَسَتَعْلَمُوْنَ مَنْ هُوَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٢٩﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ اَصْبَحَ مَآؤُكُمْ
ع غَوْرًا فَمَنْ يَّاْتِيْكُمْ بِمَآءٍ مَّعِيْنٍ ﴿٣٠﴾ ع

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*ઘણી મોટી બરકત છે તેની જેના હાથમાં શાસન છે અને તે સઘળું કંઈ કરી શકે છે. (૧) જેણે મૃત્યુ અને જીવન બનાવ્યું જેથી તમને પારખે કોણ તમારામાં સારા કર્મ કરે છે અને તે મહાબળવાન છે મા'ફ કરનારો. (૨) જેણે સાત આસમાન બનાવ્યા થર ઉપર થર, શું તું રહમાનના બનાવેલામાં કોઈ તફાવત જુએ છે ? ફરી બીજી વખત દૃષ્ટિ નાંખ તને ક્યાંય તિરાડ નજરે પડે છે ? (૩) ફરી પાછી દૃષ્ટિ નાંખ, બે બે વાર તારી દૃષ્ટિ તારી પાસે પાછી આવશે થાકીહારી રદ થઈને. (૪) અને અમે સૌથી પ્રથમ આસમાનને ચિરાગોથી રોનક આપી અને તેનાથી અમે શયતાનો માટે (છૂટું) મારવાનું સાધન બનાવ્યું છે અને અમે તેમના માટે ધગધગતી આગનો અઝાબ કરી રાખ્યો છે. (૫) અને જે લોકો પોતાના પરવરદિગારથી ઈન્કારી થયા તેમના માટે દોઝખનો અઝાબ છે અને ખરાબ ઠેકાણે જઈ પહોંચ્યા. (૬) જ્યારે તેમાં નાંખવામાં આવશે તેની ગર્જના સાંભળશે અને તે ઉછાળા મારી રહી હશે. (૭) એવું લાગે છે કે ગુસ્સામાં ફાટી પડશે જે વખતે તેમાં એક ટોળું પડશે તેમને દોઝખનો ચોકીદાર પૂછશે, શું તમારી પાસે કોઈ ડર સંભળાવનારો પહોંચ્યો ન હતો ? (૮) તેઓ કહે, કેમ નહીં ! અમારી પાસે ડર સંભળાવનારો પહોંચ્યો હતો પછી અમે જૂઠાડયો અને કહ્યું, અલ્લાહે કોઈ વસ્તુ નથી ઉતારી; તમે તો ઘણી મોટી ગુમરાહીમાં પડયા. (૯) અને કહેશે, જો અમે સાંભળ્યું હોત અથવા સમજ્યું હોત તો દોઝખવાળાઓમાં ન હોત. (૧૦) બસ પોતાના ગુનાહને સ્વીકારવા લાગ્યા, હવે (અલ્લાહની રહમતથી) દૂર થઈ જાઓ દોઝખવાળાઓ ! (૧૧) જે લોકો પોતાના પરવરદિગારથી ડરે છે જોયા વિના તેમના માટે મા'ફી છે અને મોટો સવાબ. (૧૨) અને તમે પોતાની વાત ગુપ્ત રીતે કહો અથવા જાહેર રીતે; તે સારી પેઠે જાણે છે મનના ભેદને (પણ). (૧૩) ભલા તે ન જાણે જેણે બનાવ્યા ! અને તે જ ભેદ જાણનારો સઘળી ખબર રાખનારો છે. (૧૪) તે જ છે જેણે તમારી સામે જમીનને નીચી કરી, હવે તેના ખભાઓ ઉપર ચાલો ફરો અને*

તેની આપેલી રોજીમાંથી કંઈક ખાઓ અને તેના જ તરફ જીવી ઉઠવાનું છે. (૧૫) શું તમે તેનાથી નીડર થઈ ગયા જે આસમાનમાં છે !? એ બાબતથી કે તમને જમીનમાં ધસાવી દે, પછી ત્યારે જ તે ધ્રુજવા માંડે. (૧૬) અથવા નીડર થઈ ગયા છો તેનાથી જે આસમાનમાં છે !? એ વાતથી કે તમારા ઉપર પથ્થરોનો વરસાદ વરસાવે, બસ જાણી લેશો કેવું છે મારું ડરાવવું. (૧૭) અને જૂઠાડી ચૂક્યા છે જે તેમનાથી પહેલાં હતા, પછી કેવો થયો મારો ઈન્કાર. (૧૮) અને શું નથી જોતા પોતાના ઉપર ઉડતા પક્ષીઓને પાંખો ફેલાવેલા અને પાંખો ફફડાવતા ! તેમને કોઈ નથી થોભાવી રાખતું રહમાનના સિવાય, દરેક વસ્તુ તેની દૃષ્ટિમાં છે. (૧૯) ભલા તે કોણ છે જે તમારા લશ્કર બની તમારી મદદ કરે રહમાનના સિવાય ! ઈન્કારીઓ ઘણા ખરાબ બહેકાવામાં પડયા છે. (૨૦) ભલા તે કોણ છે જે તમને રોજી આપે જો તે પોતાની રોજી અટકાવી દે, કોઈ નથી પરંતુ બળવાખોરી અને ધૃણા ઉપર અડી રહ્યા છે. (૨૧) ભલા એક જે પોતાના મોંઢાભેર ઊંધો ચાલે તે સીધો માર્ગ પામે અથવા તે વ્યક્તિ જે સીધો ચાલે એક સીધા માર્ગ ઉપર !? (૨૨) તમે કહો, તે જ છે જેણે તમને બનાવી ઊભા કર્યા અને તમારા માટે કાન અને આંખો બનાવી અને દિલ, તમે ઘણો થોડો શુક્ર કરો છો. (૨૩) તમે કહો, તે જ છે જેણે તમને જમીનમાં ફેલાવી દીધા અને તેના જ તરફ એકઠા કરવામાં આવશો. (૨૪) અને કહે છે, ક્યારે આ વાયદો થશે જો તમે સાચા છો ? (૨૫) તમે કહો ! ખબર તો અલ્લાહની પાસે જ છે અને મારું કામ તો આ જ સ્પષ્ટ ડર સંભળાવી દેવાનું છે. (૨૬) પછી જ્યારે જોશે કે તે પાસે આવી લાગશે તો ઈન્કારીઓના મોંઢા બગડી જશે અને કહેશે આ જ છે જેને તમે માંગતા હતા. (૨૭) તમે કહો, ભલા જુઓ તો જો અલ્લાહ મને હલાક કરી દે અને મારી સાથેવાળાઓને અથવા અમારા ઉપર રહમ કરે, પછી તે કોણ છે જે ઈન્કારીઓને દર્દનાક અઝાબથી બચાવે !? (૨૮) તમે કહો, તે જ રહમાન છે, અમે તેને માન્યો અને તેના જ ઉપર ભરોસો કર્યો, બસ હવે તમે જાણી લેશો કોણ ઉઘાડા બહેકાવામાં પડયા છે ! (૨૯) તમે કહો, ભલા જુઓ તો ! જો સવારે તમારું પાણી સુકાઈ જાય પછી કોણ છે જે તમારી પાસે નિતરું (વહેતું) પાણી લાવે. (૩૦)

**તફસીર :**

તે (અલ્લાહ તઆલા) ઘણો મહાન છે જેના કબ્જામાં બધી જ સલતનત છે અને તે દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે જેણે મોત અને જિંદગીને પેદા કરી જેથી તમારી કસોટી કરે કે તમારામાં કોણ વ્યક્તિ અમલમાં વધારે સારો છે (સારા કર્મોમાં મોતની દખલગીરી એ છે કે મોતની ચિંતાથી વ્યક્તિ આ દુનિયાને નષ્ટ થનાર અને કયામતના અકીદાથી આખિરતને હંમેશા બાકી રહેનાર સમજીને ત્યાંનો સવાબ પ્રાપ્ત કરવા અને ત્યાંના અઝાબથી બચવા માટે પ્રયત્નશીલ બની શકે છે અને જિંદગીની દખલગીરી એ છે કે જો જીવન ન હોત તો અમલ કયા સમયે કરે ? બસ સારા કર્મો માટે મોત શરત સ્વરૂપે અને જિંદગી એક ક્ષમતા સ્વરૂપે છે અને કારણ કે મોત પણ અલ્લાહ તઆલાની મખ્લૂક છે) અને તે મહાબળવાન (અને) મા'ફ કરનાર છે (કે ખરાબ કર્મો ઉપર ક્રોધ કરે છે અને સારા કર્મો ઉપર મા'ફી અને સવાબ આપે છે) તેણે સાત આસમાન ઉપર નીચે પેદા કર્યા (જેમકે સહીહ હદીષમાં છે કે એક આસમાનથી ઉપર લાંબા અંતરે બીજું આસમાન છે પછી એ જ રીતે તેનાથી ઉપર ત્રીજું અને આ જ પ્રમાણે એક બીજાની ઉપર. આગળ આસમાનની મજબૂતીને વર્ણવે છે કે હે જોનારા !) તું અલ્લાહની આ કારીગીરીમાં કોઈ ખામી જોઈશ નહીં (બસ હવે પછી) બીજીવાર દૃષ્ટિ નાંખીને જોઈ લે, ક્યાંય તને કોઈ ખામી નજરે પડે છે (એટલે કે તું વારંવાર જોતો રહીશ અને વારંવાર દૃષ્ટિ કરીશ) પછી વારંવાર નજર નાંખીને જો, (અંતે) દૃષ્ટિ થાકી હારી તારા તરફ પાછી આવશે (અને કોઈ ખામી નજરે ન પડશે, એટલે કે તે જે વસ્તુને જેવી ઈચ્છે બનાવી શકે છે તેથી આસમાનને મજબૂત બનાવવા ઈચ્છયું કે આટલા લાંબા યુગો પસાર થવા છતાં હજુ પણ તેનામાં કોઈ ખામી કે ઉણપ નથી આવી, અલ્લાહ તઆલાના ફરમાન મુજબ وَمَا لَهَا مِن فُرُوجٍ એ જ પ્રમાણે કોઈ વસ્તુને કમજોર અને તરત જ પ્રભાવિત થઈ જનારી પણ બનાવી એટલે કે તેની પાસે દરેક પ્રકારની શક્તિ છે) અને (અમારી શક્તિની દલીલ એ છે કે) અમે નજીકના આસમાનને દીવાઓ (એટલે કે તારાઓ)થી શણગારી રાખ્યું છે અને અમે તે (તારાઓ)ને શયતાનને મારવાનું માધ્યમ પણ બનાવ્યું છે (જેની હકીકત સૂરએ હિજરમાં આવી ચૂકી છે) અને અમે તેઓ (શયતાનો) માટે (તારાઓની માર સિવાય કે જે દુનિયામાં હોય છે આખિરતમાં

તેમના કુફ્રના કારણે) દોઝખનો અઝાબ (પણ) તૈયાર કરી રાખ્યો છે અને જે લોકો પોતાના પરવરદિગાર(ની તવહીદ)નો ઈન્કાર કરે છે તેમના માટે દોઝખનો અઝાબ છે અને તે ઘણું ખરાબ ઠેકાણું છે, જ્યારે આ લોકો તેમાં નાંખવામાં આવશે તો તેની એક ઘણી ભારે ગર્જના સંભળાશે અને તે એ રીતે ઉછાળા મારતી હશે જાણે એવું લાગે છે કે (હમણા) ગુસ્સાના માર્યા ફાટી પડશે (યા તો અલ્લાહ તઆલા તેમાં જોશ અને ક્રોધ પેદા કરી દેશે કે સત્યને જૂઠાડનારાઓ ઉપર તેને ક્રોધ આવશે અથવા તો આ એક દૃષ્ટાંત સ્વરૂપે છે, એટલે કે જે રીતે કોઈને ગુસ્સામાં જોશ આવે છે એ જ પ્રમાણે તે ખૂબ સખત ઉશ્કેરાટથી જુસ્સામાં આવી જશે અને) જ્યારે તેમાં કોઈ (કાફિરોનું) ટોળું નાંખવામાં આવશે તો તેના ચોકીદાર તે લોકોને પૂછશે કે શું તમારી પાસે કોઈ ડરાવનાર (પયગમ્બર) આવ્યો ન હતો ? (જેણે તમને આ અઝાબથી ડરાવ્યા હોય ! જેનો તકાદો એ હતો કે તેનાથી ડર્યા હોત અને બચવાનો સામાન કર્યો હોત. આ સવાલ તેમને યાદ અપાવવા માટે છે, એટલે કે પયગમ્બર તો આવ્યા હતા અને સવાલ દરેક નવા આવનારા ટોળાને થશે, કારણ કે દોઝખમાં પોતાના કુફ્રની કક્ષા પ્રમાણે બધા કાફિરોના ફિરકાઓ એક પછી એક નાંખવામાં આવશે) તે કાફિર (સ્વીકાર સ્વરૂપે) કહેશે કે ખરેખર અમારી પાસે ડરાવનાર (પયગમ્બર) આવ્યા હતા, બસ (અમારી ખરાબી હતી કે) અમે તેમને જૂઠાડ્યા અને કહી દીધું કે અલ્લાહ તઆલાએ (હુકમો અને કિતાબો) કશું નાઝિલ નથી કર્યું (અને) તમે મોટી ભૂલમાં પડ્યા છો અને (તે કાફિરો ફરિશ્તાઓને એ પણ) કહેશે કે અમે જો સાંભળ્યું હોત અથવા સમજ્યા હોત (એટલે કે પયગમ્બરોનું કહેલું સ્વીકાર કર્યું હોત અથવા માન્યું હોત) તો અમે આ દોઝખમાં ન ગયા હોત, મતલબ કે પોતાના ગુનાહનો સ્વીકાર કરશે, બસ દોઝખવાળાઓ ઉપર લા'નત છે, બેશક ! જે લોકો પોતાના પરવરદિગારથી જોયા વિના ડરે છે (ઈમાન અને આજ્ઞાપાલન અપનાવે છે) તેમના માટે મા'ફી અને મોટો સવાબ (નક્કી) છે અને તમે લોકો ભલે છુપાઈને વાત કહો અથવા પોકારીને (તેને બધી ખબર છે, કારણ કે) તે દિલો સુદ્ધાંની વાતોથી સારી પેઠે જાણકાર છે (અને ભલા) કેમ તે ન જાણે જેણે પેદા કર્યા છે અને તે ગુપ્ત વાતોને જાણે છે (અને) સંપૂર્ણ ખબર રાખનાર છે. (આ દલીલનો ખુલાસો એ છે કે તે દરેક વસ્તુનો સર્જનહાર અને માલિક છે, બસ તમારી પ્રવૃત્તિઓ અને નિવેદનોનો

પણ સર્જનહાર છે અને કોઈ વસ્તુનું સર્જન જ્ઞાન વિના નથી હોઈ શકતું તેથી અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન અવશ્ય છે. આ માત્ર નિવેદન માટે કહેવામાં નથી આવ્યું બલકે દરેક પ્રકારની પ્રવૃત્તિઓ પણ તેમાં સામેલ છે, નિવેદનનો ઉલ્લેખ એટલા માટે થયો કે તે પ્રવૃત્તિઓ કરતાં વધારે છે, મતલબ કે તેને બધી ખબર છે અને તે દરેકને યોગ્ય બદલો આપશે) તે એવો (ઈનામ આપનારો) છે કે જેણે તમારા માટે જમીનને કામે લગાડી દીધી (કે તમે તેનો દરેક પ્રકારનો ઉપયોગ કરી શકો છો) બસ તમે તેના માર્ગોમાં ચાલો (ફરો) અને અલ્લાહની રોજીમાંથી (જે જમીનમાં પેદા કરી છે) ખાઓ (પીઓ) અને (ખાઈ પીને એ યાદ રાખજો કે) તેની જ પાસે ફરીવાર જીવીત થઈને જવાનું છે (બસ આ તેનો તકાદો છે કે તેની નેઅ્મતોનો શુક્ર અદા કરો જે ઈમાન અને આજ્ઞાપાલન છે) શું તમે લોકો એનાથી નીડર થઈ ગયા છો કે જે આસમાનમાં (પણ પોતાનો હુકમ અને કાબૂ ધરાવે) છે તે તમને (કારૂનની જેમ) જમીનમાં ધસાવી દે પછી તે જમીન થર થર (ઉલટ પુલટ થઈ) ધ્રુજવા લાગે (જેનાથી તમે વધારે નીચે ઊતરી જાઓ અને જમીન તમારા ઉપર ભેગી થઈ મળી જાય) અથવા તમે લોકો એનાથી નીડર થઈ ગયા છો કે જે આસમાનમાં (પણ પોતાનો હુકમ અને માલિકી ધરાવે) છે તે તમારા ઉપર (કોમે આદ જેવી) એક તેજ હવા મોકલી આપે (જેનાથી તમારો નાશ થઈ જાય, એટલે કે તમારા કુફ્રનો તકાદો તો આ જ છે) બસ (જો કોઈ મસ્લિહતના કારણે તમારાથી આવો અઝાબ ટળી રહ્યો છે તો શું થયું) નજીકમાં જ (મરતાંની સાથે જ) તમને જાણ થઈ જશે કે મારું (અઝાબથી) ડરાવવું કેવું (સત્ય અને ખરું) હતું અને (જો આવા અઝાબ ન થવાથી કુફ્ર નીંદાપાત્ર હોવું તેમની સમજમાં ન આવે તો તેનો નમૂનો પણ ઉપસ્થિત છે એટલા માટે) તેમનાથી પહેલાં જે લોકો થઈ ચૂક્યા છે તેમણે (દીને હક્કનું સત્ય) જૂઠાડ્યું હતું, બસ (જોઈ લો તેમના ઉપર) મારો અઝાબ કેવો આવ્યો ! (જેનાથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે કુફ્ર નીંદનીય છે, બસ જો કોઈ મસ્લિહતથી અહીંયાં અઝાબ ટળી ગયો તો બીજી દુનિયામાં અવશ્ય વાયદા પ્રમાણે થશે જ અને ઉપર... خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ માં તે તવહીદની દલીલો વર્ણન થઈ જે આસમાન વિશે છે, પછી.. هُوَ الَّذِىْ جَعَلَ لَكُمُ الْاَرْضَ માં જમીન વિશે વસ્તુઓનું વર્ણન થયું, આગળ અવકાશ વિશે દલીલોનું વર્ણન છે) શું તે લોકોએ પોતાના ઉપર પક્ષીઓ તરફ નજર નથી કરી કે પાંખો ફેલાવી

(ઉડતા ફરે) છે અને (ક્યારેય આ જ હાલતમાં) પાંખો સમેટી લે છે (અને બંને પરિસ્થિતિઓમાં તે ભારે અને વજનદાર હોવા છતાં જમીન અને આસમાન વચ્ચેના અવકાશમાં તરતા રહે છે, જમીન ઉપર પડી જતાં નથી અને) અલ્લાહ સિવાય તેમને કોઈ થોભાવી રાખતું નથી, બેશક ! તે દરેક વસ્તુને જોઈ રહ્યો છે (અને જે રીતે ઇચ્છે તેનો ઉપયોગ કરી રહ્યો છે) હા ! (અલ્લાહ તઆલાની કુદરત તો સાંભળી લીધી, હવે બતાવો કે) રહમાન સિવાય તે કોણ છે કે તમારું લશ્કર બનીને (આફતોથી) તમારી સુરક્ષા કરી શકે (અને કાફિર) જે પોતાના મઅ્બૂદો વિશે (આવી માન્યતા ધરાવે છે) તો (તેઓ) નર્યા ધોકામાં છે (અને) હા ! (એ પણ બતાવો કે) તે કોણ છે જે તમને રોજી પહોંચાડે છે, જો અલ્લાહ તઆલા પોતાની રોજી બંધ કરી લે (પરંતુ આ લોકો તેનાથી પણ પ્રભાવિત થતા નથી) બલકે આ લોકો બળવાખોરી અને (સચ્ચાઈની) નફરત ઉપર અડી રહ્યા છે (ખુલાસો એ છે કે તમારા બાતિલ મઅ્બૂદો મૂર્તિઓ વગેરે ન તો કોઈ નુકસાન દૂર કરવાની શક્તિ ધરાવે છે જેમકે અલ્લાહે ફરમાવ્યું ينصركم અને ન જ કોઈ લાભ કે ઇનામ આપવાની શક્તિ ધરાવે છે જેમકે અલ્લાહે ફરમાવ્યું يرزقكم પછી તેમની ઇબાદત માત્ર બેવકૂફી છે, એટલે કે જે કાફિરની હાલત ઉપર સાંભળી છે (إِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِىْ غُرُوْرٍ، بَلْ لَّجُّوْا فِىْ عُتُوٍّ وَّنُفُوْرٍ) બસ (તેને સાંભળીને વિચારો તો) શું જે વ્યક્તિ (ઉબડ ખાબડ રસ્તાના કારણે ઠોકરો ખાતો હોય અને) મોંઢાભેર પડતો પડતો ચાલી રહ્યો હોય તે ઇચ્છિત મંઝિલ સુધી વધારે પહોંચનારો હશે અથવા તે વ્યક્તિ (વધારે મંઝિલ ઉપર પહોંચનારો હશે) જે એક સીધી સપાટ સડક ઉપર ચાલી જઈ રહ્યો છે (આ જ હાલત મો'મિનો અને કાફિરોની છે કે મો'મિનનો ચાલવાનો માર્ગ પણ દીને મુસ્તકીમ છે અને તે ચાલે પણ સીધા માર્ગે છે અને તેના કારણે અતિશયોક્તિ કે ઉણપથી બચે છે, કાફિરોનો ચાલવાનો માર્ગ પણ ઉબડ ખાબડ અને ગુમરાહીનો છે અને ચાલનારો પણ દરેક સમયે નુકસાન અને મુસીબતોમાં પડે છે, બસ એવી હાલતમાં મંઝિલ ઉપર શું પહોંચશે ! અને ઉપર તવહીદની દલીલોનો વિષય હતો, આગળ માનવી વિશે ઇરશાદ છે) તમે (તેમને) કહો કે તે જ (એવો શક્તિશાળી અને ઇનામ આપનાર) છે જેણે તમને પેદા કર્યા અને તમને કાન અને આંખો અને દિલ આપ્યા (પરંતુ) તમે લોકો ઘણો ઓછો શુક્ર અદા કરો છો (અને) તમે (એ પણ) કહો કે તે જ છે જેણે તમને

પૃથ્વીપટ ઉપર ફેલાવ્યા અને તમે તેની જ પાસે (કયામતના દિવસે) એકઠા થઈને જશો અને આ લોકો (જ્યારે કયામતનું વર્ણન સાંભળે છે અલ્લાહ તઆલાના ફરમાન મુજબ الیہِ النّشور અને الیہ تحشرون તો) કહે છે કે આ વાયદો ક્યારે થશે જો તમે (એટલે કે પયગમ્બર ﷺ અને આપ ﷺના તાબેદાર મો'મિનો) સાચા છો (તો બતાવો) તમે (જવાબમાં) કહી આપો કે આ (તાબેદારોનું) જ્ઞાન તો અલ્લાહને જ ખબર છે અને હું તો માત્ર સ્પષ્ટ ડરાવનારો છું, પછી જ્યારે આ (કયામતના અઝાબ)ને પાસે આવતો જોશે (પાસે આવતો જોવું એ કે તેમના અમલોનો હિસાબ થશે અને દોઝખમાં જવાનો હુકમ થશે જેમકે તેમને વિશ્વાસ થઈ જશે કે હવે અઝાબ માથા ઉપર આવી ગયો, મતલબ કે જ્યારે તેને પાસે આવતો જોશે) તો (ગમના માર્યા) કાફિરોના મોંઢા બગડી થશે (અલ્લાહ તઆલાના ફરમાન મુજબ وُجُوہٌ یَّومَئِذٍ عَلَیْهَا غَبَرَةٌ تَرْهَقُهَا قَتَرَةٌ) અને (તેમને) કહેવામાં આવશે, આ જ છે તે જેને તમે માંગ્યા કરતા હતા (કે અઝાબ લાવો ! અઝાબ લાવો ! અને આ કાફિરોથી તવહીદ અને રસૂલે કરીમ ﷺની રિસાલત વગેરેના વિષયો સાંભળીને જે એવી વાતો કરે છે شَاعِرٌ نَّتَرَبَّصُ بِهٖ رَیْبَ الْمَنُوْنِ અને اِنْ كَادَ لَیُضِلُّنَا عَنْ اٰلِهَتِنَا لَوْ لَاۤ اَنْ صَبَرْنَا عَلَیْهَا જેનો હેતુ આપ ﷺના નાશનો ઈન્તેઝાર કરવો અને આપને નઊઝુબિલ્લાહ અપમાનિત કરવાનો છે. આગળ તેના જવાબમાં માર્ગદર્શન છે જેમાં કાફિરોના અઝાબનું પુનરાવર્તન અને બીજા વિષયો સાથે તેની પૂર્ણતા છે. ઈરશાદ થાય છે કે) તમે (તેમને) કહો કે તમે એ બતાવો કે જો અલ્લાહ તઆલા મને અને મારી સાથેવાળાઓને (તમારી ઈચ્છા પ્રમાણે) હલાક કરી દે અથવા (અમારી ઉમ્મીદ અને અમારા વાયદા પ્રમાણે) અમારા ઉપર રહમત કરે તો (બંને પરિસ્થિતિઓમાં પોતાની ખબર લો અને બતાવો કે) કાફિરોને દર્દનાક અઝાબથી કોણ બચાવી લેશે ? (એટલે કે અમારી જે હાલત થશે તે તો દુનિયામાં થશે અને તેનું પરિણામ દરેક પરિસ્થિતિમાં સારું આવશે. અલ્લાહના ફરમાન મુજબ ...هَلْ تَرَبَّصُوْنَ بِنَاۤ اِلَّاۤ اِحْدَى الْحُسْنَیَیْنِ પરંતુ પોતાના વિશે કહો કે તમારા ઉપર જે અતિગંભીર મુસીબત આવનારી છે તેને કોણ રોકશે અને અમારી દુનિયાની દુર્ઘટનાઓથી તમારી તે મુસીબત કઈ રીતે ટળી જશે ? તો તમારી પોતાની ફિકર છોડીને અમારા દુર્ઘટનાગ્રસ્ત થવાની રાહ જોવી એક વ્યર્થ પ્રવૃત્તિ છે. આ જવાબ છે ..نَتَرَبَّصُ નો અને) તમે (તેમને એ

પણ) કહો કે તે ઘણો મહેરબાન છે, અમે તેના ઉપર (તેના હુકમ પ્રમાણે) ઈમાન લાવ્યા અને અમે તેના ઉપર જ ભરોસો કરીએ છીએ (બસ ઈમાનની બરકતથી તો તે અમને આખિરતના અઝાબથી સુરક્ષિત રાખશે અને ભરોસાની બરકતથી દુનિયવી દુર્ઘટનાઓને દૂર કરશે અથવા સરળ બનાવી દેશે, આ પણ تـربّـص નો જવાબ છે) બસ (જ્યારે તમારા ઉપર ભયંકર અઝાબ આવવાનો છે અને અમે ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા ઉપર ઈમાનની બરકતથી આ અઝાબથી સુરક્ષિત રહેવાના છે તો) નિકટમાં જ તમને જાણ થઈ જશે (જ્યારે પોતાને અઝાબમાં સપડાયેલા અને અમને સુરક્ષિત જોશો) કે ઉઘાડી ગુમરાહીમાં કોણ છે (એટલે કે તમે ગુમરાહીમાં છો જેમકે અમે કહીએ છીએ અથવા અમે ગુમરાહીમાં છીએ જેમકે તમે કહો છો, આ ...اِنْ كَادَ لَيُضِلُّنَا નો જવાબ છે. આગળ ઉપરોક્ત વિષયનું પુનરાવર્તન છે ...فَمَنْ يُّجِيْرُ الْكٰفِرِيْنَ એટલે કે ઉપરોક્ત જે કહેવામાં આવ્યું છે કે તમને ભયંકર અઝાબથી કોઈ બચાવી નથી શકતું તેમને જો પોતાના જૂઠા મઅ્બૂદોનો ઘમંડ હોય કે તેઓ બચાવી લેશે તો આ ખોટી ઉમ્મીદ અને આશાના રદિયા માટે તેમને) તમે (આ) કહી આપો કે વારું, એ બતાવો કે જો તમારું પાણી (જે કૂવાઓમાં છે) ઊંડે (ઊતરીને) ગાયબ થઈ જાય, બસ તે કોણ છે જે તમારી પાસે ઝરણાનું પાણી લઈ આવે ? (એટલે કે કૂવાના ઝરણાને ચાલુ કરી દે અને જમીનના પેટાળમાંથી ઉપર લઈ આવે અને જો કોઈને એવો અભરખો હોય કે બીજો કૂવો ખોદી લઈશું તો અલ્લાહ તઆલા એવી કુદરત પણ ધરાવે છે કે તેને વધુ ઊંડે ગાયબ કરી દે અને એ જ પ્રમાણે થતું રહે. બસ જ્યારે અલ્લાહ તઆલાના મુકાબલામાં કોઈની એટલી પણ શક્તિ નથી કે મા'મૂલી સ્વાભાવિક બાબતોમાં પોતાનો હુકમ ચલાવી શકે તો આખિરતના અઝાબથી બચાવવાની શક્તિ કઈ રીતે હોઈ શકે છે !)

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ મુલ્કની વિશેષતાઓ :

આ સૂરતને હદીષમાં "વાકિઅહ અને મુન્જિયહ" પણ કહે છે, વાકિઅહનો અર્થ બચાવનાર અને મુન્જિયહનો અર્થ છુટકારો અપાવનાર. હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, هى المانعة المنجية تنجيه من

عـذابِ الـقـبـر એટલે કે આ સૂરત અઝાબને રોકનારી અને અઝાબથી છુટકારો અપાવનારી છે. આ પોતાના પઢનારને કબ્રના અઝાબથી બચાવી લેશે.

*(રવાહુ તિરમિઝી, હસન ગરીબ હદીષ કુર્તુબી દ્વારા)*

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મારું દિલ ઇચ્છે છે કે સૂરએ મુલ્ક દરેક મો'મિનના દિલમાં હોય. (કુઅ્‌લબીના વર્ણન પ્રમાણે) અને હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે અલ્લાહની કિતાબમાં એક એવી સૂરત છે જેની આયતો તો માત્ર ત્રીસ છે પરંતુ કયામતના દિવસે આ એક વ્યક્તિની સિફારસ કરશે ત્યાં સુધી કે તેને જહન્નમમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરી દેશે અને તે સૂરએ તબારક છે. *(કુર્તુબી, તિરમિઝી દ્વારા)*

تَبَارَكَ الَّذِي بِيَدِهِ الْمُلْكُ وَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ માં શબ્દ (તબારક) એ બરકતથી બનેલ શબ્દ છે જેનો શાબ્દિક અર્થ "વધવું અથવા વૃદ્ધિ પામવાનો" થાય છે. આ શબ્દ જ્યારે અલ્લાહ તઆલા માટે બોલવામાં આવે છે તો સૌથી ઉચ્ચતર હોવાના અર્થમાં આવે છે, જેમકે અલ્લાહુ અકબર, બિયદિહીલ્ મુલ્ક વગેરે. અલ્લાહ તઆલાના હાથમાં પ્રદેશ છે, અલ્લાહ જલ્લ શા'નુહૂ માટે કુર્આને કરીમમાં અનેક ઠેકાણે يَد (યદ)નો શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અલ્લાહ તઆલા શરીર અને અવયવોના બંધનોથી અતિઉચ્ચ છે એટલા માટે આ શબ્દ મુતશાબિહાત (જેનો અર્થ મખ્લૂકનો સંદર્ભ લઈ સમજી ન શકાય તે)માંથી છે જેના સત્ય હોવા ઉપર ઈમાન લાવવું વાજિબ છે અને તેનું સ્વરૂપ અને વાસ્તવિકતા કોઈને જાણ નથી થઈ શકતી. આથી તેના સંશોધનમાં પડવું યોગ્ય નથી અને "મુલ્ક"થી ભાવાર્થ આસમાનો અને જમીનોનું તથા દુનિયા અને આખિરતનું શાસન છે. આ આયતમાં અલ્લાહ તઆલા માટે ચાર સિફતોનો દા'વો થયો છે. પ્રથમ તેનું ઉપસ્થિત હોવું, બીજું અત્યંત ઉચ્ચ પ્રકારની વિશિષ્ટતાઓના માલિક અને સૌથી ઉચ્ચતર હોવું, ત્રીજું આસમાનો અને જમીનો ઉપર તેનું શાસન હોવું, ચોથું દરેક વસ્તુનું તેના કાબૂમાં હોવું. આગલી આયતોમાં આ દા'વાની દલીલો છે જે અલ્લાહ તઆલાના સર્જનમાં જ ચિંતન અને મનન કરવાથી સ્પષ્ટ થઈ જાય છે તેથી આગળની આયતોમાં સમગ્ર સૃષ્ટિ અને સર્જનના વિવિધ પ્રકારો અને પ્રજાતિઓથી અલ્લાહ તઆલાનું અસ્તિત્વ અને

તવહીદ ઉપર અને તેની વિશિષ્ટતાઓ, જ્ઞાન અને શક્તિ ઉપર દલીલ કરવામાં આવી છે. સૌ પ્રથમ સર્જનમાં શ્રેષ્ઠ મનુષ્યને પોતાના અસ્તિત્વમાં જે કુદરતની દલીલો પ્રાપ્ત થાય છે તેના તરફ ધ્યાન અપાવ્યું, ...اَلَّذِیْ خَلَقَ الْمَوْتَ وَالْحَیٰوةَ માં તેનું વર્ણન છે. ત્યારબાદ કેટલીય આયતોમાં આસમાનોના સર્જનમાં ચિંતન અને ઊંડો વિચાર કરવાની દલીલો કરી, ...اَلَّذِیْ خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ ત્યારબાદ જમીનના સર્જન અને તેનાથી સંબંધિત લાભોમાં વિચાર અને ચિંતનનું વર્ણન هُوَ الَّذِیْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا બે આયતોમાં કર્યું, પછી અવકાશમાં રહેનારી મખ્લૂક, પક્ષીઓનું વર્ણન કર્યું, ...اَوَلَمْ یَرَوْا اِلَی الطَّیْرِ મતલબ કે સમગ્ર સૂરતમાં મૂળ વિષય અલ્લાહ તઆલાની ઉપસ્થિતિ અને તેની વિશિષ્ટતાઓ, જ્ઞાન અને શક્તિ ઉપર સમગ્ર સૃષ્ટિના સાક્ષાત્કારથી દલીલો રજૂ કરવામાં આવી છે. ટૂંકમાં બીજા વિષયોનું એટલે કે કાફિરોની સજા અને મો'મિનોના સારા બદલાનું વર્ણન પણ આવી ગયું. પોતે માણસની જાતમાં અલ્લાહ તઆલાની વિશિષ્ટતા, જ્ઞાન અને શક્તિ વગેરેની દલીલો ઉપસ્થિત છે તેના તરફ બે શબ્દોથી માર્ગદર્શન આપ્યું.

**મોત અને હયાત (જિંદગી)ની હકીકત :**

خَلَقَ الْمَوْتَ وَالْحَیٰوةَ એટલે કે તેણે મોત અને હયાતને પેદા કરી. માણસની પરિસ્થિતિઓમાંથી અત્રે માત્ર બે વસ્તુઓ મોત અને જિંદગી વર્ણન કરવામાં આવી, કારણ કે આ બંને વસ્તુઓ મનુષ્યની સમગ્ર જિંદગીની પરિસ્થિતિઓ અને પ્રવૃત્તિઓ ઉપર હાવી છે. જિંદગી માટે પેદા કરવાનો શબ્દ તો પોતાની જગ્યાએ દેખીતું છે કે જિંદગી એક અસ્તિત્વમાં આવતી વસ્તુ છે. સર્જન અને ન હોવામાંથી હોવું દેખીતું છે પરંતુ મોત જે દેખીતી રીતે એક ન હોવાનું નામ છે તેની સાથે સર્જનનો સંબંધ કઈ રીતે થયો ? તેના જવાબમાં તફસીરના ઈમામોએ અનેક નિવેદનો કર્યા છે. સૌથી વધારે સ્પષ્ટ વાત એ છે કે મોત માત્ર ન હોવાનું નામ નથી બલકે રૂહ અને શરીરનો સંબંધ તોડીને રૂહને એક મકાનમાંથી બીજા મકાનમાં સ્થળાંતર કરવાનું નામ છે અને આ એક અસ્તિત્વ ધરાવતી વસ્તુ છે. મતલબ કે જે રીતે જિંદગી એક પરિસ્થિતિ છે જે માનવીના શરીર ઉપર છવાઈ છે એ જ પ્રમાણે મોત પણ એક એવી જ પરિસ્થિતિ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને તફસીરના અમુક બીજા ઈમામોથી જે

આ નિવેદન નકલ કરવામાં આવ્યું છે કે મોત અને જિંદગી બે શરીર ધરાવતી મખ્લૂક છે. મોત એક ઘેટાના સ્વરૂપમાં અને જિંદગી એક ઘોડીના સ્વરૂપમાં છે. તેનો ભાવાર્થ દેખીતી રીતે તે સહીહ હદીષનું વર્ણન છે જેમાં એ કહેવામાં આવ્યું છે કે જ્યારે કયામતમાં જન્નતવાળાઓ જન્નતમાં અને દોઝખવાળાઓ દોઝખમાં દાખલ થઈ ચૂકશે તો મોતને એક ઘેટાના સ્વરૂપમાં લાવવામાં આવશે અને પુલસિરાત પાસે ઝબહ કરીને એ'લાન કરી દેવામાં આવશે કે હવે જે જેવી પરિસ્થિતિમાં છે તે કાયમી અને હંમેશા હંમેશ રહેનારી છે, હવે કોઈને મોત આવશે નહીં પરંતુ આ હદીષથી એ જરૂરી નથી બનતું કે દુનિયામાં મોત કોઈ શરીર હોય બલકે જે રીતે દુનિયાની ઘણી બધી પરિસ્થિતિઓ અને પ્રવૃત્તિઓ કયામતમાં એક શરીર સ્વરૂપે ઉપસ્થિત થશે જે ઘણી બધી સહીહ હદીષોથી સાબિત છે, એ જ પ્રમાણે મોત જે માનવને આવનારી એક પરિસ્થિતિ છે તે પણ કાયમતમાં શરીર ધારણ કરીને ઘેટાના સ્વરૂપમાં ઝબહ કરી દેવામાં આવશે.

*(કુર્તુબી)*

તફસીરે મઝહરીમાં કહેવામાં આવ્યું છે કે મોત જો કે ન હોવું માત્ર નથી બલકે એવી વસ્તુનું ન હોવું છે જેને કોઈ સમયે અસ્તિત્વમાં આવવાનું છે અને એવા બધા જ ન હોવાના સ્વરૂપો "આલમે મિષાલ"માં તેના અસ્તિત્વથી પહેલાં ઉપસ્થિત છે જેને اعیان ثابتہ (અઅ્યાને ષાબિતા) કહેવામાં આવે છે. આથી તેમના અસ્તિત્વથી પહેલાં પણ તેમને એક પ્રકારનું અસ્તિત્વ પ્રાપ્ત છે અને આલમે મિષાલમાં ઉપસ્થિત હોવાની ઘણી બધી હદીષની રિવાયતોથી દલીલ કરી છે. વલ્લાહુ અઅ્લમુ.

**મોત અને જિંદગીના વિવિધ વિભાગો :**

તફસીરે મઝહરીમાં છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાની શકિત અને ઉચ્ચ કક્ષાની હિકમત દ્વારા મખ્લૂકને વિવિધ પ્રકારોમાં વહેંચી દીધી છે. દરેકને જિંદગીનો એક આગવો પ્રકાર અર્પણ કર્યો છે. સૌથી વધારે સંપૂર્ણ અને શ્રેષ્ઠ જિંદગી માનવીને અર્પણ કરી જેમાં એક ક્ષમતા પણ મૂકી કે તે અલ્લાહ તઆલાની જાત અને સિફાતનો પરિચય એક ખાસ મર્યાદા સુધી પ્રાપ્ત કરી શકે અને આ પરિચયની બીના ઉપર જ શરીઅતના હુકમો અને તે અમાનતનો ભાર તેના ઉપર લાદવામાં આવ્યો જેને ઉઠાવવાથી આસમાન, જમીન અને પહાડ બધા

ડરી ગયા અને માનવે પોતાની આ અલ્લાહે અર્પણ કરેલ ક્ષમતાના કારણે તે ભારને ઉઠાવી લીધો. જિંદગીના મુકાબલામાં આ તે મોત છે જેનું વર્ણન કુર્આને કરીમમાં أَفَمَن كَانَ مَيْتًا فَأَحْيَيْنَاهُ થયું છે કે કાફિરને મૃત અને મો'મિનને જીવંત ઠરાવવામાં આવ્યો, કારણ કે કાફિરે પોતાની તે પરિચય પામવાની શક્તિ વેડફી નાંખી જે માનવીની એક ખાસ પ્રકારની જિંદગી હતી અને અમુક પ્રકારની મખ્લૂકોમાં જિંદગીનો આ દરજ્જો ઉપસ્થિત નથી બલકે તેમનામાં હલન ચલન અને બીજી દેહધાર્મિક ક્રિયાઓ ઉપસ્થિત છે. તેમના મુકાબલામાં તે મોત છે જેનું વર્ણન કુર્આને કરીમની આયત كُنتُمْ أَمْوَاتًا فَأَحْيَاكُمْ ثُمَّ يُمِيتُكُمْ ثُمَّ يُحْيِيكُمْ માં આવ્યું છે કે આ સ્થળે જિંદગીથી ભાવાર્થ હલન ચલન, વૃદ્ધિ અને દેહધાર્મિક ક્રિયાઓ વગેરે છે અને મોતથી ભાવાર્થ આ પ્રવૃત્તિઓ સમાપ્ત થઈ જવી છે અને અમુક પ્રકાર એવા છે કે જેમનામાં હલન ચલન નથી પરંતુ માત્ર વૃદ્ધિની ક્ષમતા છે જેમકે વૃક્ષો અને વનસ્પતિ વગેરે. તેના મુકાબલામાં તે મોત છે જેનું વર્ણન કુર્આનમાં આયત يُحْيِي الْأَرْضَ بَعْدَ مَوْتِهَا માં આવ્યું છે. જિંદગીના આ ત્રણ પ્રકારો માનવ, પ્રાણીઓ અને વનસ્પતિમાં જોવા મળે છે. તદુપરાંત અન્ય કોઈ વસ્તુમાં જિંદગીના આ પ્રકારો નથી તેથી અલ્લાહ તઆલાએ પથ્થરોથી બનેલ મૂર્તિઓ વિશે કહ્યું أَمْوَاتٌ غَيْرُ أَحْيَاءٍ પરંતુ તે છતાં દરેક અસ્તિત્વ ધરાવતી વસ્તુમાં પણ એક ખાસ પ્રકારની જિંદગી ઉપસ્થિત છે જે તેના અસ્તિત્વ સાથે જોડાયેલ છે. જિંદગીનો આ તે પ્રભાવ છે જેનું વર્ણન કુર્આને કરીમમાં وَإِن مِّن شَيْءٍ إِلَّا يُسَبِّحُ بِحَمْدِهِ માં આવ્યું છે. એટલે કે કોઈ વસ્તુ એવી નથી જે અલ્લાહ તઆલાના વખાણની તસ્બીહ ન પઢતી હોય અને આયતમાં મોતનું વર્ણન અગ્રસ્થાને રાખવાનું વર્ણન પણ આ નિવેદનથી સ્પષ્ટ થઈ ગયું કે મૂળ મોત જ પ્રથમ છે, દરેક વસ્તુ જે અસ્તિત્વમાં આવી છે તે પ્રથમ મોતની દુનિયામાં હતી, પછી તેને જિંદગી અર્પણ થઈ તેથી મોતનું વર્ણન અગ્રક્રમે કરવામાં આવ્યું અને એવું પણ કહી શકાય છે કે આગળ જે મોત અને જિંદગીના સર્જનનું કારણ માનવીની કસોટીને ઠરાવવામાં આવ્યું છે. لِيَبْلُوَكُمْ أَيُّكُمْ أَحْسَنُ عَمَلًا આ કસોટી જિંદગી કરતાં મોતમાં વધારે છે, કારણ કે જે વ્યક્તિને પોતાની મોત યાદ હશે તે સારા અમલોની પાબંદી વધારેથી વધારે કરશે અને જો કે આ કસોટી જિંદગીમાં પણ છે કે જિંદગીના ડગલેને પગલે તે પોતાની પ્રવૃત્તિઓ અને કર્મો દ્વારા અલ્લાહ

તઆલા સર્વશક્તિમાન હોવાનું યાદ કરતો રહે છે જે તેને સારી પ્રવૃત્તિઓ તરફ દોરે છે પરંતુ મોતની ચિંતા અમલની સુધારણા અને સારા અમલોમાં સૌથી વધારે પ્રભાવશાળી છે.

હઝરત અમ્માર બિન યાસિર (રદિ.)ની હદીષમાં છે كَفٰى بِالْمَوْتِ وَاعِظًا وَكَفٰى بِالْيَقِيْنِ غِنًى એટલે કે મોત શિખામણ માટે પૂરતી છે અને યકીન જિંદગીની તમામ જરૂરિયાતો માટે પૂરતું છે. (રવાહુ તબરાની) ભાવાર્થ એ છે કે પોતાના મિત્રો અને સંબંધીઓની મોતને નજરે જોવું સૌથી મોટો બોધપાઠ છે, જે વ્યક્તિ તેનાથી પ્રભાવિત નથી થતો તેનું બીજી વસ્તુઓથી પ્રભાવિત થવું મુશ્કેલ છે અને જેને અલ્લાહ તઆલાએ ઈમાન અને યકીનની દોલત અર્પણ કરી તેના સમાન કોઈ માલદાર નથી. રબીઅ્ બિન અનસ (રદિ.) કહે છે કે મોત માણસને દુનિયાથી અળગો કરવા અને આખિરત તરફ આકર્ષિત કરવા માટે પૂરતી છે.

اَحْسَنُ عَمَلًا અત્રે એ વાત ધ્યાનપાત્ર છે કે માનવીની આ કસોટીમાં જે તેની મોત અને જિંદગીથી સંલગ્ન છે અલ્લાહ તઆલાએ કહ્યું કે અમે જોવા ઈચ્છીએ છીએ કે તમારામાંથી કોના અમલ સારા છે, એવું નથી કહ્યું કે કોના અમલ વધારે છે, તેથી જાણ થઈ કે અલ્લાહ તઆલા સમીપ કોઈ અમલનું પ્રમાણ વધારે હોવું ધ્યાનપાત્ર બાબત નથી બલકે અમલનું સારું અને સ્વીકૃત હોવું ભરોસાપાત્ર છે તેથી કયામતમાં માનવીના અમલોને ગણવામાં નહીં આવે બલકે તોલવામાં આવશે જેમાં અમુક એક જ અમલનું વજન હજારો અમલ કરતાં વધી જશે.

**હુસ્ને અમલ (સારા કર્મો) શું છે ? :**

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું, નબીએ કરીમ ﷺએ આ આયત પઢી, એટલે સુધી કે اَحْسَنُ عَمَلًا સુધી પહોંચ્યા તો કહ્યું કે اَحْسَنُ عَمَلًا તે વ્યક્તિ છે જે અલ્લાહની હરામ કરેલ વસ્તુઓથી સૌથી વધારે બચનાર હોય અને અલ્લાહ તઆલાના આજ્ઞાપાલનમાં દરેક વખતે પ્રવૃત્ત અને તૈયાર હોય. *(કુર્તુબી)*

فَارْجِعِ الْبَصَرَ هَلْ تَرٰى مِنْ فُطُوْرٍ આ આયતથી એ જાણ થાય છે કે દુનિયાવાળા આસમાનથી આંખોથી જોઈ શકે છે અને જરૂરી નથી કે નીલવર્ણું અવકાશ જે ઊંચે દેખાય છે તે જ આસમાન હોય બલકે આસમાન તેનાથી ઘણે

ઉપર હોય અને આ નીલવર્ણ રંગ અન્ય અવકાશનો હોય જેમકે વૈજ્ઞાનિકો કહે છે પરંતુ તેનાથી એ પણ જરૂરી નથી બનતું કે આસમાન માનવીને નજરે જ ન પડે, બની શકે છે કે આ નીલવર્ણ અવકાશ સ્વચ્છ થવાના કારણે મૂળ આસમાન જે તેનાથી ઘણું ઉપર છે તે જોવામાં અવરોધક ન બને અને જો કોઈ દલીલથી એવું સાબિત થઈ જાય કે દુનિયામાં રહીને આસમાનને આંખથી નથી જોઈ શકાતું તો પછી આ આયતમાં તેને જોવાથી ભાવાર્થ બુદ્ધિની દષ્ટિથી જોવાનો એટલે કે ચિંતન અને મનન કરવાનો થશે. *(બયાનુલ કુર્આન)*

وَلَقَدْ زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِمَصَابِيْحَ وَجَعَلْنَاهَا رُجُوْمًا لِّلشَّيَاطِيْنِ માં શબ્દ مَصَابِيْحَ (મસાબીહ)થી ભાવાર્થ તારાઓ છે અને નીચેના આસમાનને તારાઓથી શણગારવા માટે એ જરૂરી નથી કે તારાઓ આસમાનની અંદર અથવા તેના ઉપર લાગ્યા હોય બલકે આ શણગાર એવા સ્વરૂપમાં પણ હોઈ શકે છે કે જ્યારે તારાઓ આસમાનની નીચે અવકાશમાં હોય જેમકે આધુનિક સંશોધનો એવું સાબિત કરે છે તો આ બાબત એનાથી વિપરીત નથી અને તારાઓને શયતાનને દૂર કરવા માટે અંગારા બનાવી દેવાનો એ અર્થ હોઈ શકે છે કે તારાઓમાંથી કોઈ આગવાળી વસ્તુ તેમના તરફ છોડી દેવામાં આવતી હોય અને તારાઓ તેમના સ્થાને રહેતા હોય. સામાન્ય લોકોની દષ્ટિમાં આ પ્રકાશિત લિસોટાઓ તારાઓની જેમ દોડતા નજરે પડે છે તેથી તેને તારા ખરવા (ઊલ્કાપાત) અને અરબીમાં انقضاض الكوكب કહેવામાં આવે છે. *(કુર્તુબી)*

આથી એ પણ જાણ થઈ કે શયતાનો જે આકાશી ખબરો ચોરવા માટે ઉપર ચઢે છે તે તારાઓ અને ઉલ્કાપિંડોની નીચેથી જ દૂર કરી દેવામાં આવે છે. (કુર્તુબી) અહીંયાં સુધી વિવિધ મખ્લૂકોમાં ચિંતન અને મનન દ્વારા અલ્લાહ તઆલાના જ્ઞાનની વિશિષ્ટતા અને શક્તિની દલીલો વર્ણન થઈ. આગળ ઈન્કારીઓ અને કાફિરોનો અઝાબ અને પછી મો'મિનો અને આજ્ઞાપાલક લોકોનો સવાબ વર્ણન થયો છે. وَلِلَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ عَذَابُ جَهَنَّمَ થી સાત આયતો સુધી આ વિષય ચાલ્યો છે. આગળ ફરી તે જ જ્ઞાન અને શક્તિનું વર્ણન છે.

هُوَالَّذِىْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا માં શબ્દ ذَلُوْل (ઝલુલ)નો શાબ્દિક અર્થ "આજ્ઞાપાલક" થાય છે, તે પશુને ઝલુલ કહેવામાં આવે છે જે સવારી કરવામાં

આડોડાઈ ન કરે. مَنَاكِب (મનાકિબ) તે مَنْكِب (મુન્કિબ)નું બહુવચન છે જે ખાંધને કહેવામાં આવે છે. કોઈપણ પ્રાણીની ખાંધ એ સવારીની જગ્યા નથી હોતી બલકે તેની કમર અથવા ગરદન સવારી માટે હોય છે જે જાનવરો સવાર થવા માટે પોતાની ખાંધને પણ રજુ કરે તે ઘણા જ આજ્ઞાપાલક હોય છે તેથી કહ્યું કે જમીનને અમે તમારા માટે એવી કામે લગાડી અને આજ્ઞાપાલક બનાવી કે તમે તેના ખભાઓ ઉપર ચઢીને ફરો છો. જમીનને અલ્લાહ તઆલાએ એક એવું ભૌતિક સ્વરૂપ આપ્યું છે કે તે ન તો પાણીની જેમ પ્રવાહી અને વહેતી હોય છે અને ન જ રૂ કે કીચડની જેમ દબાઈ જનાર. કારણ કે જો જમીન એવી હોત તો તેના ઉપર કોઈપણ માનવીનું રહેવું અને થોભવું શકય ન હોત એ જ પ્રમાણે જમીનને લોઢા કે પથ્થર જેવી કઠોર પણ નથી બનાવી, જો એવું હોત તો તેમાં વૃક્ષો અને ખેતી કરી શકાત નહીં, તેમાં કૂવાઓ અથવા નહેરો ખોદી શકાત નહીં અને તેને ખોદીને ઊંચી ઈમારતોના પાયા મૂકી શકાત નહીં. આ ભૌતિક સ્વરૂપની સાથે તેને એવું સ્થાયિત્વ આપ્યું કે તેના ઉપર ઈમારતો સ્થાપિત કરી શકાય છે અને હરવા ફરવાવાળાઓને કોઈ ધ્રુજારી અનુભવાતી નથી.

وَكُلُوا مِنْ رِّزْقِهٖ وَاِلَيْهِ النُّشُوْرُ પ્રથમ જમીનમાં ચારે બાજુ ચાલનારા ફરનારાઓને માર્ગદર્શન આપ્યું પછી કહ્યું કે અલ્લાહ તઆલાની રોજી ખાઓ. તેમાં ઈશારો હોઈ શકે છે કે વેપાર માટે મુસાફરી અને માલ સામાન વહન કરવો અલ્લાહ તઆલાની રોજીનો દરવાજો છે. اِلَيْهِ النُّشُوْرُ માં બતાવવામાં આવ્યું કે ખાવા પીવાના, રહેવા સહેવાના લાભો જમીન પાસેથી પ્રાપ્ત કરવાની પરવાનગી છે પરંતુ મોત અને આખિરતથી નચિંત ન રહો કે અંતે તેના જ તરફ પાછા વળીને જવાનું છે, જમીન ઉપર રહીને આખિરતની તૈયારીમાં લાગેલા રહો, તેમાં તો એ વાતથી ડરાવવામાં આવ્યા હતા કે અંતે કયામતમાં અલ્લાહ તઆલા તરફ પાછા વળવાનું છે. આગળ એ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી કે જમીન ઉપર વસવાટ કરવાના સમયે પણ અલ્લાહ તઆલાનો અઝાબ આવી શકે છે. કહેવામાં આવ્યું,

ءَاَمِنْتُمْ مَّنْ فِى السَّمَآءِ اَنْ يَّخْسِفَ بِكُمُ الْاَرْضَ فَاِذَا هِىَ تَمُوْرُ શું તમે એનાથી નીડર બની ગયા કે આસમાનવાળા તમને જમીનની અંદર ધસાવી દે અને જમીન તમને ગળી જાય ? એટલે જો કે અલ્લાહ તઆલાએ જમીનના ભૌતિક

સ્વરૂપને એવું મધ્યમ કક્ષાનું બનાવ્યું કે માનવી તેને ખોધા વિના તેની અંદર નથી ઊતરી શકતો પરંતુ તે પરવરદિગાર એ બાબત ઉપર પણ શક્તિ ધરાવે છે કે તેને એવી નરમ બનાવી દે કે આ જ જમીન પોતાના પટ ઉપર રહેનાર બધાને ગળી જાય અને ત્યાર પછી દુનિયામાં વસનારાઓને એક બીજા અઝાબથી ડરાવવામાં આવ્યા કે જો અલ્લાહ તઆલા ઇચ્છે તો તમારા ઉપર એટલે કે આસમાનેથી પથ્થરો પણ વરસાવીને તમારો નાશ કરી શકે છે. અલ્લાહ તઆલાના ઇન્કારી અને નાફરમાન દુનિયામાં આ બાબતથી નચિંત થઈને ન બેસે.

ءَ اَمِنْتُمْ مَنْ فِى السَّمَآءِ اَنْ يُّرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ؕ فَسَتَعْلَمُوْنَ كَيْفَ نَذِيْرِ
એટલે કે શું તમે એ બાબતથી નીડર થઈ ગયા કે આસમાનવાળો તમારા ઉપર આસમાનેથી પથ્થર વરસાવી દે ? તે સમયે તમને તે ડરાવવાનું પરિણામ જાણ થશે પરંતુ તે સમયે જાણ થવી લાભરહિત હશે. આજે જ્યારે કે તમે સાજા નરવા સુરક્ષિત અને સલામતીમાં છો ત્યારે તેની ફિકર કરો, ત્યાર પછી અગાઉ થઈ ચૂકેલી તે કોમોની ઘટનાઓ તરફ ઈશારો કર્યો જેમના ઉપર દુનિયામાં અલ્લાહ તઆલાનો અઝાબ ઊતર્યો હતો. મતલબ એ છે કે તેમની પરિસ્થિતિથી બોધપાઠ ગ્રહણ કરો. وَلَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَكَيْفَ كَانَ نَكِيْرِ નો આ જ ભાવાર્થ છે. ત્યાર પછી ફરી સૂરતના મૂળ વિષય તરફ અલ્લાહ તઆલાના સર્જન અને સૃષ્ટિની પરિસ્થિતિઓથી તવહીદ અને અલ્લાહ તઆલાના જ્ઞાન અને તેની શક્તિ ઉપર દલીલ છે. પોતે માણસની જાત, આસમાન, તારાઓ, જમીન વગેરેની પરિસ્થિતિઓનું વર્ણન આગળ થઈ ચૂક્યું છે, હવે તે પક્ષીઓનું વર્ણન છે જે અવકાશમાં ઊડતા રહે છે.

اَوَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ... એટલે કે શું તે પક્ષીઓને પોતાના માથાઓ ઉપર ઉડતા નથી જોતા જે ક્યારેક પોતાની પાંખોને ફેલાવે છે અને ક્યારેક સમેટી લે છે? તેમાં વિચાર કરો કે આ ભારે શરીર સામાન્ય ગુરૂત્વાકર્ષણના નિયમ પ્રમાણે જ્યારે પાંખો સમેટી લેવામાં આવે તો પૃથ્વી ઉપર આવી જવું જોઈએ. હવા આ ભારે શરીરને અધ્ધર રોકી નથી શકતી પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત વડે તે પક્ષીઓને એવી પરિસ્થિતિ ઉપર પેદા કર્યા કે તે હવામાં તરી શકે છે અને હવા ઉપર પોતાના શરીરનો ભાર નાંખીને તેમાં તરતા રહેવા માટે અલ્લાહ

તઆલાએ દેખીતી રીતે તે અબોલા પક્ષીઓને તે રીત શિખવાડી દીધી છે કે તેઓ પોતાની પાંખોને ફેલાવવા અને સમેટવા દ્વારા હવાને પોતાના વશમાં કરી લે છે અને દેખીતું છે કે હવામાં આવી ક્ષમતા પેદા કરવી અને પક્ષીઓની પાંખોને આ પરિસ્થિતિ અનુરૂપ બનાવવી, પછી તેમને પોતાની પાંખો દ્વારા હવા ઉપર કાબૂ કરવાની રીત શિખવાડવી આ બધું જ હક્ક તઆલા શા'નુહૂની સંપૂર્ણ કુદરત દ્વારા થાય છે.

આટલે સુધી સજીવ અને નિર્જીવના વિવિધ પ્રકારોમાં ચિંતન અને મનન કરવાના આમંત્રણ દ્વારા હક્ક તઆલા શા'નુહૂના અસ્તિત્વ અને તવહીદ તથા તેની અજોડ જ્ઞાન અને શકિતની દલીલો એકઠી કરવામાં આવી જેમાં થોડું પણ ચિંતન મનન કરનારને અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવા સિવાય છૂટકો નથી રહેતો. આગળ સૂરતના અંત સુધી કાફિરો, ફાજિરો, ઈન્કારીઓ અને દુષ્ટ લોકોને અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવવામાં આવ્યા છે. પ્રથમ એ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી છે કે જો અલ્લાહ તઆલા કોઈ કોમ ઉપર અઝાબ નાઝિલ કરવા ઈચ્છે તો દુનિયાની કોઈ તાકાત તેને એવું કરવાથી રોકી નથી શકતી. તમારા લશ્કરો અને સૈનિકો તેને બચાવી નથી શકતા તેથી ઈરશાદ ફરમાવ્યો اَمَّنْ هٰذَا الَّذِىْ هُوَ جُنْدٌ لَّكُمْ يَنْصُرُ كُمْ مِّنْ دُوْنِ الرَّحْمٰنِ اِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِىْ غُرُوْرٍ, ત્યારબાદ એનાથી ડરાવવામાં આવ્યા કે અલ્લાહ તઆલા જે રોજી તમને આસમાનેથી પાણી વરસાવીને અને જમીનમાંથી વનસ્પતિ દ્વારા ઉગાડીને આપી રહ્યો છે આ કોઈ મારી વ્યકિતગત જાગીર નથી બલકે અલ્લાહ તઆલાની અર્પણ કરેલ ભેટ છે, તે તેને રોકી પણ શકે છે. اَمَّنْ هٰذَا الَّذِىْ يَرْزُقُكُمْ اِنْ اَمْسَكَ رِزْقَهٗ નો આ જ ભાવાર્થ છે. આગળ કાફિરોની પરિસ્થિતિઓ ઉપર અફસોસ છે જેઓ ન તો અલ્લાહ તઆલાની નિશાનીઓમાં પોતે ચિંતન અને મનન કરે છે અને ન જ બીજા કહેનારાઓની વાત સાંભળે છે. بَلْ لَّجُّوْا فِىْ عُتُوٍّ وَّنُفُوْرٍ એટલે કે આ લોકો બરાબર પોતાની બળવાખોરી અને સચ્ચાઈથી દૂરીમાં વધતા જ ચાલ્યા જાય છે. આગળ કયામતના મેદાનમાં કાફિરો અને મો'મિનોની જે હાલત થવાની છે તેનું વર્ણન છે કે કયામતના મેદાનમાં કાફિરો એ રીતે હાજર કરવામાં આવશે કે પગો ઉપર ચાલવાને બદલે માથાભેર ચાલશે. સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે સહાબએ કિરામ (રદિ.)એ પ્રશ્ન કર્યો કે

કાફિરો માથાભેર કઈ રીતે ચાલશે ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે જે જાતે મને પગો ઉપર ચલાવ્યો છે શું તે એના ઉપર કાબૂ નથી ધરાવતો કે તે તેમને ચહેરાઓ અને માથાભેર ચલાવી દે !? તેને જ આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે.

اَفَمَنْ يَّمْشِىْ مُكِبًّا عَلٰى وَجْهِهٖٓ اَهْدٰٓى اَمَّنْ يَّمْشِىْ سَوِيًّا عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ શું તે વ્યક્તિ જે આંધળો છે પોતાના ચહેરાભેર ચાલ્યો તે વધારે હિદાયત પામનાર છે અથવા તે જે સીધો ચાલનાર છે !? સીધો ચાલનારાથી ભાવાર્થ મો'મિન છે કે તે જ હિદાયત પામેલો હોઈ શકે છે. આગળ ફરી માનવીના સર્જનમાં અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતના અમુક સાક્ષાત્કારોનું વર્ણન છે.

قُلْ هُوَ الَّذِىْٓ اَنْشَاَكُمْ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۭ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ એટલે કે તમે કહી આપો કે અલ્લાહ જ તે જાત છે જેણે તમને પેદા કર્યા અને તમારા કાન, આંખો અને દિલ બનાવ્યા પરંતુ તમે લોકો શુક્રગુઝાર બનતા નથી.

**સાંભળવું અને જોવું તથા દિલનું વર્ણન કરવું :**

માનવીના શરીરમાંથી આ ત્રણ અવયવોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેના ઉપર જ્ઞાન, સમજ અને બુદ્ધિ અવલંબિત છે. સંશોધકોએ જ્ઞાન અને અનુભવોના પાંચ માધ્યમો બતાવ્યા છે જેને પાંચ ઈન્દ્રિયો કહેવામાં આવે છે. એટલે કે સાંભળવું, જોવું, સૂંઘવું, ચાખવું અને સ્પર્શ. સૂંઘવા માટે નાક, ચાખવા માટે જીભ, સ્પર્શ માટે ચામડી અને સાંભળવા માટે કાન તથા જોવા માટે આંખ બનાવી છે. અત્રે અલ્લાહ તઆલાએ આ પાંચેય વસ્તુઓમાંથી માત્ર બેનું વર્ણન કર્યું છે, એટલે કે કાન અને આંખ. કારણ એ છે કે સાંભળવા, ચાખવા અને સ્પર્શ કરવાથી ઘણી ઓછી વસ્તુઓનું જ્ઞાન માનવીને પ્રાપ્ત થાય છે, તેના જ્ઞાનનો મોટો આધાર સાંભળવા અને જોવા ઉપર છે, તેમાં પણ સાંભળવાને અગ્રક્રમે રાખવામાં આવ્યું. વિચાર કરો તો જાણ થશે કે માનવીને પોતાની જિંદગીમાં જેટલી જાણકારી મળેલી છે તેમાં સાંભળેલી વસ્તુઓ જોયેલી વસ્તુઓ કરતાં ઘણી વધારે હોય છે, તેથી આ સ્થળે પાંચ જ્ઞાનેન્દ્રિઓમાંથી માત્ર બેનું વર્ણન કરવામાં આવ્યું છે કે મોટા ભાગની જાણકારી માનવી આ જ બે માર્ગોએ પ્રાપ્ત કરે છે અને ત્રીજી વસ્તુ દિલને બતાવી કે તે મૂળ પાયો અને જ્ઞાનનું કેન્દ્ર છે. કાનોએ સાંભળેલી અને આંખોએ જોયેલી

વસ્તુઓનું જ્ઞાન પણ દિલ ઉપર અવલંબિત છે. કુર્આનની ઘણી બધી આયતો એ બાબત ઉપર સાક્ષી છે કે દિલને જ્ઞાનનું કેન્દ્ર ઠરાવવામાં આવ્યું છે, જો કે આધુનિક વિજ્ઞાન દિમાગને તેનું કેન્દ્ર ઠરાવે છે. (આ દિમાગને દિલ દ્વારા જ ઑક્સિજન અને લોહીનો પૂવરઠો પૂરો પાડવામાં આવે છે આથી દિલ અથવા મન એ દિમાગનું પર્યાય પણ ગણાય છે અને આથી જ માનસિક રોગીને મનોરોગી પણ કહેવામાં આવે છે, આમ વાસ્તવમાં દિમાગને જીવંત રાખનાર દિલ અથવા મન જ જ્ઞાનનું મૂળ કેન્દ્ર છે.)

ત્યાર પછી કાફિરો અને ઈન્કારીઓને ચેતવણી અને અઝાબની ધમકીનું વર્ણન છે. સૂરતના અંતે ફરી એક વાક્યમાં એવું કહેવામાં આવ્યું કે જમીન ઉપર વસનારાઓ અને તેને ખોદીને કૂવા બનાવનારાઓ અને તેના પાણીને પીનારાઓ અને વનસ્પતિ ઉગાડવાનું કામ લેનારાઓ એ વાતને ન ભૂલો કે આ બધી વસ્તુઓ કોઈ તમારી વ્યક્તિગત જાગીર નથી. માત્ર અલ્લાહ તબારક વ તઆલાની ભેટ છે કે તેણે પાણી વરસાવ્યું અને તે પાણીને બરફ સ્વરૂપે સંગ્રહી પહાડોના શિખરો ઉપર લાદી દીધું કે તે સડવાથી અને ખરાબ થવાથી સુરક્ષિત રહે, પછી તે બરફને પીગળાવીને પહાડોના ઝરણાઓ અને ભૂગર્ભ વહેણ દ્વારા જમીનની અંદર ઊતારી દીધું અને કોઈપણ પ્રકારની પાઈપલાઈન વિના સમગ્ર જમીનમાં આ પાણીના ઝરણાઓનું એવું જાળ ફેલાવી દીધું કે જ્યાં ઈચ્છો જમીન ખોદીને પાણી કાઢી લો, પરંતુ આ પાણી જે તેણે જમીનના ઉપલા પડ ઉપર જ રાખ્યું છે જે અમુક ફૂટ ખોદીને કાઢી શકાય છે તે પણ અલ્લાહ તબારક વ તઆલાની મહાન ભેટ છે, જો તે ઈચ્છે તો આ પાણીને જમીનના ઊંડાણમાં ઉતારી દે કે જ્યાં તમારી પહોંચ શક્ય ન હોય.

قُلْ اَرَاَيْتُمْ اِنْ اَصْبَحَ مَآءُكُمْ غَوْرًا فَمَنْ يَّاْتِيْكُمْ بِمَآءٍ مَّعِيْنٍ એટલે કે તમે તે લોકોને બતાવી આપો કે એ વાત ઉપર વિચાર કરે કે જે પાણી કૂવાઓ દ્વારા સરળતાથી કાઢીને પી રહ્યા છે જો તે પાણી જમીનની ઊંડાઈઓમાં ઊતરી જાય તો તમારી કઈ શક્તિ છે જે આ વહેતા પાણીને પ્રાપ્ત કરી શકે ? હદીષમાં છે કે જ્યારે વ્યક્તિ આ આયત પઢે તો તેણે કહેવું જોઈએ اَللّٰهُ رَبُّ الْعَالَمِيْنَ (અલ્લાહુ રબ્બિલ આલમીન) એટલે કે અલ્લાહ સમગ્ર દુનિયાઓનો માલિક છે પછી તે જ

તેને લાવી શકે છે, તમારી કોઈ તાકાત નથી.

تَمَّتْ سُوْرَةُ الْمُلْكِ بِحَمْدِ اللهِ فِيْ ثَالِثِ رَجَبْ ١٣٩١ھ يَوْمَ الْخَمِيْسْ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તબારકનો અનુવાદ પૂર્ણ થયો.

□□□□□□□□□□□□

તારીખ : ૦૭ સપ્ટેમ્બર ૨૦૧૪ મુતાબિક ૧૧ ઝિલ્કદ ૧૪૩૫ હિજરી.

મૂળ લેખક : હઝરત મવલાના મુફતી શફીઅ્ સા. (રહ.)

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૮)

# સૂરએ કલમ

સૂરએ કલમ મક્કામાં નાઝિલ થઈ, તેની બાવન આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ કલમ : આયત નં. ૧ થી ૫૨)**

اٰیاتها ٥٢ ﴿٦٨ سُوْرَةُ الْقَلَمِ مَكِّيَّةٌ ٢﴾ رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

نٓ وَالْقَلَمِ وَمَا يَسْطُرُوْنَ ۙ ﴿١﴾ مَآ اَنْتَ بِنِعْمَةِ رَبِّكَ بِمَجْنُوْنٍ ۚ ﴿٢﴾ وَاِنَّ لَكَ
لَاَجْرًا غَيْرَ مَمْنُوْنٍ ۚ ﴿٣﴾ وَاِنَّكَ لَعَلٰى خُلُقٍ عَظِيْمٍ ﴿٤﴾ فَسَتُبْصِرُ وَيُبْصِرُوْنَ ۙ ﴿٥﴾
بِاَيِّكُمُ الْمَفْتُوْنُ ﴿٦﴾ اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ ۠ وَهُوَ اَعْلَمُ
بِالْمُهْتَدِيْنَ ﴿٧﴾ فَلَا تُطِعِ الْمُكَذِّبِيْنَ ﴿٨﴾ وَدُّوْا لَوْ تُدْهِنُ فَيُدْهِنُوْنَ ﴿٩﴾ وَلَا
تُطِعْ كُلَّ حَلَّافٍ مَّهِيْنٍ ۙ ﴿١٠﴾ هَمَّازٍ مَّشَّآءٍۢ بِنَمِيْمٍ ۙ ﴿١١﴾ مَّنَّاعٍ لِّلْخَيْرِ مُعْتَدٍ
اَثِيْمٍ ۙ ﴿١٢﴾ عُتُلٍّۢ بَعْدَ ذٰلِكَ زَنِيْمٍ ۙ ﴿١٣﴾ اَنْ كَانَ ذَا مَالٍ وَّبَنِيْنَ ۭ ﴿١٤﴾ اِذَا تُتْلٰى
عَلَيْهِ اٰيٰتُنَا قَالَ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿١٥﴾ سَنَسِمُهٗ عَلَى الْخُرْطُوْمِ ﴿١٦﴾ اِنَّا بَلَوْنٰهُمْ
كَمَا بَلَوْنَآ اَصْحٰبَ الْجَنَّةِ ۚ اِذْ اَقْسَمُوْا لَيَصْرِمُنَّهَا مُصْبِحِيْنَ ۙ ﴿١٧﴾ وَلَا يَسْتَثْنُوْنَ ﴿١٨﴾
فَطَافَ عَلَيْهَا طَاۗىِٕفٌ مِّنْ رَّبِّكَ وَهُمْ نَاۗىِٕمُوْنَ ﴿١٩﴾ فَاَصْبَحَتْ كَالصَّرِيْمِ ۙ ﴿٢٠﴾
فَتَنَادَوْا مُصْبِحِيْنَ ۙ ﴿٢١﴾ اَنِ اغْدُوْا عَلٰي حَرْثِكُمْ اِنْ كُنْتُمْ صٰرِمِيْنَ ﴿٢٢﴾ فَانْطَلَقُوْا وَهُمْ
يَتَخَافَتُوْنَ ۙ ﴿٢٣﴾ اَنْ لَّا يَدْخُلَنَّهَا الْيَوْمَ عَلَيْكُمْ مِّسْكِيْنٌ ۙ ﴿٢٤﴾ وَّغَدَوْا عَلٰي حَرْدٍ
قٰدِرِيْنَ ﴿٢٥﴾ فَلَمَّا رَاَوْهَا قَالُوْٓا اِنَّا لَضَاۗلُّوْنَ ۙ ﴿٢٦﴾ بَلْ نَحْنُ مَحْرُوْمُوْنَ ﴿٢٧﴾ قَالَ

أَوْسَطُهُمْ أَلَمْ أَقُل لَّكُمْ لَوْلَا تُسَبِّحُونَ ﴿۲۸﴾ قَالُوا سُبْحَانَ رَبِّنَا إِنَّا كُنَّا ظَالِمِينَ ﴿۲۹﴾
فَأَقْبَلَ بَعْضُهُمْ عَلَىٰ بَعْضٍ يَتَلَاوَمُونَ ﴿۳۰﴾ قَالُوا يَا وَيْلَنَا إِنَّا كُنَّا طَاغِينَ ﴿۳۱﴾ عَسَىٰ
رَبُّنَا أَن يُبْدِلَنَا خَيْرًا مِّنْهَا إِنَّا إِلَىٰ رَبِّنَا رَاغِبُونَ ﴿۳۲﴾ كَذَٰلِكَ الْعَذَابُ ۖ وَلَعَذَابُ
الْآخِرَةِ أَكْبَرُ ۚ لَوْ كَانُوا يَعْلَمُونَ ﴿۳۳﴾ ع إِنَّ لِلْمُتَّقِينَ عِندَ رَبِّهِمْ جَنَّاتِ النَّعِيمِ ﴿۳۴﴾
أَفَنَجْعَلُ الْمُسْلِمِينَ كَالْمُجْرِمِينَ ﴿۳۵﴾ مَا لَكُمْ كَيْفَ تَحْكُمُونَ ﴿۳۶﴾ أَمْ لَكُمْ
كِتَابٌ فِيهِ تَدْرُسُونَ ﴿۳۷﴾ إِنَّ لَكُمْ فِيهِ لَمَا تَخَيَّرُونَ ﴿۳۸﴾ أَمْ لَكُمْ أَيْمَانٌ عَلَيْنَا
بَالِغَةٌ إِلَىٰ يَوْمِ الْقِيَامَةِ ۙ إِنَّ لَكُمْ لَمَا تَحْكُمُونَ ﴿۳۹﴾ سَلْهُمْ أَيُّهُم بِذَٰلِكَ
زَعِيمٌ ﴿۴۰﴾ أَمْ لَهُمْ شُرَكَاءُ فَلْيَأْتُوا بِشُرَكَائِهِمْ إِن كَانُوا صَادِقِينَ ﴿۴۱﴾
يَوْمَ يُكْشَفُ عَن سَاقٍ وَيُدْعَوْنَ إِلَى السُّجُودِ فَلَا يَسْتَطِيعُونَ ﴿۴۲﴾ خَاشِعَةً
أَبْصَارُهُمْ تَرْهَقُهُمْ ذِلَّةٌ ۖ وَقَدْ كَانُوا يُدْعَوْنَ إِلَى السُّجُودِ وَهُمْ سَالِمُونَ ﴿۴۳﴾
فَذَرْنِي وَمَن يُكَذِّبُ بِهَٰذَا الْحَدِيثِ ۖ سَنَسْتَدْرِجُهُم مِّنْ حَيْثُ لَا يَعْلَمُونَ ﴿۴۴﴾
وَأُمْلِي لَهُمْ ۚ إِنَّ كَيْدِي مَتِينٌ ﴿۴۵﴾ أَمْ تَسْأَلُهُمْ أَجْرًا فَهُم مِّن مَّغْرَمٍ مُّثْقَلُونَ ﴿۴۶﴾
أَمْ عِندَهُمُ الْغَيْبُ فَهُمْ يَكْتُبُونَ ﴿۴۷﴾ فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تَكُن كَصَاحِبِ
الْحُوتِ إِذْ نَادَىٰ وَهُوَ مَكْظُومٌ ﴿۴۸﴾ لَّوْلَا أَن تَدَارَكَهُ نِعْمَةٌ مِّن رَّبِّهِ لَنُبِذَ بِالْعَرَاءِ
وَهُوَ مَذْمُومٌ ﴿۴۹﴾ فَاجْتَبَاهُ رَبُّهُ فَجَعَلَهُ مِنَ الصَّالِحِينَ ﴿۵۰﴾ وَإِن يَكَادُ الَّذِينَ
كَفَرُوا لَيُزْلِقُونَكَ بِأَبْصَارِهِمْ لَمَّا سَمِعُوا الذِّكْرَ وَيَقُولُونَ إِنَّهُ
لَمَجْنُونٌ ﴿۵۱﴾ وَمَا هُوَ إِلَّا ذِكْرٌ لِّلْعَالَمِينَ ﴿۵۲﴾ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરૂં છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*નૂન; કસમ છે કલમની અને જે કંઈ તેઓ લખે છે, (૧) તમે પોતાના*

પરવરદિગારની કૃપાથી પાગલ નથી (૨) અને તમારા માટે અનહદ બદલો છે (૩) અને તમે ઉચ્ચ સર્જન ઉપર પેદા થયા છો. (૪) બસ હવે તમે પણ જોઈ લેશો અને તેઓ પણ જોઈ લેશે (૫) (કે) તમારામાં તે કોણ છે જેને ગાંડપણ છે ! (૬) બેશક તમારો પરવરદિગાર જ તેને સારી પેઠે જાણે છે જે તેના માર્ગથી ભટક્યો અને તે જ સારી પેઠે જાણે છે માર્ગ પામનારાઓને. (૭) બસ તમે જૂઠાડનારાઓનું કહ્યું ન માનો. (૮) તેઓ ઈચ્છે છે કોઈપણ રીતે તમે ઢીલા પડો તો તેઓ પણ ઢીલા થાય. (૯) અને તમે કોઈ કસમો ખાનાર અધમ વ્યક્તિનું કહ્યું ન માનો. (૧૦) મ્હેણા મારે, ચૂગલી કરતો ફરે. (૧૧) ભલા કામથી રોકે, હદથી વધે, મોટો ગુનેહગાર. (૧૨) નિષ્ઠુર એ સૌના અંતે કુખ્યાત. (૧૩) એટલા માટે કે માલ અને સંતાન રાખે છે. (૧૪) જ્યારે તેને અમારી વાતો સંભળાવવામાં આવે; કહે, આ તો આગલાઓની નકલો છે. (૧૫) હવે અમે તેની સૂંઢ (નાક) ઉપર ડાઘ આપીશું. (૧૬) અમે તેમને પારખ્યા છે જેવા કે પારખ્યા હતા બગીચાવાળાઓને જ્યારે તે સૌએ કસમ ખાધી કે તેના ફળો સવાર પડતાં તોડી લઈશું (૧૭) અને ઈન્શાઅલ્લાહ (જો અલ્લાહ ચાહશે) ન કહ્યું. (૧૮) જેથી તે બગીચા ઉપર તમારા પરવરદિગાર તરફથી એક ફેરો મારનાર (અઝાબ) ફેરો મારી ગયો અને તેઓ ઊંઘી જ રહ્યા. (૧૯) પછી સવાર સુધીમાં એવો થઈ ચૂક્યો જાણે કાપણી થઈ ગયેલું ખેતર. (૨૦) પછી સવાર થતાં પરસ્પર બોલ્યા (૨૧) કે પરોઢિયે જ પોતાના ખેતરે ચાલો જો તમારે લણણી કરવી છે. (૨૨) પછી ચાલ્યા અને પરસ્પર છાના છાના કહેતા હતા (૨૩) કે આજે તેમાં તમારી પાસે કોઈ જરૂરતમંદ (મિસ્કીન) આવવા ન પામે. (૨૪) અને સવેળા ઝડપથી ચાલ્યા જ્યારે તેઓ (ગરીબોને નહીં આપવા ઉપર અને ફળો તોડવા ઉપર પોતાને) શક્તિશાળી (સમજતા) હતા. (૨૫) પછી જ્યારે તે(ઉજ્જડ થયેલા બગીચા)ને જોયો, બોલ્યા, અમે તો માર્ગ ભૂલી આવ્યા. (૨૬) (પછી જ્યારે તેઓ જાણી ગયા કે આ તો આપણો જ બગીચો છે પરંતુ આ ઉજ્જડ થઈ ગયો છે ત્યારે બોલ્યા) નહીં ! (નહીં !) આપણી તો કિસ્મત ફૂટી ગઈ ! (૨૭) તેમનામાંનો મધ્યમમાર્ગી બોલ્યો, શું મેં તમને કહ્યું ન હતું તમે શા માટે અલ્લાહની પવિત્રતા વર્ણન નથી કરતા ? (૨૮) બોલ્યા, પવિત્ર જાત છે

અમારા પરવરદિગારની, અમે જ કુસૂરવાર (જાલિમ) હતા. (૨૯) પછી એકબીજાને ઉદ્દેશી પરસ્પર ઠપકો આપવા લાગ્યા. (૩૦) બોલ્યા, હાય અમારી બરબાદી ! અમે જ મર્યાદા વટાવનારા હતા. (૩૧) કદાચ અમારો પરવરદિગાર અમને તેનાથી ઉત્તમ બદલો આપે અમે પોતાના પરવરદિગાર તરફ રજુ થઈએ છીએ. (૩૨) આમ જ (દુનિયામાં) આફત આવે છે અને આખિરતની આફત તો સૌથી મોટી છે જો તેમને સમજ હોત. (૩૩) અલબત્ત ડરનારાઓ માટે તેમના પરવરદિગારની પાસે નેઅ્મતના બગીચા છે. (૩૪) શું અમે આજ્ઞાપાલકોને ગુનેહગારો બરાબર કરી દઈશું ? (૩૫) તમને શું થઈ ગયું ? કેવી વાત ઠરાવો છો ! (૩૬) શું તમારી પાસે કોઈ કિતાબ છે જેમાં પઢી લો છો !? (૩૭) તેમાંથી તમને તે જ મળે છે જે તમે પસંદ કરી લો !? (૩૮) શું તમે અમારી પાસેથી કયામતના દિવસ સુધી પહોંચનાર સોગંદ લઈ લીધા છે કે જે તમે ફેંસલો કરશો તે તમને અવશ્ય મળશે !? (૩૯) તેમને પૂછો, કોણ તેમનામાં એની જવાબદારી લે છે ? (૪૦) શું તેમના માટે કોણ શરીક (ભાગીદાર) છે ? પછી તો તેમણે પોતપોતાના શરીકોને લઈ આવવા જોઈએ જો તેઓ સાચા છે. (૪૧) જે દિવસે કે પીંડી ખોલવામાં આવે અને તેઓ સિજ્દહ કરવા માટે બોલાવવામાં આવે પછી તેઓ ન કરી શકે. (૪૨) ઝૂકી પડતી હશે તેમની આંખો, તેમના ઉપર અપમાન ચઢી આવતું હશે અને આ પહેલાં તેમને સિજ્દહ કરવા માટે બોલાવતા રહ્યા અને તેઓ સહી સલામત હતા. (૪૩) હવે મને અને તેમને છોડી આપ કે જેઓ આ વાત(કુર્આન)ને જૂઠાડે, હવે અમે તેઓને ધીમે ધીમે એવી રીતે (દોઝખ તરફ) ઉતારીશું જ્યાંથી તેમને ખબર પણ નથી. (૪૪) અને તેમને ઢીલ આપી રહ્યો છું, બેશક ! મારી યુક્તિ ઘણી મજબૂત છે. (૪૫) શું તમે તેમની પાસેથી કંઈ હક માંગો છો કે તેમના ઉપર તે દંડનો બોજ પડી રહ્યો છે !? (૪૬) શું તેમની પાસે ગયબની ખબર છે કે તેઓ લખી લાવે છે ? (૪૭) હવે તમે ધૈર્ય દાખવી પોતાના પરવરદિગારના હુકમની રાહ જોતા રહો અને તે માછલીવાળા (યૂનુસ અલૈ.) જેવા ન થાઓ જ્યારે કે તેમણે પોકાર્યા અને તેઓ ગમ-ગુસ્સામાં ભરેલા હતા. (૪૮) જો તેમને તમારા પરવરદિગારના અહેસાને ન સંભાળ્યા હોત તો ઠપકો (આક્ષેપ)

*બાંધેલી દશામાં ઉજ્જડ મેદાનમાં ફેંકી જ દેવામાં આવ્યા હતા. (૪૯) પછી તેમને તેમના પરવરદિગારે નવાજ્યા; ફરીથી તેમને નેક લોકોમાં કરી દીધા. (૫૦) અને ઈન્કારીઓ તો લાગી જ રહ્યા છે કે તમને લપસાવી દે પોતાની નજરોથી જ્યારે કુર્આન સાંભળે છે અને કહે છે, એ તો પાગલ છે. (૫૧) અને આ કુર્આન તો એ જ બોધપાઠ છે સમગ્ર દુનિયાવાળાઓ માટે. (૫૨)*

**તફસીર :**

નૂન, (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે) કસમ છે કલમની (જેનાથી લવ્હે મહફૂઝમાં તકદીર લખવામાં આવી છે) અને (કસમ છે) તે (ફરિશ્તાઓ)ના લખવાની (કે જે અમલોના લહિયા છે. હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.એ "કલમ" અને مَا يَسْطُرُوْنَ "મા યસ્તરૂન"ની આ જ તફસીર કરી છે. —દૂર્રે મન્થૂર —આગળ કસમનો જવાબ છે) કે તમે પોતાના પરવરદિગારની કૃપાથી પાગલ નથી (જેમકે નુબુવ્વતના ઈન્કારીઓ કહે છે —દૂર્રે અન ઈબ્ને જુરૈજ ફિ સબબિન્નુઝુલ —મતલબ એ કે તમે સાચા નબી છો અને આ કસમો તે દા'વા માટે યોગ્ય છે, કારણ કે તકદીર પ્રમાણે કુર્આનનો નુઝૂલ પણ છે, બસ આ આયતમાં ઈશારો છે કે તમારી નુબુવ્વત અલ્લાહના જ્ઞાનમાં પહેલેથી જ સાચી હતી, તેની સાબિતી સાચી ઠરી અને અમલો લખનારા ફરિશ્તાઓ સાચાઓ અને ઈન્કારીઓના અમલોને લખી રહ્યા છે, બસ નુબુવ્વતના ઈન્કાર ઉપર સજા થશે તેથી તેનાથી ડરીને ઈમાન લાવવું વાજિબ છે) અને બેશક ! તમારા માટે (આ હુકમોની તબ્લીગ ઉપર) એવો બદલો (મળનારો) છે જે (ક્યારેય) સમાપ્ત થનારો નથી (તેમાં પણ નુબુવ્વતનો પુનરાવર્તિત ઉલ્લેખ છે જે આક્ષેપ કરનારાઓની વાતનો રદિયો આપે છે અને નુબુવ્વતનું પુનરાવર્તિત વર્ણન સાંત્વના અને દિલાસાની જામિનગીરી પણ છે, તમે માત્ર થોડા દિવસ વેઠી લો કારણ કે તેનું પરિણામ મહાન સવાબ છે) અને બેશક ! તમે (શ્રેષ્ઠ) અખ્લાકના ઉચ્ચ માપદંડ ઉપર છો (કે તમારી દરેક પ્રવૃત્તિ મધ્યમમાર્ગી અને અલ્લાહ તઆલાની ખુશનૂદી પ્રમાણે છે અને ગાંડા વ્યક્તિમાં સદ્વર્તન અને અખ્લાકની શ્રેષ્ઠતા ક્યાં હોય છે ! આ પણ તે મ્હેણાંનો જવાબ છે. આગળ આવું બેફામ બકનારાઓની બકવાસથી નિરાશા સ્વરૂપે કહેવામાં આવ્યું કે) બસ (તેનો ગમ ન કરો કારણ કે) નિકટમાં તમે પણ જોઈ લેશો અને એ લોકો પણ જોઈ લેશે કે

તમારામાં કોણ (સાચો) પાગલ હતો (એટલે કે ગાંડપણની વાસ્તવિકતા એ છે કે તેનાથી બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે અને તેના કારણે કાયમી નફો અને કાયમી નુકસાન તે છે જે કયામતમાં તેમને જાણ થઈ જશે કે બુદ્ધિવાળા વાસ્તવમાં સાચું માનનારા હતા જેમણે આ લાભને પ્રાપ્ત કર્યો અને ગાંડા તે હતા જેઓ આ લાભથી વંચિત રહીને કાયમી નુકસાનમાં સપડાયા અને કારણ કે) તમારો પરવરદિગાર તે વ્યક્તિને પણ જાણે છે જે તેના માર્ગથી ભટકેલો છે અને તે (સીધા) માર્ગ ઉપર ચાલનારાઓને પણ સારી પેઠે જાણે છે (તેથી દરેકને તેના યોગ્ય સજા અને બદલો આપશે અને આ સજા અને બદલો યોગ્ય હોવાનું આ ઈન્કારીઓ તે સમયે જાણી સમજી લેશે જ્યારે વાસ્તવિકતા સામે આવશે કે બુદ્ધિશાળી કોણ હતું અને પાગલ કોણ હતું. આગળ ઈન્કારીઓ ગુમરાહી ઉપર હોવાનું અને રસૂલે કરીમ ﷺ સત્ય ઉપર હોવાનું વર્ણન છે અને એ સંદર્ભે ઈન્કારીઓની વાત ન માનવાની તાકીદ છે) તો તમે આ જૂઠાડનારાઓનું કહ્યું ન માનો (જેમકે અત્યાર સુધી નથી માન્યું અને તે કહેવું એ છે જે આગળની આયતનો ભાવાર્થ છે એટલે કે) આ લોકો એવું ઈચ્છે છે કે તમે (નઊઝુબિલ્લાહ પોતાના નુબુવ્વતની ફરજો અદા કરવામાં કે જે તબ્લીગ છે તેમાં થોડા) ઢીલા થઈ જાઓ તો તેઓ પણ ઢીલા થઈ જાય (તમારું ઢીલા થવું એ કે મૂર્તિપૂજાની ટીકા ન કરો અને તેમના ઢીલા થવું એ કે તમારો વિરોધ નહીં કરે. સૂરએ કાફિરૂનની તફસીરમાં ઈબ્ને અબ્બાસ રદિ.એ ઢીલા થવાનો આ જ ભાવાર્થ વર્ણન કર્યો છે. –દૂર્રે મન્સૂર) અને તમે (ખાસ રીતે) કોઈ એવા વ્યક્તિનું કહ્યું ન માનો જે ઘણી કસમો ખાનારો હોય (ભાવાર્થ જૂઠી કસમો ખાનારો છે. સામાન્ય રીતે ઘણા જૂઠા વ્યક્તિઓ ઘણી જૂઠી કસમો ખાયા કરતા હોય છે જે પોતાની આ દુષ્ટ પ્રવૃત્તિ દ્વારા અલ્લાહ તઆલા સમીપ અને બંદાઓ સમીપ) ઝલીલ હોય (દિલ દુઃખાવવા માટે) મ્હેણાં મારનાર હોય, ચુગલીઓ કરતો ફરતો હોય, નેક કામથી રોકનારો હોય (મધ્યમ માર્ગની) મર્યાદા વટાવનારો હોય, ગુનાહ કરનારો હોય અખ્ખડ સ્વભાવનો હોય (અને) આ (બધા) ઉપરાંત બદનામ (પણ) હોય (તેનો ભાવાર્થ હરામી હોય અને ભાવાર્થ એ છે કે તેની પ્રવૃત્તિઓ અને કૃત્યો પણ દુષ્ટ હોય. ખુલાસો એ કે પ્રથમ તો સદંતર જૂઠો પછી જૂઠ ઉપર આ બધી બુરાઈઓ પણ ધરાવતો હોય જેમકે રસૂલે કરીમ ﷺના જૂઠાડનારાઓમાં અમુક મોટા

મોટા કહેવાતા લોકો આવા જ હતા અને આ દરખાસ્તમાં પણ સામેલ હતા બલકે તેના આગેવાન હતા. મતલબ કે તમે એવા વ્યક્તિનું કહ્યું ન માનો અને તે પણ માત્ર) એ કારણે કે તે માલ અને અવલાદવાળો હોય (એટલે કે દુનિયાનો મોભો રાખતો હોય અને એવા વ્યક્તિનું કહ્યું ન માનવાનો એટલા માટે હુકમ છે કે આ વ્યક્તિની એ આદત છે કે) જ્યારે અમારી આયતો સામે પઢીને સંભળાવવામાં આવે છે તો કહે છે આ પ્રમાણ વિનાની વાતો છે જે આગલાઓથી નકલ થતી ચાલી આવે છે (મતલબ એ કે આયતોને જૂઠાડે છે, ખુલાસો એ છે કે તેની વાત માનવાથી અટકાવવાનું મૂળ કારણ તેનું જૂઠાડવું છે અને આ જ બીના ઉપર પ્રથમ لَا تُطِعِ الْمُكَذِّبِيْنَ કહેવામાં આવ્યું, પછી ખાસ સ્વરૂપે તે જૂઠાડનારાઓમાંથી એવા લોકોની વાત માનવાની મનાઈ કરવામાં આવી જેઓ જૂઠાડવા ઉપરાંત બીજી બુરી આદતો પણ ધરાવતા હતા એવા લોકોની વાત માનવાની મનાઈ માત્ર જૂઠાડનારાઓની મનાઈ કરતાં વધારે જરૂરી થશે પરંતુ મૂળ કારણ તે જ જૂઠાડવું રહેશે, આગળ એવા વ્યક્તિની સજાનું વર્ણન છે કે) અમે નિકટમાં તેમના નાક ઉપર ડાઘ લગાવી દઈશું (એટલે કે કયામતમાં તેમના ચહેરા અને નાક ઉપર તેમના કુફ્રના કારણે કોઈ અપમાન અને ઓળખની નિશાની લગાવી દેવામાં આવશે જેનાથી તેઓ ખૂબ ઝલીલ થાય. હદીષમાં આવું જ આવ્યું છે. –દૂર્રે મન્ષૂર. આગળ મક્કાવાળાઓનો એક કિસ્સો સંભળાવીને તેમને અઝાબથી ડરાવવામાં આવ્યા છે) અમે (જે મક્કાવાળાને ઐશ આરામનો સામાન આપી રાખ્યો છે જેના ઉપર તેઓ અહંકારી બની રહ્યા છે તો અમે) તેમની કસોટી કરી રાખી છે (કે જોઈ લઈએ આ નેઅ્મતોના આભાર માનવા સ્વરૂપે તેઓ ઈમાન લાવે છે અથવા નાશુક્રિ અને બેકદ્રી કરીને કુફ્ર કરે છે) જેમકે (તેમનાથી પહેલાં નેઅ્મતો આપીને) અમે બગીચાવાળાઓની કસોટી કરી હતી (આ બગીચો ઈબ્ને અબ્બાસ રદિ.ના નિવેદન પ્રમાણે હબસા હાલના ઈથોપિયામાં હતો અને સઈદ બિન ઝુબૈર રદિ.ના નિવેદન પ્રમાણે યમનમાં હતો. –દૂર્રે મન્ષૂર. –અને આ કિસ્સો મક્કાવાળાઓમાં ખૂબ પ્રખ્યાત હતો અને જે બગીચાવાળાઓનો આ કિસ્સો છે તેમના પિતાનો પોતાના સમયમાં એવો નિત્યક્રમ હતો કે આ બગીચાના ફળોનો એક મોટો ભાગ ગરીબોમાં ખર્ચ કરતા હતા, જ્યારે તે મૃત્યુ પામ્યા તો તેઓએ કહ્યું કે આપણા પિતા તો બેવકૂફ હતા કે આ પ્રમાણે આવું ગરીબોને

આપી દેતા હતા. જો એ હિસ્સો પણ આપણા ભાગ આવે તો કેટલો બધો માલ એકઠો થાય ! તેથી આ આયતોમાં તે બાકીનો કિસ્સો ઉપસ્થિત છે એટલે કે આ ઘટના ત્યાર પછી એવી બની કે) જ્યારે કે તે લોકોએ (એટલે કે ઘણા અથવા અમુકે અલ્લાહ તઆલાના નિવેદન પ્રમાણે قَالَ اَوْسَطُهُمْ) પરસ્પર કસમ ખાઈ લીધી કે આ(બગીચા)ના ફળ અવશ્ય પરોઢિયે ચાલીને તોડી લઈશું અને (એવા ઉતાવળા થયા કે) તેમણે ઈન્શાઅલ્લાહ પણ કહ્યું નહીં, બસ તે બાગ ઉપર તમારા પરવરદિગાર તરફથી એક ફેરો મારનાર (અઝાબ) ફેરો મારી ગયો (અને તે એક આગ હતી. —દૂર્રે અન અબી જુરૈજ. —તે માત્ર આગ હોય કે પછી ગરમ હવા હોય જેમકે લૂ) અને તેઓ સૂઈ રહ્યા હતા પછી વહેલી સવારે તે બાગ એવો રહી ગયો જેમકે કાપણી થયેલ ખેતર (કે ખાલી જમીન રહી જાય છે અને અમુક સ્થળે કાપીને સળગાવી પણ દેવામાં આવે છે પરંતુ તેમને તેની કંઈ જ ખબર હતી નહીં) બસ સવારના સમયે (સૂઈને ઉઠયા તો) એકબીજાને પોકારવા લાગ્યા કે આપણે ખેતર ઉપર સવારે ચાલો જો તમારે ફળ તોડવા છે (ખેતર તો સ્વાભાવિક પ્રમાણે કહ્યું હોય, તેમાં એવી વસ્તુઓ પણ હોય જે થડવાળી નથી હોતી જેમકે દ્રાક્ષ વગેરે અથવા એ બાગ સાથે કોઈ ખેતર પણ હોય) પછી તે લોકો પરસ્પર છાના છાના વાતો કરતા ચાલ્યા કે આજે તમારી પાસે કોઈ મોહતાજ આવવા ન પામે અને (પોતાની જાતને એટલે કે) પોતાને તેમને ન આપવાની તાકાતવાળા સમજીને ચાલ્યા (કે બધું ઘરે લઈ આવીશું અને કોઈને કંઈ જ આપીશું નહીં. —ઈબ્ને અબ્બાસ) પછી જ્યારે (ત્યાં પહોંચ્યા અને) તે બગીચાને (આવી ઉજ્જડ હાલતમાં) જોયો તો કહેવા લાગ્યા કે ખરેખર આપણે રસ્તો ભૂલી ગયા (અને ક્યાંક બીજે ચાલ્યા આવ્યા છીએ, કારણ કે અહીંયાં તો કોઈ બગીચો વગેરે નથી, પછી જ્યારે ચોક્કસ હદ નિશાન વગેરે જોઈને વિશ્વાસ થઈ ગયો કે આ તો તે જ જગ્યા છે તો પછી તે સમયે કે આપણે ભૂલા નથી પડયા) બલકે (જગ્યા તો તે જ છે પરંતુ) આપણી કિસ્મત જ ફૂટી ગઈ (કે બગીચાની આવી હાલત થઈ ગઈ), તેમનામાં જે (કંઈક હદે) સારો માણસ હતો તે કહેવા લાગ્યો કે કેમ મેં તમને કહ્યું ન હતું (કે આવી નિય્યત ન કરો, ગરીબોને આપવાથી બરકત થાય છે તેથી તે વ્યક્તિને અલ્લાહ તઆલાએ સારો કહ્યો પરંતુ આ વ્યક્તિ પણ દિલમાં બુરું સમજતો હોવા છતાં તેમની સાથે સામેલ થઈ ગયો હતો તેથી તેણે પણ સજા

ભોગવી, قَالَ اَوْسَطُهُمْ اَلَمْ اَقُلْ لَّكُمْ لَوْلَا تُسَبِّحُوْنَ પછી આગલી વાત યાદ અપાવીને તે વ્યક્તિએ કહ્યું કે પોતાના કર્મોની સજા તો ભોગવી લીધી પરંતુ) હવે (તવબહ અને) તસ્બીહ (અને અલ્લાહની પવિત્રતાનું વર્ણન) કેમ નથી કરતા (જેથી તે ગુનોહ મા'ફ થાય અને આનાથી વધારે મુસીબત ન આવી જાય) બધા (તવબહ સ્વરૂપે) કહેવા લાગ્યા કે અમારો પરવરદિગાર પાક છે (આ મા'ફી અને ઈસ્તેગફાર પહેલાં અલ્લાહ તઆલાના વખાણની પ્રસ્તાવના છે) બેશક ! અમે કુસૂરવાર છીએ (આ મા'ફી છે) પછી એકબીજાને સંબોધીને પરસ્પર આક્ષેપ કરવા લાગ્યા (જેમકે કોઈ કામ બગડી જવાના સમયે ઘણા લોકોની ટેવ હોય છે કે દરેક વ્યક્તિ બીજાની ખોટી સલાહને જવાબદાર ઠરાવતો રહે છે, પછી બધા સહમત થઈને) કહેવા લગ્યા કે બેશક ! આપણે (બધા જ) મર્યાદા ઓળંગનાર હતા (કોઈ એકની ભૂલ ન હતી, એકબીજાને જવાબદાર ઠરાવી આક્ષેપ લગાવવો ખોટો છે. હવે બધા મળીને તવબહ કરી લો) કદાચ (તવબહની બરકતથી) આપણો પરવરદિગાર આપણને તેનાથી સારો બાગ બદલામાં આપી દે (હવે) અમે પોતાના પરવરદિગાર તરફ રજુ થઈએ છીએ (એટલે કે તવબહ કરીએ છીએ અને આ બદલો દુનિયામાં મળે અથવા આખિરતમાં દેખીતું એ જણાય છે કે આ લોકો મો'મિન હતા અને ગુનોહ સ્વીકારતા હતા અને આ વાત કોઈપણ સ્થળે સનદ સાથે નજર હેઠળથી પસાર નથી થઈ કે તેમને આ બગીચાનો બદલો દુનિયામાં અન્ય કોઈ રીતે મળ્યો અથવા નહીં, અલબત્ત સનદ વિના રૂહુલ મઆનીમાં ઈબ્ને મસઊદ રદિ.નું નિવેદન લખવામાં આવ્યું છે કે તેમને આનાથી સારો બગીચો આપવામાં આવ્યો. વલ્લાહુ અઅ્લમુ. આગળ કિસ્સાનો મૂળ સંદેશ અને ખુલાસો છે કે હુકમ વિરુદ્ધ ચાલનારા ઉપર) આ જ રીતે અઝાબ થયા કરે છે (જ્યારે આવો અઝાબ થાય છે તો હે મક્કાવાળાઓ ! તમે પણ આવા અઝાબના હકદાર છો બલકે એનાથી પણ વધારેના, કારણ કે પ્રસ્તુત અઝાબ તો માત્ર ગુનાહોના કારણે હતો અને તમે તો કુફ્ર કરી રહ્યા છો) અને આખિરતનો અઝાબ એ(દુનિયાના અઝાબ)થી પણ વધીને છે, કેટલું સારું થયું હોત કે આ લોકોએ (એ વાતો વિશે) જાણી લીધું હોત (જેથી ઈમાન લઈ આવ્યા હોત, આગળ આ અઝાબની તહકીક માટે કાફિરોની ખોટી માન્યતાઓનો રદિયો આપવામાં આવ્યો છે, لَئِنْ رُّجِعْتُ اِلٰى رَبِّىْٓ اِنَّ لِىْ عِنْدَهٗ لَلْحُسْنٰى એટલે કે) બેશક ! પરહેઝગારો માટે તેમના

પરવરદિગાર પાસે રાહતવાળી જન્નતો છે, (એટલે કે જન્નતમાં પ્રવેશનું કારણ અલ્લાહ તઆલાનો ડર છે અને કાફિરો તેના ઈન્કારી છે તો તેમને કેવી રીતે જન્નત મળે) શું અમે આજ્ઞાપાલકોને અને અવજ્ઞાકારીઓને સરખા કરી દઈશું ? (એટલે કે જો કાફિરોનો છુટકારો થાય તો ફરમાંબરદારો અને નાફરમાનોમાં શું ફરક અને તફાવત બાકી રહી જાય જેનાથી ફરમાંબરદારોની વિશિષ્ટતા સાબિત થઈ ...أَمْ نَجْعَلُ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ كَالْمُفْسِدِينَ ص) તમને શું થયું કે તમે ફેસલો કરો છો ? શું તમારી પાસે કોઈ (આસમાની) કિતાબ છે જેમાં પઢો છો કે તેમાં તમારા માટે તે વસ્તુ (લખેલી) હોય જે તમે પસંદ કરો છો (એટલે કે તેમાં લખ્યું હોય કે તમને આખિરતમાં સારી નેઅ્મતો મળશે) શું અમારા માથે કોઈ કસમો ચઢેલી છે જે તમારા માટે ખાધી હોય અને તે સોગંદ કયામત સુધી બાકી રહેનારી હોય !? (જેનો મતલબ એ હોય) કે તમને તે વસ્તુ મળશે જે તમે ફેસલો કરી રહ્યા છો (એટલે કે સવાબ અને જન્નત) તેમને પૂછો, તેમનામાં તેની કોઈ જવાબદારી છે ? શું તેમના ઠરાવેલા કોઈ શરીક છે ? (કે તેમણે તેમને સવાબ આપવાની જવાબદારી લીધી છે ?) બસ તેમણે તે પોતાના શરીકો રજુ કરવા જોઈએ જો તેઓ સાચા છે (એટલે કે જ્યારે આ વિષય કોઈ આસમાની કિતાબોમાં નથી અને અમારી કોઈ પણ પ્રકારની વહીથી કોઈ વાયદો નથી જે સોગંદ પ્રમાણે હોય છે પછી આવી પરિસ્થિતિમાં તેમનામાંથી કોણ વ્યક્તિ અથવા તેમનો શરીક જવાબદારી લઈ શકે છે ? કદાપિ નહીં ! પછી આ દા'વો કઈ બીના ઉપર કરી રહ્યા છે ? આગળ તે લોકોના કયામતના અપમાનનું વર્ણન છે, એટલે કે તે દિવસ વર્ણન કરવાપાત્ર છે) જે દિવસે "શાક"ની તજલ્લી કરવામાં આવશે અને સિજ્દહ તરફ લોકોને બોલાવવામાં આવશે (કે તેનો કિસ્સો શૈખેનની હદીષમાં આ રીતે છે કે અલ્લાહ તઆલા કયામતના મેદાનમાં પોતાનું "શાક" જાહેર કરશે. "શાક" પિંડીને કહે છે અને આ કોઈ ખાસ સિફત છે જેને કોઈ સામ્યતા આધારે શાક કહેવામાં આવ્યું, જેમકે કુર્આનમાં "હાથ" આવ્યો છે અને આવા જ ભાવાર્થો એ મુતશાબિહાત કહેવાય છે અને આ જ હદીષમાં છે કે આ તજલ્લીને જોઈને બધા જ મો'મિન સ્ત્રી પુરુષો સિજ્દહમાં પડી જશે પરંતુ જે વ્યક્તિ દેખાડા માટે સિજ્દહ કરતો હતો તેની કમર ઝૂકી નહીં શકે અને તે સિજ્દહ નહીં કરી શકે અને સિજ્દહ તરફ બોલાવવાથી એવી શંકા ન થાય કે તે તકલીફનું ઘર નથી, કારણ કે

બોલાવવાથી ભાવાર્થ સિજ્દહ કરાવવાની પ્રવૃત્તિ નથી બલકે તેની તજલ્લીમાં એવી અસર હશે કે બધા જ અનાયાસે સિજ્દહમાં પડવા ઈચ્છશે જેમાં મો'મિનો સિજ્દહ કરવા સમર્થ બનશે અને દેખાડો કરનાર તથા મુનાફિકો સિજ્દહ કરવા સમર્થ હશે નહીં અને કાફિરોથી સિજ્દહ ન થઈ શકવું તો રિયાકાર અને મુનાફિકો કરતાં પ્રથમ કક્ષાએ સમજમાં આવે છે જેનું આગળ વર્ણન છે, એટલે કે કાફિરો પણ સિજ્દહ કરવા ઈચ્છશે) બસ આ (કાફિર) લોકો સિજ્દહ ન કરી શકશે (અને) તેમની આંખો (શરમના માર્યા) ઝૂકેલી હશે (અને) તેમના ઉપર અપમાન છવાયેલું હશે અને (તેનું કારણ એ છે કે) આ લોકો (દુનિયામાં) સિજ્દહ તરફ બોલાવવામાં આવતા હતા (એ રીતે કે ઈમાન લાવીને ઈબાદત કરે) અને સાજા નરવા હતા (એટલે કે સિજ્દહ કરવા માટે સમર્થ હતા તેથી દેખીતું છે કે ઈમાન અને ઈબાદત સ્વૈચ્છિક પ્રવૃત્તિ છે, બસ દુનિયામાં તેમણે આ પ્રવૃત્તિ ન કરવાથી આજે તેમનું આવું અપમાન થયું અને બીજી આયતમાં જે આવ્યું છે કે દૃષ્ટિ ઊંચી રહી જશે તે આની વિરોધાભાસી નથી, કારણ કે ક્યારેક આશ્ચર્યના કારણે એવું થશે અને ક્યારેક અફસોસના કારણે આવું થશે. આગળ કાફિરોના એ વિચારનો રદિયો છે કે અઝાબમાં મોડું થવાને પોતાની સ્વીકૃતિની દલીલ સમજતા હતા અને તેના સંદર્ભમાં આપ ﷺને દિલાસો પણ છે, એટલે કે જ્યારે તેમનું અઝાબના હકદાર હોવું ઉપરોક્ત આયતોથી જાણ થઈ ચૂકી) તો મને અને જે આ કલામને જૂઠાડે છે તેમને (આ ઉપસ્થિત પરિસ્થિતિ ઉપર) રહેવા દો (એટલે કે અઝાબમાં મોડું થવાથી રંજ ગમ ન કરો) અમે તેમને ધીરે ધીરે (જહન્નમ તરફ) લઈ જઈ રહ્યા છીએ એ રીતે કે તેમને ખબર પણ નથી અને (દુનિયામાં તેમના ઉપર અઝાબ ન નાંખવાથી) તેમને મહોલત આપું છું, બેશક ! મારી યુક્તિ ઘણી મજબૂત છે. (આગળ તેમના નુબુવ્વતના ઈન્કાર ઉપર તાજ્જુબ છે) શું તમે તેમની પાસેથી કોઈ વળતર માંગો છો કે તેના દંડથી દબાઈ રહ્યા છે ? (તેથી તમારા આજ્ઞાપાલનથી નફરત કરે છે, અલ્લાહના કહેવા મુજબ أَمْ تَسْـَٔلُهُمْ خَرْجًا) અથવા તેમની પાસે ગયૂબ(નું જ્ઞાન) છે કે તેઓ (તેને સુરક્ષિત રાખવા માટે) લખી લે છે (એટલે કે શું તેમને અલ્લાહ તઆલાના હુકમો પોતે કોઈ રીતે ખબર થઈ જાય છે જેના કારણે તેઓ વહી પ્રાપ્ત કરનારના અનુસરણથી બાકાત છે !? અને દેખીતું છે કે આવું કંઈ જ નથી પછી નુબુવ્વતનો ઈન્કાર કરવો આશ્ચર્યની

વાત છે. આગળ આપ ﷺને દિલાસો છે, જ્યારે તેમને અઝાબના હકદાર હોવાની અને તેમનું કુફ્ર જે અઝાબના હકદાર હોવા માટેનું કારણ છે જાણ થઈ ગયું અને એ કે તેમને મહોલત એક પ્રકારની ઢીલ છે અને તેઓ ક્રમિક રીતે અઝાબ તરફ ધકેલવામાં આવી રહ્યા છે) તો તમે પોતાના પરવરદિગારની (આ) તજવીજ ઉપર સબ્રથી બેસી રહો અને (તંગદિલીમાં) માછલી(ના પેટમાં જવા)વાળા (પયગમ્બર યૂનુસ અલૈ.) જેવા ન થજો (કે તેઓ અઝાબ નાઝિલ ન થવાથી તંગદિલ થયા અને ક્યાંક ચાલ્યા ગયા જેનો કિસ્સો કેટલાય સ્થળે થોડો થોડો આવી ચૂક્યો છે. આગળ ઈરાદાની મજબૂતી માટે પ્રેરણા આપવામાં આવી છે કે તે વખત પણ યાદ કરો) જ્યારે કે યૂનુસે (અલૈ. પોતાના પરવરદિગાર પાસે) દુઆ કરી અને તેઓ ગમથી રૂંધાઈ રહ્યા હતા (આ ગમ કેટલાય પ્રકારના રંજગમનો જમાવડો હતો, એક તો કોમના ઈમાન ન લાવવાનો, એક અઝાબ ટળી જવાનો, એક અલ્લાહ તઆલાના સ્પષ્ટ હુકમ વિના ત્યાંથી ચાલ્યા જવાનો અને એક માછલીના પેટમાં જતા રહેવાનો અને તે દુઆ આ છે, لَا إِلٰهَ إِلَّا أَنْتَ سُبْحٰنَكَ إِنِّي كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ જેનાથી મા'ફી અને છુટકારાનો સ્પષ્ટ હેતુ છે તેથી તેમના ઉપર અલ્લાહ તઆલાની કૃપા થઈ અને માછલીના પેટમાંથી છુટકારો મળ્યો એ બાબતે ઈરશાદ છે કે) જો અલ્લાહ તઆલાનું અહેસાન તેમની સહાયતા ન કરતું હોત તો તેઓ (જે મેદાનમાં માછલીના પેટમાંથી કાઢીને ફેંકી દેવામાં આવ્યા હતા તે) મેદાનમાં બદહાલીની સાથે નાંખવામાં આવ્યા હોત (સહાયતાથી ભાવાર્થ તવબહની સ્વીકૃતિ છે અને બદહાલીથી ભાવાર્થ એ કે તેમની ઈજતેહાદી ભૂલ ઉપર અલ્લાહ તઆલા તરફથી તેમની ટીકા થઈ તેનો ખુલાસો અને સૂરએ સાફ્ફાતની આયતનો ભાવાર્થ એ છે કે જો તેઓ તવબહ અને ઈસ્તેગફાર કરત નહીં તો તેમને માછલીના પેટમાંથી છુટકારો જ ન મળ્યો હોત, كَمَا قَالَ فَلَوْلَا أَنَّهُ كَانَ...

અને જો તવબહ અને ઈસ્તેગફાર કર્યા હોત પરંતુ અલ્લાહ તઆલા તેનો સ્વીકાર કરત નહીં તો તે તવબહ અને ઈસ્તેગફારની દુનિયામાં એટલી બરકત તો થઈ જ હોત કે તેમને માછલીના પેટમાંથી છુકટારો મળી ગયો હોત અને જે મેદાનમાં નાંખવામાં આવ્યા હતા તે જ પ્રમાણે નાંખવામાં આવ્યા હોત પરંતુ તે વખતે તે નાંખવાનું નીંદનીય હોત અને હવે તેમનું આવું નાંખવું નીંદનીય હોવાની

હાલતમાં નથી રહ્યું, કારણ કે તવબહ સ્વીકાર કર્યા પછી ભૂલની ટીકા અને મલામત કરવામાં આવતી નથી) પછી તેમના પરવરદિગારે તેમને (વધારે) નવાઝ્યા અને તેમને રુત્બામાં (વધાર્યા અને) સાલિહીનમાંથી કરી દીધા (કદાચ આ કિસ્સાની પૂર્ણતાથી એ પણ ભાવાર્થ છે કે પોતાના ઈજતેહાદ ઉપર અમલ કરવો તેમના માટે કેટલું નુકસાનકારક સાબિત થયું અને અલ્લાહ તઆલા ઉપર ભરોસો કેવો લાભદાયક થયો એ રીતે અઝાબ વિશે તમે પણ પોતાના અભિપ્રાયથી ઉતાવળ ન કરો બલકે અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરો કે પરિણામ સારું હશે) અને (આગળ આપ ﷺની શા'નમાં કાફિરોની ગુસ્તાખી કે તમને પાગલ કહેવાનો એક ખાસ અંદાજથી રદિયો આપ્યો છે, સૂરતની શરૂઆતમાં એક બીજી રીતે તેને બાતિલ કહેવામાં આવ્યું હતું એટલે કે) આ કાફિરો જ્યારે કુર્આન સાંભળે છે તો (સખત દુશ્મનીના કારણે) એવું જણાય છે કે જાણે તમને પોતાની નજરોથી લપસાવી દે (આ એક મહાવરો છે જેમકે કહેવામાં આવે છે કે ફલાણો વ્યક્તિ એ રીતે જુએ છે કે જાણે ખાઈ જશે. રૂહુલ મઆનીમાં نَظَرَ اِلَيَّ نَظَرًا يَّكَادُ يَصْدَ عُنِيْ اَوْيَكَادُ يَاْ كُلُنِيْ આવ્યું છે, તેનો ભાવાર્થ એ છે કે દુશ્મની એટલી સખત હતી કે આપ ﷺને ઘણી બુરી નજરે જોતા હતા) અને (આ જ દુશ્મનીથી તમારા વિશે) કહે છે કે (નઊઝુબિલ્લાહ!) આ પાગલ છે જ્યારે કે આ કુર્આન (જેના વડે તમે સંબોધન કરો છો) તમામ દુનિયાઓ માટે નસીહત છે (અને પાગલ વ્યક્તિ વિશે આવી જાહેર સુધારણાની આશા નથી હોતી, આમાં પાગલના મ્હેણાંનો જવાબ છે. દેખીતું છે કે દુશ્મનીના કારણે આવું કહેવાથી પણ આવા મ્હેણાં અને કટાક્ષનું અત્યંત કમજોર હોવું સાબિત થઈ ગયું, કારણ કે જે નિવેદનનો હેતુ દુશ્મની નિભાવવાનો હોય તે નિવેદન ધ્યાન આપવાપાત્ર નથી હોતું).

**મસ્અલા અને બોધપાઠ :**

સૂરએ મુલ્કમાં અલ્લાહ તઆલાનું અસ્તિત્વ, તવહીદ, ઇલ્મ અને શક્તિની દલીલો સૃષ્ટિના સાક્ષાત્કાર વડે વર્ણન થઈ છે અને કાફિરો તથા ઇન્કારીઓ ઉપર કઠોર અઝાબનું વર્ણન છે. સૂરએ નૂનમાં કાફિરોના એ કટાક્ષનો જવાબ છે જે તેઓ રસૂલે કરીમ ﷺ ઉપર કર્યા કરતા હતા. સૌ પ્રથમ તેમનો કટાક્ષ એ હતો કે અલ્લાહ તઆલાના મોકલેલા સંપૂર્ણ બુદ્ધિશાળી, સંપૂર્ણ જ્ઞાની

અને ઘણી બધી વિશિષ્ટતાઓના માલિક નબીએ કરીમ ﷺને નઊઝુબિલ્લાહ પાગલ કહેતા હતા અથવા એ કારણે કે રસૂલે કરીમ ﷺ ઉપર જે વહી ફરિશ્તા દ્વારા નાઝિલ થતી હતી વહીના સમયે તેની નિશાનીઓ રસૂલે કરીમ ﷺના શરીર મુબારક ઉપર જોવામાં આવતી હતી, પછી જ્યારે આપ ﷺ વહી દ્વારા પ્રાપ્ત કરેલી આયતો પઢીને સંભળાવતા હતા તો આ ઘટના કાફિરોની સમજ અને તેમની પહોંચથી બહાર હતી, એટલા માટે તેને પાગલપણું ઠરાવી દીધું અથવા તો એ કારણે કે આપ ﷺએ પોતાની કોમ અને સમગ્ર દુનિયાના તે સમયના અકીદાઓથી વિરુદ્ધ તવહીદનો દા'વો કર્યો કે ઈબાદતપાત્ર અલ્લાહ સિવાય કોઈ જ નથી જે પોતે ઘડી કાઢેલી મૂર્તિઓને તેઓ ખુદા સમજતા હતા, તેમનું જ્ઞાનવિહોણા અને બુદ્ધિવિહોણા હોવું તથા નફો નુકસાન પહોંચાડવા માટે શક્તિવાળા ન હોવું વર્ણન કર્યું. આપ ﷺના આ અકીદાનો કોઈ સાથી ન હતો, આપ ﷺ એકલા આ દા'વો લઈને કોઈ જાહેર સરસામાન વિના સમગ્ર દુનિયાના મુકાબલામાં ઊભા થઈ ગયા, દેખીતું છે પ્રથમ દષ્ટિએ તેની સફળતાની કોઈ સંભાવના ન હતી, આવા દા'વા લઈને ઊભા થવાને પાગલપણું સમજવામાં આવ્યું અને કોઈ કારણ વિના પણ કેટલાક કટાક્ષ માટે પાગલ કહેતા હોય એવું બની શકે છે. સૂરતની શરૂઆતની આયતોમાં તેમની આ ખોટી માન્યતાઓનો રદિયો અલગ પ્રકારે વર્ણન કરવામાં આવ્યો.

نون ما نٓ وَالْقَلَمِ وَمَا يَسْطُرُوْنَ، مَآ اَنْتَ بِنِعْمَةِ رَبِّكَ بِمَجْنُوْنٍ

(નૂન) શબ્દ "હુરૂફે મુકત્તઆ"માંથી છે જે કુર્આને કરીમની ઘણી બધી સૂરતોની શરૂઆતમાં લાવવામાં આવ્યો છે, તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે અથવા તેના રસૂલે કરીમ ﷺને. ઉમ્મતને તેના સંશોધનમાં પડવાથી અટકાવી દેવામાં આવ્યા છે.

**કલમ (Pen)થી શું ભાવાર્થ છે અને કલમની વિશિષ્ટતા :**

وَالْقَلَمِ (વલ કલમ)માં وَاوْ (વાવ) "હુરૂફે કસમ" છે અને "કલમ"થી ભાવાર્થ સામાન્ય કલમ પણ હોઈ શકે છે જેમાં "કલમે તકદીર" અને ફરિશ્તાઓ અને માણસોની બધી જ કલમ જેનાથી કંઈ લખવામાં આવે છે બધું જ સામેલ છે. (અબી હતીમ બસ્તીના નિવેદન પ્રમાણે) અને ખાસ કલમે તકદીર પણ ભાવાર્થ

હોઈ શકે છે. (ઈબ્ને અબ્બાસ રદિ.ના નિવેદન પ્રમાણે) અને આ કલમે તકદીર વિશે હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)ની રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ સૌ પ્રથમ કલમ પેદા કરી અને તેને હુકમ આપ્યો કે લખ ! કલમે વિનંતી કરી, શું લખું ? તો હુકમ થયો તો તકદીરે ઈલાહીને લખ ! કલમે (હુકમ પ્રમાણે) હંમેશા સુધી થનારી ઘટનાઓ અને પરિસ્થિતિઓ લખી લીધી. (રવાહુ તિરમિઝી, હદીષે ગરીબ) અને સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ સમગ્ર મખ્લૂકની તકદીરને આસમાન અને જમીનના સર્જનથી પચાસ હજાર વર્ષ પહેલાં લખી દીધી હતી.

હઝરત કતાદહ (રદિ.)એ કહ્યું કે કલમ અલ્લાહ તઆલાની એક ઘણી મોટી નેઅ્મત છે જે તેણે પોતાના બંદાઓને અર્પણ કરી છે અને અમુક લોકોએ કહ્યું કે અલ્લાહ તઆલાએ પ્રથમ એક કલમ "કલમે તકદીર" પેદા કરી જેણે સમગ્ર સૃષ્ટિ અને મખ્લૂકની તકદીરો લખી, પછી બીજી કલમ પેદા કરી જેનાથી જમીન ઉપર વસવાટ કરનારાઓ લખે છે અને લખશે અને ત્રીજી કલમનું વર્ણન સૂરએ ઈકરામાં આવ્યું છે عَلَّمَ بِالْقَلَمِ (વલ્લાહુ અઅ્લમુ).

આયતમાં જો કલમથી ભાવાર્થ "કલમે તકદીર" લેવામાં આવે કે તે સૌથી પ્રથમ મખ્લૂક છે તો તેની સન્માન અને શ્રેષ્ઠતા બધી વસ્તુઓ ઉપર એક અગ્રતા જાહેર કરે છે તેથી તેની કસમ ખાવી યોગ્ય થયું અને જો કલમથી ભાવાર્થ સામાન્ય કલમ (પેન) લેવામાં આવે જેમાં કલમે તકદીર અને ફરિશ્તાઓની કલમ સિવાય માણસોની કલમ (પેન) પણ સામેલ છે તો એની કસમ એટલા માટે ખાવામાં આવી કે દુનિયામાં મોટા મોટા કામ બધા કલમથી જ થાય છે. પ્રદેશોના વિજયમાં તલવારોથી વધારે કલમનું પ્રભાવશાળી હોવું મશ્હૂર અને પ્રખ્યાત છે. અબૂ હાતિમ બસ્તીએ આ વિષયને બે શે'રોમાં આ રીતે વર્ણન કર્યો છે.

اِذَا اَقْسَمَ الْاَ بْطَالُ يَوْمًا بِسَيْفِهِمْ وَعَدُّوْهُ مِمَّا يَكْسِبُ الْمَجْدَ وَالْكَرَمَ

*"જ્યારે કે બહાદૂર લોકો કોઈ દિવસે પોતાની તલવારની કસમ ખાય અને તેને તે વસ્તુઓમાં ગણે જે માણસને ઈજ્જત અને સન્માન બખ્શે છે."*

كَفٰى قَلَمُ الْكُتَّابِ عِزًّا وَّرِفْعَةً مَدَى الدَّهْرِ اِنَّ اللّٰهَ اَقْسَمَ بِالْقَلَمِ

*"તો લખનારાની કલમ તેમની ઇજ્જત અને મોટાઈ માટે પૂરતી છે હંમેશા હંમેશા માટે કારણ કે અલ્લાહે કલમની કસમ ખાધી છે."*

મતલબ કે આ આયતમાં કલમે તકદીર અથવા સામાન્ય મખ્લૂકની કલમની અને પછી શબ્દ مَا يَسْطُرُوْنَ માં જે કંઈ આ કલમોથી લખવામાં આવશે તેની કસમ ખાઈને અલ્લાહ તઆલાએ કાફિરોના ખોટા કટાક્ષ અને મ્હેણાંનો રદિયો આપ્યો કે આપ ﷺ નઊઝુબિલ્લાહ પાગલ નથી. ઇરશાદ થયો, مَا اَنْتَ بِنِعْمَةِ رَبِّكَ بِمَجْنُوْنٍ એટલે કે તમે પોતાના પરવરદિગારની નેઅ્મત અને કૃપાના કારણે કદાપિ પાગલ નથી. તેમાં بِنِعْمَةِ رَبِّكَ વધારીને દા'વાની દલીલ પણ આપી દીધી કે જે વ્યક્તિ ઉપર અલ્લાહ તઆલાની નેઅ્મત અને રહમત સંપૂર્ણ હોય તે કેવી રીતે પાગલ હોઈ શકે છે, તેને પાગલ કહેનારો પોતે પાગલ છે.

**ખુલાસો :**

ઉલમા કહે છે કે કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા જે વસ્તુની કસમ ખાય છે તે વિષય કસમ ઉપર એક ગવાહી હોય છે. અહીંયાં مَا يَسْطُرُوْنَ (મા યસ્તરૂન)ના શબ્દથી દુનિયાના ઇતિહાસમાં જે કંઈ પણ લખવામાં આવ્યું અને જે કંઈ પણ લખવામાં આવી રહ્યું છે તેને ગવાહી સ્વરૂપે રજુ કર્યું છે કે દુનિયાના ઇતિહાસને જુઓ, આવા ઉચ્ચ અખ્લાક અને ઉંમરવાળા કેવી રીતે પાગલ હોઈ શકે છે ! તેઓ તો બીજાઓની બુદ્ધિ ઠીક કરનારા હોય છે. આગળ આ જ વિષયના વધારે સમર્થન માટે કહ્યું,

اِنَّ لَكَ لَاَجْرًا غَيْرَ مَمْنُوْنٍ અને બેશક ! તમારા માટે ઘણો મોટો સવાબ છે જે ક્યારેય કપાશે નહીં. મતલબ એ કે તમારા જે કામને આ લોકો પાગલપણું કહી રહ્યા છે એ તો અલ્લાહ તઆલા સમીપ સૌથી વધારે સ્વીકૃત અમલ છે અને તેના ઉપર તમને મહાન સવાબ મળનારો છે અને બદલો પણ એવો જે કાયમી છે, ક્યારેય અટકી જશે નહીં. ક્યાંક કોઈ પાગલની પ્રવૃત્તિ ઉપર પાગલને સવાબ મળે છે !? આગળ આ જ વિષયનું વધારે સમર્થન અને તાકીદ આ વાક્યથી કર્યું.

وَإِنَّكَ لَعَلَىٰ خُلُقٍ عَظِيمٍ તેમાં રસૂલે કરીમ ﷺના ઉચ્ચ કક્ષાના સદ્‌વ્યવહાર અને અખ્લાકમાં વિચાર કરવાનું સૂચન કરવામાં આવ્યું છે કે હે પાગલો ! જરા થોડો તો વિચાર કરો અને જુઓ કે શું પાગલોના આવા અખ્લાક અને અમલો હોઈ શકે છે!?

**રસૂલે કરીમ ﷺનો خُلُقٍ عَظِيمٍ (ખુલ્કે અઝીમ) :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે خُلُقٍ عَظِيمٍ (ખુલ્કે અઝીમ)થી ભાવાર્થ મહાન દીન છે કે અલ્લાહ તઆલા સમીપ આ દીને ઈસ્લામથી વધારે કોઈ પ્રિય દીન નથી. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે આપ ﷺનો ખુલ્ક તો કુર્આન છે, એટલે કે કુર્આને કરીમ જે ઉચ્ચ અમલ અને અખ્લાકની તા'લીમ આપે છે આપ ﷺ તે સૌનો અમલી નમૂનો છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂએ ફરમાવ્યું કે "ખુલ્કે અઝીમ"થી ભાવાર્થ કુર્આનના અદબો છે, એટલે કે તે અદબો જે કુર્આને શીખવ્યા છે. આ બધાનો ખુલાસો લગભગ એક જ છે. રસૂલે કરીમ ﷺના અસ્તિત્વમાં અલ્લાહ તઆલાએ બધા જ શ્રેષ્ઠ અખ્લાકો સંપૂર્ણતાની હદ સુધી એકઠા કરી દીધા હતા. પોતે રસૂલે કરીમ ﷺએ કહ્યું, بُعِثْتُ لِأُتَمِّمَ مَكَارِمَ الْأَخْلَاقِ એટલે કે મને તે કામ માટે મોકલવામાં આવ્યો છે કે હું ઉચ્ચ અખ્લાકની પૂર્ણતા કરું. *(અબૂ હય્યાન)*

હઝરત અનસ (રદિ.) કહે છે કે મેં દશ વર્ષ રસૂલે કરીમ ﷺની-સેવા કરી અને સમગ્ર મુદતમાં જે કામ મેં કર્યું આપ ﷺએ ક્યારેય એવું નથી કહ્યું કે આવું કેમ કર્યું ? અને જે કામ મેં ન કર્યું તેના ઉપર ક્યારેય એવું નથી કહ્યું કે આવું કામ કેમ ન કર્યું ? (જ્યારે કે એ દેખીતું છે કે દશ વર્ષના સમયમાં સેવા કરનારના ઘણા બધા કામો સ્વભાવ વિરુદ્ધના થયા હશે.) *(બુખારી અને મુસ્લિમ)*

હઝરત અનસ (રદિ.) કહે છે કે આપ ﷺના અખ્લાકની સ્થિતિની એવી હાલત હતી કે મદીનાની કોઈ બાંદી પણ આપ ﷺનો હાથ પકડીને જ્યાં લઈ જવા ઈચ્છે લઈ જઈ શકતી હતી. *(રવાહુ બુખારી)*

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ ક્યારેય પોતાના હાથથી કોઈને નથી માર્યું જિહાદે ફિ સબિલિલ્લાહ સિવાય કે તેમાં કાફિરોને મારવું અને કતલ કરવું સાબિત છે નહિતર આપ ﷺએ ન તો કોઈ

સેવકને ન જ કોઈ સ્ત્રીને ક્યારેય માર્યું અને ન જ તેમનામાંથી કોઈની ભૂલ અને ખામી ઉપર તેમનાથી બદલો લીધો એ સિવાય કે તેમણે અલ્લાહના હુકમને તોડયો હોય તો તેના ઉપર શરઈ સજા કરી. *(રવાહુ મુસ્લિમ)*

હઝરત જાબિર (રદિ.) કહે છે કે રસૂલે કરીમ ﷺને ક્યારેય કોઈ વસ્તુનો સવાલ કરવામાં આવ્યો નથી કે જેના જવાબમાં આપ ﷺએ "નહીં" કહ્યું હોય. *(બુખારી, મુસ્લિમ)*

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺ ન તો નિર્લજ્જ વાતો કહેતા હતા અને ન જ નિર્લજ્જતાની પાસે જતા હતા, ન તો બજારોમાં મોટેથી શોર કરતા હતા અને ન જ બુરાઈનો બદલો ક્યારેય બુરાઈથી આપતા હતા બલકે મા'ફી અને દરગુઝરનો વ્યવહાર કરતા હતા. હઝરત અબૂ દરદાઅ્ (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અમલના ત્રાજવામાં સદ્‌વર્તણૂક સમાન કોઈ અમલનું વજન હશે નહીં અને અલ્લાહ તઆલા ગાળાગાળી કરનારા બદ્‌ઝુબાનથી બુગ્ઝ રાખે છે. *(હસન સહીહ હદીષ)*



હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે મુસલમાન પોતાની સદ્‌વર્તણૂકના કારણે તે વ્યક્તિનો દરજ્જો પ્રાપ્ત કરી લે છે જે હંમેશા રાત્રે ઈબાદતોમાં જાગતો હોય અને દિવસે રોઝા રાખતો હોય. *(રવાહુ અબૂદાવુદ)*

હઝરત મઆઝ (રદિ.)એ કહ્યું કે મને યમનનો આમિલ (ગવર્નર) બનાવીને મોકલવાના સમયે અંતિમ વસિય્યત જે આપ ﷺએ કરી હતી જ્યારે કે હું મારો એક પગ પેંગડામાં મૂકી ચૂક્યો હતો يَا مُعَاذُ اَحْسِنْ خُلُقَكَ لِلنَّاسِ "હે મઆઝ ! લોકો સાથે સદ્‌વ્યવહારનો વર્તાવ કરો." *(રવાહુ માલિક)*

આ બધી હદીષની રિવાયતો તફસીરે મઝહરીમાંથી નકલ કરવામાં આવી છે.

فَسَتُبْصِرُ وَيُبْصِرُوْنَ ۝ بِاَيِّكُمُ الْمَفْتُوْنُ એટલે કે નિકટમાં તમે પણ જોઈ લેશો અને આ કાફિરો પણ જોઈ લેશે કે તમારામાં કોણ પાગલ છે. શબ્દ مفتون (મફ્તૂન) આ સ્થળે "પાગલ"ના અર્થમાં છે. પાછલી આયતોમાં આપ ﷺને પાગલ કહેનારાઓના કટાક્ષને દલીલોથી રદ કરવામાં આવ્યું હતું. આ આયતે

એક આગાહી સ્વરૂપે એ બતાવ્યું કે આ વાત આમ જ ગુપ્ત રહેવાની નથી. નિકટ આવનારા સમયમાં બધી આંખો જોઈ લેશે બલકે નઊઝુબિલ્લાહ તમે પાગલ હતા કે તમને પાગલ કહેનારા પાગલ દીવાના હતા જેથી થોડા જ સમયમાં આ વાત દુનિયા સામે ખુલીને આવી ગઈ અને તેમના જ પાગલ કહેનારાઓમાંથી હજારો, લાખો ઈસ્લામના ઝંડા હેઠળ આવીને આપ ﷺના અનુસરણ અને મહોબ્બતને ખુશનસીબીનો સરમાયો સમજવા લાગ્યા અને ઘણા દુષ્ટ બદ્‌નસીબોને તવફીક ન થઈ તો તેઓ દુનિયામાં પણ અપમાનિત થઈને મર્યા.

فَلَا تُطِعِ الْمُكَذِّبِيْنَ () وَدُّوْا لَوْ تُدْهِنُ فَيُدْهِنُوْنَ એટલે કે તમને જૂઠાડનારાઓની વાત ન માનો, એ તો એવું ઈચ્છે છે કે તમે હુકમોની તબ્લીગમાં ઢીલા પડી જાઓ અને શિર્ક તથા મૂર્તિપૂજાથી તેમને રોકવાનું છોડી દો તો તેઓ પણ ઢીલા પડી જાય કે તમારા ઉપર મ્હેણાં ટોણા મારવાનું અને તમને ત્રાસ પહોંચાડવાનું છોડી દે. *(ઈબ્ને અબ્બાસ, કુર્તુબી)*

**મસ્અલો :**

આ આયતથી જાણ થઈ કે કાફિરો અને દુષ્ટો સાથે એવો સોદો કરી લેવો કે અમે તમને કંઈ નથી કહેતા તમે અમને કંઈ ન કહો તે મુદાહિનહ ફિદ્દીન (દીનમાં બાંધછોડ કરવી) છે અને હરામ છે. (મઝહરી) એટલે કે કોઈ મજબૂરી અને લાચારી વિના આવો કરાર જાઈઝ નથી.

وَلَا تُطِعْ كُلَّ حَلَّافٍ مَّهِيْنٍ () هَمَّازٍ مَّشَّآءٍۭ بِنَمِيْمٍ () مَّنَّاعٍ لِّلْخَيْرِ مُعْتَدٍ اَثِيْمٍ ()
عُتُلٍّۭ بَعْدَ ذٰلِكَ زَنِيْمٍ () તમે દરેક એવા વ્યક્તિની વાત ન માનો જે ઘણી બધી કસમો ખાનારો હોય, ઝલીલ હોય અને લોકોની ખામીઓ શોધનારો હોય, ગીબત કરનારો હોય, ચૂગલીખોરી કરનારો હોય, નેક કામોથી રોકનારો હોય, ઝુલમ અને જબરદસ્તીમાં હદથી વધી જનારો હોય, ખૂબ ગુનાહ કરનારો હોય અને ઘણી કસમો ખાનારો જૂઠો અને કંજૂસ હોય અને આ બધા દુષ્ટ લક્ષણો સાથે તે હરામી પણ હોય. જે વ્યક્તિના આ લક્ષણો વર્ણન કરવામાં આવ્યા છે તે આવો જ હરામી હતો.

પ્રથમ આયતમાં સામાન્ય કાફિરોની વાત ન માનવાની અને દીનના મામલામાં તેમના કારણે કોઈ બાંધછોડ ન કરવાનો જાહેર હુકમ હતો. આ

આયતમાં એક ખાસ બદમાશ કાફિર વલીદ બિન મુગયરહની દુષ્ટતા વર્ણન કરીને તેનાથી દૂર રહેવાનો અને તેની વાત ન માનવાનો ખાસ હુકમ આપવામાં આવ્યો છે. (રવાહુ ઈબ્ને ઝરીર, ઈબ્ને અબ્બાસ દ્વારા) આગળ પણ કેટલીય આયતોમાં આ વ્યક્તિની દુષ્ટતા અને બદમાશીનું વર્ણન કર્યા પછી કહ્યું, سَنَسِمُهٗ عَلَى الْخُرْطُوْمِ એટલે કે અમે કયામતના દિવસે તેના નાક ઉપર ડાઘ લગાવી દઈશું જેનાથી આગલાઓ અને પાછલાઓમાં તેનું અપમાન જાહેર થઈ જશે, તેના નાકને લાંબી સૂંઢ કે સુવ્વરના નાક જેવું લાંબુ કહેવામાં આવ્યું છે.

إِنَّا بَلَوْنٰهُمْ كَمَا بَلَوْنَآ اَصْحٰبَ الْجَنَّةِ એટલે કે અમે કસોટીમાં નાંખ્યા તે(મક્કાવાળા)ઓને જે રીતે કસોટીમાં નાંખ્યા હતા બગીચાવાળાઓને. પાછલી આયતોમાં મક્કાના કાફિરોનો નબીએ કરીમ ﷺ ઉપર કટાક્ષ અને મ્હેણાં ટોણા મારવાનો જવાબ હતો. આ આયતોમાં અલ્લાહ તઆલાએ ભૂતકાળના સમયનો એક કિસ્સો વર્ણન કરીને મક્કાવાળાઓને ચેતવણી આપી અને અઝાબથી ડરાવ્યા. મક્કાવાળાઓને કસોટીમાં નાંખવાથી એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે જે રીતે આગળ આવનાર કિસ્સામાં બગીચાવાળાઓને અલ્લાહ તઆલાએ પોતાની નેઅ્મતોથી નવાઝી રાખ્યા હતા તો તેમણે નાશુક્રી કરી જેના પરિણામે અઝાબ આવ્યો અને તેમની નેઅ્મત છીનવાઈ ગઈ. અલ્લાહ તઆલાએ મક્કાવાળાઓ ઉપર પોતાનું સૌથી મોટું ઈનામ તો એ કર્યું કે રસૂલે કરીમ ﷺને તેમની અંદર પેદા કર્યા, તદુપરાંત તેમના વેપારોમાં બરકતો આપી, તેમને ખુશહાલ બનાવી દીધા. આ તેમની કસોટી છે કે અલ્લાહ તઆલાની આ નેઅ્મતોના આભારી બને છે અને અલ્લાહ તઆલા અને તેના રસૂલ ઉપર ઈમાન લાવે છે અથવા પોતાના કુફ્ર અને દુશ્મનાવટ ઉપર અડગ રહે છે. બીજી સૂરતમાં તેમણે બગીચાવાળાઓના કિસ્સાથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ કે ક્યાંક એવું ન થાય કે નેઅ્મતોની નાશુક્રી કરવાથી તેમના ઉપર પણ એવો જ અઝાબ આવી પડે. આ ખુલાસો એવા સ્વરૂપમાં પણ સાચો છે જ્યારે કે આ આયતોને પણ ઘણી સૂરતોની જેમ મક્કી ઠરાવવામાં આવે પરંતુ ઘણા તફસીરકારોએ આ આયતોને મદની ઠરાવી છે અને જે કસોટીનું અહીંયાં વર્ણન છે તેનાથી ભાવાર્થ તે દુષ્કાળનો અઝાબ છે જે રસૂલે કરીમ ﷺની બદ્દુઆથી તે લોકો ઉપર આવ્યો હતો જેનાથી તે લોકો ભૂખથી મરવા લાગ્યા અને મૃત જાનવરો અને ઝાડના પાદડાં ખાવા મજબૂર થઈ

ગયા હતા. આ ઘટના હિજરત પછીની છે.

**બગીચાવાળાઓનો કિસ્સો :**

આ બાગ અમુક પુરોગામીઓના નિવેદન પ્રમાણે જેમકે હઝરત અબ્બાસ (રદિ.) વગેરેના નિવેદન પ્રમાણે યમનમાં હતો અને હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)ની એક રિવાયત એ છે કે સના જે યમનનું પ્રખ્યાત શહેર અને રાજધાની છે તેનાથી છ માઈલના અંતરે હતો અને અમુક લોકોએ તે ઈથોપિયામાં હોવાનું બતાવ્યું છે. (ઈબ્ને કષીર) આ લોકો અહલે કિતાબમાંથી હતા અને આ ઘટના ઈસા (અલૈ.)ના આસમાનમાં જવાના અમુક સમય પછી બની. *(કુર્તુબી)*

પ્રસ્તુત આયતોમાં તેમને اصحاب الجنة એટલે કે "બગીચાવાળાઓ"ના નામથી ઓળખાવવામાં આવ્યા છે પરંતુ આયતોના વિષયોથી જાણ થાય છે કે તેમની પાસે માત્ર બાગ જ ન હતો બલકે ખેતીની જમીનો પણ હતી. બની શકે છે કે બગીચાની સાથે જ અડીને જમીનો પણ હોય પરંતુ બગીચાની ખ્યાતિના કારણે બગીચાવાળા કહ્યા હોય. તેમની ઘટના મુહમ્મદ બિન મરવાન અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ રીતે નકલ થઈ છે. સના યમનથી બે ફરસખના અંતરે એક બગીચો હતો જેને صروان (સરવાન) કહેવામાં આવતો હતો. આ બગીચો એક નેક અને ભલા માણસે બનાવ્યો હતો, તેની પ્રવૃત્તિ એ હતી કે જ્યારે ખેતી લણવાનો સમય થાય તો જે ઝાડ કાપણી પછી બાકી રહી જતા હતા તેમને ફકીરો અને ગરીબો માટે છોડી દેતા હતા. આ લોકો તેનું અનાજ વગેરે પ્રાપ્ત કરીને પોતાનો ગુઝારો કરી લેતા હતા.

એ રીતે જ્યારે ખેતીનું અનાજ કાપણી કરીને કાઢતા તો જે દાણો ભૂસાની સાથે ઉડીને અલગ થઈ જતો તે દાણા પણ ફકીરો અને ગરીબો માટે છોડી દેતા હતા. એ જ પ્રમાણે બગીચાના ઝાડોએથી ફળ તોડતાં જે ફળ નીચે પડી જતું તે પણ ફકીરો માટે છોડી દેતા હતા. (આ જ કારણ હતું કે જ્યારે તેની ખેતીની કાપણીનો અથવા ફળ તોડવાનો સમય આવતો તો ઘણા ફકીરો અને ગરીબો ભેગા થઈ જતા હતા) આ નેક માણસનું મૃત્યું થયું, તેના ત્રણ પુત્રો બગીચા અને જમીનના વારસ બન્યા. તેમણે પરસ્પર વાતચીત કરી કે હવે આપણી અવલાદ વધી ગઈ છે અને ઉત્પાદન તેમની જરૂરિયાતથી ઓછું છે તેથી હવે ફકીરો માટે

આટલું અનાજ અને ફળ છોડવું આપણા બસની વાત નથી; અને અમુક રિવાયતોમાં છે કે તે પુત્રોએ આઝાદ નવયુવાનોની જેમ એવું કહ્યું કે આપણો બાપ તો બેવકૂફ હતો, આટલું બધું અનાજ અને ફળો લોકોમાં લૂંટાવી દેતો હતો, આપણે આ પ્રથા બંધ કરવી જોઈએ. આગળ તેમનો કિસ્સો કુર્આને કરીમના શબ્દોમાં આ પ્રમાણે છે,

اِذْ اَقْسَمُوْا لَيَصْرِمُنَّهَا مُصْبِحِيْنَ، وَلَا يَسْتَثْنُوْنَ એટલે કે તેમણે પરસ્પર કસમ અને કરાર કરીને એવું નક્કી કર્યું કે હવે આપણે સવારમાં જ જઈને ખેતી કાપી લઈશું જેથી ગરીબો અને ફકીરોને ખબર ન થાય અને તેઓ સાથે ન આવી જાય અને પોતાના આ મનસુબા ઉપર તેમને એટલું યકીન હતું કે તેમણે ઈન્શાઅલ્લાહ પણ ન કહ્યું, જેમકે સુન્નત છે કે કાલે જે કામ કરવાનું છે જ્યારે તેનું વર્ણન કરો તો એવું કહો કે ઈન્શાઅલ્લાહ કાલે અમે આ કામ કરીશું.

لَا يَسْتَثْنُوْنَ નો અર્થ બાકાત ન કરવા માટે છે અને ભાવાર્થ આ બાકાત કરવાથી ઈન્શાઅલ્લાહ કહેવું છે અને અમુક તફસીરકારોએ બાકાતથી તે ભાવાર્થ લીધો છે કે અમે બધું જ અનાજ ફળો લઈ આવીશું અને ફકીરોનો હિસ્સો બાકી રાખીશું નહીં. *(મઝહરી)*

فَطَافَ عَلَيْهَا طَآئِفٌ مِّنْ رَّبِّكَ પછી તે ખેતી અને બગીચા ઉપર એક ફેરો મારનાર ફેરો મારી ગયો તમારા પરવરદિગારના તરફથી. અત્રે ફેરો મારનારાથી ભાવાર્થ કોઈ બલા અને આફત છે જેનાથી ખેતી અને બગીચો બરબાદ થઈ જાય છે. અમુક રિવાયતોમાં છે કે તે એક આગ હતી જેણે બધા ઊભા પાકને સળગાવીને રાખ કરી નાંખ્યો وهم نائمون એટલે કે આ અઝાબ નાઝિલ થવાની ઘટના તે રાતે બની જ્યારે કે તે લોકો સૂતા હતા. فَاَصْبَحَتْ كَالصَّرِيْمِ માં صَرْم (સર્મ)નો અર્થ ફળ વગેરે કાપવાનો થાય છે. صريم (સરીમ) એ مصروم و مقطوع (મસરૂમ વ મકતૂઅ) છે, તેનો ભાવાર્થ એ છે કે તે આગે આ ખેતીને એવી બનાવી દીધી કે જેમકે ખેતી કાપી લીધા પછી જમીન ચોખ્ખી થઈ જાય છે અને "સરીમ"નો અર્થ રાખ પણ થાય છે. આ અર્થના આધારે ભાવાર્થ એ થશે કે જેમકે રાખ કાળી અને અંધારી હોય છે, આ ખેતી પણ કાળી રાખ બની ગઈ. *(મઝહરી)*

فَتَنَادَوْا مُصْبِحِيْنَ એટલે કે પરોઢિયે જ પરસ્પર એકબીજાને અવાજ

આપી જગાડવા લાગ્યા કે જો ખેતીની કાપણી કરવી છે તો સવાર સવારમાં ચાલો, وَهُمْ يَتَخَافَتُوْنَ એટલે કે ઘરોએથી નીકળવાના સમયે પરસ્પર ધીમે ધીમે વાત કરતા હતા કે કોઈ ફકીર અને ગરીબને ખબર ન થઈ જાય કે જેથી સાથે થઈ જાય.

وَغَدَوْا عَلٰى حَرْدٍ قٰدِرِيْنَ માં શબ્દ حَرْدٌ (હર્દ)નો અર્થ ''અટકાવવા'નો અને ક્રોધ કે ગુસ્સો બતાવવાનો થાય છે. ભાવાર્થ એ છે કે આ લોકો પોતાના વિચારમાં એવું સમજીને ચાલ્યા કે આપણે એવી તાકાત ધરાવીએ છીએ કે કોઈ ફકીર કે ગરીબને કંઈ જ આપીશું નહીં, કોઈ આવી પણ જાય તો તેને કાઢી મૂકીશું.

فَلَمَّا رَاَوْهَا قَالُوْٓا اِنَّا لَضَآلُّوْنَ પરંતુ જ્યારે આ સ્થળે ખેતર, બગીચો કંઈ જ ન જોયું તો પ્રથમ તો એવું કહેવા લાગ્યા કે આપણે સ્થળ ભૂલી ગયા છે અને ક્યાંક બીજે આવી ગયા છે પરંતુ જ્યારે પછી નજીકના સ્થળો અને નિશાનીઓ ઉપર નજર કરી તો જાણ થઈ કે જગ્યા તો આ જ છે અને ખેતી સળગીને સાફ થઈ ચૂકી છે ત્યારે કહેવા લાગ્યા, بل نحن محرومون એટલે કે આપણે આ નેઅ્મતથી વંચિત કરી દેવામાં આવ્યા.

قَالَ اَوْسَطُهُمْ اَلَمْ اَقُلْ لَّكُمْ لَوْلَا تُسَبِّحُوْنَ તેમનામાંથી જે મધ્યમમાર્ગી વ્યક્તિ હતો એટલે કે પિતાની જેમ નેક અને સારો હતો અને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાથી ખુશ રહેનારો હતો બીજા ભાઈઓની જેમ બખીલ, કંજૂસ અને કઠોર હૃદયનો ન હતો તેણે કહ્યું કે શું મેં તમને પહેલેથી જ ન કહ્યુ હતું કે તમે અલ્લાહના નામની તસ્બીહ કેમ નથી પઢતા !? તસ્બીહનો શાબ્દિક અર્થ પવિત્રતા વર્ણન કરવાનો છે. ભાવાર્થ એ છે કે ગરીબો અને ફકીરોથી પોતાનો માલ બચાવી લેવાની યુક્તિનો હેતુ એ છે કે તમે સમજો છો કે અલ્લાહ તમને તેના બદલે બીજું કંઈ જ ન આપશે ? જ્યારે કે અલ્લાહ તઆલા તેનાથી પવિત્ર છે, તે ખર્ચ કરનારાઓને પોતાની પાસેથી વધારે આપે છે. *(મઝહરી)*

قَالُوْا سُبْحٰنَ رَبِّنَآ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ આ ભાઈની વાત તે સમયે તો કોઈએ ન સાંભળી પરંતુ હવે તેઓએ તેનો સ્વીકાર કર્યો કે અલ્લાહ તઆલા પવિત્ર છે દરેક ખામી અને કમીથી અને અમે જાલિમ ઠર્યા કે ગરીબો અને ફકીરોનો હિસ્સો પણ ખાઈ જવા ઈચ્છયું.

**ચેતવણી :**

આ મધ્યમમાર્ગી વ્યક્તિ જેણે સાચી વાત કહી હતી જો કે બીજાઓ કરતાં

સારો હતો પરંતુ તો પણ તે તેમની સાથે થઈ ગયો અને તેમના ગલત અભિપ્રાય ઉપર અમલ કરવા માટે તૈયાર થઈ ગયો હતો તેથી તેનો અંજામ પણ બીજાઓ જેવો જ આવ્યો. આથી જાણ થઈ કે જે વ્યક્તિ કોઈ ગુનાહથી લોકોને રોકે પરંતુ તેઓ ન રોકાય તો પછી પોતે પણ તેમની સાથે લાગેલો રહે અને ગુનાહમાં ભાગીદાર રહે તો તે પણ તેમના જ હુકમમાં હોય છે, જો તેઓ ન રોકાય તો તેણે પોતાને તે ગુનાહથી બચાવવો જોઈએ.

فَأَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَلَاوَمُوْنَ એટલે કે તે લોકોએ પોતાનો અપરાધ સ્વીકારી લીધો પરંતુ હવે એકબીજા ઉપર દોષારોપણ કરવા લાગ્યા કે તેં જ પ્રથમ આવી ખોટી સલાહ આપી હતી જેના પરિણામે આ અઝાબ આવ્યો, જ્યારે કે આ અપરાધ તેમનામાંથી કોઈ એકનો ન હતો બલકે તેમાં બધા સમાન રીતે ભાગીદાર હતા.

**ચેતવણી :**

આજકાલ આ મા'મલામાં આ બાબત સામાન્ય થઈ પડી છે કે ઘણા બધા સમુદાયોના સામૂહિક અમલથી જો કોઈ નિષ્ફળતા અથવા મુસીબત આવી જાય તો તે સમયે તેમના ઉપર એક બીજો અઝાબ એ આવી પડે છે કે આ નિષ્ફળતાનો આક્ષેપ એકબીજા ઉપર નાંખવામાં પોતાનો સમય બરબાદ કરે છે.

قَالُوْا يٰوَيْلَنَآ اِنَّا كُنَّا طٰغِيْنَ એટલે કે શરૂઆતમાં એકબીજાની ઉપર દોષારોપણ કર્યા પછી જ્યારે વિચાર કર્યો તો પછી સૌએ સ્વીકારી લીધું કે આપણે બધા જ બળવાખોર ગુનેહગાર છે, આ અફસોસ અને સ્વીકારની સાથે તેમણે તવબહ કરી, આથી તેમને અલ્લાહ ઉપર એ આશા બંધાઈ કે અલ્લાહ તઆલા આપણને આ બાગથી સારો બગીચો અર્પણ કરશે.

ઈમામ બગવી (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી નકલ કર્યું છે કે મને એ ખબર પહોંચી છે કે જ્યારે આ બધા લોકોએ સાચા દિલથી તવબહ કરી લીધી તો અલ્લાહ તઆલાએ તેમને ઉત્તમ બાગ અર્પણ કર્યો જેના દ્રાક્ષના લુમખા એટલા મોટા હતા કે એક લુમખો એક ખચ્ચર ઉપર મૂકવામાં આવતો હતો.

*(મઝહરી)*

كَذٰلِكَ الْعَذَابُ મક્કાવાળાઓને દુષ્કાળનો અઝાબ ટૂંકમાં અને બગીચાવાળાઓની ખેતી સળગી જવાનું વિગતવાર વર્ણન કર્યા પછી સામાન્ય નિયમ વર્ણન કર્યો છે કે જ્યારે અલ્લાહ તઆલાનો અઝાબ આવે છે તો આ જ રીતે આવતો હોય છે અને દુનિયામાં અઝાબ આવી જવાથી પણ તેમના આખિરના અઝાબનો કફ્ફારો નથી થતો બલકે આખિરતનો અઝાબ તે ઉપરાંતનો અને તેનાથી વધારે કઠોર હોય છે.

આગળની આયતોમાં પ્રથમ નેક મુત્તકી બંદાઓના બદલાનું વર્ણન છે અને ત્યારબાદ મક્કાના મુશ્રિકોના એક બીજા જૂઠા દા'વાનું વર્ણન છે. તે એ કે મક્કાના કાફિરો કહ્યા કરતા હતા કે પ્રથમ તો કયામત આવવાની જ નથી અને હિસાબ કિતાબનો કિસ્સો બધી વાર્તાઓ છે અને જો ધારી લો કે એવું થાય પણ તો ત્યાં પણ અમને આવી જ નેઅ્મતો અને માલ દોલત મળશે જેમકે દુનિયામાં મળ્યું છે. તેનો જવાબ કેટલીય આયતોમાં આપવામાં આવ્યો છે કે શું અલ્લાહ તઆલા નેક બંદાઓ અને અપરાધીઓને સમાન કરી દેશે ? આ કેવો આશ્ચર્યકારક ફેસલો છે જેના ઉપર ન તો કોઈ પ્રમાણ, ન જ કોઈ દલીલ, ન તો કોઈ આસમાની કિતાબોથી છે અને ન જ તેની સાબિતી અલ્લાહ તઆલા તરફથી કોઈ વાયદો કે કરાર સ્વરૂપે છે કે ત્યાં પણ તમને નેઅ્મત મળશે.

**કયામતની એક તાર્કિક દલીલ :**

પ્રસ્તુત આયતોથી સાબિત થયું કે કયામત આવવી અને હિસાબ કિતાબ થવો તથા નેક અને બુરાનો બદલો અને સજા આ બધું તાર્કિક રીતે પણ આવશ્યક છે, કારણ કે એ બાબતને દુનિયામાં તો દરેક વ્યક્તિ નજરે જુએ છે અને તેનો કોઈ ઈન્કાર નથી કરી શકતું કે દુનિયામાં જે સામાન્ય દુષ્ટ અને પાપી, જાલિમ, ચોર અને ડાકુઓ છે તેઓ લાભમાં રહે છે, મોજમજા કરે છે, એક ચોર અને એક ડાકુ એક રાતમાં એટલું કમાઈ લે છે કે એક શરીફ વ્યક્તિ આખી જિંદગીની મહેનત પછી પણ એટલું કમાઈ નથી શકતો, પછી તે ન તો અલ્લાહના ડરને અને ન જ આખિરતને જાણે છે અને ન જ કોઈ લજ્જા કે શરમનો પાબંદ છે. પોતાની મનેચ્છાઓને જે રીતે ઈચ્છે પૂરી કરે છે. ખુલાસો એ છે કે દુનિયાના કારખાનામાં તો દુષ્ટ અને બદમાશ સફળ અને નેક તથા શરીફ વ્યક્તિ નિષ્ફળ નજરે પડે છે.

હવે જો આગળ પણ એવો સમય ન આવવાનો હોય જેમાં સાચ અને જૂઠ, બુરા અને ભલાનો સાચો ન્યાય થાય, નેક વ્યક્તિને સારો બદલો મળે અને દુષ્ટ વ્યક્તિને સજા મળે તો પછી પ્રથમ તો કોઈ બુરાઈને બુરાઈ અને ગુનાહને ગુનોહ કહેવો વ્યર્થ અને અર્થહીન બની જાય છે. તે એક વ્યક્તિને વિના કારણે તેની ઇચ્છાઓથી અટકાવવું છે, બીજું ન્યાય અને ઇન્સાફનો કોઈ અર્થ બાકી રહેતો નથી, જે લોકો અલ્લાહ તઆલાના અસ્તિત્વને માને છે તેઓ તેનો શું જવાબ આપશે ? અલ્લાહ તઆલાનો ઇન્સાફ ક્યાં ગયો ?

રહી એ શંકા કે દુનિયામાં ઘણા વખતે અપરાધી પકડાઈ જાય છે, તેનું અપમાન થાય છે, સજા પામે છે, શરીફ અને ડાહ્યા વ્યક્તિની વિશિષ્ટતા તેનાથી એ જ સ્પષ્ટ થઈ જાય છે અને એવું સમજવું કે ન્યાય અને ઇન્સાફ શાસનના કાયદાઓથી જ કાયમ થાય છે તો આ એટલા માટે ખોટું છે કે પ્રથમ તો દરેક સ્થળે અને દરેક હાલતમાં શાસનની દેખરેખ હોઈ જ નથી શકતી, જ્યાં કોઈ ઘટના બને ત્યાં અદાલતી સાબિતીઓ દરેક સ્થળે મળવી સરળ હોતી નથી કે જેના દ્વારા અપરાધી સજા પામી શકે અને જ્યાં સાબિતી મળી પણ જાય તો બળ, શક્તિ, લાંચ, રુશ્વત સિફારસ, દાબ દબાણ, ધાક ધમકી વગેરે જેવા કેટલાય ચોર દરવાજા ઉપસ્થિત છે જ્યાંથી અપરાધી સરકી જાય છે અને આજના સમયની શાસકીય અને ન્યાયપ્રણાલીની વ્યવસ્થામાં અપરાધ અને સજાની સમીક્ષા કરવામાં આવે તો આ સમયે તો સજા માત્ર તે બેવકૂફ અને બુદ્ધિહીન અથવા નિઃસહાય વ્યક્તિ જ પામે છે જે હોશિયારીથી કોઈ ચોર દરવાજો ન શોધી શકે અને જેની પાસે લાંચ માટે ન તો કોઈ પૈસા હોય ન જ કોઈ મોટો વ્યક્તિ તેનો સિફારસી કે મદદગાર હોય અથવા પછી તે પોતાની મૂર્ખાઈથી આ વસ્તુઓનો ઉપયોગ ન કરી શકે, બાકી બધા અપરાધીઓ આઝાદ ઘુમે ફરે છે.

કુર્આને કરીમના આ શબ્દોએ اَفَنَجْعَلُ الْمُسْلِمِيْنَ كَالْمُجْرِمِيْنَ આ હકીકતને સ્પષ્ટ કરી દીધી કે તાર્કિક રીતે એ હોવું જરૂરી છે કે કોઈ એવો સમય આવે જ્યાં સૌનો હિસાબ થાય અને જ્યાં અપરાધીઓ માટે કોઈ ચોર દરવાજો ન હોય અને જ્યાં ન્યાય જ ન્યાય હોય અને નેક અને ખરાબનો ખુલીને તફાવત સ્પષ્ટ થાય અને જો એવું નથી તો દુનિયામાં કોઈ બુરું કામ બુરું નથી અને ન જ કોઈ અપરાધ એ અપરાધ છે, પછી અલ્લાહ તઆલાના ન્યાય અને ઇન્સાફનો

કોઈ અર્થ જ નથી રહેતો.

જ્યારે કયામત આવવી અને અમલોનો બદલો કે સજા થવી નિશ્ચિત થઈ ગયું તો આગળ કયામતના અમુક અહેવાલ અને અપરાધીઓની સજાનું વર્ણન કરવામાં આવ્યું છે જેમાં કયામતના દિવસે كشف ساق નું વર્ણન થયું છે, તેની હકીકત તફસીરના ખુલાસામાં આવી ચૂકી છે.

فَذَرْنِي وَمَنْ يُكَذِّبُ بِهَٰذَا الْحَدِيثِ એટલે કે તમે આ કયામતની વાત જૂઠાડનારાઓને અને મને છોડી દો પછી જુઓ કે અમે શું કરીએ છીએ. અહીંયાં છોડી દો એક રૂઢિપ્રયોગ સ્વરૂપે કહેવામાં આવ્યું છે, તેનો ભાવાર્થ અલ્લાહ તઆલા ઉપર ભરોસો અને વિશ્વાસ કરવો છે અને આ વાક્યનો ખુલાસો એ છે કે કાફિરો તરફથી એ માંગણી પણ વારંવાર રજુ થતી હતી કે જો અમે ખરેખર અલ્લાહ તઆલા સમીપ અપરાધી છીએ અને અલ્લાહ તઆલા અમને અઝાબ દેવા ઉપર કાબૂ ધરાવે છે તો પછી અમારા ઉપર હમણા કેમ અઝાબ નથી આવતો ! તેમની આવી કઠોર માંગણીઓના કારણે ક્યારેક ક્યારેક પોતે રસૂલે કરીમ ﷺના દિલમાં પણ એવો વિચાર પેદા થતો હશે અને શક્ય છે કે કોઈ વખતે દુઆ પણ કરી હોય કે તે લોકો ઉપર અત્યારે જ અઝાબ આવી જાય તો બાકી બચેલા લોકોની સુધારણાની આશા અપેક્ષા છે તેથી કહેવામાં આવ્યું કે પોતાની હિકમતને અમે જ સારી પેઠે જાણીએ છીએ, એક મર્યાદા સુધી તેમને મહોલત આપીએ છીએ, તાત્કાલિક અઝાબ નથી આપી દેતા, તેમાં તેમની કસોટી પણ થાય છે અને તેમને ઈમાન લાવવાની મહોલત પણ મળે છે.

અંતે હઝરત યૂનુસ (અલૈ.)ની ઘટનાનું વર્ણન કર્યું, રસૂલે કરીમ ﷺને એ નસીહત કરવામાં આવી કે જે રીતે યૂનુસ (અલૈ.)એ લોકોની માંગણીથી તંગ આવીને અઝાબની દુઆ કરી હતી અઝાબની નિશાનીઓ સામે પણ આવી ગઈ અને યૂનુસ (અલૈ.) આ અઝાબના સ્થળેથી અન્ય સ્થળે ચાલ્યા પણ ગયા પરંતુ સમગ્ર કોમે કાકલૂદી, આક્રંદ તથા નિખાલસતા સાથે તવબહ કરી લીધી તો અલ્લાહ તઆલાએ તેમને મા'ફી આપી દીધી અને અઝાબ હટાવી લીધો તો હઝરત યૂનુસ (અલૈ.)એ હવે લજ્જા અનુભવી કે હું તે લોકોમાં જૂઠો ઠરીશ. આ બદનામીના ડરે તેમણે અલ્લાહ તઆલાના સ્પષ્ટ ઈશારા વિના પોતાના ઈજ્તેહાદથી તે માર્ગ અપનાવ્યો કે હવે લોકોમાં પરત જઈશ નહીં તેથી અલ્લાહ

તઆલાએ તેમને ચેતવણી માટે દરિયાની મુસાફરીમાં માછલીના ગળી જવાનો મા'મલો કર્યો અને પછી યૂનુસ (અલૈ.) ચેતીને મા'ફી અને ઈસ્તેગફાર તરફ કેન્દ્રિત થવાથી ફરીવાર તેમના ઉપર પાછલા ઈનામોના દરવાજા ખોલી દેવામાં આવ્યા. આ ઘટના સૂરએ યૂનુસ અને બીજી સૂરતોમાં પસાર થઈ ચૂકી છે. નબીએ કરીમ ﷺને આ ઘટના યાદ અપાવીને એ બાબતની નસીહત કરવામાં આવી કે તમે લોકોની આવી માંગણીઓથી પોતાને પરાજિત ન અનુભવો અને તેમના ઉપર ઉતાવળે અઝાબ કરવાની ઈચ્છા ન ધરાવો, પોતાની હિકમતો અને દુનિયાના હિતને અમે જ સારી પેઠે જાણીએ છીએ. બસ અમારા ઉપર ભરોસો કરો.

وَلَا تَكُنْ كَصَاحِبِ الْحُوْتِ અત્રે હઝરત યૂનુસ (અલૈ.)ને "સાહિબે હૂત" (માછલીવાળા) આ જ આધારે કહેવામાં આવ્યા કે તેઓ માછલીના પેટમાં થોડો સમય રહ્યા.

وَاِنْ يَّكَادُ الَّذِيْنَ كَفَرُوْا لَيُزْلِقُوْنَكَ بِاَبْصَارِهِمْ... માં શબ્દ لَيُزْلِقُوْنَكَ એ زَلَقٌ (લાક)થી બનેલ છે જેનો અર્થ હલાવવાનો અથવા ફેંકી દેવાનો થાય છે. (રાગિબ) અર્થ એ છે કે મક્કાના કાફિરો આપ ﷺને ભયંકર અને ત્રાંસી નજરે જુએ છે અને ઈચ્છે છે કે તમને પોતાની જગ્યા અને સ્થળેથી હલાવી નાંખે જ્યારે કે તેઓ અલ્લાહનું કલામ સાંભળે છે અને કહેવા લાગે છે કે આ તો પાગલ છે. وَمَا هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ જ્યારે કે આ કલામ તો સમગ્ર દુનિયાવાળાઓ માટે વર્ણન અને બોધપાઠ છે તથા તેમની સુધારણા અને સફળતાની જામિનગીરી છે, આવા કલામવાળા ક્યાંથી ગાંડા કહી શકાય છે ! કાફિરોના જે કટાક્ષનો આ સૂરતની શરૂઆતમાં જવાબ આપવામાં આવ્યો હતો સૂરતના અંતે પણ એક બીજી શૈલીથી તેનો જ જવાબ આપવામાં આવ્યો છે.

ઈમામ બગવી વગેરે તફસીરકારોએ આ આયતોની એક ખાસ ઘટના નકલ કરી છે કે માનવીની ખરાબ નજર લાગી જવી અને તેનાથી કોઈ વ્યક્તિને નુકસાન અને બીમારી થવી બલકે હલાકત સુધી પહોંચી જવું હકીકત છે અને સહીહ હદીષોમાં તેનું સત્ય હોવું આવ્યું છે અને અરબમાં પણ પ્રખ્યાત હતું અને મક્કામાં એક વ્યક્તિ નજર લગાવવામાં ઘણો મશ્હૂર હતો. ઊંટો અને જાનવરોને

નજર લગાવી દેતો તો તે તરત મરી જતા હતા, મક્કાના કાફિરોને રસૂલે કરીમ ﷺથી દુશ્મની તો હતી જ અને દરેક પ્રકારની કોશીશ આપ ﷺની હત્યા કરવા અને આપ ﷺને પીડા પહોંચાડવા કર્યા કરતા હતા. તેમને એવું સૂઝ્યું કે આ વ્યક્તિ પાસે રસૂલે કરીમ ﷺને નજર લગાડીએ અને તે વ્યક્તિને બોલાવી લાવ્યા, તેણે પોતાની ખરાબ નજર લગાવવાની ભરપૂર કોશીશ કરી પરંતુ અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺની હિફાઝત કરી. આ આયતો તેના જ વિશે નાઝિલ થઈ અને لَيُزْلِقُوْنَكَ بِاَبْصَارِهِمْ માં આ જ ખરાબ નજર લગાવવાનું વર્ણન કરવામાં આવ્યું છે.

**ખુલાસો :**

હઝરત હસન બસરી (રહ.)થી નકલ થયું છે કે કોઈ માણસને કોઈ વ્યક્તિની ખરાબ નજર લાગી ગઈ હોય તેના ઉપર આ આયતો પઢીને ફૂંક મારવાથી તેની અસર અને પ્રભાવ દૂર થઈ જાય છે. આ આયતો وَاِنْ يَّكَادُالَّذِيْنَ كَفَرُوْا થી સૂરતના અંત સુધી છે.

*(મઝહરી)*

تَمَّتْ سُوْرَةُ الْقَلَمِ بِحَمْدِ اللّٰهِ يَوْمَ الْاَحَدِ لِسِتٍّ مَّضَيْنَ مِنْ رَجَبْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ કલમ પૂરી થઈ.

□□□□□□□□□□□

તારીખ : ૧૪ સપ્ટેમ્બર ૨૦૧૪ મુતાબિક ૧૮ જિલ્કદ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૯)

# સૂરએ હાક્કહ

સૂરએ હાક્કહ મક્કામાં નાઝિલ થઈ, તેની બાવન આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હાક્કહ : આયત નં. ૧ થી પર)**

اٰیاتها ٥٢ (٦٩) سُورَةُ الْحَاقَّةِ مَكِّيَّةٌ (٧٨) ركوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَآقَّةُ (١) مَا الْحَآقَّةُ (٢) وَمَآ اَدْرٰىكَ مَا الْحَآقَّةُ (٣) كَذَّبَتْ ثَمُوْدُ وَعَادٌۢ
بِالْقَارِعَةِ (٤) فَاَمَّا ثَمُوْدُ فَاُهْلِكُوْا بِالطَّاغِيَةِ (٥) وَاَمَّا عَادٌ فَاُهْلِكُوْا
بِرِيْحٍ صَرْصَرٍ عَاتِيَةٍ (٦) سَخَّرَهَا عَلَيْهِمْ سَبْعَ لَيَالٍ وَّثَمٰنِيَةَ اَيَّامٍ حُسُوْمًا
فَتَرَى الْقَوْمَ فِيْهَا صَرْعٰى كَاَنَّهُمْ اَعْجَازُ نَخْلٍ خَاوِيَةٍ (٧) فَهَلْ تَرٰى لَهُمْ
مِّنْۢ بَاقِيَةٍ (٨) وَجَآءَ فِرْعَوْنُ وَمَنْ قَبْلَهٗ وَالْمُؤْتَفِكٰتُ بِالْخَاطِئَةِ (٩) فَعَصَوْا
رَسُوْلَ رَبِّهِمْ فَاَخَذَهُمْ اَخْذَةً رَّابِيَةً (١٠) اِنَّا لَمَّا طَغَا الْمَآءُ حَمَلْنٰكُمْ فِى
الْجَارِيَةِ (١١) لِنَجْعَلَهَا لَكُمْ تَذْكِرَةً وَّتَعِيَهَآ اُذُنٌ وَّاعِيَةٌ (١٢) فَاِذَا نُفِخَ فِى
الصُّوْرِ نَفْخَةٌ وَّاحِدَةٌ (١٣) وَّحُمِلَتِ الْاَرْضُ وَالْجِبَالُ فَدُكَّتَا دَكَّةً
وَّاحِدَةً (١٤) فَيَوْمَئِذٍ وَّقَعَتِ الْوَاقِعَةُ (١٥) وَانْشَقَّتِ السَّمَآءُ فَهِىَ يَوْمَئِذٍ وَّاهِيَةٌ (١٦)
وَّالْمَلَكُ عَلٰٓى اَرْجَآئِهَا ؕ وَيَحْمِلُ عَرْشَ رَبِّكَ فَوْقَهُمْ يَوْمَئِذٍ ثَمٰنِيَةٌ (١٧) يَوْمَئِذٍ
تُعْرَضُوْنَ لَا تَخْفٰى مِنْكُمْ خَافِيَةٌ (١٨) فَاَمَّا مَنْ اُوْتِىَ كِتٰبَهٗ بِيَمِيْنِهٖ فَيَقُوْلُ هَآؤُمُ
اقْرَءُوْا كِتٰبِيَهْ (١٩) اِنِّىْ ظَنَنْتُ اَنِّىْ مُلٰقٍ حِسَابِيَهْ (٢٠) فَهُوَ فِىْ عِيْشَةٍ رَّاضِيَةٍ (٢١)

فِي جَنَّةٍ عَالِيَةٍ ﴿٢٢﴾ قُطُوفُهَا دَانِيَةٌ ﴿٢٣﴾ كُلُوا وَاشْرَبُوا هَنِيئًا بِمَا أَسْلَفْتُمْ فِي
الْأَيَّامِ الْخَالِيَةِ ﴿٢٤﴾ وَأَمَّا مَنْ أُوتِيَ كِتَابَهُ بِشِمَالِهِ فَيَقُولُ يَا لَيْتَنِي لَمْ أُوتَ كِتَابِيَهْ ﴿٢٥﴾
وَلَمْ أَدْرِ مَا حِسَابِيَهْ ﴿٢٦﴾ يَا لَيْتَهَا كَانَتِ الْقَاضِيَةَ ﴿٢٧﴾ مَا أَغْنَىٰ عَنِّي مَالِيَهْ ﴿٢٨﴾
هَلَكَ عَنِّي سُلْطَانِيَهْ ﴿٢٩﴾ خُذُوهُ فَغُلُّوهُ ﴿٣٠﴾ ثُمَّ الْجَحِيمَ صَلُّوهُ ﴿٣١﴾ ثُمَّ فِي سِلْسِلَةٍ
ذَرْعُهَا سَبْعُونَ ذِرَاعًا فَاسْلُكُوهُ ﴿٣٢﴾ إِنَّهُ كَانَ لَا يُؤْمِنُ بِاللَّهِ الْعَظِيمِ ﴿٣٣﴾ وَلَا يَحُضُّ
عَلَىٰ طَعَامِ الْمِسْكِينِ ﴿٣٤﴾ فَلَيْسَ لَهُ الْيَوْمَ هَاهُنَا حَمِيمٌ ﴿٣٥﴾ وَلَا طَعَامٌ إِلَّا مِنْ غِسْلِينٍ ﴿٣٦﴾
لَا يَأْكُلُهُ إِلَّا الْخَاطِئُونَ ﴿٣٧﴾ فَلَا أُقْسِمُ بِمَا تُبْصِرُونَ ﴿٣٨﴾ وَمَا لَا تُبْصِرُونَ ﴿٣٩﴾ إِنَّهُ
لَقَوْلُ رَسُولٍ كَرِيمٍ ﴿٤٠﴾ وَمَا هُوَ بِقَوْلِ شَاعِرٍ ۚ قَلِيلًا مَا تُؤْمِنُونَ ﴿٤١﴾ وَلَا بِقَوْلِ
كَاهِنٍ ۚ قَلِيلًا مَا تَذَكَّرُونَ ﴿٤٢﴾ تَنْزِيلٌ مِنْ رَبِّ الْعَالَمِينَ ﴿٤٣﴾ وَلَوْ تَقَوَّلَ عَلَيْنَا
بَعْضَ الْأَقَاوِيلِ ﴿٤٤﴾ لَأَخَذْنَا مِنْهُ بِالْيَمِينِ ﴿٤٥﴾ ثُمَّ لَقَطَعْنَا مِنْهُ الْوَتِينَ ﴿٤٦﴾
فَمَا مِنْكُمْ مِنْ أَحَدٍ عَنْهُ حَاجِزِينَ ﴿٤٧﴾ وَإِنَّهُ لَتَذْكِرَةٌ لِلْمُتَّقِينَ ﴿٤٨﴾ وَإِنَّا لَنَعْلَمُ
أَنَّ مِنْكُمْ مُكَذِّبِينَ ﴿٤٩﴾ وَإِنَّهُ لَحَسْرَةٌ عَلَى الْكَافِرِينَ ﴿٥٠﴾ وَإِنَّهُ لَحَقُّ الْيَقِينِ ﴿٥١﴾
فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيمِ ﴿٥٢﴾



## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*તે સાબિત થઈ ચૂકેલી. (૧) શું છે તે સાબિત થઈ ચૂકેલી ? (૨) અને તમે શું વિચાર્યું ! શું છે તે સાબિત થઈ ચૂકેલી ? (૩) ષમૂદ અને આદે જૂઠાડી તે કૂટી નાંખનારીને. (૪) બસ જે ષમૂદ હતા તેઓનો વિનાશ કરી નાંખવામાં આવ્યો ભયાનક કડાકાથી. (૫) અને જે આદ હતા બસ નાશ પામ્યા ઠંડી સૂસવાટાવાળી (તેજ) હવાથી જે બધી જ હદ વળોટી ગઈ. (૬) થોપી દીધી*

તેમના ઉપર સાત રાતો અને આઠ દિવસ સુધી લગાતાર, પછી તમે જુઓ કે તે લોકો તેમાં એવા પટકાઈ ગયા જાણે તેઓ ખજૂરના ખોખાં થયેલા પોલાં થડિયાં (પડયા) છે. (૭) પછી શું તમે જુઓ છો તેમનામાંનું બચેલું ! (૮) અને ફિરઔન આવ્યો અને જે તેનાથી પહેલા હતા અને ઊલટાવી દેવામાં આવેલી વસ્તીઓ ભૂલો કરતા કરતા. (૯) પછી હુકમ ન માન્યો પોતાના પરવરદિગારના રસૂલનો, પછી તેમને પકડયા; કઠોર પકડમાં. (૧૦) જે સમયે પાણી ઉભર્યું અમે તમને ચાલતા વહાણમાં લાદી દીધા. (૧૧) જેથી તેને તમારી યાદગીરી માટે રાખે અને જેથી તેને યાદ રાખનારા કાન યાદ રાખે. (૧૨) પછી જ્યારે સૂરમાં ફૂંકવામાં આવે એકવારનું ફૂંકવું. (૧૩) અને જમીન ઉઠાવવામાં આવે અને પહાડ, પછી એકવાર કૂટી નાંખવામાં આવે. (૧૪) પછી તે દિવસે થઈ પડે તે થઈ પડનારી. (૧૫) અને આસમાન ફાટી જાય પછી તે દિવસે તે વિખરાઈ રહ્યું છે. (૧૬) અને ફરિશ્તા તેના કિનારાઓ ઉપર હશે અને તમારા પરવરદિગારનો અર્શ ઉઠાવશે પોતાના ઉપર તે દિવસે આઠ વ્યક્તિ. (૧૭) તે દિવસે સામે કરવામાં આવશે, તમારી કોઈ છાની વાત છાની રહેશે નહીં. (૧૮) બસ જેને મળ્યું તેનું લખેલું જમણા હાથમાં; તે કહે છે, લો પઢો મારું લખેલું. (૧૯) મેં ખ્યાલ રાખ્યો એ વાતનો કે મને મારો હિસાબ મળશે. (૨૦) બસ તેઓ છે મનપસંદ ઐશ (આરામ)માં. (૨૧) ઊંચા બગીચાઓમાં. (૨૨) જેના ફળો ઝૂકી પડેલા છે (૨૩) ખાઓ અને પીઓ રુચિપૂર્વક તેનો બદલો જે આગળ મોકલી ચૂકયા છો તમે આગલા દિવસોમાં. (૨૪) અને જેને તેનું લખેલું ડાબા હાથમાં મળ્યું તે કહે છે, કેવું સારું થાત જો મને મારું લખેલું ન મળ્યું હોત ! (૨૫) અને મને ખબર ન હોત કે મારો હિસાબ શું છે ! (૨૬) કોઈપણ રીતે તે જ મોત સમાપ્ત કરી જાત. (૨૭) મારો માલ મને કંઈ જ કામ ન લાગ્યો. (૨૮) મારાથી મારી સત્તા (Power) બરબાદ થઈ. (૨૯) તેને પકડો અને પછી (ગળામાં) પટ્ટો (Collar) નાંખો. (૩૦) પછી તેને આગના ઢગલામાં નાંખો. (૩૧) પછી એક સાંકળમાં જેની લંબાઈ સિત્તેર ગજ છે તેને બાંધી દો. (૩૨) તે ઈમાન લાવતો ન હતો અલ્લાહ ઉપર જે સૌથી મોટો છે (૩૩) અને ગરીબને ખવાડવાનું પ્રોત્સાહન આપતો ન હતો (૩૪) બસ આજે તેનો

*અહીંયાં કોઈ હિમાયતી નથી. (૩૫) અને કંઈ ખાવા ન મળે ઝખમોના ધોવાણ સિવાય. (૩૬) તેને કોઈ ન ખાય તે જ ગુનેહગારો સિવાય. (૩૭) બસ કસમ ખાઉં છું તે વસ્તુઓની જે જુઓ છો (૩૮) અને જે વસ્તુઓ તમે નથી જોતા. (૩૯) નિઃશંક આ (કુર્આન) કહેલું છે એક સંદેશ લાવનાર સરદારનું (જે અલ્લાહ તરફથી સંદેશ લાવે છે) (૪૦) અને આ કોઈ શાયરનું કહેલું નથી (પરંતુ) તમે ઘણો ઓછો વિશ્વાસ કરો છો (૪૧) અને ન જ આ કોઈ કાહિન (Shoothsayer)નું કહેલું છે (પરંતુ) તમે ઘણું ઓછું ધ્યાન આપો છો. (૪૨) આ સમગ્ર દુનિયાઓના પરવરદિગારનું ઉતારેલું છે. (૪૩) અને જો આ અમારા વિશે કોઈ વાત ઘડી લાવ્યો હોત (૪૪) તો અમે તેનો જમણો હાથ પકડી લેત. (૪૫) પછી તેનું ડોકું કાપી નાંખત. (૪૬) પછી તમારામાં કોઈ એવો નથી જે તેનાથી બચાવી લે. (૪૭) અને આ નસીહત છે ડરનારાઓ માટે. (૪૮) અને અમને ખબર છે કે તમારામાં અમુક જૂઠાડે છે (૪૯) અને ખરેખર આ ઈન્કારીઓ માટે પસ્તાવો છે. (૫૦) અને નિઃશંક આ વિશ્વાસ કરવાપાત્ર છે. (૫૧) હવે પોતાના પરવરદિગારના નામની પવિત્રતા વર્ણન કરો જે સૌથી મોટો છે.(૫૨)*



**તફસીર :**

તે થનારી વસ્તુ કેવી કંઈ છે, તે થનારી વસ્તુ ! અને તમને કંઈ ખબર છે કે કેવી કંઈ છે તે થનારી વસ્તુ (તેનો ભાવાર્થ કયામતની ભયાનકતા વર્ણન કરવાનો છે અને આ ભાવાર્થ સમજવા માટે છે) ષમૂદ અને આદે તે ખડખડાવી નાંખનારી વસ્તુ(એટલે કે કયામત)ને જૂઠાડી, બસ ષમૂદનો તો ભયાનક ગર્જનાથી નાશ કરી નાંખવામાં આવ્યો અને આદ જે હતા બસ તે એક વાવાઝોડાથી હલાક કરવામાં આવ્યા જેને અલ્લાહ તઆલાએ તેમના ઉપર સાત રાત અને આઠ દિવસ લગાતાર થોપી દીધું હતું, બસ (હે શ્રોતા ! જો) તેં (તે સમયે ત્યાં ઉપસ્થિત હોત તો) તે કોમને એવી રીતે પડેલી જોઈ હોત કે જાણે તેઓ ઊખડી ગયેલ ખજૂરીના થડિયાં (પડ્યા) છે (કારણ કે તેઓ ઘણા લાંબા કદના હતા) બસ શું તમને તેમનામાં કોઈ બચેલું નજરે પડે છે (એટલે કે કોઈ નથી બચ્યું, અલ્લાહ

તઆલાના કહેવા પ્રમાણે هَلۡ تُحِسُّ مِنۡهُمۡ مِّنۡ اَحَدٍ اَوۡ تَسۡمَعُ لَهُمۡ رِكۡزًا) અને (એ જ પ્રમાણે) ફિરઔને અને તેનાથી આગલા લોકોએ (જેમાં નૂહ અને આદ અને ષમૂદ બધી કોમો આવી ગઈ) બસ તેમણે પોતાના પરવરદિગારના રસૂલનું (જે તેમના તરફ મોકલવામાં આવ્યા હતા) કહ્યું ન માન્યું (અને કુફ્ર અને શિર્કથી અટક્યા નહીં જેમાં કયામતનું જૂઠાડવું પણ સામેલ છે) અલ્લાહ તઆલાએ તેમને ઘણા કઠોર પકડ્યા (જેમાંથી આદ અને ષમૂદનો કિસ્સો તો હમણા આવી ચૂક્યો છે અને કોમે લૂત તથા કોમે ફિરઔનની સજા વિશે ઘણી બધી આયતો અગાઉ આવી ચૂકી છે અને કોમે નૂહની સજા આગળ એ જ સંદર્ભમાં ઉપસ્થિત છે) અને જ્યારે (નૂહ અલૈ.ના સમયમાં) પાણીનું તોફાન થયું તમને (એટલે કે તમારા વડવાઓને જેઓ મો'મિન હતા અને તેમનું બચવું તમારા અસ્તિત્વનું કારણ બન્યું) વહાણમાં સવાર કર્યા (અને બાકીનાઓને ડૂબાડી દીધા) જેથી અમે આ ઘટનાને તમારા માટે એક યાદગાર (અને બોધપાઠ) બનાવી દઈએ અને યાદ રાખનારા કાન તેને યાદ રાખે (કાનને યાદ રાખનારા રૂપક સ્વરૂપે કહેવામાં આવ્યું. ખુલાસો એ છે કે તેને યાદ રાખનારાઓ સજાના કારણથી બચ્યા. આ ઘટના તો કયામતને જૂઠાડનારાઓની વર્ણન થઈ. આગળ કયામતની ભયાનકતાનું વર્ણન છે એટલે કે) પછી જ્યારે સૂરમાં એક વખતે ફૂંક મારવામાં આવશે (તેનાથી પ્રથમ સૂર ભાવાર્થ સ્વરૂપે છે) અને (તે સમયે) જમીન અને પહાડ (પોતાની જગ્યાએથી) ઉઠાવી લેવામાં આવશે (એટલે કે પોતાના સ્થાનેથી હટી જશે) પછી બંને એકી સાથે ક્ષત વિક્ષત કરી દેવામાં આવશે તો તે દિવસે તે થનારી વસ્તુ થઈ પડશે અને આસમાન ફાટી પડશે અને એ (આસમાન) તે દિવસે બિલકુલ બોદું હશે, (એટલે કે ફાટી જવું નબળું હોવાની દલીલ છે એટલે જેવું અત્યારે મજબૂત છે અને તેમાં ક્યાંય ગડી ગળફો દેખાતો નથી તે દિવસે તેમાં એ વાત રહેશે નહીં બલકે નબળું અને તૂટી પડનારું થઈ જશે) અને ફરિશ્તાઓ (જે આસમાનમાં ફેલાયેલા છે તે વખતે તે ફાટવાનું શરૂ થશે) તેના કિનારાઓ ઉપર આવી જશે (તેનાથી દેખીતી જાણ થાય છે કે આસમાન ચારે બાજુથી ફાટીને સમેટાવાનું શરૂ થશે તેથી ફરિશ્તાઓ પણ વચ્ચેથી કિનારાઓ ઉપર આવી જશે, પછી આયત ...صَعِقَ مَنۡ فِى السَّمٰوٰتِ وَمَنۡ فِى الۡاَرۡضِ પ્રમાણે તે ફરિશ્તાઓ ઉપર પણ મોત થોપી દેવામાં આવશે, كَذَا فِى الۡكَبِيۡرِ اَحَدُ الۡوَجۡهَيۡنِ) અને આ

(બધી ઘટનાઓ તો પ્રથમ સૂર વખતની છે) અને (આગળ બીજા સૂર સમયની ઘટનાઓ છે કે) તમારા પરવરદિગારના અર્શને તે દિવસે આઠ ફરિશ્તાઓ ઉઠાવતા હશે (હદીષમાં છે કે અત્યારે અર્શને ચાર ફરિશ્તાઓ ઉઠાવી રહ્યા છે અને કયામતના દિવસે આઠ ફરિશ્તાઓ ઉઠાવશે. –દૂર્રે મન્સૂર

મતલબ કે આઠ ફરિશ્તાઓ અર્શને ઉઠાવીને કયામતના મેદાનમાં લાવશે અને હિસાબ શરૂ થશે જેનું આગળ વર્ણન છે એટલે કે) જે દિવસે તમે (અલ્લાહ સમક્ષ હિસાબ માટે) રજુ કરવામાં આવશો (અને) તમારી કોઈ વાત (અલ્લાહ તઆલાથી) છુપી હશે નહીં પછી (નામએ આ'માલ–કર્મોની નોંધવહી ઉડાવીને હાથમાં આપવામાં આવશે તો) જે વ્યક્તિનું નામએ આ'માલ તેના જમણા હાથમાં આપવામાં આવશે તે તો (ખુશીનો માર્યો આજુબાજુવાળાઓને) કહેશે કે મારું નામએ આ'માલ પઢી લો, મને (તો પહેલેથી જ) ભરોસો હતો કે મને મારો હિસાબ મળનારો છે (એટલે કે કયામત અને હિસાબની માન્યતા ધરાવનારો હતો, મતલબ એ કે હું ઈમાન લાવતો હતો અને સમર્થન કરતો હતો, તેની બરકતથી અલ્લાહ તઆલાએ આજે મને નવાજ્યો) મતલબ કે તે વ્યક્તિ મનપસંદ ઐશ આરામમાં એટલે કે ''જન્નતે બરીં''માં હશે જેના ફળો (એટલા) ઝૂકેલા હશે (કે જે હાલતમાં ઈચ્છે લઈ શકશે અને હુકમ થશે) કે ખાઓ અને પીઓ લિજ્જત સાથે તે અમલોના બદલામાં કજે તમે બદલો મળવાની આશાએ પાછલા દિવસોમાં (એટલે કે દુનિયામાં) કર્યા છે અને જેનું નામએ આ'માલ તેના ડાબા હાથમાં આપવામાં આવશે બસ તે (ખૂબ પસ્તાવા અને અફસોસથી) કહેશે કેવું સારું થયું હોત કે મને મારું નામએ આ'માલ જ ન મળ્યું ન હોત અને મને એ પણ ખબર ન થાત કે મારો હિસાબ શું છે !? કેવું સારું થયું હોત કે (પ્રથમ) મોત જ સમાપ્ત કરી ચૂકી હોત (અને ફરી સજીવન ન થયા હોત જેના ઉપર હિસાબ કિતાબ થઈ રહ્યો છે, અફસોસ) મારો માલ મને કંઈ કામ ન લાગ્યો, મારો હોદ્દો (પણ) મારાથી ચાલ્યો ગયો (એટલે કે માલ અને મોભો બધું જ લાભરહિત ઠર્યું, એવા વ્યક્તિ માટે ફરિશ્તાઓને હુકમ થશે) આ વ્યક્તિને પકડો અને તેના ગળામાં તોક પહેરાવો, પછી દોઝખમાં તેને દાખલ કરો, પછી એક જ સાંકળમાં જેની લંબાઈ સિત્તેર ગજ છે તેને બાંધી દો (તે ગજનું માપ અલ્લાહ તઆલાને ખબર છે, કારણ કે આ ગજ ત્યાંનો ગજ હશે, આગળ આ અઝાબનું કારણ બતાવવામાં આવે છે

કે) આ વ્યક્તિ અલ્લાહ તઆલા ઉપર ઈમાન રાખતો ન હતો (એટલે કે જે રીતે ઈમાન લાવવું અંબિયા અલૈ.ની તા'લીમ પ્રમાણે જરૂરી હતું તેવું ઈમાન તે રાખતો ન હતો) અને (પોતે તો કોઈને શું આપે અન્યોને પણ) ગરીબ વ્યક્તિને ખવાડવાનું પ્રોત્સાહન આપતો ન હતો (ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાની મહાનતા અને મખ્લૂકની લાગણી જે ઈબાદતો હુકૂકુલ્લાહ અને હુકૂકુલ ઈબાદ તે બંનેને છોડી દેનારો અને જૂઠાડનારો હતો તેથી અઝાબનો હકદાર થયો) બસ આજે તે વ્યક્તિનો ન તો કોઈ હિમાયતી છે અને ન જ તેને કોઈ ખાવાની વસ્તુ પ્રાપ્ત છે જખમોના ધોવાણ સિવાય (એટલે કે એક એવી વસ્તુ સિવાય જુગુપ્સાપ્રેરક અને દેખાવમાં પરૂં જેવી હશે જેનાથી જખમ ધોવામાં આવ્યા હોય છે અને આ ઉદાહરણ એક અતિશયોક્તિ અલંકાર છે, તેનો હેતુ સ્વાદિષ્ટ ભોજનને નકારવાનો છે નહિતર ઝક્કુમનો ખોરાક હોવું પોતે આયતોથી સાબિત છે. મતલબ કે તેમનો ખોરાક પરૂં હશે) જેને મોટા ગુનેહગારો સિવાય કોઈ ખાશે નહીં (આગળ કુર્આનની સચ્ચાઈ વર્ણન કરવામાં આવે છે જેમાં કયામતમાં બદલો અને સજા થવાનું વર્ણન છે તેને જૂઠાડવું આશ્ચર્યનું કારણ હોવાનું ઉપસ્થિત છે) પછી (ઉપરોક્ત રૂઢિપ્રયોગ અને રૂપકો વર્ણન કર્યા પછી) હું કસમ ખાઉં છું તે વસ્તુઓની પણ જેમને તમે જુઓ છો અને તે વસ્તુઓની પણ જેમને તમે જોતા નથી (કારણ કે અમુક મખ્લૂકના ભૌતિક સ્વરૂપને અથવા તેની શક્તિને આંખો જોવાની ક્ષમતા ધરાવે છે અને અમુક મખ્લૂકના સ્વરૂપને અને શક્તિને આંખો જોવાની ક્ષમતા ધરાવતી નથી, આ કસમનો હેતુ એક ખાસ યોગ્યતા આધારે છે કે કુર્આન મજીદને લાવનારો નજરે દેખાતો ન હતો અને જેના ઉપર કુર્આન આવતું હતું તે દેખાતા હતા. ભાવાર્થ એ છે કે બધી જ મખ્લૂકની કસમ છે) કે આ કુર્આન (અલ્લાહ તઆલાનું) કલામ છે એક સન્માનનીય ફરિશ્તાનું લાવેલું (બસ જેના ઉપર આ કલામ નાઝિલ થયું તે અવશ્ય રસૂલ છે) અને આ કોઈ શાયરનું કલામ નથી (જેમકે કાફિરો આપ ﷺને શાયર કહેતા હતા પરંતુ) તમે ઘણું ઓછું જ ઈમાન લાવો છો (અહીંયાં "ઓછું"થી મતલબ "ન હોવું" છે) અને આ ન જ કોઈ જ્યોતિષીનું કલામ છે (જેમકે અમુક કાફિરો આપ ﷺને કહેતા હતા પરંતુ) તમે ઘણું ઓછું સમજો છો (અત્રે પણ "ઓછું"થી "ન હોવું" ભાવાર્થ સ્વરૂપે છે. મતલબ કે ન તો આ શે'ર શાયરી છે અને ન જ જ્યોતિષવિદ્યા છે બલકે) સમગ્ર

દુનિયાઓના માલિકનું મોકલેલું (કલામ) છે અને (આગળ તેની સચ્ચાઈની એક તાર્કિક દલીલ એ છે કે) જો આ (પયગમ્બર) અમારા વતી કોઈ (જૂઠી) વાતો ઘડી કાઢતા હોત (એટલે કે જે કલામ અમારું ન હોત તેને અમારું કલામ કહેતા હોત અને નુબુવ્વતનો જૂઠો દા'વો કરતા હોત) તો અમે તેમનો જમણો હાથ પકડી લેત, પછી અમે તેમના દિલની નસ કાપી નાંખત, પછી તમારામાં કોઈ તેમને આ સજાથી બચાવી લેનારું પણ ન હોત (દિલની ધોરી નસ કાપવાથી વ્યક્તિનું મૃત્યું થઈ જાય છે એટલે કે તેનો ભાવાર્થ કતલ કરવું છે) અને નિઃશંક આ કુર્આન અલ્લાહથી ડરનારાઓ માટે બોધપાઠ છે (એટલે કે તેનું સ્વાભાવિક રીતે સત્ય હોવું તેનું વિશિષ્ટ લક્ષણ છે અને તેનું બોધપાઠ હોવું તેના વિશિષ્ટ લક્ષણોમાં એક ઔર વધારો છે) અને (આગળ જૂઠાડનારાઓને ધમકી છે કે) અમને ખબર છે કે તમારામાંથી અમુક જૂઠાડનારા પણ છે (બસ અમે તેમને તેની સજા આપીશું) અને (આ આધારે) આ કુર્આન કાફિરો માટે અફસોસનું કારણ છે (કારણ કે તેમના માટે તે જૂઠાડવાનું કારણ અઝાબ બની ગયો) અને આ કુર્આન નિશ્ચિત યકીની વાત છે, બસ (જેનું આ કલામ છે) પોતાના (આ) મહાન પરવરદિગારના નામની તસ્બીહ (અને વખાણ) કરો.



## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતમાં કયામતની ભયાનકતા અને ત્યાં ઉપસ્થિત થનારી ઘટનાઓ પછી ત્યાં કાફિરો અને દુષ્ટોની સજા અને મો'મિનો તથા અલ્લાહ તઆલાથી ડરનારાઓના બદલાનું વર્ણન છે. કુર્આને કરીમમાં કયામતના વિવિધ નામો આવ્યા છે, આ સૂરતમાં કયામતને حَاقَّة (હાક્કહ)ના શબ્દથી, પછી قَارِعَة (કારિઅહ)થી, પછી وَاقِعَة (વાકિઅહ)ના શબ્દથી ઓળખાવામાં આવી અને આ બધા કયામતના નામ છે.

શબ્દ "હાક્કહ"નો અર્થ સત્ય અને સાબિત થયેલ પણ આવે છે અને બીજી વસ્તુઓને સત્ય સાબિત કરનારી વસ્તુને પણ હાક્કહ કહેવામાં આવે છે. કયામત ઉપર આ શબ્દ બંને અર્થોના આધારે યોગ્ય છે, કારણ કે કયામત પોતે પણ સત્ય છે અને તેનું ઉપસ્થિત થવું સાબિત અને નિશ્ચિત છે તથા કયામત મો'મિનો માટે જન્નત અને કાફિરો માટે જહન્નમ સાબિત અને નક્કી કરનારી પણ

છે. અત્રે કયામતના આ નામની સાથે સવાલને પુનરાવર્તિત કરીને તેની અકલ્પ્ય અને આશ્ચર્યજનક દિગ્મૂઢ કરનાર ભયાનકતા તરફ ઈશારો છે.

قَارِعَة (કારિઅહ)નો શાબ્દિક અર્થ "ખડખડાવી નાખનારી" વસ્તુ થાય છે, કયામત માટે આ શબ્દ એટલા માટે બોલવામાં આવ્યો કે તે બધાને બેચેન અને વિવશ કરનારી વસ્તુ હશે અને બધા જ આસમાન અને જમીનના વિભાગો વિખેરી નાંખનારી હશે.

طَاغِيَة (તાગિયહ) એ طُغْيَانٌ (તુગિયાન)થી બને છે જેનો અર્થ "હદથી નીકળી જવાનો" થાય છે. તેનો ભાવાર્થ એવો સખત અવાજ અથવા ગંર્જના છે જે સમગ્ર દુનિયાના અવાજોની મર્યાદાથી બહાર અને ભારે હોય કે જેને માણસનું દિલ અને દિમાગ વેઠી ન શકે. કોમે ષમૂદની નાફરમાની જ્યારે હદથી વધી ગઈ તો તેમના ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ આ જ સખત ગર્જના સ્વરૂપે આવ્યો હતો જેમાં સમગ્ર દુનિયાની વીજળીઓના કડાકા અને દુનિયાભરની બધી સખત ગર્જનાઓ ભેગી હતી જેનાથી તેમના દિલ ફાટી ગયા.

رِيْحٍ صَرْصَرٍ (રીહે સરસર) આ ભયાનક વાવાઝોડાને કહેવામાં આવે છે જે ઘણું ઠંડુ પણ હોય.

سَبْعَ لَيَالٍ وَّثَمٰنِيَةَ اَيَّامٍ અમુક રિવાયતોમાં છે કે બુધની સવારથી આ આંધીનો અઝાબ શરૂ થઈને બીજા બુધની સાંજ સુધી રહ્યો, આ રીતે દિવસો તો આઠ થયા અને રાતો સાત આવી.

حُسُوْمًا (હસુમા) એ حَاسِمٌ (હાસિમ)નું બહુવચન છે જેનો અર્થ કાપી નાંખવાનો અથવા વિનાશ કરવાનો એટલે કે બિલકુલ જ ફના કરી દેવાનો થાય છે.

مُؤْتَفِكٰتُ નો ભાવાર્થ પરસ્પર મિશ્રણ કરી દેવાનો અને ભેગા કરી દેવાનો થાય છે. હઝરત લૂત (અલૈ.)ની વસ્તીઓને مُؤْتَفِكٰتُ એટલા માટે કહેવામાં આવે છે કે તે બધી પરસ્પર પાસે પાસે અને મળેલી હતી અથવા તો એટલા માટે કે અઝાબના સમયે જ્યારે તેમની વસ્તીઓના તે ભૂભાગને ઊલટાવી દેવામાં આવ્યો તો બધા એકબીજામાં ભેળસેળ થઈ ગયા.

فَاِذَا نُفِخَ فِى الصُّوْرِ نَفْخَةٌ وَّاحِدَةٌ તિરમિઝીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

ઉમર (રદિ.)ની હદીષમાં છે કે સૂર કોઈ શિંગડું છે (આ સ્વરૂપની કોઈ વસ્તુ છે) જેમાં કયામતના દિવસે ફૂંકવામાં આવશે.

نَفۡخَةٌ وَّاحِدَةٌ થી ભાવાર્થ એ છે કે એક સામટો અચાનક આ સૂરનો અવાજ આવશે અને આ એક લગાતાર આવતો અવાજ હશે એટલે સુધી કે આ અવાજથી સૌ મરી જશે. કુર્આન અને સુન્નતની નુસૂસથી કયામતમાં સૂર બે વખતે ફૂંકાવાનું સાબિત છે. પ્રથમ સૂર ફૂંકવાને نَفۡخَةِ صَعۡقٍ (નફખએ સઈક) કહેવામાં આવે છે જેના વિશે કુર્આને કરીમમાં فَصَعِقَ مَنۡ فِى السَّمٰوٰتِ وَمَنۡ فِى الۡاَرۡضِ આવ્યું છે, એટલે કે આ ફૂંકવાથી સમગ્ર આસમાનના ફરિશ્તાઓ અને જમીન ઉપર વસનાર જિન્નાત અને માનવી અને બધા જ પ્રાણીઓ બેહોશ થઈ જશે (પછી આ જ બેહોશીમાં સૌની મોત આવી જશે). બીજા સૂરને نَفۡخَةِ بَعۡثٍ (નફખએ બઅ્ષ) કહેવામાં આવે છે. بَعۡثٌ નો ભાવાર્થ "ઊઠવા"નો છે, આ ફૂંક દ્વારા બધા જ મૃત લોકો સજીવન થઈને ઊભા થઈ જશે જેનું વર્ણન કુર્આને કરીમની આયતમાં છે. ثُمَّ نُفِخَ فِيۡهِ اُخۡرٰى فَاِذَا هُمۡ قِيَامٌ يَّنۡظُرُوۡنَ એટલે કે ફરી સૂર બીજા વખતે ફૂંકવામાં આવશે જેનાથી અચાનક બધા મૃત લોકો જીવીત થઈને ઊભા થઈ જશે અને જોવા લાગશે.

અમુક રિવાયતોમાં જે આ બંને સૂરથી પહેલાં એક ત્રીજા સૂરનું વર્ણન છે જેનું નામ نَفۡخَةِ فَزَعٍ (નફખએ ફઝઅ્) બતાવવામાં આવ્યું છે. આ બધી રિવાયતો અને નુસૂસમાં વિચાર કરવાથી જાણ થાય છે કે તે પ્રથમ સૂર જ છે તેને જ શરૂઆતમાં نَفۡخَةِ فَزَعٍ (નફખએ ફઝઅ્) કહેવામાં આવ્યું છે અને અંતે તે જ نَفۡخَةِ صَعۡقٍ (નફખએ સઈક) બની જશે. *(મઝહરી)*

وَيَحۡمِلُ عَرۡشَ رَبِّكَ فَوۡقَهُمۡ يَوۡمَئِذٍ ثَمٰنِيَةٌ એટલે કે કયામતના દિવસે અર્શે રહમાનને આઠ ફરિશ્તાઓ ઉઠાવતા હશે. હદીષની અમુક રિવાયતોમાં છે કે કયામતથી પહેલાં તો આ કામ ચાર ફરિશ્તાઓને સોંપેલું છે, કયામતના દિવસે તેમની સાથે બીજા ચાર વધારી દેવામાં આવશે.

રહી એ વાત કે અર્શે રહમાન શું વસ્તુ છે તેની હકીકત અને તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે અને ફરિશ્તાઓનું તેને ઉઠાવવું કેવા સ્વરૂપનું છે; આ બધી વસ્તુઓ તે છે કે ન તો માનવીની બુદ્ધિ તેનો તાગ મેળવી શકે છે અને ન જ તેની ચર્ચા

કરવાની કે તેમાં ચિંતન મનન કરવાની અને તેના વિશે સવાલો કરવાની પરવાનગી છે. પુરોગામી બુઝુર્ગો, સહાબા, તાબિઈનની માન્યતા આ બધી જ બાબતોમાં એ છે કે તેના ઉપર ઈમાન લાવવામાં આવે કે તેનાથી અલ્લાહ તઆલા જલ્લ શા'નુહૂ જે કંઈ પણ ભાવાર્થ સ્વરૂપે છે કહે છે તે સત્ય છે અને તેની હકીકત અને વાસ્તવિકતા અમને ખબર નથી.

يَوْمَئِذٍ تُعْرَضُوْنَ لَا تَخْفٰى مِنْكُمْ خَافِيَةٌ એટલે કે તે દિવસે સૌ પોતાના પરવરદિગાર સામે રજુ થશે, કોઈ સંતાઈ જનાર સંતાઈ શકશે નહીં. અલ્લાહ તઆલાના જ્ઞાન અને તેની સમજથી તો આજે પણ કોઈ વસ્તુ છુપી નથી. તે દિવસની વિશિષ્ટતા કદાચ એ હોય કે મેદાને હશ્રમાં સમગ્ર જમીન એક સપાટ મેદાન જેવી થઈ જશે, ન તો કોઈ ગુફા રહેશે, ન જ કોઈ પહાડ કે બાંધેલું મકાન કે વૃક્ષ વગેરેની આડશ. આ જ વસ્તુઓ છે કે જેની પાછળ દુનિયામાં સંતાઈ જનારા સંતાઈ જતા હોય છે, ત્યાં તેમાંથી કોઈપણ વસ્તુ હશે નહીં, કોઈના સંતાઈ જવાની શક્યતા કે સંભાવના જ નથી.

هَآؤُمُ اقْرَءُوْا كِتٰبِيَهْ માં શબ્દ هَآؤُمُ (હા-ઊમુ) એ خُذُوْا (ખુઝૂ)ના ભાવાર્થમાં છે, તે બહુવચન માટે બોલવામાં આવે છે. ભાવાર્થ એ છે કે જેનું નામએ આ'માલ જમણા હાથમાં આવશે તે ખુશીનો માર્યો આસપાસના લોકોને કહેવા લાગશે કે લ્યો, આ મારું નામએ આ'માલ વાંચો.

هَلَكَ عَنِّيْ سُلْطٰنِيَهْ માં શબ્દ سُلْطٰنٌ (સુલતાન)નો શાબ્દિક અર્થ વર્ચસ્વ અને ઉપરવટ રહેવાનો છે તેથી જ શાસનને સલતનત અને શાસકને સુલતાન કહેવામાં આવે છે. ભાવાર્થ એ છે કે દુનિયામાં જે મને બીજા લોકો ઉપર મોટાઈ અને વર્ચસ્વ પ્રાપ્ત હતું હું બધા લોકોમાં મોટો સમજવામાં આવતો હતો આજે તે મોટાઈ અને વર્ચસ્વ કંઈ કામ લાગ્યું નહીં અને સુલતાન દલીલ સ્વરૂપે પણ લઈ શકાય છે તો ભાવાર્થ એ થશે કે અફસોસ આજે મારા હાથમાં કોઈ દલીલ કે પ્રમાણ નથી જેના દ્વારા અઝાબથી છુટકારો પ્રાપ્ત કરી શકું.

خُذُوْهُ فَغُلُّوْهُ આ હુકમ ફરિશ્તાઓને થશે કે આ અપરાધીને પકડો અને તેના ગળામાં પટ્ટો નાંખો પરંતુ આયતના શબ્દોમાં એનું વર્ણન નથી કે કોણ પકડે અને કોણ પટ્ટો નાંખે તેથી અમુક રિવાયતોમાં છે કે આ હુકમ સાદર થશે તો દરેક

પદાર્થ અને દરેક વસ્તુ આજ્ઞાપાલક ફરમાંબરદાર નોકરોની જેમ છે, તે તેને પકડવા દોડશે.

ثُمَّ فِیۡ سِلۡسِلَةٍ ذَرۡعُهَا سَبۡعُوۡنَ ذِرَاعًا فَاسۡلُكُوۡهُ એટલે કે પછી તેને એક સાંકળમાં પરોવી દો જેનું માપ સિત્તેર ગજ છે. સાંકળમાં પરોવવાનો તે ભાવાર્થ પણ રૂપક સ્વરૂપે લઈ શકાય છે જે તફસીરના ખુલાસામાં લખવામાં આવ્યો છે કે સાંકળોમાં જકડી દો જેનો વાસ્તવિક અર્થ એ છે કે સાંકળો તેમના શરીરની અંદર નાંખીને બીજી તરફ કાઢો જેમકે મોતી અથવા તસ્બીહના મણકાને પરોવવામાં આવે છે. હદીષની અમુક રિવાયતોથી આ વાસ્તવિક અર્થનું સમર્થન થાય છે.

(મઝહરી)

فَلَیۡسَ لَهُ الۡیَوۡمَ هٰهُنَا حَمِیۡمٌ وَّلَا طَعَامٌ اِلَّا مِنۡ غِسۡلِیۡنٍ માં શબ્દ حَمِیۡمٌ (હમીમ) એ નિખાલસ અને ગાઢ મિત્ર માટે કહેવામાં આવે છે અને غِسۡلِیۡنٍ (ગિસ્લીન) તે પાણી છે જેમાં જખ્મીઓના જખમોના પરૂ વગેરેને ધોવામાં આવે છે. આયતનો ભાવાર્થ એ છે કે આજે તેનો કોઈ મિત્ર કે સંબંધી તેની હિમાયત કરી શકશે નહીં અને તેને અઝાબથી બચાવી શકશે નહીં અને તેના ખાવા માટે તે ગંદુ પાણી કે જેમાં જહન્નમનું પરૂં અને લોહી પડ્યું છે તેના સિવાય કંઈ નથી અને "તેના સિવાય કંઈ ન હોવા"નો ભાવાર્થ ઉપર તફસીરના ખુલાસામાં એ બતાવવામાં આવ્યો છે કે સ્વાદિષ્ટ ભોજનમાંથી કંઈ ન હશે. ગિસ્લીન જેવી કોઈ બીજી જુગુપ્સાપ્રેરક સ્વાદરહિત વસ્તુનો નકાર નથી, તેથી બીજી આયતમાં જે જહન્નમવાળાઓને زَقُّوۡمٌ (ઝક્કુમ) ખાવાનું આવ્યું છે તે એનાથી વિપરીત નથી.

فَلَاۤ اُقۡسِمُ بِمَا تُبۡصِرُوۡنَ ○ وَمَا لَا تُبۡصِرُوۡنَ એટલે કે કસમ છે તે બધી વસ્તુઓની જેને તમે જુઓ છો અથવા જોઈ શકો છો અને જેને તમે જોતા નથી અથવા જોઈ શકતા નથી તેમાં બધી જ મખ્લૂક આવી ગઈ. અમુક લોકોએ કહ્યું છે કે ન જોવાની વસ્તુઓથી ભાવાર્થ અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતો છે. અમુકે કહ્યું કે જોવાની વસ્તુઓથી ભાવાર્થ દુનિયાની વસ્તુઓ છે અને ન જોવાની વસ્તુઓથી ભાવાર્થ આખિરતની વસ્તુઓ છે. વલ્લાહુ અઅ્લમુ. (મઝહરી)

وَلَوۡ تَقَوَّلَ عَلَیۡنَا.... માં શબ્દ تَقَوَّلَ (તકવ્વલ)નો અર્થ "વાતને ઘડી કાઢવાનો" થાય છે અને وَتِیۡنَ દિલથી નીકળનારી તે નસ છે જેનાથી રૂહ માનવ

શરીરમાં ફેલાય છે, તેને કાપી નાંખવાથી તાત્કાલિક મૃત્યુ થઈ જાય છે.

પાછલી આયતોમાં મક્કાના કાફિરોની આ વાહિયાત માન્યતાનો રદિયો આપવામાં આવ્યો હતો કે કોઈ આપ ﷺને શાયર અને આપ ﷺના કલામને શે'રો શાયરી કહેતા હતા તો કોઈ આપ ﷺને જ્યોતીષ અને આપ ﷺના કલામને જ્યોતીષવિદ્યા કહેતા હતા. كَـاهِـن (કાહિન) તે વ્યક્તિ છે જે શયતાનો પાસેથી ખબરો લાવીને અમુક તારાઓ અને ગ્રહોના પ્રભાવથી જાણીને આવનારી ઘટનાઓની અટકળો લગાવ્યા કરતા હતા. મતલબ કે આપ ﷺને શાયર અથવા જ્યોતીષ કહેનારાઓના આક્ષેપનો ખુલાસો એ હતો કે આપ ﷺ જે કલામ સંભળાવતા હતા તે નઊઝુબિલ્લાહ અલ્લાહ તઆલા તરફથી નથી, રસૂલે કરીમ ﷺએ પોતે પોતાના વિચારોથી અથવા જ્યોતિષીઓની જેમ શયતાનો પાસેથી અમુક વાક્યો એકઠા કરી લીધા છે, તેનો સંબંધ અલ્લાહ તઆલા તરફ જોડે છે. પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાએ તેમની આ ખોટી માન્યતાઓનો એક બીજી રીતે ઘણી કઠોરતાથી રદિયો આપ્યો છે કે હે પાગલો ! જો આ રસૂલ નઊઝુબિલ્લાહ અમારા તરફ જૂઠી વાતોનો સંબંધ જોડે અથવા અમારા ઉપર આક્ષેપ કરે તો શું અમે આમ જ ચૂપચાપ જોતા રહીશું અને તેમને ઢીલ આપતા રહીશું કે અલ્લાહની મખ્લૂકને માર્ગ ભટકાવે !? આવી વાત કોઈ બુદ્ધિશાળી કરી શકતો નથી તેથી આ આયતમાં અશક્ય ધારણા સ્વરૂપે કહેવામાં આવ્યું કે જો આ રસૂલ કોઈ નિવેદન પણ પોતાના તરફથી ઘડીને તેનો સંબંધ અમારી સાથે જોડે તો અમે તેમનો જમણો હાથ પકડીને તેમના પ્રાણની નસ કાપી નાંખત અને અમારી સજાથી તેમને કોઈપણ બચાવી શકત નહીં. અત્રે આ સખત શબ્દો તે જાહિલોને સંભળાવવા માટે અશક્ય ધારણા સ્વરૂપે અપનાવવામાં આવ્યા છે. જમણો હાથ પકડવાની વિશિષ્ટતા કદાચ એટલા માટે છે કે જ્યારે કોઈ અપરાધીને કતલ કરવામાં આવે છે તો કતલ કરનારો તેની સામે ઊભો હોય છે અને કતલ કરનારના ડાબા હાથની સામે કતલ થનારનો જમણો હાથ હોય છે, તેનાથી આ કતલ કરનાર તેને પોતાના ડાબા હાથમાં પકડીને જમણા હાથથી તેના ઉપર વાર કરે છે.

**ખુલાસો :**

આ આયતમાં એક ખાસ ઘટના વિશે એ કહેવામાં આવ્યું છે કે જો

મआાઝલ્લાહ રસૂલે કરીમ ﷺ પોતાના તરફથી કોઈ વાત ઘડીને તેનો સંબંધ અલ્લાહ તआાલા તરફ જોડી દેતા હોત તો આપ ﷺ સાથે ઉપર મુજબનો વર્તાવ કરવામાં આવત. તેમાં કોઈ સામાન્ય નિયમ વર્ણન કરવામાં નથી આવ્યો કે જે વ્યક્તિ પણ નુબુવ્વતનો જૂઠો દા'વો કરે હંમેશા તે આ જ રીતે હલાક કરવામાં આવશે. એ જ કારણ છે કે દુનિયામાં ઘણા લોકોએ નુબુવ્વતનો જૂઠો દા'વો કર્યો અને તેમના ઉપર આવો કોઈ અઝાબ આવ્યો નહીં.

فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيمِ આનાથી આગલી આયતોમાં એ બતાવવામાં આવ્યું હતું કે રસૂલે કરીમ ﷺ પોતાના તરફથી કંઈ જ કહેતા નથી, જે કંઈ છે તે અલ્લાહ તआાલાનું કલામ છે અને તે અલ્લાહ તआાલાથી ડરનારાઓ માટે શિખામણ અને બોધપાઠ છે પરંતુ અમે એ પણ જાણીએ છીએ કે આ બધી સચોટ અને નિશ્ચિત બાબતો જાણતા હોવા છતાં અમારામાં ઘણા લોકો તેને જૂઠાડતા પણ રહેશે જેના પરિણામે આખિરતમાં તેમને અફસોસ અને પસ્તાવો થશે અને તેમને કાયમી અઝાબ થશે અને અંતે કહ્યું, وَإِنَّهُ لَحَقُّ الْيَقِينِ એટલે કે આ વાત બિલકુલ સત્ય અને નિશ્ચિત છે તેમાં કોઈ શંકાની સંભાવના નથી, સૌના અંતે રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને કહેવામાં આવ્યું فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيمِ તેમાં ઈશારો છે કે તમે આ દુષ્ટ કાફિરોની વાતો ઉપર ધ્યાન ન આપો અને તેમના ઉપર રંજ ગમ ન કરો બલકે પોતાના પરવરદિગારની તસ્બીહ અને પવિત્રતા વર્ણન કરવાને પોતાની પ્રવૃત્તિ બનાવો કે તે જ આ બધા રંજ ગમથી છુટકારાનું માધ્યમ છે અને આ એવું છે જેમકે એક અન્ય સ્થળે કુર્આને કરીમમાં કહેવામાં આવ્યું છે وَلَقَدْ نَعْلَمُ أَنَّكَ يَضِيقُ صَدْرُكَ بِمَا يَقُولُونَ فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُنْ مِنَ السَّاجِدِينَ એટલે કે અમે જાણીએ છીએ કે તમે આ કાફિરોની વાહિયાત વાતચીતથી માનસિક પીડા અનુભવો છો, તેનો ઈલાજ એ છે કે તમે પોતાના પરવરદિગારના વખાણમાં પ્રવૃત્ત થઈ જાઓ અને સિજ્દહ કરનારાઓમાં સામેલ થઈ જાઓ, તેમની વાતો તરફ ધ્યાન ન આપો.

અબૂદાવુદમાં હઝરત ઉકબા ઈબ્ને આમિર જહ્નીની રિવાયત છે કે જ્યારે આ આયત فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيمِ નાઝિલ થઈ તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તેને પોતાના રુકૂઅમાં રાખો અને જ્યારે આયત سَبِّحِ اسْمَ رَبِّكَ الْأَعْلَى નાઝિલ થઈ તો ફરમાવ્યું કે તેને પોતાના સિજ્દહમાં રાખો, તેથી

ઉમ્મતના ઈજ્માઅ્ અને સહમતીથી રુકૂઅ્ અને સિજ્દહમાં આ બંને તસ્બીહો પઢવામાં આવે છે. જમ્હૂર નજીક તેનું પઢવું અને ત્રણ વખણે પુનરાવર્તન કરવું સુન્નત છે, અમુકે વાજિબ પણ કહ્યું છે.

تَمَّتْ سُوْرَةُ الْحَآ قَّةِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હાક્કહ પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૨૦ સપ્ટેમ્બર ૨૦૧૪ મુતાબિક ૨૪ જિલ્કદ ૧૪૩૫ હિજરી.

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી.

પ્રકરણ (૭૦)

# સૂરએ મઆરિજ

સૂરએ મઆરિજ મક્કામાં નાઝિલ થઈ, તેની ૪૪ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મઆરિજ : આયત નં. ૧ થી ૪૪)**

آیاتہا ۴۴ ﴿۷۰﴾ سُوْرَةُ الْمَعَارِجِ مَكِّيَّةٌ ﴿۷۹﴾ رکوعاتہا ۲

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

سَاَلَ سَآئِلٌۢ بِعَذَابٍ وَّاقِعٍ ۙ﴿۱﴾ لِّلْكٰفِرِيْنَ لَيْسَ لَهٗ دَافِعٌ ۙ﴿۲﴾ مِّنَ اللّٰهِ
ذِى الْمَعَارِجِ ؕ﴿۳﴾ تَعْرُجُ الْمَلٰٓئِكَةُ وَالرُّوْحُ اِلَيْهِ فِىْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗ
خَمْسِيْنَ اَلْفَ سَنَةٍ ۚ﴿۴﴾ فَاصْبِرْ صَبْرًا جَمِيْلًا ﴿۵﴾ اِنَّهُمْ يَرَوْنَهٗ
بَعِيْدًا ۙ﴿۶﴾ وَّنَرٰىهُ قَرِيْبًا ؕ﴿۷﴾ يَوْمَ تَكُوْنُ السَّمَآءُ كَالْمُهْلِ ۙ﴿۸﴾ وَتَكُوْنُ الْجِبَالُ
كَالْعِهْنِ ۙ﴿۹﴾ وَلَا يَسْـَٔلُ حَمِيْمٌ حَمِيْمًا ۚ﴿۱۰﴾ يُّبَصَّرُوْنَهُمْ ؕ يَوَدُّ الْمُجْرِمُ لَوْ يَفْتَدِىْ
مِنْ عَذَابِ يَوْمِئِذٍۭ بِبَنِيْهِ ۙ﴿۱۱﴾ وَصَاحِبَتِهٖ وَاَخِيْهِ ۙ﴿۱۲﴾ وَفَصِيْلَتِهِ الَّتِىْ تُـْٔوِيْهِ ۙ﴿۱۳﴾
وَمَنْ فِى الْاَرْضِ جَمِيْعًا ۙ ثُمَّ يُنْجِيْهِ ۙ﴿۱۴﴾ كَلَّا ؕ اِنَّهَا لَظٰى ۙ﴿۱۵﴾ نَزَّاعَةً لِّلشَّوٰى ۚ﴿۱۶﴾
تَدْعُوْا مَنْ اَدْبَرَ وَتَوَلّٰى ۙ﴿۱۷﴾ وَجَمَعَ فَاَوْعٰى ﴿۱۸﴾ اِنَّ الْاِنْسَانَ خُلِقَ
هَلُوْعًا ۙ﴿۱۹﴾ اِذَا مَسَّهُ الشَّرُّ جَزُوْعًا ۙ﴿۲۰﴾ وَّاِذَا مَسَّهُ الْخَيْرُ مَنُوْعًا ۙ﴿۲۱﴾ اِلَّا
الْمُصَلِّيْنَ ۙ﴿۲۲﴾ الَّذِيْنَ هُمْ عَلٰى صَلَاتِهِمْ دَآئِمُوْنَ ۪ۙ﴿۲۳﴾ وَالَّذِيْنَ فِىْۤ اَمْوَالِهِمْ حَقٌّ
مَّعْلُوْمٌ ۪ۙ﴿۲۴﴾ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ ۪ۙ﴿۲۵﴾ وَالَّذِيْنَ يُصَدِّقُوْنَ بِيَوْمِ الدِّيْنِ ۪ۙ﴿۲۶﴾
وَالَّذِيْنَ هُمْ مِّنْ عَذَابِ رَبِّهِمْ مُّشْفِقُوْنَ ۚ﴿۲۷﴾ اِنَّ عَذَابَ رَبِّهِمْ غَيْرُ

مَأْمُوْنٍ ۝٢٨ وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حٰفِظُوْنَ ۝٢٩ اِلَّا عَلٰٓى اَزْوَاجِهِمْ اَوْ مَا
مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ۝٣٠ فَمَنِ ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ
فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ ۝٣١ وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ ۝٣٢ وَالَّذِيْنَ
هُمْ بِشَهٰدٰتِهِمْ قَآئِمُوْنَ ۝٣٣ وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَاتِهِمْ يُحَافِظُوْنَ ۝٣٤ اُولٰٓئِكَ فِيْ
جَنّٰتٍ مُّكْرَمُوْنَ ۝٣٥ فَمَالِ الَّذِيْنَ كَفَرُوْا قِبَلَكَ مُهْطِعِيْنَ ۝٣٦ عَنِ
الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ عِزِيْنَ ۝٣٧ اَيَطْمَعُ كُلُّ امْرِئٍ مِّنْهُمْ اَنْ يُّدْخَلَ
جَنَّةَ نَعِيْمٍ ۝٣٨ كَلَّا ؕ اِنَّا خَلَقْنٰهُمْ مِّمَّا يَعْلَمُوْنَ ۝٣٩ فَلَآ اُقْسِمُ بِرَبِّ الْمَشٰرِقِ
وَالْمَغٰرِبِ اِنَّا لَقٰدِرُوْنَ ۝٤٠ عَلٰٓى اَنْ نُّبَدِّلَ خَيْرًا مِّنْهُمْ ۙ وَمَا نَحْنُ
بِمَسْبُوْقِيْنَ ۝٤١ فَذَرْهُمْ يَخُوْضُوْا وَيَلْعَبُوْا حَتّٰى يُلٰقُوْا يَوْمَهُمُ الَّذِيْ
يُوْعَدُوْنَ ۝٤٢ يَوْمَ يَخْرُجُوْنَ مِنَ الْاَجْدَاثِ سِرَاعًا كَاَنَّهُمْ اِلٰى نُصُبٍ
يُّوْفِضُوْنَ ۝٤٣ خَاشِعَةً اَبْصَارُهُمْ تَرْهَقُهُمْ ذِلَّةٌ ؕ ذٰلِكَ الْيَوْمُ الَّذِيْ
كَانُوْا يُوْعَدُوْنَ ۝٤٤

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*એક માંગનારાએ માંગ્યું અઝાબ પડનારું. (૧) ઇન્કારીઓ માટે તેને કોઈ નથી હટાવનાર. (૨) અલ્લાહ તરફથી આવે જે ચઢતા દરજ્જાવાળો છે. (૩) તેના તરફ ફરિશ્તા અને રૂહ ચઢશે તે દિવસે જેની લંબાઈ પચાસ હજાર વર્ષની છે. (૪) બસ તમે સબ્ર કરો, ભલી રીતનું સબ્ર કરવું. (૫) નિઃશંક તેઓ તેને દૂર જુએ છે. (૬) અને અમે તેને નિકટ જોઈ રહ્યા છીએ. (૭) જે દિવસે આસમાન થશે જેમકે પીગળેલું તાંબુ. (૮) અને પહાડ થશે જેમકે રંગેલું ઊન. (૯) અને કોઈ મિત્ર મિત્રને પૂછશે નહીં. (૧૦) બધા તેમને*

નજરે પડશે; ગુનેહગાર ઈચ્છશે કોઈપણ રીતે તે દિવસના અઝાબથી છુટકારો મેળવવા, પોતાના દિકરાને આપીને (૧૧) અને પોતાની સાથેવાળી (પત્ની)ને અને પોતાના ભાઈને (૧૨) અને પોતાના કુટુંબને જેમાં તે રહેતો હતો (૧૩) અને જેટલા પૃથ્વી ઉપર છે તે સૌને, પછી પોતાની જાતને બચાવી લે. (૧૪) કદાપિ નહીં ! તે ભડકતી આગ છે (૧૫) (ખોપડી ઉપરનું) ચામડું ખેંચી લેનારી. (૧૬) તેને પોકારે છે જેણે પીઠ ફેરવી લીધી અને પાછો વળી ચાલ્યો ગયો. (૧૭) અને (ધન) એકઠું કર્યું પછી સંઘરી રાખ્યું. (૧૮) નિઃશંક માનવી (સ્વભાવે) અધીરો (કાચા મનનો) પેદા થયો છે. (૧૯) જ્યારે તેને બુરાઈ પહોંચે તો અધીરો થાય (ગભરાઈ જાય) (૨૦) અને જ્યારે તેને ભલાઈ પહોંચે તો કંજૂસી કરે (૨૧) તે નમાઝી સિવાય (૨૨) જે પોતાની નમાઝ ઉપર કાયમ છે (૨૩) અને જેના માલમાં હિસ્સો નક્કી છે (૨૪) માંગનારાઓનો અને વંચિતોનો (૨૫) અને જેઓ ન્યાયના દિવસ ઉપર વિશ્વાસ ધરાવે છે (૨૬) અને જે લોકો કે પોતાના પરવરદિગારના અઝાબથી ડરે છે (૨૭) નિઃશંક તેમના પરવરદિગારના અઝાબથી કોઈએ નીડર ન થવું જોઈએ (૨૮) અને જે પોતાના ગુપ્તાંગોને સાચવે છે (૨૯) પોતાની પત્નીઓ સિવાય અથવા પોતાના હાથની મિલકત (શરઈ બાંદીઓ)થી, બસ તેમના ઉપર કોઈ દોષ નથી. (૩૦) પછી જે કોઈ તેના સિવાય શોધે બસ તે જ મર્યાદા ઓળંગનારા છે (૩૧) અને જે લોકો કે પોતાની અમાનતો અને પોતાના વચનોને નિભાવે છે (૩૨) અને જેઓ પોતાની ગવાહીઓ ઉપર ખરી રીતે કાયમ છે (૩૩) અને જેઓ પોતાની નમાઝથી ખબરદાર છે (૩૪) તે જ લોકો બગીચાઓમાં છે ઈજ્જતથી. (૩૫) પછી શું થયું છે ઈન્કારીઓને તારા તરફ દોડતા આવે છે !? (૩૬) જમણેથી અને ડાબેથી ટોળે ટોળાં; (૩૭) શું તેમનામાં દરેક વ્યક્તિ લાલચ રાખે છે કે નેઅ્મતના બગીચામાં દાખલ થઈ જાય ! (૩૮) કદાપિ નહીં; અમે તેમને જેનાથી બનાવ્યા છે તેઓ પણ જાણે છે. (૩૯) બસ હું પૂર્વો અને પશ્ચિમોના માલિકની કસમ ખાઉં છું, નિશ્ચિત અમે કરી શકીએ છીએ (૪૦) કે તેમનાથી ઉત્તમ બદલીને લઈ આવીએ અને અમે લાચાર નથી. (૪૧) બસ તેમને છોડી દો કે વાતો બનાવે અને રમ્યા કરે એટલે સુધી કે પોતાના તે

*દિવસથી મળી જાય જેનો તેમને વાયદો છે. (૪૨) જે દિવસે નીકળી પડશે કબરોએથી દોડતા(-દોડતા) જેમકે કોઈ નિશાની (મૂર્તિઘર) ઉપર દોડયા જાય છે. (૪૩) તેમની આંખો ઝૂકેલી હશે, તેમના ઉપર અપમાન ચઢયું આવતું હશે, આ છે તે દિવસ જેનો તેમને વાયદો હતો. (૪૪)*

## તફસીર :

એક માંગનાર (ઈન્કારના માર્ગે) તે અઝાબ માંગે છે કે જે કાફિરો ઉપર આવવાનો છે (અને) જેને કોઈ ટાળનાર નથી (અને) જે અલ્લાહ તરફથી ઉપસ્થિત થશે કે જે સીડીઓનો (એટલે કે આસમાનોનો) માલિક છે (જે નિસરણીઓએથી) ફરિશ્તાઓ અને (ઈમાનવાળાઓની) રૂહો તેની પાસે ચઢીને જાય છે ("તેની પાસે"થી ભાવાર્થ એ છે કે ઊંચેની દુનિયામાં જે તેની ઊંચાઈનું અંતિમ સ્થાન નક્કી કરવામાં આવ્યું છે ત્યાં જાય છે અને ઊંચાઈનો માર્ગ આસમાનમાં હોવાના કારણે તેને "મઆરિઝ" એટલે કે "સીડીઓ" કહેવામાં આવી છે અને તે અઝાબ) એવા દિવસે (ઉપસ્થિત) થશે જેનું માપ (દુનિયાના) પચાસ હજાર વર્ષ (સમાન) છે (તેનો ભાવાર્થ કયામતનો દિવસ છે જે તેના અમુક વાસ્તવિક માપથી અને અમુક તેની કઠોરતાના કારણે કાફિરોને આટલો લાંબો દિવસ હોવાની અનુભૂતિ થશે અને કારણ કે કુફ્ર અને બળવાખોરીના આધારે તેની કઠોરતા અને લંબાઈ વિવિધ લાગશે, કોઈને ઘણી લાંબી, કોઈના માટે ઓછી લાંબી તેથી એક આયતમાં كَـــــأَلْفِ سَـــنَةٍ આવ્યું છે અને કાફિરોનું ખાસ વર્ણન એટલા માટે કર્યું કે હદીષમાં છે કે મો'મિનને તે દિવસ એટલો હલકો જણાશે જેમકે એક ફરજ પઢવાનો સમય હોય છે. كَـذَافِـى الـدُّرِّ وَعَـنْ اَبِـىْ سَعِيْدٍ مَرْفُوْعًا (بِرِوَايَةِ اَحْمَدَ وَالْبَيْهَقِيِّ وَغَيْرِهِمَا) બસ (જ્યારે અઝાબનું આવવું સાબિત થયેલ છે તો) તમે (તેમના વિરોધ ઉપર) સબ્ર કરો અને સબ્ર પણ એવી જેમાં ફરિયાદનું નામ ન હોય (એટલે કે તેમના કુફ્ર અને વિરોધથી એવા ત્રાસી ન જાઓ કે ફરિયાદ જીભ ઉપર આવી જાય બલકે એવું સમજીને ધૈર્ય દાખવો કે તેમને સજા થવાની છે અને તે દિવસ સજાનો છે જેનાથી તેમનો ઈન્કાર છે, બસ) આ લોકો તે દિવસને (કયામત ઉપર ઈમાન ન લાવવાના કારણે તેની ઉપસ્થિતિને) દૂર જોઈ રહ્યા છે અને અમે (તેની ઉપસ્થિતિને નિશ્ચિત જાણીએ છીએ તેથી) તે(ઉપસ્થિત થવા)ને નિકટ જોઈ રહ્યા છીએ (અને તે અઝાબ તે દિવસે થશે) જે દિવસે આસમાન

(રંગે) પીગળેલા તાંબા જેવું થઈ જશે (અને એક આયતમાં كَالدِّهَانِ આવ્યું છે જેની તફસીર "લાલ ચામડાં"થી કરવામાં આવી છે તો બંનેનો ખુલાસો એ છે કે લાલાશના વધારે પ્રમાણથી તે કાળા જેવા રંગનું થઈ જશે, બસ તેને લાલ અને કાળું બંને કહેવું ખરું છે અથવા તો પ્રથમ એક રંગ હોય અને પછી બીજો બદલાઈ જાય كَمَا نَقَلَ ابْنُ كَثِيْرٍ فِي الرَّحْمٰنِ عَنِ الْحَسَنِ تَتَلَوَّنُ اَلْوَانًا અને જો આની તફસીર પણ અમુક લોકોના કહેવા પ્રમાણે دُرْدِيُّ زَيْتٍ થી કરવામાં આવે એટલે કે ઝયતૂનના તેલના રંગ જેવું તો બંનેનો ભાવાર્થ ભેગો થઈ જાય છે. મતલબ કે આસમાન કાળું થઈ જશે અને ફાટી પણ જશે) અને પહાડ રંગીન ઊન જેવા (કે જે હલકું હોય છે كَالْعِهْنِ الْمَنْفُوْشِ) થઈ જશે (એટલે કે ઉડતા ફરશે અને રંગીન એટલા માટે કહેવામાં આવ્યું કે પહાડ પણ વિવિધ રંગોના હોય છે كَمَا هُوَ الْمَذْكُوْرُ فِيْ قَوْلِهٖ تَعَالٰى وَمِنَ الْجِبَالِ جُدَدٌ بِيْضٌ وَّحُمْرٌ مُّخْتَلِفٌ اَلْوَانُهَا وَغَرَابِيْبُ سُوْدٌ) અને (તે દિવસે) કોઈ મિત્ર કોઈ મિત્રને પૂછશે નહીં (لَا يَتَسَاءَلُوْنَ) એ છતાં કે એકબીજાને દેખાડવામાં પણ આવશે (એટલે કે એકબીજાને જોશે પરંતુ કોઈ કોઈની હમદર્દી દાખવશે નહીં અને સૂરએ સાફ્ફાતમાં જે પરસ્પર સવાલ કરવાનું વર્ણન છે તે મતભેદ સ્વરૂપે છે, હમદર્દી સ્વરૂપે નહીં તેથી તે આયત આ બાબતનો નકાર કરતી નથી, તે દિવસે) અપરાધી (એટલે કે કાફિરો) એ વાતની તમન્ના કરશે કે તે દિવસના અઝાબથી છુટવા માટે પોતાના દિકરાઓને અને પત્નીને અને ભાઈને અને કુટુંબને જેમાં તે રહેતો હતો અને તમામ પૃથ્વીવાળાઓને પોતાના બદલામાં આપી દે, પછી આ (બદલો આપી દેવું) તેને (અઝાબથી) બચાવી લે કે તે દિવસે એવી નફસા નફસી હશે કે દરેક વ્યક્તિને પોતાની ફિકર હશે અને કાલ સુધી જેના ઉપર પ્રાણ ન્યોછાવર કરતો હતો આજે તેમને પોતાના લાભ માટે અઝાબને સોંપી દેવા તૈયાર થઈ જશે પરંતુ તે તેના કાબૂની વાત હશે નહીં અને) આવું કદાપિ થશે નહીં (એટલે કે અઝાબથી છુટકારો કદાપિ મળશે નહીં બલકે) તે આગ એવી ભડકતી છે જે ચામડી (સુદ્ધાં) ઉતારી દેશે (અને) તે એવા વ્યક્તિને (પોતે) બોલાવશે જેણે (દુનિયામાં સત્યથી) પીઠ ફેરવી હશે અને (આજ્ઞાપાલનથી) બેદરકારી દાખવી હશે અને (બીજાઓનો હક મારી મારીને અથવા લાલચ અને અનિતીથી ધન) એકઠું કર્યું હશે, પછી તેને સંગ્રહીને રાખ્યું હશે (તેનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાના હકો અને બંદાના

હકો બરબાદ કર્યા હશે અથવા ઈશારો એ છે કે ખોટી માન્યતાઓ અને ખોટા અખ્લાક તરફ અન્યોને બોલાવવું. ખુલાસો એ છે કે આવા લક્ષણો અઝાબના હકદાર થવા માટે પૂરતા છે અને આ અપરાધીમાં આવા લક્ષણો જોવા મળે છે પછી અઝાબથી છુટકારો કેવી રીતે કલ્પી શકાય છે.

આગળ અન્ય દુષ્ટ પ્રવૃત્તિઓનું વર્ણન છે જે અઝાબનું કારણ હોય છે, તેનાથી ઈમાનવાળાઓ બાકાત છે અને પછી તે બાકાતનું પરિણામ વર્ણન કરવામાં આવ્યું છે, એટલે કે) માણસ કમહિમ્મત પેદા થયો છે (પેદા થવાનો એ અર્થ નથી કે પ્રથમ પેદાઈશ વખતથી જ એવો છે બલકે અર્થ એ છે કે તેની પ્રકૃતિમાં એવી ક્ષમતા રાખવામાં આવી છે કે તે પોતાના સમયે પહોંચીને એટલે કે પાકટ થયા પછી તે દુષ્ટ આદતો અને લક્ષણોની ટેવવાળો બની જશે. બસ કમહિમ્મતીથી ભાવાર્થ સ્વાભાવિક કમહિમ્મતી નથી બલકે કમહિમ્મતીની અસરોને સ્વૈચ્છિક રીતે અપનાવવું ભાવાર્થ સ્વરૂપે છે જેને આગળ વર્ણન કરવામાં આવ્યું છે એટલે કે) જ્યારે તેને તકલીફ પહોંચે છે તો (જાઈઝની હદથી વધારે) ફરિયાદમાં લાગી જાય છે અને જ્યારે તેને છૂટછાટ હોય છે તો (જરૂરી હકોથી) કંજૂસાઈ કરવા લાગે છે (આ અઝાબના કારણોની પૂર્ણતા છે જે مَنْ اَدْبَرَ થી શરૂ થયા છે) પરંતુ તે નમાઝી (એટલે કે મો'મિન આ અઝાબના કારણોથી બાકાત છે) જે પોતાની નમાઝ ઉપર બરાબર ધ્યાન રાખે છે (એટલે કે નમાઝમાં જાહેર અથવા ગુપ્ત રીતે બીજી તરફ ધ્યાન નથી આપતો જેને قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ માં خَاشِعُوْنَ થી ઓળખાવવામાં આવ્યું છે كَذَا نَقَلَ ابْنُ كَثِيْرٍ عَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ بِقَوْلِهِ (الدَّائِمِ السَّاكِنِ وَعَنْهُ فِى الدُّرِّ الْمَنْثُوْرِ اِذَا صَلَّوْا لَمْ يَلْتَفِتُوْا عَنْ يَّمِيْنٍ وَّلَا شِمَالٍ) અને જેના માલમાં સવાલ કરનાર અને સવાલ ન કરનાર બધાનો હક છે (આ વિષય સૂરએ ઝારિયાતમાં આવી ચૂક્યો છે) અને જે કયામતના દિવસની માન્યતા રાખે છે અને પોતાના પરવરદિગારના અઝાબથી ડરનારા છે (અને) નિશ્ચિત તેમના પરવરદિગારનો અઝાબ નીડર થવાની વસ્તુ નથી (આ વાક્ય અપવાદ સ્વરૂપે છે) અને જે પોતાની શર્મગાહોને (હરામથી) સુરક્ષિત રાખનારા છે પરંતુ પોતાની પત્નીઓ અથવા પોતાની (શરઈ) બાંદીઓથી (હિફાઝત નથી કરતા) કારણ કે તેમના ઉપર (તેમાં) કોઈ આક્ષેપ નથી, હા ! જે તેના ઉપરાંત (અન્ય જગ્યાએ વાસનાતૃપ્તિનો) ઈચ્છુક હોય એવા લોકો (શરઈ) હદથી નીકળી જનારા છે અને

જે પોતાની ગવાહીઓને ઠીક ઠીક અદા કરે છે (તેનામાં ઓછું વત્તું નથી કરતો) અને જે પોતાની (ફરજ) નમાઝની પાબંદી કરે છે (બસ) એવા લોકો જન્નતોમાં ઈજ્જતથી દાખલ થશે (આ આયતોની તફસીર સૂરએ મો'મિનૂનમાં જોઈ લેવામાં આવે, આગળ કાફિરોની આશ્ચર્યજનક હાલત થવી અને કયામતનું અસ્તિત્વમાં આવવું દૂર ન હોવાનું વર્ણન છે, એટલે કે સારા અને નરસા બદલાના કારણો સ્પષ્ટ જાણ થઈ ચૂક્યા) તો (દલીલથી જાણ થયા પછી પણ) કાફિરોને શું થયું કે (આ વિષયોને જૂઠાડવા માટે) તમારા તરફ ડાબે અને જમણે ટોળે ટોળાં દોડતા આવી રહ્યા છે (એટલે કે આ વિષયોનું સમર્થન કરવું જોઈતું હતું પરંતુ તેના બદલે આ લોકો ભેગા થઈને તમારી પાસે એ હેતુથી આવે છે કે આ વિષયોને જૂઠાડે અને તેનો કટાક્ષ કરી મજાક ઉડાવે જેમકે અરબના કાફિરો નુબુવ્વતની ખબરો સાંભળી સાંભળીને આ હેતુથી આવતા હતા અને ઈસ્લામને ખોટો સમજવાની સાથે સાથે પોતાને સત્ય ઉપર હોવાનું સમજતા હતા અને જન્નતમાં જવાનો બદલો હોવાનું જાણતા હતા અને તેના આધારે તેઓ પોતાને જન્નતના હકદાર પણ સમજતા હતા وَلَئِنْ رُّجِعْتُ اِلٰى رَبِّىْٓ اِنَّ لِىْ عِنْدَهٗ لَلْحُسْنٰى તેથી તેનો રદિયો આપવા માટે કહેવામાં આવ્યું છે કે) શું તેમનામાં દરેક વ્યક્તિ એવી લાલચ ધરાવે છે કે તે જન્નતના ઐશ આરામમાં દાખલ કરી દેવામાં આવશે ! એવું કદાપિ થશે નહીં (કારણ કે જહન્નમના કારણો ઉપસ્થિત હોવાથી જન્નત કઈ રીતે મળશે ? અને આ લોકો આ વિષયોને જૂઠાડવામાં કયામત ઉપસ્થિત થવાને પણ જૂઠાડે છે અને તેને અસત્ય સમજે છે. આગળ તેના વિશે ઈરશાદ છે કે તેમનું આવું સમજવું માત્ર મૂર્ખામી છે, કારણ કે) અમે તેમને એવી વસ્તુથી પેદા કર્યા છે જેની તેમને પણ ખબર છે (બસ જ્યારે તેમને ખબર છે કે વીર્યથી માણસ બનાવ્યો છે અને દેખીતું છે કે વીર્યથી કે જેમાં ક્યારેય જિંદગી નથી આવી, માણસ બનવા સુધી જેટલા પણ તબક્કા છે તે તબક્કા મોત પછી સજીવન થવામાં નથી, કારણ કે તે અવશેષોમાં એક વખતે જિંદગી આવી ચૂકી છે તેને ફરીવાર જીવીત થવાનું અશક્ય સમજવું માત્ર મૂર્ખામી છે) પછી (બીજી રીતે આ કયામતના અસ્તિત્વના ઈન્કારના રદિયા માટે) હું કસમ ખાઉં છું પૂર્વ અને પશ્ચિમોના માલિકની (તેનો અર્થ સૂરએ સાફ્ફાતમાં આવી ચૂક્યો છે, આગળ કસમનો જવાબ છે) કે અમે એ બાબત ઉપર કાબૂ ધરાવીએ છીએ કે (દુનિયામાં જ) તેમની જગ્યાએ તેમનાથી સારા

લોકો લઈ આવીએ (એટલે કે પેદા કરીએ) અને અમે (તેનાથી) લાચાર નથી (બસ જ્યારે નવી મખ્લૂક અને તે પણ એવી જેમાં શ્રેષ્ઠ લક્ષણો વધારે હોય તેમને પેદા કરવું અમારા માટે વધારે સરળ છે તો તમને ફરીવાર જીવીત કરવું કયું મુશ્કેલ કામ છે ? પ્રથમ દલીલ પોતે આ ઈન્કારીઓની હાલતના આધારે છે અને બીજી દલીલ તેમના દષ્ટાંતો અને ઉદાહરણોની સંભાવનાના આધારે અને જ્યારે પોતે સત્યના કારણો દલીલોથી સાબિત થઈ ગયા અને તો પણ પોતાના ઈન્કારથી અટકતા નથી) તો તમે તેમને આ રમત અને પ્રવૃત્તિમાં રહેવા દો એટલે સુધી કે તેમને પોતાના તે દિવસથી વાસ્તો પડે જેનો તેમને વાયદો કરવામાં આવે છે, જે દિવસે તેઓ કબરોએથી નીકળીને એ રીતે દોડશે જેમકે કોઈ પૂજાધામ તરફ દોડતા ચાલ્યા જાય છે (અને) તેમની આંખો (શરમના માર્યા) નીચે ઝૂકેલી હશે (અને) તેમના ઉપર અપમાન છવાયેલું હશે, આ છે તેમનો તે દિવસ જેનો તેમને વાયદો કરવામાં આવતો હતો (કે જે હવે ઉપસ્થિત થઈ ગયો).

## મસ્અલા અને બોધપાઠ :

سَاَلَ سَآئِلٌ (સાલ સાઈલુન) સવાલ ક્યારેક કોઈ વસ્તુના સંશોધન માટે હોય છે, તેની સાથે અરબી ભાષામાં صِلَـهٗ حَرُفِ عَنْ નો ઉપયોગ કરવામાં આવે છે અને ક્યારેક સવાલ દરખાસ્તના અર્થમાં અને ક્યારેક કોઈ વસ્તુની માંગણી માટે પણ થાય છે તેથી અહીંયાં એવું જ છે, એટલા માટે અહીંયાં صِـلَـهٗ માં عَنْ ના બદલે بَاءٌ શબ્દ આવ્યો. بِـعَذَابٍ અર્થ એ છે કે એક માંગનારાએ અઝાબ માંગ્યો. નસાઈમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આ માંગનારો નઝર બિન હારિષ હતો જેણે કુર્આન અને રસૂલે કરીમ ﷺને જૂઠાડવામાં એવી હિંમતથી કામ લીધું કે કહેવા લાગ્યો اَللّٰهُمَّ اِنْ كَانَ هٰذَا هُوَ الْحَقَّ مِنْ عِنْدِكَ فَاَمْطِرْ عَلَيْنَا حِجَارَةً مِّنَ السَّمَآءِ اَوِائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ એટલે કે એવી દુઆ કરી કે યા અલ્લાહ ! જો આ કુર્આન સાચું જ છે અને તારા તરફથી જ છે તો અમારા ઉપર તારા તરફથી પથ્થર વરસાવી દે અથવા કોઈ બીજો ભયાનક અઝાબ મોકલી દે. (મઝહરી) અલ્લાહ તઆલાએ તેને ગઝ્વએ બદ્રમાં મુસલમાનોના હાથે અઝાબ આપ્યો. (મઝહરી, ઈબ્ને અબી હાતિમની રિવાયતથી) આ વ્યક્તિએ અલ્લાહ તઆલાનો જે અઝાબ પોતાના મોંઢેથી માંગ્યો હતો આગળ તેની અમુક હકીકતનું

વર્ણન છે કે આ અઝાબ કાફિરો ઉપર અવશ્ય ઉપસ્થિત થઈને રહેશે (ભલે દુનિયામાં અથવા આખિરતમાં અથવા તો બંનેમાં). આ અઝાબને દૂર કરવું કોઈની તાકાતની વાત નથી, આ અઝાબ અલ્લાહ તઆલા તરફથી છે જે ઉચ્ચ દરજ્જાવાળો છે. આ અંતિમ વાક્ય પ્રથમ વાક્યની દલીલ પણ છે કે જે અઝાબ અલ્લાહ તબારક વ તઆલા તરફથી થયો તેને દૂર કરવો અને ટાળવો કોઈના માટે કેવી રીતે શક્ય હોઈ શકે છે ?

مَعَارِجُ (મઆરિઝ) مَعْرَجُ નું બહુવચન છે, તે عُرُوْجُ (ઉરૂઝ)થી બને છે જેનો અર્થ "ઉપર ચઢવા"નો થાય છે અને مَعْرَجُ وَ مِعْرَاجُ તે સીઢીને કહેવામાં આવે છે જેમાં નીચેથી ઉપર ચઢવા માટે ઘણા બધા પગથિયાં હોય છે. અલ્લાહ તઆલાની સિફત આ આયતમાં ذِیْ مَعَارِجُ (ઝી મઆરિજ) એ અર્થમાં છે કે અલ્લાહ તઆલા સૌથી ઉચ્ચ દરજ્જાવાળો છે. (સઈદ બિન ઝુબેરના નિવેદન પ્રમાણે) અને આ ઉચ્ચ દરજ્જા ઉપર નીચે સાત આસમાન છે. હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે ذِیْ الْمَعَارِجُ (ઝી મઆરિજ)નો ભાવાર્થ ذِیْ السَّمٰوٰتُ (ઝિસ્સમાવાત) છે, એટલે કે "આસમાનોનો માલિક".

تَعْرُجُ الْمَلٰٓئِكَةُ وَالرُّوْحُ એટલે કે આ દરજ્જાઓ જે પડ ઉપર પડ છે તે દરજ્જાઓની અંદર ફરિશ્તાઓ ચઢે છે અને રૂહુલ અમીન હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) પણ. જો કે ફરિશ્તાના સમૂહમાં હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) પણ સામેલ છે પરંતુ સન્માન માટે તેમનું નામ અલગથી વર્ણન કરવામાં આવ્યું છે.

فِیْ یَوْمٍ كَانَ مِقْدَارُهٗ خَمْسِیْنَ اَلْفَ سَنَةٍ આ વાક્ય એક નિશ્ચિત ઘટના સંબંધી છે, એટલે કે یَقَعُ (યકઉ) ભાવાર્થ એ છે કે આ અઝાબ જેનું ઉપર વર્ણન આવ્યું છે તે કાફિરો ઉપર અવશ્ય ઉપસ્થિત થઈને રહેશે. તેનું ઉપસ્થિત થવું તે દિવસે થશે કે જેનું પ્રમાણ પચાસ હજાર વર્ષનું હશે. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે સહાબએ કિરામ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺને તે દિવસ વિશે સવાલ કર્યો કે જેનું પ્રમાણ પચાસ હજાર વર્ષ હશે કે આ દિવસ કેટલો લાંબો હશે? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કસમ છે તે જાતની જેના કબ્જામાં મારા પ્રાણ છે કે આ દિવસ મો'મિન ઉપર એટલો હળવો હશે કે

એક ફરજ નમાઝ અદા કરવાના સમયથી પણ ઓછો હશે.

*(રવાહુ અહમદ, અબૂ યઅ્લા, ઈબ્ને હબ્બાન, સહીહ સનદથી બયહકી, મઝહરી)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.) દ્વારા આ હદીષ વર્ણન કરવામાં આવી છે કે

يَكُوْنُ عَلَى الْمُؤْمِنِيْنَ كَمِقْدَارِمَا بَيْنَ الظُّهْرِ وَالْعَصْرِ اَخْرَجَهُ الْحَاكِمُ

وَالْبَيْهَقِيُّ مَرْفُوْعًا وَّمَوْقُوْفًا ـ مَظْهَرِى

*“આ દિવસ મો'મિનો માટે એટલો હશે જેટલો સમય ઝુહ્ર અને અસર વચ્ચે હોય છે. આ રિવાયત હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મરફૂઅન પણ નકલ થયેલી છે અને મવકૂફન પણ.”*

હદીષની આ રિવાયતોથી જાણ થઈ કે આ દિવસનું આ લંબાણ કે જે પચાસ હજાર વર્ષનું હશે તે કાફિરો માટે એક વધારાની વિપત્તિ છે જ્યારે કે તે મો'મિનો માટે ખૂબ ટૂંકો હશે.

**કયામતના દિવસની લંબાઈ એક હજાર વર્ષ અથવા પચાસ હજાર વર્ષ; એક તહકીક :**

આ આયતમાં કયામતના દિવસનું પ્રમાણ પચાસ હજાર વર્ષ બતાવવામાં આવ્યું છે અને સૂરએ તન્ઝીલ સિજ્દહની આયતમાં એક હજાર વર્ષ આવ્યું છે. આયત આ પ્રમાણે છે, يُدَبِّرُ الْاَمْرَمِنَ السَّمَاءِ اِلَى الْاَرْضِ ثُمَّ يَعْرُجُ اِلَيْهِ فِىْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗ اَلْفَ سَنَةٍ مِّمَّا تَعُدُّوْنَ એટલે કે “અલ્લાહના હુકમની તદ્બીર કરીએ છીએ આસમાનથી જમીન સુધી પછી ચઢીએ છીએ તેના તરફ એક એવા દિવસમાં જેનું પ્રમાણ એક હજાર વર્ષ છે.” સામાન્ય ગણતરીના આધારે આ બંને આયતોના વિષયમાં દેખીતો વિરોધાભાસ જણાય છે, તેનો જવાબ પ્રસ્તુત હદીષની રિવાયતોથી થઈ ગયો કે તે દિવસની લંબાઈ વિવિધ સમુદાયોના આધારે વિવિધ પ્રકારની હશે. બધા જ કાફિરો માટે પચાસ હજાર વર્ષનો, મો'મિનીન સાલિહીન માટે એક નમાઝના સમય જેટલો, તેમની વચ્ચે અનેક પ્રકારના કાફિરો છે, શક્ય છે કે અમુકના માટે માત્ર એક હજાર વર્ષ સમાન હોય અને અમુકના માટે તેનાથી વધુ. આ સમયનું લાંબું અને ટૂંકું હોવું ત્યાંની કઠોરતા, બેચેની અને રાહત તથા શાંતિના આધારે વિવિધ પ્રકારનું હોવું ઘણું પ્રખ્યાત છે કે બેચેની, પીડા અને

કષ્ટની કઠોરતાનો એક કલાક અમુક સમયે માણસને એક દિવસ બલકે એક અઠવાડિયું કે તેથી વધારે લાંબો જણાય છે અને આરામ તથા રાહતનો લાંબો સમય પણ ઘણો ટૂંકો લાગતો હોય છે.

તન્ઝીલ સિજ્દહની આયત કે જેમાં એક હજાર વર્ષનું વર્ણન કરવામાં આવ્યું છે તેનો એક ખુલાસો તફસીરે મઝહરીમાં આ પ્રકારે વર્ણન કર્યો છે કે આ આયતમાં જે દિવસનું વર્ણન છે તે દુનિયાના જ દિવસોમાંનો એક દિવસ છે, તેમાં જિબ્રઈલ (અલૈ.) અને ફરિશ્તાઓનું આસમાનેથી જમીન ઉપર આવવું, પછી જમીનેથી આસમાન પાછું જવું; આટલી લાંબી મુસાફરી પૂર્ણ કરે છે કે માણસ જો તે મુસાફરી કરવા ઇચ્છે તો એક હજાર વર્ષ લાગ્યા હોત, કારણ કે સહીહ હદીષોમાં આવ્યું છે કે આસમાનથી જમીન સુધી ૫૦૦ વર્ષનું અંતર છે તો ૫૦૦ વર્ષ ઉપરથી નીચે આવવાના અને ૫૦૦ પાછા જવાના આ કુલ એક હજાર વર્ષો માનવીની ચાલના આધારે છે કે ધારી લો કે માનવી આ મુસાફરીને કરતો હોત તો આવવા અને જવામાં તેને એક હજાર વર્ષ લાગી ગયા હોત, જો કે ફરિશ્તા આ મુસાફરીને ઘણા જ ઓછા સમયમાં પૂર્ણ કરી લે છે આથી સૂરએ સિજ્દહની આયતમાં દુનિયાના જ દિવસમાંથી એક દિવસનું વર્ણન થયું સૂરએ મઆરિઝમાં કયામતના દિવસનું વર્ણન છે જે દુનિયાના દિવસ કરતાં ઘણો મોટો હશે અને તેનું લાંબું અથવા ટૂંકું હોવું વિવિધ લોકો ઉપર પોતપોતાની પરિસ્થિતિઓ આધારે વિવિધ પ્રકારનું અનુભવાશે. વલ્લાહુ અઅ્લમુ.

إِنَّهُمْ يَرَوْنَهُ بَعِيدًا وَّنَرَاهُ قَرِيبًا અત્રે નજીક અને દૂર મુસાફરીના આધારે અથવા સમયકાળના આધારે નથી બલકે દૂર એ સંભાવનાથી દૂર અને અશક્ય હોવાના ભાવાર્થ સ્વરૂપે છે. આયતનો ભાવાર્થ એ છે કે આ લોકો તો કયામત ઉપસ્થિત થવાને બલકે તેની શકયતાને પણ ઘણી દૂરની વાત સમજી રહ્યા છે અને અમે જોઈ રહ્યા છે કે તેનું ઉપસ્થિત થવું એકદમ નિશ્ચિત છે.

وَلَا يَسْئَلُ حَمِيمٌ حَمِيمًا ۝ يُبَصَّرُونَهُمْ માં શબ્દ حَمِيمٌ (હમીમ)નો અર્થ ગાઢ અથવા નિખાલસ મિત્રનો થાય છે. કયામતની કઠોરતાનું વર્ણન એવું છે કે તે દિવસે કોઈ મિત્ર કોઈ મિત્રને પૂછશે નહીં મદદ અને સહાયતા કરવી તો બાજુએ રહ્યું. આગળ એ પણ બતાવી દેવામાં આવ્યું કે આ ન પૂછવું એટલા માટે નથી કે તે

દોસ્ત સામે નહીં હોય બલકે અલ્લાહ તઆલાની શક્તિ તે સૌને એકબીજાની સામે પણ લાવી દેશે પરંતુ દરેક વ્યક્તિ ત્રાહિમામ ત્રાહિમામની પરિસ્થિતિમાં હશે, કોઈનું પણ બીજાની તકલીફ અને રાહત તરફ ધ્યાન પણ જઈ શકશે નહીં.

كَلَّآ اِنَّهَا لَظٰى () نَزَّاعَةً لِّلشَّوٰى અહીંયાં اِنَّهَا (ઇન્નહા)ની ઝમીર نَارَ (નાર) તરફ ઢળેલી છે અને لَظٰى (લઝા)નો અર્થ "ચોખ્ખો ભડકો કોઈ પણ પ્રકારની બીજી મિલાવટ વિનાનો" અને شَوٰى (શવા) એ شَوَاةٌ (શવાત)નું બહુવચન છે જેનો અર્થ માથાની ચામડીનો પણ થાય છે અને હાથ પગની ચામડીનો પણ. ભાવાર્થ એ છે કે જહન્નમની આગ એક ઘણા ભયાનક ભડકનારા લપકારા સ્વરૂપે હશે જે ખોપરીની અથવા હાથ પગોની ચામડી ઉતારી નાંખશે.

تَدْعُوْا مَنْ اَدْبَرَ وَتَوَلّٰى () وَجَمَعَ فَاَوْعٰى આ આગ પોતે તે વ્યક્તિને બોલાવશે જેણે સત્યથી પીઠ ફેરવી અને મોઢું ફેરવ્યું અને ધન એકઠું કર્યું પછી તેને સંગ્રહી રાખ્યું. અહીંયાં એકઠું કરવાનો ભાવાર્થ એ છે કે શરીઅત વિરુદ્ધ નાજાઇઝ પદ્ધતિથી એકઠું કરે અને સંગ્રહી રાખવાથી ભાવાર્થ એ છે કે માલ ઉપર લાગુ પડતા ફરજ અને વાજિબો અદા ન કરે જેમકે સહીહ હદીષોથી સાબિત છે.

اِنَّ الْاِنْسَانَ خُلِقَ هَلُوْعًا માં શબ્દ هَلُوْعٌ (હલૂઅ્)નો શાબ્દિક અર્થ લાલચું, અધીરો અને ડરપોક વ્યક્તિ થાય છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આયતમાં هَلُوْعٌ (હલૂઅ્)નો ભાવાર્થ તે વ્યક્તિ છે જે હરામ માલની લાલચમાં પડે અને હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)એ કહ્યું કે તેનાથી ભાવાર્થ કંજૂસ વ્યક્તિ છે અને મકાતિલ (રહ.)એ ફરમાવ્યું કે ઝીણા જીવનો અને અધીરો વ્યક્તિ ભાવાર્થ સ્વરૂપે છે અને આ બધા અર્થો સમાનાર્થી છે. "હલૂઅ્"ના ભાવાર્થમાં બધા જ સામેલ છે. આ હલૂઅ્નો ખુલાસો પોતે કુર્આને કરીમના શબ્દોમાં આવી રહ્યો છે.

અત્રે એ શંકા ન કરવામાં આવે કે જ્યારે તેને પેદા જ એવી હાલત ઉપર કરવામાં આવ્યો છે અને આ ખામી તેના સર્જનમાં જ મૂકવામાં આવી છે તો પછી તેમાં એનો શું વાંક ! તે અપરાધી કઈ રીતે ઠરાવવામાં આવ્યો ? કારણ એ છે કે તેનાથી ભાવાર્થ માણસની પ્રકૃતિ અને તેના સ્વભાવગત લક્ષણોમાં રાખવામાં આવેલી ક્ષમતા અને ખુબીઓ ખામીઓ છે. બસ તેમાં અલ્લાહ તઆલાએ દરેક

ભલાઈ અને સુધારણાની ક્ષમતા અને ભાવના પણ મૂકી છે તથા બુરાઈ અને દુષ્ટતાની પણ અને તેને બુદ્ધિ અને સમજદારી પણ અર્પણ કરી છે તથા પોતાની કિતાબો અને રસૂલો દ્વારા દરેક કામનું પરિણામ પણ બતાવી દીધું છે તો હવે પોતાના અધિકારથી તેણે બુરાઈ અને દુષ્ટતા અપનાવી અને પોતાના સ્વૈચ્છિક અમલોને તે માર્ગે વાળી દીધા તો તે અપરાધી તે સ્વૈચ્છાએ કરેલા અમલોના કારણે ઠરાવવામાં આવ્યો, તેના સર્જનમાં જે સ્વભાવગત ખામીઓ મૂકવામાં આવી હતી તેના કારણે તે અપરાધી ઠરાવવામાં આવ્યો નથી જેમકે આગળ "હલૂઅ્"ના અર્થનો ખુલાસો પોતે કુર્આને કરીમે કર્યો છે તેમાં માત્ર સ્વૈચ્છિક પ્રવૃત્તિઓનું વર્ણન કર્યું છે તે આ છે.

إِذَا مَسَّهُ الشَّرُّ جَزُوعًا () وَإِذَا مَسَّهُ الْخَيْرُ مَنُوعًا એટલે કે આ માનવીના કમહિંમતપણા અને અધીરાપણાની એવી પરિસ્થિતિ છે કે જ્યારે તેને કોઈ તકલીફ અથવા મુસીબત પડે છે તો ધૈર્ય દાખવતો નથી અને જ્યારે કોઈ રાહત અને આરામ તથા માલ અને દોલત મળી જાય છે તો તેમાં કંજૂસી કરે છે. અહીંયાં અધીરાપણા અને કમહિંમતપણાથી ભાવાર્થ એ છે કે જે શરીઅતની હદો છે તેનાથી બહાર નીકળી જાય અને કંજૂસીથી ભાવાર્થ ફરજો અને વાજિબો અદા કરવામાં ઢીલાશ વર્તે. આગળ સામાન્ય માનવીની આ પ્રસ્તુત ટેવથી મો'મિનીન સાલિહીનને બાકાત કરવામાં આવ્યા છે અને તેમના અમલો અને નેક સદ્વ્યવહારનું વર્ણન કરવામાં આવ્યું છે જે إِلَّا الْمُصَلِّينَ થી શરૂ થઈને عَلَى صَلَوٰتِهِمْ يُحَافِظُونَ સુધી વર્ણન કરવામાં આવ્યું છે. અહીંયાં બાકાત રાખવા માટે શબ્દ مُصَلِّينَ (મુસલ્લીન) ઉપયોગ થયો છે એટલે કે નમાઝી અને તેનાથી ભાવાર્થ મો'મિનીન છે, તેમાં ઈશારો એ તરફ છે કે નમાઝ મો'મિનની પ્રથમ અને સૌથી મોટી નિશાની છે. મો'મિનીન કહેવડાવવાના હકદાર તે લોકો જ હોઈ શકે છે જેઓ નમાઝી હોય છે. આગળ આ નમાઝીઓના લક્ષણો બતાવ્યા છે الَّذِينَ هُمْ عَلَى صَلَاتِهِمْ دَائِمُونَ ભાવાર્થ એ છે કે તે નમાઝી જે સંપૂર્ણ નમાઝમાં પોતાની નમાઝ તરફ જ ધ્યાનમગ્ન રહે અને આમતેમ ધ્યાન કેન્દ્રિત ન કરે. ઈમામ બગવી (રહ.)એ પોતાની સનદ સાથે અબૂલ ખૈરથી રિવાયત કરી છે કે અમે હઝરત ઉકબા બિન આમિર (રદિ.)ને આ આયત عَلَى صَلَاتِهِمْ دَائِمُونَ નો ભાવાર્થ

પૂછ્યો કે શું તેનો ભાવાર્થ એ છે કે જે હંમેશા હંમેશા નમાઝ પઢે છે ? તેમણે કહ્યું કે ના, ભાવાર્થ એ નથી બલકે ભાવાર્થ આ છે કે જેઓ પ્રથમથી અંતિમ નમાઝ સુધી પોતાની નમાઝ તરફ જ ધ્યાન કેન્દ્રિત રાખે. ડાબે જમણે, આગળ પાછળ ધ્યાન ન આપે. તેનો ખુલાસો અને ભાવાર્થ તે જ થયો જે સૂરએ મો'મિનૂનમાં اَلَّذِيْنَ فِىْ صَلَاتِهِمْ خَاشِعُوْنَ નો છે, તો આ વાક્યમાં નમાઝના ખુશૂઅ્ (એકાગ્રતા)નું વર્ણન થયું અને આગળ وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَاتِهِمْ يُحَافِظُوْنَ આવી રહ્યું છે તેમાં નમાઝ તથા નમાઝના શિષ્ટાચાર અને નમાઝ ઉપર કાયમ રહેવાનું વર્ણન છે તેથી તેને આ વિષયનું પુનરાવર્તન થયું કહેવાશે નહીં, આગળ મો'મિનીન સાલિહીનના જે લક્ષણો વર્ણન કરવામાં આવ્યા છે તે સૌ લગભગ તે જ છે જે સૂરએ મો'મિનૂનમાં વર્ણન થયા છે અને એ જ સૂરતમાં તેના અર્થોનું સંપૂર્ણ વિવરણ લખવામાં આવી ચૂક્યું છે ત્યાં જોઈ લેવામાં આવે.

**ઝકાતનું પ્રમાણ અલ્લાહ તઆલા તરફથી નિશ્ચિત છે, તેમાં ઓછું વત્તું કરવાનો કોઈને અધિકાર નથી :**

وَالَّذِيْنَ فِىْ اَمْوَالِهِمْ حَقٌّ مَّعْلُوْمٌ આ આયતથી જાણ થઈ કે ઝકાતનું પ્રમાણ અલ્લાહ તઆલા તરફથી નિશ્ચિત છે અને ખબર છે જેની વિગત રસૂલે કરીમ ﷺની સહીહ હદીષોથી નકલ થઈ છે તેથી ઝકાતનું પ્રમાણ ભલે ઝકાતના નિસાબ સંબંધી હોય અથવા વાજિબ પ્રમાણના સંદર્ભમાં; બંને અલ્લાહ તઆલા તરફથી નિશ્ચિત કરવામાં આવેલ છે અને આ દરેક સમયકાળ અને પરિસ્થિતિઓ બદલાવાથી બદલાઈ નથી શકતા.

فَمَنِ ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ આનાથી આગલી આયતમાં મનેચ્છાઓ અને જાતીય આવેગોને શાંત કરવાનો જાઈઝ તરીકો નિકાહ કરવામાં આવેલ પત્ની અથવા શરઈ બાંદી બતાવવામાં આવ્યો હતો. આ આયતમાં તે બંને સ્વરૂપો સિવાય કામવાસના સંતોષવી દરેક સ્વરૂપે પ્રતિબંધિત અને નાજાઈઝ ઠરાવવામાં આવી છે, તેમાં નિકાહના તે સ્વરૂપો પણ સામેલ છે જે શરઈ રીતે હલાલ નથી. જેમકે તે સ્ત્રીઓ સાથે નિકાહ કરવા જેનાથી શરઈ રીતે નિકાહ હરામ છે એ જ પ્રમાણે "મુત્આ" (Contract Marriage) જે શરીઅત પ્રમાણેની નિકાહ નથી તે પણ હરામ છે.

**હસ્તમૈથુનથી કામવાસના સંતોષવી હરામ છે :**

ઘણા ફુકહાએ હસ્તમૈથુનથી કામવાસના સંતોષવાને પણ આ જ સામાન્ય અર્થમાં સામેલ ઠરાવી હરામ ઠરાવ્યું છે. ઈબ્ને જુરયૂજ કહે છે કે મેં હઝરત અતાઅ્થી એના વિશે પૂછ્યું, તેમણે કહ્યું મકરૂહ છે. મેં સાંભળ્યું છે કે મહશરમાં અમુક એવા લોકો આવશે જેમના હાથ ગર્ભ ધારણ કરેલા હશે. મારું અનુમાન એ છે કે આ તે જ લોકો છે જેઓ પોતાની કામવાસના હસ્તમૈથૂન કરી પૂર્ણ કરતા હતા અને હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)એ કહ્યું કે અલ્લાહ તઆલાએ એક એવી કોમ ઉપર અઝાબ નાઝિલ કર્યો જે પોતાના હાથોથી પોતાના ગુપ્તાંગો સાથે રમત રમે છે. એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَلْعُوْنٌ مَنْ نَكَحَ يَدَهٗ એટલે કે જે પોતાના હાથ સાથે નિકાહ કરે તે નીંદાપાત્ર છે. જો કે આ હદીષની સનદ કમજોર છે. *(મઝહરી)*

**બધા હુકુકુલ્લાહ (અલ્લાહ તઆલાના હકો) અને બધા હુકુકુલઈબાદ (બંદાના હકો) અમાનતમાં સામેલ છે :**

وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ આ આયતમાં اَمَانَاتٌ (અમાનાત) બહુવચનનું સર્વનામ ઉપયોગવામાં આવ્યું છે, જેમકે એક બીજી જગ્યાએ પણ اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تُؤَدُّوا الْاَمٰنٰتِ اِلٰٓى اَهْلِهَا કહ્યું છે. બંને સ્થળે બહુવચન લાવવાથી એ તરફ ઈશારો છે કે અમાનતો માત્ર એ માલ નથી જે કોઈનો તમારી પાસે મૂકવામાં આવ્યો હોય બલકે તમારા વાજિબ હકો જેનું અદા કરવું તમારા માથે ફરજ છે તે બધું પણ અમાનતો છે, તેમાં ઉણપ રાખવી ખયાનત છે. તેમાં બધા જ હુકૂકુલ્લાહ નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત પણ સામેલ છે અને બધા જ હુકુકુલઈબાદ જે અલ્લાહ તઆલા તરફથી કોઈના ઉપર વાજિબ છે અથવા તેણે પોતે કોઈ કરાર વ્યવહાર દ્વારા પોતાના માટે જરૂરી ઠરાવી લીધા છે તે સૌ અમાનતની લીસ્ટમાં સામેલ છે અને તેની અદાયગી ફરજ છે તેમાં ઉણપ રાખવી ખયાનત છે. *(મઝહરી)*

وَالَّذِيْنَ هُمْ بِشَهٰدٰتِهِمْ قَآئِمُوْنَ અત્રે પણ શબ્દ شَهَادَاتٌ (શહાદાત) ''ગવાહીઓ''ને બહુવચનમાં લાવવામાં એ તરફ ઈશારો જોવા મળે છે કે ગવાહીના ઘણા બધા પ્રકારો છે અને દરેક પ્રકારની ગવાહીઓ કાયમ રાખવી

વાજિબ છે, તેમાં ઈમાન અને તવહીદની ગવાહીઓ તથા રિસાલતની ગવાહી પણ સામેલ છે. હલાલ રમઝાન અને શરઈ હદોની ગવાહીઓ પણ અને લોકોના પરસ્પર વ્યવહારો જે કોઈની સાથે થયા હોય તેની ગવાહીઓ પણ કે તે ગવાહીઓનું છુપાવવું અથવા તેમાં ઓછું વત્તું કરવું હરામ છે, તેને જેવું ને તેવું સાચું સાચું સ્થાપિત કરવું આ આયતની રૂએ ફરજ છે. વલ્લાહુ અઅ્લમુ.

*(મઝહરી)*

تَمَّتْ بِحَمْدِ اللّٰهِ يَوْمَ الثُّلٰثَاءِ ٨ رَجَبْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મઆરિઝ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□

**તારીખ : ૨૧ સપ્ટેમ્બર ૨૦૧૪ મુતાબિક તા. ૨૫ જિલ્કદ ૧૪૩૫ હિજરી**

**ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી**

પ્રકરણ (૭૧)

# સૂરએ નૂહ (અલૈ.)

સૂરએ નૂહ (અલૈ.) મક્કામાં નાઝિલ થઈ, તેની અઠ્ઠાવીસ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ નૂહ અલૈ. : આયત નં. ૧ થી ૨૮)**

(٧١) سُورَةُ نُوحٍ مَكِّيَّةٌ (٧١) — آياتها ٢٨ — ركوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

إِنَّآ أَرْسَلْنَا نُوحًا إِلَىٰ قَوْمِهِۦٓ أَنْ أَنذِرْ قَوْمَكَ مِن قَبْلِ أَن يَأْتِيَهُمْ
عَذَابٌ أَلِيمٌ ﴿١﴾ قَالَ يَٰقَوْمِ إِنِّى لَكُمْ نَذِيرٌ مُّبِينٌ ﴿٢﴾ أَنِ ٱعْبُدُوا۟ ٱللَّهَ
وَٱتَّقُوهُ وَأَطِيعُونِ ﴿٣﴾ يَغْفِرْ لَكُم مِّن ذُنُوبِكُمْ وَيُؤَخِّرْكُمْ إِلَىٰٓ أَجَلٍ مُّسَمًّى
إِنَّ أَجَلَ ٱللَّهِ إِذَا جَآءَ لَا يُؤَخَّرُ لَوْ كُنتُمْ تَعْلَمُونَ ﴿٤﴾ قَالَ رَبِّ إِنِّى دَعَوْتُ
قَوْمِى لَيْلًا وَنَهَارًا ﴿٥﴾ فَلَمْ يَزِدْهُمْ دُعَآءِىٓ إِلَّا فِرَارًا ﴿٦﴾ وَإِنِّى كُلَّمَا
دَعَوْتُهُمْ لِتَغْفِرَ لَهُمْ جَعَلُوٓا۟ أَصَٰبِعَهُمْ فِىٓ ءَاذَانِهِمْ وَٱسْتَغْشَوْا۟ ثِيَابَهُمْ وَأَصَرُّوا۟ وَ
ٱسْتَكْبَرُوا۟ ٱسْتِكْبَارًا ﴿٧﴾ ثُمَّ إِنِّى دَعَوْتُهُمْ جِهَارًا ﴿٨﴾ ثُمَّ إِنِّىٓ أَعْلَنتُ لَهُمْ
وَأَسْرَرْتُ لَهُمْ إِسْرَارًا ﴿٩﴾ فَقُلْتُ ٱسْتَغْفِرُوا۟ رَبَّكُمْ إِنَّهُۥ كَانَ غَفَّارًا ﴿١٠﴾
يُرْسِلِ ٱلسَّمَآءَ عَلَيْكُم مِّدْرَارًا ﴿١١﴾ وَيُمْدِدْكُم بِأَمْوَٰلٍ وَبَنِينَ وَيَجْعَل
لَّكُمْ جَنَّٰتٍ وَيَجْعَل لَّكُمْ أَنْهَٰرًا ﴿١٢﴾ مَّا لَكُمْ لَا تَرْجُونَ لِلَّهِ وَقَارًا ﴿١٣﴾
وَقَدْ خَلَقَكُمْ أَطْوَارًا ﴿١٤﴾ أَلَمْ تَرَوْا۟ كَيْفَ خَلَقَ ٱللَّهُ سَبْعَ سَمَٰوَٰتٍ طِبَاقًا ﴿١٥﴾ وَجَعَلَ
ٱلْقَمَرَ فِيهِنَّ نُورًا وَجَعَلَ ٱلشَّمْسَ سِرَاجًا ﴿١٦﴾ وَٱللَّهُ أَنۢبَتَكُم مِّنَ ٱلْأَرْضِ

نَبَاتًا ﴿١٧﴾ ثُمَّ يُعِيدُكُمْ فِيهَا وَيُخْرِجُكُمْ إِخْرَاجًا ﴿١٨﴾ وَاللّٰهُ جَعَلَ لَكُمُ الْأَرْضَ
بِسَاطًا ﴿١٩﴾ لِّتَسْلُكُوا مِنْهَا سُبُلًا فِجَاجًا ﴿٢٠﴾ قَالَ نُوحٌ رَّبِّ إِنَّهُمْ عَصَوْنِي وَاتَّبَعُوا
مَن لَّمْ يَزِدْهُ مَالُهُ وَوَلَدُهُ إِلَّا خَسَارًا ﴿٢١﴾ وَمَكَرُوا مَكْرًا كُبَّارًا ﴿٢٢﴾ وَ
قَالُوا لَا تَذَرُنَّ آلِهَتَكُمْ وَلَا تَذَرُنَّ وَدًّا وَلَا سُوَاعًا وَلَا يَغُوثَ وَيَعُوقَ وَنَسْرًا ﴿٢٣﴾
وَقَدْ أَضَلُّوا كَثِيرًا ۖ وَلَا تَزِدِ الظّٰلِمِينَ إِلَّا ضَلَالًا ﴿٢٤﴾ مِّمَّا خَطِيئَاتِهِمْ أُغْرِقُوا
فَأُدْخِلُوا نَارًا فَلَمْ يَجِدُوا لَهُم مِّن دُونِ اللّٰهِ أَنصَارًا ﴿٢٥﴾ وَقَالَ نُوحٌ رَّبِّ لَا
تَذَرْ عَلَى الْأَرْضِ مِنَ الْكٰفِرِينَ دَيَّارًا ﴿٢٦﴾ إِنَّكَ إِن تَذَرْهُمْ يُضِلُّوا
عِبَادَكَ وَلَا يَلِدُوا إِلَّا فَاجِرًا كَفَّارًا ﴿٢٧﴾ رَّبِّ اغْفِرْ لِي وَلِوَالِدَيَّ وَلِمَن دَخَلَ
بَيْتِيَ مُؤْمِنًا وَلِلْمُؤْمِنِينَ وَالْمُؤْمِنٰتِ وَلَا تَزِدِ الظّٰلِمِينَ إِلَّا تَبَارًا ﴿٢٨﴾

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*નિ:શંક ! અમે નૂહને તેમની કોમ તરફ મોકલ્યા કે પોતાની કોમને ડરાવો એ પહેલાં કે તેમના ઉપર દર્દનાક અઝાબ પહોંચે. (૧) બોલ્યા, હે મારી કોમ ! હું તમને સ્પષ્ટ રીતે ડર સંભળાવું છું (૨) કે અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરો અને મારું કહ્યું માનો (૩) જેથી તે તમને તમારા કંઈક ગુનાહ મા'ફ કરે અને તમને એક નિશ્ચિત વાયદા સુધી ઢીલ આપે, નિ:શંક તે વાયદો જે અલ્લાહે કર્યો છે જ્યારે આવી પહોંચશે તેને ઢીલ હશે નહીં; જો તમને સમજ છે. (૪) બોલ્યા, હે પરવરદિગાર ! હું પોતાની કોમને રાત્રે અને દિવસે બોલાવતો રહ્યો, (૫) પછી મારા બોલાવવાથી તેઓ વધારે નાસવા લાગ્યા (૬) અને મેં જ્યારે કદી પણ તેમને બોલાવ્યા જેથી તું તેમને મા'ફ કરે તો પોતાના કાનોમાં આંગળીઓ નાંખવા લાગ્યા અને પોતાના ઉપર કપડાં વીંટાળવા લાગ્યા અને હઠ કરી અને અભિમાન કર્યું; ઘણું મોટું અભિમાન.*

(૭) પછી મેં તેમને મોટા અવાજે બોલાવ્યા, (૮) પછી મેં તેમને જાહેરમાં કહ્યું અને છાની રીતે (સમજાવ્યા) (૯) તો મેં કહ્યું, પોતાના પરવરદિગારથી ગુનાહ મા'ફ કરાવો, નિ:શંક તે મા'ફ કરનારો છે. (૧૦) તમારા ઉપર આસમાનની (વરસાદની) ધારા છોડી દેશે (૧૧) અને તમને વધારી દેશે માલ અને દિકરાઓથી અને તમારા માટે બગીચા બનાવી દેશે અને તમારા માટે નહેરો વહાવી દેશે. (૧૨) તમને શું થયું ! કેમ અલ્લાહની મહત્તાને માન્ય નથી રાખતા ? (૧૩) અને તેણે જ તમને વિવિધ પ્રકારે બનાવ્યા. (૧૪) શું તમે નથી જોયું અલ્લાહે સાત આસમાન કેવા બનાવ્યા થર ઉપર થર !? (૧૫) અને તેમાં ચંદ્રને પ્રકાશિત રાખ્યો અને સૂરજને સળગતો દીવો રાખ્યો. (૧૬) અને અલ્લાહે તમને જમીનથી ઊગાડ્યા (વિકસિત કર્યા) ખાસ પ્રકારે. (૧૭) પછી ફરી તમને તેમાં (મૃત્યુ આપી) પાછા મોકલશે અને તમને બહાર કાઢશે. (૧૮) અને અલ્લાહે તમારા માટે જમીનને પાથરણું બનાવી દીધું (૧૯) જેથી તેમાં પહોળા રસ્તાઓએ ચાલો. (૨૦) નૂહે કહ્યું, હે મારા પરવરદિગાર ! તેમણે મારું કહ્યું ન માન્યું અને એવાનું કહ્યું માન્યું જેને તેની સંપત્તિ અને સંતતિથી ઓર વધારે નુકસાન હોય. (૨૧) અને ષડયંત્ર કર્યા છે; ભારે ષડયંત્ર. (૨૨) અને બોલ્યા, કદાપિ પોતાના પૂજ્યોને છોડશો નહીં અને ન તો "વદ"ને છોડશો અને ન જ "સુવાઅ"ને અને ન તો "યગૂષ"ને અને ન જ "યઊક" અને "નસ્ર"ને. (૨૩) અને ઘણાઓને ભટકાવી દીધા અને (હે અલ્લાહ !) તું અન્યાયીઓની પ્રગતિ કરીશ નહીં માત્ર ગુમરાહી સિવાય. (૨૪) અમુક તેઓ પોતાના ગુનાહોથી ડૂબાડવામાં આવ્યા, પછી આગમાં નાંખવામાં આવ્યા, પછી પોતાના માટે તેમણે અલ્લાહ સિવાય કોઈ મદદગાર પામ્યો નહીં. (૨૫) અને નૂહ (અલૈ.)એ કહ્યું, હે પરવરદિગાર ! પૃથ્વી ઉપર ઈન્કારીઓનું એક(પણ) વસવાટ કરનાર ઘર છોડીશ નહીં. (૨૬) નિશ્ચિત જો તું તેમને છોડી દઈશ તો તારા બંદાઓને ભટકાવશે અને જે જણશે તે માત્ર દુષ્ટ (અને) સત્યના ઈન્કારી. (૨૭) હે પરવરદિગાર ! મને અને મારા માતા પિતાને મા'ફ કર અને જે મારા ઘરમાં ઈમાનવાળા આવે અને સૌ ઈમાનવાળા પુરુષોને અને સ્ત્રીઓને અને ગુનેહગારો ઉપર આ જ બરબાદ થવું વધાર્યે રાખ. (૨૮)

**તફસીર :**

અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ પાસે (પયગમ્બર બનાવીને) મોકલ્યા હતા કે તમે પોતાની કોમને (કુફ્રના વિનાશથી) ડરાવો તે પહેલાં કે તેમના ઉપર કષ્ટદાયક અઝાબ આવે (એટલે કે તેમને કહો કે જો ઈમાન લાવશો નહીં તો તમારા ઉપર દર્દનાક અઝાબ આવશે, ભલે તે દુનિયામાં પ્રલય દ્વારા અથવા આખિરતમાં દોઝખ વગેરે દ્વારા. મતલબ કે) તેમણે (પોતાની કોમને) કહ્યું કે હે મારી કોમ ! હું તમારા માટે સ્પષ્ટ ડરાવનારો છું (અને કહું છું) કે તમે અલ્લાહની ઈબાદત કરો (એટલે કે તવહીદ અપનાવો) અને તેનાથી ડરો અને મારું કહ્યું માનો, તે તમારા ગુનાહ મા'ફ કરી દેશે (مِّنْ ذُنُوْبِكُمْ ની તફસીર સૂરએ અહકાફમાં આવી ચૂકી છે) અને તમને નિશ્ચિત સમય (એટલે કે મોતના સમય) સુધી (અઝાબ વિના) મહોલત આપશે (એટલે ઈમાન ન લાવવા ઉપર જે અઝાબનો મરતાં પહેલાં વાયદો કરવામાં આવે છે જો ઈમાન લઈ આવ્યા તો તે અઝાબ આવશે નહીં અને બાકી મોત માટે જે) અલ્લાહે નક્કી કરેલ સમય (છે) જ્યારે આવશે તો ટળશે નહીં (એટલે કે મોત આવવી તો દરેક પરિસ્થિતિમાં આવશ્યક છે, ઈમાનની હાલતમાં પણ અને કુફ્રની હાલતમાં પણ પરંતુ બંને હાલતોમાં એટલો તફાવત છે કે એક હાલતમાં આખિરતના અઝાબ ઉપરાંત દુનિયામાં પણ અઝાબ થશે અને એક પરિસ્થિતિમાં દુનિયા અને આખિરત બંનેના અઝાબથી સુરક્ષિત રહેશે) ઘણું સારું થયું હોત જો તમે (આ વાતોને) સમજ્યા હોત (જ્યારે લાંબા સમય સુધી આ બોધપાઠની કંઈ અસર કોમ ઉપર ન થઈ તો) નૂહે (અલૈ.એ અલ્લાહ તઆલા પાસે) દુઆ (અને વિનંતી) કરી કે હે મારા પરવરદિગાર ! મેં મારી કોમને રાતે પણ અને દિવસે પણ (સત્ય દીન તરફ) બોલાવી, બસ મારા બોલાવવા ઉપર (દીનથી) તેઓ વધારે નાસતા રહ્યા અને (તે નાસવું એવું થયું કે) મેં જ્યારે કદી તેમને (સત્ય દીન તરફ) બોલાવ્યા કે જેથી (તેમના ઈમાનના કારણે) તું તેમને મા'ફ કરી દે તો તે લોકોએ પોતાની આંગળીઓ પોતાના કાનોમાં નાંખી દીધી (જેથી સત્ય વાત સાંભળી પણ નહીં અને આ નફરતની પરાકાષ્ઠા છે) અને (વળી અત્યંત દુશ્મની સાથે તેમણે) પોતાના કપડાં (પોતાના ઉપર) લપેટી લીધા (જેથી સત્ય વાત કહેનારને જુએ

પણ નહીં અને કહેનાર પણ તેમને ન જોઈ શકે) અને (તેમણે પોતાના કુફ્ર અને ઈન્કાર ઉપર) હઠાગ્રહ કર્યો અને (મારા આજ્ઞાપાલનથી) અંતિમ કક્ષાનું અભિમાન કર્યું (પરંતુ આ નફરત અને અભિમાન) પછી (પણ હું તેમને વિવિધ રીતે શિખામણ આપતો રહ્યો જેથી) મેં તેમને (સત્ય દીન તરફ) મોટા અવાજે બોલાવ્યા (તેનો ભાવાર્થ સંબોધન અને જાહેર ભાષણ છે જેમાં સ્વાભાવિક રીતે અવાજ મોટો રાખવો પડે છે), પછી મેં તેમને (ખાસ સંબોધન કરી) જાહેરમાં પણ સમજાવ્યા અને તેમને બિલકુલ ગુપ્ત રીતે પણ સમજાવ્યા (એટલે કે લાભ પહોંચાડવાની જેટલી પદ્ધતિઓ હતી બધી જ રીતે સમજાવ્યા, મતલબ કે અનેક સમયે સમજાવ્યા, રાત્રે પણ અને દિવસે પણ અને અનેક પરિસ્થિતિઓમાં પણ, જાહેરમાં પણ અને ગુપ્ત રીતે પણ) અને (આ સમજાવવામાં) મેં (તેમને) કહ્યું કે પોતાના પરવરદિગાર પાસે ગુનાહ મા'ફ કરાવો (એટલે કે ઈમાન લઈ આવો જેથી ગુનાહ મા'ફ કરવામાં આવે) બેશક ! તે બખ્શનારો છે (જો તમે ઈમાન લઈ આવશો તો આખિરતની નેઅ્મત ઉપરાંત) કે (જે મગફિરત છે દુનિયવી નેઅ્મતો પણ તમને અર્પણ કરશે જેથી) મોટા પ્રમાણમાં તમારા ઉપર વરસાદ મોકલશે અને તમારા માલ અને અવલાદમાં પ્રગતિ આપશે અને તમારા માટે બગીચા લગાવી દેશે અને તમારા માટે નહેરો વહાવી દેશે (આ નેઅ્મતોના વર્ણનથી કદાચ એ લાભ થાય કે ઘણું ખરું સ્વાભાવિકપણે રોકડ અને જલદીથી પ્રાપ્ત થનારી વસ્તુઓની તલબ વધારે હોય છે. દૂર્રે મન્સૂરમાં કતાદહ રદિ.નું નિવેદન છે કે તે લોકો દુનિયાના વધારે લાલચું હતા એટલા માટે આવું કહ્યું અને તેના ઉપર એવી શંકા ન કરવામાં આવે કે ઘણી વખતે આ દુનિયવી બાબતો ઈમાન અને ઈસ્તિગફાર ઉપર લાગુ નથી પડતી. વાત એમ છે કે યા તો આ ખાસ વાયદો માત્ર તે લોકો માટે જ હશે અને જો સામાન્ય બાબત છે તો નિયમ એ છે કે ઉપસ્થિત નથી તે ઉત્તમ વસ્તુ આપવી પણ વાયદો પૂર્ણ કરવું જ હોય છે બલકે વાયદાથી વધારે હોય છે. બસ, સંપૂર્ણ ઈમાન ઉપર રૂહાની ખુશી અને થોડા ઉપર સંતોષ તથા અલ્લાહ તઆલા જે હાલતમાં રાખે તેમાં રાજી રહેવું વગેરે નેઅ્મતો અર્પણ થાય છે, જે તે વસ્તુઓથી ઉત્તમ છે અને સંપૂર્ણ છે બલકે દુનિયાની બધી દોલત અને બધી પ્રસ્તુત ચીજવસ્તુઓનો મૂળ હેતુ પણ તો દિલનો સંતોષ અને આરામ

જ છે. આગળ નૂહ અલૈ.ની વાતચીતની પૂર્ણતા છે, એટલે કે મેં તેમને એ પણ કહ્યું કે) તેણે તમને વિવિધ રીતે બનાવ્યા (કે ચાર તત્ત્વોથી તમારો ખોરાક, પછી ખોરાકથી નુત્ફો અને નુત્ફા પછી લોહીનો ગઠ્ઠો-અલકહ અને પછી માંસનો લોથડો-મુદગહ વગેરે વિવિધ સ્વરૂપોથી પસાર થઈને સંપૂર્ણ માનવી બન્યો. આ દલીલ તો પોતે માનવીની જાત સાથે સંબંધિત હતી, આગળ આકાશ વિશે દલીલો છે કે) શું તમને ખબર નથી કે અલ્લાહ તઆલાએ કઈ રીતે સાત આસમાન ઉપર નીચે પેદા કર્યા અને તેમાં ચંદ્રને પ્રકાશ (એટલે કે પરપ્રકાશિત) બનાવ્યો અને સૂર્યને દીવો (સ્વયં પ્રકાશિત) બનાવ્યો (અને ચંદ્ર જો કે બધા આસમાનોમાં નથી પરંતુ فِيهِنَّ સામૂહિક રીતે કહ્યું અને તેના વિશે અમુક વિગત સૂરએ ફુરકાનમાં પણ આવી ચૂકી છે) અને અલ્લાહ તઆલાએ તમને જમીનથી એક ખાસ સ્વરૂપે પેદા કર્યા (યા તો એ રીતે કે હઝરત આદમ અલૈ. માટીથી બનાવવામાં આવ્યા અથવા તો એ રીતે માનવી નુત્ફહથી બન્યો અને નુત્ફહ ખોરાકથી અને ખોરાકના મોટા ભાગના તત્ત્વો લગભગ માટીના જ હોય છે) પછી તમને (મૃત્યુ પછી) જમીનમાં જ લઈ જશે અને (કયામતમાં ફરી એ જ જમીનેથી) તમને બહાર લઈ આવશે અને અલ્લાહે તમારા માટે જમીનને પાથરણું બનાવી જેથી તમે તેના ખુલ્લા રસ્તાઓમાં ચાલો (આ બધા જ તે વાક્યો છે જેની વાતચીત હઝરત નૂહ અલૈ.એ અલ્લાહ તઆલા સાથે ફરિયાદ સ્વરૂપે કરી અને આ બધી વાતચીત કર્યા પછી) નૂહ (અલૈ.)એ કહ્યું કે હે મારા પરવરદિગાર ! તે લોકોએ મારું આ કહ્યું ન માન્યું અને એવા લોકોનું અનુસરણ કર્યું કે જેમના માલ અને અવલાદે તેમને નુકસાન જ વધારે પહોંચાડ્યું (આ લોકોથી તે અમીર ઉમરાવો ભાવાર્થ સ્વરૂપે છે જેમનું અનુસરણ સામાન્ય જનતા કરે છે અને માલ તથા અવલાદ તે અમીરો અને રઈસો માટે એ અર્થમાં નુકસાન પહોંચાડે છે કે માલ અને અવલાદ બળવાખોરીનું કારણ બની ગયું) અને (તેમણે જેમનું અનુસરણ કર્યું છે તેઓ એવા છે) જેમણે (સત્યને મિટાવી દેવા માટે) મોટી મોટી યુક્તિઓ કરી અને જેમણે (પોતાના અનુયાયીઓને એવું) કહ્યું કે તમે પોતાના પૂજ્યોને કદાપિ છોડશો નહીં અને (ખાસ કરીને) ન તો વદ્દને અને ન જ સુવાઅ્ને અને ન તો યગૂષને, ન જ યઊકને અને નસ્રને (આ ખાસ પૂજ્યોનું વર્ણન એટલા માટે છે કે આ મૂર્તિઓ ઘણી

પ્રખ્યાત હતી) અને તે (અમીર) લોકોએ ઘણાઓને (ભટકાવીને) ગુમરાહ કરી દીધા (તે મોટી યુક્તિ આ જ ગુમરાહ કરવું છે) અને (કારણ કે મને તારા આ ફરમાન لَنْ يُّؤْمِنَ مِنْ قَوْمِكَ اِلَّا مَنْ قَدْ اٰمَنَ થી જાણ થઈ ગઈ છે કે તેઓ હવે ઈમાન લાવવાના નથી અને તેથી હું દુઆ કરું છું કે) આ જાલિમોની ગુમરાહી ઔર વધારી આપ (જેથી આ લોકો વિનાશના હકદાર થઈ જાય તેનાથી જાણ થઈ કે દુઆ કરવાનો હેતુ વધારે ગુમરાહ કરવાનો નથી બલકે વિનાશના હકદાર કરવાનો છે અને આ દુઆની તહકીક સૂરએ યૂનુસમાં મૂસા અલૈ.ના કિસ્સામાં પસાર થઈ ચૂકી છે, મતલબ કે તે લોકોનો અંજામ એવો થયો કે) પોતાના તે જ ગુનાહોના કારણે તેઓ ડૂબાડવામાં આવ્યા, પછી (ડૂબાડ્યા પછી બરઝખ અને આખિરતમાં) દોઝખમાં દાખલ કરવામાં આવ્યા અને અલ્લાહ સિવાય તેમનો કોઈ હિમાયતી પણ ન થયો અને નૂહ (અલૈ.)એ (એ પણ) કહ્યું કે હે મારા પરવરદિગાર ! કાફિરોમાંથી જમીન ઉપર એક વસવાટ કરનારને પણ છોડીશ નહીં (બલકે સૌનો નાશ કરી નાંખ અને આ જાહેર વિનાશ વિશેની ચર્ચા સૂરએ સાફ્ફાતમાં આવી ચૂકી છે) જો તું તેમને આ પૃથ્વીપટ ઉપર રહેવા દઈશ તો આ લોકો તારા બંદાઓને ગુમરાહ કરશે અને (આગળ પણ) તેમને માત્ર દુષ્ટ અને કાફિર અવલાદ જ પેદા થશે (અને કાફિરો માટે બદ્દુઆ કર્યા પછી મો'મિનો માટે દુઆ કરી કે) હે મારા પરવરદિગાર ! મને અને મારા માં બાપને અને જેઓ મો'મિન થવાના સ્વરૂપમાં મારા ઘરમાં દાખલ છે તેમને (એટલે કે પોતાના બાળ બચ્ચાં પત્ની કનૂઆનને બાકાત રાખીને) અન્ય બધા મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓને મા'ફ કરી દે અને (કારણ કે આ સ્થળે કાફિરો માટે બદ્દુઆ છે અને મો'મિનો માટે દુઆ છે, આ માત્ર કાફિરોની બદ્દુઆના મુકાબલામાં મો'મિનો માટે દુઆ છે તેથી ફરી બદ્દુઆના વિષય તરફ વળવામાં આવે છે وَلَا تَزِدِ الظّٰلِمِيْنَ اِلَّا ضَلٰلًا ના હેતુનું વર્ણન છે, એટલે કે) તે જાલિમોનો વિનાશ ઔર વધારી આપ (એટલે કે તેમના છુટકારાનું કોઈ સ્વરૂપ ન રહે, તેઓ નાશ જ પામે અને આ દુઆનો હેતુ જ આ હતો કે તેમની ગુમરાહી વધારવામાં આવે અને દેખીતી જાણ થાય છે કે નૂહ અલૈ.ના માતા પિતા મો'મિન હતા અને જો તેનાથી વિપરીત સાબિત થઈ જાય તો માતા પિતાથી ભાવાર્થ તેમના વડવાઓ અને

આગળની પેઢીઓના માતા પિતા હશે, પ્રથમ પોતાની જાત માટે દુઆ કરી પછી નિયમ પ્રમાણે પોતાના ઘરવાળાઓ માટે, પછી સામાન્ય અનુસરણ કરનારાઓ માટે).

## મસ્અલા અને બોધપાઠ :

يَغْفِرْ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ માં શબ્દ مِنْ (મિન) ઘણા વખતે તેનો વિભાગ હોવાનું બતાવવા માટે આવે છે, જો આવો અર્થ લેવામાં આવે તો ભાવાર્થ એ છે કે ઈમાન લાવતા પહેલાંના તમારા ગુનાહો મા'ફ થઈ જશે જેનો સંબંધ હુકુકુલ્લાહ સાથે છે, કારણ કે હુકુકુલ ઈબાદ (બંદાના હકો)ની મા'ફી માટે ઈમાન લાવ્યા પછી પણ શરત એ છે કે જે હકો અદા કરવાપાત્ર છે તેને અદા કરે જેમકે આર્થિક જવાબદારીઓ અને જે આર્થિક રીતે અદા કરવાપાત્ર નથી જેમકે જીભ અથવા હાથથી કોઈને ત્રાસ આપ્યો તો તે તેમની પાસે મા'ફ કરાવી લે.

હદીષમાં આવ્યું છે કે ઈમાન લાવવાથી પાછલા બધા ગુનાહો મા'ફ થઈ જાય છે તેમાં પણ હુકુકુલ ઈબાદને અદા કરવું અથવા મા'ફ કરાવવું શરત છે. અમુક તફસીરકારોએ કહ્યું કે શબ્દ مِنْ (મિન) આ સ્થળે વધારે છે અને ભાવાર્થ એ છે કે ઈમાન લાવવાથી તમારા બધા ગુનાહ મા'ફ થઈ જશે પરંતુ બીજી નુસૂસની બીનાએ પ્રસ્તુત શરત દરેક હાલતમાં જરૂરી છે.

وَيُؤَخِّرْكُمْ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى માં શબ્દ اَجَلْ (અજલ)નો અર્થ "મુદત" અને مُسَمّٰى (મુસમ્મા)થી ભાવાર્થ "નિશ્ચિત" છે. ભાવાર્થ એ છે કે જો તમે ઈમાન લઈ આવ્યા તો અલ્લાહ તઆલા તમને તે મુદત સુધી દુનિયામાં મહોલત આપશે જે તમારા માટે નિશ્ચિત અને નક્કી છે. એટલે કે જિંદગીની નક્કી કરેલ ઉંમરથી પહેલાં તમને કોઈ દુનિયવી અઝાબમાં પકડીને તમારો નાશ કરશે નહીં, તેનો ખુલાસો એ થયો કે જો ઈમાન ન લાવ્યા તો એવું પણ શકય છે કે નિશ્ચિત સમય પહેલાં જ તમારા ઉપર અઝાબ લાવીને તમારો નાશ કરી નાંખવામાં આવે. જાણ થઈ કે ઉંમરની નિશ્ચિત મુદતમાં અમુક સમયે કોઈ શરત હોય છે કે તેણે ફલાણું કામ કરી લીધું તો તેની ઉંમર દાખલા તરીકે એંસી વર્ષ હશે અને ન કર્યું તો સાંઈઠ વર્ષમાં મોત થોપી દેવામાં આવશે અથવા પ્રતિબંધિત કાર્યોમાં અલ્લાહ તઆલાની નાશુક્રીથી ઉંમર ઘટી જવી અને શુક્રગુઝારીથી ઉંમર વધી જવી એ જ

પ્રમાણે અમુક અમલો દાખલા તરીકે માતા પિતાના આજ્ઞાપાલન અને સેવાથી ઉંમરમાં વધારો થવો જે સહીહ હદીષોથી સાબિત છે તેનો પણ આ જ ભાવાર્થ છે.

**માનવીની ઉંમરમાં ઓછું વત્તું થવાની ચર્ચા :**

તેનો ખુલાસો તફસીરે મઝહરીમાં એ છે કે તકદીરના બે પ્રકારો છે. એક, નિશ્ચિત અને નક્કી (તકદીરે મુબરમ) અને બીજી, કોઈ શરત ઉપર અવલંબિત (તકદીરે મુઅલ્લક) છે. એટલે કે લવ્હે મહફૂઝમાં એ રીતે લખવામાં આવે છે કે ફલાણા વ્યક્તિએ જો અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કર્યું તો તેની ઉંમર દાખલા તરીકે સાંઈઠ વર્ષ હશે અને ન કર્યું તો પચાસ વર્ષમાં મોત આપવામાં આવશે, આ બીજા પ્રકારની તકદીરમાં શરત પૂરી ન થવા ઉપર પરિવર્તન થઈ શકે છે. કુર્આને કરીમમાં આ બંને પ્રકારની તકદીરનું વર્ણન આ આયતમાં છે يَمْحُوا اللّٰهُ مَا يَشَآءُ وَيُثْبِتُ وَعِنْدَهٗٓ اُمُّ الْكِتٰبِ એટલે કે અલ્લાહ તઆલા લવ્હે મહફૂઝમાં સુધારા વધારા અને પરિવર્તન કરતો રહે છે અને અલ્લાહ તઆલાની પાસે અસલ કિતાબ છે. "અસલ કિતાબ"થી ભાવાર્થ તે કિતાબ છે જેમાં તકદીરે મુબરમ લખવામાં આવી હોય છે, કારણ કે તકદીરે મુઅલ્લકમાં જે શરત લખવામાં આવી છે અલ્લાહ તઆલાને પ્રથમથી જ એ પણ ખબર છે કે તે વ્યક્તિ આ શરત પૂરી કરશે અથવા નહીં, એટલા માટે તકદીરે મુબરમમાં નિશ્ચિત ફેસલો લખવામાં આવે છે.

હઝરત સલમાન ફારસી (રદિ.)ની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا يَرُدُّ الْقَضَآءَ اِلَّا الدُّعَاءُ وَلَا يَزِيْدُ فِي الْعُمُرِ اِلَّا الْبِرُّ (રવાહુ તિરમિઝી, મઝહરી) એટલે કે અલ્લાહની તકદીરને કોઈ વસ્તુ દુઆ સિવાય રોકી નથી શકતી અને કોઈ ઉંમરમાં વધારો માતાપિતાની સેવા વિના થઈ નથી શકતો. આ હદીષમાં بِرّ (બિર્ર)નો ભાવાર્થ તેમની સાથે સદ્‌વર્તણૂકનો છે અને આ હદીષનો અર્થ એ જ છે કે તકદીરે મુઅલ્લકમાં તે અમલોના કારણે પરિવર્તન થઈ શકે છે. ખુલાસો એ છે કે આ આયતમાં જે اَجَلٍ مُّسَمًّى સુધી મહોલત આપવાને તેમના ઈમાન લાવવા ઉપર મોકૂફ રાખવામાં આવ્યું છે કે તેમની જિંદગી વિશે તકદીરે મુઅલ્લકનું વર્ણન છે જેને અલ્લાહ તઆલાએ હઝરત નૂહ (અલૈ.)ને અર્પણ કરી દીધું હશે, તેના કારણે તેમણે પોતાની કોમને બતાવ્યું કે તમે ઈમાન લાવશો તો જે

તમારી અસલી ઉંમર અલ્લાહ તઆલાએ નક્કી કરી છે ત્યાં સુધી તમને મહોલત મળશે અને કોઈ દુનિયવી અઝાબ દ્વારા તમારો નાશ કરવામાં નહીં આવે અને જો ઈમાન ન લાવ્યા તો આ અસલી ઉંમર પહેલાં જ અલ્લાહ તઆલાનો અઝાબ તમારો નાશ કરી નાંખશે અને આવા સ્વરૂપમાં આખિરતનો અઝાબ તે ઉપરાંતનો હશે. આગળ એ પણ બતાવવામાં આવ્યું કે ઈમાન લાવવા ઉપર પણ હંમેશા માટે મોતથી છુટકારો મળશે નહીં બલકે તકદીરે મુબરમમાં જે તમારી ઉંમર લખેલી છે તેના ઉપર મોત આવવું તો જરૂરી છે કારણ કે અલ્લાહ તઆલાએ પોતાની ઉચ્ચ હિકમત વડે આ દુનિયાની જિંદગીને કાયમી નથી બનાવી, અહીંયાં દરેક વસ્તુનું ફના થવું હિકમતનો તકાદો છે, તેમાં ઈમાન અને આજ્ઞાપાલન તથા કુફ્ર અને ગુનાહોથી કોઈ ફરક નથી પડતો. إِنَّ أَجَلَ اللَّهِ إِذَا جَاءَ لَا يُؤَخَّرُ માં તેનું વર્ણન છે. આગળ હઝરત નૂહ (અલૈ.)એ પોતાની કોમની સુધારણા અને ઈમાન માટે સતત વિવિધ પ્રકારે પ્રયત્નોમાં લાગેલા રહેવાની તથા કોમ તરફથી તેમનો વિરોધ કરવાની તથા તેમને જૂઠાડવાની વિગતો આવી છે અને અંતે નિરાશ થઈને બદ્દુઆ કરવાનું તથા સમગ્ર કોમનું ડૂબવાના અઝાબમાં સપડાઈ જવાનું વર્ણન છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે હઝરત નૂહ (અલૈ.)ને ચાલીસ વર્ષની ઉંમરમાં નુબુવ્વત અર્પણ થઈ અને કુર્આની ખુલાસા પ્રમાણે તેમની ઉંમર એક હજાર વર્ષમાં પચાસ વર્ષ ઓછી હશે. આ સમગ્ર લાંબા સમયમાં ન તો ક્યારેય પોતાના પ્રયત્નોને છોડ્યા અને ન જ ક્યારેય નિરાશ થયા. કોમ તરફથી અનેક પ્રકારના ત્રાસ અને પીડાઓ આપવામાં આવી, તે બધા ઉપર ધૈર્ય દાખવતા રહ્યા.

ઝહ્હાકની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે કે તેમની કોમ તેમને એટલા મારતી હતી કે તેઓ પડી જતા હતા તો તેમને એક ચાદરમાં લપેટીને મકાનમાં નાંખી દેતા હતા અને તેઓ સમજતા હતા કે આ મરી ગયા, પછી જ્યારે બીજા દિવસે તેમને હોશ આવતો તો હઝરત નૂહ (અલૈ.) ફરી તેમને અલ્લાહ તરફ બોલાવતા અને પ્રચારના કાર્યમાં લાગી જતા. મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકે ઉબય્દ બિન અમ્ર લઈષીથી રિવાયત કરી છે કે તેમને એ ખબર પહોંચી કે નૂહ (અલૈ.)ની કોમ તેમનું ગળું દબાવી દેતી હતી જેનાથી તેઓ બેહોશ થઈ

જતા હતા અને જ્યારે હોશ આવતો હતો તો આ દુઆ કરતા હતા. رَبِّ اغْفِرْ لِقَوْمِي إِنَّهُمْ لَا يَعْلَمُونَ એટલે કે હે મારા પરવરદિગાર મારી કોમને મા'ફ કરી દે કારણ કે તેઓ જાણતા નથી. જ્યારે તેમની કોમની એક પેઢીના ઈમાન ન લાવવાથી હઝરત નૂહ (અલૈ.) નિરાશ થયા તો એવી આશા રાખતા હતા કે તેમના સંતાનોમાંથી કોઈ ઈમાન લઈ આવશે તે પેઢી પણ પસાર થઈ ચૂકી તો ત્રીજી પેઢી પાસે આ જ આશા અપેક્ષા રાખી પોતાના હોદ્દાની ફરજમાં પ્રવૃત્ત રહેતા, કારણ કે તે પેઢીઓની જિંદગીઓ એટલી લાંબી ન હતી જેટલી હઝરત નૂહ (અલૈ.)ને અર્પણ કરવામાં આવી હતી. જ્યારે તેમની પેઢીઓ ઉપર પેઢીઓ પસાર થતી રહી અને દરેક આવનારી પેઢી પાછલી પેઢી કરતાં વધારે દુષ્ટ અને બળવાખોર સાબિત થઈ તો હઝરત નૂહ (અલૈ.)એ અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહમાં પોતાની ફરિયાદ કરી જેમાં બતાવ્યું કે મેં તેમને રાત અને દિવસ, સામૂહિક અને વ્યક્તિગત, જાહેરમાં અને ગુપ્ત રીતે જે જે પણ માર્ગ ઉપર લાવવાની રીત હોઈ શકતી હતી તે બધી અપનાવી લીધી, ક્યારેક અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવ્યા તો ક્યારેક જન્નતની નેઅ્મતોથી આકર્ષણ ઉપજાવ્યું અને એ પણ કે ઈમાન અને નેક કાર્યોની બરકતથી તેમને દુનિયામાં પણ છૂટછાટ અને ખુશહાલી પ્રાપ્ત થશે, ક્યારેક અલ્લાહ તઆલાની સંપૂર્ણ નિશાનીઓ રજુ કરીને સમજાવ્યા પરંતુ તેમણે કંઈ જ સાંભળ્યું નહીં. બીજી બાજુ અલ્લાહ તઆલાએ તેમને એ પણ બતાવી દીધું કે તમારી સમગ્ર કોમમાં જેને ઈમાન લાવવાનું હતું તેઓ ઈમાન લઈ આવ્યા હવે પછી કોઈ ઈમાન સ્વીકારશે નહીં. إِنَّهُ لَن يُؤْمِنَ مِن قَوْمِكَ إِلَّا مَن قَدْ آمَنَ નો આ જ અર્થ છે. તે સમયે હઝરત નૂહ (અલૈ.)ની જીભ ઉપર બદ્દુઆના વાક્યો આવ્યા જેનું ઉપરોક્ત વર્ણન કરવામાં આવ્યું છે જેના પરિણામે સમગ્ર કોમનો ડૂબાડી નાશ કરવામાં આવ્યો માત્ર તે મો'મિનો સિવાય કે જેઓને એક વહાણમાં સવાર કરી લેવામાં આવ્યા હતા. કોમને સમજાવવાના ક્રમમાં હઝરત નૂહ (અલૈ.)એ તેમને અલ્લાહ તઆલાથી મા'ફી માંગવાનું એટલે કે ઈમાન લાવી પાછલા ગુનાહોથી મા'ફી માંગવાનું આમંત્રણ આપ્યું અને તેમને દુનિયાનો લાભ આ બતાવ્યો يُرْسِلِ السَّمَاءَ عَلَيْكُم مِّدْرَارًا وَيُمْدِدْكُم بِأَمْوَالٍ وَبَنِينَ તેનાથી ઘણા આલિમો દલીલ કરે છે કે ગુનાહોથી તવબહ અને ઈસ્તેગફારથી અલ્લાહ તઆલા જરૂર પ્રમાણે વરસાદ

વરસાવે છે, દુષ્કાળ પડવા દેતો નથી અને માલ તથા અવલાદમાં ઈસ્તેગફાર કરવાથી પ્રગતિ થાય છે, ક્યાંક કોઈ અલ્લાહ તઆલાની હિકમતના તકાદાના કારણે તેનાથી વિપરીત પણ થાય છે પરંતુ અલ્લાહ તઆલાની સામાન્ય ટેવ લોકો સાથે એક છે કે તવબહ અને ઈસ્તેગફારથી તથા ગુનાહોને છોડવાથી દુનિયાની બલાઓ ટળી જાય છે. હદીષની રિવાયતોથી પણ તેનું સમર્થન થાય છે.

اَلَمْ تَرَوْا كَيْفَ خَلَقَ اللّٰهُ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًاۙ وَّجَعَلَ الْقَمَرَ فِيْهِنَّ نُوْرًا આ આયતમાં તવહીદ અને અલ્લાહ તઆલાની શક્તિની દલીલોના ક્રમમાં સાત આસમાનોનું થર ઉપર થર હોવું અને પછી તેમાં ચંદ્રનો પ્રકાશ હોવાનું વર્ણન થયું છે, તેમાં શબ્દ فِيْهِنَّ (ફીહિન્ન)થી દેખીતું એ સમજમાં આવે છે કે ચાંદ આસમાનોના દળમાં સામેલ છે. આ વિષય સૂરએ ફુરકાનમાં વિગતવાર ચર્ચવામાં આવ્યો છે. جَعَلَ فِى السَّمَآءِ بُرُوْجًا وَّجَعَلَ فِيْهَا سِرَاجًا وَّقَمَرًا مُّنِيْرًا ત્યાં જોઈ લેવામાં આવે.

કોમની ફરિયાદના સંદર્ભમાં કહેવામાં આવ્યું, وَمَكَرُوْا مَكْرًا كُبَّارًا તેમાં كُبَّار (કુબ્બાર) એ اَكْبَر (અકબર)નું અતિશયોક્તિ સ્વરૂપ છે જેનો ભાવાર્થ "ઘણો મોટો" હોવાનો થાય છે. ભાવાર્થ એ છે કે તેમણે ઘણું મોટું ષડયંત્ર કર્યું અને તે એ હતું કે પોતે તો જૂઠાડીને ત્રાસ પહોંચાડતા જ હતા વસ્તીના ગુંડાઓ અને બદમાશોને પણ તેમની પાછળ લગાવી દેતા હતા, આ જ ફરિયાદમાં કાફિરોનું આ નિવેદન નકલ કરવામાં આવ્યું છે કે તેમણે પરસ્પર કરાર કર્યો لَا تَذَرُنَّ وَدًّا وَّلَا سُوَاعًا وَّلَا يَغُوْثَ وَيَعُوْقَ وَنَسْرًا એટલે કે આપણે મૂર્તિઓની ખાસ કરી તે પાંચ મોટી મૂર્તિઓની ઈબાદતને આપણે છોડીશું નહીં. આ પાંચ નામો તે પાંચ મૂર્તિઓના છે; વદ, સુવાઅ, યગૂષ, યઊક અને નસ્ર.

ઈમામ બગવી (રહ.)એ વર્ણન કર્યું છે કે આ પાંચેય વાસ્તવમાં અલ્લાહ તઆલાના નેક અને સારા બંદાઓ હતા જે હઝરત આદમ (અલૈ.) અને નૂહ (અલૈ.) વચ્ચેના સમયકાળમાં થઈ ચૂક્યા હતા. ઘણા લોકો માટે તેઓ સન્માનનીય હતા અને તેમનું અનુસરણ કરતા હતા. તે લોકોએ તેમના મૃત્યુ પછી પણ એક લાંબા સમય સુધી તેમના જ પગલે ચાલીને ઈબાદત અને અલ્લાહ તઆલાના હુકમોનું પાલન ચાલુ રાખ્યું. અમુક સમય પછી શયતાને તેમને

સમજાવ્યું કે તમે જે પોતાના બુઝુર્ગોનું અનુસરણ કરી ઈબાદત કરો છો જો તમે તેમની તસ્વીર બનાવીને સામે મૂકો તો તમારી ઈબાદત ઘણી પૂર્ણ થઈ જશે, એકાગ્રતા અને ધ્યાન પ્રાપ્ત થશે. આ લોકો તેના પ્રપંચની જાળમાં ફસાઈ ગયા અને તેમના પૂતળાં બનાવીને ઈબાદતગાહમાં મૂકવા માંડયા અને તેમને જોઈને તે બુઝુર્ગોની યાદ તાજી થઈ જવાથી એક ખાસ પ્રકારની માનસિક સ્થિતિનો અનુભવ કરવા લાગ્યા, એટલે સુધી કે આવી જ હાલતમાં આ લોકો એક પછી એક મરી ગયા અને બિલકુલ નવી પેઢીએ તેમની જગ્યા લઈ લીધી તો શયતાને તેમને એવી પટ્ટી પઢાવી કે તમારા વડવાઓનો ખુદા અને પૂજ્ય પણ મૂર્તિઓ હતી તે તેમની ઈબાદત કર્યા કરતા હતા. અહીંયાંથી મૂર્તિપૂજાની શરૂઆત થઈ ગઈ અને આ પાંચ મૂર્તિઓનું સન્માન તેમના દિલોમાં સૌથી વધારે હોવાના કારણે તેઓએ પરસ્પર કરાર કરવામાં તેમનું નામ ખાસ સ્વરૂપે લીધું.

وَلَا تَزِدِ الظّٰلِمِيْنَ اِلَّا ضَلٰلًا એટલે કે "આ જાલિમોની ગુમરાહી ઔર વધારી આપ." અત્રે એવી શંકા કરવામાં ન આવે કે અંબિયા (અલૈ.)ના હોદ્દાની ફરજ તો કોમની સુધારણા કરવાની છે, નૂહ (અલૈ.)એ તેમની ગુમરાહીની બદ્દુઆ કઈ રીતે કરી ? કારણ કે વાસ્તવિકતા એ છે કે નૂહ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ ખબર આપી દીધી હતી કે હવે તેમનામાં કોઈ મુસલમાન થશે નહીં તેથી તેમનું ગુમરાહી અને કુફ્ર ઉપર મરવું તો નિશ્ચિત જ હતું, હઝરત નૂહ (અલૈ.)એ તેમની ગુમરાહી વધારી દેવાની દુઆ એટલા માટે કરી કે જલદી તેમનો ગુનાહોનો પ્યાલો છલકાય જાય અને તેઓનો નાશ કરી નાંખવામાં આવે.

مِمَّا خَطِيْٓـٰٔتِهِمْ اُغْرِقُوْا فَاُدْخِلُوْا نَارًا એટલે કે આ લોકો પોતાની ભૂલો કુફ્ર અને શિર્કના કારણે પાણીમાં ડૂબાડી દેવામાં આવ્યા તો તેઓ આગમાં દાખલ થઈ ગયા. આ વિરોધાભાસી અઝાબ એટલે કે પાણીમાં ડૂબવાનું અને નીકળીને આગમાં નાંખવાનું અલ્લાહ તઆલાની શક્તિથી કંઈ દૂરની વાત નથી અને દેખીતું છે કે અહીંયાં જહન્નમની આગ તો ભાવાર્થ સ્વરૂપે નથી, કારણ કે તેમાં પ્રવેશ તો કયામતના હિસાબ કિતાબ પછી થશે, આ બરઝખની આગ છે જેમાં પ્રવેશ પામવાની કુર્આને કરીમે ખબર આપી છે.

**કબ્રનો અઝાબ કુર્આનથી સાબિત છે :**

આ આયતથી જાણ થઈ કે આલમે બરઝખ એટલે કે કબ્રમાં રહેવાના

સમયમાં પણ મુરદાઓ ઉપર અઝાબ થશે, તેનાથી એ પણ દેખીતું છે કે જ્યારે કબ્રમાં દુષ્ટને અઝાબ થશે તો નેક અમલવાળાને સવાબ અને નેઅ્મત પણ મળશે. ઘણી સહીહ હદીષોમાં કબ્રમાં અઝાબ અને સારો બદલો મળવાનું વર્ણન એટલા મોટા પ્રમાણમાં અને એટલી સ્પષ્ટતા સાથે આવ્યું છે કે તેનો નકાર કરી શકાય નહીં તેથી તેના ઉપર ઉમ્મતનો ઈજ્માઅ્ છે અને તેનો એકરાર અહલે સુન્નત વલ જમાઅતની નિશાની છે.

تَمَّتْ سُوْرَةُ نُوْحٍ بِحَمْدِ اللّٰهِ لَيْلَةَ الْاَرْبِعَآءِ ٨ رَجَبْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નૂહ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૨૬ સપ્ટેમ્બર ૨૦૧૪ મુતાબિક ૦૧ જિલ્હજ્જ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૨)

# સૂરએ જિન્ન

સૂરએ જિન્ન મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૮ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ જિન્ન : આયત નં. ૧ થી ૨૮)**

آياتها ٢٨ — (٧٢) سُورَةُ الْجِنِّ مَكِّيَّةٌ (٤٠) — ركوعاتها ٢

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ

قُلْ أُوحِيَ إِلَيَّ أَنَّهُ اسْتَمَعَ نَفَرٌ مِّنَ الْجِنِّ فَقَالُوا إِنَّا سَمِعْنَا قُرْآنًا عَجَبًا (١)
يَهْدِي إِلَى الرُّشْدِ فَآمَنَّا بِهِ ۖ وَلَن نُّشْرِكَ بِرَبِّنَا أَحَدًا (٢) وَأَنَّهُ تَعَالَىٰ جَدُّ
رَبِّنَا مَا اتَّخَذَ صَاحِبَةً وَلَا وَلَدًا (٣) وَأَنَّهُ كَانَ يَقُولُ سَفِيهُنَا عَلَى اللَّهِ
شَطَطًا (٤) وَأَنَّا ظَنَنَّا أَن لَّن تَقُولَ الْإِنسُ وَالْجِنُّ عَلَى اللَّهِ كَذِبًا (٥)
وَأَنَّهُ كَانَ رِجَالٌ مِّنَ الْإِنسِ يَعُوذُونَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ فَزَادُوهُمْ رَهَقًا (٦)
وَأَنَّهُمْ ظَنُّوا كَمَا ظَنَنتُمْ أَن لَّن يَبْعَثَ اللَّهُ أَحَدًا (٧) وَأَنَّا لَمَسْنَا السَّمَاءَ
فَوَجَدْنَاهَا مُلِئَتْ حَرَسًا شَدِيدًا وَشُهُبًا (٨) وَأَنَّا كُنَّا نَقْعُدُ مِنْهَا مَقَاعِدَ
لِلسَّمْعِ ۖ فَمَن يَسْتَمِعِ الْآنَ يَجِدْ لَهُ شِهَابًا رَّصَدًا (٩) وَأَنَّا لَا نَدْرِي أَشَرٌّ أُرِيدَ
بِمَن فِي الْأَرْضِ أَمْ أَرَادَ بِهِمْ رَبُّهُمْ رَشَدًا (١٠) وَأَنَّا مِنَّا الصَّالِحُونَ وَمِنَّا
دُونَ ذَٰلِكَ ۖ كُنَّا طَرَائِقَ قِدَدًا (١١) وَأَنَّا ظَنَنَّا أَن لَّن نُّعْجِزَ اللَّهَ فِي الْأَرْضِ
وَلَن نُّعْجِزَهُ هَرَبًا (١٢) وَأَنَّا لَمَّا سَمِعْنَا الْهُدَىٰ آمَنَّا بِهِ ۖ فَمَن يُؤْمِن بِرَبِّهِ فَلَا
يَخَافُ بَخْسًا وَلَا رَهَقًا (١٣) وَأَنَّا مِنَّا الْمُسْلِمُونَ وَمِنَّا الْقَاسِطُونَ ۖ فَمَنْ أَسْلَمَ

فَأُولَٰٓئِكَ تَحَرَّوْا رَشَدًا ﴿١٤﴾ وَأَمَّا الْقَاسِطُونَ فَكَانُوا لِجَهَنَّمَ حَطَبًا ﴿١٥﴾ وَ
أَنْ لَوِ اسْتَقَامُوا عَلَى الطَّرِيقَةِ لَأَسْقَيْنَاهُمْ مَاءً غَدَقًا ﴿١٦﴾ لِنَفْتِنَهُمْ فِيهِ ۚ
وَمَنْ يُعْرِضْ عَنْ ذِكْرِ رَبِّهِ يَسْلُكْهُ عَذَابًا صَعَدًا ﴿١٧﴾ وَأَنَّ الْمَسَاجِدَ لِلَّهِ فَلَا تَدْعُوا مَعَ
اللَّهِ أَحَدًا ﴿١٨﴾ وَأَنَّهُ لَمَّا قَامَ عَبْدُ اللَّهِ يَدْعُوهُ كَادُوا يَكُونُونَ عَلَيْهِ لِبَدًا ﴿١٩﴾ قُلْ
إِنَّمَا أَدْعُو رَبِّي وَلَا أُشْرِكُ بِهِ أَحَدًا ﴿٢٠﴾ قُلْ إِنِّي لَا أَمْلِكُ لَكُمْ ضَرًّا وَ
لَا رَشَدًا ﴿٢١﴾ قُلْ إِنِّي لَنْ يُجِيرَنِي مِنَ اللَّهِ أَحَدٌ وَلَنْ أَجِدَ مِنْ دُونِهِ
مُلْتَحَدًا ﴿٢٢﴾ إِلَّا بَلَاغًا مِنَ اللَّهِ وَرِسَالَاتِهِ ۚ وَمَنْ يَعْصِ اللَّهَ وَرَسُولَهُ
فَإِنَّ لَهُ نَارَ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا أَبَدًا ﴿٢٣﴾ حَتَّىٰ إِذَا رَأَوْا مَا يُوعَدُونَ فَسَيَعْلَمُونَ
مَنْ أَضْعَفُ نَاصِرًا وَأَقَلُّ عَدَدًا ﴿٢٤﴾ قُلْ إِنْ أَدْرِي أَقَرِيبٌ مَا تُوعَدُونَ أَمْ
يَجْعَلُ لَهُ رَبِّي أَمَدًا ﴿٢٥﴾ عَالِمُ الْغَيْبِ فَلَا يُظْهِرُ عَلَىٰ غَيْبِهِ أَحَدًا ﴿٢٦﴾ إِلَّا مَنِ ارْتَضَىٰ
مِنْ رَسُولٍ فَإِنَّهُ يَسْلُكُ مِنْ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهِ رَصَدًا ﴿٢٧﴾ لِيَعْلَمَ أَنْ قَدْ
أَبْلَغُوا رِسَالَاتِ رَبِّهِمْ وَأَحَاطَ بِمَا لَدَيْهِمْ وَأَحْصَىٰ كُلَّ شَيْءٍ عَدَدًا ﴿٢٨﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*તમે કહો, મને હુકમ આવ્યો કે જિન્નાતોના કેટલાય વ્યક્તિઓ સાંભળી ગયા પછી કહેવા લાગ્યા, અમે એક આશ્ચર્યકારક કુરઆન સાંભળ્યું છે (૧) કે નેક માર્ગ સુઝાડે છે, બસ અમે તેના ઉપર ઈમાન લાવ્યા અને અમે કદાપિ પોતાના પરવરદિગારનો કોઈને ભાગીદાર બતાવીશું નહીં. (૨) અને એ કે અમારા પરવરદિગારની શા'ન ઊંચી છે, ન તો તેણે પત્ની રાખી છે અને ન જ દિકરો. (૩) અને એ કે અમારામાંનો મૂર્ખ અલ્લાહ ઉપર વધારીને વાતો કહ્યા કરતો હતો. (૪) અને એ કે અમે એવું વિચારતા હતા કે માણસ અને*

જિન્નાત કદાપિ અલ્લાહ ઉપર જૂઠું બોલશે નહીં. (૫) અને એ કે કેટલાય પુરુષો માનવોમાંથી જિન્નાતોમાંના કેટલાય પુરુષોનું શરણ લેતા હતા, પછી તો તેઓ ઓર વધારે ગર્વિષ્ઠ બનવા લાગ્યા. (૬) અને એ કે તેઓ (મનુષ્યો) પણ એવું ધારતા હતા જેમકે તમે (જિન્નાતો) ધારતા હતા કે અલ્લાહ કદાપિ કોઈને ઉઠાવશે નહીં. (૭) અને એ કે તમે આકાશને તપાસી જોયું (ખૂંદી વળ્યા) પછી તેને જોયું તે કઠોર ચોકીદાર અને અંગારાઓથી ભરાયેલું છે. (૮) અને એ કે ખરેખર અમે તે(આકાશ)ના ઠેકાણાઓમાં સાંભળવા માટે જઈ બેસતા હતા, પછી જે કોઈ હવે સાંભળવા ઈચ્છે તે પોતાના માટે એક અંગારાનો અચાનક હુમલો પામે. (૯) અને એ કે અમે નથી જાણતા કે પૃથ્વી ઉપર રહેનારાઓ માટે બુરાઈનો ઈરાદો ઠરાવવામાં આવ્યો છે અથવા તેમના હકમાં તેમના પરવરદિગારે ઈચ્છયું છે માર્ગ ઉપર લાવવું. (૧૦) અને એ કે કોઈ અમારામાં નેક છે અને કોઈ તેના સિવાયના; અમે કેટલાય પંથમાં વહેંચાયેલા હતા. (૧૧) અને એ કે અમારા ધારવામાં આવી ગયું કે અમે જમીન ઉપર અલ્લાહથી છુપાઈ જઈશું નહીં અને ન જ તેને નાસીને થકવી દઈશું. (૧૨) અને એ કે જ્યારે અમે હિદાયતની વાત સાંભળી લીધી તો અમે તેને માની લીધી, પછી જે કોઈ પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લાવશે બસ તે ન તો નુકસાનથી ડરશે અને ન જ બળજબરીથી. (૧૩) અને એ કે અમારામાં કેટલાક ફરમાંબરદાર (મુસલમાન) છે અને કેટલાક અન્યાયી છે, બસ જે લોકો હુકમના આધીન (ઈસ્લામમાં) આવી ગયા બસ તેમણે નેક માર્ગ શોધી કાઢ્યો. (૧૪) અને જે અન્યાયી છે તેઓ દોઝખનું ઈંધણ થયા. (૧૫) અને એ હુકમ આવ્યો કે જો લોકો સીધા રહ્યા હોત માર્ગ ઉપર તો અમે તેમને પાણી ભરીને પીવડાવત. (૧૬) જેથી તેમાં તેમને પારખે અને જે કોઈ પોતાના પરવરદિગારની યાદથી મોઢું ફેરવે તે તેને વધતા (કઠોર) અઝાબમાં નાંખી દેશે. (૧૭) અને એ કે મસ્જિદો અલ્લાહની યાદ માટે છે, બસ અલ્લાહ સાથે કોઈને ન પોકારો (૧૮) અને એ કે જ્યારે અલ્લાહનો બંદો (રસૂલ) તેને પોકારવા ઊભો થાય (ત્યારે) લોકોની તેના ઉપર ભીડ ધસવા લાગે. (૧૯) તમે કહો, હું તો બસ પોતાના પરવરદિગારને પોકારું છું અને તેનો કોઈને ભાગીદાર નથી કરતો. (૨૦) તમે કહો, મારા અધિકારમાં

*નથી તમારું બુરું અને ન જ માર્ગ ઉપર લાવવું. (૨૧) તમે કહો, મને અલ્લાહના હાથથી કોઈ બચાવશે નહીં અને તેના સિવાય ક્યાંય છટકી જવાની જગ્યા પામીશ નહીં. (૨૨) પરંતુ અલ્લાહ તરફથી પહોંચાડવાનું છે અને તેનો સંદેશ લાવવાનું અને જે કોઈ અલ્લાહનો હુકમ ન માને અને તેના રસૂલનો બસ તેના માટે જહન્નમની આગ છે તેમાં સદાય રહ્યા કરે. (૨૩) એટલે સુધી કે જ્યારે જોશે જે કંઈ તેમને વાયદો થયો ત્યારે જાણી લેશે કોના સહાયક કમજોર છે અને ગણતરીમાં થોડા. (૨૪) તમે કહો, હું નથી જાણતો કે તે નિકટ છે જેનો તમને વાયદો થયો છે અથવા તેને મારો પરવરદિગાર એક સમય પછી કરી દે. (૨૫) ભેદનો જાણનાર બસ પોતાના ભેદની કોઈને ખબર નથી આપતો. (૨૬) પરંતુ જે પસંદ કર્યું કોઈ રસૂલ માટે તો તે તેની આગળ અને પાછળ પેહરેદાર ચલાવે છે. (૨૭) જેથી જાણે કે તેમણે પોતાના પરવરદિગારનો સંદેશ પહોંચાડયો અને જે તેમની પાસે છે કાબૂમાં રાખ્યું છે અને દરેક વસ્તુની ગણતરી ગણી લીધી છે. (૨૮)*

## આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

આયતોની તફસીર પહેલાં અમુક ઘટનાઓ જાણવા યોગ્ય છે જેની આવશ્યકતા તફસીરમાં પડશે.

**પ્રથમ ઘટના :**

રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં શયતાનો આસમાન સુધી પહોંચીને ફરિશ્તાઓની વાતો સાંભળતા હતા, આપ ﷺના આગમન પછી તેમને ઊલ્કાપિંડો (શિહાબે ષાકિબ) દ્વારા આ સાંભળવાથી રોકવામાં આવ્યા અને આ જ ઘટનાની તહકીકના સંદર્ભમાં આ જિન્નાતો રસૂલે કરીમ ﷺ સુધી પહોંચ્યા જે સૂરએ અહકાફમાં આવી ચૂક્યુ છે.

**બીજી ઘટના :**

ઈસ્લામ પહેલાંના અજ્ઞાનતાકાળમાં લોકોની એવી ટેવ હતી કે જ્યારે કોઈ જંગલ અથવા ખીણમાં મુસાફરી દરમિયાન થોભવાની નોબત આવે તો એ માન્યતાથી કે જિન્નાતનો સરદાર અમારું રક્ષણ કરશે આ શબ્દો કહેતા હતા

أَعُوْذُ بِعَزِيْزِ هٰذَا الْوَادِىْ مِنْ شَرِّ سُفَهَاءِ قَوْمِهٖ એટલે કે હું આ જંગલના સરદારનું શરણ લઉં છું તેમની કોમના મૂર્ખ અને શરારતખોર વ્યક્તિઓથી.

**ત્રીજી ઘટના :**

મક્કએ મુકર્રમહમાં આપ ﷺની બદ્દુઆથી દુષ્કાળ પડ્યો હતો અને કેટલાય વર્ષો સુધી રહ્યો.

**ચોથી ઘટના :**

જ્યારે આપ ﷺએ ઈસ્લામનું આમંત્રણ આપવાનું શરૂ કર્યું તો વિરોધી કાફિરોના એક ટોળાએ આપ ﷺનો ઘેરાવ કર્યો. પ્રથમ બે ઘટના તફસીરે દુર્રે મન્થૂરમાંથી અને છેલ્લી બે તફસીરે ઈબ્ને કષીરમાંથી લેવામાં આવી છે.

## તફસીર :

તમે (તે લોકોને) કહી આપો કે મારી પાસે એ વાતની વહી આવી છે કે જિન્નાતમાંથી એક સમૂહે કુર્આન સાંભળ્યું પછી (પોતાની કોમમાં પરત જઈને) તેમણે કહ્યું કે અમે એક આશ્ચર્યકારક કુર્આન સાંભળ્યું છે જે સીધો માર્ગ બતાવે છે, બસ અમે તો તેના ઉપર ઈમાન લઈ આવ્યા (કુર્આન હોવું તો તેના વિષયથી જાણ થઈ અને આશ્ચર્યકારક હોવું એ કે કોઈપણ માનવીનું કલામ તેની સરખામણીનું નથી) અને અમે (હવે) પોતાના પરવરદિગારની સાથે કોઈને ભાગીદાર બનાવીશું નહીં (આ વર્ણન છે اٰمَنَّا بِهٖ "આમન્ના બિહી"નું છે) અને (તેમણે એ વિષયોનું પણ સાથે સાથે વર્ણન કર્યું જે નીચે આવી રહ્યા છે અને તે વિષયો આ છે કે) અમારા પરવરદિગારની ઘણી મોટી શા'ન છે, તેણે ન તો કોઈને પત્ની બનાવી અને ન જ સંતાન (કારણ કે એવું થવું બૌદ્ધિક રીતે પણ અશક્ય છે, આ لَنْ نُّشْرِكَ "લન નુશરિક"નું વર્ણન છે) અને અમારામાં જે મૂર્ખ થયા છે તે અલ્લાહની શા'નમાં હદથી વધેલી વાતો કહેતા હતા (તેનાથી ભાવાર્થ પત્ની અને સંતાનોના સંદર્ભમાં શિર્ક વગેરેની વાતો છે) અને અમારું (પ્રથમ) એવું ધારવું હતું કે માનવી અને જિન્નાત ક્યારેય અલ્લાહની શા'નમાં જૂઠી વાત કહેશે નહીં (કારણ કે ઘણી નીડરતાની વાત છે, તેમાં પોતે મુશ્રિક હોવાનું વર્ણન કર્યું કારણ કે મોટા ભાગના જિન્નાત અને ઈન્સાન શિર્ક કરતા હતા અને એવું સમજ્યા કે અલ્લાહની શા'નમાં

આટલા બધા વ્યક્તિઓએ જૂઠ ઉપર સહમતી ન સાધી હશે, બસ અમે પણ એ જ તરીકાને અપનાવી લીધો, જ્યારે કે બહુમતી લોકોની સહમતી ન તો સચ્ચાઈની દલીલ છે અને ન જ આવી સહમતીનું અનુસરણ બહાના તરીકે સ્વીકાર્ય છે અને આ પ્રસ્તુત શિર્ક તો બંનેમાં સમાન હતું) અને (એક શિર્ક અમુક ખાસ વ્યક્તિઓ સાથે હતું જેનાથી જિન્નાતોનું કુફ્ર ઔર વધી ગયું હતું તે એ કે) માનવોમાંથી ઘણા લોકો એવા હતા કે તેઓ જિન્નાતમાંથી અમુક લોકોનું શરણ લેતા હતા બસ તે માનવોએ તે જિન્નાતોની બદ્દિમાગી ઔર વધારી દીધી (કે તેમણે તેમને એવા ભ્રમમાં નાંખી દીધા અને જિન્નાતોના સરદાર તો પહેલેથી જ હતા અને માનવો પણ અમને આવા મોટા સમજે છે, બસ તેનાથી તેમની બદ્દિમાગી વધી ગઈ અને કુફ્ર તથા ગર્વ ઉપર વધારે મગરૂર થઈ ગયા. આટલે સુધી તવહીદ સંબંધિત વિષય હતો) અને (આગળ બઅ્ષત એટલે કે રિસાલત વિશે આવ્યું છે કે આ જિન્નાતોએ પરસ્પર એ પણ વાતચીત કરી હતી કે) અમે આસમાન(ની ખબરો પાછલી ટેવ પ્રમાણે) તપાસવા ઈચ્છ્યું, બસ અમે તેને સખત પહેરો (એટલે કે પેહરેદાર ફરિશ્તાઓ) અને અંગારાઓથી (કે જેના દ્વારા રક્ષણ કરવામાં આવે છે) ભરેલું પામ્યું (એટલે કે હવે પહેરો થઈ ગયો છે કે કોઈ જિન્નાત આસમાનની ખબર લઈ જવા ન પામે અને જે જાય તેને શિહાબે ષાકિબ–ઊલ્કાપિંડ મારવામાં આવે) અને (આનાથી પહેલાં) અમે આસમાન(ની ખબરો સાંભળવા)ના સ્થળોમાં (ખબર) સાંભળવા માટે જઈ બેસ્યા કરતા હતા (અને આ સ્થળો ભલે આસમાનના વિભાગોમાંથી હોય અથવા તેના બીજા કોઈ ગ્રહ કે અવકાશ હોય કે જે આસમાનની નજીક હોય અને જિન્નાત પોતાની બનાવટ અને સ્વરૂપના કારણે તેના ઉપર થોભી શકતા હોય જેમકે અમુક પક્ષીઓ હવામાં ઊડતા ઊડતા સ્થિર પણ રહી શકે છે) બસ જે કોઈ હવે સાંભળવા ઈચ્છે છે તો પોતાના માટે એક તૈયાર અંગારો પામે છે (અને આ શિહાબ શું છે તેની ચર્ચા સૂરએ હિજ્રના બીજા રુકૂઅ્માં આવી ચૂકી છે. આ વિષય રિસાલત વિશે છે. મતલબ એ કે રસૂલે કરીમ ﷺને રિસાલત આપી છે અને તેથી જ આકાશમાં ખબરોની ચોરી ઉપર પાબંદી મૂકી દેવામાં આવી છે અને તેના સંશોધનમાં પડવાથી જિન્નાતો અહીંયાં આપ ﷺની સેવામાં પહોંચ્યા જેમકે આયતો ઊતરવાની પૂર્વભૂમિકાની પ્રથમ ઘટનામાં વર્ણન થયું છે) અને (આગળ પ્રસ્તુત વિષયોની પૂર્ણતા છે કે) અમે નથી જાણતા કે

(આ નવા પયગમ્બર ﷺના આગમન થવાથી) જમીનવાળાઓને કોઈ તકલીફ પહોંચાડવાનો હેતુ છે અથવા તેમના પરવરદિગારે તેમને માર્ગ બતાવવાનો ઈરાદો કર્યો છે (એટલે કે રસૂલ મોકલવાનો તકવીની હેતુ ખબર નથી, કારણ કે રસૂલનું અનુસરણ સીધા માર્ગની હિદાયત હોય છે અને તેમનો વિરોધ નુકસાન અને અઝાબનું કારણ હોય છે અને ભવિષ્યના તેમના અનુસરણ અને વિરોધનું અમને જ્ઞાન નથી, તેથી અમે એ નથી જાણતા કે તેમને મોકલવાથી કોમને સજા દેવાનો હેતુ છે અથવા હિદાયત આપવાનો, કદાચ આવું એટલા માટે કહ્યું કે તેમને પોતાની કોમનો અંદાજો હતો કે તેઓમાં ઈમાન લાવનારા ઓછા હશે અને તેઓ સજાના હકદાર થઈ જશે. વળી, ઈલ્મે ગયૂબના નકારથી તવહીદના વિષયને બળ મળે છે કે જુઓ અમુક લોકો ઈલ્મે ગયૂબનો જિન્નાત તરફ સંબંધ જોડે છે પરંતુ તેમને તો આટલી પણ ખબર નથી) અને અમારામાં (પહેલેથી પણ) અમુક નેક (થતા આવ્યા) છે અને અમુક બીજા પ્રકારના (થતા આવ્યા) છે (મતલબ કે) અમે વિવિધ તરીકાઓ ઉપર હતા (એ જ પ્રમાણે આ નબીની તે ખબર સાંભળીને હજુ પણ અમારામાં બંને પ્રકારના લોકો ઉપસ્થિત છે) અને (અમારો તરીકો તો એ છે કે) અમે સમજી લીધું છે કે અમે જમીન(માંના કોઈ ભાગ)માં (જઈને) અલ્લાહ તઆલાને હરાવી નથી શકતા અને ન જ (અન્ય કોઈ ઠેકાણે) નાસીને તેને થકવી શકીએ છીએ (નાસવાથી ભાવાર્થ જમીન ઉપરાંત આસમાન વગેરેમાં નાસી છૂટવું છે જે فِي الْأَرْضِ "ફિલ્અર્દ"ના મુકાબલાથી જાણ થાય છે. અલ્લાહનું ફરમાન છે مَا أَنْتُمْ بِمُعْجِزِينَ فِي الْأَرْضِ وَلَا فِي السَّمَاءِ કદાચ તેનાથી પણ ભાવાર્થ ચેતવવાનો હોય કે જો કુફ્ર કરશો તો અલ્લાહના અઝાબથી બચી નથી શકવાના અને પોતાના આગલા વિવિધ તરીકાઓના વર્ણન કરવાથી કદાચ એ હેતુ હોય કે સત્ય સ્પષ્ટ થઈ ગયા પછી પણ અમુક લોકોનું ઈમાન ન લાવવું સત્યના અસત્ય હોવામાં કોઈ શંકા પેદા નથી કરી શકતું, કારણ કે એ તો હંમેશાથી થતું આવ્યું છે) અને અમે જ્યારે હિદાયતની વાત સાંભળી લીધી તો અમે તો તેનું યકીન કરી લીધું, બસ (અમારી જેમ) જે વ્યક્તિ પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લઈ આવશે તો તેને ન તો કોઈ કમીનો ભય હશે અને ન જ અતિરેકનો; (કમી એ કે તેની કોઈ નેકી લખવાથી રહી જાય અને અતિરેક એ કે કોઈ ગુનોહ વધારે લખી લેવામાં આવે, તેનાથી હેતુ કદાચ જાગૃત કરવાનો હોય) અને

અમારામાં અમુક તો (આ જ ચેતવણી અને જાગૃતિના વિષયો સમજી ગયા પછી) મુસલમાન (થઈ ગયા) છે અને અમુક અમારામાં (ભૂતકાળની જેમ જ) માર્ગ ભટકેલા છે, બસ જે વ્યક્તિ મુસલમાન થઈ ગયો તેણે તો ભલાઈનો માર્ગ શોધી લીધો (જેના ઉપર સવાબ મળશે) અને જે સીધા માર્ગ ઉપર નથી તે દોઝખનું ઈંધણ છે (આટલે સુધી જિન્નાતની વાત પૂરી થઈ જે قَالُوٓا "કાલુ"થી શરૂ થઈ) અને (આગળ اُوۡحِیَ اِلَیَّ "ઊહિય ઈલય્ય"ના બીજા વિષયો છે, એટલે કે મને આ વિષયોની પણ વહી થઈ છે, એક એ કે) જો આ (મક્કાવાળા) લોકો (સીધા) માર્ગ ઉપર કાયમ થયા હોત તો અમે તેમને છૂટછાટથી પાણી પહોંચાડયા કરત જેથી તેમાં તેમની કસોટી કરે (કે નેઅ્મતનો શુક્ર અદા કરે છે કે પછી નાશુક્રી અને નાફરમાની કરે છે, મતલબ એ કે જો મક્કાવાળાઓએ શિર્ક ન કર્યું હોત જેની ટીકા ઉપરોક્ત જિન્નાતની વાતચીતના સંદર્ભમાં આવી ચૂકી છે તો તેમના ઉપર દુષ્કાળ થોપવામાં ન આવ્યો હોત જેમકે ઉપર આયતો ઊતરવાની પૂર્વભૂમિકાની ત્રીજી ઘટનામાં વર્ણન થયું છે પરંતુ તેમણે ઈમાન લાવવાના બદલે વિરોધ કર્યો તેથી દુકાળમાં સપડાઈ ગયા) અને (કુફ્રની સજા કંઈ મક્કાવાળાઓ માટે ખાસ નથી બલકે) જે વ્યક્તિ પોતાના પરવરદિગારની યાદ (એટલે કે ઈમાન અને અનુસરણ)થી મોઢું ફેરવશે અલ્લાહ તઆલા તેને સખત અઝાબમાં નાંખી દેશે અને (આ વહી થયેલા વિષયોમાંથી એક એ છે કે) જેટલા સિજ્દહ છે તે બધો અલ્લાહનો હક છે (એટલે કે એવું જાઈઝ નથી કે કોઈ સિજ્દહ અલ્લાહને કરવામાં આવે અને કોઈ સિજ્દહ ગયરૂલ્લાહને, જેમકે મુશ્રિકો એવું કર્યા કરતા હતા) બસ અલ્લાહની સાથે કોઈની ઈબાદત ન કરો (આ વિષયોમાં પણ તવહીદનું પુનરાવર્તન છે જેનું ઉપર વર્ણન થયું હતું) અને (આ વહી થયેલા વિષયોમાંથી એક એ પણ છે કે) જ્યારે અલ્લાહનો ખાસ બંદો (તેનાથી ભાવાર્થ રસૂલે કરીમ ﷺ છે) અલ્લાહની ઈબાદત કરવા ઊભો થાય છે તો આ (કાફિર) લોકો આ બંદા ઉપર ભીડ લગાવી દે છે (એટલે કે આશ્ચર્ય અને દુશ્મનીના કારણે દરેક વ્યક્તિ એ રીતે જોતો હતો જેમકે હવે હુમલો કરવા માટે ભીડ એકઠી થઈ છે, આ પણ તવહીદના વિષયનો ભાગ છે, કારણ કે તેમાં મુશ્રિકોની ટીકા છે કે તવહીદથી તેમને અદાવત અને નફરત છે. આગળ આ તાજ્જુબ અને અદાવત વિશે જવાબ દેવા માટે આપ ﷺને ઈરશાદ છે કે) તમે (તેમને) કહી આપો કે હું

તો માત્ર પોતાના પરવરદિગારની ઈબાદત કરું છું અને તેની સાથે કોઈને ભાગીદાર નથી કરતો (બસ આ કોઈ તાજ્જુબ અને અદાવતની વાત નથી, આ બધા વિષયો તવહીદ વિશે હતા, આગળ રિસાલત વિશે આવ્યું છે કે) તમે (એ પણ) કહી આપો કે હું તમારા ન તો કોઈ નુકસાનનો અધિકાર ધરાવું છું ન જ કોઈ ભલાઈનો (એટલે કે તમે જે એવી ફરમાઈશો કરો છો કે જો તમે રસૂલ છો તો અમારા ઉપર અઝાબ નાઝિલ કરી દો તો તેનો જવાબ એ છે કે તે મારા અધિકારમાં નથી અને એ જ પ્રમાણે જે લોકો એવું કહે છે કે એક રીતે અમે તમને રસૂલ માની લઈએ કે તમે તવહીદના વિષયોને કુર્આનમાં થોડા બદલી નાંખો તો તેના જવાબમાં) તમે કહી આપો કે (જો અલ્લાહ ન કરે હું એવું કરું તો) મને અલ્લાહ(ના ક્રોધ)થી કોઈ બચાવી નથી શકતું અને ન જ હું તેના સિવાય કોઈ શરણ(નું સ્થળ) પામી શકું છું (મતલબ એ કે ન તો પોતે કોઈ મને બચાવનાર હશે અને ન જ મને શોધવાથી મળી શકશે અને કાફિરોના આવા નિવેદનો અઝાબની ઉતાવળ અને કુર્આન અને દીનના નકાર વિશે કુર્આનમાં અનેક ઠેકાણે આવેલ છે અને ઉપર لَآ اَمْلِكُ لَكُمْ ضَرًّا وَّلَا رَشَدًا માં લાભ અને નુકસાનના અધિકારનો નકાર કરવામાં આવ્યો, આગળ રિસાલતના હોદા સંદર્ભે કહે છે કે લાભ અને નુકસાનનો માલિક હોવું એ નુબુવ્વત માટે જરૂરી નથી) પરંતુ અલ્લાહ તરફથી પહોંચાડવું અને તેના સંદેશાઓને અદા કરવું એ મારું કામ છે અને (આગળ તવહીદ અને રિસાલત બંને વિશે વર્ણન છે કે) જે લોકો અલ્લાહ અને તેના રસૂલનું કહેવું માનશે નહીં નિશ્ચિત તે લોકો માટે દોઝખની આગ છે જેમાં તેઓ સદા સર્વદા રહેશે (પરંતુ કાફિરો તે સમયે આ વિષયોથી પ્રભાવિત થતા ન હતા બલકે ઊલટાનું મુસલમાનોને અપમાનિત અને નીચ સમજે છે અને કહે છે اَىُّ الْفَرِيْقَيْنِ خَيْرٌ مَّقَامًا وَّاَحْسَنُ نَدِيًّا અને તેઓ આ જહાલતથી અટકશે નહીં) એટલે સુધી કે જ્યારે તે વસ્તુને જોઈ લેશે જેનો તેમને વાયદો કરવામાં આવે છે તે સમયે જાણશે કે કોના મદદગાર કમજોર છે અને કોનો સમૂહ ઓછો છે (એટલે કે કાફિરો જ એવા હશે જેમને કોઈ કામ લાગશે નહીં. અત્રે સમૂહથી ભાવાર્થ અનુસરણ કરનાર સમૂહ છે. આગળ કયામત વિશે વર્ણન છે કે આ લોકો કયામતનો સમય ઈન્કાર સ્વરૂપે પૂછી રહ્યા છે તો) તમે (તેમને) કહી આપો કે મને ખબર નથી કે જે વસ્તુનો તમને વાયદો કરવામાં આવે છે તે નિકટમાં

(આવનાર) છે અથવા મારા પરવરદિગારે તેના માટે કોઈ લાંબી મુદ્દત નક્કી કરી રાખી છે (પરંતુ દરેક પરિસ્થિતિમાં તે અવશ્ય આવશે, રહી વાત તે નિશ્ચિત સમયની તો તે માત્ર એક ગયૂબની વાત છે અને) ગયૂબનો જાણનારો માત્ર તે જ છે, બસ (જે ગયૂબ ઉપર કોઈને જાણકારી આપવી હિતમાં નથી) તે પોતાના (આવા) ગયૂબ ઉપર કોઈને જાણકારી નથી આપતો (અને કયામતના નિશ્ચિત સમયની જાણકારી પણ એવું જ ગયૂબ છે અને તેના ઉપર કોઈને જાણકારી આપવામાં કોઈ હિત નથી, કારણ કે તેનું જ્ઞાન નુબુવ્વત સાથે સંબંધ નથી ધરાવતું કે જેનાથી અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવામાં કોઈ દખલગીરી ઊભી થતી હોય, બસ આવા ગયૂબની તે કોઈને જાણકારી નથી આપતો) હા ! પરંતુ પોતાના કોઈ પયગમ્બરને (જો કોઈ એવા જ્ઞાન ઉપર જાણકારી આપવા ઈચ્છે કે જે ઈલ્મે નુબુવ્વતમાંથી હોય ભલે તે નુબુવ્વતની સાબિતી હોય જેમકે કોઈ આગાહી, ખુશખબરી ભલે તે નુબુવ્વતના વિભાગોમાંથી હોય જેમકે હુકમોનું જ્ઞાન) તો (એ રીતે જાણકારી આપી દે છે કે) પયગમ્બરની આગળ અને પાછળ (એટલે કે વહી આવવાના સમયે) પેહરેદાર ફરિશ્તાઓ મોકલી આપે છે (જેથી ત્યાં શયતાનો આવી ન શકે કે જે વહીના ફરિશ્તાઓ પાસેથી સાંભળીને બીજે ઠેકાણે જઈ કોઈને વસવસો કે ભ્રમણામાં નાંખી શકે તેથી રસૂલે કરીમ ﷺ માટે આવા પેહરેદાર ફરિશ્તાઓની સંખ્યા ચાર હતી. –રૂહુલ મઆની –અને આ વ્યવસ્થા એટલા માટે કરવામાં આવી છે) જેથી (જાહેર રીતે) અલ્લાહ તઆલાને જાણ થઈ જાય કે તે ફરિશ્તાઓએ પોતાના પરવરદિગારનો સંદેશ (રસૂલ સુધી સુરક્ષિત) પહોંચાડી દીધો (અને તેમાં કોઈની દખલગીરી કે મિલાવટ નથી થઈ અને પહોંચાડનાર તો માત્ર વહીનો ફરિશ્તો છે પરંતુ તેને પહોંચાડવા માટે પેહરેદાર.ફરિશ્તાઓ પણ સાથે મોકલવામાં આવ્યા) અને અલ્લાહ તઆલા તેઓ(પેહરેદારો)ની બધી પરિસ્થિતિઓથી વાકેફ છે (તેથી પેહરેદાર એવા નક્કી કરવામાં આવ્યા છે જે આ કામ માટે સંપૂર્ણ લાયક છે) અને તેને દરેક વસ્તુની ગણતરીની ખબર છે (બસ વહીના બધા વિભાગો એક એક કરીને તેને ખબર છે અને તે સૌનું સંપૂર્ણ રક્ષણ કરે છે. ખુલાસો એ છે કે કયામતના નિશ્ચિત સમયનું જ્ઞાન ઈલ્મે નુબુવ્વતમાંથી નથી તેથી તેનું જ્ઞાન ન હોવું એ નુબુવ્વતનો નકાર નથી અલબત્ત નુબુવ્વતનું જ્ઞાન અર્પણ કરવામાં આવે છે અને તેમાં ભૂલ કે ખામીની કોઈ સંભાવના કે શક્યતા

નથી હોતી તો આવા જ્ઞાનથી લાભ ઉઠાવવામાં આવે અને તેનાથી વધારેની તહકીક કે સંશોધનમાં ન પડે).

## મસ્અલા અને બોધપાઠ :

نَفَرٌ مِّنَ الْجِنِّ માં શબ્દ نَفَرٌ (નફરુન) ત્રણથી દશ સુધીની સંખ્યા માટે બોલવામાં આવે છે. જે જિન્નાતનું અહીંયાં વર્ણન છે તેના વિશે રિવાયત છે કે તેઓ નવ વ્યક્તિઓ હતા જેઓ નસીબીનના રહેનારા હતા.

### જિન્નાતોની હકીકત :

جِنّ (જિન્ન) એ અલ્લાહના સર્જનમાં એક એવી મખ્લૂકનું નામ છે જે શરીર પણ ધરાવે છે અને રૂહ પણ અને માણસની જેમ બુદ્ધિ અને સમજ પણ ધરાવે છે પરંતુ તે લોકોની દૃષ્ટિથી અદૃશ્ય છે તેથી તેમનું નામ "જિન્ન" રાખવામાં આવ્યું છે, કારણ કે જિન્નનો શાબ્દિક અર્થ "અદૃશ્ય" થાય છે. તેમના સર્જનના તત્ત્વમાં મોટો ભાગ અગ્નિનો છે જેમકે માણસના સર્જનમાં મોટો ભાગ માટી છે. આ પ્રજાતિમાં પણ માણસની જેમ નર માદા એટલે કે સ્ત્રી પુરુષ હોય છે અને માણસની જેમ જ તેમના વંશ અને પેઢીનો ક્રમ ચાલે છે અને દેખીતું છે કે કુર્આનમાં જે જિન્નાત અને શયતાનો કહેવામાં આવ્યા છે તે પણ જિન્નાતોમાંથી જ બદમાશ ઉપદ્રવીઓનું નામ છે. જિન્નાત અને ફરિશ્તાઓનું અસ્તિત્વ કુર્આનની કતઈ દલીલોથી સાબિત થયેલ છે જેનો ઈન્કાર કરવો કુફ્ર છે. *(તફસીરે મઝહરી)*

قُلْ أُوحِيَ إِلَيَّ થી જાણ થઈ કે જિન્નાતની જે ઘટનાનું અત્રે વર્ણન છે તેમાં રસૂલે કરીમ ﷺએ કુર્આન સાંભળનાર જિન્નાતને જોયા ન હતા બલકે અલ્લાહ તઆલાએ તેમને વહી દ્વારા તેની જાણકારી આપી હતી.

### સૂરએ જિન્ન ઊતરવાની ઘટનાની વિગત :

સહીહ બુખારી, મુસ્લિમ અને તિરમિઝી વગેરેમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે (આ ઘટનામાં) રસૂલે કરીમ ﷺએ જિન્નાતને કુર્આન ઈરાદાપૂર્વક સંભળાવ્યું ન હતું બલકે તેમને જોયા પણ ન હતા બલકે ઘટના એ રીતે બની કે રસૂલે કરીમ ﷺ પોતાના અમુક સહાબા (રદિ.)ની સાથે ઊકાઝના બજાર તરફ જઈ રહ્યા હતા અને આ ઘટના તે સમયની છે જ્યારે કે શયતાનોને

આસમાનોની ખબરો સાંભળવાથી શિહાબે ષાકિબ (ઊલ્કાપિંડો) દ્વારા અટકાવી દેવામાં આવ્યા હતા અને જિન્નાતોએ પરસ્પર મશ્વેરો કર્યો કે આ ઘટના જે આપણને આસમાની ખબરો લાવવાથી અટકાવી રહી છે તે કોઈ અચાનક બનેલી જણાતી નથી. દુનિયામાં કોઈ નવી વસ્તુ અવશ્ય થઈ છે જે તેનું કારણ બની છે અને એવું નક્કી કર્યું કે પૃથ્વીના પૂર્વથી લઈ પશ્ચિમ સુધી અને દરેક બાજુએ જિન્નાતના પ્રતિનિધિમંડળો મોકલવામાં આવે અને એ બાબતની તહકીક અને સંશોધન કરવામાં આવે કે આ નવી વસ્તુ શું બની છે, તેમનું જે પ્રતિનિધિમંડળ તિહામા હિજાજ તરફ મોકલવામાં આવ્યું હતું તે નખ્લાના સ્થળ ઉપર પહોંચ્યું તો ત્યાં રસૂલે કરીમ ﷺ પોતાના સહાબએ કિરામ (રદિ.) સાથે સવારની નમાઝ જમાઅત સાથે પઢી રહ્યા હતા. જિન્નાતના આ પ્રતિનિધિમંડળે જ્યારે કુર્આન સાંભળ્યું તો કસમો ખાઈને પરસ્પર કહેવા લાગ્યા કે અલ્લાહની કસમ ! આ જ કલામ છે જે આપણી અને આસમાની ખબરો વચ્ચે અડચણ અને અવરોધ બની છે. આ લોકો ત્યાંથી પરત ફર્યા અને જઈને પોતાની કોમને આ ઘટનાનું વર્ણન કર્યું જેનું વર્ણન આ આયતોમાં છે ...إِنَّا سَمِعْنَا قُرْآنًا عَجَبًا અલ્લાહ તઆલાએ આ સમગ્ર ઘટનાની ખબર પોતાના રસૂલ ﷺને આ આયતોમાં આપી દીધી.

**અબૂતાલિબની વફાત અને રસૂલે કરીમ ﷺની તાઈફની મુસાફરી :**

ઘણા તફસીરકારોએ કહ્યું છે કે અબૂતાલિબના મૃત્યુ પછી રસૂલે કરીમ ﷺ મક્કએ મુકર્રમહમાં એકલા અટૂલા પડી ગયા હતા તો રસૂલે કરીમ ﷺએ એકલા જ તાઈફની મુસાફરી કરી કે ત્યાંથી કબીલા બની ષકીબ પાસેથી પોતાની કોમના અત્યાચારના મુકાબલામાં કંઈક મદદ અને સહાયતા પ્રાપ્ત કરી શકે. મુહમ્મદ ઇબ્ને ઈસ્હાકની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ તાઈફ પહોંચ્યા તો કબીલએ ષકીબના ત્રણ ભાઈઓની પાસે ગયા જે કબીલાના સરદાર અને ડાહ્યા કહેવાતા હતા. આ ત્રણ ભાઈઓ ઉમૈરના ત્રણ દિકરા અબ્દ યાલિલ, સઊદ અને હબીબ હતા. તેમના ઘરમાં કુરૈશની એક સ્ત્રી હતી, રસૂલે કરીમ ﷺએ જ્યારે તેમને ઈસ્લામનું આમંત્રણ આપ્યું અને પોતાની કોમના અત્યાચારનું વર્ણન કર્યું અને તેમનું સમર્થન માંગ્યું તો તે ત્રણેએ ઘણો કઠોર જવાબ આપ્યો અને આપ ﷺ સાથે બીજી કોઈ વાત કરી નહીં. રસૂલે કરીમ ﷺએ જ્યારે જોયું કે બનુ ષકીબમાં આ જ ત્રણ વ્યક્તિઓ ડાહ્યા અને શરીફ સમજવામાં આવતા હતા કે

તેમની પાસેથી જ કોઈ મદદની અને યોગ્ય જવાબની અપેક્ષા હતી પરંતુ ત્યાંથી પણ નિરાશા સાંપડી તો રસૂલે કરીમ ﷺએ તેમને કહ્યું કે, વારું ! જો તમે લોકો મારી મદદ નથી કરતા તો ઓછામાં ઓછું મારા આવવાની મારી કોમને જાણ કરશો નહીં. હેતુ એ હતો કે જો તેમને ખબર પડશે તો તેઓ વધારે સતાવશે પરંતુ તે જાલીમોએ એ વાત પણ ન માની બલકે પોતાના કબીલાના મૂર્ખ લોકો અને ગુલામોને આપ ﷺની પાછળ લગાવી દીધા કે આપ ﷺને ગાળો આપે અને શોરબકોર કરી મજાકો ઉડાવે. તેમના શોરબકોરથી ઘણા બધા બદમાશો ભેગા થઈ ગયા, આપ ﷺએ તેમની બુરાઈથી બચવા માટે એક બગીચામાં જે ઉત્બા અને શયબા બે ભાઈઓનો બગીચો હતો તેમાં શરણ લીધું અને આ બંને પણ તે બગીચામાં મોજૂદ હતા. તે સમયે આ બદમાશ લોકો આપ ﷺને છોડીને પાછા ચાલ્યા ગયા અને આપ ﷺ દ્રાક્ષના બગીચાના છાંયડામાં બેસી ગયા, આ બંને ભાઈઓ આપ ﷺને જોઈ રહ્યા હતા અને એ પણ જોઈ રહ્યા હતા કે તેમની કોમના મૂર્ખ લોકોના હાથે આપ ﷺને કેવી તકલીફ અને ત્રાસ પહોંચ્યો છે તે જ દરમિયાન તે કુરૈશ સ્ત્રી પણ રસૂલે કરીમ ﷺને મળી જે તે જાલિમોના ઘરમાં હતી, આપ ﷺએ તેને ફરિયાદ કરી કે તમારી સાસરીના લોકોએ મારી સાથે કેવી વર્તણૂક કરી !

જ્યારે આ બગીચામાં રસૂલે કરીમ ﷺને થોડી શાંતિ પ્રાપ્ત થઈ તો રસૂલે કરીમ ﷺએ અલ્લાહ જલ્લ શા'નુહૂની બારગાહમાં દુઆ માંગવાનું શરૂ કર્યું, તે દુઆના શબ્દો પણ આશ્ચર્યજનક છે અને ક્યારેય કોઈ પણ પરિસ્થિતિ ઉપર રસૂલે કરીમ ﷺના મોંઢે આવા દુઆના શબ્દો વર્ણન થયા નથી, તે દુઆ આ છે.

اَللّٰهُمَّ اِنِّىْ اَشْكُوْ اِلَيْکَ ضُعْفَ قُوَّتِىْ وَقِلَّةَ حِيْلَتِىْ وَهَوَانِىْ عَلَى النَّاسِ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ وَاَنْتَ رَبُّ الْمُسْتَضْعَفِيْنَ فَاَنْتَ رَبِّىْ اِلٰى مَنْ تَكِلُنِىْ اِلٰى بَعِيْدٍ يَّتَجَهَّمُنِىْ اَوْاِلٰى عَدُوٍّ مَّلَّكْتَهٗ اَمْرِىْ اِنْ لَّمْ تَكُنْ سَاخِطًا عَلَىَّ فَلَا اُبَالِىْ وَلٰكِنَّ عَافِيَتَکَ هِىَ اَوْسَعُ لِىْ ـ اَعُوْذُ بِنُوْرِ وَجْهِکَ الَّذِىْ اَشْرَقَتْ لَهُ الظُّلُمَاتُ وَ صَلُحَ عَلَيْهِ اَمْرُ الدُّنْيَا وَالْاٰخِرَةِ مِنْ اَنْ تُنْزِلَ لِىْ غَضَبَکَ ـ لَکَ الْعُتْبٰى حَتّٰى تَرْضٰى وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِکَ (مَظْهَرِىْ بِاِخْتِصَارْ)

*"યા અલ્લાહ ! હું તને ફરિયાદ કરું છું પોતાની શક્તિની કમજોરી અને કમીની અને પોતાની યુક્તિની નિષ્ફળતાની અને લોકોની નજરોમાં પોતાના વિશે ક્રોધ અને અપમાનની ! અને તું તો બધા રહમ કરનારાઓથી વધારે રહમ કરનારો છે અને તું અશક્તોની સહાયતા કરે છે, તું જ મારો પરવરદિગાર છે, તું મને કોને સોંપી રહ્યો છે !? શું એક ગેરવ્યક્તિને જે મારા ઉપર હુમલો કરે અથવા કોઈ દુશ્મનને જેને તેં મારા મા'મલાનો માલિક બનાવી દીધો છે (કે જે ઈચ્છે કરે) !? જો તું મારાથી નારાજ નથી તો મને આ બધી વસ્તુઓની પણ પરવા નથી પરંતુ તારી સહાયતા મારા માટે વધારે ઉત્તમ છે (તેને માંગી રહ્યો છું), હું તારી જાત મુબારકના પ્રકાશથી શરણ લઉં છું જેનાથી બધા જ અંધકારો પ્રકાશિત થઈ જાય છે જેની બીનાએ દુનિયા અને આખિરતના બધા કાર્યો ઠીક થઈ જાય છે એ વાતથી (તારું શરણ લઉં છું) કે (તું) મારા ઉપર તારો ક્રોધ ઉતારે, અમારું કામ જ એ છે કે તને મનાવવામાં અને રાજી કરવામાં લાગેલા રહીએ જ્યાં સુધી કે તું રાજી ન થઈ જાય, અને અમે તારી સહાયતા વિના ન તો કોઈ બુરાઈથી બચી શકીએ છીએ અને ન જ કોઈ ભલાઈ પ્રાપ્ત કરી શકીએ છીએ."*

જ્યારે રબીઆના બંને દિકરા ઉત્બા અને શયબાએ આ પરિસ્થિતિ જોઈ તો તેમના દિલમાં દયા આવી અને તેમના એક ઈસાઈ ગુલામ કે જેનું નામ અદાસ હતું બોલાવ્યો અને કહ્યું કે આ દ્રાક્ષનો એક લુમખો લો અને એક પ્લેટમાં મૂકી તે વ્યક્તિની પાસે લઈ જાઓ અને તેમને કહો કે આ ખાઈ લે. અદાસે એવું જ કર્યું, તેણે જઈને દ્રાક્ષનો આ લુમખો આપ ﷺની સામે મૂકી દીધો. આપ ﷺએ બિસ્મિલ્લાહ પઢીને તેના તરફ હાથ લંબાવ્યો, અદાસ આ જોઈ રહ્યો હતો, કહેવા લાગ્યો અલ્લાહની કસમ ! આ વાક્ય એટલે કે બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ તો આ શહેરના લોકો નથી બોલતા ! પછી રસૂલે કરીમ ﷺએ તેને પૂછ્યું, અદાસ! તમે ક્યાંના રહેવાસી છો અને તમારો ધર્મ શું છે ? તેણે કહ્યું, હું ખ્રિસ્તી છું અને નૈનવાનો રહેનારો છું. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે સારું, તો અલ્લાહના નેક બંદા યૂનુસ બિન મત્તા (અલૈ.)ની વસ્તીના રહેનારા છો. તેણે કહ્યું કે તમને યૂનુસ બિન મત્તાની શું ખબર ? રસૂલે કરીમ ﷺએ કહ્યું, તે મારા ભાઈ છે કારણ કે તે પણ અલ્લાહના નબી હતા અને હું પણ નબી છું.

આ સાંભળીને અદ્દાસ આપ ﷺના કદમોમાં પડી ગયો અને આપ ﷺનું માથું મુબારક તથા હાથ અને પગને ચૂમ્મો આપ્યો. ઉત્બા અને શયબા આ દૃશ્ય જોઈ રહ્યા હતા, એકે બીજાને કહ્યું કે તેણે આપણા ગુલામને તો ખરાબ કરી દીધો, જ્યારે અદ્દાસ તેમની પાસે પરત આવ્યો તો તેમણે કહ્યું કે અદ્દાસ તને શું થઈ ગયું હતું કે તે વ્યક્તિના હાથ અને પગને ચૂમ્મો આપવા લાગ્યો હતો ? તેણે કહ્યું, હે મારા સરદારો ! અત્યારે પૃથ્વી ઉપર તેનાથી ઉત્તમ કોઈ વ્યક્તિ નથી. તેણે મને એક એવી વાત કહી જે નબી સિવાય કોઈ નથી કહી શકતું. તેમણે કહ્યું, કમ્બખ્ત ! એવું ન થાય કે આ વ્યક્તિ તને તારા ધર્મથી ફેરવી દે, કારણ કે તારો ધર્મ તેના ધર્મ કરતાં સારો છે.

ત્યાર પછી રસૂલે કરીમ ﷺ તાઈફથી મક્કા મુકર્રમહ તરફ પાછા ફર્યા જ્યારે બનુ શકીબની દરેક ભલાઈથી નિરાશ થઈ ગયા. પાછા ફરવામાં રસૂલે કરીમ ﷺ નખ્લાના સ્થળે થોભ્યા અને રાતના અંતિમ ભાગમાં તહજ્જૂદની નમાઝ પઢવા લાગ્યા તો યમન દેશના નસીબીનનું આ પ્રતિનિધિ મંડળ પણ ત્યાં પહોંચ્યું હતું, તેમણે કુર્આન સાંભળ્યું અને સાંભળીને ઈમાન લઈ આવ્યા અને પોતાની કોમ પાસે પાછા જઈને સમગ્ર ઘટના કહી જેનું વર્ણન અલ્લાહ તઆલાએ પ્રસ્તુત આયતમાં નાઝિલ કર્યું છે. *(મઝ્હરી)*



**એક જિન્નાત સહાબીની ઘટના :**

ઈબ્ને જવઝીએ કિતાબુસ્સફવહમાં પોતાની સનદ સાથે હઝરત સહલ બિન અબ્દુલ્લાહથી નકલ કર્યું છે કે તેમણે એક સ્થળે એક ઘરડા જિન્નને જોયો કે બયતુલ્લાહ તરફ નમાઝ પઢી રહ્યો છે અને ઊનનો ઝભ્ભો પહેરેલો છે જેના ઉપર ઘણી રોનક જણાતી હતી. નમાઝથી ફારેગ થયા પછી હઝરત સહલ કહે છે કે મેં તેને સલામ કરી અને તેણે સલામનો જવાબ આપીને કહ્યું કે તમે આ ઝભ્ભાની રોનકથી આશ્ચર્ય કરી રહ્યા છો, આ ઝભ્ભો સાતસો વર્ષથી મારા શરીર ઉપર છે. આ જ ઝભ્ભામાં મેં હઝરત ઈસા (અલૈ.)ની મુલાકાત કરી હતી, પછી આ જ ઝભ્ભામાં મેં મુહમ્મદ મુસ્તફા ﷺને જોયા અને હું જે જિન્નાતોમાંથી છું જેમના વિશે સૂરએ જિન્ન નાઝિલ થઈ છે.

હદીષની આ રિવાયતોમાં જે "લયલતુલ જિન્ન"ની ઘટના ઉપસ્થિત છે

જેમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) આપ ﷺની સાથે હતા તેમાં રસૂલે કરીમ ﷺનું ઈરાદાપૂર્વક જિન્નાતોને તબ્લીગ અને દા'વત માટે મક્કા મુકર્રમહની નજીક જંગલમાં જવાનું અને તેમને કુર્આન સંભળાવવાનું નકલ થયું છે તે દેખીતી રીતે આ ઘટના પછીનો કિસ્સો છે જેનું વર્ણન સૂરએ જિન્નમાં આવ્યું છે.

અલ્લામહ ખફ્ફાજી (રહ.)એ કહ્યું કે ભરોસાપાત્ર હદીષોથી સાબિત થયેલ છે કે જિન્નાતના પ્રતિનિધિમંડળો રસૂલે કરીમ ﷺની સેવામાં છ વખતે હાજર થયા છે તેથી આ બંને વાતોમાં કોઈ વિરોધાભાસ નથી કે સૂરએ જિન્નવાળી ઘટનામાં રસૂલે કરીમ ﷺને જિન્નાતો આવવાની ખબર પણ ન હતી જ્યાં સુધી કે વહી દ્વારા આપ ﷺને બતાવવામાં આવ્યું નહીં અને એ કે આ ઘટના નખ્લાના સ્થળે અને તાઈફથી પાછા ફરવાના સમયની છે અને બીજી રિવાયતો જેનાથી જાણ થાય છે કે મક્કા શહેરની નજીકના શહેરમાં જ રસૂલુલ્લાહ ﷺ ઈરાદાપૂર્વક આ જ કામ માટે ગયા હતા કે જિન્નાતોને ઈસ્લામની દા'વત આપે અને કુર્આન સંભળાવે તે ઘટના પાછળથી બનેલ છે. *(મઝહરી)*

وَاَنَّهٗ تَعٰلٰى جَدُّ رَبِّنَا માં શબ્દ جَدُّ (જદ્દુ)નો અર્થ "શાન અને મરતબા"નો થાય છે જે અલ્લાહ તઆલા માટે બોલવામાં આવે છે. تَعَالٰى جَدُّهٗ (તઆલા જદ્દુહૂ) એટલે કે "તેની શાન સૌથી ઉચ્ચતર છે". અહીંયાં جَدُّهٗ (જદ્દુહૂ)ની ઝમીર જાહેર કરવાને બદલે શબ્દ رَبّ (રબ્બ)નો વિભાગ બનાવી દેવામાં આવ્યો જેમાં તે સૌથી ઉચ્ચ શા'નવાળા હોવાની દલીલ પણ આવી ગઈ, કારણ કે તે જાત મખ્લૂકની માલિક અને પરવરદિગાર છે, તે બધી મખ્લૂક કરતાં અતિઉચ્ચ શાનવાળી હોવું દેખીતું છે.

આ આયતમાં وَاَنَّهٗ ના વ્યાકરણ (અતફ અને નહ્વી તરકીબ)માં તફસીરકારોએ લાંબી ચર્ચા કરી છે, સામાન્ય લોકો માટે એની જરૂર નથી.

وَاَنَّهٗ كَانَ يَقُوْلُ سَفِيْهُنَا عَلَى اللّٰهِ شَطَطًا ۙ وَّاَنَّا ظَنَنَّآ اَنْ لَّنْ تَقُوْلَ الْاِنْسُ وَالْجِنُّ عَلَى اللّٰهِ كَذِبًا માં શબ્દ شَطَطًا (શતત)ના અર્થના આધારે જુલમ અને જબરદસ્તી તથા બુદ્ધિમાં ન સમાઈ શકે એવું અસંભવિત હોવાનો થાય છે. ભાવાર્થ એ છે કે ઈમાન લાવનારા જિન્નાતોએ અત્યાર સુધી શિર્ક અને કુફ્રમાં

સંડોવાયેલા રહેવાનું બહાનું એ વર્ણન કર્યું કે આપણી કોમના મૂર્ખ લોકો અલ્લાહ તઆલાની શા'નમાં મ્હોં માથા વગરની વાતો કહ્યા કરતા હતા અને આપણને એ અનુમાન ન હતું કે કોઈ વ્યક્તિ અથવા જિન્નાત અલ્લાહ તઆલા તરફ જૂઠી વાતનો સંબંધ જોડી શકે છે તેથી તે મૂર્ખાઓની વાતમાં આવીને આજદિન સુધી અમે કુફ્ર અને શિર્કમાં સંડોવાયેલા રહ્યા હતા, હવે કુર્આન સાંભળ્યું તો વાસ્તવિકતા સામે આવી ગઈ.

وَاَنَّهٗ كَانَ رِجَالٌ مِّنَ الْاِنْسِ يَعُوْذُوْنَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ فَزَادُوْهُمْ رَهَقًا આ આયતમાં મો'મિન જિન્નાતોએ એવું કહ્યું કે અજ્ઞાનતાકાળના લોકો જ્યારે કોઈ જંગલમાં થોભતા હતા તો તે જંગલના જિન્નાતોનું શરણ માંગતા હતા જેનાથી જિન્નાતો એવું સમજી બેઠા કે અમે તો માનવી કરતાં પણ શ્રેષ્ઠ છે, કારણ કે માનવી પણ અમારું શરણ લે છે. આ બાબતે જિન્નાતોની ગુમરાહીમાં ઔર વધારો કર્યો.

### હઝરત રાફેઅ્ બિન ઉમૈર (રદિ.)નું જિન્નાતના કારણે ઇસ્લામ લાવવું:

તફસીરે મઝહરીમાં છે કે "હવાતિફુલ જિન્ન"માં સનદ સાથે હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)થી એ નકલ કર્યું છે કે રાફેઅ્ બિન ઉમૈર સહાબી (રદિ.)એ પોતાના ઈસ્લામ સ્વીકાર કરવાની ઘટના આ બતાવી છે કે હું એક રાત્રે રણમાં મુસાફરી કરી રહ્યો હતો, અચાનક મને ઊંઘ આવવા લાગી, હું મારી ઊંટણી ઉપરથી ઉતર્યો અને સૂઈ ગયો અને સૂતાં પહેલાં મેં મારી કોમની ટેવ પ્રમાણે આ શબ્દો કહ્યા, اِنِّیْ اَعُوْذُ بِعَظِیْمِ هٰذَا الْوَادِیْ مِنَ الْجِنِّ એટલે કે હું આ જંગલના જિન્નાતોના સરદારનું શરણ લઉં છું. મેં સ્વપ્નમાં જોયું કે એક વ્યક્તિના હાથમાં એક હથિયાર છે, તેને તે મારી ઊંટણીની છાતી ઉપર મૂકવા ઇચ્છે છે, હું ગભરાઈને ઉઠયો અને ડાબે જમણે જોયું પરંતુ કંઈ હતું નહીં તો મેં દિલમાં કહ્યું, આ શયતાની ભ્રમણા છે અસલી સ્વપ્ન નથી અને પછી સૂઈ ગયો અને બિલકુલ નીંદ્રાધીન થઈ ગયો તો ફરી તે જ સ્વપ્ન જોયું. ફરી હું ઉઠયો અને મારી ઊંટણીની ચારે તરફ ફર્યો, કંઈ જોયું નહીં પરંતુ ઊંટણીને જોઈ તો તે કાંપી રહી છે, હું ફરી પોતાની જગ્યાએ જઈને સૂઈ ગયો તો ફરી તે જ સ્વપ્ન જોયું. મેં જાગીને જોયું તો મારી ઊંટણી તડપી રહી છે અને પછી જોયું કે એક નવયુવાન છે જેના હાથમાં

એક હથિયાર છે, આ તે જ વ્યક્તિ હતો જેને મેં સ્વપ્નમાં ઊંટણી ઉપર હુમલો કરતા જોયો હતો અને સાથે જ એ જોયું કે એક ઘરડા વ્યક્તિએ તેનો હાથ પકડી રાખ્યો છે જે ઊંટણી ઉપર હુમલો કરવાથી તેને રોકી રહ્યો છે. આ જ અરસામાં ત્રણ ઘુડખર સામે આવી ગયા તો ઘરડા વ્યક્તિએ તે નવયુવાનને કહ્યું, આ ત્રણમાંથી તું જેને પસંદ કરે તેને લઈ લે અને માણસની ઊંટણીને છોડી દે. તે યુવાન એક ઘુડખર લઈને રવાના થઈ ગયો, પછી તે ઘરડો વ્યક્તિ મારા તરફ જોઈને બોલ્યો કે હે મુર્ખ ! જ્યારે તું કોઈ જંગલમાં થોભે અને ત્યાંના જિન્નાતો અને શયતાનોથી ભય હોય તો આવું કહ્યા કર, اعوذ باللّٰه ربِّ محمّد من هول هٰذا الوادی એટલે કે હું શરણ લઉં છું મુહમ્મદ ﷺના પરવરદિગારનું આ જંગલના ભય અને બુરાઈથી અને કોઈ જિન્નાતનું શરણું ન માંગ્યા કર, કારણ કે તે સમય પસાર થઈ ગયો જ્યારે માનવો જિન્નાતનું શરણ લેતા હતા. મેં તેને પૂછ્યું કે તે મુહમ્મદ (ﷺ) કોણ છે ? તેણે કહ્યું કે તે નબીએ અરબી ﷺ છે, ન તો પૂર્વના છે અને ન જ પશ્ચિમના છે. સોમવારના દિવસે તેઓનું આગમન થયું છે. મેં પૂછ્યું કે તે ક્યાં રહે છે ? તેણે કહ્યું કે તે યષરબ (મદીના)માં રહે છે જે ખજૂરોની વસ્તી છે. મેં સવાર થતાં જ મદીનાનો માર્ગ પકડ્યો અને સવારીને ખૂબ તેજ ચલાવી, એટલે સુધી કે મદીના તય્યિબહ પહોંચી ગયો. રસૂલે કરીમ ﷺએ મને જોયો તો મારી આખી ઘટના મને સંભળાવી દીધી એ પહેલાં કે હું તેમને કંઈક કહું અને ઈસ્લામનું આમંત્રણ આપ્યું. હું મુસલમાન થઈ ગયો. સઈદ બિન ઝુબૈર (રહ.) આ ઘટના નકલ કરીને કહે છે કે અમારા સમીપ આ જ ઘટના વિશે કુર્આને કરીમમાં આ આયત નાઝિલ થઈ છે, وَاَنَّهٗ كَانَ رِجَالٌ مِّنَ الْاِنْسِ يَعُوْذُوْنَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ

وَاَنَّا لَمَسْنَا السَّمَآءَ فَوَجَدْنٰهَا مُلِئَتْ حَرَسًا شَدِيْدًا وَّشُهُبًا તેમાં શબ્દ سَمَآءٌ (સમાઅ્) એ અરબી શબ્દકોષમાં જે રીતે આસમાન માટે બોલવામાં આવે છે એ જ રીતે વાદળને પણ શબ્દ "સમાઅ્" તરીકે ઓળખવું પ્રખ્યાત છે. અત્રે દેખીતું છે કે સમાઅ્થી ભાવાર્થ તે વાદળ જ છે.

**જિન્નાત આસમાની ખબરો સાંભળવા માટે માત્ર વાદળો સુધી જતા હતા આસમાન સુધી નહીં :**

જિન્નાતો અને શયતાનો આસમાની ખબરો સાંભળવા માટે આસમાનો

સુધી જવાનો ભાવાર્થ એ જ છે કે તેઓ વાદળો સુધી જતા હતા અને ત્યાંથી આસમાનની ખબરો સાંભળતા હતા, તેની દલીલ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની આ હદીષ છે જે સહીહ બુખારીમાં નેચેના શબ્દોમાં વર્ણન થઈ છે.

قَالَتْ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِنَّ الْمَلَائِكَةَ تَنْزِلُ فِى الْعَنَانِ وَهُوَا السَّحَابُ فَتَذْكُرُ الْاَمْرَ الَّذِىْ قُضِىَ فِى السَّمَاءِ فَتَسْتَرِقُ الشَّيَاطِيْنُ السَّمْعَ فَتَسْمَعُهُ فَتَتَوَجَّهُ اِلَى الْكُهَّانِ فَيَكْذِبُوْنَ مَعَهَا مِائَةَ كِذْبَةٍ مِنْ عِنْدِ اَنْفُسِهِمْ (از مظهرى)

*"હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺથી સાંભળ્યું છે કે ફરિશ્તાઓ "અનાને સમાઅ્"માં ઊતરે છે જેનો અર્થ વાદળ છે, ત્યાં તેઓ તે ફેંસલાનું વર્ણન કરે છે જેનું ફરમાન અલ્લાહ તઆલાએ આસમાનમાં કર્યું છે, ત્યાંથી શયતાનો આ ખબરો ચોરે છે અને સાંભળીને જ્યોતિષિઓ પાસે લાવે છે અને તેમાં તેઓ પોતાના તરફથી સો જૂઠ ભેળવીને તે (લોકોને) બતાવે છે."*

*(મઝહરી)*



સહીહ બુખારીમાં હઝરત અબૂહુરયરહ (રદિ.)ની રિવાયતથી અને મુસ્લિમમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી જે એવી જાણ થાય છે કે આ ઘટના વાસ્તવમાં આસમાનોમાં બને છે કે જ્યારે અલ્લાહ તઆલા કોઈ હુકમ આસમાનેથી લાગુ પાડે છે તો બધા ફરિશ્તા આજ્ઞાપાલન કાજે પોતાની પાંખો ફફડાવે છે અને જ્યારે કલામ સમાપ્ત થાય છે તો પરસ્પર તેની ચર્ચા કરે છે કે તમારા પરવરદિગારે શું કહ્યું. આ ચર્ચાને આકાશી ખબરો ચોરનારા શયતાનો સાંભળી લે છે અને જ્યોતિષીઓ પાસે તેમાં ઘણું બધું જૂઠ ભેળસેળ કરી પહોંચાડે છે.

ઉપરોક્ત હદીષનો આ વિષય હઝરત સિદ્દીકા (રદિ.)ની હદીષથી ટકરાતો નથી કારણ કે તેનાથી એ સાબિત નથી થતું કે શયતાનો આસમાનોમાં જઈને આ ખબર ચોરી લાવે છે બલકે એવું પણ બની શકે છે કે પ્રથમ આ ખબરો ક્રમે ક્રમે આસમાનોમાં ફરિશ્તાઓની અંદર ફેલાય છે પછી ફરિશ્તાઓ વાદળ સુધી આવતા હોય અને તેની ચર્ચા કરતા હોય અને અહીંયાંથી શયતાનો ખબરો ચોરી કરતા હોય જેમકે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની હદીષમાં છે. *(મઝહરી)*

મતલબ કે રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં શયતાનોનો આસમાની ખબરો સાંભળીને જ્યોતિષીઓ સુધી પહોંચાડવાનો ક્રમ કોઈપણ પ્રકારની આડચણ અને અવરોધ વિના ચાલુ હતો, શયતાનો વાદળો સુધી પહોંચીને ફરિશ્તાઓ પાસેથી સાંભળી લેતા હતા પરંતુ રસૂલે કરીમ ﷺના આગમનના સમયે આપ ﷺની આસમાની વહીની સુરક્ષા માટે આ ક્રમને આ રીતે બંધ કરી દેવામાં આવ્યો કે જ્યારે કોઈ શયતાન આ ખબર સાંભળવા માટે ઉપર આવતો તો તેના તરફ શિહાબે ષાકિબ–ઊલ્કાપિંડનો અંગારો ફેંકીને તેને ભગાડી મૂકવામાં આવતો. આ જ તે નવી ઘટના હતી જેની શયતાનો અને જિન્નાતોને ફિકર થઈ અને તે પરિસ્થિતિની તહકીક માટે દુનિયાના પૂર્વ અને પશ્ચિમમાં પ્રતિનિધિમંડળો મોકલ્યા અને પછી નખ્લાના સ્થળે રસૂલે કરીમ ﷺ પાસેથી એક જિન્નાતનું પ્રતિનિધિમંડળ કુર્આન સાંભળી ઈમાન લાવ્યું જેનું સૂરએ જિન્નમાં વર્ણન કરવામાં આવ્યું.

**શિહાબે ષાકિબ–ઊલ્કાપિંડ (ખરતા તારા) નબીએ કરીમ ﷺથી પહેલાં પણ હતા પરંતુ તેના દ્વારા શયતાનને ભગાડવાનું કામ આપ ﷺના સમયકાળથી શરૂ થયું :**

અત્રે એ શંકા થઈ શકે છે કે શિહાબે ષાકિબ જેને સામાન્ય રીતે ખરતો તારો અથવા અરબીમાં اِنْقِضَاضُ الْكَوْكَبِ કહેવામાં આવે છે આ દુનિયામાં પ્રાચીન સમયથી એવું થતું આવ્યું છે અને આ આયતથી જાણ થાય છે કે આ નબીએ કરીમ ﷺના સમયકાળની વિશિષ્ટતા છે તો તેનો જવાબ એ છે કે શિહાબે ષાકિબનું અસ્તિત્વ તો પ્રથમથી જ હતું ભલે તેની વાસ્તવિકતા તે હોય જે ખગોળશાસ્ત્રીઓ વર્ણન કરે છે કે જમીનમાંથી અમુક ગરમ પદાર્થો અવકાશમાં પહોંચે છે તે અવકાશમાં ગરમીથી ભડકી ઉઠે છે અથવા એવું પણ હોય કે પોતે કોઈ ગ્રહ અથવા તારાના રજકણો વાતાવરણ સાથે ઘસાઈને કોઈ આગનો લિસોટો પેદા કરતો હોય. મતલબ કે દરેક પરિસ્થિતિમાં તેનું અસ્તિત્વ દુનિયાની શરૂઆતથી જ છે પરંતુ આ આગવાળા પદાર્થથી શયતાનોને ભગાડવાનું કામ રસૂલે કરીમ ﷺના આગમનથી થયું અને એ પણ જરૂરી નથી કે જેટલા શિહાબે ષાકિબ એટલે કે ખરતા તારા નજરે પડે છે સૌ પાસેથી આ જ કામ લેવામાં આવતું હોય. તેની સંપૂર્ણ વિગત સૂરએ હિજ્રની તફસીરમાં આવી ચૂકી છે.

اَنَّا لَا نَدۡرِیۡۤ اَشَرٌّ اُرِیۡدَ بِمَنۡ فِی الۡاَرۡضِ اَمۡ اَرَادَ بِهِمۡ رَبُّهُمۡ رَشَدًا એટલે કે જિન્નાતો અને શયતાનોને આસમાની ખબરો સાંભળવાથી અટકાવી દેવામાં આવ્યા એ સજા સ્વરૂપે પણ હોઈ શકે છે કે જમીનવાળાઓને આસમાનની ખબરો ન મળે અને એવું પણ હોઈ શકે છે કે તેનાથી અલ્લાહ તઆલાએ તે લોકો માટે હિદાયતનો સામાન કર્યો હોય કે જિન્નાત અને શયતાનો આસમાનની વહીમાં કોઈ દખલગીરી કે ખલેલ ઊભો ન કરી શકે.

فَمَنۡ یُّؤۡمِنۡۢ بِرَبِّهٖ فَلَا یَخَافُ بَخۡسًا وَّلَا رَهَقًا માં શબ્દ بَخۡسُ (બખ્સ) બ ફત્હે ب અને સુકૂને خ નો અર્થ હક કરતાં ઓછું આપવાનો અથવા ઓછું કરવાનો થાય છે અને رَهَقٌ (રહક)નો અર્થ અપમાન અને રુસ્વાઈ થોપવી થાય છે. ભાવાર્થ એ છે કે જે અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે છે ન તો તેના બદલામાં કોઈ કમી થઈ શકે છે અને ન જ આખિરતમાં તેનું કોઈ અપમાન કે રુસ્વાઈ થશે.

وَاَنَّ الۡمَسٰجِدَ لِلّٰهِ فَلَا تَدۡعُوۡا مَعَ اللّٰهِ اَحَدًا માં શબ્દ مَسَاجِدُ (મસાજિદ) એ મસ્જિદનું બહુવચન છે. અત્રે તેના પ્રખ્યાત અર્થ પ્રમાણે પણ લઈ શકાય છે. એટલે કે તે ઈબાદતગાહો જે નમાઝ માટે વકફ કરવામાં આવે છે તેને મસ્જિદ કહેવાય છે. આ સ્વરૂપમાં આયતનો અર્થ એ થશે કે જ્યારે બધી મસ્જિદો માત્ર અલ્લાહ તઆલાની ઈબાદત માટે બનાવવામાં આવી છે તો તમે મસ્જિદોમાં જઈને અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્યને મદદ માટે ન પોકારો જે રીતે યહૂદીઓ અને નસારા પોતાની ઈબાદતગાહોમાં આ શિર્ક કરે છે. ખુલાસો તેનો એ છે કે મસ્જિદોને ખોટી માન્યતાઓ અને ગલત અકીદાઓ તથા ખોટી પ્રવૃત્તિઓથી પવિત્ર રાખવાની છે.

અને એ પણ હોઈ શકે છે કે مَسَاجِدُ (મસાજિદ) એ مَسۡجَدُ (મસ્જદ) બ ફત્હે ج નું બહુવચન હોય જે મસ્દરે મીમી સિજ્દહના અર્થમાં આવે છે તો આયતનો ભાવાર્થ એ થશે કે બધા સિજ્દાઓ અલ્લાહના માટે ખાસ છે અને જે વ્યક્તિ ગયરૂલ્લાહને મદદ માટે પોકારે છે જાણે તે તેને સિજ્દહ કરે છે અને ગયરૂલ્લાહને સિજ્દહ કરવાથી બચો.

**મસ્અલો :**

ઉમ્મતના ઈજ્માઅથી ગયરૂલ્લાહને સિજ્દહ કરવો હરામ છે અને અમુક ઉલમા નજીક તો કુફ્ર છે.

قُلْ اِنْ اَدْرِیْٓ اَقَرِیْبٌ مَّا تُوْعَدُوْنَ اَمْ یَجْعَلُ لَهٗ رَبِّیْٓ اَمَدًا. عٰلِمُ الْغَیْبِ આ આયતોમાંથી પ્રથમ આયતમાં તો અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺને એ હુકમ આપ્યો કે તમે તે ઈન્કારીઓને જે તમને કયામતનો નિશ્ચિત સમય બતાવવા માટે મજબૂર કરે છે અને આગ્રહ પણ કરે છે તેમને કહી આપો કે કયામતનું આવવું અને ત્યાં બદલો અને સજા થવું તો નિશ્ચિત છે પરંતુ તેના ઉપસ્થિત થવાની નિશ્ચિત તારીખ અને સમયને અલ્લાહ તઆલાએ કોઈને નથી બતાવ્યું તેથી હું નથી જાણતો કે તે કયામતનો દિવસ નજીક આવી ચૂક્યો છે અથવા મારો પરવરદિગાર તેના માટે કોઈ દૂરની મુદ્દત નક્કી કરી દેશે. બીજી આયતમાં તેની દલીલ સ્વરૂપે કહ્યું عٰلِمُ الْغَیْبِ فَلَا یُظْهِرُ عَلٰی غَیْبِهٖٓ اَحَدًا એટલે કે કયામતના નિશ્ચિત સમયથી મારું અજાણ હોવું એટલા માટે છે કે હું આલિમુલ ગયૂબ (ત્રિકાળ જ્ઞાની) નથી બલકે આલિમુલ ગયૂબ હોવું માત્ર અલ્લાહ રબ્બુલ આલમીનનું વિશિષ્ટ લક્ષણ છે તેથી તે પોતાના ગયૂબ ઉપર કોઈને પણ વર્ચસ્વ સ્થાપવા નથી દેતો. અત્રે عَالِمُ الْغَیْبِ (આલિમુલ ગયૂબ)માં اَلْغَیْبُ (ગયૂબ)નો અલિફ, લામ اِسْتِغْرَاقِ جِنْس (ઈસ્તિગ્રાકે જિન્સ) માટે છે. (રૂહુલ મઆની) એટલે કે જાણકાર હોવું ગયૂબની દરેક બાબતોથી અને ગયૂબના દરેક પ્રકારોથી અને عَلٰی غَیْبِهٖ (અલા ગયૂબિહીમા) "ગયૂબ"નો સંબંધ અલ્લાહ તઆલા સાથે જોડવાથી પણ આ જ જોડાણ અને મજબૂતીની જાહેરાત હેતુ સ્વરૂપે છે, એટલે કે ગયૂબના દરેક પ્રકાર અને બધી જ વસ્તુનું જ્ઞાન જે અલ્લાહ રબબુલ આલમીનની વિશિષ્ટ સિફત છે તેના ઉપર તે કોઈને કાબૂ આપતો નથી કે તેના ઉપર કોઈનું વર્ચસ્વ સ્થાપિત થવા દેતો નથી કે કોઈપણ વ્યક્તિ ગયૂબ કે ભવિષ્યને જાણી લે.

આ વાતચીતનો હેતુ સંપૂર્ણ ઇલ્મે ગયૂબનું કોઈ જાણકાર હોવાનો નકાર છે કે જેનાથી સમગ્ર સૃષ્ટિ (Universe)નું એક પણ રજકણ ગુપ્ત કે છુપું ન રહે અને આ ગયરૂલ્લાહ પાસે આવું જ્ઞાન હોવાનો નકાર છે અને માત્ર અલ્લાહ તઆલા પાસે આવું જ્ઞાન હોવાની સાબિતી છે પરંતુ કોઈ મૂર્ખને એવી શંકા થઈ શકે છે કે

નબીએ કરીમ ﷺને જો કોઈપણ ગયૂબની ખબર નથી તો તે રસૂલ કેવી રીતે થયા? કારણ કે રસૂલની પાસે તો અલ્લાહ તઆલા હજારો ગયૂબ અને ભેદની ખબરો વહી દ્વારા મોકલે છે અને જેની પાસે અલ્લાહની વહી ન આવે તે નબી અને રસૂલ નથી કહી શકાતો તેથી આગલી આયતમાં તેનો એક અપવાદ વર્ણન કર્યો.

**ઇલ્મે ગયૂબ અને છુપી ખબરોમાં તફાવત :**

اِلَّا مَنِ ارْتَضٰى مِنْ رَّسُوْلٍ فَاِنَّهٗ يَسْلُكُ مِنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖ رَصَدًا

ખુલાસો આ અપવાદનો તે મૂર્ખતાપૂર્ણ શંકા છે જે કેટલાક લોકો કરે છે. આ શંકાનો જવાબ એ છે કે સંપૂર્ણ ઇલ્મે ગયૂબના નકારથી દરેક ગયૂબનો નકાર સદંતર ભાવાર્થ સ્વરૂપે નથી, બલકે રિસાલતના હોદ્દા માટે જેટલા પ્રમાણમાં ગયૂબની ખબરો અને ગયૂબની વસ્તુઓનું જ્ઞાન કોઈ રસૂલને આપવું જરૂરી છે તે તેમને અલ્લાહ તઆલા તરફથી વહી મારફતે આપવામાં આવે છે અને તે એવી સુરક્ષિત પદ્ધતિથી આપવામાં આવે છે કે જ્યારે તેમના ઉપર કોઈ વહી નાઝિલ થાય છે તો તેની દરેક બાજુએ ફરિશ્તાઓનો પહેરો હોય છે જેથી શયતાનો તેમાં કોઈ દખલગીરી ન કરી શકે, તેમાં પ્રથમ તો શબ્દ રસૂલથી તે ગયૂબનો પ્રકાર નિશ્ચિત કરી દેવામાં આવ્યો જેનું જ્ઞાન રસૂલ અને નબીને આપવામાં આવે છે અને એ દેખીતું છે કે તે શરીઅતનું ઇલ્મ અને તમામ હુકમો તથા ગયૂબની ખબરો જરૂરત પ્રમાણે સમયના તકાદા પ્રમાણે હોય છે, ત્યારબાદ ગયૂબનું જે ઇલ્મ નબી અથવા રસૂલને આપવામાં આવે છે તેનું સ્વરૂપ આગલા વાક્યથી એ રીતે પણ નક્કી કરી દીધું કે તે ફરિશ્તાઓ દ્વારા મોકલવામાં આવે છે અને વહી લાવનારા ફરિશ્તાની આજુબાજુ અન્ય ફરિશ્તાઓનો ચોકી પહેરો હોય છે તેથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે આ અપવાદથી જે ગયૂબનું ઇલ્મ નબી અથવા રસૂલ માટે સાબિત થાય છે તે અમુક પ્રકારનું અને ખાસ ઇલ્મે ગયૂબ છે જેની આવશ્યકતા રિસાલતના હોદ્દા માટે પડે છે.

આથી જાણ થઈ કે આ અપવાદ પારિભાષિક શબ્દમાં اِسْتِثْنَاءِ مُنْقَطِع (ઇસ્તિસ્નાએ મુન્કતઅ) એટલે કે જે સંપૂર્ણ ઇલ્મે ગયૂબનો ગયરૂલ્લાહ માટે નકાર જે મૂળ કલામમાં કરવામાં આવ્યો હતો આ અપવાદ તેની સાબિતી નથી

બલકે ખાસ ગયૂબના જ્ઞાનની સાબિતી છે જેને કુર્આને અનેક સ્થળે اَنْبَـاءُ الْغَيْبِ (અંબાઉલ ગયૂબ)ના શબ્દોથી ઓળખાવ્યું છે, تِلْكَ مِنْ اَنْبَاءِ الْغَيْبِ نُوْحِيْهَا اِلَيْكَ

અમુક નાવાકેફ લોકો ગયૂબ અને "અંબાઉલ ગયૂબ"માં તફાવત નથી જાણતા તેથી તેઓ અંબિયા (અલૈ.) અને ખાસ કરીને ખાતમુલ અંબિયા ﷺ માટે સંપૂર્ણ ઈલ્મે ગયૂબ હોવાનું સાબિત કરે છે અને રસૂલે કરીમ ﷺને બિલકુલ અલ્લાહ તઆલાની જેમ જ આલિમુલ ગયૂબ અને સૃષ્ટિના કણે કણનું જ્ઞાન ધરાવનારા કહેવા લાગે છે જે ઉઘાડું શિર્ક અને રસૂલને અલ્લાહનો દરજ્જો આપવા સમાન છે. નઊઝુબિલ્લાહ. જો કોઈ વ્યક્તિ પોતાની ભેદની વાત કોઈ પોતાના દોસ્તને બતાવે જે બીજા કોઈની જાણમાં ન હોય તો તેને આ જાણકારી આપવામાં કોઈપણ તે દોસ્તને આલિમુલ ગયૂબ નથી કહી શકતો એ જ પ્રમાણે અંબિયા (અલૈ.)ને હજારો લાખો ગયૂબની વસ્તુઓ વહી દ્વારા બતાવી દેવી તેમને સંપૂર્ણ આલિમુલ ગયૂબ નથી બનાવી દેતું. આ બાબત સારી પેઠે સમજી લેવામાં આવે.

અજ્ઞાન સામાન્ય જનતા જે આ બંને વાતોમાં તફાવત નથી કરતા જ્યારે તેમની સામે એવું કહેવામાં આવે છે કે રસૂલે કરીમ ﷺ આલિમુલ ગયૂબ નથી તો તેઓ તેનો અર્થ એવો સમજી બેસે છે કે રસૂલે કરીમ ﷺને નઊઝુબિલ્લાહ કોઈ પણ ગયૂબનું જ્ઞાન નથી અને આવી માન્યતા દુનિયામાં કોઈની નથી અને ન જ હોઈ શકે છે, કારણ કે જો એવી માન્યતા હોય તો પોતે નુબુવ્વત અને રિસાલતનો પણ નકાર થઈ જાય છે જેની કોઈપણ મો'મિન વિશે શકયતા કે સંભાવના નથી.

સૂરતના અંતે કહ્યું, وَاَحْصٰى كُلَّ شَيْءٍ عَدَدًا એટલે કે અલ્લાહ તઆલાની જાત ખાસ છે જેના જ્ઞાનમાં દરેક વસ્તુની ગણતરી ગણેલી છે, તેને પહાડોની અંદર જેટલા કણો છે તેની સંખ્યા પણ ખબર છે અને સમગ્ર દુનિયાના મહાસાગરોમાં કેટલા ટીપાં છે તેની ગણતરી પણ તેના જ્ઞાનમાં છે, દરેક વરસાદના ટીપાં અને દુનિયાના બધા ઝાડ અને પાદડાંની ગણતરી પણ તેના જ્ઞાનમાં છે, તેમાં પછી સંપૂર્ણ ઈલ્મે ગયૂબનું તે અલ્લાહ જલ્લ શા'નુહૂની જાત સાથે ખાસ હોવું સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે જેથી કોઈને પણ પ્રસ્તુત અપવાદથી ગેરસમજ ઊભી ન થાય.

ઇલ્મે ગયૂબના મસ્અલાનો અર્થ અને તેના હુકમો સૂરએ નમ્લની આયત قُلْ لَّا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ હેઠળ સંપૂર્ણ વિગત અને છણાવટ સાથે આવી ગઈ છે, ત્યાં જોઈ લેવામાં આવે. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى سُوْرَةُ الْجِنِّ لَيْلَةَ الْجُمُعَةِ ۰ ا رَجَبْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ જિન્ન પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૦૫ ઑક્ટોબર ૨૦૧૪ મુતાબિક ૦૯ જિલ્હજ્જ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૩)

# સૂરએ મુઝ્ઝમ્મિલ

સૂરએ મુઝ્ઝમ્મિલ મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૦ આયતો અને બે રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ મુઝ્ઝમ્મિલ : આયત નં. ૧ થી ૨૦)

آياتها ٢٠ ﴿٧٣﴾ سُوْرَةُ الْمُزَّمِّلِ مَكِّيَّةٌ ﴿٣﴾ ركوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يَٰٓأَيُّهَا ٱلْمُزَّمِّلُ (١) قُمِ ٱلَّيْلَ إِلَّا قَلِيلًا (٢) نِّصْفَهُۥٓ أَوِ ٱنقُصْ مِنْهُ قَلِيلًا (٣) أَوْ زِدْ
عَلَيْهِ وَرَتِّلِ ٱلْقُرْءَانَ تَرْتِيلًا (٤) إِنَّا سَنُلْقِى عَلَيْكَ قَوْلًا ثَقِيلًا (٥) إِنَّ
نَاشِئَةَ ٱلَّيْلِ هِىَ أَشَدُّ وَطْـًٔا وَأَقْوَمُ قِيلًا (٦) إِنَّ لَكَ فِى ٱلنَّهَارِ سَبْحًا
طَوِيلًا (٧) وَٱذْكُرِ ٱسْمَ رَبِّكَ وَتَبَتَّلْ إِلَيْهِ تَبْتِيلًا (٨) رَّبُّ ٱلْمَشْرِقِ وَٱلْمَغْرِبِ
لَآ إِلَٰهَ إِلَّا هُوَ فَٱتَّخِذْهُ وَكِيلًا (٩) وَٱصْبِرْ عَلَىٰ مَا يَقُولُونَ وَٱهْجُرْهُمْ هَجْرًا
جَمِيلًا (١٠) وَذَرْنِى وَٱلْمُكَذِّبِينَ أُو۟لِى ٱلنَّعْمَةِ وَمَهِّلْهُمْ قَلِيلًا (١١) إِنَّ لَدَيْنَآ
أَنكَالًا وَجَحِيمًا (١٢) وَطَعَامًا ذَا غُصَّةٍ وَعَذَابًا أَلِيمًا (١٣) يَوْمَ تَرْجُفُ ٱلْأَرْضُ
وَٱلْجِبَالُ وَكَانَتِ ٱلْجِبَالُ كَثِيبًا مَّهِيلًا (١٤) إِنَّآ أَرْسَلْنَآ إِلَيْكُمْ رَسُولًا شَٰهِدًا
عَلَيْكُمْ كَمَآ أَرْسَلْنَآ إِلَىٰ فِرْعَوْنَ رَسُولًا (١٥) فَعَصَىٰ فِرْعَوْنُ ٱلرَّسُولَ
فَأَخَذْنَٰهُ أَخْذًا وَبِيلًا (١٦) فَكَيْفَ تَتَّقُونَ إِن كَفَرْتُمْ يَوْمًا يَجْعَلُ ٱلْوِلْدَٰنَ
شِيبًا (١٧) ٱلسَّمَآءُ مُنفَطِرٌۢ بِهِۦ ۚ كَانَ وَعْدُهُۥ مَفْعُولًا (١٨) إِنَّ هَٰذِهِۦ تَذْكِرَةٌ ۖ
فَمَن شَآءَ ٱتَّخَذَ إِلَىٰ رَبِّهِۦ سَبِيلًا (١٩) إِنَّ رَبَّكَ يَعْلَمُ أَنَّكَ تَقُومُ أَدْنَىٰ مِن ثُلُثَىِ

الَّيْلِ وَنِصْفَهٗ وَثُلُثَهٗ وَطَآئِفَةٌ مِّنَ الَّذِيْنَ مَعَكَ ؕ وَاللّٰهُ يُقَدِّرُ الَّيْلَ وَالنَّهَارَ ؕ
عَلِمَ اَنْ لَّنْ تُحْصُوْهُ فَتَابَ عَلَيْكُمْ فَاقْرَءُوْا مَا تَيَسَّرَ مِنَ الْقُرْاٰنِ ؕ عَلِمَ اَنْ
سَيَكُوْنُ مِنْكُمْ مَّرْضٰى ۙ وَاٰخَرُوْنَ يَضْرِبُوْنَ فِى الْاَرْضِ يَبْتَغُوْنَ مِنْ فَضْلِ اللّٰهِ ۙ
وَاٰخَرُوْنَ يُقَاتِلُوْنَ فِىْ سَبِيْلِ اللّٰهِ ۖ فَاقْرَءُوْا مَا تَيَسَّرَ مِنْهُ ۙ وَاَقِيْمُوا الصَّلٰوةَ
وَاٰتُوا الزَّكٰوةَ وَاَقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا ؕ وَمَا تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ مِّنْ خَيْرٍ تَجِدُوْهُ
عِنْدَ اللّٰهِ هُوَ خَيْرًا وَّاَعْظَمَ اَجْرًا ؕ وَاسْتَغْفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٢٠ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હે કપડાંમાં વીંટળાઈ જનાર ! (૧) ઊભો રહે રાત્રે પરંતુ કોઈ રાતે (૨) અડધી રાત અથવા તેમાં થોડું ઓછું કરી દે (૩) અથવા વધારે કર તેના ઉપર અને સ્પષ્ટ રીતે કુર્આનને તરતીલથી (સ્પષ્ટ ઉચ્ચારે) પઢ. (૪) અમે તમારા ઉપર એક વજનદાર વાત નાંખનારા છે. (૫) અલબત્ત રાત્રે ઉઠવું કઠોર કચડનાર છે અને વાત સીધી નીકળે છે. (૬) અલબત્ત, દિવસમાં તારે લાંબું કામ રહે છે. (૭) અને પોતાના પરવરદિગારનું નામ પઢયે જા અને છૂટીને તેના તરફ ચાલ્યો આવ સૌથી અલગ થઈને. (૮) પૂર્વ અને પશ્ચિમનો માલિક, તેના સિવાય કોઈની બંદગી નથી, બસ તેને પકડી લે કામ બનાવનાર (તરીકે) (૯) અને વેઠતો રહે જે કંઈ કહેતા રહ્યા અને તેમને છોડી દે ભલી રીતે છોડવું. (૧૦) અને મને છોડી દે અને જૂઠાડનારાઓને જે આરામમાં રહ્યા છે અને તેમને થોડી ઢીલ આપ. (૧૧) અલબત્ત, અમારી પાસે બેડીઓ છે અને આગનો ઢગલો. (૧૨) અને ખાવું ગળામાં અટકનારું અને કષ્ટદાયક અઝાબ. (૧૩) જે દિવસે પૃથ્વી ધ્રુજશે અને પહાડ અને પહાડ ઢરસતી (Slipping) રેતીના ઢગલા થઈ જશે. (૧૪) અમે તમારા તરફ રસૂલ મોકલ્યો તમારી વાતોને બતાવનારો જેવો કે ફિરઔનની પાસે રસૂલ મોકલ્યો. (૧૫) પછી ફિરઔને રસૂલનું કહ્યું ન માન્યું, પછી અમે તેને*

*પકડયો વબાલની પકડમાં. (૧૬) પછી કઈ રીતે બચશો જો ઈન્કારી થઈ ગયા તે દિવસથી જે છોકરાઓને ઘરડા કરી નાંખે. (૧૭) તે દિવસે આસમાન ફાટી જશે તેનો વાયદો થઈને રહેનારો છે. (૧૮) આ તો શિખામણ છે પછી જે કોઈ ઇચ્છે પોતાના પરવરદિગાર તરફ માર્ગ બનાવી લે. (૧૯) નિ:શંક તારો પરવરદિગાર જાણે છે કે તું બે ભાગની રાત નજીક ઉઠે છે અને અડધી રાતે અને ત્રીજા ભાગની રાતે અને કેટલાય લોકો તારી સાથેવાળા અને અલ્લાહ રાતને માપે છે અને દિવસને, તેણે જાણ્યું કે તમે તેને પૂરું કરી શકશો નહીં બસ તમારા ઉપર મા'ફી મોકલી દીધી, હવે પઢો જેટલું તમારા માટે સરળ હોય કુર્આનમાંથી, જાણ્યું કે કેટલાય તમારામાં બીમાર હશે અને કેટલાય બીજા લોકો પ્રદેશમાં ફરશે અલ્લાહની કૃપા (રોજી)ને શોધતા અને કેટલાય લોકો અલ્લાહના માર્ગમાં લડતા હશે, બસ પઢયા કરો જેટલું તેમાંથી સરળ થયું અને નમાઝ કાયમ રાખો અને ઝકાત આપતા રહો અને અલ્લાહને કરજ આપો, સારી રીતનું કરજ આપવું; અને જે કંઈ આગળ મોકલશો પોતાના માટે કોઈ નેકી તેને અલ્લાહની પાસે બહેતર પામશો અને સવાબમાં વધારે અને અલ્લાહથી મા'ફી માંગો, નિ:શંક તે મા'ફ કરનારો મહેરબાન છે. (૨૦)*

**તફસીર :**

હે કપડાંઓમાં વીંટળાઈ જનાર ! (આ સંબોધનનું કારણ એ છે કે નુબુવ્વતની શરૂઆતમાં કુરૈશે દારુલ નદ્‌વામાં એકઠા થઈને આપ ﷺ વિશે સલાહ મશ્વેરો કર્યો કે આપ ﷺની હાલત પ્રમાણે કોઈ લકબ નક્કી કરવો જોઈએ કે તેના ઉપર બધા સહમત રહે. કોઈએ કહ્યું કે તે જ્યોતિષ છે અને બીજાઓએ તેનો રદિયો આપ્યો, કોઈએ પાગલ કહ્યા પછી તેને પણ બધાએ ખોટું કહ્યું, પછી કોઈએ જાદૂગર કહ્યું પછી બધાએ તેને પણ રદ કર્યું, પછી બધા એ જ કહેવા લાગ્યા કે જાદૂગર એટલા માટે છે કે મિત્રને મિત્રથી અલગ કરી દે છે, આપ ﷺને આ ખબર પહોંચી તો ખૂબ રંજ ગમ થયો અને રંજની હાલતમાં કપડામાં લપેટાઈ ગયા. મોટા ભાગે માણસ રંજ અને ગમમાં આમ જ કપડાં કે ગોદડી ઓઢી લેતો હોય છે તેથી આપ ﷺને ખુશ કરવા માટે અને રસપ્રદ શૈલીની જાહેરાત માટે આ સંબોધન કર્યું, જેમકે હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ

હઝરત અલી રદિ.ને "અબૂતુરાબ" કહ્યું હતું, મતલબ કે આપ ﷺને સંબોધન છે કે તેમની વાતોનો રંજ ગમ ન કરો બલકે અલ્લાહ તઆલા તરફ ધ્યાન કેન્દ્રિત કરો અને તે એ રીતે કે) રાત્રે (નમાઝમાં) ઊભા થાઓ પરંતુ થોડી રાત્રે એટલે કે અડધી રાત (કે તેમાં આરામ કરો) અથવા તે અડધાથી થોડું ઓછું કરી દો (એટલે કે અડધાથી ઓછા ઊભા થાઓ અને અડધાથી વધારે આરામ કરો અને આ અડધાથી ઓછા ત્રીજા ભાગને લાગુ પડે છે જેમકે અલ્લાહ તઆલાના ફરમાનથી ઈશારો મળે છે فِيْمَا بَعْدُ وَثُلُثَهٗ) અથવા અડધાથી કંઈક વધારી દો (એટલે કે અડધાથી વધારે ઊભા થાઓ અને અડધાથી વધારે આરામ કરો અને આ અડધાથી વધારેનો ભાવાર્થ બે ભાગની નજીક હોવાનું અલ્લાહ તઆલાના નિવેદનથી ઈશારો થાય છે فِيْمَا بَعْدُ اَدْنٰى مِنْ ثُلُثَيِ الَّيْلِ મતલબ કે રાત્રે ઊભા થાઓ તો વાજિબ હુકમથી ફરજ થયું પરંતુ સમય અને ઊભા થવાનું પ્રમાણ ત્રણ સ્વરૂપોમાં સ્વૈચ્છિક છે. અડધી રાત બે ભાગની રાત અથવા એક ભાગની રાત) અને (આ રાત્રે ઊભા થવામાં) કુર્આનને ખૂબ સ્પષ્ટ રીતે પઢો (કે એક એક શબ્દ અલગ અલગ હોય અને આ જ હુકમ નમાઝ પછીનો પણ છે અને માત્ર અત્રે સ્થળને ખાસ કરવાનું કારણ છે, આગળ રાત્રે ઊભા થવાનું હિત અને કારણ વર્ણન કર્યું છે કે) અમે તમારા ઉપર એક ભારે કલામ નાંખવાના છે (તેનાથી ભાવાર્થ કુર્આન મજીદ છે જેના નાઝિલ થવાના સમયે પણ આપ ﷺની હાલત બદલાઈ જતી હતી, જેમકે હદીષમાં છે કે એક વખતે રસૂલે કરીમ ﷺની જાંઘ ઝૈદ બિન ષાબિત રદિ.ની જાંઘ ઉપર હતી તે સમયે વહી નાઝિલ થઈ તો ઝૈદ બિન ષાબિત રદિ.ને પોતાની જાંઘ ફાટી જશે એમ લાગવા માંડ્યું અને જ્યારે આપ ﷺ વહી નાઝિલ થવાના સમયે ઊંટણી ઉપર સવાર થતા તો ઊંટણી ડોકું નાંખી દેતી અને હાલી શકતી ન હતી અને ખૂબ અસહ્ય ઠંડીમાં પણ આપ ﷺ પરસેવે રેબઝેબ થઈ જતા હતા, પછી તે ઉપરાંત તેને સુરક્ષિત રાખવું પછી અન્યો સુધી પહોંચાડવું વગેરેમાં તકલીફો વેઠવી આ આધારે ثَقِيْلًا "ષકીલ" કહેવામાં આવ્યા અને તેનો હેતુ એ છે કે રાત્રે ઊભા થવાને કઠોર ન સમજો, અમે તો એનાથી પણ ભારે ભારે કામ તમારી પાસેથી લેવાના છે. રાત્રે ઊભા થવાનો હુકમ આપ ﷺને એટલા માટે આપવામાં આવ્યો કે તમે સંઘર્ષ અને રીયાઝતમાં પ્રવીણ થઈ જાઓ જેથી નફ્સની ક્ષમતા વધે અને મનોબળ મજબૂત થાય, કારણ કે અમે તમારા

ઉપર ભારે વજનદાર વસ્તુ—કુર્આન મજીદ નાઝિલ કરનારા છે તો તેના માટે તમારી ક્ષમતા અને મનોબળનું મજબૂત હોવું આવશ્યક છે. આગળ રાત્રે થોભવાનું બીજું હિત વર્ણન થયું છે કે) બેશક ! રાત્રે ઉઠવું ખૂબ અસરકારક છે (મનને) કચડવામાં અને (દુઆ અથવા કિરાઅત હોય કે પછી જાહેર હોય કે અંતરમન;) વાત સારી પેઠે નીકળે છે (જાહેરમાં તો એ રીતે કે ફુરસદનો સમય હોય છે, દુઆ અને કિરાઅતના શબ્દો ખૂબ શાંતિ અને સંતોષપૂર્વક અદા થાય છે અને અંતરમન એ રીતે કે મન ખૂબ લાગે છે અને દિલ તથા જીભ આ જ સંદર્ભમાં યોગ્ય કામ આપે છે. આગળ એક બીજું કારણ છે જેમાં રાતને ખાસ કરવાની હિકમત વર્ણન કરી છે તે એ કે) બેશક ! તમને દિવસમાં ઘણું કામ રહે છે (દુનિયવી પણ જેમકે ઘરેલું રોજી રોટીની ફિકર અને દીની પણ જેમકે તબ્લીગ; તેથી આ કામો માટે રાત નક્કી કરવામાં આવી) અને (રાત્રે ઊભા થવા ઉપરાંત ઉપર વર્ણન થયું તેમ બીજા સમયોમાં પણ) પોતાના પરવરદિગારનું નામ યાદ કરતા રહો અને સૌથી અલગ થઈને તેના જ તરફ ધ્યાનિત રહો (એટલે કે ઝિક્ર અને અલ્લાહની યાદ દરેક સમયે ફરજ છે અને બધાથી અલગ થવાનો હેતુ એ છે કે સર્જનહારના સંબંધનું મખ્લૂકના બધા સંબંધો ઉપર વર્ચસ્વ સ્થાપિત રહે, આગળ તવહીદની સાથે એની પણ તાકીદ અને ખુલાસો છે, એટલે કે) તે પૂર્વ અને પશ્ચિમનો માલિક છે, તેના સિવાય કોઈ ઇબાદતપાત્ર નથી, તેને જ પોતાના કામ સોંપવા માટે ઠરાવી દો અને આ લોકો જે જે વાતો કરે છે તેના ઉપર ધૈર્ય દાખવો અને ભલી રીતે તેમનાથી અલગ થઈ જાઓ (અલગ થવાનું એ છે કે તેમની સાથે કોઈ સંબંધ ન રાખો અને ભલાઈથી એ રીતે કે તેમની ફરિયાદ કે બદલો લેવાની ચિંતામાં ન પડો) અને (આગળ તેમને અઝાબની ખબર આપીને રસૂલે કરીમ ﷺને સંતોષ આપવામાં આવ્યો છે) મને અને આ જૂઠાડનારાઓને તથા એશ આરામમાં રહેનારાઓને (પોતાની હાલત ઉપર) છોડી દો (એટલે કે તેમને આમ જ રહેવા દો وَمَرَّ تَفْسِيرُهُ فِي اٰيَةِ فَذَرْنِي وَمَنْ يُّكَذِّبُ بِهٰذَا الْحَدِيْثِ) અને તે લોકોને થોડા દિવસ વધારે મહોલત આપી દો (આ ધૈર્ય અને સબ્રની રાહ જોવાનો ઇશારો એ છે કે થોડા દિવસ સબ્ર કરી લો, નિકટમાં અમે તેમને સજા આપીશું કારણ કે) અમારા ત્યાં બેડીઓ છે અને દોઝખ છે અને ગળામાં ફસાઈ જનારું ખાવા છે (وَهٰذَا كَقَوْلِهٖ يَتَجَرَّعُهٗ وَلَا يَكَادُ يُسِيْغُهٗ) અને કષ્ટદાયક અઝાબ

છે (બસ તે લોકોને તે વસ્તુઓથી સજા આપવામાં આવશે અને આ સજા તે દિવસે થશે) જે દિવસે જમીન અને પહાડ ધ્રુજવા લાગશે અને પહાડ (તૂટી ફૂટીને) ધરસતી રેતી થઈ જશે (પછી ઉડતી ફરશે, આગળ પ્રસ્તુત જૂઠાડનારાઓને ધ્યાન અપાવવા માટે સંબોધન છે જેમાં રિસાલતની સાબિતી તેમજ તેની તહકીક અને ચેતવણી પણ છે, એટલે કે) બેશક ! અમે તમારી પાસે એક એવો રસૂલ મોકલ્યો છે જે તમારા ઉપર (કયામતના દિવસે) ગવાહી આપશે (કે આ લોકોએ તબ્લીગ પછી કેવો વર્તાવ કર્યો) જેમકે અમે ફિરઔનની પાસે એક રસૂલ મોકલ્યો હતો તછી ફિરઔને તે રસૂલનું કહ્યું ન માન્યું તો અમે તેને કઠોર રીતે પકડ્યો, બસ જો તમે (પણ રસૂલના આગમન પછી નાફરમાની અને) કુફ્ર કરશો તો (આ જ રીતે એક દિવસે તમારે પણ મુસીબત ભોગવવી પડશે તેથી તે મુસીબતનો દિવસ આવવાનો છે, બસ તમે) તે દિવસ(ની મુસીબત)થી કઈ રીતે બચશો જે (પોતાની કઠોરતા અને લંબાઈના કારણે) બાળકોને ઘરડા કરી દેશે જેમાં આસમાન ફાટી જશે, બેશક ! તેનો વાયદો અવશ્ય થઈને રહેશે (એ પણ સંભાવના નથી કે તે સમય ટળી જાય) આ (બધા વિષયો) એક (ખૂબ ઉચ્ચ પ્રકારની) શિખામણ છે જેનું મન ચાહે પોતાના પરવરદિગાર તરફ માર્ગ ગ્રહણ કરી લે (એટલે કે ત્યાં પહોંચવા માટે દીનનો માર્ગ સ્વીકારી લે, આગળ આ રાત્રે ઊભા થવાના ફરજને રદ કરવામાં આવે છે જે સૂરતની શરૂઆતમાં ઉપસ્થિત હતું, એટલે કે) તમારા પરવરદિગારને ખબર છે કે તમે અને તમારા સાથીઓમાંથી અમુક લોકો (ક્યારેક) બે ભાગની રાત નજીક અને (ક્યારેક) અડધી રાતે અને (ક્યારેક) ત્રીજા ભાગની રાતે (નમાઝમાં) ઊભા થાઓ છો અને રાત અને દિવસનું સંપૂર્ણ માપ અલ્લાહ જ કરી શકે છે, તેને ખબર છે કે તમે આ (સમયના માપ)ને વેઠી નથી શકતા (અને તેના કારણે તમારે સખત મહેનત કરવી પડે છે, કારણ કે માપનું અનુમાન કરવામાં તો ઓછા વત્તાની શંકા રહે છે અને અંદાજો લગાવી કરવામાં આખી રાત સમાપ્ત થઈ જાય છે જેથી નિશ્ચિત સમય ચોક્કસ પૂરો થઈ જાય અને બંને હુકમમાં ખૂબ જ મહેનત છે, શારીરિક પણ અને આધ્યાત્મિક પણ) તો (આ કારણે) તેણે તમારી હાલત ઉપર રહમ કરી (અને આનાથી પહેલાં જે હુકમ હતો તેને રદ કર્યો) બસ (હવે) તમે લોકો જેટલું કુર્આન સરળતાથી પઢી શકાય પઢી લો (કુર્આન પઢવાનો ભાવાર્થ તહજ્જુદ પઢવાનો છે. કે તેમાં કુર્આન

પઢવામાં આવે છે, મતલબ કે આ તહજ્જુદ ફરજ હોવાનું રદ કરવામાં આવ્યું, હવે જેટલા પ્રમાણમાં સરળતા હોય બસ દુઆ સ્વરૂપે જો ઈચ્છો તો પઢી લો અને રદ થવાથી જે ખૂબ મહેનત કારણ સ્વરૂપે છે જેના ઉપર عَلِمَ اَنْ لَّنْ تُحْصُوْهُ નો ઈશારો છે હવે તેના અગાઉના વિષય એટલે કે તે તેની પ્રસ્તાવના છે, આગળ આ જ રદિયાનું બીજું કારણ વર્ણન થયું છે કે) તેને (એ પણ) ખબર છે કે અમુક લોકો તમારામાં બીમાર હશે અને અમુક રોજીની શોધખોળમાં પ્રદેશમાં મુસાફરી કરશે અને અમુક અલ્લાહની રાહમાં જિહાદ કરશે (તેથી આ હુકમને રદ કરવામાં આવ્યો, કારણ કે આવી પરિસ્થિતિઓમાં તહજ્જુદની પાબંદી અને તેના સમયની પાબંદી અતિમુશ્કેલ હતી) બસ (એટલા માટે તમને છૂટ છે અને પરવાનગી છે કે હવે) તમે જેટલું કુર્આન સરળતાથી પઢી શકો પઢ્યા કરો અને (ભલે તહજ્જુદનો હુકમ રદ થયો પરંતુ તે હુકમો હજુ પણ બાકી છે, એટલે કે ફરજ) નમાઝને કાયમ રાખો અને ઝકાત આપતા રહો અને અલ્લાહને સારી રીતે (એટલે કે નિખાલસતાથી) કરજ આપો અને જે નેક અમલ પોતાના માટે આગળ (આખિરતનું ભાથું બનાવીને) મોકલશો તેનો અલ્લાહની પાસે પહોંચીને તેનાથી સારો અને ઉત્તમ બદલો અને સવાબ પામશો (એટલે કે દુનિયવી હેતુમાં ખર્ચ કરવાથી જે લાભ અને નફો પ્રાપ્ત થાય છે તેનાથી સારો લાભ અને વળતર આખિરતમાં મળશે) અને અલ્લાહ તઆલાથી ગુનાહ મા'ફ કરાવતા રહો, બેશક! અલ્લાહ ઘણો મોટો મા'ફ કરનારો અને ઘણો મોટો દયાળુ છે (ગુનાહોની મા'ફી માંગવી પણ રદ કરવામાંથી બાકી રાખવામાં આવેલ હુકમોમાંથી છે).

## મસ્અલા અને બોધપાઠ :

يٰۤاَيُّهَا الْمُزَّمِّلُ માં શબ્દ مُزَّمِّلُ (મુઝ્ઝમ્મિલ)નો શાબ્દિક અર્થ "પોતાના ઉપર કપડાં વીંટાળી લેવાનો" થાય છે, લગભગ તેનો જ સમાનાર્થી શબ્દ مُدَّثِّرُ (મુદષ્ષિર) છે જે આગલી સૂરતમાં આવી રહ્યો છે. આ બંને સૂરતોમાં રસૂલે કરીમ ﷺને એક ચોક્કસ સમયની હાલત અને ખાસ લક્ષણ સાથે સંબોધન કરવામાં આવ્યું છે, કારણ કે તે સમયે રસૂલે કરીમ ﷺ ખૂબ ડર અને ભયના કારણે ભારે ઠંડી અનુભવી રહ્યા હતા તેથી પોતાના ઉપર કપડું ઓઢાડવાનું કહ્યું અને કપડાં ઓઢાડી દેવામાં આવ્યા તો આપ ﷺ તેમાં વીંટાઈ ગયા. સહીહૈન, બુખારી અને

મુસ્લિમમાં તેની ઘટના હઝરત જાબિર (રદિ.)ની રિવાયતથી આ પ્રમાણે આવી છે કે રસૂલે કરીમ ﷺ "ફતરતે વહી"ના સમયગાળાનું વર્ણન કરી રહ્યા છે. "ફતરત"નો શાબ્દિક અર્થ "ધીમું પડવું અથવા બંધ થઈ જવું" છે. તેની ઘટના એ પ્રમાણે બની હતી કે સૌ પ્રથમ હિરા ગુફામાં નબીએ કરીમ ﷺ ઉપર હઝરત જિબ્રાઈલ (અલૈ.) નાઝિલ થયા અને સૂરએ ઈકરાની શરૂઆતની આયતો આપ ﷺને સંભળાવી. આ ફરિશ્તો આવવાની અને વહીની કઠોરતા પ્રથમ વખતની હતી જેની તબિયત ઉપર એવી અસર થઈ કે રસૂલે કરીમ ﷺ ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ખદીજા (રદિ.) પાસે ગયા અને સખત ઠંડી અનુભવી રહ્યા હતા તેથી ફરમાવ્યું زَمِّلُوْنِي زَمِّلُوْنِي (ઝમ્મિલૂની ઝમ્મિલૂની) એટલે કે મને ઢાંકી દો, મને ઢાંકી દો. તેની વિગતવાર અને લાંબી છણાવટ સહીહ બુખારીના પ્રથમ ભાગમાં ઉપસ્થિત છે, ત્યારબાદ થોડા દિવસો સુધી વહીનો આ ક્રમ બંધ રહ્યો, તે સમયકાળ કે જેમાં આ વહીનો ક્રમ બંધ રહ્યો તેને "ફતરતુલ વહી" કહેવામાં આવે છે. આપ ﷺએ આ ફતરતના સમયકાળનું વર્ણન કરતાં કહ્યું કે એક દિવસ હું ચાલી રહ્યો હતો કે અચાનક મેં અવાજ સાંભળ્યો તો નજર આસમાન તરફ ઉઠાવી, શું જોઉં છું કે તે ફરિશ્તો જે હિરા ગુફામાં મારી પાસે આવ્યો હતો આસમાન અને જમીન વચ્ચે એક અધ્ધર ખુરશી ઉપર બેઠો છે, મેં તેનું આ સ્વરૂપ જોયું પછી તે જ પ્રભાવ અને ડરની પરિસ્થિતિ છવાઈ ગઈ જે પ્રથમ મુલાકાત વખતે થઈ ચૂક્યું હતું. હું પાછો પોતાના ઘરે ચાલ્યો આવ્યો અને ઘરવાળાઓને કહ્યું, મને ઢાંકી દો; તેના ઉપર આ આયત નાઝિલ થઈ يٰۤاَيُّهَا الْمُدَّثِّرُ આ હદીષમાં આયત يٰۤاَيُّهَا الْمُدَّثِّرُ નાઝિલ થવાનું વર્ણન છે, બની શકે છે કે આ જ હાલતને વર્ણન કરવા માટે يٰۤاَيُّهَا الْمُزَّمِّلُ સંબોધન પણ આવ્યું હોય અને એવું પણ બની શકે છે કે "મુઝ્ઝમ્મિલ"ના લકબની ઘટના કોઈ બીજી બની હોય જે તફસીરના ખુલાસામાં વર્ણન થઈ છે. આ લકબથી સંબોધન કરવામાં એક ખાસ રસપ્રદ શૈલી અને સંબોધન કરનારની નિકટતા તરફ ઈશારો છે, જેમકે પ્રેમ અને લાગણીમાં કોઈને તેની કોઈ ચોક્કસ પરિસ્થિતિ પ્રમાણે માત્ર હળવી રમૂજ માટે સંબોધન કરવામાં આવે છે. (રૂહુલ મઆની) આ પ્રમાણેનું ખાસ સંબોધન કરીને રસૂલે કરીમ ﷺને તહજ્જુદની નમાઝનો હુકમ અને તેની અમુક વિગત બતાવી.

**તહજ્જુદની નમાઝના હુકમો અને તેમાં પરિવર્તન :**

મુઝ્ઝમ્મિલ અને મુદષ્ષિર શબ્દો એ બાબતની જાણકારી આપે છે કે આ આયતો ઈસ્લામની બિલકુલ શરૂઆતની છે અને કુર્આન નાઝિલ થવાના શરૂઆતના સમયમાં ઊતરી છે જ્યારે કે તે સમયે પાંચ નમાઝો ઉમ્મત ઉપર ફરજ થઈ ન હતી કારણ કે પાંચ નમાઝો તો શબે મેઅ્‌રાજમાં ફરજ થઈ.

ઈમામ બગવી (રહ.)એ હઝરત સિદ્દીકા (રદિ.) વગેરેની હદીષોની બીનાએ એવું કહ્યું છે કે આ આયતની રૂએ قِيَامُ اللَّيْلِ (કિયામુલ્લયલ) એટલે કે રાતની નમાઝ રસૂલે કરીમ ﷺ અને સમગ્ર ઉમ્મત ઉપર ફરજ હતી અને આ તે વખતની ઘટના છે જ્યારે પાંચ નમાઝો ફરજ થઈ ન હતી.

આ આયતમાં કિયામુલ્લયલ એટલે કે તહજ્જુદની નમાઝને માત્ર ફરજ જ કરવામાં નથી આવી બલકે તેમાં ઓછામાં ઓછું ચોથા ભાગની રાત જેટલું પ્રવૃત્ત રહેવું પણ ફરજ ઠરાવવામાં આવ્યું છે, કારણ કે આ આયતોમાં અસલ હુકમ એ હતો કે આખી રાત થોડા સમયને બાકાત રાખી નમાઝમાં પ્રવૃત્ત રહો અને થોડા સમયને બાકાત રાખવાનું વર્ણન અને વિગત આગળ આવે છે.

ઈમામ બગવી (રહ.) હદીષની બીનાએ ફરમાવે છે કે આ હુકમ પૂરો કરવા રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.) રાતનો મોટો ભાગ તહજ્જુદની નમાઝમાં પ્રવૃત્ત રહી પસાર કરતા હતા, એટલે સુધી કે તેમના પગ ઉપર સોજા ચઢી ગયા અને આ હુકમ ઘણો ભારે જણાતો હતો. આખા વર્ષ પછી આ જ સૂરતના અંતિમ ભાગમાં فَاقْرَءُوْا مَا تَيَسَّرَ مِنْهُ આયત નાઝિલ થઈ જેણે આ લાંબા સમય ઊભા રહેવાના હુકમને રદ કર્યો અને અધિકાર આપ્યો કે જેટલીવાર કોઈ વ્યક્તિ સરળતાથી ઊભો રહી શકે એટલો સમય તહજ્જુદની નમાઝ માટે ખર્ચ કરવો પૂરતો છે. આ વિષય અબૂદાવુદ, નસાઈમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી નકલ થયો છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે જ્યારે પાંચ નમાઝો શબે મેઅ્‌રાજમાં ફરજ થઈ તો તહજ્જુદના ફરજનો હુકમ મન્સૂખ (રદ) થઈ ગયો અલબત્ત તો પણ સુન્નત સ્વરૂપે બાકી રહી અને રસૂલે કરીમ ﷺએ તેના ઉપર કાયમ અમલ કર્યો. એ જ પ્રમાણે ઘણા સહાબા (રદિ.) ખૂબ સાતત્યપૂર્વક તહજ્જુદની નમાઝ પઢતા હતા. *(મઝહરી)*

قُمِ الَّيۡلَ اِلَّا قَلِيۡلًا માં શબ્દ اَلَّيۡلَ (અલ્લયૂલ) ઉપર અલિફ લામ દાખલ થવાથી તેનો અર્થ "આખી રાત" કરીએ તો આયતનો ભાવાર્થ આ થશે કે "તમે આખી રાત કિયામુલ્લયૂલ (નમાઝ માટે ઊભા થવામાં) પ્રવૃત્ત રહો થોડા સમયને બાદ કરીને." પરંતુ કારણ કે આ શબ્દ قَلِيۡل (કલીલ) અહીંયાં અસ્પષ્ટ અર્થમાં હતું તેથી આગળ તેનો ખુલાસો આ રીતે કર્યો, نِّصۡفَهٗۤ اَوِ انۡقُصۡ مِنۡهُ قَلِيۡلًا اَوۡ زِدۡ عَلَيۡهِ એટલે કે હવે તમે અડધી રાત ઊભા થાઓ અથવા અડધાથી થોડું ઓછું અથવા અડધાથી કંઈક વધારી દો. આ વર્ણન اِلَّا قَلِيۡلًا ને બાકાત રાખવાનો છે તેથી તેના ઉપર એ પ્રશ્ન થઈ શકે છે કે અડધી રાતને રાત્રિના સમયના સંદર્ભમાં થોડો સમય કહી શકાય નહીં. જવાબ એ છે કે રાતનો શરૂઆતનો ભાગ તો મગરિબ અને પછી ઈશાં વગેરેમાં પસાર થઈ જાય છે હવે અડધાથી ભાવાર્થ બાકી રહેલ રાતનો અડધો ભાગ થશે જે આખી રાતના સંદર્ભમાં થોડો સમય છે અને આ આયતમાં કારણ કે અડધાથી ઓછા કરવાની પણ પરવાનગી છે અને અડધાથી વધારે કરવાની પણ તેથી સામૂહિક રીતે જોતાં તેનો ખુલાસો એ થશે કે ઓછામાં ઓછું ચોથા ભાગની રાતથી થોડું વધારે નમાઝ માટે ઊભા થવામાં પ્રવૃત્ત રહેવું ફરજ થશે.

### "તરતીલે કુર્આન"નો ભાવાર્થ :

وَرَتِّلِ الۡقُرۡاٰنَ تَرۡتِيۡلًا માં تَرۡتِيۡل (તરતીલ)નો શાબ્દિક અર્થ દરેક શબ્દને સરળતાથી અને મજબૂતીથી સંપૂર્ણ રીતે મોંઢેથી ઉચ્ચારવાનો થાય છે. (મુફરદાત, ઈમામ રાગિબ) આ આયતનો ભાવાર્થ એ છે કે કુર્આનની તિલાવતમાં ઉતાવળ ન કરો બલકે તરતીલ એટલે કે સરળતાથી અને શુદ્ધ ઉચ્ચારે પઢો અને સાથે જ તેના અર્થમાં ચિંતન અને મનન પણ કરો. (કુર્તુબી) وَرَتِّلۡ નો અતફ قُمِ الَّيۡلَ ઉપર છે અને તેમાં એનું વર્ણન છે કે રાત્રે ઊભા થઈને શું કરવાનું છે, તેનાથી જાણ થઈ કે તહજ્જુદની નમાઝ જો કે કિરાઅત, તસ્બીહ, રુકૂઅ્ અને સિજ્દહ વગેરે નમાઝના બધા જ અરકાનો ઉપર આધારિત છે પરંતુ તેમાં મૂળ હેતુ કુર્આનની કિરાઅતનો છે તેથી સહીહ હદીસો એ બાબતની ગવાહ છે કે રસૂલે કરીમ ﷺ તહજ્જુદની નમાઝ ખૂબ લાંબી પઢતા હતા આ જ આદત સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)માં પણ હોવાનું પ્રખ્યાત છે.

**મસ્અલો :**

આથી એ પણ જાણ થઈ કે કુર્આનનું માત્ર પઢી લેવું હેતુ નથી બલકે તરતીલ ઇચ્છનીય છે જેમાં દરેકે દરેક શબ્દ સ્પષ્ટ અને ખરો શુદ્ધ ઉચ્ચારે પઢવામાં આવે. નબીએ કરીમ ﷺ આ જ રીતે તરતીલથી પઢતા હતા. હઝરત ઉમ્મે સલમા (રદિ.)ને અમુક લોકોએ રાત્રિની નમાઝમાં આપ ﷺની કુર્આનની તિલાવતની પરિસ્થિતિ વિશે પૂછ્યું તો તેમણે નકલ કરીને બતાવ્યું જેમાં એક એક અક્ષર સ્પષ્ટ હતો. *(તિરમિઝી, અબૂદાવુદ, નસાઈ, મઝહરીમાંથી)*

**મસ્અલો :**

તરતીલમાં સુમધુર અવાજ એટલે કે પોતાના અવાજને જેટલો મધુર બનાવી શકાય તે રીતે પઢવું પણ સામેલ છે. હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે અલ્લાહ તઆલા કોઈની કિરાઅત અને તિલાવતને એવી નથી સાંભળતો જેવી તે નબીની તિલાવતને સાંભળે છે જેઓ સુમધુર અવાજે મોટેથી તિલાવત કરે છે. *(મઝહરી)*

હઝરત અલકમા (રદિ.)એ એક વ્યક્તિને ખૂબ સુમધુર અવાજે તિલાવત કરતા સાંભળ્યા તો કહ્યું, لَقَدْ رَتَّلَ الْقُرْاٰنَ فَدَاهُ اَبِیْ وَاُمِّیْ એટલે કે આ વ્યક્તિએ કુર્આનની તરતીલ કરી છે, મારા માતા પિતા તેમના ઉપર કુરબાન થાય. *(કુર્તુબી)*

અને અસલ તરતીલ તે જ છે કે અક્ષરો અને શબ્દોનો ઉચ્ચાર પણ સાચો અને સ્પષ્ટ હોય તથા પઢનાર તેના અર્થો ઉપર વિચાર કરી તેનાથી પ્રભાવિત પણ થઈ રહ્યો હોય, જેમકે હસન બસરી (રહ.)થી નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺ એક વ્યક્તિ પાસેથી પસાર થયા જે કુર્આનની એક આયત પઢી રહ્યો હતો અને રડી રહ્યો હતો, આપ ﷺએ લોકોને કહ્યું, તમે અલ્લાહ તઆલાનો આ હુકમ સાંભળ્યો છે ? وَرَتِّلِ الْقُرْاٰنَ تَرْتِيْلًا બસ આ જ તરતીલ છે (જે આ વ્યક્તિ કરી રહ્યો છે). *(કુર્તુબીમાંથી)*

اِنَّا سَنُلْقِیْ عَلَیْکَ قَوْلًا ثَقِیْلًا માં શબ્દ ثَقِیْل (ષકીલ)નો અર્થ "ભારે હોવા"નો થાય છે અને ભારે નિવેદનથી ભાવાર્થ કુર્આન છે, કારણ કે તેની વર્ણન કરેલ હલાલ, હરામ, જાઇઝ, નાજાઇઝની હદોનું કાયમી ધોરણે પાલન કરવું

સ્વાભાવિક રીતે ભારે લાગતું હોય છે એના સિવાય કે જેના માટે અલ્લાહ તઆલા એને સરળ કરી દે અને કુર્આનનું નિવેદન ભારે એટલા માટે પણ કહી શકાય છે કે તેના નાઝિલ થવાના સમયે રસૂલે કરીમ ﷺ એક ખાસ પ્રકારનું વજન અને કઠોરતાનો અનુભવ કરતા હતા જેના લીધે ખૂબ ઠંડીની ઋતુમાં પણ આપ ﷺનું કપાળ મુબારક પરસેવાથી રેબઝેબ થઈ જતું હતું અને જો તે સમયે તેઓ કોઈ ઊંટણી ઉપર સવાર હોય તો તે તેના ભારથી પોતાની ડોક નાંખી દેતી હતી, જેમકે સહીહ હદીષો તેના ઉપર ગવાહ છે. *(સહીહ બુખારી વગેરે)*

આ આયતમાં એ તરફ ઈશારો જોવા મળે છે કે તહજ્જુદની નમાઝનો હુકમ એટલા માટે આપવામાં આવ્યો કે માણસ મુસીબતો ઉઠાવવાની ટેવવાળો બને. રાત્રે નમાઝ માટે ઊઠવું ઊંઘ અને શારીરિક આરામ વિરુદ્ધ એક સંઘર્ષ છે અને તેના દ્વારા વ્યક્તિને કઠોર હુકમો વેઠવાની શક્તિ મળશે જે કુર્આનમાં નાઝિલ થવાના છે.

اِنَّ نَاشِئَةَ الَّيْلِ માં શબ્દ نَاشِئَة (નાશિઅહ) ક્રિયાપદ છે જેનો ભાવાર્થ રાત્રે નમાઝ માટે ઊભા થવું થાય છે. હઝરત આયશા (રદિ.) કહે છે કે સૂઈ ગયા પછી રાત્રે નમાઝ માટે ઊઠવું نَاشِئَةَ الَّيْلِ (નાશિઅતુલ્લયૂલ) છે, તેના અર્થના આધારે શબ્દ نَاشِئَةَ الَّيْلِ નો ભાવાર્થ તહજ્જુદ થયો, કારણ કે તહજ્જુદનો શાબ્દિક અર્થ પણ રાત્રે સૂઈને ઉઠ્યા પછી નમાઝ પઢવાનો છે. ઈબ્ને કયસાન (રહ.)એ કહ્યું કે અંતિમ રાતે ઊભા થવાને "નાશિઅતુલ્લયૂલ" કહેવામાં આવે છે. ઈબ્ને ઝૈદે કહ્યું કે રાતના જે પણ ભાગમાં કોઈ નમાઝ પઢવામાં આવે તે નાશિઅતુલ્લયૂલમાં સામેલ છે અને હસન બસરી (રહ.) કહે છે કે ઈશાંની નમાઝ પછી દરેક નમાઝ નાશિઅતુલ્લયૂલમાં સામેલ છે. ઈબ્ને અબી મુલયકાએ કહ્યું કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત ઈબ્ને ઝુબૈર (રદિ.)થી નાશિઅતુલ્લયૂલનો અર્થ પૂછ્યો તો તેમણે કહ્યું, اَللَّيْلُ كُلُّهَا نَاشِئَةٌ એટલે કે રાતના દરેક ભાગની નમાઝ નાશિઅતુલ્લયૂલમાં સામેલ છે. *(મઝહરી)*

ઉપરોક્ત બધા જ નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, વાસ્તવિકતા એ છે કે કિયામુલ્લયૂલ અને નાશિઅતુલ્લયૂલ બંનેનો મૂળ ભાવાર્થ એ જ છે, એટલે કે રાતના કોઈપણ ભાગમાં જે નમાઝ પઢવામાં આવે તેના ઉપર આ બંને શબ્દો

લાગુ પડે છે, ખાસ કરીને જે નમાઝ ઈશાં પછી હોય જેમકે હસન બસરી (રહ.)નું નિવેદન છે પરંતુ રસૂલે કરીમ ﷺ અને જમહૂર સહાબા તથા તાબિઈન અને ઉમ્મતના નેક લોકોનો કાયમી અમલ એવો રહ્યો છે કે આ નમાઝને સૂઈને ઉઠ્યા પછી અંતિમ રાત્રિમાં પઢતા હતા તેથી તે સારું, શ્રેષ્ઠ અને બરકતોનું કારણ વધારે છે, આમ તો કિયામુલ્લયૂલ અને નાશિઅતુલ્લયૂલની સુન્નત ઈશાંની નમાઝ પછી કોઈપણ નફલ નમાઝ પઢવાથી અદા થઈ જાય છે.

هِيَ أَشَدُّ وَطْأً માં શબ્દ وَطْأً (વતઆ)ની બે કિરાઅતો છે. મશ્હૂર કિરાઅત (બ ફત્હે વાવ અને સુકૂને તા બર વઝન ઝરબુન)નો અર્થ "કચડી નાંખવાનો" થાય છે. આ આધારે ભાવાર્થ એ થશે કે રાતની નમાઝ મનેચ્છાઓને કચડી નાંખવામાં ખૂબ મદદગાર સાબિત થાય છે. એટલે કે નફ્સને કાબૂમાં રાખવા અને નાજાઈઝ ઈચ્છાઓ ઉપર અમલ કરવાથી અટકાવવામાં તહજ્જુદથી ખૂબ મદદ મળે છે. પ્રસ્તુત તફસીરના ખુલાસામાં તેને જ અપનાવવામાં આવ્યું છે. બીજી કિરાઅતમાં وِطَاءً (વિતાઅન –બ કસરે વાવ બિલ અલીફે મુબદ્દહ બર વઝને કિતાબ)ના સ્વરૂપમાં આ مُوَاطَاةً (મુવાતાત)નું ક્રિયાપદ છે, એટલે કે મુવાફિકતનું ક્રિયાપદ છે. કુર્આને કરીમની આયત لِيُوَاطِئُوا عِدَّةَ مَا حَرَّمَ માં મુવાફિકતનો આ જ અર્થ છે, તફસીરના ઈમામોમાંથી ઈબ્ને અબ્બાસ અને ઈબ્ને ઝૈદ (રદિ.) દ્વારા તેનો આ જ અર્થ નકલ થયેલ છે. ઈબ્ને ઝૈદ (રદિ.)એ કહ્યું કે તેનો ભાવાર્થ એ છે કે રાત્રે નમાઝ માટે ઊઠવું દિલ, દષ્ટિ, કાન અને જીભ સૌમાં પરસ્પર એક પ્રકારનું સામંજસ્ય પેદા કરવામાં અત્યંત પ્રભાવિત છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે أَشَدُّ وَطْأً નો અર્થ એ છે કે કાન અને દિલમાં તે સમયે વધારે સામંજસ્ય હોય છે કે રાતનો સમય મોટે ભાગે કામોથી ફારેગ અને શોરબકોરથી છુટકારાનો અને શાંતિનો સમય હોય છે, તે સમયે જે શબ્દો જીભથી નીકળશે પોતાના કાન પણ તેને સાંભળશે અને દિલ પણ હાજર હશે.

وَأَقْوَمُ قِيلًا માં શબ્દ أَقْوَمُ (અક્વમ)નો અર્થ વધારે મજબૂત અને ઠીક તથા સ્થાયિત્વનો છે. તેનો ભાવાર્થ એ છે કે રાતના સમયમાં કુર્આનની તિલાવત વધારે દુરુસ્ત, મજબૂતી અને સ્થાયિત્વ સાથે થઈ શકે છે, કારણ કે અનેક પ્રકારના

અવાજો અને શોરબકોરથી દિલ અને દિમાગ વિચલિત થતું નથી.

આ આયતમાં કિયામુલ્લયૂલની હિકમત અને હિતને વર્ણન કરવાનો હેતુ છે, આનાથી આગલી આયતમાં જે તેની હિકમત બતાવવામાં આવી હતી إِنَّا سَنُلْقِي عَلَيْكَ قَوْلًا ثَقِيلًا તે તો રસૂલે કરીમ ﷺની પવિત્ર જાત સાથે ખાસ હતી, એટલે કે કઠોર નિવેદન એટલે કે કુર્આનના નાઝિલ થવાનો સંબંધ માત્ર આપ ﷺની જાત સાથે જ છે અને આ બીજી આયતમાં જે હિકમત વર્ણન કરવામાં આવી તે સમગ્ર ઉમ્મત માટે જાહેર બાબત છે કે રાત્રે નમાઝમાં બે લક્ષણો છે, પ્રથમ મન અને જીભમાં સામંજસ્ય અને બીજું કુર્આનની તિલાવતમાં શાંતિના કારણે સરળતા.

إِنَّ لَكَ فِي النَّهَارِ سَبْحًا طَوِيلًا માં શબ્દ سَبْح (સબ્હ)નો શાબ્દિક અર્થ "લાગુ પડવાનો અથવા ઘુમવા ફરવા"નો થાય છે, એ જ રીતે પાણીમાં તરવાને પણ સબ્હ અને સબાહત કહેવામાં આવે છે કે પાણીમાં કોઈ અડચણ વિના ઘુમવું ફરવું તરવાની આવડત સાથે સરળ છે. અહીંયાં સબ્હનો ભાવાર્થ આખા દિવસની પ્રવૃત્તિઓ છે જેમાં તા'લીમ, તબ્લીગ તથા મખ્લૂકની સુધારણા માટે અથવા પોતાની આર્થિક જરૂરિયાતો માટે હરવું ફરવું બધું સામેલ છે.

આ આયતમાં કિયામુલ્લયૂલના ત્રીજા હુકમની હિકમત અને હિત વિશે વર્ણન થયું છે, તે પણ નબીએ કરીમ ﷺ અને સમગ્ર ઉમ્મત માટે સામાન્ય છે, તે એ કે દિવસમાં તો રસૂલે કરીમ ﷺ અને એ જ રીતે બીજા બધા જ લોકો ઘણા પ્રવૃત્ત અને હરતા ફરતા રહે છે આથી શાંતિપૂર્વક ફારેગ થઈ ઈબાદતમાં ધ્યાન આપવું મુશ્કેલ હોય છે, તેથી રાતનો સમય એ કામ માટે રહેવો જોઈએ કે જેથી આવશ્યકતા પ્રમાણે ઊંઘ અને આરામ પણ મળી જાય અને કિયામુલ્લયૂલની ઈબાદત પણ થાય.

**ખુલાસો :**

ફુકહાએ કહ્યું કે આ આયતથી સાબિત થાય છે કે ઉલમા અને મશાઈખ જે તા'લીમ અને કેળવણી તથા મખ્લૂકની સુધારણાની સેવાઓમાં લાગેલા રહે છે તેમના પણ આ કામ દિવસના સમયમાં જ મર્યાદિત રહેવા જોઈએ. રાતનો સમય અલ્લાહ તઆલા સમક્ષ હાજરી અને ઈબાદત માટે ફારેગ રાખવું ઉત્તમ છે જેમકે

પુરોગામી બુઝુર્ગોના અમલ આ બાબત ઉપર ગવાહ છે. કોઈ સમય અનુસારની જરૂરિયાત દીની, તા'લીમી, તબ્લીગી ક્યારેક કોઈ સમયે રાત્રે પણ તેમાં પ્રવૃત્ત રહેવું પડે તો આવશ્યકતા પ્રમાણે તે અપવાદ છે અને આમાંથી બાકાત છે, તેની ગવાહી પણ ઘણા ઉલમા અને ફુક્હાના અમલથી સાબિત છે.

وَاذْكُرِ اسْمَ رَبِّكَ وَتَبَتَّلْ إِلَيْهِ تَبْتِيلًا માં تَبَتَّلْ (તબત્તલ)નો શાબ્દિક અર્થ મખ્લૂકથી અલગ થઈને સર્જનહારની ઈબાદતમાં લાગી જવું.

وَاذْكُرِ اسْمَ رَبِّكَ નો અતફ قُمِ الَّيْلَ ઉપર છે જેમાં રસૂલે કરીમ ﷺને કિયામુલ્લયૂલ એટલે કે રાત્રે નમાઝનો હુકમ આપવામાં આવ્યો છે અને તેના સંદર્ભમાં દિવસની ખાસ ખાસ ઈબાદતો તરફ પણ ઈશારો કરવામાં આવ્યો. إِنَّ لَكَ فِي النَّهَارِ سَبْحًا طَوِيلًا આ આયતમાં એક એવી ઈબાદતનો હુકમ છે જે રાત અથવા દિવસ સાથે ખાસ નથી બલકે દરેક સમય, દરેક પરિસ્થિતિમાં ચાલુ રાખી શકાય છે અને તે છે ઝિકુલ્લાહ અને ઝિકુલ્લાહના હુકમનો ભાવાર્થ તેના ઉપર સાતત્યપૂર્વક કાયમી અમલ કરવાનો છે, કારણ કે રસૂલે કરીમ ﷺની પવિત્ર હસ્તીથી એ વાતની કલ્પના પણ અશક્ય છે કે તેઓ બિલકુલ ઝિક્ર કરતા ન હોય તેથી આ હુકમનો હેતુ કાયમી ઝિક્રનો જ હોઈ શકે છે. *(મઝહરી)*

આયતનો ભાવાર્થ એ છે કે રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો કે અલ્લાહનો ઝિક્ર રાત્રે અને દિવસે દરેક સમયે ચાલુ રાખો, તેમાં ન તો ક્યારેય સુસ્તી કે આળસ હોવી જોઈએ અને આ ભાવાર્થ એવા જ સમયે હોઈ શકે છે કે જ્યારે અલ્લાહ તઆલાના ઝિક્રનો જાહેર ભાવાર્થ લેવામાં આવે, ભલે તે જીભથી હોય અથવા દિલથી અથવા શરીરના અવયવોને અલ્લાહ તઆલાના હુકમની બજવણીમાં મશ્ગૂલ રાખવા સ્વરૂપે હોય. એક હદીષમાં જે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયતથી આવ્યું છે, كَانَ يَذْكُرُ اللّٰهَ عَلٰى كُلِّ حِيْنٍ એટલે કે રસૂલે કરીમ ﷺ દરેક વખતે અલ્લાહનો ઝિક્ર કરતા હતા. તેનો ભાવાર્થ પણ જાહેર અર્થની બીનાએ સાચો હોઈ શકે છે, કારણ કે સંડાસ વગેરેમાં આપ ﷺની જીભથી ઝિક્ર ન કરવું હદીષની રિવાયતોથી સાબિત છે પરંતુ દિલી ઝિક્ર દરેક વખતે ચાલુ રહી શકે છે અને દિલી ઝિક્રના બે સ્વરૂપો છે. એક, દુઆના શબ્દો મનમાં વાગોળીને અને બીજું, અલ્લાહ તઆલાની સિફતો અને તેની વિશિષ્ટતાઓમાં ચિંતન મનન કરીને. *(શૈખ હઝરત અશરફ અલી થાનવી રહ.)*

આ આયતમાં બીજો હુકમ આ આપવામાં આવ્યો, تَبَتَّلْ إِلَيْهِ تَبْتِيلًا એટલે કે તમે સમગ્ર મખ્લૂકથી અલગ થઈને માત્ર અલ્લાહ તઆલાનો રાજીપો પ્રાપ્ત કરવા તેની ઈબાદતમાં લાગી જાઓ અને તેના સામાન્ય ભાવાર્થમાં અલ્લાહ તઆલાની ઈબાદતમાં ગયરૂલ્લાહને ભાગીદાર ન કરવું બલકે માત્ર અલ્લાહની જ ઈબાદત કરવું સામેલ છે અને એ પણ કે પોતાની બધી જ પ્રવૃત્તિઓ અને અમલો તથા હલન ચલન અને થોભવામાં દૃષ્ટિ અને ભરોસો માત્ર અલ્લાહ તઆલા ઉપર રહે, કોઈ મખ્લૂકને લાભ અને નુકસાનનો માલિક અથવા જરૂરિયાત પૂરી કરનાર અને મુશ્કેલીઓ દૂર કરનાર ન સમજે. હઝરત ઈબ્ને ઝૈદ (રદિ.)એ કહ્યું કે "તબત્તુલ"નો અર્થ એ છે કે સમગ્ર વિશ્વ અને તેની અંદરની દરેક વસ્તુને છોડી માત્ર તે વસ્તુ તરફ ધ્યાન રહે જે અલ્લાહ તઆલા પાસે છે. *(મઝહરી)*

પરંતુ જે તબત્તુલ અને મખ્લૂકથી અલગ થવાનો હુકમ આ આયતમાં આપવામાં આવ્યો છે તે આ દુનિયાના સંબંધો છોડવાથી તથા અલગ થવાથી બિલકુલ ભિન્ન પ્રકારનો છે જેને કુર્આનમાં "રહબાનિયત" કહેવામાં આવ્યું છે અને તેની ટીકા અને નીંદા તરફ ઈશારો છે وَرَهْبَانِيَّةً ابْتَدَعُوهَا અને જેના વિશે હદીષમાં لَا رَهْبَانِيَّةَ فِي الْإِسْلَامِ છે, કારણ કે શરીઅતની પરિભાષામાં રહબાનિયત દુનિયા છોડવાના અને સંબંધો કાપી નાંખવાના તે સ્વરૂપનું નામ છે જેમાં બધી જ જાઈઝ, હલાલ અને સ્વાદિષ્ટ વસ્તુઓને ઈબાદતની નિય્યતે છોડી દેવામાં આવે છે, એટલે કે એવી માન્યતા ધરાવે કે આ હલાલ વસ્તુઓ છોડ્યા વિના અલ્લાહ તઆલાનો રાજીપો પ્રાપ્ત નથી થઈ શકતો અથવા સંબંધો કાપી નાંખવાનો અમલ એ રીતે કરે કે વાજિબ હકોની પણ દરકાર ન રાખે અને તેમાં ખલેલ પેદા થાય. અત્રે જે તબત્તુલ અને સંબંધોથી અલગ થવાનો હુકમ છે તે એ છે કે અલ્લાહ તઆલાના સંબંધ ઉપર કોઈ બીજી મખ્લૂકના સંબંધનું વર્ચસ્વ ન સ્થપાવા પામે, ભલે માન્યતાની રૂએ હોય અથવા અમલની રૂએ અને આ સંબંધ છોડવાના હુકમથી દુનિયાના બધા જ વ્યવહારો એટલે કે પતિ પત્નીના સંબંધો, નિકાહ તથા સગાઈ સંબંધો વગેરેનો નકાર નથી થતો બલકે તે સૌની સાથે ભેગા થઈને પણ આ હુકમ ઉપર અમલ કરી શકાય છે જેમકે બધા જ અંબિયા (અલૈ.)ની સુન્નત છે અને ખાસ કરીને સય્યિદુલ અંબિયા (અલૈ.)ની સમગ્ર

જિંદગી અને તેમનું જીવનચરિત્ર આ બાબતની ગવાહી છે. અત્રે જે ભાવાર્થને તબત્તુલથી ઓળખાવવામાં આવ્યો છે તેનું જ બીજું નામ પુરોગામી નેક લોકોની જીભ ઉપર "ઇખ્લાસ" છે. *(મઝહરી)*

**ખુલાસો :**

અલ્લાહના ઝિક્રનું વધુ પ્રમાણ રાખવા અને દુનિયાથી સંબંધ છોડી દેવા વિશે સુફીઓ પુરોગામી અને વર્તમાન બધા જ લોકો કરતાં આગળ રહ્યા છે. તેમણે કહ્યું કે અમે જે મુસાફરી પસાર કરવા અને માર્ગ કાપવામાં જે દિવસ રાત લાગ્યા છે વાસ્તવમાં તે બે ડગલાં છે. પ્રથમ ડગલું મખ્લૂકથી અલગ થઈ જવું છે અને બીજું ડગલું અલ્લાહ તઆલાની નિકટતા છે. આ બંને એકબીજા માટે આવશ્યક અને પૂરક છે. પ્રસ્તુત આયતમાં આ જ બે ડગલાંને બે વાક્યોમાં વર્ણન કર્યા છે, (૧) وَاذْكُرِ اسْمَ رَبِّكَ (૨) وَتَبَتَّلْ إِلَيْهِ تَبْتِيلًا

અત્રે ઝિક્રુલ્લાહથી ભાવાર્થ એવો સાતત્યપૂર્વકનો અમલ છે જેમાં ક્યારેય કોઈ ખામી કે ઉણપ ન રહે અને ક્યારેય છૂટી ન જાય. આ જ તે સ્થિતિ છે જેને સુફિયાએ કિરામની પરિભાષામાં "વુસૂલિ ઈલલ્લાહ" કહેવામાં આવે છે. એ જ રીતે પ્રથમ વાક્યમાં અંતિમ પગલાંનું વર્ણન કર્યું અને બીજા વાક્યમાં પ્રથમ પગલાંનું. આ ક્રમ કદાચ એટલા માટે બદલવામાં આવ્યો કે જો કે અમલમાં તબત્તુલ એટલે કે ઉપરોક્ત અર્થના આધારે સંબંધો કાપી નાંખવા અગ્રસ્થાને છે અને વુસૂલિ ઈલલ્લાહ ત્યાર પછી તેના ઉપર લાગુ પડે છે પરંતુ કારણ કે હેતુપ્રાપ્તિનું અંતિમ પરિણામ આ બીજું પગલું જ છે અને વાસ્તવમાં આ જ મૂળ હેતુ અને મકસદ છે, તેનું મહત્ત્વ અને શ્રેષ્ઠતા બતાવવા માટે સ્વાભાવિક ક્રમ બદલીને ઝિક્રુલ્લાહને અગ્રક્રમે કહેવામાં આવ્યું. શૈખ સાઅ્દી (રહ.)એ આ જ બે ડગલાંને ખૂબ સારી રીતે વર્ણન કર્યા છે.

تعلق حجاب است و بے حاصلی    چو پیوند ہا بگسلی واصلی

લોકો સાથેના સંબંધો અલ્લાહ તઆલાના પરિચય માટે એક પ્રકારની આડશ છે અને એવા સંબંધો અર્થહીન છે, જ્યારે આ સંબંધોનો વિચ્છેદ કરી નાંખશો તો અલ્લાહ તઆલાની પ્રાપ્તિ અવશ્ય થશે.

**અલ્લાહ તઆલાના નામનું ઝિક્ર એટલે કે અલ્લાહના નામનો પુનરાવર્તિત ઉચ્ચાર પણ ઝિક્ર અને ઇબાદતના હુકમમાં છે :**

આ આયતમાં અલ્લાહના ઝિક્રના હુકમને શબ્દ اِسْمَ (ઈસ્મ) સાથે લાવીને وَاذْكُرِ اسْمَ رَبِّكَ કહેવામાં આવ્યું, وَاذْكُرْ رَبَّكَ કહેવામાં નથી આવ્યું. તેમાં ઈશારો એ તરફ નીકળે છે કે اِسْمِ رَبّ (ઈસ્મે રબ્બ) એટલે કે "અલ્લાહ અલ્લાહ"નો પુનરાવર્તિત ઉચ્ચાર પણ ઈચ્છનીય અને હુકમ સ્વરૂપે છે. (મઝહરી) અમુક ઉલમાએ જે માત્ર "અલ્લાહ અલ્લાહ"ના નામને પુનરાવર્તિત સ્વરૂપે ઉચ્ચારવું બિદ્અત કહ્યું છે આ આયતથી જાણ થાય છે કે તેને બિદ્અત કહેવું સાચું નથી. વલ્લાહુ અઅ્લમુ.

رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ لَآ اِلٰهَ اِلَّا هُوَ فَاتَّخِذْهُ وَكِيْلًا માં શબ્દ وَكِيْل(વકીલ) શબ્દકોષ આધારે તે વ્યક્તિને કહેવામાં આવે છે જેને કોઈ કામ સોંપવામાં આવે, فَاتَّخِذْهُ وَكِيْلًا નો ભાવાર્થ એ થયો કે પોતાના બધા કારોબાર, વ્યવહાર અને પરિસ્થિતિઓ અલ્લાહ તઆલાને સોંપી દો. તેનું જ નામ પરિભાષામાં تَوَكُّل (તવક્કુલ) છે. આવા સ્વરૂપમાં જે હુકમો રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યા છે તે આમાં પાંચમો હુકમ છે. ઈમામ યાકૂબ કરખી (રહ.)એ કહ્યું કે સૂરતની શરૂઆતથી આ આયત સુધી "સુલૂક"ના સ્થળ તરફ ઈશારો છે, એટલે કે (૧) રાત્રે અલ્લાહ તઆલાની ઈબાદત માટે એકાંત, (૨) કુર્આને કરીમમાં પ્રવૃત્ત રહેવું, (૩) અલ્લાહ તઆલાના ઝિક્ર ઉપર સાતત્ય, (૪) અલ્લાહ તઆલા સિવાય દરેક વસ્તુને છોડવી અને સંબંધ કાપવો અને (૫) અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ ભરોસો. તવક્કુલના અંતિમ હુકમથી પહેલાં અલ્લાહ જલ્લ શા'નુહૂની સિફત رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ વર્ણન કરીને એ તરફ ઈશારો કર્યો કે જે પવિત્ર જાત પૂર્વ અને પશ્ચિમ એટલે કે સમગ્ર વિશ્વની પાલનહાર છે તે તેમની બધી જ જરૂરિયાતો શરૂઆતથી લઈ અંત સુધી પૂરી કરવા માટે પૂરતો છે. તવક્કુલ અને ભરોસો કરવાપાત્ર માત્ર તે જ જાત હોઈ શકે છે અને તેના ઉપર ભરોસો કરનાર ક્યારેય વંચિત નથી રહી શકતો જેમકે કુર્આને કરીમનો ઈરશાદ છે, وَمَنْ يَّتَوَكَّلْ عَلَى اللّٰهِ فَهُوَ حَسْبُهٗ એટલે કે જે વ્યક્તિ અલ્લાહ તઆલા ઉપર તવક્કુલ (ભરોસો) કરે છે તેના (બધા જ પ્રસંગો અને મુશ્કેલીઓ દૂર કરવા) માટે તે પૂરતો થઈ જાય છે.

**તવક્કુલ (અલ્લાહ તઆલા ઉપર ભરોસા)નો શરીઅત પ્રમાણે અર્થ :**

અલ્લાહ તઆલા ઉપર તવક્કુલ અને ભરોસાનો એ અર્થ નથી કે રોજી રોજગાર માટેના પ્રયત્નો તથા મુસીબત દૂર કરવાના જે કારણો અને હથિયારો અલ્લાહ તઆલાએ આપણને આપ્યા છે તેને છોડીને માત્ર અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરે, બલકે તવક્કુલનો વાસ્તવિક અર્થ એ છે કે પોતાનો હેતુ અથવા મકસદ પૂર્ણ કરવા માટે અલ્લાહ તઆલાએ આપેલ શક્તિ અને ક્ષમતા તથા જે પણ સ્ત્રોત ઉપલબ્ધ છે તે સૌનો સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવે પરંતુ ભૌતિક સ્ત્રોતોમાં સંપૂર્ણ ઓતપ્રોત અને રચ્યા પચ્યા ન થઈ જાય બલકે અધિકાર મળેલ અમલો કર્યા પછી પરિણામને માત્ર અલ્લાહ તઆલાને સોંપીને નચિંત થઈ જવામાં આવે તેને તવક્કુલ કહેવામાં આવે છે.

તવક્કુલનો આ ભાવાર્થ પોતે રસૂલે કરીમ ﷺએ કહ્યો છે, ઈમામ બગવી (રહ.)એ શરહુસ્સુન્નહમાં અને બયહકીએ શોઅબુલ ઈમાનમાં આ હદીષ વર્ણન કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું - اِنَّ نَفْسًا لَنْ تَمُوْتَ حَتّٰى تَسْتَكْمِلَ رِزْقَهَا - اَلَا فَاتَّقُوا اللّٰهَ وَاَجْمِلُوْا فِى الطَّلَبِ (મઝહરી) એટલે કે રૂહુલ કુદુસ (હઝરત જિબ્રઈલ અમીન અલૈ.)એ મારા દિલમાં એ વાત નાંખી છે કે કોઈ વ્યક્તિ તે સમય સુધી મરશે નહીં જ્યાં સુધી તે પોતાના મુકદ્દરમાં લખેલ અલ્લાહ તઆલાની રોજી પૂરેપૂરી પ્રાપ્ત કરી નથી લેતો, તેથી તમે અલ્લાહ તઆલાથી ડરો અને પોતાના હેતુઓની પૂર્તિમાં ઓછાથી કામ લો, વધારે ઓતપ્રોત ન થાઓ કે દિલનું સમગ્ર ધ્યાન આ જ ભૌતિક સ્ત્રોતો અને સરસામાનમાં કેદ થઈને રહી જાય અને અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરો.

તિરમિઝીમાં હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દુનિયા છોડવું એનું નામ નથી કે તમે પોતાના ઉપર અલ્લાહ તઆલાની હલાલ કરેલી વસ્તુઓને હરામ કરી લો અથવા જે માલ તમારી પાસે હોય તેને ફોગટમાં ઉડાવી દો, બલકે દુનિયા છોડવું તેનું નામ છે કે તમારો ભરોસો અલ્લાહ તઆલાના હાથમાં જે વસ્તુ છે તેના ઉપર વધારે હોય એના કરતાં કે જે તમારા હાથમાં છે. *(મઝહરી)*

وَاصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَاهْجُرْهُمْ هَجْرًا جَمِيْلًا ઈમામ કરખી (રહ.)ના

નિવેદન પ્રમાણે આ છઠ્ઠો હુકમ છે જે રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યો છે, એટલે કે લોકોના ત્રાસ, પીડા અને ગાળાગાળી ઉપર સબ્રે જમીલ (ધૈર્ય) દાખવો. આ સ્થાન સુલૂકમાં સૌથી ઉચ્ચ સ્થાન છે કે દુશ્મનોના ત્રાસ અને પીડાઓ ઉપર ધૈર્ય દાખવવામાં આવે. એટલે કે આ લોકો જે લોકોની ભલાઈ અને હમદર્દીમાં પોતાની સમગ્ર શક્તિ અને ક્ષમતા તથા પોતાની સમગ્ર જિંદગી ખર્ચી નાંખે છે તેમના જ તરફથી તેમને બદલામાં ગાળો, ત્રાસ અને અનેક પ્રકારનો જુલમ અને અત્યાચાર વેઠવો પડતો હોય છે, તેના ઉપર સબ્રે જમીલ એટલે કે ધૈર્ય દાખવવું અને બદલો લેવાની ભાવના પણ મનમાં ન આવવા દેવી આ તે ઉચ્ચ સ્થાન છે જે સૂફીની પરિભાષામાં "ફનાએ કામિલ" એટલે કે સંપૂર્ણ ફના થયા વિના પ્રાપ્ત થતું નથી.

وَاهْجُرْهُمْ هَجْرًا جَمِيْلًا માં هَجْر (હજ્ર) બ ફત્હે ھا નો શાબ્દિક અર્થ કોઈ વસ્તુને રંજ, ગમ અને અફસોસ સાથે છોડી દેવાનો થાય છે. ભાવાર્થ એ થયો કે જૂઠાડનાર કાફિરો જે કંઈ પણ ત્રાસ અને પીડાયુક્ત વાક્બાણોથી સંબોધે છે તમે તેનો બદલો લેશો નહીં પરંતુ તેમની સાથે સંબંધ પણ ન રાખશો, પરંતુ સંબંધવિચ્છેદ સમયે માનવ પ્રકૃતિની સ્વભાવગત ટેવ એ છે કે જેની સાથે સંબંધ છોડવામાં આવે તેને બુરું ભલું કહે છે અથવા ફરિયાદ શિકાયત કરે છે તેથી રસૂલે કરીમ ﷺને કાફિરો સાથેના હજ્ર એટલે કે સંબંધવિચ્છેદનો જે હુકમ આપવામાં આવ્યો તો સાથે જ هَجْرًا جَمِيْلًا શરત મૂકી, એટલે કે સારી રીતે ધૈર્ય સહિત સંબંધવિચ્છેદ તમારા હોદ્દાની ઉચ્ચતા અને મહાન સર્જનનો તકાદો છે અને તેના દ્વારા જ કાફિરો સાથે સંબંધવિચ્છેદ કરવાનો છે કે પોતાની જીભને પણ તેમને બુરું ભલું કહેવાથી સુરક્ષિત રાખવામાં આવે.

અમુક તફસીરકારોએ કહ્યું છે કે જિહાદ અને યુદ્ધની આયતો જે પાછળથી નાઝિલ થઈ તેનાથી આ આયતનો હુકમ મન્સૂખ (રદ) થઈ ગયો પરંતુ વિચાર કરવામાં આવે તો તેને મન્સૂખ કહેવાની કોઈ જરૂરત નથી, કારણ કે પ્રસ્તુત આયતોમાં કાફિરોના ત્રાસ ઉપર સબ્ર અને સંબંધવિચ્છેદનું પ્રોત્સાહન છે, તેનાથી સજા અને યુદ્ધનો નકાર નથી થતો. આ આયતનો હુકમ દરેક સમયે દરેક પરિસ્થિતિમાં લાગુ પડે છે અને યુદ્ધ તથા જિહાદમાં જે સજા અને બદલાનો હુકમ

ચોક્કસ પરિસ્થિતિઓ માટેનો છે તથા ઇસ્લામી યુદ્ધ અને જિહાદ કોઈ બદલો લેવાની કે પોતાનો ગુસ્સો ઉતારવાની બાબત નથી, આથી તે બદલાનો નકાર કરે છે અને ખાસ અલ્લાહ તઆલાના હુકમનો અમલ માત્ર છે જે રીતે ધૈર્ય અને સારી રીતે સંબંધવિચ્છેદ કરવો સામાન્ય પરિસ્થિતિમાં તેના હુકમનું અમલીકરણ છે એ જ રીતે આ પણ છે. અહીંયાં સુધી રસૂલે કરીમ ﷺને કાફિરોના ત્રાસ અને પીડાઓ પહોંચાડવા ઉપર સબ્ર તથા બદલો ન લેવાનું પ્રોત્સાહન અને પ્રેરણા હતી, આગળ દિલાસા માટે તે કાફિરો ઉપર આખિરતમાં જે અઝાબ થવાનો છે તેનું વર્ણન છે. હેતુ એ છે કે આ થોડાક દિવસની બળજબરી અને જોર જુલમથી તમારે ગમગીન થવું ન જોઈએ, તેમને તો અલ્લાહ તઆલા કઠોર અઝાબમાં પકડવાનો છે. અલ્લાહ તઆલાએ હિકમતના તકાદાના કારણે થોડી મહોલત આપી રાખી છે તેમાં તમે ઉતાવળ કરવાની ચિંતા ન કરો. આ જ ત્યાર પછીની આયત ذَرْنِي وَالْمُكَذِّبِينَ أُولِي النَّعْمَةِ وَمَهِّلْهُمْ قَلِيلًا નો ભાવાર્થ છે. તેમાં જૂઠાડનાર કાફિરોને أُولِي النَّعْمَةِ (ઊલિન્નઅ્મતિ) કહ્યું છે. نَعْمَةٌ (નઅ્મહ) બ ફત્હે ن નો અર્થ تَنَعُّمٌ (તનઅ્ઉમ) એટલે કે ઐશ, રાહત તથા માલ અને અવલાદનું વધારે હોવું છે. તેમાં ઇશારો એ છે કે દુનિયાના માલ અને અવલાદ તથા નાઝ અને નેઅ્મતમાં મદમસ્ત થઈ જવું તે જ વ્યક્તિ માટે હોઈ શકે છે જે આખિરતને જૂઠાડનારો છે. મો'મિનને પણ આ વસ્તુ અમુક સમયે પ્રાપ્ત થાય છે પરંતુ તે તેમાં મદમસ્ત નથી થતો તેથી દુનિયાની દરેક રાહત અને આરામના સમયે પણ તેનું દિલ આખિરતની ચિંતાથી ખાલી નથી હોતું, માત્ર અય્યાશી અને આનંદ પ્રમોદ તથા બિલકુલ નચિંત અવસ્થા આ દુનિયામાં કાફિરો અને આખિરતના જૂઠાડનારાઓના જ ભાગે હોઈ શકે છે.

આગળ આખિરતના તે કઠોર અઝાબનું વર્ણન છે જેમાં પ્રથમ أَنْكَالًا (અનકાલ)નું વર્ણન છે જેનો અર્થ "કેદ કરવાનો અને સાંકળોમાં જકડવાનો" થાય છે, પછી જહન્નમના કઠોર અઝાબનું વર્ણન કર્યું, પછી જહન્નમવાળાઓના કષ્ટદાયક ભોજનનું વર્ણન છે. طَعَامًا ذَا غُصَّةٍ માં શબ્દ غُصَّةٌ નો શાબ્દિક અર્થ "ગળામાં ફસાવવામાં આવતા ગાળિયા"નું નામ છે કે કોઈ કોળિયો ગળામાં એવી રીતે ફસાઈ જાય કે ન તો ગળી શકાય ન જ બહાર નીકળી શકે. ضَرِيعٌ (દરીઅ્)

અને زَقُّوم (ઝક્કુમ) જે જહન્નમવાળાઓને ખાવા માટે આપવામાં આવશે તેની હાલત પણ આવી જ હશે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેમાં આગના કાંટા હશે જે ગળામાં ફસાઈ જશે, અલ્લાહની પનાહ.

અંતે કહ્યું, وَعَذَابًا أَلِيمًا આ નિશ્ચિત થઈને રહેનાર અઝાબોનું વર્ણન કર્યા પછી આ મોઘમ શબ્દો લાવીને એ બાજુ ઈશારો કરવામાં આવ્યો છે કે બીજા અઝાબ તેનાથી પણ વધારે ભયંકર અને કઠોર છે જેની કલ્પના પણ કોઈ માનવી નથી કરી શકતો. અલ્લાહ તઆલા આપણી હિફાઝત કરે, આમીન.

**પુરોગામી બુઝુર્ગોનો આખિરતનો ડર :**

ઈમામ અહમદ, ઈબ્ને અબૂદાવુદ, ઈબ્ને અદી અને બયહકીની રિવાયત છે કે એક વ્યક્તિએ કુર્આનની આયત સાંભળી તો ડરના માર્યો બેહોશ થઈ ગયો અને હઝરત હસન બસરી (રહ.)એ એક દિવસ રોઝો રાખેલો હતો અને ઈફતારના સમયે ભોજન સામે આવ્યું તો આ આયતનું ધ્યાન આવી ગયું અને ભોજન ન આરોગી શક્યા, તેને ઉઠાવી લેવડાવ્યું. બીજા દિવસે ફરી સાંજે એવું જ થયું, ભોજન ઉઠાવી લેવડાવ્યું. ત્રીજા દિવસે ફરી એવું જ થયું તો તેમના પુત્ર હઝરત ષાબિત બન્નાની, યઝીદ દબ્બઈ અને યહ્યા અલ બક્કા પાસે ગયા અને પરિસ્થિતિ સંભળાવી. આ ત્રણે બુઝુર્ગો હસન બસરી (રહ.) પાસે આવ્યા અને ખાવાનો તથા ભોજન લેવાનો ખૂબ આગ્રહ કર્યો, જ્યારે મજબૂર થઈ ગયા તો થોડું ખાઈ લીધું. *(રૂહુલ મઆની)*

આગળ કયામતની અમુક ભયાનક ઘટનાઓનું વર્ણન છે, يَوْمَ تَرْجُفُ الْأَرْضُ وَالْجِبَالُ.... ત્યાર પછી મક્કાના કાફિરોને ફિરઔન અને હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો સંભળાવીને ડરાવવામાં આવ્યા છે કે જે રીતે ફિરઔન પોતાના રસૂલ હઝરત મૂસા (અલૈ.)ને જૂઠાડવાથી અઝાબમાં સંડોવાયા તમે પણ જો આ જૂઠાડવા ઉપર અડગ રહ્યા તો સમજી લો કે તમારા ઉપર પણ કોઈ એવો જ અઝાબ દુનિયામાં આવી શકે છે, અંતે કહ્યું કે જો દુનિયામાં કોઈ અઝાબ ન પણ આવ્યો તો કયામતના તે દિવસના અઝાબથી તમને કોણ બચાવી શકશે જેની ભયાનકતા અને લંબાણના કારણે બાળકો ઘરડા થઈ જશે. દેખીતું છે કે આ

કયામતનો દિવસ ભયાનક અને અત્યંત બિહામણો હોવાનું વર્ણન છે કે તેમાં લોકો ઉપર એવો ડર અને ભય છવાયેલો હશે કે જો કોઈ બાળક પણ હોય તો તે ઘરડો થઈ જાય. કહેવાનો ભાવાર્થ આ એક દૃષ્ટાંત આપવાનો છે અને અમુક લોકોએ કહ્યું કે આ એક વાસ્તવિકતા છે, કારણ કે કયામતનો દિવસ એટલો લાંબો હશે કે તેમાં એક બાળક પણ વૃદ્ધ થઈ જશે. *(કુર્તુબી અને બયહકી)*

## કિયામુલ્લયૂલ (તહજ્જુદની નમાઝ)નું ફરજ હોવું મન્સૂખ (રદ) થઈ ગયું :

સૂરતની શરૂઆતમાં قُمِ الَّيْلَ (કુમિલ્લયૂલ)થી રસૂલે કરીમ ﷺ અને સૌ મુસલમાનો ઉપર કિયામુલ્લયૂલ (તહજ્જુદની નમાઝ) ફરજ ઠરાવવામાં આવી હતી અને આ ઊભા થવું લાંબે સુધી પણ ફરજ હતું પરંતુ તેના લંબાણમાં અધિકાર આપવામાં આવ્યો હતો કે અડધી રાતથી થોડુંક ઓછું અથવા અમુક વધારે અને ઓછામાં ઓછું ત્રીજા ભાગની રાત હોવી જોઈએ. રસૂલે કરીમ ﷺ અને આપ ﷺના સહાબએ કિરામ (રદિ.)ની એક જમાઅત આ ફરજ અદા કરવામાં મોટે ભાગે લંબાણવાળા હુકમ ઉપર અમલ કરતા હતા અને વધારેથી વધારે સમય આ નમાઝમાં પસાર કરતા હતા જે લગભગ બે ભાગની રાત જેટલો રહેતો હતો. દરેક રાત્રે આ અમલ પછી દિવસે દા'વત અને તબ્લીગ, પ્રચાર અને પ્રસાર તથા વ્યકિતગત જરૂરિયાતો, ખાસ કરીને સહાબએ કિરામ (રદિ.) મોટા ભાગે મહેનત મજૂરી અથવા વેપાર કરતા હતા. આ લાંબી અને ખૂબ થકવી નાંખનારી નમાઝની સાતત્યપૂર્ણ અદાયગીથી રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.)ના પગો ઉપર સોજા ચઢી જતા. તેમની આ તકલીફ અને મહેનત અલ્લાહ તઆલાની સામે હતી, તે તેનાથી સારી પેઠે વાકેફ હતો પરંતુ અલ્લાહના જ્ઞાનમાં પ્રથમથી જ નક્કી હતું કે આટલી મહેનતને અમુક જ દિવસ ફરજ રાખવામાં આવશે જેથી આપ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) મહેનત અને સંઘર્ષની ટેવવાળા બની જાય, જેમકે પ્રસ્તુત આયતમાં પણ اِنَّا سَنُلْقِيْ عَلَيْكَ قَوْلًا ثَقِيْلًا માં એ તરફ ઈશારો જોવા મળે છે કે રસૂલે કરીમ ﷺ પાસેથી આ મહેનત અને તકલીફ એટલા માટે લેવામાં આવી રહી હતી કે તેમને قَوْلِ ثَقِيْل (કવલે ષકીલ) એટલે કે કુર્આને કરીમની સેવા સોંપવાની હતી જે આ તકલીફથી પણ

મોટી તકલીફ અને મહેનત છે. મતલબ કે અલ્લાહ તઆલાના જ્ઞાન પ્રમાણે જ્યારે આ સંઘર્ષ અને મહેનતના આદી બનાવવાની હિકમત પૂર્ણ થઈ ગઈ તો આ ફરજ એટલે કે કિયામુલ્લયૂલ (રાત્રે તહજ્જુદની નમાઝમાં ઊભા થવું) મન્સૂખ (રદ) કરી દેવામાં આવ્યું અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત પ્રમાણે એવું પણ બની શકે છે કે પ્રસ્તુત આયતોથી માત્ર લાંબે સુધી ઊભા રહેવાનો ફરજ રદ થયો હોય પરંતુ અસલ તહજ્જુદની નમાઝ આગળની જેમ જ ફરજ રહી હોય, પછી શબે મેઅ્રાજમાં પાંચ નમાઝો ફરજ થવાના સમયે તહજ્જુદની નમાઝનો ફરજ મન્સૂખ (રદ) થઈ ગયો હોય. વલ્લાહુ અઅ્લમુ.

દેખીતું છે કે રસૂલે કરીમ ﷺ અને સમગ્ર ઉમ્મત ઉપરથી આ ફરજ રદ કરી દેવામાં આવી અલબત્ત તેના ઉપર અમલ કરવો અલ્લાહ સમીપ પસંદ કરવામાં આવેલ બાબત હોવાનું તે છતાં બાકી રહ્યું અને તેમાં પણ એ સરળતા કરવામાં આવી કે તેના સમયની અને તિલાવતે કુર્આનની કોઈ હદ રાખવામાં આવી નહીં. દરેક વ્યક્તિ પોત પોતાની શક્તિ અને ફુરસદ પ્રમાણે જેટલો સમય અદા કરી શકે કરી લે અને તેમાં જેટલું કુર્આન સરળતાથી પઢી શકે પઢી લે.

**શરીઅતના હુકમો મન્સૂખ (રદ) થવાની વાસ્તવિકતા :**

દુનિયાની હુકૂમતો અથવા સંસ્થાઓ જે પોતાના કાયદાઓમાં સુધારા વધારા અને રદ તથા ફેરફાર કરતા રહે છે તેનું મુખ્ય કારણ તો એ હોય છે કે અનુભવ પછી કોઈ નવી પરિસ્થિતિ સામે આવે છે જે પહેલેથી ખબર હોતી નથી તો આવી પરિસ્થિતિ પ્રમાણે આગલા હુકમને રદ કરીને નવો હુકમ લાગુ પાડવામાં આવે છે પરંતુ અલ્લાહ તઆલાના હુકમો જેમાં આવી કોઈ કલ્પના અને સંભાવના જ નથી હોઈ શકતી, કારણ કે અલ્લાહ તઆલાનું જ્ઞાન સર્વત્ર છવાયેલું અને કાયમી છે તથા તેણે દરેક વસ્તુને પોતાના ઘેરામાં રાખેલ છે, તેના જ્ઞાનથી કોઈ પણ વસ્તુ બહાર નથી, કોઈ શરઈ હુકમ લાગુ પાડ્યા પછી લોકોની શું હાલત રહેશે, કઈ કઈ પરિસ્થિતિઓ સામે આવશે; આ બધું અલ્લાહ તઆલાને પ્રથમથી જ ખબર છે પરંતુ હિત અને હિકમતના તકાદાના કારણે કોઈ હુકમ અમુક મુદત માટે લાગુ કરવામાં આવે છે કે પ્રથમથી એનું કાયમી લાગુ પાડવું હેતુ નથી હોતો બલકે એક સમયસીમા અલ્લાહ તઆલાના જ્ઞાનમાં

નિશ્ચિત હોય છે કે આ હુકમ આટલી મુદત સુધી જ લાગુ પડશે પરંતુ તે સમયની જાહેરાત મખ્લૂક ઉપર અમુક મસ્લિહતના લીધે જાહેર કરવામાં આવતી નથી. શબ્દોના સામાન્યપણાથી લોકો એવું સમજે છે કે આ હુકમ રદ ન થવાપાત્ર અને કાયમી છે. અલ્લાહ નજીક જે તેની નિશ્ચિત સમયસીમા છે, જ્યારે તે સમયસીમા સમાપ્ત થઈને હુકમ પાછો લેવામાં આવે છે તો મખ્લૂકની દષ્ટિએ તે હુકમ મન્સૂખ એટલે કે રદ થયેલો હોય છે અને વાસ્તવમાં તે એક સમય મર્યાદા સુધીનું વર્ણન હોય છે. એટલે કે અત્યારે મખ્લૂક ઉપર જાહેર કરી દેવામાં આવે છે કે અમે આ હુકમ કાયમી ધોરણે નહીં બલકે માત્ર આ જ થોડા સમય માટે લાગુ પાડયો હતો હવે તે સમય સમાપ્ત થઈ ગયો એટલે તે હુકમ બાકી રહ્યો નથી.

કુર્આને કરીમમાં ઘણી બધી આયતોના મન્સૂખ થવા ઉપર જે સામાન્ય રીતે શંકા કરવામાં આવે છે આ ચર્ચાથી તે શંકા દૂર થઈ જશે. શું તહજ્જુદની નમાઝ આ આયત ઊતર્યા પછી ખાસ રસૂલે કરીમ ﷺ માટે ફરજ રહી ? તે વિશે અમુક તફસીરકારોએ એ બાબતે હકારાત્મક હોવાનો અભિપ્રાય રાખ્યો છે અને તેની દલીલમાં સૂરએ બની ઈસ્રાઈલની આ આયત وَمِنَ الَّيْلِ فَتَهَجَّدْ بِهٖ نَافِلَةً لَّكَ રજુ કરે છે જેમાં તહજ્જુદની નમાઝને ખાસ રસૂલે કરીમ ﷺના જિમ્મે એક વધારાના ફરજ સ્વરૂપે લાગુ પાડવામાં આવી. કારણ કે نَافِلَة (નાફિલા)નો શાબ્દિક અર્થ "વધારાનો" થાય છે અને તેનો ભાવાર્થ "વધારાનો ફરજ" છે પરંતુ જમહૂર ઉલમાના મતે સાચું એ જ છે કે આ નમાઝ ઉમ્મત અને રસૂલે કરીમ ﷺ બંને ઉપરથી ફરજ હોવાનું રદ કરવામાં આવ્યું. અલબત્ત પસંદ કરવામાં આવેલ અમલ સ્વરૂપે તેની અદાયગી સૌના માટે બાકી રહી અને પ્રસ્તુત આયતમાં نَافِلَةً لَّكَ પોતાના પારિભાષિક અર્થ પ્રમાણે નફલના હુકમમાં છે પછી તેનું ખાસ હોવું રસૂલે કરીમ ﷺની સાથે જે આયતમાં શબ્દ لَكَ (લક)થી સમજાય રહ્યું છે તેનું શું કારણ છે. આ સંપૂર્ણ વિગત અને તહજ્જુદની નમાઝનું ફરજ હોવું રદ થયા પછી આ નમાઝ માત્ર નફલ અને મુસ્તહબના દરજ્જામાં રહી કે સુન્નતે મુઅક્કિદહના દરજ્જામાં તેની સંપૂર્ણ છણાવટ અને ચર્ચા સૂરએ બની ઈસ્રાઈલની પ્રસ્તુત આયત હેઠળ પસાર થઈ ચૂકી છે, ત્યાં જોઈ લેવામાં આવે. તેમાં તહજ્જુદની ખાસ ફઝીલતો અને મસ્અલાઓનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

આ આયત કે જેના દ્વારા તહજ્જુદનું ફરજ હોવું રદ થયું إِنَّ رَبَّكَ يَعْلَمُ થી શરૂ થઈને فَاقْرَءُوا مَا تَيَسَّرَ مِنْهُ સુધી આવ્યું છે. આ આયત સૂરતની શરૂઆતથી એક વર્ષ અથવા આઠ મહિના પછી નાઝિલ થઈ છે. એક વર્ષ પછી કિયામુલ્લયૂલનું ફરજ હોવું રદ થયું. મુસ્નદે અહમદ, મુસ્લિમ, અબૂદાવુદ, ઈબ્ને માજહ અને નસાઈમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ આ સૂરતની શરૂઆતમાં કિયામુલ્લયૂલ–તહજ્જુદની નમાઝ ફરજ કરી હતી. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) એક વર્ષ સુધી તેના ઉપર અમલ કરતા રહ્યા અને સૂરતનો અંતિમ ભાગ અલ્લાહ તઆલાએ બાર મહિના સુધી આસમાનમાં અટકાવી રાખ્યો. એક વર્ષ પછી સૂરતનો અંતિમ ભાગ ઉતારવામાં આવ્યો જેમાં કિયામુલ્લયૂલનું ફરજ હોવું રદ થઈને તેમાં ઘટાડો થઈ ગયો અને ત્યાર પછી કિયામુલ્લયૂલ માત્ર નફલ અને મુસ્તહબ સ્વરૂપે રહી ગઈ.

*(રૂહુલ મઆની)*

પછી આ આયતોમાં મન્સૂખના હુકમનું સ્વરૂપ આ બતાવ્યું છે કે عَلِمَ أَنْ لَّنْ تُحْصُوْهُ એટલે કે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં છે કે તમે તેનો إِحْصَاءٌ ન કરી શકશો. إِحْصَاءٌ નો શાબ્દિક અર્થ ગણતરી કરવાનો થાય છે. આયતનો ભાવાર્થ અમુક તફસીરકારોના મતે એ ઠરાવવામાં આવ્યો કે કિયામુલ્લયૂલમાં અલ્લાહ તઆલાએ સમયનું પ્રમાણ જો કે નિશ્ચિત નથી કર્યું બલકે ત્રીજા ભાગની રાતથી લઈ બે ભાગ સુધીની રાતનો સમય નિશ્ચિત કર્યો હતો પરંતુ સહાબએ કિરામ (રદિ.) જ્યારે આ નમાઝમાં પ્રવૃત્ત થતા તો નમાઝમાં એટલા મશ્ગૂલ થઈ જતા કે એ જાણવું પણ મુશ્કેલ થઈ જતું હતું કે રાત અડધી થઈ છે કે તેનાથી ઓછી વધતી, કારણ કે તે સમયે સમય જાણવા માટે વર્તમાન સમય જેવા ઘડિયાળ વગેરે સમય જાણવાના યંત્રો ન હતા અને જો હોત તો પણ નમાઝમાં ઓતપ્રોત થઈ જવાના કારણે વારંવાર ઘડિયાળને જોતા રહેવું તે લોકોની પરિસ્થિતિઓ અને તેમના ધ્યાન અને એકાગ્રતાની સાથે મેળ ખાતું ન હતું, તો આ અર્થ થયો لَنْ تُحْصُوْهُ નો; અને અમુક લોકોએ અત્રે إِحْصَاءٌ (ઈહ્‌સાઅ)નો ભાવાર્થ આ લાંબા અને ઊંઘવાના સમયને નમાઝ માટે સાતત્યપૂર્વક અમલ ન કરી શકવાના અર્થમાં લીધો છે. શબ્દ إِحْصَاءٌ નો ભાવાર્થ આ પ્રમાણે પણ લેવામાં આવે છે જેમકે હદીષમાં أَسْمَاءُ اللّٰهِ الْحُسْنٰى (અસ્માઉલ્લાહિલ હુસ્ના) અલ્લાહ તઆલાના

પવિત્ર અને સારા નામો વિશે આવ્યું છે مَنْ اَحْصَاهَا دَخَلَ الْجَنَّةَ તેમાં શબ્દ اِحْصَاءٌ (ઇહ્સાઅ્)નો ભાવાર્થ ઘણા ઉલમાએ عَمَلِ اِحْصَاءٌ (અમલે ઇહ્સાઅ્) લીધેલ છે. એટલે કે અલ્લાહ તઆલાના સારા નામોના તકાદા ઉપર સંપૂર્ણ અમલ થવો જેમકે મઆરિફુલ કુર્આનમાં આયત وَاِنْ تَعُدُّوْا نِعْمَةَ اللّٰهِ لَا تُحْصُوْهَا હેઠળ સૂરએ ઇબ્રાહીમ ૧૩ માં સિપારામાં વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.

فَتَابَ عَلَيْكُمْ શબ્દ توبه (તવબહ)નો શાબ્દિક અર્થ "રુજૂઅ્ થવાનો" (પાછા વળવાનો) છે. ગુનાહથી તવબહને પણ એટલા જ માટે તવબહ કહેવામાં આવે છે કે તેમાં વ્યક્તિ પોતાના પાછલા ગુનાહો અને અપરાધોથી રુજૂઅ્ થાય છે. આ સ્થળે માત્ર રુજૂઅ્ છે, એટલે કે અલ્લાહ તઆલાએ પોતાનો કિયામુલ્લયલના ફરજ હોવાનો હુકમ પાછો લઈ લીધો.

અંતે કહ્યું, فَاقْرَءُوْا مَا تَيَسَّرَ مِنَ الْقُرْاٰنِ એટલે કે તહજ્જુદની નમાઝ જે હવે ફરજના બદલે મુસ્તહબ અથવા સુન્નતના સ્વરૂપમાં બાકી રહી ગઈ છે તેમાં જેટલા પ્રમાણમાં કુર્આન સરળતાથી કોઈ વ્યક્તિ પઢી શકે તે પઢી લે, કોઈ ખાસ પ્રમાણ નિશ્ચિત નથી. આ આયતથી ફિક્હના ઘણા મસ્અલા નીકળે છે જે ફિક્હની કિતાબોમાં વિગતવાર ઉપસ્થિત છે ત્યાં જોઈ શકાય છે.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَاَقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا માં શબ્દ اَقِيْمُوا الصَّلٰوةَ માં જમહૂર તફસીરકારોના મતે ફરજ નમાઝ ભાવાર્થ સ્વરૂપે છે અને એ દેખીતું છે કે ફરજ નમાઝો પાંચ છે જે મેઅ્રાજની રાત્રે ફરજ થઈ હતી. તેનાથી જાણ થાય છે કે તહજ્જુદની નમાઝની ફરજ જે એક વર્ષ સુધી ચાલુ રહી હતી આ જ સમયમાં "લયલતુલ ઈસ્રા" એટલે કે મેઅ્રાજની ઘટના ઘટી જેમાં પાંચ નમાઝો ફરજ કરવામાં આવી અને ત્યારબાદ પ્રસ્તુત આયતો દ્વારા તહજ્જુદની નમાઝનું ફરજ હોવું રદ થઈ ગયું અને સૂરતના અંતે જે નમાઝ કાયમ કરવાનો હુકમ આવ્યો છે તેનાથી ભાવાર્થ પાંચ ફરજ નમાઝો છે.

*(ઇબ્ને કષીર, બયહકી, બહરે મુહીત)*

اٰتُوا الزَّكٰوةَ માં ઝકાતથી ફરજ ઝકાત ભાવાર્થ સ્વરૂપે છે પરંતુ પ્રખ્યાત એ છે કે ઝકાત હિજરત પછી બીજા વર્ષમાં ફરજ થઈ અને આ આયત મક્કી છે, ઈસ્લામની શરૂઆતમાં નાઝિલ થઈ છે તેથી અમુક તફસીરકારોએ ખાસ આ

આયતને મદની કહી છે પરંતુ ઇબ્ને કષીર કહે છે કે ઝકાત તો મક્કએ મુકર્રમહમાં ઇસ્લામની શરૂઆતથી જ ફરજ થઈ ગઈ હોય પરંતુ તેનું માપ અને નિશ્ચિત વાજિબ પ્રમાણની વિગતો મદીના તય્યિબહમાં હિજરતના બીજા વર્ષે વર્ણન કરવામાં આવી હોય. આ જ રીતે આયતના મક્કી હોવાના સ્વરૂપમાં પણ તેને ફરજ ઝકાત વિશે કહી શકાય છે. રૂહુલ મઆનીમાં પણ તેને જ અપનાવવામાં આવ્યું છે અને તેની સંપૂર્ણ વિગત મુજ નાચીઝની પુસ્તિકા نِظَامِ زَكٰوة (નિઝામે ઝકાત)માં લખવામાં આવી છે.

وَاَقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાને એ વિષયથી ઓળખાવવામાં આવ્યો છે જાણે કે આ ખર્ચ કરનારો અલ્લાહ તઆલાને કરજ આપી રહ્યો છે અને તેમાં તેની હાલત ઉપર કૃપાદષ્ટિ તરફ ઇશારો પણ છે અને એનું વર્ણન પણ કે અલ્લાહ તઆલા "ગનીયુલ અગ્નિયા" એટલે કે દરેક જરૂરિયાતોથી ઉપરવટ અને બેઝાર છે તેને આપવામાં આવેલું કરજ ક્યારેય વ્યર્થ નથી જઈ શકતું, તેનો અવશ્ય બદલો મળશે અને કારણ કે ફરજ ઝકાતનો હુકમ આનાથી પહેલાં આવી ચૂક્યો છે એટલા માટે اَقْرِضُوا اللّٰهَ માં જે ખયરાત અને અલ્લાહ તઆલાના માર્ગમાં ફિ સબિલિલ્લાહ ખર્ચ કરવાનું વર્ણન છે તેને ઘણા લોકોએ નફલ સદકાઓ અને લિલ્લાહ આપવા ઉપર લાગુ પાડ્યું છે જેમકે પોતાના સગાં વહાલાં, રિશ્તેદારોને અમુક આપી દેવું અથવા મહેમાનોની મહેમાની ઉપર ખર્ચ કરવો અથવા ઉલમા અને નેક લોકોની સેવા કરવી વગેરે અને અમુક લોકોએ તેનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે ઝકાત ઉપરાંત પણ ઘણી બધી આર્થિક ફરજો વ્યક્તિ ઉપર લાગુ પડે છે જેમકે માતા પિતા, પત્ની અને સંતાનોનું ફરજ ભરણ પોષણ અથવા બીજા શરઈ ફરજો તો اٰتُوا الزَّكٰوةَ માં ઝકાતને અદા કરવાનો હુકમ આપ્યા પછી અમુક બીજા ફરજોનું વર્ણન اَقْرِضُوا اللّٰهَ દ્વારા કરવામાં આવ્યું.

وَمَا تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ مِّنْ خَيْرٍ.... માં مَا تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ નો ભાવાર્થ એ છે કે જે નેક કામ પોતાની જિંદગીમાં કરી ગુજરો તે તેનાથી ઉત્તમ છે કે મરવાના સમયે વસિય્યત કરો. તેમાં આર્થિક ઇબાદતો સદકહ, ખયરાત પણ સામેલ છે અને નમાઝ રોઝા વગેરે પણ જે કોઈના માથે કઝા હોય અને પોતાના હાથથી

પોતાની સામે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરીને તેનાથી છુટકારો મેળવવો સારો છે, પાછળથી તો વારસદારોના અધિકારમાં આ બાબત આવી જાય છે કે તે તેને કરે અથવા ન કરે.

હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સવાલ કર્યો કે તમારામાં એવો કોણ છે જે પોતાના વારસાના માલમાંથી પોતાના માલ કરતાં વધારે મહોબ્બત કરતો હોય. સહાબએ કિરામ (રદિ.)એ કહ્યું કે અમારામાં કોઈપણ એવો નથી કે જે પોતાના વારસાના માલની મહોબ્બત પોતાના માલ કરતાં વધારે રાખતો હોય. રસૂલે કરીમ ﷺએ કહ્યું, સોચી સમજીને વાત કરો; સહાબએ કિરામ (રદિ.)એ કહ્યું કે અમને તો આના સિવાય કોઈ બીજું સ્વરૂપ જણાતું નથી. આપ ﷺએ ફરમાવ્યું, (જો વાત એમ જ છે તો સમજી લો કે) તમારો માલ તે છે જે તમે તમારા હાથે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરી દીધો અને જે બાકી રહી ગયો તે તમારો માલ નથી બલકે તમારા વારસદારોનો માલ છે. ذَكَرَهُ ابْنُ كَثِيرٍ بِاسْنَادِ اَبِىْ يَعْلَى الْمَوْصِلِىِّ ثُمَّ قَالَ وَرَوَاهُ الْبُخَارِىُّ مِنْ حَدِيْثِ حَفْصِ بْنِ غَيَاثٍ....

تَمَّتْ سُوْرَةُ الْمُزَّمِّلِ بِحَمْدِ اللّٰهِ يَوْمَ الثُّلٰثَاءِ ٢٢ رَجَبْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ મુઝ્ઝમ્મિલ પૂર્ણ થઈ.



તારીખ : ૧૧ ઑક્ટોબર ૨૦૧૪ મુતાબિક ૧૬ જિલ્હજ્જ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૪)

# સૂરએ મુદ્દષ્ષિર

સૂરએ મુદ્દષ્ષિર મક્કામાં નાઝિલ થઈ, તેની ૫૬ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મુદ્દષ્ષિર : આયત નં. ૧ થી ૫૬)**

آياتها ٥٦ ﴿٧٤﴾ سُوْرَةُ الْمُدَّثِّرِ مَكِّيَّةٌ ﴿٤﴾ ركوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يٰۤاَيُّهَا الْمُدَّثِّرُ ۙ (١) قُمْ فَاَنْذِرْ ۪ (٢) وَرَبَّكَ فَكَبِّرْ ۪ (٣) وَثِيَابَكَ فَطَهِّرْ ۪ (٤) وَالرُّجْزَ
فَاهْجُرْ ۪ (٥) وَلَا تَمْنُنْ تَسْتَكْثِرُ ۪ (٦) وَلِرَبِّكَ فَاصْبِرْ ؕ (٧) فَاِذَا نُقِرَ فِي النَّاقُوْرِ ۙ (٨) فَذٰلِكَ
يَوْمَئِذٍ يَّوْمٌ عَسِيْرٌ ۙ (٩) عَلَى الْكٰفِرِيْنَ غَيْرُ يَسِيْرٍ (١٠) ذَرْنِيْ وَمَنْ خَلَقْتُ
وَحِيْدًا ۙ (١١) وَّجَعَلْتُ لَهٗ مَالًا مَّمْدُوْدًا ۙ (١٢) وَّبَنِيْنَ شُهُوْدًا ۙ (١٣) وَّمَهَّدْتُّ لَهٗ
تَمْهِيْدًا ۙ (١٤) ثُمَّ يَطْمَعُ اَنْ اَزِيْدَ ۗ (١٥) كَلَّا ؕ اِنَّهٗ كَانَ لِاٰيٰتِنَا عَنِيْدًا ؕ (١٦) سَاُرْهِقُهٗ
صَعُوْدًا ؕ (١٧) اِنَّهٗ فَكَّرَ وَقَدَّرَ ۙ (١٨) فَقُتِلَ كَيْفَ قَدَّرَ ۙ (١٩) ثُمَّ قُتِلَ كَيْفَ قَدَّرَ ۙ (٢٠)
ثُمَّ نَظَرَ ۙ (٢١) ثُمَّ عَبَسَ وَبَسَرَ ۙ (٢٢) ثُمَّ اَدْبَرَ وَاسْتَكْبَرَ ۙ (٢٣) فَقَالَ اِنْ هٰذَاۤ اِلَّا سِحْرٌ
يُّؤْثَرُ ۙ (٢٤) اِنْ هٰذَاۤ اِلَّا قَوْلُ الْبَشَرِ ؕ (٢٥) سَاُصْلِيْهِ سَقَرَ (٢٦) وَمَاۤ اَدْرٰىكَ مَا سَقَرُ ؕ (٢٧)
لَا تُبْقِيْ وَلَا تَذَرُ ۚ (٢٨) لَوَّاحَةٌ لِّلْبَشَرِ ۚۖ (٢٩) عَلَيْهَا تِسْعَةَ عَشَرَ ؕ (٣٠) وَمَا جَعَلْنَاۤ اَصْحٰبَ
النَّارِ اِلَّا مَلٰٓئِكَةً ۪ وَّمَا جَعَلْنَا عِدَّتَهُمْ اِلَّا فِتْنَةً لِّلَّذِيْنَ كَفَرُوْا ۙ لِيَسْتَيْقِنَ الَّذِيْنَ
اُوْتُوا الْكِتٰبَ وَيَزْدَادَ الَّذِيْنَ اٰمَنُوْۤا اِيْمَانًا وَّلَا يَرْتَابَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ
وَالْمُؤْمِنُوْنَ ۙ وَلِيَقُوْلَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْكٰفِرُوْنَ مَاذَاۤ اَرَادَ

اللّٰهُ بِهٰذَا مَثَلًا ؕ كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ؕ وَمَا
يَعْلَمُ جُنُوْدَ رَبِّكَ اِلَّا هُوَ ؕ وَمَا هِيَ اِلَّا ذِكْرٰى لِلْبَشَرِ ﴿٣١﴾ كَلَّا وَالْقَمَرِ ﴿٣٢﴾ وَالَّيْلِ
اِذْ اَدْبَرَ ﴿٣٣﴾ وَالصُّبْحِ اِذَآ اَسْفَرَ ﴿٣٤﴾ اِنَّهَا لَاِحْدَى الْكُبَرِ ﴿٣٥﴾ نَذِيْرًا لِّلْبَشَرِ ﴿٣٦﴾ لِمَنْ
شَآءَ مِنْكُمْ اَنْ يَّتَقَدَّمَ اَوْ يَتَاَخَّرَ ﴿٣٧﴾ كُلُّ نَفْسٍۢ بِمَا كَسَبَتْ رَهِيْنَةٌ ﴿٣٨﴾ اِلَّآ اَصْحٰبَ
الْيَمِيْنِ ﴿٣٩﴾ فِيْ جَنّٰتٍ ۛ يَتَسَآءَلُوْنَ ﴿٤٠﴾ عَنِ الْمُجْرِمِيْنَ ﴿٤١﴾ مَا سَلَكَكُمْ فِيْ
سَقَرَ ﴿٤٢﴾ قَالُوْا لَمْ نَكُ مِنَ الْمُصَلِّيْنَ ﴿٤٣﴾ وَلَمْ نَكُ نُطْعِمُ الْمِسْكِيْنَ ﴿٤٤﴾ وَكُنَّا
نَخُوْضُ مَعَ الْخَآئِضِيْنَ ﴿٤٥﴾ وَكُنَّا نُكَذِّبُ بِيَوْمِ الدِّيْنِ ﴿٤٦﴾ حَتّٰىٓ اَتٰىنَا
الْيَقِيْنُ ﴿٤٧﴾ فَمَا تَنْفَعُهُمْ شَفَاعَةُ الشّٰفِعِيْنَ ﴿٤٨﴾ فَمَا لَهُمْ عَنِ التَّذْكِرَةِ
مُعْرِضِيْنَ ﴿٤٩﴾ كَاَنَّهُمْ حُمُرٌ مُّسْتَنْفِرَةٌ ﴿٥٠﴾ فَرَّتْ مِنْ قَسْوَرَةٍ ﴿٥١﴾ بَلْ يُرِيْدُ كُلُّ
امْرِئٍ مِّنْهُمْ اَنْ يُّؤْتٰى صُحُفًا مُّنَشَّرَةً ﴿٥٢﴾ كَلَّا ؕ بَلْ لَّا يَخَافُوْنَ الْاٰخِرَةَ ﴿٥٣﴾ كَلَّآ
اِنَّهٗ تَذْكِرَةٌ ﴿٥٤﴾ فَمَنْ شَآءَ ذَكَرَهٗ ﴿٥٥﴾ وَمَا يَذْكُرُوْنَ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ ؕ هُوَ اَهْلُ
التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ ﴿٥٦﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હે ગોદડામાં વીંટળાઈ જનાર ! (૧) ઊભો થા પછી ડર સંભળાવ (૨) અને પોતાના પરવરદિગારની મોટાઈ વર્ણન કર (૩) અને પોતાના કપડાં પાક (અને સ્વચ્છ) રાખ (૪) અને ગંદકીથી દૂર રહે (૫) અને એવું ન કર કે અહેસાન કરે અને તેનો ઘણો બદલો ઇચ્છે (૬) અને પોતાના પરવરદિગાર માટે ધૈર્ય દાખવ (૭) પછી જ્યારે તે ખોખરી વસ્તુ (બીજીવારનો સૂર) વાગવા લાગે (૮) ત્યારે તે દિવસ મુશ્કેલીનો દિવસ છે (૯) કાફિરો ઉપર સરળ નથી. (૧૦) મને છોડી દે અને તેને જેને મેં એકલો પેદા કર્યો (૧૧)*

અને મેં તેને પુષ્કળ ધન આપ્યું. (૧૨) અને મજલિસમાં બેસનારા દિકરા (આપ્યા) (૧૩) અને તેના માટે બધી જોગવાઈ કરી દીધી ઘણી સારી જોગવાઈ (૧૪) તો પણ લાલચ રાખે છે કે તેને હજુ વધારે આપું. (૧૫) કદાપિ નહીં ! તે અમારી આયતોનો વિરોધી છે. (૧૬) હવે તેને ચઢાવીશ (જહન્નમના પહાડ) સઊદ ઉપર. (૧૭) નિઃશંક ! તેણે (કુર્આન વિશે) ચિંતન કર્યું અને મનમાં નક્કી કરી લીધું. (૧૮) બસ તે માર્યો જાય તેણે કેવું (ખરાબ) નક્કી કરી લીધું ! (૧૯) ફરી તે માર્યો જાય તેણે કેવું (ખરાબ) નક્કી કરી લીધું ! (૨૦) પછી તેણે (આજુબાજુ) જોયું. (૨૧) પછી ભવાં ચઢાવ્યા અને મોઢું બગાડયું. (૨૨) પછી પીઠ ફેરવી અને અભિમાન કર્યું. (૨૩) પછી બોલ્યો, બીજું કંઈ નથી આ તો જાદૂ છે ચાલતું આવેલું. (૨૪) બીજું કંઈ નથી માનવીનું કહેલું છે. (૨૫) હવે તેને સકરમાં (આગમાં) નાંખીશ. (૨૬) અને તમે શું જાણો કેવી છે તે સકર (આગ) !? (૨૭) ન તો (કશું) બાકી રાખે ન જ (કશું) છોડે, (૨૮) માણસને સળગાવી (કદરૂપા કરી) નાંખનારી છે. (૨૯) તેના ઉપર ઓગણીસ (ફરિશ્તા ચોકીદાર) નક્કી છે. (૩૦) અને અમે જે દોઝખ ઉપર ચોકીદાર રાખ્યા છે તે ફરિશ્તા જ છે અને તેમની જે ગણતરી રાખી છે બસ ઈન્કારીઓની કસોટી માટે જેથી તે લોકો વિશ્વાસ કરી લે જેમને (આકાશી) કિતાબ મળી છે અને ઈમાનવાળાઓનું ઈમાન વધે અને શંકા ન કરે જેમને કિતાબ મળી છે (અહલે કિતાબ) અને મો'મિનો; અને જેથી તે લોકો કહે જેમના દિલોમાં રોગ છે અને ઈન્કારીઓ, અલ્લાહને શું ગરજ હતી આ અનોખા વર્ણનથી ! આમ અલ્લાહ જેને ઈચ્છે ગુમરાહ કરે છે અને જેને ઈચ્છે માર્ગ આપે છે અને તારા પરવરદિગારના લશ્કરને કોઈ નથી જાણતું પરંતુ તે પોતે જ અને એ તો માનવીઓ માટે સમજાવવાનું છે. (૩૧) સાચે જ ! ચંદ્રના સોગંદ (૩૨) અને રાતની (સોગંદ) જ્યારે પીઠ ફેરવે (વિદાય થવા લાગે) (૩૩) અને સવારની (સોગંદ) જ્યારે પ્રકાશિત થાય (૩૪) નિઃશંક તે (સકર-જહન્નમ) એક ઘણી ભારે વસ્તુઓમાંથી છે (૩૫) માનવીઓને ડરાવનારી છે. (૩૬) જે કોઈ ઈચ્છે કે તમારામાંથી (નેકી તરફ) આગળ વધે અથવા પાછળ રહે. (૩૭) દરેક જીવ પોતાના કરેલા કામોમાં ફસાયેલો

*છે(૩૮) પરંતુ જમણી બાજુવાળાઓ (૩૯) બગીચાઓમાં છે, સૌ મળી પૂછે છે (૪૦) ગુનેહગારોની દશા વિશે (૪૧) તમે કેમ દોઝખ (સકર)માં જઈ પડયા ? (૪૨) તેઓ કહેશે, અમે નમાઝ પઢતા ન હતા (૪૩) અને મોહતાજને ખાવું ખવડાવતા ન હતા (૪૪) અને (દીન વિશે) બકવાસ કરનારાઓની સાથે અમે પણ બકવાસ કરતા હતા (૪૫) અને અમે ન્યાયના દિવસને જૂઠાડતા હતા (૪૬) એટલે સુધી કે અમારા ઉપર તે નિશ્ચિત વાત (મોત) આવી ચૂકી. (૪૭) પછી તેમને સિફારસ કરનારાઓની સિફારસ કામ લાગશે નહીં (૪૮) પછી તેમને શું થયું છે કે શિખામણથી મોઢું ફેરવે છે? (૪૯) જાણે કે તે ભડકેલા (જંગલી) ગધેડા છે ! (૫૦) સિંહથી (ડરી) નાઠા છે. (૫૧) બલકે તેમનામાંનો દરેક વ્યક્તિ ઈચ્છે છે કે તેને ખુલ્લા પત્રો મળે. (૫૨) કંઈ નથી ! પરંતુ તેઓ આખિરતથી ડરતા નથી. (૫૩) કંઈ નથી ! આ તો માત્ર બોધપાઠ છે. (૫૪) પછી જે કોઈ ઈચ્છે તે બોધને ગ્રહણ કરે (૫૫) અને તેઓ ત્યારે જ બોધ ગ્રહણ કરશે જ્યારે કે અલ્લાહ ઈચ્છે, તે જ છે જેનાથી ડરવું જોઈએ અને તે જ છે ક્ષમા કરનારો. (૫૬)*

## તફસીર :

હે કપડાંમાં વીંટળાઈ જનાર ! ઊઠો ! (એટલે કે પોતાની જગ્યાએથી ઊઠો અને તૈયાર થઈ જાઓ) પછી (કાફિરોને) ડરાવો (કે જે નુબુવ્વતના હોદ્દાનો તકાદો છે અને અહીંયાં ખુશખબરી એટલે કે જન્નતની ખુશખબરીનું એટલા માટે વર્ણન નથી કર્યું કે આ આયત નુબુવ્વતની બિલકુલ શરૂઆતની છે, તે સમયે એક કે બે સિવાય કોઈ મુસલમાન થયું ન હતું તો ડરાવવું જ વધારે ઉચિત હતું) અને પોતાના પરવરદિગારની મોટાઈ વર્ણન કરો (કે પ્રચારમાં સૌ પ્રથમ વસ્તુ તવહીદ છે) અને (આગળ અમુક જરૂરી અમલો, અકીદાઓ અને અખ્લાકની તા'લીમ છે જેના ઉપર પોતે પણ અમલ કરવો જોઈએ પ્રચારની સાથે સાથે પોતાની સુધારણા પણ જરૂરી છે એટલે એક તો) પોતાના કપડાંને પાક રાખો (આ અમલોમાંથી છે અને કારણ કે બિલકુલ શરૂઆતમાં નમાઝ ન હતી તેથી તેનો હુકમ થયો નથી) અને (બીજું એ કે) મૂર્તિઓથી અલગ રહો (જે રીતે કે અત્યાર સુધી અલગ રહ્યા છે, આ અકીદાઓમાંથી છે. એટલે કે જે રીતે તવહીદ ઉપર પહેલેથી જ કાયમ

રહ્યા છે તે જ રીતે હવે પછી પણ કાયમ રહેવાનું છે અને રસૂલે કરીમ ﷺની શિર્કમાં સંડોવાવાની કોઈ સંભાવના સુદ્ધાં ન હતી તો પણ આ હુકમ એટલા માટે આપવામાં આવ્યો કે તવહીદની માન્યતાનું મહત્ત્વ જાણ થઈ જાય કે માસૂમને પણ તવહીદ ઉપર કાયમ હોવા છતાં તેની તા'લીમ આપવામાં આવી રહી છે) અને કોઈને એ નિય્યતે ન આપો કે (બીજા વખતે) વધારે વળતર ઈચ્છો (આ અખ્લાક વિશે છે અને જો કે અન્યો માટે આ બાબત જાઈઝ છે પરંતુ ઉત્તમ દરજ્જાથી વિરુદ્ધ છે જેમકે સૂરએ રૂમની આયત ....وَمَآ اٰتَيْتُمْ مِّنْ رِّبًا થી જાણ થાય છે પરંતુ રસૂલે કરીમ ﷺની શા'ન ઉચ્ચ દરજ્જાની હોવાના કારણે આપ ﷺ ઉપર તેને પણ હરામ કરી દેવામાં આવ્યું كَمَا فِى الرُّوْحِ وَالْاَصَحُّ اَنَّ النَّهْىَ لِلتَّحْرِيْمِ وَاَنَّهٗ مِنْ خَوَاصِّهٖ عَلَيْهِ الصَّلٰوةُ وَالسَّلَامُ) અને પછી (ડરાવવા અને તબ્લીગમાં જે પીડા અને ત્રાસ વેઠવો પડે તેના ઉપર) પોતાના પરવરદિગાર(ની ખુશી) માટે સબ્ર કરો (આ ખાસ તબ્લીગ વિશેના અખ્લાકોમાંથી છે, બસ આ આયતો ખૂબ મજબૂત વર્ણન થઈ, કારણ કે તેમાં અમલોની સુધારણા, વર્તનની સુધારણા પોતાના માટે પણ અને અન્યો માટે પણ છે) પછી (આ ડરાવવા છતાં કોઈ ઈમાન ન લાવે તેના માટે એક ચેતવણી છે કે) જે સમયે સૂર ફૂંકવામાં આવશે બસ તે સમયે એટલે કે તે દિવસ કાફિરો ઉપર એક કઠોર દિવસ હશે જેમાં જરા પણ સરળતા હશે નહીં (આગળ અમુક ખાસ કાફિરોનું વર્ણન છે, એટલે કે) મને અને તે વ્યક્તિને (પોત પોતાની હાલત ઉપર) રહેવા દો (કે અમે તેનાથી નિપટી લઈશું) જેને મેં (માલ અને અવલાદથી વંચિત અને) એકલો પેદા કર્યો (જેમકે પેદા થતી વખતે વ્યક્તિની પાસે ન તો ધન હોય છે અને ન જ સંતાન અને તેનાથી ભાવાર્થ વલીદ બિન મુગયરા છે જેનો કિસ્સો આગળ મસ્અલા અને બોધપાઠ વિભાગમાં આવી રહ્યો છે) અને તેને પુષ્કળ ધન આપ્યું અને તેની પાસે રહેનારા દિકરા (આપ્યા) અને બધા પ્રકારના સામાનની તેના માટે જોગવાઈ કરી દીધી તો પણ (તેના માલ અને અવલાદનો શુક્ર અદા ન કર્યો કે ઈમાન લઈ આવે બલકે આ બહોળા પ્રમાણની નેઅ્મતોની નાશુક્રી અને નાકદરી કરી અને તેને હજુ પણ થોડું સમજીને) તે વાતની લાલસા રાખે છે કે (તેને) અમે હજુ વધારે આપીએ, કદાપિ નહીં ! (તે વધારે મેળવવાપાત્ર છે જ નથી કારણ કે) તે અમારી આયતોનો વિરોધી છે (અને વિરોધની સાથે સાથે તે અપાત્ર હોવાનું જાહેર છે કે આ વ્યક્તિની આ

આયત નાઝિલ થવાના દિવસથી જાહેર પ્રગતિ બંધ થઈ ગઈ તેથી ફરી તેને ન તો કોઈ સંતાન થયું અને ન જ તેનો કોઈ માલ વધ્યો અને આ સજા તો તેને દુનિયામાં મળી અને આખિરતમાં) તેને નિકટમાં (એટલે કે મૃત્યુ પછી) દોઝખના પહાડ ઉપર ચઢાવીશ (તિરમિઝીની હદીષમાં છે કે સઊદ દોઝખનો એક પહાડ છે, તે સિત્તેર વર્ષમાં તેના શિખર ઉપર પહોંચશે, પછી ત્યાંથી પડશે, પછી એ જ પ્રમાણે કાયમ ચઢશે અને પડશે અને આ સજાનું કારણ તે જ દુશ્મની છે જે ઉપર વર્ણન થઈ અને આગળ પણ તેની અમુક વિગત આવી છે તે એ કે) આ વ્યક્તિએ (આ વિશે) વિચાર્યું (કે કુર્આનની શા'નમાં શું વાત ઠરાવું) પછી (વિચારીને) એક વાત ઠરાવી (જેનું વર્ણન આગળ આવે છે) બસ તેના ઉપર અલ્લાહની માર પડે ! કેવી વાત ઠરાવી ! (અને) ફરી (પુનરાવર્તિત સ્વરૂપે) તેના ઉપર અલ્લાહની માર પડે! કેવી વાત ઠરાવી ! (આ પુનરાવર્તિત સ્વરૂપે એટલા માટે કહેવામાં આવ્યું કે તે સખત નીંદનીય અને આશ્ચર્યકારક વાત ઉપર અડેલો છે, એટલે કે કેવી વાહિયાત વાત ઠરાવી જેની સંભાવના જ નથી હોઈ શકતી) પછી (હાજરજનોના ચહેરાઓને) જોયા (કે તે ઠરાવેલી વાત તેમને કહે) પછી મોઢું બગાડ્યું (જેથી જોનારાઓ સમજે કે તેને કુર્આનથી ખૂબ નફરત અને ધૃણા છે) અને વધારે મોઢું બગાડ્યું પછી મોઢું ફેરવ્યું અને અભિમાન જાહેર કર્યું (જેમકે ટેવ છે કે જે વસ્તુને વાંધાજનક અને ટીકાપાત્ર સમજવામાં આવે છે તેનું વર્ણન કરતી વખતે પણ મોઢું ફેરવી લેવામાં આવે છે અને નફરતની જાહેરાત કરવામાં આવે છે) પછી બોલ્યો, બસ આ તો જાદૂ છે (જે અન્યો પાસેથી) નકલ થયેલ (છે), બસ આ તો માણસનું કલામ છે (આ તેની પ્રસ્તુત ઠરાવેલ તજવીજનું વર્ણન હતું, મતલબ એ કે આ કુર્આન અલ્લાહનું કલામ નથી બલકે માનવીનું કલામ છે જેને રસૂલે કરીમ ﷺ કોઈ જાદૂગર પાસેથી નકલ કરી લાવે છે અથવા તે પોતે તેના લેખક છે એટલે કે આ વિષયો નુબુવ્વતના પાછલા દા'વેદારો પાસેથી નકલ કરેલા છે અને તેના શબ્દોમાં નઊઝુબિલ્લાહ જાદૂનો પ્રભાવ છે, આગળ આ દુશ્મનીની સજાનું વિગતવાર વર્ણન છે જેમકે ઉપરોક્ત سَاُرْهِقُهٗ صَعُوْدًا માં ટૂંકમાં વર્ણન થયું હતું, પછી عَنِيْدًا માં તેના અપરાધનું વર્ણન અને سَاُرْهِقُهٗ માં સજાનું વર્ણન ટૂંકમાં અને اِنَّهٗ فکر عنیدًا ની વિગત છે અને سَاُرْهِقُهٗ - سَاُصْلِيْهِ ની વિસ્તૃત છણાવટ છે, એટલે કે) હું તેને નિકટમાં જ દોઝખમાં દાખલ કરીશ અને તમને ખબર છે કે તે દોઝખ

કેવી વસ્તુ છે (તે એવી છે કે) ન તો (તેમાં દાખલ થયા પછી દાખલ થનારની કોઈ વસ્તુ સળગાવવાથી) બાકી રહેવા દેશે અને ન જ (દાખલ થતાં પહેલાં જે કાફિરો તે સમયે બહાર હશે તેમનામાંથી કોઈને પોતાના અંદર સમાવવા માટે) બાકી છોડશે (અને) તે (સળગાવીને) શરીરનું સ્વરૂપ બગાડી નાંખશે (અને) તેના ઉપર ઓગણીસ ફરિશ્તા (જે તેના ચોકીદાર છે તેમનામાં એકનું નામ માલિક છે તે નક્કી) હશે (જે કાફિરોને અનેક પ્રકારના અઝાબ આપશે. ખુલાસો એ છે કે ફરિશ્તાઓ કે જેમની તાકાત અને શક્તિની જાણ છે એ છતાં કે તેમનામાંનો એક પણ બધા જહન્નમવાળાઓને અઝાબ આપવા માટે પૂરતો છે તો પણ ઓગણીસ ફરિશ્તાઓ નક્કી કરવાથી જાહેર છે કે અઝાબ ખૂબ જ ભારે હશે અને ખાસ ઓગણીસની સંખ્યાની હકીકત માત્ર અલ્લાહ તઆલાને જ ખબર છે પરંતુ અમુક લોકોએ વર્ણન કર્યું છે તે સૌમાં સૌથી વધારે સ્વીકૃતિ નજીક તે છે જે અલ્લાહે મુજ નાચીઝના દિલમાં વાત નાંખી છે, તે એ કે વાસ્તવમાં કાફિરોના સત્ય અકીદાઓના વિરોધ ઉપર અઝાબ છે અને તે કતઈ અકીદાઓ માન્યતાઓની વિગત "ફુરૂઊલ ઈમાન" પુસ્તિકામાં નવ છે, ૧. અલ્લાહ ઉપર ઈમાન લાવવું, ૨. એવી માન્યતા રાખવી કે આ જગત ફના થનાર છે, ૩. ફરિશ્તાઓ ઉપર ઈમાન લાવવું, ૪. તેની બધી કિતાબો ઉપર ઈમાન લાવવું, ૫. તેના બધા પયગમ્બરો ઉપર ઈમાન લાવવું, ૬. તકદીર ઉપર ઈમાન લાવવું, ૭. કયામતના દિવસ ઉપર ઈમાન લાવવું, ૮. જન્નતનું યકીન કરવું, ૯. દોઝખનું યકીન કરવું; બાકી બધા અકીદાઓ તેના જ વિભાગો છે અને તે કતઈ અકીદાઓ જે અમલો વિશે છે તે દશ છે, પાંચ તે છે કે જે વાજિબ હોવાની માન્યતા જરૂરી છે અને તે પાંચ અમલો ઈસ્લામની નિશાનીઓમાંથી છે તે આ છે, આ બધી ગવાહીઓને દિલમાં માને અને મોઢેંથી ઉચ્ચાર કરે, નમાઝ કાયમ કરે, ઝકાત આપે, રમઝાનના રોઝા રાખે અને બયતુલ્લાહની હજ્જ કરે. આ પાંચ ફરજો જે ઈસ્લામની નિશાનીઓમાંથી છે તે સિવાય બીજી પાંચ તે છે કે જેના હરામ હોવાની માન્યતા રાખવી વાજિબ છે અને તે પાંચ હરામ બાબતો જે આયતે ઈમ્તિહાન વગેરેમાં પણ પ્રસ્તુત છે તે આ છે; ચોરી, વ્યભિચાર, હત્યા –ખાસ કરી સંતાનોની હત્યા, આક્ષેપ–તોહમત અને ખુલ્લમ ખુલ્લા ગુનાહ કરવા જેમાં ગીબત, જુલમ, યતીમનો માલ નાજાઈઝ રીતે હડપ કરી જવો વગેરે બધું આવી

ગયું. બસ આ બધા મળીને કુલ ઓગણીસ અકીદા થયા અને કારણ કે તેમાં એક અકીદહ સૌથી મોટો છે એટલે કે તવહીદ એટલા માટે એક ફરિશ્તો સૌથી મોટો નક્કી થયો હોય એટલે કે માલિક. –વલ્લાહુ અઅ્‌લમુ) અને (આ આયતનો વિષય સાંભળીને કાફિરો જે કટાક્ષ કરે છે જેનું વર્ણન મસ્અલા અને બોધપાઠ હેઠળ આવશે તેના ઉપર આગળનો વિષય નાઝિલ થયો કે) અમે દોઝખના કારકૂન (માણસો નહીં બલકે) માત્ર ફરિશ્તાઓ બનાવ્યા છે (જેમાંથી એક એક ફરિશ્તામાં બધા જ જિન્નાતો અને માણસો સમાન શકિત છે, كَذَافِى الدُّرِّ مَرْفُوْعًا وَلَفْظُهٗ هٰكَذَا لَهُمْ مِثْلُ قُوَّةِ الثَّقَلَيْنِ) અને અમે (જે) તેમની સંખ્યા (વર્ણન કરવામાં) માત્ર એવી રાખી છે જે કાફિરો માટે ગુમરાહીનું માધ્યમ છે (તેનો ભાવાર્થ ઓગણીસની સંખ્યા છે) તો એટલા માટે (કે આ પરિણામ તેમના ઉપર નિશ્ચિત થાય એટલે કે) જેથી અહલે કિતાબ (સાંભળવાની સાથે) યકીન કરી લે અને ઈમાનવાળાઓનું ઈમાન ઔર વધી જાય અને અહલે કિતાબ તથા મો'મિનો શંકા ન કરે અને જેથી જે લોકોના દિલોમાં (શંકાની) બીમારી છે તેઓ અને કાફિર લોકો કહેવા લાગે કે આ અજબ વિષયથી અલ્લાહ તઆલાનો શું હેતુ છે (અહલે કિતાબના યકીન વિશે બે ખુલાસાઓ હોઈ શકે છે, એક એ કે તેમની કિતાબમાં પણ આ સંખ્યા લખેલી હોય તો તેઓ તરત જ માની લેશે અને જો હવે તેમની કિતાબોમાં આ સંખ્યા ન હોય તો શકય છે કે કિતાબોમાં હેરાફેરી કરવાથી તે બરબાદ થઈ ગયું અને બીજો ખુલાસો એ હોઈ શકે છે કે આ સંખ્યા તેમની કિતાબમાં ન હોય પરંતુ તેઓ આ ફરિશ્તાઓને આ પ્રમાણેની શકિત હોવાની માન્યતા ધરાવતા હોય અને ઘણી બધી બાબતો અને ઈશારાઓ તો તેમની કિતાબોમાં પણ ઉપસ્થિત હતા તો તેમની પાસે કોઈ ઈન્કારની બીના ન હતી. બસ આ યકીનથી ભાવાર્થ ઈન્કાર અને કટાક્ષ ન કરવાનો થયો પરંતુ પ્રથમ ખુલાસો જાહેર છે અને ઈમાનવાળાઓના ઈમાનમાં વધારાના પણ બે ખુલાસા હોઈ શકે છે, એક એ કે અહલે કિતાબના યકીનને જોઈને તેમના ઈમાનનું સ્વરૂપ વધારે મજબૂત થઈ જાય કે આપ ﷺ અહલે કિતાબની સાથે ભેગા ન થવા છતાં અહલે કિતાબની પાછલી વહીઓ પ્રમાણે ખબર આપે છે તો અવશ્ય તેઓ સાચા નબી છે. બીજો ખુલાસો એ છે કે જ્યારે કોઈ નવો વિષય નાઝિલ થતો હતો તો તેના ઉપર ઈમાન લાવતા હતા, બસ એક વધારે કલમ આ સમર્થનની વધી ગઈ,

તેનાથી પણ ઈમાનની ઔર વધારે પ્રગતિ થયેલી ગણાય અને يَرْتَابَ ને તાકીદ માટે વધાર્યું કે યકીનની સાબિતી અને શંકાનો નકાર બંનેનો ખુલાસો થઈ જાય અને બીમારીમાં બે સંભાવના છે. એક તો શંકા, કારણ કે સત્ય જાહેર થયા પછી અમુક વખતે અમુક લોકો ઈન્કારી થઈ જાય છે અને અમુક લોકો શંકાશીલ રહે છે તો મક્કાવાળાઓમાં પણ એવા લોકો હશે અને બીજો અર્થ નિફાકનો છે તો એમાં આ એક આગાહી થઈ કે મદીનામાં મુનાફિકો હશે અને તેમનું આ નિવેદન હશે અને મો'મિનો તથા અહલે કિતાબની શંકાના નકારને અલગ અલગ એટલા માટે કહ્યું કે અહલે કિતાબનું યકીન અને શંકાનો નકાર મૌખિક છે જ્યારે મો'મિનોનો શરઈ આધારે. આગળ બંને પક્ષોની હાલત ઉપર તફાવત માટે કહેવામાં આવ્યું છે કે જે રીતે અલ્લાહ તઆલાએ ઈમાનવાળાઓને આ વિશે ખાસ મર્ગદર્શન આપ્યું અને કાફિરોને આ બાબતે ખાસ ગુમરાહ કર્યા) એ જ રીતે અલ્લાહ તઆલા જેને ઈચ્છે છે ગુમરાહ કરી આપે છે અને જેને ઈચ્છે છે માર્ગદર્શન આપી દે છે અને (આગળ પાછલા વિષયની પૂર્ણતા છે કે જહન્નમના ચોકીદાર ફરિશ્તાઓની સંખ્યાનું ઓગણીસ હોવું એક ખાસ હિકમત હેઠળ રાખવામાં આવ્યું છે નહિતર) તમારા પરવરદિગારના (તે) લશ્કરો(ની એટલે કે ફરિશ્તાઓની સંખ્યા એટલી વધારે પ્રમાણમાં છે કે તે)ને અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું (જો તે ઈચ્છે તો અસંખ્ય ફરિશ્તાઓને ચોકીદાર બનાવી દે અને તો પણ ચોકીદારો ઓગણીસ જ છે પરંતુ તેમને ખૂબ શક્તિ અને સામર્થ્ય બખ્શવામાં આવ્યું છે અને તેમના અસંખ્ય મદદનીશ ફરિશ્તાઓ પણ છે જેમકે મુસ્લિમની એક હદીષમાં આવ્યું છે કે જહન્નમને એવી હાલતમાં હાજર કરવામાં આવશે કે તેના સિત્તેર હજાર હાથ હશે અને દરેક હાથને સિત્તેર હજાર ફરિશ્તાઓએ પકડયા હશે) અને (જહન્નમની પરિસ્થિતિ વર્ણન કરવાનો જે મૂળ હેતુ સંખ્યાના વધારે હોવા કે ઓછા હોવા ઉપર અથવા નિશ્ચિત હોવા ઉપર અથવા તે ખાસ હિકમત ઉપર આધારિત હોવા કે કોઈ ખાસ હિકમત ઉપર આધારિત ન હોવા ઉપર અવલંબિત નથી, બસ બુદ્ધિનો તકાદો એ જ છે કે મૂળ હેતુને બાજુ પર રાખી અલ્લાહ તઆલાની ઉચ્ચ કક્ષાની હિકમતના સંશોધનમાં ન લાગી જાઓ. આગળ જહન્નમના અઝાબનું અમુક અંશે વર્ણન છે જેમાં ذِكْرَىٰ لِلْبَشَرِ ની ટૂંકી વિગત છે, ફરમાવ્યું કે) ખરેખર કસમ છે ચંદ્રની અને રાતની જ્યારે જવા લાગે અને સવારની

જ્યારે પ્રકાશિત થઈ જાય કે દોઝખ ઘણી ભારે વસ્તુ છે કે જે માનવી માટે ઘણી મોટી ડરવાની બાબત છે એટલે કે તમારામાં જે (ભલાઈ તરફ) આગળ વધે તેના માટે પણ અથવા જે (ભલાઈથી) પાછળ હટે તેના માટે પણ (મતલબ એ કે બધા જ જવાબદારો માટે તે ડરાવનારી છે અને કારણ કે તેનું પરિણામ કયામતમાં આ રીતે જાહેર થશે તેથી એવી વસ્તુઓની કસમ ખાવામાં આવી જે કયામત સાથે યોગ્યતા ધરાવે છે તેથી ચંદ્રનું પ્રથમ વધવું પછી ઘટવું આ દુનિયાના ઐશ આરામ અને જાહોજલાલી તથા છેલ્લે ફના થઈ જવાનો નમૂનો છે એટલે સુધી કે ચંદ્ર બિલકુલ અપ્રકાશિત થઈને ફના ફિલ્લા થઈ જશે, એ જ પ્રમાણે આ દુનિયા અને આખિરતનો સંબંધ એવો છે જેમકે રાત અને દિવસનો. બસ આ દુનિયા સમાપ્ત થઈ જવું રાત પસાર થઈ જવા સમાન છે અને તે દુનિયાનું જાહેર થવું સવાર થવા સમાન છે. આગળ દુનિયા અને દુનિયાવાળાઓની અમુક પરિસ્થિતિઓનું વર્ણન છે એટલે કે) દરેક વ્યક્તિ પોતાના (કુફિયા) અમલોના બદલામાં (દોઝખમાં) સંડોવાયેલો હશે પરંતુ જમણા હાથવાળા (એટલે કે મો'મિનો જેમની વિગત સૂરએ વાકિઅહમાં પસાર થઈ ચૂકી છે અને કારણ કે અહીંયાં અસ્હાબુલ યમીન એ અસ્હાબુસ્સિમાલના મુકાબલામાં છે એટલે નિકવટવર્તી લોકો પણ તેમાં સામેલ છે, ખુલાસો એ છે કે મો'મિનો આ બંધનથી બાકાત છે) કે તેઓ બગીચાઓમાં હશે (અને) અપરાધીઓ (એટલે કે કાફિરો)ની આ હાલત વિશે (પોતે તે કાફિરોથી જ) પૂછતા હશે (અને પરસ્પર વાતચીતનું સ્વરૂપ જે જન્નત અને દોઝખમાં દૂરી હોવા છતાં થશે તે સૂરએ અઅ્રાફની આયતો وَنَادٰٓى اَصۡحٰبُ الۡجَـنَّةِ اَصۡحٰبَ النَّارِ.... ની તફસીરમાં પસાર થઈ ચૂક્યું છે અને ખુલાસો એ કે મો'મિનો કાફિરોને પૂછશે કે) તમને દોઝખમાં કઈ વાતે દાખલ કર્યા અને તેઓ કહેશે કે અમે ન તો નમાઝ પઢ્યા કરતા હતા અને ન જ ગરીબને (જેનો વાજિબ હક હતો) ખાવું ખવડાવ્યા કરતા હતા અને (જે લોકો દીને હકને અટકાવવા માટેની પ્રવૃત્તિઓમાં રહેતા હતા તે) પ્રવૃત્તિઓમાં રહેનારાઓની સાથે અમે પણ (દીનને રોકવામાં) પ્રવૃત્ત રહ્યા કરતા હતા અને કયામતના દિવસને જૂઠાડ્યા કરતા હતા એટલે સુધી કે (એ જ હાલતમાં) અમને મોત આવી ગઈ (અને અમે આ હરકતોથી પાછા ન વળ્યા એટલે કે અમારો અંત એ જ નાફરમાની ઉપર થયો, એ કારણે અમે દોઝખમાં આવ્યા અને તેનાથી એ જરૂરી નથી બનતું કે

કાફિરો નમાઝ, રોઝા અને શરીઅતના હુકમોમાં બંધનકર્તા હોય, કારણ કે જહન્નમમાં બે વસ્તુઓ હશે, એક અઝાબ અને બીજો કઠોર અઝાબ. બસ શક્ય છે કે પ્રસ્તુત અમલોના અઝાબ અને કઠોર અઝાબનું કારણ એ રીતે હોય કે કુફ્ર અને શિર્ક તો અઝાબનું કારણ હોય અને નમાઝ વગેરે છોડવું સખત અઝાબનું કારણ હોય) બસ (પ્રસ્તુત પરિસ્થિતિમાં) તેમને સિફારસ કરનારાઓની સિફારસ લાભ આપશે નહીં (અને આ લાભથી વંચિતતાની તહકીક સિફારસ ન થવાથી થશે, કારણ કે તે કાફિરોની કોઈ સિફારસ કરી શકશે નહીં જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે فَمَا لَنَا مِنْ شَافِعِيْنَ આગળ તેમના વાંધાઓ ઉપર દલીલ છે કે જ્યારે કાફિરોની તેમના કુફ્ર અને ઈસ્લામ ઉપર વાંધાઓ ઉઠાવવાના કારણે આ દુર્ગતિ થનારી છે) તો તેમને શું થયું કે આ (કુર્આની) નસીહતથી મોઢું ફેરવે છે કે જાણે તેઓ જંગલી ગધેડા છે જે સિંહને જોઈને નાસી રહ્યા છે (આ સરખામણીમાં ઘણી બધી બાબતો ધ્યાનપાત્ર છે. પ્રથમ તો ગધેડો બેવકૂફી અને મૂર્ખતાના પ્રતીક સ્વરૂપે છે અને બીજું તેમને જંગલી તરીકે કલ્પ્યા છે જેને ઘુડખર કહે છે કે તે જે વસ્તુઓ ડરવાની નથી હોતી તેનાથી પણ વિના કારણે ડરે છે અને ભડકીને નાસે છે. ત્રીજું, સિંહથી તેમના ડરવાની કલ્પના કરવામાં આવી કે આવી પરિસ્થિતિમાં તેમનું નાસવું અંતિમ કક્ષાનું હશે અને નાસવાના કારણોમાં એક કારણ એ પણ હશે કે આ લોકો આ કુર્આનને પોતે છૂટકારા માટે પૂરતું નથી સમજતા) બલકે તેમનામાં દરેક વ્યક્તિ એવું ઈચ્છે છે કે તેને (આસમાની) ઉઘાડા લખેલા પત્રો આપવામાં આવે (જેમકે દૂર્રે મન્થૂરમાં હઝરત કતાદહ રદિ.થી નકલ થયું છે કે અમુક કાફિરોએ આપ ﷺને કહ્યું કે જો તમે ઈચ્છો છો કે અમે તમારું અનુસરણ કરીએ તો ખાસ અમારા નામજોગ આસમાનેથી એવા લખેલા પત્રો આવે જેમાં તમારા અનુસરણનો હુકમ લખવામાં આવ્યો હોય وَهٰذَا كَقَوْلِهٖ تَعَالٰى حَتّٰى تُنَزِّلَ عَلَيْنَا كِتَابًا نَّقْرَؤُهٗ અને مُنَشَّرَةً નું વધુ એ બાબતનો ખુલાસા માટે છે, એટલે કે જેમકે કોઈ સામાન્ય પત્ર હોય છે જે ખોલવામાં આવે છે અને પઢવામાં આવે છે એવા જ પત્રો અમારી પાસે આવવા જોઈએ. આગળ આ બેહૂદા દરખાસ્તનો રદિયો છે કે એવું) કદાપિ નહીં (થઈ શકે, કારણ કે ન તો તેની આવશ્યકતા છે અને ન જ તે લોકોની એવી ક્ષમતા છે, ખાસ એ કારણે કે આ દરખાસ્તનું કારણ એ નથી કે તેમનો ઈરાદો દિલમાં ઈમાન લાવવાનો છે કે જો એવું થશે તો તેઓ

અનુસરણ કરી લેશે) બલકે (કારણ એ છે કે) આ લોકો આખિરત(ના અઝાબ)થી નથી ડરતા (તેથી સત્યની તલબ નથી અને આ દરખાસ્ત તો માત્ર જીદ અને હઠધર્મીના કારણે કરે છે, એટલે સુધી કે જો માની લો કે આ દરખાસ્ત તો પૂરી પણ કરવામાં આવે તો પણ તે લોકો અનુસરણ કરશે નહીં, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે وَلَوْ نَزَّلْنَا عَلَيْكَ كِتَابًا فِي قِرْطَاسٍ فَلَمَسُوهُ بِأَيْدِيهِمْ لَقَالَ الَّذِينَ كَفَرُوا إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُبِينٌ આગળ પરિણામ સ્વરૂપે તેનો રદિયો અને તેના ઉપર સજાનું વર્ણન છે કે જ્યારે આવી દરખાસ્તોનું બેહૂદા હોવું સાબિત થઈ ગયું તો એવું) કદાપિ નથી (થઈ શકતું બલકે) આ કુર્આન (જ) નસીહત (માટે પૂરતું) છે (બીજા કોઈ લખાણોની જરૂર નથી) બસ (આવી પરિસ્થિતિમાં) જેનું મન ચાહે તેનાથી નસીહત પ્રાપ્ત કરે (અને જેનું મન ચાહે ન કરે અને જહન્નમમાં જાય, મારે એવું કરવાની કોઈ આવશ્યકતા નથી કે માંગણી પ્રમાણે લખેલા પત્રો નાઝિલ કરીએ) અને (કુર્આનનું વર્ણન એટલે કે તે હિદાયત હોવામાં તેનાથી શંકા કરવામાં ન આવે કે અમુક લોકોને તેનાથી હિદાયત નથી મળતી. વાત એમ છે કે કુર્આન પોતે હિદાયત છે પરંતુ) અલ્લાહની મરજી વિના આ લોકો નસીહત સ્વીકારશે નહીં (અને તેના ન ચાહવામાં અમુક હિકમતો છે પરંતુ કુર્આન પોતે હિદાયત અને નસીહત અવશ્ય છે, બસ તેનાથી બોધપાઠ ગ્રહણ કરો અને અલ્લાહ તઆલાની આજ્ઞાનું પાલન કરો કારણ કે) તે જ છે જેના(અઝાબ)થી ડરવું જોઈએ અને (તે જ છે) જે (બંદાઓના ગુનાહ) મા'ફ કરે છે (જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે إِنَّ رَبَّكَ لَسَرِيعُ الْعِقَابِ وَإِنَّهُ لَغَفُورٌ رَحِيمٌ)

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ મુદ્દષ્ષિર કુર્આને કરીમની તે સૂરતોમાંથી છે જે કુર્આન નાઝિલ થવાના બિલકુલ શરૂઆતના સમયમાં નાઝિલ થઈ છે તેથી અમુક લોકોએ આ સૂરતને સૌ પ્રથમ નાઝિલ થયેલી સૂરત પણ કહી છે અને પ્રખ્યાત સહીહ રિવાયતોની રૂએ સૌ પ્રથમ સૂરએ ઈકરાની શરૂઆતની આયતો નાઝિલ થઈ, પછી અમુક સમય સુધી કુર્આન ઊતરવાનો ક્રમ બંધ રહ્યો જેને "ફતરતે વહી"નો સમય કહેવામાં આવે છે. આ જ ફતરતના સમયકાળના અંતે એ ઘટના બની કે રસૂલે કરીમ ﷺ મક્કામાં કોઈ સ્થળે જઈ રહ્યા હતા અને ઉપરથી કોઈ અવાજ

સાંભળ્યો તો આપ ﷺએ આકાશ તરફ નજર ઉઠાવી તો જોયું કે તે જ ફરિશ્તો જે ગારે હીરામાં સૂરએ ઈકરાની આયતો લઈને આવ્યો હતો તે જ આસમાનની નીચે આકાશમાં એક અધ્ધર ખુરશી ઉપર બેઠો છે, તેને આવી હાલતમાં જોઈને રસૂલે કરીમ ﷺ ઉપર તે જ સ્વાભાવિક રુઆબ અને પ્રભાવ છવાઈ ગયો જે ગારે હીરામાં સૂરએ ઈકરાના નાઝિલ થવાના સમયે છવાયો હતો. ભારે ઠંડી અને દાંત કચકચાવવાની અનુભૂતિ થવા લાગી અને તેથી આપ ﷺ ઘરે પાછા આવ્યા અને કહ્યું زَمِّلُوْنِىْ زَمِّلُوْنِىْ (ઝમ્મિલૂની ઝમ્મિલૂની) એટલે કે મને ઢાંકી દો મને ઢાંકી દો. આપ ﷺ કપડાંઓમાં લપેટાઈ ગયા અને તેના ઉપર સૂરએ મુદ્દષ્ષિરની શરૂઆતની આયતો નાઝિલ થઈ. (સહીહ હદીષો પ્રમાણે) એટલા માટે આ સૂરતમાં આપ ﷺને સંબોધન છે يَاۤ اَيُّهَا الْمُدَّثِّرُ આ શબ્દ دِثَارٌ (દિષાર)થી બન્યો છે જે તે વધારાના કપડાંઓને કહે છે જેનો વ્યક્તિ સામાન્ય પોશાકની ઉપર કોઈ ઠંડી વગેરેથી બચવા માટે ઉપયોગ કરે છે. આ શબ્દથી સંબોધન એક મિત્રતાપૂર્ણ હળવા મૂડમાં લાવવાનું સંબોધન છે જેમકે مُــزَّمِّــلُ (મુઝ્ઝમ્મિલ)માં વર્ણન થઈ ચૂક્યું છે. શબ્દ "મુઝ્ઝમ્મિલ"નો અર્થ પણ લગભગ આવો જ છે. રૂહુલ મઆનીમાં જાબિર બિન ઝૈદ તાબઈથી નકલ થયેલ છે કે તેમણે કહ્યું કે સૂરએ મુદ્દષ્ષિર એ સૂરએ મુઝ્ઝમ્મિલ પછી નાઝિલ થઈ છે અને અમુક લોકોએ આ રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ નકલ કરેલ છે પરંતુ સહીહૈનની જે રિવાયત ઉપર નકલ કરવામાં આવી છે તેમાં એનો ખુલાસો છે કે સૌ પ્રથમ સૂરએ મુદ્દષ્ષિર નાઝિલ થઈ (અને ભાવાર્થ એ છે કે ફતરતે વહી પછી સૌ પ્રથમ આ જ સૂરત નાઝિલ થઈ). જો મુઝ્ઝમ્મિલ આનાથી પહેલાં નાઝિલ થઈ હોત તો હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ હદીષના રિવાયતકર્તાએ તેને વર્ણન કર્યું હોત અને આ દેખીતું છે કે શબ્દ મુઝ્ઝમ્મિલ અને મુદ્દષ્ષિર લગભગ સમાનાર્થી છે. એવું બની શકે છે કે એક જ ઘટનામાં આ બંને નાઝિલ થઈ હોય અને તે ઘટના તે જ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને આસમાનની નીચે ખુરશી ઉપર બેઠેલા જોવાની અને આપ ﷺના ઘરે પાછા આવવાની અને કપડાંમાં લપેટાઈ જવાની ઘટના હોય જે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે, તેનાથી ઓછામાં ઓછું એટલું તો સાબિત થાય છે કે સૂરએ મુઝ્ઝમ્મિલ અને મુદ્દષ્ષિરની શરૂઆતની આયતો ફતરતે વહી પછી સૌ પ્રથમ નાઝિલ થનારી આયતો છે. આ બંનેમાં કોણ પ્રથમ

અને કોણ પછી તે વિશે વિવિધ રિવાયતો થઈ ગઈ અને સૂરએ ઈકરાની શરૂઆતની આયતોનું સૌથી પહેલાં નાઝિલ થવું સહીહ રિવાયતોથી સાબિત છે અને આ બંને સૂરતો જો કે શરૂઆતના સમયમાં એક જ સમયમાં નાઝિલ થઈ છે પરંતુ તફાવત એ છે કે સૂરએ મુઝ્ઝમ્મિલની શરૂઆતની આયતોમાં જે હુકમો રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યા છે તેમાં પોતાની વ્યક્તિગત જાતની સુધારણા વિશે છે અને સૂરએ મુદ્દષ્ષિરની શરૂઆતમાં જે હુકમો આપવામાં આવ્યા છે તેનો સંબંધ મોટે ભાગે પ્રચાર અને પ્રસાર તથા મખ્લૂકની સુધારણા વિશે છે.

**પ્રથમ હુકમ :**

સૂરએ મુદ્દષ્ષિરમાં સૌ પ્રથમ હુકમ આપ ﷺને આ આપવામાં આવ્યો છે, قُمْ فَاَنْذِرْ એટલે કે ઊભા થઈ જાઓ. તેનો વાસ્તવિક અર્થ ઊભા થવાનો પણ હોઈ શકે છે કે આપ ﷺ જે રીતે કપડાંમાં લપેટાઈ ગયા તેને છોડીને ઊભા થઈ જાઓ અને એ અર્થ પણ સંભવિત છે કે ઊભા થવાથી ભાવાર્થ કામ માટે તૈયાર અને સચેત થઈ જાઓ અને હેતુ એ હોય કે તમે હિંમત કરીને અલ્લાહ તઆલાની મખ્લૂકની સુધારણાની સેવા સંભાળો. فَاَنْذِرْ એ اِنْذَارْ થી બને છે જેનો અર્થ ડરાવવાનો થાય છે પરંતુ એવું ડરાવવું જે લાગણીપૂર્વકનું અને મહોબ્બત આધારિત હોય જેમકે પિતા પોતાના બાળકોને સાપ, વીંછી અને આગથી ડરાવે છે અંબિયા (અલૈ.)ની પણ એ જ શા'ન હોય છે તેથી તેમનો લકબ નઝીર અને બશીરનો હોય છે. નઝીરનો અર્થ લાગણી અને હમદર્દીની બીનાએ નુકસાનકારક વસ્તુઓથી અથવા ડરાવનાર વસ્તુઓથી બીવડાવનાર અને બશીરનો અર્થ ખુશખબરી સંભળાવનાર થાય છે. રસૂલે કરીમ ﷺને પણ કુર્આને કરીમે આ બંને લકબો અનેક ઠેકાણે આપ્યા છે પરંતુ આ સ્થળે ફક્ત ડરાવવાનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે તે સમયે મુસલમાનો તો અમુક ગણ્યા ગાંઠ્યા જ હતા, બાકીના બધા ઈન્કારીઓ અને કાફિરો હતા જે કોઈ ખુશખબરીના હકદાર ન હતા બલકે ડરાવવાપાત્ર જ હતા.

**બીજો હુકમ :**

બીજો હુકમ આ આપવામાં આવ્યો وَرَبَّكَ فَكَبِّرْ એટલે કે માત્ર પોતાના

પરવરદિગારની મોટાઈ વર્ણન કરો, મૌખિક પણ અને અમલથી પણ. શબ્દ "રબ્બ" આ સ્થળે એટલા માટે અપનાવવામાં આવ્યો છે કે આ પોતે તે હુકમની દલીલ છે કે જે સમગ્ર વિશ્વનો પાલનહાર છે માત્ર તે જ દરેક મોટાઈ અને ગર્વનો અધિકારી છે. "તકબીર"નો શાબ્દિક અર્થ "અલ્લાહુ અકબર" કહેવાનો પણ થાય છે જેમાં નમાઝની "તકબીરે તહરીમા" અને બીજી તકબીરો પણ સામેલ છે અને નમાઝમાં ન હોય એવી હાલતમાં અઝાન, ઈકામત વગેરેની તકબીર પણ તેમાં સામેલ છે. આ હુકમને નમાઝની તકબીરે તહરીમા સાથે ખાસ ઠરાવવાનો કુર્આનના શબ્દોમાં કોઈ ઈશારો નથી.

**ત્રીજો હુકમ :**

ત્રીજો હુકમ આ આપવામાં આવ્યો, وَثِيَابَكَ فَطَهِّرْ તેમાં ثِيَابَ એ ثَوْبٌ નું બહુવચન છે, તેનો અસલી અને વાસ્તવિક અર્થ કપડું થાય છે અને રૂપક સ્વરૂપે કોઈ કાર્યને પણ "ષૌબ અને લિબાસ" કહેવામાં આવે છે, દિલ અને મનને પણ અને વર્તન તથા દીનને પણ. માણસના શરીરને પણ લિબાસથી ઓળખવામાં આવે છે જેની સાબિતી કુર્આન અને અરબના રૂઢિપ્રયોગોમાં મોટા પ્રમાણમાં છે. આ આયતમાં તફસીરકારો દ્વારા બધી જ છૂટછાટ નકલ થઈ છે અને દેખીતું એ છે કે આ કોઈ વિરોધાભાસ અને ઈખ્તેલાફ નથી. સામાન્ય રીતે જો રૂઢિપ્રયોગોના શબ્દો પ્રમાણેના બધા જ અર્થો ભાવાર્થ તરીકે લેવામાં આવે તો તે પણ સંભવિત છે અને આ હુકમનો અર્થ એ થશે કે પોતાના કપડાં અને શરીરને જાહેર નાપાકી અને ગંદકીથી પાક સાફ રાખો, દિલ અને નફ્સને ખોટી માન્યતાઓ અને વિચારોથી તથા નીચ અખ્લાકથી પાક રાખો. લેંઘા અથવા લૂંગીને ઘૂંટીથી નીચે લટકાવવાની મનાઈ પણ આ જ અર્થમાં છે, કારણ કે નીચે લટકતા કપડાંનું ગંદુ થઈ જવું શક્ય છે તો પાક અને સ્વચ્છ રાખવાના હુકમમાં તે પણ આવી ગયું, તે કપડાંઓનો ઉપયોગ એ રીતે કરો કે ગંદકી અને નાપાકીથી તે દૂર રહે અને કપડાંઓને પાક અને સ્વચ્છ રાખવામાં એ પણ સામેલ છે કે તે હરામ વસ્તુથી બનાવવામાં ન આવે, કોઈ એવા સ્વરૂપ અને દેખાવનું ન બનાવવામાં આવે જે શરઈ રીતે પ્રતિબંધિત છે અને આયતથી જાહેરાત એ થાય છે કે આ પાક અને સ્વચ્છ રાખવાનો હુકમ માત્ર નમાઝ સાથે ખાસ નથી બલકે દરેક

પરિસ્થિતિઓમાં સર્વસામાન્ય છે, એ જ રીતે ફુકુહાએ કહ્યું છે કે નમાઝ સિવાયની હાલતમાં પણ કોઈ જરૂરત વિના શરીરને નાપાક રાખવું અથવા નાપાક કપડાં પહેરી રાખવા અથવા નાપાક અને ગંદી જગ્યામાં બેસી રહેવું જાઈઝ નથી. તે આવશ્યકતાના સમયે અપવાદ છે. *(મઝહરીમાંથી)*

અલ્લાહ તઆલા સ્વચ્છતા અને પવિત્રતાને પસંદ કરે છે, اِنَّ اللّٰـهَ يُحِبُّ التَّوَّابِيْنَ وَيُحِبُّ الْمُتَطَهِّرِيْنَ અને હદીષમાં પાકી અને સ્વચ્છતાને અડધું ઈમાન ઠરાવવામાં આવ્યું છે તેથી મુસલમાનોએ દરેક પરિસ્થિતિમાં પોતાના શરીર, મકાન અને કપડાંની જાહેર સ્વચ્છતાની પણ કાળજી રાખવી જરૂરી છે અને મનની સ્વચ્છતાની પણ. વલ્લાહુ અઅ્લમુ.

**ચોથો હુકમ :**

ચોથો હુકમ આ આપવામાં આવ્યો وَالرُّجْزَ فَاهْجُرْ તેમાં رُجْز (બ ઝમ્મે રાઅ الـــرا અને કસ્રે ـــه બંને)નો એક જ અર્થ છે. તફસીરના ઈમામો મુજાહિદ, ઈકરીમા, કતાદહ, ઝહરી, ઈબ્ને ઝૈદ વગેરેએ આ સ્થળે رُجْز નો અર્થ "મૂર્તિઓ"નો ઠરાવ્યો છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં તેનાથી ભાવાર્થ દરેક ગુનાહ અને બુરા કામો નકલ થયેલ છે. આયતનો અર્થ એ છે કે મૂર્તિઓને અથવા ગુનાહ અને અપરાધને છોડી દો. રસૂલે કરીમ ﷺએ તો સૌ પ્રથમથી જ બધું છોડેલું હતું બલકે પકડ્યું જ ન હતું તો આપ ﷺને આ હુકમ આપવાનો અર્થ એ છે કે હવે પછી પણ આ વસ્તુઓથી દૂર રહો અને વાસ્તવમાં આ હુકમ ઉમ્મત માટે તા'લીમ છે જે અત્યંત તાકીદ માટે રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને આપવામાં આવી છે જેથી તેઓ સમજે કે જ્યારે પયગમ્બર માસૂમને પણ તેનો હુકમ છે તો આપણે તેની કેટલી કાળજી રાખવાની છે.

**પાંચમો હુકમ :**

وَلَا تَمْنُنْ تَسْتَكْثِرُ એટલે કે કોઈ વ્યકિત ઉપર અહેસાન એ નિય્યતે ન કરો કે જે કંઈ તેને આપ્યું છે તેનાથી વધારે વસૂલ થશે, તેનાથી જાણ થઈ કે કોઈ વ્યકિતને હદિયો અથવા ભેટ એ નિય્યતે આપવી કે તે તેના વળતરમાં એનાથી વધારે આપશે તે નીંદનીય અને તિરસ્કૃત છે. કુર્આનની બીજી આયતથી જો કે તે

સામાન્ય લોકો માટે જાઈઝ હોવાનું જાણ થાય છે પરંતુ તો પણ તિરસ્કારથી ખાલી નથી અને ઉચ્ચ અખ્લાક વિરુદ્ધ છે. ખાસ કરીને રસૂલે કરીમ ﷺ માટે તો તેને હરામ ઠરાવવામાં આવ્યું છે. *(હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ના નિવેદન પ્રમાણે)*

**છઠ્ઠો હુકમ :**

છઠ્ઠો હુકમ وَلِرَبِّكَ فَاصْبِرْ તેમાં "સબ્ર"નો શાબ્દિક અર્થ પોતાના મનને રોકવાનો અને કાબૂમાં રાખવાનો છે તેથી સબ્રના ભાવાર્થમાં એ પણ સામેલ છે કે અલ્લાહ તઆલાના હુકમોની પાબંદી ઉપર પોતાના મનને કાયમ રાખો અને એ પણ સામેલ છે કે અલ્લાહ તઆલાની હરામ કરેલી વસ્તુઓથી મનને રોકી રાખો અને એ પણ સામેલ છે કે મુસીબતો અને તકલીફોમાં પોતાના અધિકારની મર્યાદા સુધી શિકવા શિકાયત અને ફરિયાદથી બચો તેથી આ હુકમ એક ઠોસ હુકમ છે જે લગભગ સમગ્ર દીનને પોતાનામાં સામેલ કરે છે. આ સ્થળે આ હુકમની વિશિષ્ટતા શક્ય છે એટલા માટે પણ હોય કે ઉપરની આયતોમાં આપ ﷺને હુકમ આપવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલાની મખ્લૂકને દીને હક્ક તરફ આમંત્રણ આપો, કુફ્ર, શિર્ક અને ગુનાહોથી રોકો. એ દેખીતું છે કે તેના પરિણામે ઘણા લોકો વિરોધ અને દુશ્મની તથા ત્રાસ અને પીડા પહોંચાડવા તૈયાર થઈ જશે તેથી સત્યના પ્રચારકે ધૈર્ય અને ધીરજનો ઉમદા નમૂનો હોવું જોઈએ. આ અમુક હુકમો રસૂલે કરીમ ﷺને આપ્યા પછી કયામત અને તેના ભયંકર હોવાનું વર્ણન છે. نَاقُورْ નો અર્થ "સૂર" છે અને نُقِرَ નો ભાવાર્થ "સૂરમાં ફૂંક મારીને અવાજ કાઢવાનો" થાય છે. કયામતનો દિવસ સૌ કાફિરો માટે ખૂબ કઠિન હોવાનું વર્ણન કર્યા પછી એક ખાસ બદમાશ કાફિરની પરિસ્થિતિ અને તેના કઠોર અઝાબનું વર્ણન છે.

**વલીદ બિન મુગયરાની વાર્ષિક આવક એક કરોડ ગિન્નીઓ હતી :**

આ કાફિર વલીદ બિન મુગયરા છે જેને અલ્લાહ તઆલાએ દુનિયાની માલ દોલત અને અવલાદ છૂટછાટથી આપી હતી. ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે તેની જમીન અને જાયદાદ અને બગીચાઓ મક્કાથી તાઈફ સુધી ફેલાયેલા હતા અને થૌરીના નિવેદન પ્રમાણે તેની વાર્ષિક આવક એક કરોડ દિનાર હતી, અમુકે તેનાથી ઓછી પણ બતાવી છે, એ સૌ જાણે છે કે તેના ખેતરો અને

બગીચાની આવક તથા વર્ષભરનું ઉત્પાદન ઠંડી અને ગરમીની સીઝનમાં ચાલુ રહેતું હતું. કુર્આને કરીમમાં તેને وَجَعَلْتُ لَهُ مَالًا مَّمْدُودًا કહ્યું છે અને તે અરબનો સરદાર માનવામાં આવતો હતો. લોકોમાં તેનો લકબ "રયહાને કુરૈશ" પ્રખ્યાત હતો, તે પોતે પોતાને ગર્વ અને અભિમાનના કારણે "વહીદ ઈબ્નુલ વહીદ" એટલે કે એકલાનો દિકરો એકલો કહ્યા કરતો હતો કે ન તો કોમમાં મારો કોઈ સમોવડિયો છે ન જ મારા પિતા મુગયરાનો. (કુર્તુબી) પરંતુ આ જાલિમે અલ્લાહ તઆલાની નેઅ્મતોની નાશુક્રી કરી અને કુર્આનને અલ્લાહ તઆલાનું કલામ વિશ્વાસપૂર્વક જાણી લીધા પછી પણ તેને જૂઠી વાત કહી અને કુર્આનને જાદૂ તથા રસૂલે કરીમ ﷺને જાદૂગર કહ્યા, તેની ઘટના તફસીરે કુર્તુબીમાં આ વર્ણન કરી છે કે જ્યારે કુર્આનની આયત حٰمٓ ۝ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْعَلِيْمِ થી اِلَيْهِ الْمَصِيْرُ સુધી નાઝિલ થઈ અને રસૂલે કરીમ ﷺ તેને તિલાવત કરી રહ્યા હતા ત્યારે વલીદ બિન મુગયરાએ આ કિરાઅત સાંભળી તો તેને અલ્લાહનું કલામ માનવા અને કહેવા માટે મજબૂર થઈ ગયો કે,

وَاللّٰهِ لَقَدْ سَمِعْتُ مِنْهُ كَلَامًا مَّا هُوَ مِنْ كَلَامِ الْاِنْسِ وَلَا مِنْ كَلَامِ الْجِنِّ وَاِنَّ لَهٗ لَحَلَاوَةً وَّاِنَّ عَلَيْهِ لَطَلَاوَةً وَّاِنَّ اَعْلَاهُ لَمُثْمِرٌ وَّاِنَّ اَسْفَلَهٗ لَمُغْدِقٌ وَّاِنَّهٗ لَيَعْلُوْ وَلَا يُعْلٰى عَلَيْهِ وَمَا يَقُوْلُ هٰذَا بَشَرٌ

*"અલ્લાહની કસમ ! મેં મુહમ્મદ (ﷺ) પાસેથી એવું કલામ સાંભળ્યું છે જે ન તો કોઈ માણસનું કલામ હોઈ શકે છે અને ન જ કોઈ જિન્નાતનું અને તેમાં ઘણો રસાસ્વાદ છે અને તેના ઉપર ખાસ રોનક છે, તે ઊંચા ભાગે ફળ આપનાર અને નીચા ભાગે પાણી વહેડાવનાર છે, નિઃશંક ! તે ઉચ્ચ અને બુલંદ થઈને રહેશે, તેના ઉપર કોઈ વર્ચસ્વ સ્થાપી નથી શકતું, આ માનવીનું કલામ નથી."*

અરબના સૌથી મોટા માલદાર સરદારનું આવું કહેવું હતું કે સમગ્ર કુરૈશમાં તેણે એક ધરતીકંપ લાવી દીધો અને તે સૌ ઈસ્લામ તથા ઈમાન તરફ ઢળવા લાગ્યા. કુરૈશના કાફિર સરદારોને ચિંતા થઈ અને એકઠા થઈને સલાહ મશ્વરો કરવા લાગ્યા. અબૂજહલે કહ્યું કે ફિકર ન કરો, હું હમણા જાઉં છું અને તેને ઠીક કરીશ.

**અબૂજહલ અને વલીદ બિન મુગયરાનો સંવાદ તથા રસૂલે કરીમ ﷺની સચ્ચાઈ વિશે બંનેની સહમતી :**

અબૂજહલ વલીદ બિન મુગયરાની પાસે ગમગીન ચહેરો બનાવી પહોંચ્યો (અને જાણીબૂઝીને એવી વાત બનાવી કાઢી કે જેનાથી વલીદને ક્રોધ આવી જાય) વલીદે તેને પૂછ્યું કે શું વાત છે ? તું કેમ ગમગીન નજરે પડે છે ? અબૂજહલે કહ્યું કે ગમગીન કેમ ન થાઉં ! આ બધા પરસ્પર ચંદો કરી તને માલ આપે છે કે તું હવે ઘરડો થઈ ગયો છે, તારી હવે મદદ કરવી જોઈએ પરંતુ હવે તેમને એ ખબર થઈ છે કે તું મુહમ્મદ (ﷺ) અને ઈબ્ને અબૂ કુહાફા (હઝરત અબૂબક્ર રદિ.)ની પાસે એટલા માટે જાય છે કે તને કંઈ ખાવા પીવાનું મળી જાય અને તેની ખુશામતમાં તું તે કલામને વખાણે ! (દેખીતું એ છે કે કુરૈશનું ચંદો કરીને વલીદને માલ આપવાની વાત પણ જૂઠી હતી જે માત્ર તેને ક્રોધ અપાવવા માટે અબૂજહલે કહ્યું અને રસૂલે કરીમ ﷺ પાસેથી ખાવા પીવાની વસ્તુઓ લેવાની વાત તો સદંતર જૂઠી જ હતી) તેના ઉપર વલીદ બિન મુગયરાના ક્રોધની કોઈ સીમા ન રહી અને તેના પરિણામે તેના ઉપર પોતાના અભિમાન અને મોટા હોવાનું ભૂત સવાર થઈ ગયું. કહેવા લાગ્યો કે હું મુહમ્મદ અને તેના સાથીઓના ટૂકડાઓનો મોહતાજ છું !? શું તમને મારા માલ દોલતના પુષ્કાળ પ્રમાણમાં હોવાની જાણ નથી ? કસમ છે લાત અને ઉઝ્ઝાની ! (આ બે મૂર્તિઓના નામ છે) હું તેનો કદાપિ મોહતાજ નથી, અલબત્ત તમે લોકો જે એવું કહો છો કે મુહમ્મદ પાગલ છે એ વાત એવી ખોટી છે કે તેને કોઈ વિશ્વાસ નથી કરી શકતું, શું તમારામાંથી કોઈએ તેને કોઈ પાગલપણાનું કામ કરતાં જોયા છે ? અબૂજહલે સ્વીકાર્યું, لا واللّٰہ એટલે કે અલ્લાહની કસમ ! અમે કોઈ એવું કામ તેમને કરતા જોયા નથી. પછી વલીદે કહ્યું, તમે લોકો તેને શાયર કહો છો, શું તમે તેમને ક્યારેય શે'ર કહેતા સાંભળ્યા છે ? (આવી ખોટી વાત કહેવી પોતાની જાતને અપમાનિત કરવા સમાન છે) અબૂજહલે તેના ઉપર પણ કહ્યું, لا واللّٰہ (અલ્લાહની કસમ ! નહીં.) પછી વલીદે કહ્યું, તમે લોકો તેને જૂઠો કહો છો તો બતાવો કે તમે સમગ્ર જિંદગીમાં ક્યારેય તેમની કોઈ વાતને જૂઠી જોઈ છે ? તેના ઉપર પણ અબૂજહલે આ જ સ્વીકાર કર્યો لا واللّٰہ પછી વલીદે કહ્યું કે તમે લોકો તેને જ્યોતિષ કહો છો તો શું તમે તેમને ક્યારેય એવી પરિસ્થિતિમાં કે એવા શબ્દો કહેતા સાંભળ્યા છે કે જે જ્યોતિષીઓની વાતચીત કે

હાલત હોય છે ! આપણે જ્યોતિષીઓની હાલત સારી રીતે જાણીએ છીએ, તેમનું કલામ જ્યોતિષપણું નથી. તેના ઉપર પણ અબૂજહલે એ જ સ્વીકાર કર્યો, لَا وَاللّٰهِ અને સમગ્ર કુરૈશમાં રસૂલે કરીમ ﷺ صَادِقٌ اَمِين (સાદિક અમીન) "સાચા અને અમાનતદાર"ના લકબથી પ્રખ્યાત હતા. હવે અબૂજહલે પોતાના તે બધા આક્ષેપો અને બોહતાનોથી તો હાથ ધોઈ નાંખ્યા પરંતુ ચિંતા એ થઈ કે અંતે શું કહીને લોકોને ઈસ્લામથી રોકવામાં આવે !? તેથી પોતે જ વલીદને સંબોધન કરીને કહ્યું કે તમે જ બતાવો કે તેને શું કહેવામાં આવે ? તેના ઉપર પ્રથમ તો તેણે પોતાના દિલમાં વિચાર્યું પછી અબૂજહલ તરફ નજર ઉઠાવી, પછી મોઢું બગાડયું જેનાથી નફરતની જાહેરાત થતી હોય છે, પછી કહેવા લાગ્યો કે તેને એટલે કે રસૂલે કરીમ ﷺને પાગલ, શાયર, જ્યોતિષ કે જૂઠો તો નથી કહી શકાતો હા ! તેમને જાદૂગર કહો તો વાત બની જશે. આ કમ્બખ્ત સારી પેઠે જાણતો હતો કે રસૂલે કરીમ ﷺ જાદૂગર પણ નથી અને ન જ તેમના કલામને જાદૂગરોનું કલામ કહી શકાય છે પરંતુ તેણે વાત બનાવવાનું એ સ્વરૂપ નક્કી કર્યું કે રસૂલે કરીમ ﷺના કલામનો પ્રભાવ પણ એવો હોય છે જેમકે જાદૂગરોનો. કારણ કે જે રીતે જાદૂગરો પોતાના અમલથી પતિ-પત્ની, ભાઈ-ભાઈમાં જુદાઈ અને નફરત નાંખતા હતા (મઆઝલ્લાહ) આપ ﷺના કલામમાં પણ આ જ પ્રભાવ છે કે જે ઈમાન લઈ આવે છે તે પોતાના કાફિર માતા પિતા અને સગાં સંબંધીઓથી અળગો થઈ જાય છે. તેના આ કિસ્સાના અંતિમ ભાગને જ કુર્આને કરીમે વર્ણન કર્યું છે اِنَّهٗ فَكَّرَ وَقَدَّرَ، فَقُتِلَ كَيْفَ قَدَّرَ، ثُمَّ قُتِلَ كَيْفَ قَدَّرَ، ثُمَّ نَظَرَ، ثُمَّ عَبَسَ وَبَسَرَ، ثُمَّ اَدْبَرَ وَاسْتَكْبَرَ، فَقَالَ اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ يُّؤْثَرُ، اِنْ هٰذَآ اِلَّا قَوْلُ الْبَشَرِ. તેમાં قَدَّرَ એ تَقْدِير (તકદીર)થી બને છે જેનો શાબ્દિક અર્થ "તજવીઝ કરવાનો" થાય છે, તેનો ભાવાર્થ એ થાય છે કે આ કમ્બખ્તે રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત ઉપર સંપૂર્ણ યકીન હોવા છતાં ક્રોધ અને મિથ્યાભિમાનથી પ્રભાવિત થઈને વિરોધ કરવાનું તો નક્કી જ કરી લીધું હતું પરંતુ સ્પષ્ટ જૂઠું બોલવાથી પણ બચવા ઈચ્છતો હતો કે ક્યાંક પોતે હાંસીપાત્ર ન બને તેથી ખૂબ વિચારીને આ માર્ગ કાઢયો કે તેમને જાદૂગર એ બીનાએ કહો કે તેમના કલામ અને વાતચીતથી બાપ બેટા અને ભાઈ ભાઈમાં જુદાઈ થઈ જાય છે જેમકે જાદૂથી થાય છે. આ જ તજવીઝ અને વાત બનાવવા ઉપર અલ્લાહ તઆલાએ તેના ઉપર પુનરાવર્તિત

સ્વરૂપે કુર્આનમાં લા'નત કરી, قُتِلَ كَيْفَ قَدَّرَ، ثُمَّ قُتِلَ كَيْفَ قَدَّرَ.

**જૂઠું બોલવાથી કાફિરો પણ બચતા હતા :**

વિચાર કરો કે આ કુરૈશી સરદાર અને બધા જ કાફિરો, દુષ્ટો બીજા અનેક પ્રકારના ગુનાહો અને નિર્લજ્જ કામોમાં સંડોવાયેલા હતા પરંતુ જૂઠું બોલવું એક એવું લાંછન છે કે આ કાફિરો પણ તેનાથી દૂર ભાગતા હતા. અબૂ સુફિયાનની ઈસ્લામ પહેલાંની ઘટના જે કૈસરે રોમના દરબારમાં બની હતી તેનાથી પણ એ જાણ થાય છે કે આ લોકો રસૂલે કરીમ ﷺના વિરોધમાં પોતાના પ્રાણ અને અવલાદ સુદ્ધાંની બલી ચઢાવવા તૈયાર હતા પરંતુ એવું જૂઠું બોલવા માટે તૈયાર ન હતા જેનાથી દુનિયામાં તેઓ જૂઠા કહેવાય અને ઝલીલ થાય. અફસોસ છે કે આજના કહેવતા પ્રગતિશીલ યુગમાં આ લાંછન કોઈ લાંછન જ નથી રહ્યું બલકે તે સૌથી મોટી કળા બની ગયું અને કાફિરો, દુષ્ટો જ નહીં બલકે નેક દીનદાર મુસલમાનોના દિલોમાંથી તેની નફરત અને સૂગ નીકળી ગઈ. નીડર થઈ બેધડક જૂઠું બોલવાને અને જૂઠું બોલાવવાને ગર્વ સાથે વર્ણન કરે છે. નઊઝુબિલ્લાહ.

**સંતાનોનું પોતાની પાસે મોજૂદ હોવું એક આગવી નેઅ્મત છે :**

વલીદ બિન મુગયરાને અલ્લાહ તઆલાએ દુનિયામાં જે ઈનામો અર્પણ કર્યા હતા તેમાં એક આ પણ હતું وَبَنِيْنَ شُهُوْدًا એટલે કે સંતાનો હાજર અને મોજૂદ છે. તેનાથી જાણ થઈ કે જેમકે સંતાનોનું પેદા થવું અને તેમનું ટકી રહેવું અલ્લાહ તઆલાના ઈનામોમાંથી છે એ જ પ્રમાણે સંતાનોનું પોતાની પાસે હાજર હોવું પણ એક મોટું ઈનામ છે જે માતા પિતા માટે આંખોની ઠંડક અને મનની શાંતિનું સૌથી મોટું માધ્યમ છે, તેમની હાજરીથી પોતાની સેવા અને કારોબારમાં મદદ અને ફાયદો વધારે લઈ શકાય છે. આ પ્રગતિશીલ યુગમાં માત્ર સોના ચાંદીના સિક્કાઓ બલકે તે સિક્કાઓના એકરારનામા સમાન નોટોનું નામ એશ અને આરામ રાખવામાં આવ્યું છે જેના માટે અવલાદનો ચહેરો પણ જોતા નથી પરંતુ તેમના મોટા પગાર અને આવકની ખબર તેમના કાનો સુધી પહોંચતી રહે છે અને આ ખબર દ્વારા પોતાના સમાજમાં પોતાની મોટાઈ સાબિત કરતા રહે છે. જાણ થાય છે કે આ લોકો આરામ અને રાહતના અર્થથી જ બેખબર છે અને અલ્લાહ તઆલાને ભૂલાવી દેવાનું આ જ પરિણામ આવતું હોય છે કે તેઓ પોતે પોતાને

એટલે કે પોતાની અસલી રાહત અને આરામને પણ ભૂલી જાય છે, જેમકે કુર્આને કરીમે કહ્યું છે نَسُوا اللّٰهَ فَاَنْسَاهُمْ اَنْفُسَهُمْ

وَمَا يَعْلَمُ جُنُوْدَ رَبِّكَ اِلَّا هُوَ તફસીરના ઈમામોથી મકાતિલે કહ્યું કે આ જવાબ અબૂજહલની વાતચીતનો છે, તેણે જ્યારે આ આયત સાંભળી કે જહન્નમના ઓગણીસ ચોકીદાર ફરિશ્તાઓ છે તો કુરૈશી યુવાનોને સંબોધન કરીને કહેવા લાગ્યો કે મુહમ્મદ (ﷺ)ના સાથી તો માત્ર ઓગણીસ છે તેની તમને શું ચિંતા હોઈ શકે છે અને બયહકીએ સુદ્દીથી નકલ કર્યું છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ عَلَيْهَا تِسْعَةَ عَشَرَ તો એક વાહિયાત કાફિર કુરૈશ જેને અબૂલ અસ્લીન કહેવામાં આવતો હતો બોલી ઉઠયો કે હે કુરૈશની કોમ ! કંઈ ફિકર ન કરો; તે ઓગણીસના માટે તો હું એકલો પૂરતો છું, હું મારી જમણી ભુજાથી દશને અને ડાબી ભુજાથી નવને પહોંચી વળીને તે ઓગણીસનો ખાત્મો કરી નાંખીશ, તેના ઉપર આ આયત નાઝિલ થઈ કે હે મૂર્ખાઓ ! પ્રથમ તો ફરિશ્તો જો એક પણ હોય તો પણ સૌના માટે પૂરતો છે અને અહીંયાં જે ઓગણીસની સંખ્યા બતાવવામાં આવી છે તે ફરિશ્તાઓના મોટા અને જવાબદારોની સંખ્યા છે, તેમાંથી દરેકના હાથ નીચે અલ્લાહ તઆલાએ તેમના માટે નક્કી કરેલ સેવાઓ માટે તથા કાફિરો અને દુષ્ટોને સજા આપવા માટે અગણિત નિશ્ચિત કરેલા ફરિશ્તાઓ છે જેની સંખ્યા માત્ર અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું. આગળ કયામત અને કયામતની પરિસ્થિતિઓનું વર્ણન છે, તેમાં કહ્યું, اِنَّهَا لَاِحْدَى الْكُبَرِ માં શબ્દ اِنَّهَا (ઈન્નહા)ની ઝમીર سَقَر (સકર) તરફ ઢળેલી છે જેનું વર્ણન ઉપરની આયતોમાં આવ્યું છે, كُبَر (કુબર –બ ઝમ્મે કા'ફ અને ફત્હે બાઅ્) كُبْرٰى (કુબ્રા)નું બહુવચન છે. આ સિફત છે داهية અથવા مصيبة ની અને અર્થ એ છે કે આ સકર એટલે કે જહન્નમ જેમાં તેમને દાખલ કરવામાં આવશે તે મોટી મોટી આફતો અને મુસીબતોમાંથી એક છે, તે ઉપરાંત પણ અન્ય અનેક પ્રકારના અઝાબ થશે.

لِمَنْ شَآءَ مِنْكُمْ اَنْ يَّتَقَدَّمَ اَوْ يَتَاَخَّرَ માં تَقَدُّمُ (તકદુમ)થી ભાવાર્થ تقدم الى الايمان والطاعة છે, એટલે કે ઈમાન અને આજ્ઞાપાલનમાં અગ્રસ્થાને રહો અને تاخر થી ભાવાર્થ ઈમાન અને અનુસરણથી પાછળ હટવું છે. ભાવાર્થ એ છે કે

જહન્નમના અઝાબથી ડરાવવું જે ઉપરની આયતોમાં આવ્યું છે તે દરેક વ્યક્તિ માટે જાહેર છે, પછી કોઈ આ ડર સાંભળીને ઈમાન અને આજ્ઞાપાલન તરફ આગળ વધે છે તો કોઈ બદનસીબ આમ છતાં પાછળ રહી જાય છે.

كُلُّ نَفْسٍ بِمَا كَسَبَتْ رَهِيْنَةٌ إِلَّآ أَصْحٰبَ الْيَمِيْنِ માં શબ્દ رَهِيْنَةٌ (રહીનહ)નો અર્થ مرهونه (મરહૂના) છે અને તેનો ભાવાર્થ કેદ થવાનો અથવા બંધાઈ જવાનો થાય છે, જેમકે કોઈ વ્યક્તિ કરજના બદલામાં કોઈ વસ્તુ ગીરો મૂકી દે તો તે વસ્તુ લેણદારના કબ્જામાં ગીરો રહે છે, તે તેનો કોઈ લાભ નથી ઉઠાવી શકતો. એ જ પ્રમાણે કયામતના દિવસે દરેક વ્યક્તિ પોતાના ગુનાહોના બદલામાં બંધાયેલો અને કેદ હશે પરંતુ અસ્હાબુલ યમીન આ કેદ અને બંધનથી બાકાત હશે.

અત્રે બંધનથી ભાવાર્થ જહન્નમનું બંધન પણ હોઈ શકે છે, જેમકે તફસીરના ખુલાસામાં ઉપસ્થિત છે તો અર્થ એ થશે કે દરેક વ્યક્તિ પોતપોતાના ગુનાહોની સજા ભોગવવા જહન્નમમાં બંધાયેલો રહેશે પરંતુ અસ્હાબુલ યમીન (જમણી તરફવાળા) તેનાથી બાકાત હશે. આ વર્ણનશૈલીથી એ પણ જાણ થઈ કે અસ્હાબુલ યમીનથી એ લોકો ભાવાર્થ સ્વરૂપે છે કે જેમણે પોતાનું કરજ અદા કરી દીધું, એટલે કે અલ્લાહ તઆલા અને બંદાઓના બધા હકો દુનિયામાં અદા કરી દીધા હતા અથવા અલ્લાહ તઆલા અથવા બંદાઓએ તેને મા'ફ કરી દીધા. તે કરજ અને ફરજ બધું અદા કરી ચૂક્યો, તેની જાતને બંધનમાં રહેવાનું કોઈ કારણ નથી. આ તફસીર સ્પષ્ટ અને ચોખ્ખી છે અને જો બંધનનો ભાવાર્થ હિસાબ કિતાબ અને જન્નતના પ્રવેશ પહેલાં કોઈ સ્થળે કેદ રહેવું હોય તો તેનો ખુલાસો એ છે કે બધા જ લોકો પોતપોતાના હિસાબ માટે બંધનકર્તા હશે, જ્યાં સુધી હિસાબ થશે નહીં કોઈ ક્યાંય જઈ શકશે નહીં. આ પરિસ્થિતિમાં અસ્હાબુલ યમીન જેમને બાકાત કરવામાં આવ્યા તેનાથી ભાવાર્થ યા તો તે માસૂમીન (નિર્દોષ) હોઈ શકે છે જેમના ઝિમ્મે હિસાબ નથી, જેમકે હઝરત અલી (રદિ.)ના નિવેદન પ્રમાણે નાબાલિગ બાળકો; પછી તે લોકો જેમના વિશે હદીષમાં આવ્યું છે કે આ ઉમ્મતના ઘણા બધા લોકો હિસાબથી બાકાત કરવામાં આવશે તે હિસાબ કિતાબ વિના જન્નતમાં દાખલ થશે. સૂરએ વાકિઅહમાં જે મહશરના હાજરજનોના ત્રણ

પ્રકારો બતાવવામાં આવ્યા છે, એક પાછલા નિકટવર્તી લોકો, બીજા અસ્હાબુલ યમીન એટલે કે જમણી તરફવાળા અને ત્રીજા અસ્હાબુસ્સિમાલ એટલે કે ઉત્તર તરફવાળા. અહીંયાં નિકટવર્તી લોકોને પણ અસ્હાબુલ યમીનમાં સામેલ કરી માત્ર અસ્હાબુલ યમીનના વર્ણન ઉપર પૂર્ણ કર્યું પરંતુ આ અર્થના આધારે બધા જ અસ્હાબુલ યમીનનું હિસાબ માટે બંધનથી બાકાત હોવું કોઈ "નસ"થી સાબિત નથી. આ અર્થ પ્રથમ તફસીર એટલે કે جــس فــى جهنم ની સાથે યોગ્ય હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

فَمَا تَنْفَعُهُمْ شَفَاعَةُ الشّٰفِعِيْنَ માં શબ્દ تَنْفَعُهُمْ ની ઝમીર તે અપરાધીઓ તરફ ઢળેલી છે જેમનું વર્ણન આનાથી આગલી આયતમાં આવ્યું છે કે તેમણે પોતાના ચાર અપરાધોનો સ્વીકાર કર્યો. એક એ કે તેઓ નમાઝ પઢતા ન હતા, બીજું એ કે તેઓ કોઈ ગરીબ ફકીરને ખાવું ખવડાવતા ન હતા. ભાવાર્થ એ છે કે ગરીબોની જરૂરિયાત ઉપર ખર્ચ કરતા ન હતા. ત્રીજું એ કે જૂઠા લોકો જેઓ ઈસ્લામ અને ઈમાન વિરુદ્ધ વાતો કરતા હતા તથા ગુનાહો અને નિર્લજ્જતામાં સંડોવાયેલા હતા આ પણ તેમની સાથે લાગી જતા હતા, તેમનાથી અળગા હોવાની જાહેરાત કરતા ન હતા, ચોથું એ કે કયામતનો ઈન્કાર કરતા હતા.

આ આયતથી સાબિત થયું કે આવા અપરાધીઓ જે આ બધા ગુનાહોમાં સંડોવાયેલા હોય જેમાં કયામતને જૂઠાડવું પણ સામેલ છે જે ઉઘાડું કુફ્ર છે; આવા અપરાધીઓ માટે કોઈની સિફારસ લાભદાયક હશે નહીં, કારણ કે તેઓ કાફિરો છે અને કોઈ કાફિરની સિફારસ કરવાની કોઈને પણ પરવાનગી હશે નહીં અને જો કોઈ તેની સિફારસ કરશે તો તેનો સ્વીકાર થશે નહીં, ભલે બધા સિફારસ કરનારા ભેગા થઈને સિફારસ ઉપર જોર લગાવે તે કદાપિ લાભ આપી શકશે નહીં. તે જ તરફ ઈશારો કરવા માટે شـفـاعـة الشافعين ને બહુવચનમાં લાવવામાં આવ્યું છે.

**કાફિર માટે કોઈની સિફારસ લાભદાયક નથી, મો'મિન માટે લાભદાયક થશે :**

આ આયતથી એ પણ પ્રતિપાદિત થાય છે કે કાફિરો ઉપરાંત મુસલમાનો માટે ભલે તે ગુનેહગારો હોય સિફારસ લાભ આપશે, જેમકે ઘણી બધી હદીષોમાં

અંબિયા (અલૈ.), અવલિયા અને નેક લોકોનું બલકે સામાન્ય મુસલમાનોનું બીજાઓની સિફારસ કરવું અને કબૂલ થવું સાબિત છે.

**ખુલાસો :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે આખિરતમાં અલ્લાહ તઆલાના ફરિશ્તા, અંબિયા, શહીદો અને નેક લોકો ગુનેહગારોની સિફારસ કરશે અને તે તેમની સિફારસથી તેમને જહન્નમમાંથી બહાર કાઢી લઈ જશે એ ચાર પ્રકારના અપરાધીઓ સિવાય કે જેમનું વર્ણન ઉપર આવ્યું છે, એટલે કે જેઓ નમાઝ અને ઝકાત છોડી દે છે, જેઓ બાતિલના માનનારા કાફિરોની ઈસ્લામ વિરુદ્ધની વાતોમાં સામેલ રહે છે અને જેઓ કયામતનો ઈન્કાર કરે છે. આનાથી જાણ થઈ કે નમાઝ અને ઝકાતને છોડનાર માટે સિફારસ સ્વીકારવામાં આવશે નહીં પરંતુ બીજી સહીહ રિવાયતોથી એ જાણ થાય છે કે આ આયતમાં જે લોકોની સિફારસ કબૂલ ન થવાનું ઉપસ્થિત છે તે જે આ ચાર અપરાધોના મુજરીમો છે તે ભાવાર્થ સ્વરૂપે છે અને તેમાં કયામતને જૂઠાડવું પણ સામેલ છે અને આ જૂઠાડવા ઉપરાંત અલગ અલગ બીજા ગુનાહો કરવાની આ સજા હોવી જરૂરી નથી પરંતુ હદીષની અમુક રિવાયતોમાં ખાસ ખાસ ગુનાહો વિશે પણ એ આવ્યું છે કે તેઓ સિફારસથી વંચિત કરી દેવામાં આવશે જેમકે હદીષમાં છે કે જે વ્યક્તિ સિફારસના સત્ય હોવાનો જ ઈન્કારી હોય અથવા હૌઝે કવષરના અસ્તિત્વનો જ ઈન્કારી હોય તેનો સિફારસ અને હૌઝે કવષરમાં કોઈ હિસ્સો નથી.

فَمَا لَهُمْ عَنِ التَّذْكِرَةِ مُعْرِضِيْنَ અત્રે تذكره (તઝકિરહ)થી ભાવાર્થ કુર્આને હકીમ છે કારણ કે તઝકિરહનો સામાન્ય શાબ્દિક અર્થ "યાદ અપાવવા"નો છે અને કુર્આને કરીમ અલ્લાહ તઆલાની સિફતો અને વિશિષ્ટતાઓ તથા તેની દયા અને ગુસ્સા તથા અઝાબ અને સવાબને યાદ અપાવવામાં અદ્વિતિય છે. અંતે ફરમાવ્યું كَلَّآ اِنَّهٗ تَذْكِرَةٌ એટલે કે નિઃશંક ! કુર્આન તઝકિરહ છે જેને તમે છોડી રાખ્યું છે, قَسْوَرَةٌ નો અર્થ સિંહ પણ થાય છે અને તિરંદાઝ શિકારીનો પણ થાય છે. આ સ્થળે બંને અર્થ હોવા વિશે સહાબએ કિરામ (રદિ.)ના નિવેદનો વર્ણન થયા છે.

هُوَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةُ અલ્લાહ તઆલાના તકવાવાળા હોવું એ અર્થમાં છે કે માત્ર તે જ ડરવાપાત્ર છે અને એ તેનો જ હક છે કે તેનાથી ડરવામાં આવે અને તેની નાફરમાનીથી બચવામાં આવે અને મગફિરતપાત્ર હોવાનો ભાવાર્થ એ છે કે તે જ એવી જાત છે જે મોટા મોટા અપરાધી ગુનેહગારોને તેના બધા ગુનાહો જ્યારે ઇચ્છે મા'ફ કરી દે છે અને કોઈની પણ આવી શક્તિ નથી હોઈ શકતી.

تَمَّتْ سُوْرَةُ الْمُدَّثِّرِ بِحَمْدِ اللّٰهِ يَوْمُ الْجُمُعَةِ ۲۵ رَجَبُ ۱۳۹۱ھ

સૂરએ મુદષ્ષિર પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

□□□□□□□□□□□□

તારીખ : ૧૯ ઑક્ટોબર ૨૦૧૪ મુતાબિક ૨૪ જિલ્હજ્જ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૫)

# સૂરએ કિયામહ

સૂરએ કિયામહ મક્કામાં નાઝિલ થઈ, તેની ચાળીસ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ કિયામહ : આયત નં. ૧ થી ૪૦)**

اٰیاتها ٤٠ (٧٥) سُوْرَةُ الْقِيٰمَةِ مَكِّيَّةٌ (٣١) رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

لَآ اُقْسِمُ بِيَوْمِ الْقِيٰمَةِ ۙ(١) وَلَآ اُقْسِمُ بِالنَّفْسِ اللَّوَّامَةِ ۭ(٢) اَيَحْسَبُ الْاِنْسَانُ
اَلَّنْ نَّجْمَعَ عِظَامَهٗ ۭ(٣) بَلٰى قٰدِرِيْنَ عَلٰٓي اَنْ نُّسَوِّيَ بَنَانَهٗ (٤) بَلْ يُرِيْدُ
الْاِنْسَانُ لِيَفْجُرَ اَمَامَهٗ ۚ(٥) يَسْـَٔلُ اَيَّانَ يَوْمُ الْقِيٰمَةِ ۭ(٦) فَاِذَا بَرِقَ الْبَصَرُ ۙ(٧)
وَخَسَفَ الْقَمَرُ ۙ(٨) وَجُمِعَ الشَّمْسُ وَالْقَمَرُ ۙ(٩) يَقُوْلُ الْاِنْسَانُ يَوْمَىِٕذٍ اَيْنَ
الْمَفَرُّ ۚ(١٠) كَلَّا لَا وَزَرَ ۭ(١١) اِلٰى رَبِّكَ يَوْمَىِٕذِۨ الْمُسْتَقَرُّ ۭ(١٢) يُنَبَّؤُا الْاِنْسَانُ
يَوْمَىِٕذٍۢ بِمَا قَدَّمَ وَاَخَّرَ ۭ(١٣) بَلِ الْاِنْسَانُ عَلٰي نَفْسِهٖ بَصِيْرَةٌ ۙ(١٤) وَّلَوْ اَلْقٰى
مَعَاذِيْرَهٗ ۭ(١٥) لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ ۭ(١٦) اِنَّ عَلَيْنَا جَمْعَهٗ وَ
قُرْاٰنَهٗ ښ(١٧) فَاِذَا قَرَاْنٰهُ فَاتَّبِعْ قُرْاٰنَهٗ ۚ(١٨) ثُمَّ اِنَّ عَلَيْنَا بَيَانَهٗ ۭ(١٩) كَلَّا بَلْ تُحِبُّوْنَ
الْعَاجِلَةَ ۙ(٢٠) وَتَذَرُوْنَ الْاٰخِرَةَ ۭ(٢١) وُجُوْهٌ يَّوْمَىِٕذٍ نَّاضِرَةٌ ۙ(٢٢) اِلٰى رَبِّهَا
نَاظِرَةٌ ۚ(٢٣) وَوُجُوْهٌ يَّوْمَىِٕذٍۢ بَاسِرَةٌ ۙ(٢٤) تَظُنُّ اَنْ يُّفْعَلَ بِهَا فَاقِرَةٌ ۭ(٢٥) كَلَّآ اِذَا
بَلَغَتِ التَّرَاقِيَ ۙ(٢٦) وَقِيْلَ مَنْ ۜ رَاقٍ ۙ(٢٧) وَّظَنَّ اَنَّهُ الْفِرَاقُ ۙ(٢٨) وَالْتَفَّتِ السَّاقُ
بِالسَّاقِ ۙ(٢٩) اِلٰى رَبِّكَ يَوْمَىِٕذِۨ الْمَسَاقُ ۭ(٣٠) فَلَا صَدَّقَ وَلَا صَلّٰى ۙ(٣١) وَلٰكِنْ كَذَّبَ

وَ تَوَلّٰى ﴿٣٢﴾ ثُمَّ ذَهَبَ اِلٰٓى اَهْلِهٖ يَتَمَطّٰى ﴿٣٣﴾ اَوْلٰى لَكَ فَاَوْلٰى ﴿٣٤﴾ ثُمَّ اَوْلٰى
لَكَ فَاَوْلٰى ﴿٣٥﴾ اَيَحْسَبُ الْاِنْسَانُ اَنْ يُّتْرَكَ سُدًى ﴿٣٦﴾ اَلَمْ يَكُ نُطْفَةً مِّنْ
مَّنِيٍّ يُّمْنٰى ﴿٣٧﴾ ثُمَّ كَانَ عَلَقَةً فَخَلَقَ فَسَوّٰى ﴿٣٨﴾ فَجَعَلَ مِنْهُ الزَّوْجَيْنِ الذَّكَرَ
وَالْاُنْثٰى ﴿٣٩﴾ اَلَيْسَ ذٰلِكَ بِقٰدِرٍ عَلٰٓى اَنْ يُّحْيِۦَ الْمَوْتٰى ﴿٤٠﴾

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કસમ ખાઉં છું કયામતના દિવસની (૧) અને કસમ ખાઉં છું તે જાતની કે જે બુરાઈ ઉપર નીંદા કરે; (૨) શું માનવી એવું વિચારે છે કે અમે તેમના હાડકાં એકઠા કરીશું નહીં !? (૩) કેમ નહીં; અમે તેના ટેરવાં(સુદ્ધાં)ને ઠીક કરી શકીએ છીએ. (૪) બલકે માનવી ઇચ્છે છે તેની સામે (ભવિષ્યમાં પણ) દુષ્ટતા આચરતો રહે. (૫) પૂછે છે, કયામતનો દિવસ ક્યારે આવશે ? (૬) પછી જ્યારે આંખો અંજાવા લાગે (૭) અને ચંદ્રને ગ્રહણ લાગે (૮) અને સૂરજ અને ચંદ્ર ભેગા થાય (૯) તે દિવસે માનવી કહેશે, નાસીને ક્યાંક ચાલ્યો જાઉ? (૧૦) કોઈ નથી, ક્યાંય નથી બચાવ (૧૧) તારા પરવરદિગાર પાસે જઈ થોભવાનું છે. (૧૨) માનવીને તે દિવસે બતાવી દેશે જે તેણે આગળ મોકલ્યું અને જે તેણે પાછળ છોડયું. (૧૩) બલકે માનવી પોતાની દલીલ (પોતાનો સાક્ષી) આપમેળે છે. (૧૪) ભલે તે પોતાના બહાના રજુ કરી નાંખે. (૧૫) હે નબી (ﷺ) ! તે(વહી)ના ઉપર પોતાની જીભ (વહી ઊતરતી વખતે) ન ચલાવો જેથી તેને જલદી શીખી લો. (૧૬) નિ:શંક ! તે અમારી જવાબદારી છે તેને (તમારી છાતીમાં) સંગ્રહી રાખવું અને (વહી ઊતરી ચૂક્યા પછી) તમારી જીભથી પઢવું. (૧૭) તેથી જ્યારે અમે (ફરિશ્તાની જીભથી) પઢવા લાગીએ તો પઢવામાં (સંપૂર્ણ એકાગ્રતા સાથે) તેની સાથે રહો. (૧૮) પછી નિશ્ચિત અમારી જવાબદારી છે તેનો ખુલાસો કરવો. (૧૯) (હે કાફિરો ! કયામત વિશે તમારી માન્યતા છે તેવું) કંઈ નથી બલકે તમે પસંદ કરો છો જે જલદી ચાલ્યું જાય. (૨૦) અને તેને*

અવગણો છો જે (આખિરત) પાછળથી આવે. (૨૧) તે દિવસે કેટલા મોંઢા (હરખ)થી પ્રફુલ્લિત હશે. (૨૨) પોતાના પરવરદિગારને નિહાળતા. (૨૩) (અને) તે દિવસે કેલા મોંઢા ઉદાસ હશે. (૨૪) એવું વિચારતા હશે કે તેમના ઉપર તે આવશે જેનાથી કેડ ભાંગી જાય. (૨૫) (જેવું તમે વિચારો છો કે આ જગત કાયમી છે એવું) કંઈ નથી, જ્યારે (બીમારનો) જીવ હાંસડી સુધી પહોંચી જાય (૨૬) અને લોકો કહે છે, અરે ! કોઈ મંત્ર પઢનાર (સાજો કરનાર) છે ? (૨૭) અને તે (મરનાર) જાણી લે છે કે (આ દુનિયાએથી) વિદાય થવાનો સમય આવી ગયો છે. (૨૮) અને પીંડી ઉપર પીંડી વીંટળાઈ ગઈ. (૨૯) તે દિવસે તારા પરવરદિગાર તરફ ખેંચાઈને ચાલ્યા જવાનું છે. (૩૦) પછી (આખિરતના ઈન્કારીઓ) ન તો યકીન લાવ્યા ન જ નમાઝ પઢી. (૩૧) પછી જૂઠાડયું અને મોંઢું ફેરવ્યું. (૩૨) પછી પોતાના ઘરે અભિમાન કરી પાછો ફર્યો. (૩૩) (તે વ્યક્તિને કહેવામાં આવશે) તારી ખરાબી ઉપર ખરાબી થનાર છે. (૩૪) ફરી (સાંભળ !) તારી ખરાબી ઉપર ખરાબી થનાર છે. (૩૫) શું માનવી એમ ધારે છે કે તેને છુટ્ટો છોડી દેવામાં આવશે ? (૩૬) શું તે એક વીર્યનું ટીપું માત્ર ન હતો જે ટપક્યું !? (૩૭) પછી ગંઠાયેલું લોહી, પછી તેણે (અલ્લાહે) તેને બનાવ્યો અને સંપૂર્ણ (માનવી) બનાવી ઉઠાડ્યો. (૩૮) પછી તેણે તેને નર અને નારી બનાવ્યા (૩૯) તો શું તે (અલ્લાહ તઆલા કયામતમાં) મરેલાંને પુનઃજીવીત કરવાની શક્તિ નથી ધરાવતો!? (૪૦)

## તરજુમો / તફસીર :

અત્રેથી કુર્આનના અરબી સ્ક્રીપ્ટ હેઠળ "તરજુમો / તફસીર" વિભાગના નામે દારુલ ઉલૂમ કંથારીઆથી પુનઃ પ્રકાશિત થયેલ મવલાના ગુલામ મુહમ્મદ સાદિક રાંદેરી (રહ.)નો તરજુમો વાંચકોના લાભાર્થે સૌજન્યથી આભારસહ લીધેલ છે. – સૌજન્ય દારુલ ઉલૂમ કંથારીઆ / મવલાના ગુલામ મુહમ્મદ સાદિક રાંદેરી (રહ.)

......

હું કિયામતના દિવસના સોગંદ ખાઉં છું (૧) અને હું એવા નફસના સોગંદ ખાઉં છું જે પોતાને ઠપકો આપે. (૨) શું ઈન્સાન એમ ધારે છે કે અમે તેનાં

હાડકાં કદી ભેગાં નહિ કરીએ ? (૩) કેમ નહિ, અમે તેનાં ટેરવાં સુદ્ધાંને દુરુસ્ત કરવા શક્તિમાન છીએ, (૪) પણ માણસ તો એવું ઈચ્છે છે કે પોતાના ભવિષ્યમાં પણ (બેધડક) પાપાચાર કરતો રહે. (૫) (તેથી જ ઈનકાર તરીકે) પૂછે છે કે કિયામતનો દિવસ કયારે આવશે ? (૬) પણ જ્યારે આંખો અંજાઈ જશેર (૭) અને ચંદ્રને ગ્રહણ લાગશે (૮) અને સૂર્ય તથા ચંદ્ર ભેગા કરી દેવામાં આવશે (૯) તો તે દિવસે માણસ કહેશે કે હવે ક્યાં નાસી જાઉં ? (૧૦) કંઈ નહિ, કોઈ પણ આશ્રયનું સ્થાન નથી. (૧૧) તે દિવસે આપના પરવરદિગારની પાસે જ જઈ થોભવાનું છે. (૧૨) તે દિવસે માણસને તેના બધા આગલા અને પાછલા કર્મોની ખબર આપવામાં આવશે, (૧૩) બલકે માણસ પોતાની સ્થિતિનો પોતે જ ખૂબ જાણકાર હશે.(૧૪) ભલે ને (જાહેરમાં) તે પોતાના બહાનાં રજુ કરી નાખે. (૧૫) (હે નબી (સલ. !) વહી ઉતરવા દરમિયાન) એ (કુર્આન)ના પઢવા પર પોતાની જીભ ન હલાવો કે જેથી એને આપ ઉતાવળે શીખી લો, (૧૬) (કેમ કે આપના હૃદયમાં) એને એકત્ર કરવું અને (આપની જીભથી) એને પઢાવી દેવું અમારે શિરે છે. (૧૭) તો ફરી જ્યારે અમે એને (ફરિશ્તાની ઝબાની) પઢવા લાગીએ ત્યારે આપ (એકાગ્રતાથી) તેના પઢવાના તાબે રહો. (૧૮) પછી તેનું (લોકો સમક્ષ આપના મુખથી) વર્ણન કરાવી આપવું પણ અમારે જ શિરે છે. (૧૯) (હે કાફિરો ! કિયામત વિશે તમે ધારો છો તેવું) કંઈ નથી, બલકે તમે દુનિયાની માયા રાખો છો (૨૦) અને આખિરતને ત્યજી બેઠા છો, (૨૧) (પણ) તે દિવસે કેટલાંક મુખડા હરખથી તાજા હશે (૨૨) (અને) પોતાના પરવરદિગારની તરફ નિહાળતા હશે (૨૩) અને તે દિવસે કેટલાંક મોઢાં ઉદાસ હશે. (૨૪) તેઓ ધારતા હશે કે તેઓના ઉપર તે (આફત) આવશે કે જેથી કેડો ભાંગી જાય. (૨૫) (આ જીવન અમર) નથી જ, જ્યારે પ્રાણ હાંસડી સુધી પહોંચી જાય છે (૨૬) અને કહેવામાં આવે છે : અરે, કોઈ મંતર ભણનાર (સાજો કરનાર) છે ? (૨૭) અને તે (મરનાર)ને ખાતરી થઈ જાય છે કે હવે (સૌથી) જુદાઈનો વખત આવ્યો, (૨૮) અને પિંડલી પર પિંડલી વળગી જાય છે. (૨૯) તો તે દિવસે આપના પાલનહારની તરફ જ ખેંચાઈને જવાનું છે. (૩૦) છતાં તે (અલ્લાહ પર) ન યકીન લાવ્યા અને ન તેણે નમાઝ પઢી, (૩૧) પરંતુ તેણે (અલ્લાહ તથા રસૂલને) જૂઠાડયા, અને (અહંકારથી) મોઢું ફેરવ્યું, (૩૨) પછી તે

પોતાને ઘેર ઈતરાજી કરતો ગયો (૩૩) તારી ખરાબી પર ખરાબી થનાર છે. (૩૪) ફરી (સાંભળ) તારી ખરાબી પર ખરાબી થનાર છે. (૩૫) શું ઈન્સાન એમ ધારે છે કે તેને એમ જ છોડી દેવામાં આવશે ? (૩૬) શું તે એક વીર્ય બિંદુ ન હતો ? જે (ગર્ભસ્થાનમાં) ટપકાવવામાં આવ્યું હતું. (૩૭) ફરી તે લોહી (માંસ)નો લોચો બન્યો. પછી (અલ્લાહે) તેને (મનુષ્ય) બનાવ્યો, તો યોગ્ય અવયવો બનાવ્યા. (૩૮) ફરી તે (માનવીની બે જાતિ બનાવી) નર અને નારી. (૩૯) તો શું અલ્લાહ તઆલા (કિયામતમાં) મુરદાઓને સજીવન કરવા શક્તિમાન નથી ? (૪૦)

## વિસ્તૃત વિવરણ :

لَآ اُقۡسِمُ بِيَوۡمِ الۡقِيٰمَةِ وَلَآ اُقۡسِمُ بِالنَّفۡسِ اللَّوَّامَةِ અત્રે "કસમ"થી પહેલાં لا (લા) વધારાનો છે, જ્યારે "કસમ" કોઈ વિરોધીની વાતના રદિયા માટે ખાવામાં આવે છે તો તેની શરૂઆતમાં "લા" શબ્દ તે વ્યક્તિની ખોટી માન્યતાના નકાર માટે વધારે ઉપયોગ થાય છે અને અરબીના રૂઢિપ્રયોગમાં આવો ઉપયોગ પ્રખ્યાત છે. આપણી ભાષામાં પણ અમુક સમયે કોઈ ખૂબ તાકીદપાત્ર વર્ણન કરતાં પહેલાં કહેવામાં આવે છે, "નહીં !" પછી પોતાનો મૂળ હેતુ કહેવામાં આવે છે. આ સૂરતમાં કયામત અને આખિરતના ઈન્કારીઓને ચેતવણી અને તેમની શંકાઓનો જવાબ આપવામાં આવ્યો છે. સૂરતની શરૂઆત કયામત પછી નફ્સે લવ્વામહની કસમોથી કરવામાં આવી છે અને કસમના જવાબનો ઈશારો સુષુપ્ત છે એટલે કે કયામત અવશ્ય આવીને રહેશે. કયામતની કસમ તો તેની મહાનતાની સાબિતી માટે યોગ્ય સ્થળે હોવું દેખીતું છે, એ જ પ્રમાણે નફ્સે લવ્વામહની કસમમાં પણ તેની મહાનતા અને સ્વીકૃતિ અલ્લાહ તઆલા પાસે જાહેર છે. નફ્સનો અર્થ પ્રાણ અથવા રૂહ હોવાનો મશ્હૂર છે અને લવ્વામહ لَوَّامَة એ لَوۡمٌ (લવ્મ) બ ફત્હે લામથી બને છે જેનો અર્થ તિરસ્કાર કરવો અને નીંદા કરવી થાય છે. "નફ્સે લવ્વામહ"થી ભાવાર્થ તે નફ્સ છે જે પોતાના કર્મોનો હિસાબ કરીને પોતાની જાત સાથે લડતો ઝઘડતો અને ટીકા કરતો રહે એટલે કે જે ગુનાહ થઈ ગયા હોય અથવા વાજિબ અમલમાં ઉણપ રહી ગઈ હોય તેના ઉપર પોતાની જાતની ટીકા કરતો રહે કે તેં આવું શા માટે કર્યું અને સારા કર્મો તથા ભલાઈ વિશે પણ પોતાની જાતની ટીકા કરતો રહે કે આનાથી વધારે સારા નેક કામો કરીને

ઉચ્ચ દરજ્જાઓ કેમ પ્રાપ્ત ન કર્યા ! મતલબ કે સંપૂર્ણ મો'મિન પોતાના દરેક કૃત્યો ઉપર ભલે તે ભલાઈનું હોય કે બુરાઈનું, નેકીનું હોય કે ગુનાહનું તેમાં પોતાની હંમેશા ટીકા કરતો રહે છે. ગુનાહ અને વાજિબમાં ઉણપથી ટીકા કરવું તો દેખીતું છે પરંતુ ભલાઈ અને નેક કામો વિશે ટીકાનું કારણ એ છે કે હે નફ્સ ! તું આ નેકી આનાથી વધારે પણ કરી શકતો હતો તો તે વધારાથી તું કેમ વંચિત રહ્યો ? આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને તફસીરના બીજા ઈમામોથી નકલ થઈ છે. (ઈબ્ને કષીર) આ જ ભાવાર્થના કારણે હઝરત હસન બસરી (રહ.)એ નફ્સે લવ્વામહની તફસીર નફ્સે મો'મિનહથી કરી છે અને કહ્યું કે અલ્લાહની કસમ મો'મિન તો હંમેશા દરેક પરિસ્થિતિમાં પોતાના નફ્સની ટીકા કરતો જ રહે છે. ગુનાહ ઉપર તો દેખીતું છે જ પરંતુ પોતાની નેકીઓ અને ભલા કામોમાં પણ તે અલ્લાહ તબારક વ તઆલાના મુકાબલામાં પોતાની ઉણપ અને ઓછપને અનુભવે છે, કારણ કે તેની ઈબાદતનો હક પૂરો કરવો તો કોઈની ક્ષમતામાં નથી તેથી હક અદા કરવામાં ભૂલથાપ અને ઉણપ તેની સામે રહે છે તેથી પોતાની જાતની ટીકા કરતો રહે છે.

**નફ્સે લવ્વામહની તફસીર :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હસન બસરી (રહ.) વગેરેની આ તફસીર છે કે નફ્સે લવ્વામહની કસમ ખાવી અલ્લાહ તઆલા તરફથી આવા નુફૂસે મો'મિનહના સન્માન અને ઈજ્જતની જાહેરાત માટે છે જેઓ પોતે પોતાના અમલોનો હિસાબ કરીને પોતાની ભૂલો અને ઉણપો ઉપર અફસોસ કરે છે અને પોતાની જાતની ટીકા કરતો રહે છે.

**નફ્સે લવ્વામહ અને મુત્મઇન્નહ :**

નફ્સે લવ્વામહની આ તફસીર પ્રમાણે નફ્સે મુત્મઈન્નહ (સંપૂર્ણ સંતોષિત આત્મા) પણ તેમાં સામેલ છે. આમ લવ્વામહ અને મુત્મઈન્નહ એ બંને નફ્સે મુત્તકીના લકબ છે.

**નફ્સે અમ્મારા, લવ્વામહ અને મુત્મઇન્નહ :**

સુફી લોકોએ તેમાં આ ખુલાસો કર્યો છે કે નફ્સ પોતાની પ્રકૃતિના આધારે أَمَّارَةٌ بِالسُّوْءِ (અમ્મારતુ બિસ્સૂઈ) "ગુનાહો પ્રત્યે આકર્ષનાર" હોય છે, એટલે કે

માણસને ખરાબ કૃત્યો તરફ બોલાવવા અને તેમાં સંડોવવાનું આમંત્રણ આપે છે પરંતુ ઈમાન અને નેક અમલ તથા રિયાઝત અને સંઘર્ષથી તે નફ્સે લવ્વામહ બની જાય છે કે બુરાઈ અને ઉણપ ઉપર પસ્તાવો થવા લાગે છે પરંતુ તેનો બુરાઈથી સંપૂર્ણ સંબંધ કપાઈ જતો નથી હોતો, આગળ નેક કૃત્યોમાં પ્રગતિ અને અલ્લાહ તઆલાની નિકટતાની પ્રાપ્તિના પ્રયત્નો કરતાં કરતાં જ્યારે તેની હાલત એવી થઈ જાય છે કે શરીઅત તેનો સ્વભાવ બની જાય અને શરીઅત વિરુદ્ધના કામથી તેને સ્વાભાવિક નફરત થવા લાગે તો તે નફ્સનો લકબ મુત્મઈન્નહ થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ.

આગળ કયામતના ઈન્કારીઓની આ જાહેર શંકાનો જવાબ આપવામાં આવ્યો છે કે મૃત્યુ પછી જ્યારે માનવી માટી થઈ જશે અને તેના હાડકાં ક્ષત વિક્ષત થઈને વિખરાઈ જશે તો તેને ફરીવાર એકઠાં કરી કઈ રીતે જીવીત કરવામાં આવશે ? તેનો જવાબ بَلٰى قَادِرِيْنَ عَلٰٓى اَنْ نُّسَوِّيَ بَنَانَهٗ માં આપવામાં આવ્યો, તેનો ખુલાસો એ છે કે તમને તો એના ઉપર તાજ્જુબ છે કે મય્યતના મૃત શરીરના વિખરાયેલા અવશેષો અને ક્ષત વિક્ષત હાડકાંઓ કઈ રીતે એકઠાં કરવામાં આવશે અને તેને ફરીવાર જીવીત કઈ રીતે કરવામાં આવશે જ્યારે કે એ વાતનો પ્રથમ એક વખતે સાક્ષાત્કાર થઈ ચૂક્યો છે કે માનવીનું અસ્તિત્વ કે જે દુનિયામાં ભરણ પોષણ પામી વૃદ્ધિ કરતું રહે છે તે જગતભરના વિવિધ પ્રદેશો અને ખૂણાઓના વિભાગો અને રજકણોથી બને છે તો જે સંપૂર્ણ શકિતશાળી જાતે પ્રથમ વખતે સમગ્ર દુનિયામાં વિખરાયેલા રજકણોને એક માનવીના અસ્તિત્વમાં એકઠા કરી દીધા હતા શું હવે ફરીવાર એકઠા કરી લેવું તેના માટે મુશ્કેલ હશે ? અને જે રીતે પ્રથમ તેના ઢાંચામાં પ્રાણ નાંખી તેને જીવીત કર્યો હતો શું ફરીવાર આવું કરવું કોઈ આશ્ચર્યની બાબત છે ?



**માનવીના શરીરના અસ્તિત્વ વિશે અલ્લાહ તબારક વ તઆલાની કુદરતની આશ્ચર્યજનક કારીગીરી :**

વિચાર એના ઉપર કરો કે એક માનવી જે કદ અને કાઠી તથા રંગ અને સ્વરૂપ ઉપર પ્રથમ પેદા કરવામાં આવ્યો હતો અલ્લાહ તબારક વ તઆલાની કુદરત બીજીવાર પણ તેના અસ્તિત્વમાં તે જ બધી વસ્તુઓને કોઈપણ પ્રકારના

મા'મૂલી તફાવત વિના એકઠું કરી દેશે, જ્યારે કે આ અબજો ખરબો માનવો દુનિયાની શરૂઆતથી લઈ કયામત સુધી પેદા થતા રહ્યા અને ફના થતા રહ્યા, કોઈની મજાલ છે કે આ બધી શકલો સૂરત અને કદ કાઠીના સ્વરૂપોને અલગ અલગ યાદ પણ રાખી શકે અને તેના જેવું ફરીવાર બનાવવું તો ઘણું મોટું કામ છે પરંતુ અલ્લાહ તઆલાએ આ આયતમાં કહ્યું કે અમે માત્ર એ વસ્તુ ઉપર જ શક્તિ નથી ધરાવતા કે બધા મોટા મોટા અવયવો અને અવશેષો ફરીવાર જેવાને તેવા બનાવી દઈએ બલકે અમે માનવીના અસ્તિત્વની નાનામાં નાની વસ્તુને પણ બરાબર એ જ પ્રમાણે બનાવી દઈશું જે રીતે કે તે પહેલાં હતી. તેમાં માણસની આંગળીઓના ટેરવાંઓનું ખાસ વર્ણન કર્યું કે તે સૌથી નાનો ભાગ છે, જ્યારે આ નાના ભાગને ફરીવાર બનાવવામાં ફરક નહીં આવે તો પછી મોટા મોટા અવયવો હાથ પગ વગેરેમાં તો કઈ રીતે ફરક આવી શકે છે !

જો વિચાર કરવામાં આવે તો કદાચ આંગળીઓના ટેરવાંઓને વિશિષ્ટ રીતે વર્ણન કરવામાં એ તરફ પણ ઈશારો છે કે અલ્લાહ તબારક વ તઆલાએ એક માનવીને બીજા માનવીથી અલગ ઓળખ આપવા માટે તેના સમગ્ર શરીરમાં એવી ખાસિયતો રાખી છે જેનાથી તેની આગવી ઓળખ થાય છે અને તે બીજાથી અલગ પડે છે. ખાસ કરીને માણસનો ચહેરો જે થોડાક જ ચોરસ ઈંચથી વધારે નથી હોતો, તેની અંદર અલ્લાહ તબારક વ તઆલાની કુદરતે એવી એવી વિશેષતાઓ મૂકી છે કે અબજો માનવીઓમાં એકનો ચહેરો બીજા સાથે બિલકુલ એ પ્રમાણે નથી મળતો કે કોઈ સુક્ષ્મ ફરક પણ બાકી ન રહે. માનવીની જીભ અને તેની ગળું બિલકુલ એક જેવું જ હોવા છતાં તે બીજાઓ કરતાં એવી વિશિષ્ટતા ધરાવે છે કે બાળક, વૃદ્ધ, સ્ત્રી અને પુરુષના અવાજો અલગથી ઓળખી શકાય છે અને દરેક માનવીનો અવાજ અલગ અલગ ઓળખવામાં આવે છે, એનાથી વધારે આશ્ચર્યની વાત માનવીના અંગૂઠા અને આંગળીઓના ટેરવાં છે કે તેના ઉપર જે છાપ (ફિંગરપ્રિન્ટ) હોય છે તે ક્યારેય એક વ્યક્તિથી બીજા વ્યક્તિની સાથે મેળ નથી ખાતા; માત્ર અડધા ઈંચની જગ્યામાં આવી વિશિષ્ટતા કે અબજો માનવીઓના આવા ટેરવાંઓ સરખા હોવા છતાં એક ટેરવાંની છાપ બીજાને મળતી નથી અને જૂના તથા નવા દરેક સમયકાળમાં અંગૂઠાના નિશાનને એક ખાસ ફરક બતાવનારી વસ્તુ ઠરાવવામાં આવી અને અદાલતી ફેસલાઓ પણ

તેના ઉપર પ્રાચીન સમયથી થતા ચાલ્યા આવે છે અને કળાના માહિતગારો અને સંશોધકોથી જાણ થઈ કે આ બાબત માત્ર અંગૂઠામાં જ નથી બલકે દરેક આંગળીઓના ટેરવાંની છાપમાં પણ આ જ પ્રકારની વિશિષ્ટતા હોય છે.

આ સમજી લીધા પછી ફિંગરપ્રિન્ટ એટલે કે આંગળીઓના ટેરવાંની છાપને વિશિષ્ટ રીતે વર્ણન કરવા પાછળનો હેતુ આપોઆપ સમજમાં આવી જાય છે અને તેનો અર્થ એ છે કે તમે તો એના ઉપર તાજ્જુબ કરો છો કે માનવી ફરીવાર જીવીત કેવી રીતે થશે ? જરા એનાથી આગળ વિચારો અને જુઓ કે માત્ર જીવીત જ નહીં થાય બલકે પોતાની પાછલી શકલ સૂરત અને તેના દરેક વિશિષ્ટ લક્ષણની સાથે જીવીત થશે, એટલે સુધી કે અંગૂઠા અને આંગળીઓના ટેરવાંની છાપ જેવી રીતે પ્રથમ પેદાઈશ વખતે હતી તે જ નિશાન અને ઓળખચિહ્નો બીજી પેદાઈશ વખતે જેવાને તેવા હશે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

لِيَفْجُرَ اَمَامَهٗ માં શબ્દ اَمَامَ (અમામ) બ ફત્હે હમ્ઝા "સામે અને ભવિષ્ય"ના અર્થમાં છે, તેથી આયતનો ભાવાર્થ એ થશે કે કાફિર અને ગાફેલ માનવી અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતના આ સાક્ષાત્કારોમાં ચિંતન નથી કરતો કે તેથી કરીને ભવિષ્યના ઈન્કાર અને જૂઠાડવા ઉપર અફસોસ અને પસ્તાવો કરી પોતાના ભવિષ્યને સુધારી લે બલકે ભવિષ્યમાં પણ તે એવું જ ઈચ્છતો રહે છે કે તે પોતાના કુફ્ર અને શિર્ક તથા ઈન્કાર અને જૂઠાડવા ઉપર અડગ રહે.

فَاِذَا بَرِقَ الْبَصَرُ وَخَسَفَ الْقَمَرُ وَجُمِعَ الشَّمْسُ وَالْقَمَرُ આ કયામતની હાલતનું વર્ણન છે بَرِقَ (બરિક) બ ફત્હે બાઅ્ અને બ કસ્રે રાઅ્નો અર્થ એ છે કે આંખ અંજાઈ ગઈ અને જોઈ ન શકી. કયામતના દિવસે બધાની આંખો અંજાઈ જશે, કોઈપણ વસ્તુને દૃષ્ટિ ટકાવી જોઈ શકશે નહીં خَسَفَ الْقَمَرُ એ خُسُوْفٌ (ખસૂફ)થી બને છે જેનો અર્થ પ્રકાશ સમાપ્ત થઈને અંધકાર થઈ જવાનો છે. ભાવાર્થ એ છે કે ચંદ્ર અપ્રકાશિત થઈ જશે, આગળ وَجُمِعَ الشَّمْسُ وَالْقَمَرُ માં એ બતાવવામાં આવ્યું કે માત્ર ચાંદ જ પોતાનો પ્રકાશ ગુમાવશે નહીં બલકે સૂર્ય પણ અપ્રકાશિત થઈ જશે જેના વિશે દુનિયાના સંશોધકોનું એવું કહેવું છે કે અસલ પ્રકાશ સૂર્યનો છે, ચંદ્રનો પ્રકાશ પણ સૂર્યના પ્રકાશને પરાવર્તિત કરે છે. અલ્લાહ તબારક વ તઆલાએ કહ્યું કે કયામતના દિવસે આ ચંદ્ર અને સૂર્ય બંને

એક જ પરિસ્થિતિમાં એકઠા કરી દેવામાં આવશે, તે બંને અપ્રકાશિત થઈ જશે અને અમુક લોકોએ કહ્યું કે ચંદ્ર અને સૂર્યના એકઠા થઈ જવાનો ભાવાર્થ એ છે કે તે દિવસે ચંદ્ર અને સૂર્ય બંને એક જ ક્ષિતિજેથી ઊગશે જેમકે અમુક રિવાયતોમાં આવ્યું છે. વલ્લાહુ અઅ્લમુ.

يُنَبَّؤُا الْإِنْسَانُ يَوْمَئِذٍۢ بِمَا قَدَّمَ وَأَخَّرَ એટલે કે તે દિવસે માનવીને બતાવી દેવામાં આવશે કે તેણે આગળ શું મોકલ્યું અને પાછળ શું છોડ્યું ?

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જે નેક કામ પોતાની મોતથી પહેલાં કરી લેવામાં આવે તે આગળ મોકલી દીધું અને જે નેક કામ અથવા ખરાબ કામ લાભદાયક અથવા નુકસાનકારક કોઈ રીતભાત કે કોઈ રીતરિવાજ એવો છોડ્યો કે જેના ઉપર પાછળથી આવનાર લોકો પણ અમલ કરે તો તે પાછળ છોડ્યું (તેનો સવાબ અથવા અઝાબ તેને મળતો રહેશે). હઝરત કતાદહ (રદિ.)એ કહ્યું કે مَا قَدَّمَ થી ભાવાર્થ તે નેક કામ છે જે પોતાની જિંદગીમાં કરી ગુઝર્યો અને مَا اَخَّرَ થી ભાવાર્થ તે નેક કામ છે જેને તે કરી શકતો હતો પરંતુ ન કર્યું અને પોતાની ફુરસદના સમયને વ્યર્થ બરબાદ કર્યો.

بَلِ الْإِنْسَانُ عَلٰى نَفْسِهٖ بَصِيْرَةٌ وَّلَوْ اَلْقٰى مَعَاذِيْرَهٗ માં શબ્દ بَصِيْرٌ (બસીર) અને بَصِيْرَةٌ (બસીરહ)નો અર્થ "જોનારો" પણ થાય છે અને બસીરહનો અર્થ દલીલ તરીકે રજૂ કરવાનો પણ થાય છે, જેમકે કુર્આને કરીમમાં પણ છે قَدْ جَآءَكُمْ بَصَائِرُ مِنْ رَّبِّكُمْ તેમાં بَصَائِرُ (બસાઈર) એ بَصِيْرَةٌ (બસીરહ)નું બહુવચન છે અને તેનો અર્થ દલીલ તરીકે રજૂ કરવાનો છે અને مَعَاذِيْر (મઆઝિર) એ عذر (ઊઝર)નું બહુવચન છે. આયતનો અર્થ એ છે કે જો કે અદાલતના કાયદાની રૂએ માનવીના બધા અમલોને મહશરમાં એક એક કરીને તેને બતાવવામાં આવશે પરંતુ વાસ્તવમાં તેને તેની જરૂરત નથી, કારણ કે તે પોતાના અમલોને સારી પેઠે જાણે છે, ખુદ એને ખબર છે કે તેણે શું શું કામ કર્યા હતા. વળી એ કે મહશરમાં પોતાના બધા જ ખરાબ કે સારા અમલોનો સાક્ષાત્કાર પણ તેની સામે થઈ જશે. કુર્આને કરીમે ફરમાવ્યું, وَوَجَدُوْا مَا عَمِلُوْا حَاضِرًا એટલે કે જે અમલ તેમણે દુનિયામાં કર્યા હતા તેને મહશરમાં હાજર અને સામે પામશે અને પોતાની

આંખોથી જોઈ લેશે. અહીંયાં જે વ્યક્તિને પોતાના નફ્સ ઉપર બસીરહ હોવાનું કહ્યું છે તેનો આ જ ખુલાસો છે.

જો બસીરહનો અર્થ દલીલ તરીકે લેવામાં આવે તો અર્થ એ છે કે માનવી પોતે પોતાના નફ્સ ઉપર દલીલ સ્વરૂપે હશે, જો તે તેનો ઈન્કાર કરશે તો પણ તેના અવયવો સ્વીકાર કરશે પરંતુ માનવી પોતાના ગુનાહો અને ભૂલોને જાણવા છતાં બહાનાબાજી છોડશે નહીં અને પોતાના કરેલાનું બહાનું વર્ણન કરતો જ રહેશે; તે આ અર્થમાં છે ولو القٰى معاذيره ۰

આટલે સુધી કયામતની પરિસ્થિતિઓ અને તેના અહેવાલનું વર્ણન હતું અને આગળ પણ આ જ આવનાર છે. વચ્ચે ચાર આયતોમાં રસૂલે કરીમ ﷺને એક ખાસ સૂચના આપવામાં આવી છે જે વહી નાઝિલ થવાના સમયે નાઝિલ થયેલી આયતો વિશે છે, તે એ કે જ્યારે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) કુર્આને કરીમની અમુક આયતો લઈને આવતા હતા તો રસૂલે કરીમ ﷺને તેમના પઢવાના સમયે એક તો એવી ફિકર થતી હતી કે ક્યાંક તેને સાંભળ્યા પછી તે પઢવામાં કોઈ ફરક ન આવી જાય અને બીજી ફિકર એ થતી હતી કે તેનો કોઈ ભાગ, કોઈ વાક્ય દિમાગમાંથી નીકળી જાય અને ભૂલી જાય જેથી તેમાં કોઈ ફરક આવી જાય તેથી આપ ﷺને જે સમયે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) આયતો સંભળાવતા તો રસૂલે કરીમ ﷺ તેમની સાથે સાથે પઢતા અને જીભને જલદી જલદી હલાવતા હતા કે વારંવાર પઢીને તેને યાદ કરી લે. આપ ﷺની આ મહેનતને દૂર કરવા માટે આ ચાર આયતોમાં અલ્લાહ તબારક વ તઆલાએ કુર્આને કરીમને સહીહ પઢવાની અને પછી તેને યાદ કરવાની અને પછી તેને મુસલમાનો સામે એ જ પ્રમાણે રજુ કરાવી દેવાની જવાબદારી પોતે લઈ લીધી અને રસૂલે કરીમ ﷺને કહ્યું કે તમે એ હેતુથી જીભ જલદી જલદી ચલાવવાની તકલીફ ન ઉઠાવો. لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ નો આ જ ભાવાર્થ છે, પછી કહ્યું اِنَّ عَلَيْنَا جَمْعَهٗ وَقُرْاٰنَهٗ એટલે કે તે બધી જ આયતોને તમારા દિલમાં એકઠી કરી દેવી પછી તેને એ જ પ્રમાણે તમારી પાસે પઢાવી દેવું આ બધી અમારી જિમ્મેદારી છે તેથી તમે તેની ચિંતા છોડી દો અને કહ્યું فَاِذَا قَرَاْنٰهُ فَاتَّبِعْ قُرْاٰنَهٗ આ સ્થળે કુર્આન કિરાઅતના અર્થમાં છે કે જ્યારે અમે એટલે કે અમારા તરફથી જિબ્રઈલ અમીન (અલૈ.) કુર્આન પઢે તો તમે સાથે સાથે ન પઢ્યા કરો બલકે

અમારા પઢયા પછી પઢયા કરો અને તે સમયે શાંતિથી મૌન રહી સાંભળ્યા કરો. અહીંયાં બધા જ ઈમામોની સર્વસહમતીએ اتباع قرآن (ઈત્તિબાએ કુર્આન)થી ભાવાર્થ એ છે કે જ્યારે જિબ્રઈલ (અલૈ.) પઢે તો તમે શાંતિથી મૌન રહી સાંભળો.

### ઇમામની પાછળ મુક્તદીની કિરાઅત ન કરવાની એક દલીલ :

સહીહ હદીષમાં આવ્યું છે કે ઈમામને અનુસરણ માટે જ બનાવવામાં આવે છે તેથી મુક્તદીઓએ તેમનું અનુસરણ કરવું જોઈએ. જ્યારે તે રુકૂઅ્ કરે તો બધા રુકૂઅ્ કરી લે, જ્યારે તે સિજ્દહમાં જાય તો સૌ સિજ્દહમાં જાય. સહીહ મુસ્લિમની રિવાયતમાં આવ્યું છે કે જ્યારે ઈમામ કિરાઅત કરે તો ચૂપ રહીને સાંભળે اذا قرأ فانصتوا આ પણ ઈમામના અનુસરણના હેતુનું જ વર્ણન છે; રુકૂઅ્ અને સિજ્દહમાં તો ઈમામનું અનુસરણ એવા સ્વરૂપમાં હોય છે કે તેની સાથે સાથે રુકૂઅ્ અને સિજ્દહના ફરજો અદા કરવામાં આવે પરંતુ કિરાઅતનું અનુસરણ એ નથી કે તેની સાથે સાથે પઢવામાં આવે બલકે કિરાઅતનું અનુસરણ એ જ છે કે જ્યારે ઈમામ કિરાઅત કરે તો તમે ચૂપ રહીને સાંભળો. આ જ ઈમામ અબૂહનીફહ (રહ.)ની દલીલ છે અને અમુક બીજા ઈમામોનું પણ માનવું છે કે આ બાબતે ઈમામની પાછળ મુકતદીએ કિરાઅત કરવી જોઈએ નહીં. વલ્લાહુ અઅ્લમુ.

અંતે કહ્યું, ثُمَّ إِنَّ عَلَيْنَا بَيَانَهُ તેનો ભાવાર્થ એ છે કે તમારે એ ફિકર પણ પોતાના ઉપર ન રાખવી જોઈએ કે નાઝિલ થયેલ આયતોનો સાચો ભાવાર્થ અને અર્થ શું છે ? તેને બતાવી દેવું અને સમજાવી દેવું પણ અમારી જ જવાબદારી છે. અમે કુર્આનના દરેકે દરેક શબ્દ અને તેના ભાવાર્થને તમારા ઉપર સ્પષ્ટ કરી દઈશું. આ ચાર આયતોમાં કુર્આન અને તેની તિલાવત વગેરે વિશે હુકમો વર્ણન કર્યા પછી આગળ ફરી કયામતના અહેવાલ અને પ્રસંગોનો જ બાકી ભાગ વર્ણન કરવામાં આવે છે. અત્રે એક સવાલ એ પેદા થાય છે કે આ ચાર આયતોનો આગલી પાછલી આયતો સાથે સંદર્ભ અને જોડાણ શું છે ? ખુલાસામાં તેનું જોડાણ એ વર્ણન કરવામાં આવ્યું છે કે ચાર આયતોથી પહેલાં જે કયામતની પરિસ્થિતિઓમાં તેનું વર્ણન છે કે અલ્લાહ તઆલાનું જ્ઞાન એટલું વિશાળ છે કે જે

જે માણસ જે જે સ્વરૂપ અને કદ કાઠીમાં પ્રથમ હતો તે એવો જ ફરીવાર પેદા કરી દેવામાં આવશે. એટલે સુધી કે તેના આંગળીઓના ટેરવાંની છાપને પણ બિલકુલ જેવીને તેવી બનાવી દેવામાં આવશે જેમાં રતીભાર પણ ફરક થશે નહીં અને આવું ત્યારે જ થઈ શકે છે કે હક્ક તઆલા શા'નુહૂનું ઈલ્મ પણ અસીમ અને અનહદ હોય અને તેને સુરક્ષિત રાખવું પણ એક અજોડ બાબત છે, તેના સંદર્ભમાં રસૂલે કરીમ ﷺને આ ચાર આયતોમાં એવો દિલાસો આપવામાં આવ્યો કે તમે તો ભૂલી પણ શકો છો, નકલ કરવામાં ભૂલ થવાની સંભાવના પણ હોઈ શકે છે પરંતુ અલ્લાહ રબ્બુલ ઈજ્જત આ બધાથી શ્રેષ્ઠ અને ઉચ્ચ છે, તે વસ્તુઓની જવાબદારી પોતે અલ્લાહ તઆલાએ લીધી છે તેથી તમે કુર્આનના શબ્દોને સુરક્ષિત રાખવાની અથવા તેના અર્થો સમજાવવાની ફિકર ચિંતા અને જહેમત ઉઠાવવાનું છોડી દો, આ બધું કામ પોતે અલ્લાહ તઆલા પૂર્ણ કરશે. આગળ ફરી કયામતની પરિસ્થિતિઓનું વર્ણન છે.

وُجُوْهٌ يَّوْمَئِذٍ نَّاضِرَةٌ اِلٰى رَبِّهَا نَاظِرَةٌ માં શબ્દ نَاضِرَةٌ (નાઝિરહ)નો અર્થ "તાજું માજું" થાય છે, એટલે કે તે દિવસે અમુક ચહેરા પ્રફુલ્લિત અને તાજા માજા હશે. اِلٰى رَبِّهَا نَاظِرَةٌ એટલે કે આ ચહેરા પોતાના પરવરદિગારને જોઈ રહ્યા હશે. તેનાથી સાબિત થયું કે આખિરતમાં જન્નતવાળાઓને અલ્લાહ તબારક વ તઆલાના દીદાર નસીબ થશે અને તેના ઉપર અહલે સુન્નત વલ જમાઅત અને બધા જ ઉલમા ફુકહાનો ઈજ્માઅ્ છે, માત્ર મોઅ્તઝિલા અને ખવારિજ તેના ઈન્કારી છે. ઈન્કારનું કારણ ફિલસૂફીયુક્ત તાર્કિક શંકાઓ છે કે આંખથી જોનારા અને જેને જોવામાં આવે તે બંને વચ્ચેના અંતર માટેની જે શરતો છે તેમાં સર્જનહાર અને સર્જન વચ્ચે તેનું પ્રમાણ શક્ય નથી હોઈ શકતું પરંતુ અહલે સુન્નત વલ જમાઅતનો મત એ છે કે આખિરતમાં અલ્લાહ તબારક વ તઆલાના દર્શન અને ઝિયારત આ બધી શરતોથી બાકાત હશે, ન તો કોઈ દિશા કે વિસ્તાર સાથે તેનો કોઈ સંબંધ હશે અને ન જ કોઈ ખાસ શકલ સૂરત કે કદ કાઠી સાથે. હદીષની રિવાયતોથી આ વિષય વધારે ખુલાસાથી સાબિત થાય છે અલબત્ત આ દર્શન અને ઝિયારતમાં જન્નતવાળાઓના વિવિધ દરજ્જાઓ હશે, અમુકને આ ઝિયારત દર અઠવાડિયે જુમ્આના દિવસે પ્રાપ્ત થશે, અમુકને દરરોજ સવાર સાંજ અને અમુકના માટે આવી પરિસ્થિતિ દરેક હાલતમાં રહેશે. *(મઝહરી)*

كَلَّآ اِذَا بَلَغَتِ التَّرَاقِيَ ○ وَقِيْلَ مَنْ ٜ رَاقٍ ○ وَّظَنَّ اَنَّهُ الْفِرَاقُ ○ وَالْتَفَّتِ السَّاقُ

بِالسَّاقِ ○ اِلٰى رَبِّكَ يَوْمَئِذِ نِ الْمَسَاقُ ○

પાછલી આયતોમાં કયામતનો હિસાબ કિતાબ અને જન્નત તથા દોઝખની અમુક પરિસ્થિતિઓ વર્ણન કર્યા પછી આ આયતમાં માનવીનું ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું કે પોતાના મૃત્યુને ન ભૂલો, મોત પહેલાં પહેલાં ઈમાન અને નેક અમલો તરફ આવી જાઓ જેથી આખિરતમાં છુટકારો મળે. પ્રસ્તુત આયતમાં મોતનો નકશો એ રીતે ખેંચવામાં આવ્યો કે બેદરકાર માનવી ભૂલમાં રહે છે એટલે સુધી કે મોત માથા ઉપર આવીને ઊભી થાય છે અને روح تـرقوه એટલે કે ગળાની હાંસડી સુધી આવીને રૂહ ફસાઈ જાય છે અને બીમારની દેખરેખ રાખનાર લોકો દવા અને ઉપચારથી હાથ ધોઈ નાંખી ઝાડફૂંક કરનારાઓને શોધવા લાગે અને એક પગની પિંડી બીજા પગની પિંડી ઉપર લપેટાવા લાગે તો આ સમય અલ્લાહ તઆલાની પાસે જવાનો આવી ગયો, હવે ન તો કોઈ દુઆ કબૂલ થશે ન જ કોઈ અમલ; તેથી બુદ્ધિશાળી માટે એ જરૂરી છે કે આવો સમય આવતા પહેલાં પોતાની સુધારણાની ફિકર ચિંતા કરે. وَالْتَفَّتِ السَّاقُ بِالسَّاقِ માં શબ્દ سَـــــاقُ (સાક)નો પ્રખ્યાત અર્થ "પગની પિંડી" છે અને પગની પિંડીનું એકબીજા ઉપર લપેટાવાથી ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે તે સમય વિવશતા અને બેચેનીનો હોય છે કે એક પિંડી બીજી પિંડી ઉપર મારે અને ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે જો એક પગ બીજા પગ ઉપર મૂક્યો છે અને તેને હલાવવા ઇચ્છે છે તો તેને હલાવી પણ નથી શકતો, તેનામાં એટલી શક્તિ પણ નથી હોતી.

*(કુર્તુબી)*

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અત્રે બે سـاقـون (સાકુ)થી અર્થ બંને જહાન એટલે કે દુનિયા અને આખિરત છે અને આયતનો ભાવાર્થ એ છે કે તે સમયે દુનિયાનો અંતિમ દિવસ અને આખિરતનો પ્રથમ દિવસ ભેગો થયો છે તેથી બમણી મુસીબતમાં સંડોવાયેલ છે. દુનિયાથી જુદાઈનો ગમ અને આખિરતના મા'મલાની ફિકર ચિંતા. વલ્લાહુ અઅ્લમુ.

اَوْلٰى لَكَ فَاَوْلٰى ۙ ثُمَّ اَوْلٰى لَكَ فَاَوْلٰى માં શબ્દ اَوْلٰى (અવલા) એ وَيْلٌ

(વયૂલ)થી બનેલ છે. "વયૂલ"નો અર્થ "નાશ થવાનો અથવા બરબાદ થવાનો" છે. અહીંયાં તે વ્યક્તિ માટે કે જેણે કુફ્ર અને જૂઠાડવાને જ પોતાની પ્રકૃતિ બનાવી રાખી અને દુનિયાના માલ અને દોલતમાં મસ્ત રહ્યો પછી એવી જ હાલતમાં મરી ગયો તેના માટે ચાર વખતે શબ્દ "હલાકત અને બરબાદી" ઉપયોગ કરવામાં આવ્યો એટલે કે મૃત્યુ સમયે, પછી મૃત્યુ બાદ કબરમાં, પછી હિસાબ કિતાબ વખતે, પછી જહન્નમમાં દાખલ થવાના સમયે આ બરબાદી અને મુસીબત જ તારો હિસ્સો છે.

اَلَيۡسَ ذٰلِكَ بِقٰدِرٍ عَلٰٓى اَنۡ يُّحۡـىِۦَ الۡمَوۡتٰى એટલે કે શું તે જાતે હક્ક જેના કાબૂમાં મોત અને જિંદગી તથા સમગ્ર વિશ્વ છે શું તે એ બાબત ઉપર શકિત નથી ધરાવતો કે મૃતને ફરી જીવંત કરે ? રસૂલે કરીમ ﷺ એ કહ્યું કે જે વ્યક્તિ સૂરએ કયામહની આ આયતની તિલાવત કરે તો તેણે કહેવું જોઈએ بَلٰى وَاَنَا عَلٰى ذٰلِكَ مِنَ الشّٰهِدِيۡنَ એટલે કે નિઃશંક ! તે તેના ઉપર શકિત ધરાવે છે અને હું પણ તે લોકોમાં સામેલ છું જે તેની ગવાહી આપે છે. આ હદીષમાં આ જ શબ્દો સૂરએ વત્તીનની અંતિમ આયત اَلَيۡسَ اللّٰهُ بِاَحۡكَمِ الۡحٰكِمِيۡنَ પઢવાના સમયે પણ કહેવાની તા'લીમ આપવામાં આવી છે અને આ જ હદીષમાં એ પણ કહ્યું કે જે વ્યક્તિ સૂરએ મૂરસિલાતની આ આયત فَبِاَىِّ حَدِيۡثٍۢ بَعۡدَهٗ يُؤۡمِنُوۡنَ ઉપર પહોંચે તો તેણે اٰمَنَّا بِاللّٰهِ (આમન્ના બિલ્લાહ) કહેવું જોઈએ.


تَمَّتْ سُوْرَةُ الْقِيٰمَةِ بِحَمْدِ اللّٰهِ ٢٨ رَجَبْ ١٣٩١ هـ

સૂરએ કિયામહ પૂર્ણ થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

□□□□□□□□□□□□

તારીખ : ૦૪ નવેમ્બર ૨૦૧૪ મુતાબિક ૧૦ મુહર્રમ ૧૪૩૬ હિજરી.

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૬)

# સૂરએ દહ્ર

સૂરએ દહ્ર મક્કામાં નાઝિલ થઈ, તેની ૩૧ આયતો અને બે રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ દહ્ર : આયત નં. ૧ થી ૩૧)

آياتها ٣١ ﴿٧٦ سُوۡرَةُ الدَّهۡرِ مَكِّيَّةٌ ٩٨﴾ ركوعاتها ٢

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

هَلۡ اَتٰى عَلَى الۡاِنۡسَانِ حِيۡنٌ مِّنَ الدَّهۡرِ لَمۡ يَكُنۡ شَيۡـًٔا مَّذۡكُوۡرًا ﴿١﴾ اِنَّا خَلَقۡنَا
الۡاِنۡسَانَ مِنۡ نُّطۡفَةٍ اَمۡشَاجٍ ۖ نَّبۡتَلِيۡهِ فَجَعَلۡنٰهُ سَمِيۡعًۢا بَصِيۡرًا ﴿٢﴾ اِنَّا هَدَيۡنٰهُ
السَّبِيۡلَ اِمَّا شَاكِرًا وَّاِمَّا كَفُوۡرًا ﴿٣﴾ اِنَّاۤ اَعۡتَدۡنَا لِلۡكٰفِرِيۡنَ سَلٰسِلَاۡ وَاَغۡلٰلًا
وَّسَعِيۡرًا ﴿٤﴾ اِنَّ الۡاَبۡرَارَ يَشۡرَبُوۡنَ مِنۡ كَاۡسٍ كَانَ مِزَاجُهَا كَافُوۡرًا ۚ ﴿٥﴾ عَيۡنًا
يَّشۡرَبُ بِهَا عِبَادُ اللّٰهِ يُفَجِّرُوۡنَهَا تَفۡجِيۡرًا ﴿٦﴾ يُوۡفُوۡنَ بِالنَّذۡرِ وَيَخَافُوۡنَ
يَوۡمًا كَانَ شَرُّهٗ مُسۡتَطِيۡرًا ﴿٧﴾ وَيُطۡعِمُوۡنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسۡكِيۡنًا
وَّيَتِيۡمًا وَّاَسِيۡرًا ﴿٨﴾ اِنَّمَا نُطۡعِمُكُمۡ لِوَجۡهِ اللّٰهِ لَا نُرِيۡدُ مِنۡكُمۡ جَزَآءً وَّلَا
شُكُوۡرًا ﴿٩﴾ اِنَّا نَخَافُ مِنۡ رَّبِّنَا يَوۡمًا عَبُوۡسًا قَمۡطَرِيۡرًا ﴿١٠﴾ فَوَقٰهُمُ اللّٰهُ شَرَّ
ذٰلِكَ الۡيَوۡمِ وَلَقّٰهُمۡ نَضۡرَةً وَّسُرُوۡرًا ۚ ﴿١١﴾ وَجَزٰهُمۡ بِمَا صَبَرُوۡا جَنَّةً وَّحَرِيۡرًا ۙ ﴿١٢﴾
مُّتَّكِـِٕيۡنَ فِيۡهَا عَلَى الۡاَرَآئِكِ ۚ لَا يَرَوۡنَ فِيۡهَا شَمۡسًا وَّلَا زَمۡهَرِيۡرًا ۚ ﴿١٣﴾ وَدَانِيَةً
عَلَيۡهِمۡ ظِلٰلُهَا وَذُلِّلَتۡ قُطُوۡفُهَا تَذۡلِيۡلًا ﴿١٤﴾ وَيُطَافُ عَلَيۡهِمۡ بِاٰنِيَةٍ مِّنۡ
فِضَّةٍ وَّاَكۡوَابٍ كَانَتۡ قَوَارِيۡرَا۠ ۙ ﴿١٥﴾ قَوَارِيۡرَا۠ مِنۡ فِضَّةٍ قَدَّرُوۡهَا تَقۡدِيۡرًا ﴿١٦﴾

وَيُسْقَوْنَ فِيهَا كَأْسًا كَانَ مِزَاجُهَا زَنْجَبِيلًا ﴿١٧﴾ عَيْنًا فِيهَا تُسَمَّىٰ سَلْسَبِيلًا ﴿١٨﴾
وَيَطُوفُ عَلَيْهِمْ وِلْدَانٌ مُّخَلَّدُونَ إِذَا رَأَيْتَهُمْ حَسِبْتَهُمْ لُؤْلُؤًا مَّنثُورًا ﴿١٩﴾
وَإِذَا رَأَيْتَ ثَمَّ رَأَيْتَ نَعِيمًا وَمُلْكًا كَبِيرًا ﴿٢٠﴾ عَالِيَهُمْ ثِيَابُ سُندُسٍ خُضْرٌ
وَإِسْتَبْرَقٌ ۖ وَحُلُّوا أَسَاوِرَ مِن فِضَّةٍ وَسَقَاهُمْ رَبُّهُمْ شَرَابًا طَهُورًا ﴿٢١﴾ إِنَّ هَٰذَا
كَانَ لَكُمْ جَزَاءً وَكَانَ سَعْيُكُم مَّشْكُورًا ﴿٢٢﴾ إِنَّا نَحْنُ نَزَّلْنَا عَلَيْكَ
الْقُرْآنَ تَنزِيلًا ﴿٢٣﴾ فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تُطِعْ مِنْهُمْ آثِمًا أَوْ كَفُورًا ﴿٢٤﴾
وَاذْكُرِ اسْمَ رَبِّكَ بُكْرَةً وَأَصِيلًا ﴿٢٥﴾ وَمِنَ اللَّيْلِ فَاسْجُدْ لَهُ وَسَبِّحْهُ لَيْلًا
طَوِيلًا ﴿٢٦﴾ إِنَّ هَٰؤُلَاءِ يُحِبُّونَ الْعَاجِلَةَ وَيَذَرُونَ وَرَاءَهُمْ يَوْمًا ثَقِيلًا ﴿٢٧﴾ نَّحْنُ
خَلَقْنَاهُمْ وَشَدَدْنَا أَسْرَهُمْ ۖ وَإِذَا شِئْنَا بَدَّلْنَا أَمْثَالَهُمْ تَبْدِيلًا ﴿٢٨﴾ إِنَّ هَٰذِهِ
تَذْكِرَةٌ ۖ فَمَن شَاءَ اتَّخَذَ إِلَىٰ رَبِّهِ سَبِيلًا ﴿٢٩﴾ وَمَا تَشَاءُونَ إِلَّا أَن يَشَاءَ
اللَّهُ ۚ إِنَّ اللَّهَ كَانَ عَلِيمًا حَكِيمًا ﴿٣٠﴾ يُدْخِلُ مَن يَشَاءُ فِي رَحْمَتِهِ ۚ
وَالظَّالِمِينَ أَعَدَّ لَهُمْ عَذَابًا أَلِيمًا ﴿٣١﴾



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*બેશક, મનુષ્ય પર જમાનાનો એક એવો સમય ગુજર્યો છે કે જેમાં તે કોઈ વર્ણનપાત્ર વસ્તુ જ ન હતો. (૧) બેશક, અમે જ મનુષ્યને બેરંગી (સ્ત્રી–પુરુષના મિશ્ર) વીર્યથી પેદા કર્યો, કે અમે તેને (ભિન્ન ભિન્ન સ્થિતિમાં) પલટા આપતા રહ્યા. પછી અમે તેને સાંભળનાર, જોનાર કરી દીધો. (૨) બેશક, અમે તેને સત્ય માર્ગની સૂઝ આપી. (ફરી) યા તો તે (ઈમાન લાવી) શુક્ર કરે છે અને કાં તો નાશુક્રી કરે છે. (૩) બેશક, અમે કાફિરો માટે સાંકળો અને તોક તથા ધગધગતી આગ તૈયાર કરી રાખી છે.*

(૪) અલબત્ત, નેક લોકો એવા પ્યાલાથી (શરાબ) પીશે કે જેમાં કપૂરની મેળવણી હશે. (૫) એટલે તે એક નહેર છે જેમાંથી અલ્લાહના (ખાસ) બંદા પીશે (અને ચાહે ત્યાં) તેઓ તેની નહેરો વહેતી કરી લઈ જશે. (૬) તેઓ મન્નતોને પૂરી કરે છે અને એવા દિવસથી ડરે છે કે જેની સખ્તી સામાન્ય હશે. (૭) અને અલ્લાહના પ્રેમને લીધે નિરાધાર અને યતીમ તથા કેદીને ખાવાનું ખવડાવે છે. (૮) (અને કહે છે કે) અમે તો માત્ર અલ્લાહની ખુશ્નુદી માટે જ તમને ખવડાવીએ છીએ અને તમારાથી કંઈ બદલો ચાહતા નથી કે આભાર માનવું ઈચ્છતા નથી. (૯) અમે તો પોતાના પરવરદિગાર તરફના એક ઉદાસીવાળા સખતીના દિવસનો ડર રાખીએ છીએ. (૧૦) તો અલ્લાહ તેઓને તે દિવસની સખતીથી બચાવી લેશે અને તેમને (મુખ પર) રોનક અને (દિલમાં) આનંદ આપશે. (૧૧) અને તેઓના (દીન પર) કાયમ રહેવાના બદલે તેમને જન્નત અને રેશમી પોશાક અર્પણ કરશે. (૧૨) તેઓ તે (બાગ)માં તખતો પર તકિયા લગાડી બેઠા હશે. તેઓ ત્યાં તાપ, તડકો કે ટાઢ નહિ જુએ (૧૩) અને તેઓ પર તે(ના વૃક્ષો)ની છાયા નમી પડેલી હશે અને તેના ફળોના ગુચ્છા લટકાવીને નીચા કરવામાં આવશે (૧૪) અને તેમની પાસે (વસ્તુઓ પહોંચાડવા) ચાંદીના વાસણો લાવવામાં આવશે તથા ગ્લાસ જે કાચનાં હશે (૧૫) તે કાચ ચાંદીના હશે, જેને ભરનારા માપસર ભરશે (૧૬) ને (એ ઉપરાંત) તેઓને ત્યાં એવાં (શરાબનાં) પ્યાલાં પિવડાવવામાં આવશે, જેમાં સૂંઠની મેળવણી હશે. (૧૭) ત્યાં એક નહેર છે કે જેનું નામ 'સલસબીલ' હશે. (૧૮) તેમજ તેઓની પાસે (મજકુર વસ્તુઓ લઈ) એવા છોકરાઓ આંટા મારતા રહેશે, જે સદા છોકરા જ રહેશે. (હે માનવી !) જ્યારે તું તેમને જુએ તો એમ જ ધારે કે વિખરાયેલાં મોતી છે (૧૯) અને (એટલું જ નહિ, બલકે) જ્યારે તું ત્યાં જુએ તો તને ઘણી નેઅમત અને મહાન બાદશાહી દેખાય. (૨૦) તેમનાં ઉપરના વસ્ત્રો લીલા રંગના, બારીક રેશમનાં તેમજ ઘટ્ટ રેશમના હશે અને તેમને ચાંદીના કંગન પહેરાવવામાં આવશે અને તેમનો પરવરદિગાર (હૃદયને) પવિત્ર કરનાર શરાબ તેમને પિવડાવશે (૨૧) (અને તેમને કહેવામાં આવશે કે) આ તમારો બદલો છે અને તમારી (દુનિયામાંની) કોશિશ કબૂલ થઈ ગઈ. (૨૨)

*(હે નબી સલ. !) બેશક, અમે જ આપના ઉપર કુર્આનને થોડું થોડું કરી ઉતાર્યું છે. (૨૩) માટે આપ પોતાના પરવરદિગારના હુકમ (તબ્લીગ વગેરે) પર કાયમ રહેજો અને તેઓમાંથી કોઈ પાપી અથવા કાફિરનું કહેવું માનશો નહિ (૨૪) અને પોતાના પરવરદિગારનું નામ સવારે તથા સાંજે યાદ કરો (૨૫) અને રાતમાં થોડોક વખત તેને સિજદો કરો અને રાતના વિશેષ ભાગમાં તેની તસ્બીહ પઢો. (૨૬) બેશક, એ (કાફિર) લોકો દુનિયાનો પ્રેમ રાખે છે અને એક ભારે દિવસ (કિયામત)ને પોતાની પાછળ પડતો મૂકે છે (૨૭) અમે જ તેઓને પેદા કર્યા અને અમે જ તેઓના બાંધાઓને મજબૂત કર્યા અને જ્યારે અમે ધારીએ ત્યારે તેઓના જેવા લોકો તેઓના ઠેકાણે બદલી નાખીએ. (૨૮) આ (બધું વર્ણન) નસીહત છે. ફરી જે કોઈ ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો માર્ગ ગ્રહણ કરી લે (૨૯) અને અલ્લાહની ઈચ્છા વિના તમે કંઈ પણ ઈચ્છા કરી શકશો નહિ. બેશક, અલ્લાહ સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે. (૩૦) તે જેને ચાહે છે પોતાની રહમતમાં દાખલ કરી લે છે, પણ જુલ્મીઓ (મુશરિકો) માટે તો તેણે દુઃખદાયક અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૩૧)*



## વિસ્તૃત વિવરણ :

સૂરએ દહ્રનું નામ સૂરએ ઈન્સાન અને સૂરએ અબરાર પણ છે. (રૂહ) તેમાં માણસના સર્જનની શરૂઆત, અંત તથા અમલો ઉપર બદલો અને સજા, કયામત અને જન્નત દોઝખની ખાસ ખાસ પરિસ્થિતિઓનું ખૂબ ઉચ્ચ કક્ષાની અને અસરકારક શૈલીમાં વર્ણન થયું છે.

هَلْ اَتٰى عَلَى الْاِنْسَانِ حِيْنٌ مِّنَ الدَّهْرِ لَمْ يَكُنْ شَيْئًا مَّذْكُوْرًا માં શબ્દ هَلْ વાસ્તવમાં સમજાવવા માટે હોય છે અને તે અમુક સમયે કોઈ ખાસ અને ઉઘાડી વસ્તુને સમજાવવા માટે ઉપયોગ કરવામાં આવે છે તેથી તે સ્પષ્ટ થઈ જાય અને નિશ્ચિત થઈ જાય, જેમકે કોઈને પૂછીશું તો તે આ જ જવાબ આપશે, બીજી કોઈ શકયતા કે સંભાવના જ નથી. જેમકે કોઈ વ્યક્તિ અડધી રાત્રે કોઈને પૂછે કે આ શું આ દિવસ છે ? તો તે એવો જ જવાબ આપશે કે આ દિવસ નથી રાત છે. આ સ્વરૂપ અત્રે هَـــلْ (હલ) શબ્દનું છે પરંતુ વાસ્તવમાં તેના અત્યંત સ્પષ્ટ થવાનું

વર્ણન છે તેથી આવા સ્થળોએ અમુક લોકોએ કહ્યું છે કે "હલ" શબ્દ قَد (કદ) શબ્દના અર્થમાં આવેલ છે જે સ્થિતિનો તાગ મેળવવા માટે કહેવામાં આવે છે. મતલબ કે બંને સ્વરૂપોમાં આયતનો ભાવાર્થ એ છે કે માણસ ઉપર એક લાંબો સમય એવો પસાર થયો છે કે દુનિયામાં ક્યાંય તેનું નામો નિશાન ન હતું બલકે તેનો કોઈ ઉલ્લેખ સુદ્ધાં ન હતો. શબ્દ حِيْنٌ (હીન) તનવીનની સાથે વર્ણન કરવાથી તે સમય અને તેના લંબાણ તરફ ઈશારો છે અને આયતમાં માણસ ઉપર એ લાંબો સમય પસાર થવાનું વર્ણન કર્યું છે જેમાં તેનું કોઈને કોઈ રીતે અસ્તિત્વ હોવું જરૂરી છે. માણસના ન હોવાના સમયકાળને તો માનવી ઉપર પસાર થયેલો સમય કહી શકાય નહીં તેથી ઘણા તફસીરકારોએ કહ્યું કે આ લાંબો સમય કે જે માનવી ઉપર પસાર થયો તેનાથી તે સમય ભાવાર્થ સ્વરૂપે છે જે માતાના ગર્ભાધાનથી જન્મ સુધીનો સમય છે જે સ્વાભાવિક રીતે નવ મહિના હોય છે કે તેમાં માનવીના સર્જન ઉપર જેટલા તબક્કાઓ પસાર થાય છે વીર્યના ટીપાથી લઈને શરીર અને અવયવો અને પછી તેમાં જીવનની રૂહ આવતાં સુધી તે બધું જ સામેલ છે. આ સમગ્ર સમયકાળમાં જો કે તેનું અસ્તિત્વ એક રીતે કાયમ થઈ ચૂક્યું છે પરંતુ ન તો કોઈ જાણે છે કે તે પુત્ર છે કે પુત્રી, ન જ તેનું કોઈ નામ છે અને ન જ તેનો ચહેરો કે કદ કાઠી કોઈને ખબર છે તેથી ક્યાંનું ક્યાંય વર્ણન સુદ્ધાં નથી અને જો તેનો વિશાળ અર્થ લેવામાં આવે તો માનવીના સર્જનની શરૂઆત જે રીતે વીર્યના ટીપાથી થવાનું સમજવામાં આવે છે તે ટીપુ પણ જે ખોરાકથી પેદા થયું તે ખોરાકના તત્ત્વો કોઈને કોઈ સ્વરૂપે દુનિયામાં હતા જ; જો તે સમયને પણ સામેલ કરી લઈએ તો આ સમયકાળ હજારો વર્ષનો લાંબો હોઈ શકે છે. મતલબ કે અલ્લાહ તઆલાએ આ આયતમાં માણસને એક એવી બાબત તરફ ધ્યાન અપાવ્યું કે તેમાં જરા પણ સમજદારી હોય અને કંઈ પણ વિચાર કરે તો તેને પોતાની વાસ્તવિકતાના સ્વીકાર સાથે પોતાને પેદા કરનાર અને બનાવનારના અસ્તિત્વ અને તેના જ્ઞાન તથા શક્તિ ઉપર સંપૂર્ણ ઈમાન અને શ્રદ્ધા સિવાય કોઈ છૂટકો જ નથી રહેતો. જો એક સિત્તેર વર્ષનો માનવી આ બાબતે ચિંતન કરે અને એના ઉપર વિચાર કરે કે અત્યારથી ૭૧ વર્ષ પહેલાં તેનું કોઈ નામ નિશાન ન હતું અને ન જ તેના કોઈ વિષયનું વર્ણન ઉપસ્થિત હતું, માતા પિતા અને દાદા દાદીના દિલમાં પણ આ ખાસ અસ્તિત્વનો કોઈ ભ્રમ સુદ્ધાં ન હતો, ભલે માત્ર

બાળકની કલ્પના હોય પરંતુ તે વખતે કઈ વસ્તુ તેના અસ્તિત્વ અને સર્જન માટે જવાબદાર ઠરી અને કઈ મહાન શક્તિએ દુનિયાભરમાં ફેલાયેલા કણોને તેના અસ્તિત્વમાં સમાવી તેને એક હોશિયાર, સમજદાર, સાંભળનારો, બુદ્ધિશાળી માનવી બનાવી દીધો તો તે અનાયાસે એવું કહેવા મજબૂર થઈ જશે,

ما نبودیم وتقاضا ما نبود    لطف تو نا گفتہ ما می شنود

ત્યાર પછી માનવીના સર્જનનું શરૂઆતનું વર્ણન આ રીતે કર્યું, اِنَّا خَلَقْنَا الْاِنْسَانَ مِنْ نُّطْفَةٍ اَمْشَاجٍ એટલે કે અમે માનવીને વીર્યના મિશ્રણથી પેદા કર્યો. اَمْشَاجٍ (અમશાજ) એ مشج અથવા مشيج નું બહુવચન છે, તેનો અર્થ "મિશ્રણ"નો થાય છે અને અત્રે દેખીતું એ છે કે પુરુષ અને સ્ત્રીના વીર્યનું મિશ્રણ ભાવાર્થ સ્વરૂપે છે જેને ઘણા તફસીરકારોએ કહ્યું છે અને રૂહુલ મઆનીમાં અમુક તફસીરકારોએ એ કહ્યું છે કે "અમશાજ"થી ભાવાર્થ ચાર વસ્તુઓનું મિશ્રણ છે લોહી (Blood), બલગમ (Phlegm-કફ), પિત્ત (Choler) અને વિષાદ (Melancholy) જેનાથી નુત્ફો બને છે.

**દરેક માનવીના સર્જનમાં સમગ્ર દુનિયાના તત્ત્વો અને કણો સામેલ છે:**

વિચાર કરવામાં આવે તો ઉપરોક્ત ચાર વસ્તુઓનું મિશ્રણ પણ ખોરાકના વિવિધ પ્રકારોમાંથી પ્રાપ્ત થાય છે અને દરેક માનવીના ખોરાકમાં વિચાર કરવામાં આવે તો તેમાં દૂર સુદૂરના પ્રદેશો અને દેશોના તત્ત્વો, પાણી, હવા વગેરે દ્વારા સામેલ થાય છે અને જે રીતે એક માનવીના હાલના શરીરની સમીક્ષા અને પૃથક્કરણ કરવામાં આવે તો જાણ થશે કે તે એવા તત્ત્વો અને કણોનું મિશ્રણ છે જે દુનિયાના ખૂણા ખૂણામાં વિખરાયેલા હતા. કુદરતની આશ્ચર્યકારક વ્યવસ્થાએ બુદ્ધિ ચકરાય જાય તે રીતે માનવીના અસ્તિત્વમાં તેનો સમાવેશ કરી દીધો. જો "અમશાજ"નો ભાવાર્થ આવો લેવામાં આવે તો આ સ્થળે અમશાજના વર્ણનથી કયામતના ઈન્કારીઓની સૌથી મોટી શંકાનો રદિયો પણ થઈ જશે, કારણ કે અલ્લાહ તઆલાથી આ અપરિચિત લોકો સમીપ કયામત કાયમ થવામાં અને મૃત લોકોના સજીવન થવામાં સૌથી મોટી શંકા એ છે કે માનવી મૃત્યુ પામી માટી થઈ ગયો, ક્ષત વિક્ષત થઈને તેના રજકણો દુનિયામાં વિખરાઈ ગયા, પછી તેને ફરી ભેગા કરવા અને તેમાં રૂહ નાંખવી તેમની નજીક અશક્ય બાબત છે.

અમશાજ મિશ્રણના અર્થમાં લેવામાં આવે તો આ તફસીરમાં તેમની આ શંકાનો સ્પષ્ટ જવાબ છે કે માનવીના શરૂઆતના સર્જનમાં પણ આખી દુનિયાના તત્ત્વો અને કણો સામેલ છે જેનાથી તેની આ શરૂઆતની પેદાઈશ મુશ્કેલ ન થઈ હવે તેના માટે માનવીને ફરીવાર પેદા કરવો કઈ રીતે મુશ્કેલ થઈ ગયું !? અને આ તફસીર ઉપર શબ્દ અમશાજનો આ સ્થળે વધારો પણ આ ખાસ ખુલાસા માટે હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

نَبْتَلِيْهِ એ શબ્દ اِبْتلاء થી બને છે જેનો અર્થ પરીક્ષા અને કસોટીનો પણ થાય છે. માનવીના સર્જનનો એ હેતુ વર્ણન થયો છે કે માનવીને આવી શાન સાથે પેદા કરવાનો હેતુ તેની કસોટી કરવાનો છે જેનું વર્ણન આગલી આયતોમાં આવ્યું છે કે અમે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો દ્વારા તેને માર્ગ બતાવ્યો કે આ માર્ગ જન્નત તરફ અને બીજો દોઝખ તરફ જાય છે અને તેને અધિકાર આપી દીધો કે તેમાંથી જેને ઇચ્છે અપનાવે, તેથી તેમાં બે વિભાગો થઈ ગયા. اِمَّا شَاكِرًا وَّاِمَّا كَفُوْرًا એટલે કે એક સમુદાય તે લોકોનો થયો જેમણે પોતાના પેદા કરનારને ઓળખ્યો અને પોતાના નેઅ્મત આપનારને ઓળખીને તેનો શુક્ર અદા કર્યો અને તેના ઉપર ઈમાન લાવ્યો અને બીજો સમુદાય તે થયો જેણે અલ્લાહ તઆલાની નેઅ્મતોની નાશુક્રી કરી અને કાફિર રહ્યા. ત્યારબાદ બંને સમુદાયોના બદલા અને પરિણામનું વર્ણન કર્યું કે કાફિરો માટે સાંકળો અને તોક તથા જહન્નમ છે અને "અબરાર" એટલે કે ઈમાન લાવી આજ્ઞાપાલન કરનાર લોકો માટે મોટી મોટી નેઅ્મતો છે. સૌ પ્રથમ પીવાની વસ્તુઓનું વર્ણન કર્યું કે તેમને એવી શરાબના જામ આપવામાં આવશે જેમાં કા'ફૂર (કપુર–Camphor) ભેળવેલ હશે, يَشْرَبُوْنَ مِنْ كَاْسٍ كَانَ مِزَاجُهَا كَافُوْرًا અમુક તફસીરકારોએ કહ્યું કે કા'ફૂર જન્નતના એક ઝરણાનું નામ છે, આ શરાબમાં સ્વાદ અને કેફ વધારવા માટે તે ઝરણાનું પાણી સામેલ કરવામાં આવશે અને કપુરનો પ્રખ્યાત અર્થ લેવામાં આવે તે જરૂરી નથી કે જન્નતનું કપુર પણ દુનિયાના કપુરની જેમ હોય, એટલે કે ખાવા પીવા પાત્ર ન હોય. આ કપુરની ખાસિયતો જુદી હશે.

عَيْنًا يَّشْرَبُ بِهَا عِبَادُ اللّٰهِ માં શબ્દ عَيْنًا (અયનન્) તરકીબે નહ્વીમાં કા'ફૂરના સ્થાને પણ હોઈ શકે છે. આ સૂરતમાં એ નિશ્ચિત થઈ જાય છે કે

કા'ફૂરથી ભાવાર્થ જન્નતનું ઝરણું છે અને ઈબાદુલ્લાહથી ભાવાર્થ અલ્લાહ તઆલાના તે જ નેક બંદાઓ છે જેમનું વર્ણન પ્રથમ અબરારના વિષય હેઠળ કરવામાં આવ્યું છે અને જો عَيْنًا ને كَاسٍ مِن નું સ્થાન આપે તો આ કોઈ બીજા ઝરણા અને પાણીનું વર્ણન છે અને આવા સ્વરૂપમાં ઈબાદુલ્લાહથી ભાવાર્થ જન્નતવાળાઓની કોઈ બીજી જમાઅત છે જે અબરારથી ઓછા દરજ્જાના છે.

يُوفُونَ بِالنَّذْرِ આ વર્ણન એનું છે કે અબરાર અને ઈબાદુલ્લાહના આ ઈનામો કઈ બીનાએ મળશે ? ભાવાર્થ એ છે કે તમે તમારા ઉપર કોઈ એવું કામ વાજિબ કરી લો જે શરીઅતથી તમારા માથે વાજિબ ન હતું, એવી મન્નતને પૂરી કરવી શરઈ રૂએ વાજિબ થઈ જાય છે જેની વિગત આગળ આવે છે એટલે કે જન્નતના મહાન સવાબ અને ઈનામોનું કારણ મન્નત પૂરી કરવાને ઠરાવવામાં આવ્યું છે તેમાં ઈશારો એ તરફ છે કે આ લોકો જ્યારે પોતાના તરફ ફરજ કરેલ વસ્તુની કાળજી રાખે છે તો જે ફરજો અને વાજિબો તેમના અધિકારમાં નથી બલકે અલ્લાહ તઆલા તરફથી તેમના ઉપર ફરજ ઠરાવવામાં આવ્યા છે તેની કાળજી અગ્રસ્થાને રાખતા હશે એ જ રીતે શબ્દ "ઈફાએ નઝર"માં વાસ્તવમાં બધા જ શરઈ વાજિબો અને ફરજોની અદાયગી સામેલ થઈ ગઈ અને જન્નતના ઈનામો મળવાનું કારણ સંપૂર્ણ આજ્ઞાપાલન તથા બધા જ ફરજો અને વાજિબોને અદા કરવું હશે. મતલબ કે આ વાકયથી મન્નત પૂરી કરવાનું મહત્ત્વ અને તેનું વાજિબ હોવું સાબિત થયું.



**મસ્અલો :**

નઝર (મન્નત) લાગુ પડવા માટે અમુક શરતો છે. પ્રથમ એ કે જે વસ્તુની મન્નત માનવામાં આવે તે જાઈઝ અને હલાલ હોય, ગુનાહયુક્ત ન હોય. જો કોઈએ કોઈ ગુનાહ અથવા નાજાઈઝ કામની મન્નત માની લીધી તો તેના માટે જરૂરી છે કે તે નાજાઈઝ કામ ન કરે અને પોતાની કસમ તોડી નાંખે અને કસમનો કફ્ફારો આપી દે. બીજી શરત એ છે કે તે અલ્લાહ તઆલા તરફથી વાજિબ ન હોય, એટલા માટે જો કોઈ વ્યક્તિ ફરજ નામાઝ અથવા વિત્ર વાજિબની નઝર માની લે તો તે મન્નત વ્યર્થ હશે, કારણ કે આ ફરજ અથવા વાજિબ તો પ્રથમથી જ તેના માથે ફરજ છે.

ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક એ પણ શરત છે કે જે કામને મન્નત દ્વારા પોતાના ઉપર વાજિબ કર્યું છે તે પ્રકારની કોઈ ઈબાદત શરીઅતમાં વાજિબ કરવામાં આવી હોય જેમકે નમાઝ, રોઝા, સદકહ, કુરબાની વગેરે અને જે પ્રકારથી શરીઅતની કોઈ ઈબાદત હેતુ સ્વરૂપે ન હોય તેની નઝર માનવાથી નઝર જરૂરી નથી થતી, જેમકે કોઈ બીમારની ખબર કાઢવી અથવા જનાઝા પાછળ ચાલવું વગેરે જો કે ઈબાદત છે પરંતુ સ્વૈચ્છિક ઈબાદત છે. નઝર અને મન્નતના વિગતવાર હુકમો ફિકૂહની કિતાબોમાં જોઈ શકાય છે.

وَيُطْعِمُوْنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسْكِيْنًا وَّيَتِيْمًا وَّاَسِيْرًا એટલે કે જન્નતના આ ઈનામો એ કારણે પણ છે કે તે દુનિયામાં ફકીરો, યતીમો અને કેદીઓને ખાવું ખવડાવતો હતો. عَلٰى حُبِّهٖ માં શબ્દ عَلٰى (અલા) એ مع ના અર્થમાં છે, ભાવાર્થ એ છે કે આ લોકો એવી પરિસ્થિતિમાં પણ ગરીબોને ખાવું ખવડાવતા હતા જ્યારે કે તે ખાવું પોતે તેમને પણ ખૂબ પસંદ અને પ્રિય હોય છે, એવું નહીં કે પોતાની જરૂરત કરતાં વધારાનું ફાલતું ખાવા ગરીબોમાં આપી દીધું. ફકીરો અને યતીમોને ખાવું ખવડાવવાની ઈબાદત અને સવાબ હોવું તો જાહેર છે. કેદીથી ભાવાર્થ તે કેદી છે જે શરીઅતના સિદ્ધાંત પ્રમાણે કેદમાં રાખવામાં આવ્યો હોય, ભલે તે કાફિર હોય કે મુસલમાન મુજરીમ પરંતુ દરેક પરિસ્થિતિમાં તેને ખાવું ખવડાવવું ઈસ્લામી શાસનની જવાબદારી છે, જે વ્યક્તિ તેને ખાવું ખવડાવે છે તે જાણે ઈસ્લામી શાસન અને ઈસ્લામી તિજોરીની મદદ કરે છે, તેથી કેદી ભલે કાફિર પણ હોય તેને ખાવું ખવડાવવાનો સવાબ મળશે. ખાસ કરીને ઈસ્લામની શરૂઆતમાં કેદીઓને ખાવું ખવડાવવું અને પીવાડવું તથા તેમની સુરક્ષા માટે સામાન્ય મુસલમાનોમાં કામની વહેંચણી કરી તેમની જવાબદારી આપવામાં આવતી હતી, જેમકે ગઝ્વએ બદ્રના કેદીઓ સાથે વર્તન કરવામાં આવ્યું હતું.

قَوَارِيْرَا مِنْ فِضَّةٍ દુનિયામાં ચાંદીનું વાસણ ખૂબ ચળકતું હોય છે પરંતુ અરીસા જેવું નથી હોઈ શકતું અને જે કાચથી બનાવવામાં આવે છે તે ચાંદી નથી હોઈ શકતી. બંને વસ્તુઓમાં વિરોધાભાસ છે પરંતુ આ જન્નતની તે ખાસિયત છે કે ત્યાંની ચાંદી અરીસા જેવી ચોખ્ખી હશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે જન્નતમાં જેટલી વસ્તુઓ મળશે તે વસ્તુઓનું ઉદાહરણ અને દૃષ્ટાંત દુનિયામાં

પણ મળે છે, તે ગ્લાસ અને વાસણો સિવાય કે જે ચાંદીના બનેલા હોય છે પરંતુ અરીસા જેવા ચળકતા નથી હોતા.

وَيُسْقَوْنَ فِيْهَا كَأْسًا كَانَ مِزَاجُهَا زَنْجَبِيْلًا માં શબ્દ زَنْجَبِيْلُ (ઝનજબીલ)નો પ્રખ્યાત અર્થ સૂંઠ થાય છે અને અરબ લોકો શરાબમાં તેનું મિશ્રણ કરવાનું પસંદ કરતા હતા એટલા માટે તેને જન્નતમાં પણ અપનાવવામાં આવ્યું. અમુક લોકોએ કહ્યું કે જન્નતની નેઅ્મતો અને દુનિયામાં તે વસ્તુઓના નામ સમાન હોવા સિવાય તેમની કોઈ બાબત સમાન નથી, તેથી ત્યાંની સૂંઠને દુનિયાની સૂંઠ ઉપર અનુમાનિત કરી શકાય નહીં.

وَحُلُّوْٓا اَسَاوِرَ مِنْ فِضَّةٍ માં اَسَاوِرُ એ سِوَارٌ નું બહુવચન છે. આ કંગન (બંગડી)ને કહેવામાં આવે છે જે હાથોમાં પહેરવાનું ઘરેણું છે. આ આયતમાં ચાંદીના કંગનનું વર્ણન છે અને બીજી એક આયતમાં اساور من ذهب પણ આવ્યું છે, એટલે કે કંગન સોનાના હશે અને બંનેમાં કોઈ વિરોધાભાસ નથી કારણ કે બની શકે છે કે કોઈ વખતે ચાંદીના તો કોઈ વખતે સોનાના કંગન ઉપયોગ કરવામાં આવે અથવા અમુક કંગન સોનાના હોય અને અમુક કંગન ચાંદીના હોય પરંતુ એક સવાલ આ સ્થળે ઉપસ્થિત થાય છે કે કંગન સોનાના હોય કે ચાંદીના તે તો સ્ત્રીઓના ઘરેણા તરીકે ઉપયોગ થાય છે, પુરુષો માટે બંગડીઓ પહેરવી એક એબ સમજવામાં આવે છે તો તેનો જવાબ એ છે કે કોઈ વસ્તુનું સ્ત્રીઓ અથવા પુરુષો માટે ખાસ થઈ જવું અને તે તેમના માટે એબ બની જવું તે માનવ સ્વભાવે ઉપજાવી કાઢેલ આદતના તા'બે હોય છે, અમુક દેશો અથવા કોમોમાં એક વસ્તુ ખરાબ સમજવામાં આવે છે અને એબ સમજવામાં આવે છે તે જ વસ્તુ બીજી કોમોમાં ગર્વની બાબત સમજવામાં આવે છે. દુનિયામાં કિસ્રા બાદશાહો હાથોમાં કંગન અને તેમના તાજમાં ઘરેણાઓનો ઉપયોગ કરતા હતા અને આ તેમની ખાસ વિશેષતા તથા ગૌરવ સમજવામાં આવતું હતું, કિસ્રા પ્રદેશ ફતેહ થયા પછી કિસ્રાના જે ખજાનાઓ મુસલમાનોના હાથ લાગ્યા તેમાં કિસ્રાના કંગન પણ હતા જ્યારે દુનિયાના વિવિધ પ્રદેશો અને કોમોની મા'મૂલી ભૌગોલિક તથા કોમી તફાવતથી આ બાબત અલગ અલગ હોઈ શકે છે તો જન્નતને દુનિયા ઉપર અનુમાનિત કરવાનો અર્થ રહેતો નથી. ત્યાંના ઘરેણા પુરુષો માટે પણ સારા સમજવામાં આવે છે.

إِنَّ هَـٰذَا كَانَ لَكُمْ جَزَآءً وَّكَانَ سَعْيُكُم مَّشْكُورًا એટલે કે જન્નતવાળાઓને જન્નતમાં પહોંચ્યા પછી અલ્લાહ તઆલા તરફથી સંબોધન થશે કે જન્નતની આ અકલ્પ્ય નેઅ્મતો બધી જ તમારા તે અમલોનો બદલો છે જે તમે દુનિયામાં કર્યા હતા અને તમારા અમલો અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃત થઈ ગયા. આ શબ્દો તેમને મુબારકબાદી સ્વરૂપે કહેવામાં આવશે. ઈશ્ક કરનાર મુહબ્બતવાળાને પૂછો તો જન્નતની બધી નેઅ્મતો એક બાજુએ અને અલ્લાહ રબ્બુલ ઈજ્જતનું આવું કહેવું એક બાજુએ બધી નેઅ્મતોથી વધીને છે કે તેમાં અલ્લાહ તઆલા તેમને પોતાની સંપૂર્ણ રજામંદીની સનદ અને પ્રમાણપત્ર આપી રહ્યો છે. સામાન્ય જન્નતવાળાઓના ઈનામોનું વર્ણન કર્યા પછી ખાસ તે ઈનામોનું વર્ણન કરવામાં આવ્યું જે નબીએ કરીમ ﷺ ઉપર ઉતારવામાં આવ્યું જેમાં સૌથી મોટું ઈનામ કુર્આનનું નાઝિલ થવું છે અને આ મહાન ઈનામનું વર્ણન કર્યા પછી પ્રથમ તો આપ ﷺને એ બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું કે વિરોધીઓ અને કાફિરો તરફથી જે હઠધર્મી અને ઈન્કાર અને તેમના તરફથી જે ત્રાસ પહોંચાડવાની તથા તકલીફ આપવાની પ્રવૃત્તિ તમારા ઉપર થતી રહે છે તેના ઉપર ધૈર્ય દાખવો અને સબ્ર કરો. બીજું, અલ્લાહની ઈબાદતને દિવસ રાતની પ્રવૃત્તિ બનાવો, તેનાથી કાફિરોની તકલીફ પહોંચાડવામાં રાહત મળશે.

અંતે કાફિરો અને હઠધર્મીઓનું કુફ્ર ઉપર અડગ રહેવાનું કારણ બતાવવામાં આવ્યું કે આ જાહિલો દુનિયાની ઉપરછલ્લી અને ફના થનાર લિજ્જતો અને આનંદ પ્રમોદમાં એવા મસ્ત થઈ ગયા કે પરિણામને અને આખિરતને ભૂલાવી બેઠા અમે પોતે દુનિયામાં પણ તેમના અસ્તિત્વમાં એવી વસ્તુઓ મૂકી હતી કે જો તેઓ તેમાં વિચાર કરતા હોત તો પોતાના સર્જનહાર અને માલિકને ઓળખતા હોત. نَحْنُ خَلَقْنَاهُمْ وَشَدَدْنَا أَسْرَهُمْ એટલે કે અમે જ તેમને પેદા કર્યા અને તેમના અસ્તિત્વની કારીગીરીમાં એવી ખાસ વિશિષ્ટતા એ રાખી કે તેમના બધા જ સાંધાઓ મજબૂત અને ટકાઉ બનાવી દીધા.

**માણસના સાંધાઓ કુદરતનો કરિશ્મો છે :**

તેમાં ઈશારો એ તરફ છે કે માણસના એક એક સાંધાઓ ઉપર દૃષ્ટિ કરવામાં આવે તો હિકમત અને માણસના રાહતના તકાદા સ્વરૂપે આ સાંધાઓ

જોવામાં તો ઘણા નરમ અને નાજૂક જણાય છે અને નરમ નરમ સ્નાયુઓ દ્વારા એકબીજા સાથે જોડાયેલા હોય છે, જેનો સ્વાભાવિક તકાદો એ હતો કે વર્ષ બે વર્ષમાં આ સાંધાઓની બાંધણી અને તેના હાડકાં ઘસાય જાય અને તૂટી જાય, ખાસ કરીને જ્યારે કે દિવસ રાત તે હલન ચલનમાં રહે છે, વાંકા વાળવામાં આવે છે, સીધા કરવામાં આવે છે. એક દિવસમાં આટલા હલન ચલન સાથે તો લોખંડની સ્પ્રિંગો પણ ઘસાઈને તૂટી જાય છે પરંતુ આ નરમ સ્નાયુઓ જુઓ કે કેવી રીતે સાંધાઓને બાંધી રાખે છે કે ન તો તે ઘસાય છે અને ન જ તૂટે છે. માણસ પોતાના હાથની આંગળીઓના સાંધાઓને જુએ અને હિસાબ લગાવે કે આખી જિંદગીમાં આ સાંધાઓએ કેટલું હલન ચલન કર્યું છે ! કેવું અને કેટલું દબાણ તેના ઉપર નાંખવામાં આવ્યું છે કે જો સ્ટીલ હોત તો પણ ઘસાઈ ગયું હોત પરંતુ આ સાંધાઓ તો સિત્તેર એંસી વર્ષ સુધી ચાલ્યા છતાં પોતાની જગ્યાએ યથાતથા સ્થાપિત છે અને કામ આપે છે. તબારકલ્લાહુ અહસનુલ ખાલિકીન.

تَمَّتْ سُوْرَةُ الدَّهْرِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰی

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ દહ્ર પૂર્ણ થઈ.



તારીખ : ૧૯ નવેમ્બર ૨૦૧૪ મુતાબિક ૨૫ મુહર્રમ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૭)

# સૂરએ મુરસલાત

સૂરએ મુરસલાત મક્કામાં નાઝિલ થઈ, તેની ૫૦ આયતો અને બે રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ મુરસલાત : આયત નં. ૧ થી ૫૦)

اٰیاتها ٥٠ ‏ (٧٧) سُوْرَةُ الْمُرْسَلٰتِ مَكِّيَّةٌ (٣٣) ‏ رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ○

وَالْمُرْسَلٰتِ عُرْفًا ۙ (١) فَالْعٰصِفٰتِ عَصْفًا ۙ (٢) وَّالنّٰشِرٰتِ نَشْرًا ۙ (٣) فَالْفٰرِقٰتِ فَرْقًا ۙ (٤)
فَالْمُلْقِيٰتِ ذِكْرًا ۙ (٥) عُذْرًا اَوْ نُذْرًا ۙ (٦) اِنَّمَا تُوْعَدُوْنَ لَوَاقِعٌ ۭ (٧) فَاِذَا النُّجُوْمُ
طُمِسَتْ ۙ (٨) وَاِذَا السَّمَاۗءُ فُرِجَتْ ۙ (٩) وَاِذَا الْجِبَالُ نُسِفَتْ ۙ (١٠) وَاِذَا الرُّسُلُ
اُقِّتَتْ ۭ (١١) لِاَيِّ يَوْمٍ اُجِّلَتْ ۭ (١٢) لِيَوْمِ الْفَصْلِ ۚ (١٣) وَمَآ اَدْرٰىكَ مَا يَوْمُ
الْفَصْلِ ۭ (١٤) وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ (١٥) اَلَمْ نُهْلِكِ الْاَوَّلِيْنَ ۭ (١٦) ثُمَّ نُتْبِعُهُمُ
الْاٰخِرِيْنَ (١٧) كَذٰلِكَ نَفْعَلُ بِالْمُجْرِمِيْنَ (١٨) وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ (١٩) اَلَمْ نَخْلُقْكُّمْ
مِّنْ مَّاۗءٍ مَّهِيْنٍ ۙ (٢٠) فَجَعَلْنٰهُ فِيْ قَرَارٍ مَّكِيْنٍ ۙ (٢١) اِلٰى قَدَرٍ مَّعْلُوْمٍ ۙ (٢٢)
فَقَدَرْنَا ڰ فَنِعْمَ الْقٰدِرُوْنَ (٢٣) وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ (٢٤) اَلَمْ نَجْعَلِ
الْاَرْضَ كِفَاتًا ۙ (٢٥) اَحْيَاۗءً وَّاَمْوَاتًا ۙ (٢٦) وَّجَعَلْنَا فِيْهَا رَوَاسِيَ شٰمِخٰتٍ وَّاَسْقَيْنٰكُمْ
مَّاۗءً فُرَاتًا ۭ (٢٧) وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ (٢٨) اِنْطَلِقُوْٓا اِلٰى مَا كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ۚ (٢٩)
اِنْطَلِقُوْٓا اِلٰى ظِلٍّ ذِيْ ثَلٰثِ شُعَبٍ ۙ (٣٠) لَّا ظَلِيْلٍ وَّلَا يُغْنِيْ مِنَ اللَّهَبِ ۭ (٣١) اِنَّهَا
تَرْمِيْ بِشَرَرٍ كَالْقَصْرِ ۚ (٣٢) كَاَنَّهٗ جِمٰلَتٌ صُفْرٌ ۭ (٣٣) وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ (٣٤)

هٰذَا يَوْمُ لَا يَنْطِقُوْنَ ﴿٣٥﴾ وَلَا يُؤْذَنُ لَهُمْ فَيَعْتَذِرُوْنَ ﴿٣٦﴾ وَيْلٌ يَّوْمَئِذٍ
لِّلْمُكَذِّبِيْنَ ﴿٣٧﴾ هٰذَا يَوْمُ الْفَصْلِ جَمَعْنٰكُمْ وَالْاَوَّلِيْنَ ﴿٣٨﴾ فَاِنْ كَانَ لَكُمْ
كَيْدٌ فَكِيْدُوْنِ ﴿٣٩﴾ وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٤٠﴾ اِنَّ الْمُتَّقِيْنَ فِيْ ظِلٰلٍ
وَّعُيُوْنٍ ﴿٤١﴾ وَّفَوَاكِهَ مِمَّا يَشْتَهُوْنَ ﴿٤٢﴾ كُلُوْا وَاشْرَبُوْا هَنِيْٓـًٔا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٤٣﴾
اِنَّا كَذٰلِكَ نَجْزِي الْمُحْسِنِيْنَ ﴿٤٤﴾ وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٤٥﴾ كُلُوْا وَتَمَتَّعُوْا
قَلِيْلًا اِنَّكُمْ مُّجْرِمُوْنَ ﴿٤٦﴾ وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٤٧﴾ وَاِذَا قِيْلَ لَهُمُ ارْكَعُوْا لَا
يَرْكَعُوْنَ ﴿٤٨﴾ وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٤٩﴾ فَبِاَيِّ حَدِيْثٍ بَعْدَهٗ يُؤْمِنُوْنَ ﴿٥٠﴾

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*તે હવાઓના સોગંદ ! જે આનંદ ઉપજાવતી ચાલે છે. (૧) ફરી જોશભેર ચાલતા પવનના સોગંદ ! (૨) અને વાદળાંને (ઉઠાવી) ફેલાવનાર હવાઓના સોગંદ ! (૩) ફરી (તે) વહેંચીને ફાડી નાખનાર હવાઓના સોગંદ ! (૪) પછી તે નસીહત ઉતારી લાવનાર ફરિશ્તાઓના સોગંદ ! (૫) કે જે (નસીહત લોકોનું) બહાનું દૂર કરવા માટે અથવા ડરાવવા માટે છે. (૬) બેશક, જે (કિયામત)નો તમારાથી વાયદો કરવામાં આવે છે તે અવશ્ય થઈને રહેશે (૭) તો જ્યારે તારાઓ(ના પ્રકાશ)ને ભૂંસી નાખવામાં આવશે (૮) અને જ્યારે આકાશ ફાટી જશે (૯) અને જ્યારે પર્વતો ઉડાવી દેવામાં આવશે, (૧૦) અને જ્યારે રસૂલોનો (સાક્ષી માટે) વખત નિર્માણ થઈ જશેર (ત્યારે સૌનો ફેંસલો થઈ જશે.) (૧૧) તો (જાણો છો ?) કયા દિવસના માટે આ બધી વસ્તુઓ મુલતવી રાખવામાં આવી છે ? (૧૨) ફેંસલાના દિવસ માટે (મુલતવી છે.) (૧૩) આપ શું સમજ્યા કે ફેંસલાનો દિવસ કેવો છે ? (૧૪) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૧૫) શું અમે આગલા (કાફિર) લોકોને હલાક કર્યા નથી ? (૧૬) પછી પાછલાઓને પણ (હલાક*

કરી) તેઓની સાથે કરી દઈશું. (૧૭) એવા પાપીઓ સાથે અમે એ પ્રમાણે જ વર્તીએ છીએ. (૧૮) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે.૫ (૧૯) શું અમે તમને તુચ્છ પાણી (વીર્ય)થી પેદા કર્યા નથી ? (૨૦) પછી અમે તેને એક મજબૂત ઠેકાણા (ગર્ભાશય)માં રાખ્યું, (૨૧) એક નિર્માણ થયેલા વખત સુધી (રાખ્યું), (૨૨) ફરી અમે એ (બધું) પૂરું કરી શકયા તો અમે કેવા સારા શક્તિમાન છીએ ! (૨૩) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૨૪) શું અમે પૃથ્વીને (સૌનો) સમાવેશ કરનાર બનાવી નથી? (૨૫) જીવતાઓનો (ઉપર) અને મુરદાઓનો (અંદર) સમાવેશ કરે છે (૨૬) અને અમે તેમાં બોજા માટે ઊંચા પર્વતો મૂકી દીધા અને અમે તમને તૃપ્ત કરનાર મીઠું પાણી પિવડાવ્યું.૪ (૨૭) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૨૮) (તેઓને કહેવામાં આવશે કે) તે (અઝાબ) તરફ ચાલો જેને તમે જૂઠાડતા હતા. (૨૯) (એટલે) એવી એક (ધુમાડાની) છાયા તરફ ચાલો જેની ત્રણ શાખાઓ છે. (૩૦) જેમાં શીતળ છાયા નથી, તેમજ તે આગની ગરમીથી પણ બચાવતી નથી. (૩૧) તે આગ મોટા મોટા મહેલ જેવી ચિનગારીઓ ફેંકતી હશે. (૩૨) જાણે કે પીળા રંગના ઊંટ છે. (૩૩) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૩૪) આ એવો દિવસ છે કે તેઓ બોલી નહિ શકે (૩૫) અને ન તેઓને પરવાનગી મળશે કે તૌબા કરી શકે. (૩૬) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૩૭) (તેઓને કહેવામાં આવશે કે) એ જ ફેંસલાનો દિવસ છે. અમે (આજે) તમને તથા આગલાઓને ભેગા કરી લીધા છે. (૩૮) માટે જો તમારી પાસે (છટકવાનો) કંઈ દાવ હોય તો મારા ઉપર ચલાવી લો. (૩૯) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૪૦) અલબત્ત, પરહેઝગાર લોકો (શીતળ) છાયાઓમાં અને નહેરોમાં હશે (૪૧) તથા મનગમતા મેવાઓમાં (હશે.) (૪૨) (તેમને કહેવામાં આવશે) જે (નેક) કામ તમે કરતા હતા તેના બદલામાં સુખે ખાઓ-પીઓ. (૪૩) અમે નેકીવાળાઓને એવો જ બદલો આપીએ છીએ. (૪૪) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૪૫) (હે કાફિરો !) થોડા દિવસ (દુનિયામાં) ખાઈ લો અને વાપરી લો. બેશક, તમે પાપી છો (૪૬) તો તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે (૪૭) અને જ્યારે

*તેઓને કહેવામાં આવે છે કે (અલ્લાહની આગળ) ઝૂકી જાઓ તો તેઓ ઝૂકી જતા નથી. (૪૮) તો તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૪૯) હવે આ (કુર્આન)ના પછી તેઓ બીજી કઈ વાત ઉપર ઈમાન લાવશે?(૫૦)*

## વિસ્તૃત વિવરણ :

સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે અમે રસૂલે કરીમ ﷺની સાથે મીનાની એક ગુફામાં હતા, અચાનક સૂરએ મુરસલાત નાઝિલ થઈ. રસૂલે કરીમ ﷺ તેને પઢતા જતા હતા અને હું આપ ﷺના મોંઢેથી તેને સાંભળીને યાદ કરતો જતો હતો. આપ ﷺની હડપચી મુબારક આ સૂરતનો રસાસ્વાદ માણી રહી હતી કે અચાનક એક સાપે અમારા ઉપર હુમલો કર્યો. રસૂલે કરીમ ﷺએ તેને મારવાનો હુકમ આપ્યો અને તેના તરફ દોડ્યા, તે નાસી છૂટ્યો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે રીતે તમે તેના નુકસાનથી સુરક્ષિત રહ્યા છો તે પણ તમારા નુકસાનથી સુરક્ષિત થઈ ગયો.

*(ઈબ્ને કસીર)*

આ સૂરતમાં અલ્લાહ તઆલાએ અમુક વસ્તુઓની કસમો ખાઈને કયામત નિશ્ચિત આવવાની છે તેનું વર્ણન કર્યું છે. આ વસ્તુઓના નામ કુર્આનમાં વર્ણન નથી કરવામાં આવ્યા અલબત્ત આ સ્થળે તેના પાંચ લક્ષણો વર્ણન કર્યા છે. مُرسلات (મુરસલાત–વારાફરતી ચાલનાર), عاصفات (આસિફાત–સૂસવાટા મારનાર), ناشرات (નાશિરાત–વિખેરનાર), فارقات (ફારિકાત–અલગ પાડી દેનાર), مُلقيٰت الذكرا (મુલ્કિયાતિ ઝિક્ન–ફરિશ્તાઓ જે વહી ઊતારીને લાવે છે). કોઈ મરફૂઅ્ હદીષમાં તેને સંપૂર્ણ સુનિશ્ચિત કરવામાં નથી આવ્યું કે આ લક્ષણોના સંદર્ભમાં કોણ છે તેથી સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની તફસીરો આ બાબતમાં અનેકવિધ થઈ છે.

અમુક લોકોએ આ પાંચ લક્ષણોનો સંદર્ભ ફરિશ્તાઓને ઠરાવ્યા છે અને એ કે બની શકે છે કે ફરિશ્તાઓના વિવિધ સમૂહો આ વિવિધ લક્ષણો ધરાવતા હોય. અમુક લોકોએ આ લક્ષણોનો સંદર્ભ હવાઓને ઠરાવી દીધી છે તે પણ વિવિધ પ્રકારની અને વિવિધ સ્વરૂપની હોય છે તેથી આ લક્ષણોની વિવિધતા તેમનામાં હોઈ શકે છે. અમુક લોકોએ તેનો સંદર્ભ પોતે અંબિયા (અલૈ.) અને

રસૂલે કરીમ ﷺને ઠરાવી દીધા છે. ઈબ્ને જરીર, તબરીએ આ બાબતે એટલા જ માટે મૌન ધારણ કર્યું કે ઉપરોક્ત બધી જ સંભાવનાઓ છે પરંતુ આપણે પોતાના તરફથી કોઈ વસ્તુ નિશ્ચિત કરતા નથી.

એમાં શંકા નથી કે જે પાંચ લક્ષણો આ સ્થળે વર્ણન કરવામાં આવ્યા છે તેમાં તો અમુક ફરિશ્તાઓ ઉપર વધારે બંધ બેસે છે અને તેમના યોગ્ય છે. જો તેને હવાઓના લક્ષણો બનાવવામાં આવે તો ખેંચતાણ અને તા'વીલ કરવી પડે છે અને અમુક લક્ષણો એવા છે જે હવા ઉપર વધારે બંધ બેસે છે અને સ્પષ્ટ છે જો તે લક્ષણોને ફરિશ્તાઓના લક્ષણો બતાવીએ તો પણ તા'વીલ કર્યા વિના એ શક્ય નથી, તેથી આ સ્થળે સારો ફેસલો ઈબ્ને કષીર (રહ.)એ કરેલો જણાય છે. તેમણે કહ્યું કે શરૂઆતની ત્રણ સિફતો હવાઓની સિફતો છે અને આ ત્રણમાં હવાઓની કસમ થઈ, બાકી અંતિમ બે લક્ષણો ફરિશ્તાઓના લક્ષણો છે અને તે ફરિશ્તાઓની કસમ થઈ.

જે લોકોએ આ બધી સિફતોને ફરિશ્તાઓના લક્ષણો ઠરાવ્યા છે તેમણે પ્રથમ ત્રણ સિફતોને ફરિશ્તાઓ ઉપર લાગુ પાડવા માટે આ જ રીતે તા'વીલથી કામ લેવું પડ્યું છે. ઈબ્ને કષીર (રહ.)ના અપનાવ્યા પ્રમાણે આ આયતોનો અર્થ એ થશે કે કસમ છે તે હવાઓની જે મોકલવામાં આવે છે. عُرْفًا અહીંયાં તેનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે જે લાભ અને નફો હવાઓ લઈને આવે છે એટલે કે વરસાદ તો તે લાભ દેખીતો છે અને બીજો અર્થ વારાફરતી આવનારનો પણ થાય છે. જો આ અર્થ લેવામાં આવે તો ભાવાર્થ એ થશે કે જે હવાઓ વાદળ અને વરસાદને લઈને સતત ચાલતી રહે છે તથા عَاصِفَاتٌ એ عَصْفٌ થી બને છે જેનો શાબ્દિક અર્થ સૂસવાટા મારતી તેજ હવાનો છે, એટલે કે આંધી અને વાવાઝોડું જે અમુક સમયે દુનિયામાં આવતું રહેતું હોય છે તથા નાશિરાતનો ભાવાર્થ તે હવાઓ છે જે વરસાદ પૂરો થયા પછી વાદળને ફાડીને વિખેરી નાંખે છે અને ફારિકાત ફરિશ્તાઓનું લક્ષણ છે જે અલ્લાહની વહી નાઝિલ કરીને સત્ય અને જૂઠમાં તફાવત સ્પષ્ટ કરી દે છે અને મુલ્કિયાતિઝ્ઝિક્ર પણ ફરિશ્તાઓનું લક્ષણ છે અને તેનાથી ભાવાર્થ કુર્આન અથવા વહી છે અને તેનો અર્થ એ છે કે કસમ છે તે ફરિશ્તાઓની જે વહી દ્વારા સત્ય અને જૂઠમાં તફાવત સ્પષ્ટ કરી દે છે અને કસમ છે તે ફરિશ્તાઓની જે અંબિયા (અલૈ.) ઉપર ઝિક્ર એટલે કે વહી અને કુર્આન

લાવે છે અને આ રીતે કોઈ લક્ષણમાં તા'વીલ કે ખેંચતાણ કરવાની જરૂર પડતી નથી.

રહ્યો એ સવાલ કે આ તફસીરની બીનાએ પ્રથમ હવાઓના વિવિધ પ્રકારોની કસમ ખાવામાં આવી, પછી ફરિશ્તાઓની અને બંનેમાં અનુસંધાન અને સંદર્ભ જોડવામાં આવ્યો છે. બસ અલ્લાહ તઆલાના કલામની હિકમતોનો તાગ તો કોઈ નથી મેળવી શકતું, આ સંદર્ભ પણ હોઈ શકે છે કે હવાઓના બંને પ્રકારો વરસાદવાળા, લાભદાયક અને ભારે નુકસાન પહોંચાડનાર વાવાઝોડા અને વંટોળ; આ બધી બાબતોને દરેક માણસ ઓળખે છે અનુભવી શકે છે. પ્રથમ ચિંતન અને મનન માટે તેને સામે લાવવામાં આવ્યું ત્યાર પછી ફરિશ્તાઓ અને વહીની બાબત રજુ કરવામાં આવી જે અનુભવી નથી શકાતું પરંતુ જરા ઊંડાણથી વિચાર કરીએ તો તેના ઉપર અવશ્ય યકીન થઈ જાય છે.

عُذْرًا اَوْ نُذْرًا આ مُلْقِيَاتِ ذِكْرًا થી બને છે કે આ વહી અને વર્ણન અંબિયા (અલૈ.) ઉપર એટલા માટે ઉતારવામાં આવશે કે તેઓ સત્યનિષ્ઠ મુસલમાનો માટે તેમની ઉણપોની મા'ફીનું કારણ બને, જૂઠા કાફિરો માટે ડરાવનાર અને અઝાબથી ભયભીત કરનાર સાબિત થાય.

હવાઓ અથવા ફરિશ્તાઓ અથવા બંનેની કસમ ખાઈને અલ્લાહ તઆલાએ કહ્યું, اِنَّمَا تُوْعَدُوْنَ لَوَاقِعٌ એટલે તમને જે કયામત અને હિસાબ કિતાબ તથા સજા અને બદલાનો વાયદો અંબિયા (અલૈ.) દ્વારા કરવામાં આવી રહ્યો છે તે અવશ્ય પૂરો થશે અને ઉપસ્થિત થઈને રહેશે. આગળ તેના ઉપસ્થિત થવાના સમયની અમુક પરિસ્થિતિઓનું વર્ણન છે. પ્રથમ એ કે બધા તારાઓનો પ્રકાશ ચાલ્યો જશે જેનું સ્વરૂપ એ પણ હોઈ શકે છે કે તે સૌ બિલકુલ જ ફના થઈ જાય અથવા એ કે મોજૂદ તો રહે પરંતુ તેનો પ્રકાશ નષ્ટ થઈ જાય. આ રીતે સમગ્ર દુનિયા એક ઘોર અંધકારમાં ડૂબી જશે. બીજી પરિસ્થિતિ એ વર્ણન કરી કે આસમાન ફાટી જશે, ત્રીજી એ કે પહાડો રૂની પૂણીઓની જેમ ઉડતા ફરશે, ચોથી પરિસ્થિતિ આ બતાવવામાં આવી وَاِذَا الرُّسُلُ اُقِّتَتْ માં اُقِّتَتْ એ تَوقِيت થી બને છે જેનો મૂળ અર્થ નિશ્ચિત સમય અને સમયની હદનો થાય છે. ઝમખશરીના નિવેદન પ્રમાણે ક્યારેક તેનો અર્થ કોઈ નિશ્ચિત સમય ઉપર પહોંચી જવાનો પણ

થાય છે. (રૂહુલ મઆની) આ સ્થળે આ જ બીજો અર્થ યોગ્ય છે અને આયતનો ભાવાર્થ એ થશે કે અંબિયા અને રસૂલો માટે જે સમય અને મુદત નક્કી કરવામાં આવી હતી કે તેમાં પોતાની ઉમ્મતો વિશે શહાદત માટે હાજર થવાની મુદતે તેઓ પહોંચી ગયા અને તેમની હાજરીનો સમય આવી ગયો તેથી પ્રસ્તુત ખુલાસામાં તેનો તરજુમો અંબિયાને એકઠા કરવાનો લીધો છે. આગળ કયામતના દિવસનું ભયાનક અને અત્યંત બિહામણા હોવાનું વર્ણન છે કે તે ફેસલાનો દિવસ છે જેમાં જૂઠાઓ અને કાફિરો માટે તબાહી અને બરબાદી સિવાય કંઈ જ નથી.

وَيۡلٌ يَّوۡمَئِذٍ لِّلۡمُكَذِّبِيۡنَ નો આ જ અર્થ છે. وَيۡلٌ (વયૂલ)નો અર્થ નાશ થવાનો અને બરબાદ થવાનો છે અને હદીષની અમુક રિવાયતોમાં છે કે વયૂલ જહન્નમની એક ખીણનું નામ છે જેમાં જહન્નમના નિવાસીઓના ઘા અને ઝખમોમાંથી પરું ભેગું થતું હશે. આ સ્થળ જૂઠાઓને રહેવા માટે આપવામાં આવશે, ત્યાર પછી ઉપસ્થિત લોકોને પાછલી ઉમ્મતોની હાલતોથી બોધપાઠ લેવા માટે કહેવામાં આવ્યું اَلَمۡ نُهۡلِكِ الۡاَوَّلِيۡنَ ثُمَّ نُتۡبِعُهُمُ الۡاٰخِرِيۡنَ એટલે કે શું અમે આગલા લોકોને તેમના કુફ્ર અને દુશ્મનીના કારણે નાશ નથી કરી દીધો ? કોમે આદ, ષમૂદ, લૂત અને ફિરઔન વગેરેની કોમો તરફ ઇશારો કર્યો.

ثُمَّ نُتۡبِعُهُمُ الۡاٰخِرِيۡنَ માં બ સુકુને ઐન અત્ફ છે نُهۡلِكِ ઉપર; જેનો અર્થ એ છે કે "શું અમે આગલાઓ પછી પાછલાઓને પણ તેમની પાછળ હલાક નથી કરી દીધા ?" એટલા માટે પાછલાઓથી ભાવાર્થ પણ પાછલી ઉમ્મતોના જ અંતિમ લોકો હશે જેમનો નાશ કુર્આન નાઝિલ થતા પહેલાં થઈ ચૂક્યો છે અને બીજી એક કિરાઅતમાં نُتۡبِعُهُمۡ બઝમ્મે ઐન પણ આવ્યું છે. આ કિરાઅત ઉપર આ વાક્ય અલગ છે અને ત્યાં પાછલાઓથી ભાવાર્થ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના કાફિરો છે. પાછલી ઉમ્મતોના નાશ અને અઝાબની ખબર આપ્યા પછી સમકાલીન મક્કાના કાફિરો ઉપર હવે પછી આવનારા અઝાબની ખબર આપવાનો હેતુ છે જેમકે ગઝ્વએ બદ્ર વગેરેમાં મુસલમાનોના હાથે તેમના ઉપર હલાક થવાનો અઝાબ નાઝિલ થયો.

તફાવત એ છે કે પાછલી ઉમ્મતો ઉપર આસમાની અઝાબ આવ્યો હતો જેમાં સમગ્ર વસ્તીઓ નષ્ટ થઈ જતી હતી પરંતુ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને

આપ ﷺની ખાસ વિશિષ્ટ બરકતથી તેમના કાફિરો ઉપર આસમાની અઝાબ નથી આવતો બલકે તેમનો અઝાબ મુસલમાનોની તલવારોથી આવે છે જેમાં સર્વનાશ નથી થતો, માત્ર મોટા બદમાશ અને દુષ્ટ અપરાધીઓ જ માર્યા જાય છે.

اَلَمْ نَجْعَلِ الْاَرْضَ كِفَاتًا اَحْيَآءً وَّاَمْوَاتًا એટલે કે અમે જમીનને كِفَاتً બનાવી છે જીવંત અને મૃત માનવો માટે. "કિફાત" એ "કિફ્ત"થી બને છે જેનો અર્થ "ભેગા કે એકઠા કરવાનો" થાય છે. કિફાત તે વસ્તુ છે જે ઘણી બધી વસ્તુઓને પોતાની અંદર ભેગી કરે છે, જમીનને અલ્લાહ તઆલાએ એવી બનાવી છે કે જીવતા મનુષ્યો તેની પીઠ ઉપર સવાર છે અને મૃત માણસો બધા તેના પેટમાં એકઠા થયા છે.

اِنَّهَا تَرْمِىْ بِشَرَرٍ كَالْقَصْرِ ۝ كَاَنَّهٗ جِمٰلَتٌ صُفْرٌ માં "કસર"નો અર્થ "મોટો આલિશાન મહેલ" તથા "જમાલતુ"નો અર્થ "જમલ" એટલે કે ઊંટ થાય છે. "સુફ્ર" એ "અસ્ફર"નું બહુવચન છે જેનો અર્થ પીળો રંગ છે. આયતનો ભાવાર્થ એ છે કે તે જહન્નમની આગથી એટલા મોટા મોટા ભડકા ઉઠશે જે એક આલિશાન મહેલ જેવા ઊંચા હશે પછી તે વિખરાઈને નાના નાના ટૂકડાઓમાં વહેંચાઈ જશે, તે ટૂકડા પીળા ઊંટ જેવા હશે અને અમુક લોકોએ આ સ્થળે સુફ્રનો તરજુમો કાળા રંગથી કર્યો છે. પીળા ઊંટની પીળાશ કાળાશ પડતી હોય છે.

*(રૂહુલ મઆની)*

هٰذَا يَوْمُ لَا يَنْطِقُوْنَ ۝ وَلَا يُؤْذَنُ لَهُمْ فَيَعْتَذِرُوْنَ એટલે કે તે દિવસે કોઈ બોલી શકશે નહીં અને ન જ કોઈને પોતાના કરેલા અમલનું બહાનું રજુ કરવાની પરવાનગી હશે અને કુર્આનની બીજી આયતોમાં જે કાફિરોનું બોલવાનું અને બહાના રજુ કરવાનું વર્ણન થયું છે તેનો આનાથી નકાર થતો નથી, કારણ કે મહશરમાં વિવિધ સ્થળો અને પરિસ્થિતિઓ આવશે, કોઈ સ્થળે વાતચીત અને બહાનુ રજુ કરવાની મનાઈ હશે અને કોઈ સ્થળે પરવાનગી હશે.

*(રૂહુલ મઆની)*

كُلُوْا وَتَمَتَّعُوْا قَلِيْلًا اِنَّكُمْ مُّجْرِمُوْنَ એટલે કે ખાઓ, પીઓ અને આરામ કરી લો થોડા દિવસો માટે, કારણ કે તમે અપરાધી છો અંતે કઠોર અઝાબમાં

જવાનું છે. આ સંબોધન દુનિયામાં જૂઠાઓ માટે છે. અંબિયા (અલૈ.) દ્વારા તેમને કહેવામાં આવ્યું છે કે આ તમારો એશ આરામ થોડા દિવસનો છે, પછી અઝાબ જ અઝાબ છે. *(અબૂ હય્યાન)*

وَاِذَا قِيۡلَ لَهُمُ ارۡكَعُوۡا لَا يَرۡكَعُوۡنَ અત્રે ઘણા તફસીરકારો નજીક "રુકૂઅ્"થી ભાવાર્થ તેનો શાબ્દિક અર્થ એટલે કે "ઝૂકવું અને આજ્ઞાપાલન કરવું" થાય છે. અર્થ એ થશે કે જ્યારે દુનિયામાં તેમને અલ્લાહ તઆલાના હુકમોના આજ્ઞાપાલન માટે કહેવામાં આવતું હતું તો તેઓ આજ્ઞાપાલન કરતા ન હતા અને અમુક લોકોએ રુકૂઅ્નો પારિભાષિક અર્થ પણ ભાવાર્થ તરીકે લીધો છે અને આયતનો ભાવાર્થ એ છે કે જ્યારે તેમને નમાઝ તરફ બોલાવવામાં આવતા હતા તો તેઓ નમાઝ પઢતા ન હતા. અત્રે રુકૂઅ્ કહીને સમગ્ર નમાઝ ભાવાર્થ તરીકે લીધેલ છે. *(રૂહુલ મઆની)*

فَبِاَىِّ حَدِيۡثٍۭ بَعۡدَهٗ يُؤۡمِنُوۡنَ એટલે કે જ્યારે આ લોકો કુર્આન જેવી આશ્ચર્યજનક ઉચ્ચ કક્ષાની હિકમતોથી ભરપૂર સ્પષ્ટ કિતાબોની દલીલો ઉપર ઈમાન ન લાવ્યા તો ત્યાર પછી હવે કઈ બાબત ઉપર ઈમાન લાવશે, તેનાથી ભાવાર્થ આ લોકોના ઈમાન લાવવાથી નિરાશાની જાહેરાત છે. હદીષમાં છે કે જ્યારે તિલાવત કરનાર આ આયત ઉપર પહોંચે તો તેણે કહેવું જોઈએ اٰمَنَّا بِاللّٰهِ એટલે કે હું અલ્લાહ તઆલા ઉપર ઈમાન લઈ આવ્યો. નમાઝમાં ન હોય એવી પરિસ્થિતિમાં અને નફલોમાં આ શબ્દો કહેવા જોઈએ પરંતુ ફરજો અને સુન્નતોમાં આ વધારાથી પરહેઝ કરવી અને બચવું હદીષની રિવાયતોથી સાબિત છે તેથી તેમાં તે કહેવું જોઈએ નહીં. વલ્લાહુ અઅ્લમુ.



تَمَّتۡ سُوۡرَةُ الۡمُرۡسَلٰتِ بِحَمۡدِ اللّٰهِ لِاٰخِرِ يَوۡمٍ مِّنۡ رَّجَبَ ١٣٩١ هـ وَبِهٖ

تَمَّ الۡجُزۡءُ التَّاسِعُ وَالۡعِشۡرُوۡنَ مِنَ الۡقُرۡاٰنِ وَاللّٰهُ الۡمُوَفِّقُ لِاِتۡمَامِ الۡبَاقِىۡ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુરસલાત પૂર્ણ થઈ.



તારીખ : ૨૧ નવેમ્બર ૨૦૧૪ મુતાબિક ૨૭ મુહર્રમ ૧૪૩૬ હિજરી
ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૮)

# સૂરએ નબા'

સૂરએ નબા' મક્કામાં નાઝિલ થઈ, તેની ૪૦ આયતો અને બે રુકૂઅ્ છે.

પારહ : 30

## આયતો : (સૂરએ નબા' : આયત નં. ૧ થી ૪૦)

آیاتها ۴۰ ﴿۷۸ سُوْرَةُ النَّبَاِ مَكِّيَّةٌ ۸۰﴾ رکوعاتها ۲

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

۳۰ عَمَّ يَتَسَآءَلُوْنَ ۚ﴿۱﴾ عَنِ النَّبَاِ الْعَظِيْمِ ﴿۲﴾ الَّذِيْ هُمْ فِيْهِ مُخْتَلِفُوْنَ ﴿۳﴾ كَلَّا
سَيَعْلَمُوْنَ ﴿۴﴾ ثُمَّ كَلَّا سَيَعْلَمُوْنَ ﴿۵﴾ اَلَمْ نَجْعَلِ الْاَرْضَ مِهٰدًا ﴿۶﴾ وَّالْجِبَالَ اَوْتَادًا ﴿۷﴾
وَّخَلَقْنٰكُمْ اَزْوَاجًا ﴿۸﴾ وَّجَعَلْنَا نَوْمَكُمْ سُبَاتًا ﴿۹﴾ وَّجَعَلْنَا الَّيْلَ لِبَاسًا ﴿۱۰﴾ وَّ جَعَلْنَا النَّهَارَ
مَعَاشًا ﴿۱۱﴾ وَّبَنَيْنَا فَوْقَكُمْ سَبْعًا شِدَادًا ﴿۱۲﴾ وَّجَعَلْنَا سِرَاجًا وَّهَّاجًا ﴿۱۳﴾ وَّ اَنْزَلْنَا مِنَ
الْمُعْصِرٰتِ مَآءً ثَجَّاجًا ﴿۱۴﴾ لِّنُخْرِجَ بِهٖ حَبًّا وَّ نَبَاتًا ﴿۱۵﴾ وَّجَنّٰتٍ اَلْفَافًا ﴿۱۶﴾ اِنَّ
يَوْمَ الْفَصْلِ كَانَ مِيْقَاتًا ﴿۱۷﴾ يَّوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ فَتَاْتُوْنَ اَفْوَاجًا ﴿۱۸﴾ وَّفُتِحَتِ
السَّمَآءُ فَكَانَتْ اَبْوَابًا ﴿۱۹﴾ وَّ سُيِّرَتِ الْجِبَالُ فَكَانَتْ سَرَابًا ﴿۲۰﴾ اِنَّ جَهَنَّمَ كَانَتْ
مِرْصَادًا ﴿۲۱﴾ لِّلطّٰغِيْنَ مَاٰبًا ﴿۲۲﴾ لّٰبِثِيْنَ فِيْهَآ اَحْقَابًا ﴿۲۳﴾ لَا يَذُوْقُوْنَ فِيْهَا بَرْدًا
وَّلَا شَرَابًا ﴿۲۴﴾ اِلَّا حَمِيْمًا وَّ غَسَّاقًا ﴿۲۵﴾ جَزَآءً وِّفَاقًا ﴿۲۶﴾ اِنَّهُمْ كَانُوْا لَا يَرْجُوْنَ
حِسَابًا ﴿۲۷﴾ وَّ كَذَّبُوْا بِاٰيٰتِنَا كِذَّابًا ﴿۲۸﴾ وَكُلَّ شَيْءٍ اَحْصَيْنٰهُ كِتٰبًا ﴿۲۹﴾ فَذُوْقُوْا
فَلَنْ نَّزِيْدَكُمْ اِلَّا عَذَابًا ﴿۳۰﴾ اِنَّ لِلْمُتَّقِيْنَ مَفَازًا ﴿۳۱﴾ حَدَآئِقَ وَ ع
اَعْنَابًا ﴿۳۲﴾ وَّكَوَاعِبَ اَتْرَابًا ﴿۳۳﴾ وَّكَاْسًا دِهَاقًا ﴿۳۴﴾ لَا يَسْمَعُوْنَ فِيْهَا لَغْوًا وَّ لَا

كِذّٰبًا ﴿٣٥﴾ جَزَآءً مِّنْ رَّبِّكَ عَطَآءً حِسَابًا ﴿٣٦﴾ رَّبِّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا
بَيْنَهُمَا الرَّحْمٰنِ لَا يَمْلِكُوْنَ مِنْهُ خِطَابًا ﴿٣٧﴾ يَوْمَ يَقُوْمُ الرُّوْحُ وَ الْمَلٰٓئِكَةُ صَفًّا ۙ لَا
يَتَكَلَّمُوْنَ اِلَّا مَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَقَالَ صَوَابًا ﴿٣٨﴾ ذٰلِكَ الْيَوْمُ الْحَقُّ ۚ فَمَنْ شَآءَ
اتَّخَذَ اِلٰى رَبِّهٖ مَاٰبًا ﴿٣٩﴾ اِنَّآ اَنْذَرْنٰكُمْ عَذَابًا قَرِيْبًا ۚ يَّوْمَ يَنْظُرُ الْمَرْءُ مَا قَدَّمَتْ يَدٰهُ
وَ يَقُوْلُ الْكٰفِرُ يٰلَيْتَنِيْ كُنْتُ تُرٰبًا ﴿٤٠﴾

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*આ (કાફિર) લોકો કઈ વાત પૂછે છે ? (૧) (શું) તે મહાન ખબર વિશે પૂછે છે ? (૨) જે વિશે તેઓમાં મતભેદ ચાલે છે. (૩) એવું તો નથી જ, પણ નજીકમાં તેઓ જાણી લેશે. (૪) ફરી પણ (તેઓ સમજે છે) એવું તો નથી જ, નજીકમાં તેઓ (ખરી વાત) જાણી લેશે. (૫) શું અમે પૃથ્વીને પાથરણું બનાવ્યું નથી ? (૬) અને પર્વતોને જમીનના ખૂટા બનાવ્યા નથી ? (૭) અને અમે જ તમને (સ્ત્રી- પુરુષનાં) જોડાં બનાવ્યાં (૮) અને અમે જ તમારી ઊંઘને આરામની વસ્તુ બનાવી (૯) અને અમે જ રાત્રિને પરદાની ચીજ બનાવી (૧૦) અને અમે જ દિવસને ધંધાનો વખત બનાવ્યો (૧૧) અને અમે જ તમારી ઉપર સાત મજબૂત આકાશ બનાવ્યાં. (૧૨) અને અમે જ (આકાશમાં) એક પ્રકાશિત દીવો (સૂર્ય) બનાવ્યો (૧૩) અને અમે જ પાણી ભર્યા વાદળોથી રેલમછેલ પાણી વરસાવ્યું, (૧૪) કે જેથી અમે તે પાણી વડે અનાજ તથા લીલોતરી (૧૫) તેમજ ગીચ બગીચા ઉત્પન્ન કરીએ. (૧૬) ખરેખર, ફેંસલાનો દિવસ એક નિર્માણ વખત છે. (૧૭) જે દિવસે સૂર ફૂંકવામાં આવશે ત્યારે તમે લોકો ટોળે ટોળાં થઈ ચાલ્યા આવશો (૧૮) અને આકાશ ઉઘાડી નાખવામાં આવશે ત્યારે તેમાં અનેક દરવાજા થઈ જશે (૧૯) અને પર્વતોને (પોતાની જગ્યાએથી) ખસેડી (ઉડાવી) દેવામાં આવશે તો તે ચળકતી રેતી જેવાં થઈ જશે. (૨૦) ખરેખર, જહન્નમ તાકમાં છે*

(૨૧) (અને તે) સરકશ લોકોનું રહેઠાણ છે. (૨૨) જેમાં તેઓ અનંતકાળ (પડયા) રહેશે. (૨૩) તેમાં તેઓ ન તો કંઈ ઠંડકની મજા ચાખશે અને ન કોઈ પીણું મળશે; (૨૪) પરંતુ છછરતું પાણી અને વહેતું પરૂર (પીવા મળશે.) (૨૫) આ તેઓને પૂરેપૂરો બદલો મળશે, (૨૬) કેમકે તેઓ (કિયામતના) હિસાબની આશા રાખતા ન હતા (૨૭) અને અમારી આયતોને ખૂબ જૂઠાડતા હતા (૨૮) અને અમે દરેક વસ્તુ ગણીને (તેઓના આ'માલનામામાં) લખી રાખી છે. (૨૯) માટે હવે (અઝાબની) મજા ચાખો, પછી અમે તમારા ઉપર અઝાબ સિવાય બીજું કંઈ જ વધારીશું નહિ. (૩૦) બેશક, અલ્લાહથી ડરનારાઓ માટે સફળતા છે. (૩૧) એટલે (ફરવા-હરવાને) બગીચા (જેમાં જાત જાતના મેવા) અને દ્રાક્ષ (૩૨) અને (દિલ બહેલાવવા માટે) સમાન વયની કુમારિકાઓ (૩૩) અને (પીવા માટે) છલકાતા શરાબનાં જામ છે. (૩૪) તેઓ ત્યાં ન કોઈ બકવાસ સાંભળશે અને ન જૂઠી વાત. (૩૫) આપના પરવરદિગાર તરફથી આ બદલો મળશે કે જે પૂરતું ઈન્આમ હશે ? (૩૬) કે જે આકાશો અને પૃથ્વી તથા જે કંઈ તે બન્નેની વચ્ચે છે તે સૌનો માલિક મહા કૃપાળુ છે, (છતાં) કોઈની સત્તા નથી કે તેનાથી વાત કરી શકે. (૩૭) જે દિવસે રૂહ એ ફરિશ્તા (અલ્લાહની સામે) હારબંધ ઊભા રહેશે (તે દિવસે) કોઈ બોલી શકશે નહિ, પરંતુ જેને રહમાન (બોલવાની) પરવાનગી આપે તેમજ તે માણસ વાત પણ યોગ્ય કહે. (૩૮) આ દિવસ ખાતરીપૂર્વક (આવવાનો) છે તો જેનું મન ચાહે તે (નેકી કરી) પોતાના પરવરદિગાર પાસે ઠેકાણું બનાવી લે. (૩૯) અમે તમને એક નજદીકમાં આવતી આફતની ખબર સંભળાવી છે, જે દિવસે દરેક માણસ પોતાના હાથોએ આગળ મોકલેલી કરણી નજરો (સમક્ષ) જોઈ લેશે અને કાફિર (હસરતથી) કહેશે કે હું માટી હોત તો કેવું સારું થાત ! (કે અઝાબથી બચી જાત.) (૪૦)

## વિસ્તૃત વિવરણ :

عَمَّ يَتَسَآءَلُوْنَ માં શબ્દ عَمَّ (અમ્મ) બે શબ્દો عَنْ (અન) અને ما (મા)થી બને છે. ما (મા) ઈસ્તિફહામ માટે આવે છે. આ જોડણીમાં શબ્દ ما થી

અલીફ સુષુપ્ત કરવામાં આવ્યો છે તેથી અર્થ એ થયો કે આ લોકો કઈ વસ્તુમાં પરસ્પર સવાલ જવાબ કરી રહ્યા છે ? પછી પોતે જ તેનો જવાબ આપવામાં આવ્યો, عَنِ النَّبَاِ الْعَظِيْمِ الَّذِىْ هُمْ فِيْهِ مُخْتَلِفُوْنَ માં શબ્દ نَبَاءُ (નબાઅ્)નો અર્થ "ખબર"નો છે પરંતુ દરેક ખબરને નબાઅ્ નથી કહેવામાં આવતું બલકે જ્યારે કોઈ મોટી ખબર હોય તો તેને નબાઅ્ કહેવામાં આવે છે, તેનો ભાવાર્થ એ છે કે આ મહાન ખબર કયામત વિશે છે અને અર્થ એ છે કે આ લોકો એટલે કે મક્કાવાળા આ મહાન ખબર એટલે કે કયામત વિશે પરસ્પર ચર્ચા, વાદ વિવાદ અને સવાલ જવાબ કરી રહ્યા છે જેમાં તેમનો પરસ્પર મતભેદ થઈ રહ્યો છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે જ્યારે કુર્આને કરીમ નાઝિલ થવાનું શરૂ થયું તો મક્કાના કાફિરો પોતાની મજલિસોમાં બેસીને તેના વિશે અભિપ્રાયો અને કાનાફૂસીઓ કરતા હતા. કુર્આનમાં કયામતનું વર્ણન ઘણી અગત્યતા સાથે આવ્યું છે અને તેમના સમીપ જાણે આ એક અશક્ય વસ્તુ હતી તેથી તેમાં મોટે ભાગે ઘણી ચર્ચાઓ ચાલતી હતી, કોઈ તેનું સમર્થન કરતો તો કોઈ તેનો ઈન્કાર; તેથી આ સૂરતની શરૂઆતમાં તેમની આ હાલતનું વર્ણન કરીને આગળ કયામત આવવા વિશે વર્ણન થયું છે અને તેમના સમીપ જે કયામત આવવામાં શંકા અને અસંભવિતતા દર્શાવવામાં આવતી હતી તેનો જવાબ આપવામાં આવ્યો છે અને અમુક તફસીરકારોએ કહ્યું કે આ સવાલ જવાબ કોઈ વાસ્તવિક સંશોધન માટે ન હતા બલકે માત્ર ઠઠ્ઠા અને મશ્કરી સ્વરૂપે હતા. વલ્લાહુ અઅ્લમુ. કુર્આને કરીમે તેમના જવાબમાં એક જ વાક્યને તાકીદ માટે બે વખતે પુનરાવર્તિત સ્વરૂપે કહ્યું, كَلَّا سَيَعْلَمُوْنَ ثُمَّ كَلَّا سَيَعْلَمُوْنَ અને તેમાં كَلَّا નો અર્થ "કદાપિ નહીં" થાય છે. ભાવાર્થ એ છે કે આ સવાલ અને જવાબ તથા ચર્ચા અને સંશોધનથી સમજમાં આવનારી વસ્તુ નથી. આ તો જ્યારે સામે આવશે તે સમયે જ તેની વાસ્તવિકતા ખબર પડશે. આ કયામત એક એવી નિશ્ચિત વસ્તુ છે જેમાં ચર્ચા, સવાલ જવાબ અને ઈન્કારની કોઈ સંભાવના જ નથી, પછી કહ્યું કે તેની હકીકત પોતે તે લોકો ઉપર નિકટમાં જ સ્પષ્ટ થઈ જશે. એટલે કે મર્યા પછી તેમને બીજી દુનિયાની વસ્તુઓનો સાક્ષાત્કાર થશે અને ત્યાંના ભયાનક દૃશ્યો આંખોથી જોઈ લેશે તે વખતે વાસ્તવિકતા ખુલી જશે. ત્યારબાદ અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત, હિકમત અને કારીગીરીના અમુક દૃશ્યોનું

વર્ણન કર્યું જેમાં સ્પષ્ટ થઈ જાય છે કે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતથી આ બાબત અસંભવ નથી કે તે આ સમગ્ર વિશ્વને એક સામટું નષ્ટ કરી ફરીવાર એવું જ પેદા કરી દે, તેમાં જમીન અને તેના પહાડોનું સર્જન, પછી માનવોનું સર્જન સ્ત્રી પુરુષના જોડાંના સ્વરૂપમાં વર્ણન કર્યું, પછી માનવીની રાહત અને તંદુરસ્તી તથા કારોબાર માટે અનુકૂળ પરિસ્થિતિઓ પેદા કરવાનું વર્ણન કર્યું તેમાં એક ફરમાન આ છે, جَعَلْنَا نَوْمَكُمْ سُبَاتًا તેમાં શબ્દ سُبَاتٌ (સુબાત) એ سَبْتٌ (સબ્ત)થી બને છે જેનો અર્થ "મૂંડવાનો અથવા કાપવાનો" થાય છે. ઊંઘને અલ્લાહ તઆલાએ એવી વસ્તુ બનાવી છે કે તે માણસને બધી જ સભાનાવસ્થા, ગમ, ખુશીથી કાપીને તેના દિલ અને દિમાગને એવી રાહત આપે છે કે દુનિયાની કોઈ રાહત તેનો બદલો નથી હોઈ શકતી એટલા માટે "સુબાત"નો તરજુમો અમુક લોકોએ "રાહત" પણ કર્યો છે.

**ઊંઘ ઘણી મોટી નેઅ્મત છે :**

અત્રે અલ્લાહ તઆલાએ માણસના જોડાં બનાવવાનું વર્ણન કર્યા પછી તેના રાહત માટેના બધા સામાનોમાં ખાસ રીતે ઊંઘનું વર્ણન કર્યું છે. વિચાર કરો તો આ એક એવી મહાન નેઅ્મત છે કે માનવીની બધી જ રાહતોનો આધાર તેના જ ઉપર છે અને આ નેઅ્મતને અલ્લાહ તઆલાએ સમગ્ર મખ્લૂક માટે એવી જાહેર અને સર્વસામાન્ય બનાવી છે કે અમીર, ગરીબ, જ્ઞાની, અજ્ઞાની, રાજા અને રંક બધાને જ આ દોલત સમાન રીતે એકસામટી અર્પણ થઈ છે બલકે દુનિયાની પરિસ્થિતિઓની સમીક્ષા કરવામાં આવે તો ગરીબો અને મહેનત મજૂરી કરનારા લોકોને આ નેઅ્મત જેટલી પ્રાપ્ત થઈ છે એટલી માલદાર અને દુનિયામાં મોટા કહેવાતા લોકોને પ્રાપ્ત નથી થઈ. તેમની પાસે રાહતનો સામાન, રાહતના મકાન, હવા અને શરદી ગરમીથી મધ્યમ કક્ષાની પરિસ્થિતિ, નરમ નરમ ગાદલા તકિયા બધું જ કંઈ હોય છે જે ગરીબોને ઘણું ઓછું મળે છે પરંતુ ઊંઘની નેઅ્મત આ ગાદલા, તકિયા, મહેલો કે બંગલાઓના વાતાવરણના તા'બે નથી તે તો અલ્લાહ તબારક વ તઆલાની એક એવી નેઅ્મત છે જે સીધે સીધી તેના તરફથી મળે છે. અમુક સમયે ગરીબ અને વંચિત લોકોને કોઈ બિસ્તરા તકિયા વિના પણ ખુલ્લી જમીન ઉપર આ નેઅ્મત ખૂબ ઉદારતાથી આપવામાં આવે છે અને અમુક સમયે

બધા જ સામાન ધરાવતા લોકોને તે આપવામાં નથી આવતી, તેમને ઊંઘની ગોળીઓ ખાઈને તે નેઅ્મત પ્રાપ્ત કરવી પડે છે અને અમુક સમયે આવી ઘેનની ગોળીઓ પણ કામ નથી કરતી; પછી વિચાર કરો કે આ નેઅ્મતને અલ્લાહ તઆલાએ જેવી રીતે સમગ્ર મખ્લૂક, માનવ અને પ્રાણીઓ માટે સામાન્ય કરી છે અને વિના મહેનતે મફતમાં આપી છે એનાથી મોટી નેઅ્મત એ છે કે તે માત્ર મફત અને વિના મહેનતે જ નહીં બલકે પોતાની સંપૂર્ણ રહેમતથી આ નેઅ્મતને બળજબરીએ આપવામાં આવે છે કે માનવી અમુક સમયે કામના ભારથી મજબૂર થઈને ઈચ્છે છે કે આખી રાત જાગતો રહું અને કામ કરતો રહું પરંતુ અલ્લાહ જલ્લ શા'નૂહુ તેના ઉપર જબરદસ્તી ઊંઘ થોપીને તેને સૂવડાવી દે છે કે આખા દિવસનો થાક દૂર થઈ જાય અને તેની શક્તિ વધારે કામ માટે તૈયાર થઈ જાય. આગળ આ જ ઊંઘની મહાન નેઅ્મતની પૂર્ણતા આ વર્ણન કરી وَجَعَلْنَا الَّيْلَ لِبَاسًا એટલે કે રાતને અમે છુપાવવાની વસ્તુ બનાવી દીધી, તેનાથી ઈશારો એ બાજુએ છે કે માનવીને સ્વાભાવિક ઊંઘ તે સમયે આવે છે જ્યારે પ્રકાશ વધારે ન હોય, દરેક બાજુ શાંતિ હોય, શોર બકોર કે કોલાહલ ન હોય. અલ્લાહ તઆલાએ રાતને પહેરવેશ એટલે કે ઓઢવા અને છુપાવવાની વસ્તુ કહીને એ તરફ ઈશારો કર્યો કે કુદરતે તમને માત્ર ઊંઘની તંદ્રા જ નથી આપી બલકે સમગ્ર દુનિયામાં એવી પરિસ્થિતિ પેદા કરી કે જે ઊંઘ માટે અનુકૂળ હોય. પ્રથમ રાતનો અંધકાર, બીજું સમગ્ર વિશ્વ માનવ અને પ્રાણીઓ બધા ઉપર એક સમયે એકસામટી ઊંઘ થોપવી કે જ્યારે બધા જ સૂઈ જશે તો સમગ્ર દુનિયામાં શાંતિ હશે નહિતર બીજા કામોની જેમ જો ઊંઘના સમયે પણ વિવિધ પ્રકારના લોકો વિવિધ કામો કરતા રહે તો કોઈને પણ ઊંઘની શાંતિ પ્રાપ્ત થશે નહીં.

ત્યારબાદ ફરમાવ્યું, وَجَعَلْنَا النَّهَارَ مَعَاشًا કે માણસને રાહત અને શાંતિ માટે એ પણ જરૂરી છે કે તેની ખોરાક વગેરેની જરૂરિયાત પૂરી થતી રહે નહિતર તે ઊંઘ મોત સાબિત થઈ જશે. જો દરેક સમયે રાત્રિ જ રહે અને માનવી ઊંઘતો જ રહે તો આ વસ્તુઓ કેવી રીતે પ્રાપ્ત થાય ? તેમના માટે સંઘર્ષ, મહેનત અને દોડધામની આવશ્યકતા છે જે પ્રકાશમાં જ પ્રાપ્ત થઈ શકે છે, તેથી કહ્યું કે તમારી રાહતને સંપૂર્ણ કરવા માટે અમે માત્ર રાત અને તેના અંધકારને જ નથી બનાવ્યા

બલકે એક પ્રકાશિત દિવસ પણ આપ્યો જેમાં તમે કારોબાર કરીને પોતાની સામાજિક અને આર્થિક જરૂરિયાતો પ્રાપ્ત કરી શકો. فَتَبَارَكَ اللّٰهُ اَحۡسَنُ الۡخَالِقِيۡنَ

ત્યારબાદ માનવીની તે રાહતના સામાનનું વર્ણન કર્યું છે જે આસમાન સાથે સંબંધ ધરાવે છે, તેમાં સૌથી મોટી લાભ આપનારી વસ્તુ સૂર્યનો પ્રકાશ છે તેનું વર્ણન કર્યું, وَّجَعَلۡنَا سِرَاجًا وَّهَّاجًا એટલે કે અમે સૂર્યને એક ચળકતો ભડકતો દીવો બનાવ્યો, પછી આસમાનની નીચે જે વસ્તુઓ માણસની રાહત માટે પેદા કરી તેમાં સૌથી વધારે આવશ્યક વસ્તુ પાણી વરસાવનાર વાદળો છે તેનું વર્ણન કર્યું, وَّاَنۡزَلۡنَا مِنَ الۡمُعۡصِرٰتِ مَآءً ثَجَّاجًا માં શબ્દ مُعۡصِرٰتُ (મુઅ્સિરાત) એ مُعۡصِرَةٌ (મુઅ્સિરહ)નું બહુવચન છે જે પાણીથી ભરેલા એવા વાદળને કહેવામાં આવે છે જે બસ હવે વરસનારું જ છે. આથી જાણ થઈ કે વરસાદ વાદળોએથી વરસે છે અને જે આયતોમાં આસમાનથી વરસવાનું વર્ણન છે અથવા તો તેમાં પણ આસમાનથી ભાવાર્થ અવકાશ હોય જેમકે કુર્આનમાં ઘણી વખતે શબ્દ سَمَآءٌ (સમાઅ્) એ આ જ અર્થમાં આવ્યો છે અથવા એવું કહેવામાં આવે કે કોઈ સમયે સીધે સીધો આસમાનથી પણ વરસાદ વરસી શકે છે અને તેના નકારનું કોઈ કારણ નથી. આ બધી જ કુદરતની કારીગીરીઓ અને અલ્લાહ તઆલાના ઈનામોનું વર્ણન કર્યા પછી ફરી મૂળ વિષય કયામત તરફ પાછા વળ્યા છે.

اِنَّ يَوۡمَ الۡفَصۡلِ كَانَ مِيۡقَاتًا એટલે કે ફેંસલાનો દિવસ જેનાથી ભાવાર્થ કયામત છે તે એક નિશ્ચિત અને ચોક્કસ હદ છે જેના ઉપર આ દુનિયા સમાપ્ત થઈ જશે જ્યારે કે સૂર ફૂંકવામાં આવશે; અને બીજી આયતોથી જાણ થાય છે કે સૂર બે વખતે ફૂંકવામાં આવશે. પ્રથમ સૂર ફૂંકવાથી સમગ્ર દુનિયા ફના થઈ જશે અને બીજો સૂર ફૂંકવાથી ફરી જીવીત અને કાયમ થઈ જશે અને આ બીજો સૂર ફૂંકવાના સમયે સમગ્ર દુનિયાના આગલા પાછલા માણસો બધા જ પોતાના પરવરદિગારની સામે લશ્કરોના લશ્કર થઈને હાજર થશે. હઝરત અબૂઝર ગિફારી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે લોકો કયામતના દિવસે ત્રણ સમુદાયોમાં વહેંચાય જશે, એક લશ્કર તે લોકોનું હશે જે ભરેલા પેટે, કપડાં પહેરીને સવારીઓ ઉપર સવાર થઈને હશ્રના મેદાનમાં આવશે. બીજું લશ્કર પગપાળા લોકોનું હશે જે ચાલીને મેદાનમાં આવશે, ત્રીજું

લશ્કર તે લોકોનું હશે જેમને ચહેરાભેર ઘસેડીને મેદાને હશ્રમાં લાવવામાં આવશે.

*(મઝહરી, નસાઈ અને હાકિમની રિવાયતથી બયહકી)*

અમુક રિવાયતોમાં લશ્કરોનો ખુલાસો દશ પ્રકારના લશ્કર હોવાનો કર્યો છે અને અમુક લોકોએ કહ્યું કે મહશરમાં હાજરજનોની અસંખ્ય જમાઅતો પોતપોતાના અમલો અને કાર્યોના આધારે હશે અને આ બધા જ નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, બધું જ એકઠું હોઈ શકે છે.

وَسُيِّرَتِ الْجِبَالُ فَكَانَتْ سَرَابًا માં سُيِّرَتْ (સુય્યિરત)થી ભાવાર્થ એ છે કે પહાડ કે જેને આજે સ્થિરતા અને મજબૂતીના દૃષ્ટાંત તરીકે રજુ કરવામાં આવે છે તે બધા પોતપોતાના સ્થળો છોડીને કણ કણ બની ઉડવા લાગશે, سَـــــــرَابْ (સરાબ)નો શાબ્દિક અર્થ "મૃગજળ" થાય છે જે તડકામાં ખારપાટ અને રણમાં દૂરથી વહેતા પાણી સ્વરૂપે નજરે પડે છે જે પાસે પહોંચતા એટલું જ દૂર લાગે છે અને વાસ્તવમાં પાણી હોતું નથી પરંતુ તે માત્ર દૃષ્ટિભ્રમ હોય છે અને "સરાબ"નો બીજો અર્થ "ચાલ્યા જવાનો" પણ થાય છે.

إِنَّ جَهَنَّمَ كَانَتْ مِرْصَادًا માં શબ્દ مِـــرْصَـــادْ (મિરસાદ) તે સ્થળ કે જ્યાં બેસીને કોઈની દેખરેખ રાખવામાં આવે અથવા રાહ જોવામાં આવે તેને કહે છે. જહન્નમથી ભાવાર્થ આ સ્થળે પુલસિરાત છે, અહીંયાં સવાબ આપનાર અને અઝાબ આપનાર બંને ફરિશ્તાઓ રાહ જોતા હશે. જહન્નમવાળાઓને અઝાબના ફરિશ્તા પકડી લેશે અને જન્નતવાળાઓ સાથે સવાબના ફરિશ્તા તેમને તેમના સ્થળ સુધી પહોંચાડી દેશે.

*(મઝહરી)*

હઝરત હસન બસરી (રહ.)એ કહ્યું કે જહન્નમના પુલ ઉપર દેખરેખ રાખનાર ફરિશ્તાઓની ચોકી હશે જેમની પાસે જન્નતમાં જવાનો પરવાનો હશે તેમને પસાર થવા દેશે અને જેમની પાસે પરવાનો નહીં હોય તેમને અટકાવી દેશે.

*(કુર્તુબી)*

لِلطَّٰغِينَ مَآبًا દેખીતું છે કે لِلطَّٰغِينَ مَآبًا વિશે છે, તે إِنَّ جَهَنَّمَ كَانَتْ ની બીજી ખબર છે. આ રીતે બંને વાક્યોનો અર્થ એ થયો કે પુલસિરાત તો નેક અને ખરાબ બંને પ્રકારના લોકો માટે રાહ જોવાનું સ્થળ છે, સૌને તેના ઉપરથી પસાર થવાનું

છે અને જહન્નમ દુષ્ટ લોકો માટે થોભવાનું અને રહેવાનું ઠેકાણું છે. طَاغِيْنَ (તાગીન) એ طَاغِیْ (તાગી)નું બહુવચન છે, તે طُغْيَانٌ (તુગ્યાન)થી બને છે જેનો અર્થ દુષ્ટતા અને બળવાખોરી થાય છે. તાગી એવા વ્યક્તિને કહેવામાં આવે છે જે બળવાખોરી અને નાફરમાનીમાં મર્યાદા વળોટી હદ વટાવી ચૂક્યો હોય અને એવું ત્યારે જ બની શકે છે જ્યારે કે તે ઈમાનમાંથી જ નીકળી જાય, તેથી તાગીનથી ભાવાર્થ કાફિરો છે અને એ પણ સંભાવના છે કે તેનાથી ભાવાર્થ તે ગુમરાહ અકીદા રાખનાર મુસલમાનોના ફિરકાઓ હોય જે કુર્આન અને સુન્નતની હદોથી નીકળી ચૂક્યા હોય છે, ભલે ખુલ્લમ ખુલ્લું કુફ્ર અપનાવ્યું ન હોય જેમકે રવાફિઝ, ખવારિઝ, મોઅ્તઝિલા વગેરે. *(મઝહરીમાંથી)*

لٰبِثِيْنَ فِيْهَآ اَحْقَابًا માં શબ્દ لٰبِثِيْنَ એ لَابِثٌ નું બહુવચન છે જેનો અર્થ "થોભનાર" થાય છે. اَحْقَابٌ (અહકાબ) એ حُقْبَةٌ (હિકબહ)નું બહુવચન છે. લાંબા સમયગાળાને હિકબહ કહેવામાં આવે છે, તેની લંબાઈમાં વિવિધ નિવેદનો છે. ઈબ્ને જરીર (રહ.)એ હઝરત અલી (રદિ.)થી તેનું માપ એંસી વર્ષ નકલ કર્યું છે અને દરેક વર્ષ બાર મહિનાનું અને દરેક મહિનો ત્રીસ દિવસનો અને દરેક દિવસ એક હજાર વર્ષનો. આ રીતે લગભગ બે કરોડ ઈઠયાસી લાખ વર્ષનો એક હિકબહ થાય છે અને હઝરત અબૂ હુરયરહ (રદિ.), અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેએ હિકબહનું પ્રમાણ એંસીના બદલે સિત્તેર વર્ષ ઠરાવ્યું બાકી હિસાબ તે જ છે. *(ઈબ્ને કષીર)*

પરંતુ મુસ્નદે બજ્જારમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી આ નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

لَا يَخْرُجُ اَحَدُكُمْ مِنَ النَّارِ حَتّٰى يَمْكُثَ فِيْهِ اَحْقَابًا وَالْحَقَبُ بِضْعٌ وَّثَمَانُوْنَ سَنَةً
كُلُّ سَنَةٍ ثَلٰثُمِائَةٍ وَّسِتُّوْنَ يَوْمًا مِّمَّا تَعُدُّوْنَ (اَز مظهری)

*"તમારામાંથી જે લોકો ગુનાહોની સજામાં જહન્નમમાં નાંખવામાં આવશે કોઈ તે વખત સુધી જહન્નમથી નીકળશે નહીં જ્યાં સુધી તેમાં અમુક "અહકાબ" ન રહી લે અને "હિકબહ" કંઈક એંસી વર્ષનો અને દરેક વર્ષ ત્રણસો સાંઈઠ દિવસનું છે, તમારા હાલના દિવસો પ્રમાણે."* *(મઝહરી)*

આ હદીષમાં જો કે પ્રસ્તુત આયતોની તફસીર નથી પરંતુ શબ્દ અહકાબના અર્થનું વર્ણન છે, અમુક સહાબએ કિરામ (રદિ.)થી તેમાં જે દરેક દિવસનું એક હજાર વર્ષનું હોવાનું નકલ થયું છે જો તે પણ તેમણે રસૂલે કરીમ ﷺથી સાંભળેલું છે તો હદીષની રિવાયતોમાં વિરોધાભાસ થયો. આ વિરોધાભાસના સમયે કોઈ એક વસ્તુ ઉપર નિશ્ચિત યકીન તો નથી થઈ શકતું પરંતુ બંને રિવાયતોમાં એક વાત એકસમાન છે કે હિકબહ અથવા હકબ ખૂબ લાંબા સમયગાળાનું નામ છે તેથી બયઝાવીએ અહકાબનની તફસીર دهورا متتابعة થી કરી છે, એટલે કે એક પછી એક ઘણા યુગો.

**જહન્નમના લંબાણ અને તેમાં રહેવાની મુદ્દત ઉપર શંકા અને તેનો જવાબ :**

હિકબહનું પ્રમાણ ભલે ગમે એટલું લાંબું ઠરાવવામાં આવે અંતે તે એક મર્યાદિત અને સમાપ્ત થનારી મુદ્દત છે તેથી એ ભાવાર્થ થાય છે કે આ લાંબા સમયગાળા પછી જહન્નમવાળા કાફિરો પણ જહન્નમથી નીકળી જશે જ્યારે કે આ બાબત કુર્આનની બીજી સ્પષ્ટ નુસૂસથી વિરુદ્ધ છે જેમાં خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ના શબ્દો આવ્યા છે અને તેથી ઉમ્મતનો એ બાબતે ઈજ્માઅ્ છે કે ન તો જહન્નમ ક્યારેય ફના થશે અને ન જ કાફિરો ક્યારેય તેમાંથી કાઢવામાં આવશે.

સુદ્દીએ હઝરત મુર્રહ બિન અબ્દુલ્લાહથી નકલ કર્યું છે કે કાફિર જહન્નમવાળાઓને જો એ ખબર આપવામાં આવે કે તેમનું થોભવું જહન્નમમાં દુનિયાભર જેટલી કાંકરીઓ બરાબર હશે તો તેઓ તેના ઉપર પણ ખુશ થશે કે અંતે આ કાંકરીઓ ભલે અબજો કે ખર્વોની સંખ્યામાં હોય તો પણ તે એક મર્યાદિત અને સમાપ્ત થનારી વસ્તુ છે. અંતે ક્યારેક તો તેમને અઝાબથી છુટકારો થઈ જ જશે અને જો જન્નતવાળાઓને આ જ ખબર સંભળાવવામાં આવે કે તેમને જન્નતમાં સમગ્ર પૃથ્વીપટ ઉપરની કાંકરીઓની સંખ્યા પ્રમાણેના વર્ષો જન્નતમાં રહેવાનું છે તો પણ તેઓ ગમગીન થશે કે ભલે ગમે એટલી લાંબી મુદ્દત છે પરંતુ અંતે આ મુદ્દત પછી જન્નતમાંથી કાઢવામાં આવશે.

*(મઝહરી)*

અલબત્ત આ આયતમાં اَحْقَابًا (અહકાબન) શબ્દનો જે ભાવાર્થ થાય છે

કે અમુક અહકાબ પછી જહન્નમવાળા કાફિરો પણ જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે, બધી જ નુસૂસ અને ઇજ્માએ ઉમ્મતના વિરુદ્ધ હોવાથી ભરોસાપાત્ર ભાવાર્થ નથી, કારણ કે આ આયતમાં તેનો ખુલાસો છે જ નથી કે અહકાબ પછી શું થશે ? માત્ર એટલું વર્ણન છે કે અહકાબની મુદ્દત સુધી તેમણે જહન્નમમાં રહેવું પડશે તેનાથી એ જરૂરી નથી બનતું કે અહકાબ પછી જહન્નમ રહેશે જ નહીં અને આ લોકો તેમાંથી કાઢી લેવામાં આવશે, તેથી હઝરત હસન (રદિ.)એ તેની તફસીરમાં કહ્યું કે આ આયતમાં અલ્લાહ તઆલાએ જહન્નમવાળાઓ માટે જહન્નમની કોઈ નિશ્ચિત સમય મર્યાદા નક્કી નથી કરી જેના પછી તેમને તેમાંથી કાઢી લેવાનું સમજી શકાય બલકે ભાવાર્થ એ છે કે જ્યારે એક હિકબહ એટલે કે સમયકાળ પસાર થઈ જશે તો બીજો શરૂ થઈ જશે, એ જ પ્રમાણે બીજા પછી ત્રીજો, ત્રીજા પછી ચોથો એટલે સુધી કે હંમેશા હંમેશ કાયમી ધોરણે આ ક્રમ ચાલુ રહેશે અને સઈદ બિન ઝુબૈર (રદિ.)એ કતાદહ (રદિ.)થી પણ આ જ તફસીર વર્ણન કરી છે કે અહકાબથી ભાવાર્થ તે સમયકાળ છે જેની કોઈ સમાપ્તિ કે અંત નથી બલકે એક હિકબ સમાપ્ત થશે તો બીજા હિકબ આવી જશે અને આ જ ક્રમ હંમેશા હંમેશ રહેશે.

*(ઇબ્ને કષીર અને મઝહરી)*

અત્રે એક બીજી સંભાવના એ પણ છે જેને ઇબ્ને કષીરે يَحْتَمِلُ ના શબ્દથી વર્ણન કરી છે અને કુર્તુબીએ કહ્યું કે આ વાત પણ શક્ય છે અને મઝહરીએ તેને જ અપનાવ્યું છે, તે સંભાવના એ છે કે આ આયતમાં શબ્દ طَاغِيْنَ (તાગીન)થી ભાવાર્થ કાફિરો લેવામાં ન આવે બલકે તે તવહીદવાળા જે બાતિલ અકીદાઓના કારણે ઇસ્લામથી ગુમરાહ ફિરકાઓમાં ગણવામાં આવે છે જેમને હદીષવેત્તાઓની પરિભાષામાં "અહલે અહ્‌વા" કહેવામાં આવે છે તે પણ ભાવાર્થ હોય શકે છે. જો એમ હોય તો આયતનો ખુલાસો એ થશે કે આવા કલિમો પઢનાર તવહીદવાળા જેઓ ગુમરાહ અકીદહ રાખવાના કારણે કુફ્રની હદો સુધી પહોંચી ગયા હતા પરંતુ ખુલ્લા કાફિર ન થયા હતા તેઓ અહકાબની મુદ્દત સુધી જહન્નમમાં રહ્યા પછી અંતે કલિમએ તવહીદના કારણે જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે.

મઝહરીએ આ સંભાવનાના સમર્થનમાં તે હદીષ પણ રજૂ કરી જે

ઉપરોક્ત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ના હવાલાથી મુસ્નદે બઝ્ઝારથી નકલ થઈ ચૂકી છે જેમાં રસૂલે કરીમ ﷺએ એ જ વર્ણન કર્યું છે કે અહકાબની મુદત પસાર થયા પછી આ લોકો જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે પરંતુ અબૂહય્યાને કહ્યું કે ત્યાર પછીની આયતો إِنَّهُمْ كَانُوا لَا يَرْجُونَ حِسَابًا وَّكَذَّبُوا بِآيَاتِنَا كِذَّابًا આ સંભાવનાનો નકાર કરે છે કે તાગીનથી ભાવાર્થ આ સ્થળે તવહીદવાળા અને ગુમરાહ ફિરકા નથી, કારણ કે આ અંતિમ આયતોમાં કયામતનો ઈન્કાર અને રસૂલ ﷺને જૂઠાડવાનો ખુલાસો છે. એ જ રીતે અબૂહય્યાને મકાતિલના તે નિવેદનને પણ ખોટું ઠરાવ્યું છે કે આ આયતને મન્સૂખ સમજવામાં આવે.

તફસીરકારોના એક સમૂહે આ ત્રીજી સંભાવના આ આયતની તફસીરમાં એ ઠરાવી છે કે આયત પછીના વાક્ય لَا يَذُوقُونَ فِيهَا بَرْدًا وَّلَا شَرَابًا إِلَّا حَمِيمًا وَّغَسَّاقًاમાં આ أَحْقَابًا થી વર્તમાનકાળનું વાક્ય છે અને આયતનો ભાવાર્થ એ થશે કે અહકાબના લાંબા સમયકાળ સુધી આ લોકો ન તો ઠંડી હવાનો સ્વાદ ચાખશે ન જ કોઈ ખાવા પીવાની વસ્તુનો, હમીમ અને ગસ્સાક સિવાય. પછી અહકાબ પસાર થયા પછી એવું બની શકે છે કે આ પરિસ્થિતિ બદલાઈ જાય અને અઝાબના બીજા પ્રકારો આવવા લાગે હમીમ તે ઉકળતું ગરમ પાણી છે કે જ્યારે તે ચહેરાની પાસે આવશે તો તેનો માંસ દાઝી જશે અને જ્યારે પેટમાં જશે તો પેટની અંદરના અવયવો ટૂકડા ટૂકડા થઈ જશે અને ગસ્સાક તે લોહી અને પરું વગેરે છે જે જહન્નમવાળાઓના જખમોમાંથી નીકળશે.

جَزَآءً وِّفَاقًا એટલે કે જે સજા તેમને જહન્નમમાં આપવામાં આવશે તે તેમના બાતિલ અને ખોટા અકીદાઓ તથા ગુનાહિત કર્મો પ્રમાણે ન્યાય અને ઈન્સાફના તકાદા પ્રમાણે હશે તેમાં કોઈ વધારો હશે નહીં. فَذُوقُوا فَلَن نَّزِيدَكُمْ إِلَّا عَذَابًا એટલે કે જ્યારે તમે દુનિયામાં પોતાના કુફ્ર અને ઈન્કારમાં વધારો જ કરતા ચાલ્યા ગયા અને જો તમને બળજબરીએ મોત ન આવ્યું હોત અને તમે તેમાં વધતા જ રહ્યા હોત તો એ જ પ્રમાણે આજે તેનો બદલો એ છે કે તમારો અઝાબ વધતો જ ચાલ્યો જાય. આટલે સુધી કાફિરો અને દુષ્ટોની સજાનું વર્ણન હતું, આગળ તેના મુકાબલામાં મો'મિનો અને મુત્તકીઓના સવાબનું અને જન્નતની નેઅ્મતોનું વર્ણન છે. આ નેઅ્મતોનું વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો,

جَزَآءً مِّنْ رَّبِّكَ عَطَآءً حِسَابًا એટલે કે ઉપર જન્નતની જે નેઅ્મતોનું વર્ણન આવ્યું છે તે મો'મિનો માટે બદલો છે અને ભેટ છે તેમના રબ્બ તરફથી ઘણી વધારે ભેટ. અહીંયાં આ નેઅ્મતોને પ્રથમ અમલોનો બદલો બતાવ્યો પછી પરવરદિગારની ભેટ ! દેખીતો આ બંનેમાં વિરોધાભાસ છે, કારણ કે બદલો તે વસ્તુને કહેવામાં આવે છે જે કોઈ વસ્તુના બદલામાં હોય અને ભેટ તે વસ્તુ છે જે કોઈ બદલા વિના ઈનામ અને અહેસાન સ્વરૂપે આપવામાં આવે. કુર્આને કરીમે આ બંને શબ્દોને એક સ્થળે ભેગા કરીને એ તરફ ઈશારો કર્યો કે જન્નતમાં દાખલ થવા અને તેની નેઅ્મતો માત્ર બાહ્ય દેખાવના આધારે જન્નતવાળાઓના અમલોનો બદલો છે પરંતુ વાસ્તવમાં તે માત્ર પરવરદિગારની ભેટ છે, કારણ કે માનવીના અમલો તો તે નેઅ્મતોનો બદલો પણ નથી બની શકતી જે તેમને દુનિયામાં આપવામાં આવી હતી. આખિરતની નેઅ્મતોની પ્રાપ્તિ તો માત્ર અલ્લાહ તઆલાની કૃપા, ઈનામ અને માત્ર ભેટ જ છે જેમકે હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કોઈ વ્યક્તિ પોતાના અમલથી જન્નતમાં નથી જઈ શકતો અને શબ્દ حِسَابًا (હિસાબા)ના બે અર્થો હોઈ શકે છે. તફસીરના ઈમામોમાંથી ઘણાએ પ્રથમ અને અન્યોએ બીજાનો અર્થ લીધો છે. પ્રથમ અર્થ حسابًا عطاء كافيا كثيرًا છે એટલે કે એવી ભેટ જે તેની તમામ જરૂરતો માટે પૂરતી અને વધારે પ્રમાણમાં હોય. આ અર્થ આ રૂઢિપ્રયોગના આધારે છે اَحْسَبْتُ فُلَانًا اَىْ اَعْطَيْتُهٗ مَا يَكْفِيْهِ حَتّٰى قَالَ حَسْبِىْ એટલે કે اَحْسَبْتُ નો શબ્દ એ અર્થ માટે આવે છે કે મેં તેને એટલું આપ્યું કે તે તેના માટે બિલકુલ પૂરતું થઈ ગયું. એટલે સુધી કે તે બોલી ઉઠયો, حَسْبِىْ (હસ્બી) એટલે કે બસ ! આ મારા માટે ઘણું છે. અને હિસાબનો બીજો અર્થ માપતોલ અને સરખામણી કરવા માટે પણ થાય છે. હઝરત મુજાહિદ (રહ.)એ આ સ્થળે આ જ અર્થને લઈને આયતનો અર્થ એ ઠરાવ્યો કે અલ્લાહની ભેટ જન્નતવાળાઓ ઉપર તેમના હિસાબ પ્રમાણે હશે અને આ ભેટમાં દરજ્જાઓ ઈખ્લાસ અને અમલની ઉત્કૃષ્ટતાના હિસાબે હશે, જેમકે સહીહ હદીષોમાં સહાબએ કિરામ (રદિ.)ના અમલોના દરજ્જા બાકી ઉમ્મતના અમલોના મુકાબલામાં એવા ઠરાવ્યા છે કે સહાબી જો અલ્લાહ તઆલાના માર્ગમાં એક મુદ ખર્ચ કરે જે લગભગ એક શેર જેટલું હોય છે અને જે ગેરસહાબી છે તે લગભગ એક ઉહદ પહાડ જેટલું ખર્ચ કરે તો પણ સહાબીનું

એક મુદ આ પહાડથી વધેલું રહેશે. વલ્લાહુ અઅ્લમુ.

لَا يَمْلِكُونَ مِنْهُ خِطَابًا આ વાક્યનો સંબંધ પ્રથમ વાક્ય جَزَآءً مِّنْ رَّبِّكَ عَطَآءً حِسَابًا સાથે પણ હોઈ શકે છે. એટલે કે અલ્લાહ તઆલા જેને જે સવાબનો દરજ્જો અર્પણ કરશે તેમાં કોઈને વાતચીત કરવાની મજાલ સુદ્ધાં હશે નહીં કે ફલાણાને વધારે અને ફલાણાને ઓછું કેમ આપવામાં આવ્યું અને જો તેને અલગ વાક્ય ઠરાવવામાં આવે તો ભાવાર્થ એ થશે કે મહશરમાં કોઈને પરવાનગી વિના અલ્લાહ તઆલા સાથે સંબોધન કરવાનો અધિકાર હશે નહીં આ પરવાનગી હશ્રના અમુક સ્થળોએ હશે અને અમુક સ્થળોએ નહીં હોય.

يَوْمَ يَقُوْمُ الرُّوْحُ وَالْمَلٰٓئِكَةُ صَفًّا માં શબ્દ "રૂહ"થી ભાવાર્થ અમુક તફસીરના ઈમામો નજીક હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) છે અને તેમનું બધા જ ફરિશ્તાઓ કરતાં અગ્રસ્થાને વર્ણન કરવું તેમની મહાનતાની શા'ન જાહેર કરવા માટે છે અને અમુક રિવાયતોમાં છે કે રૂહ અલ્લાહ તઆલાનું એક મહાન લશ્કર છે જે ફરિશ્તા નથી, તેમને માથું અને હાથ પગ છે. આ તફસીર ઉપર જો કે બે હરોળ હશે, એક હરોળ રૂહોની અને બીજી ફરિશ્તાઓની.

يَوْمَ يَنْظُرُ الْمَرْءُ مَاقَدَّمَتْ يَدَاهُ દેખીતું છે કે તેનાથી ભાવાર્થ કયામતનો દિવસ છે અને મહશરમાં દરેક વ્યક્તિ પોતાના અમલોને પોતાની આંખોએ જોઈ લેશે, ભલે એ રીતે કે નામએ આ'માલ તેના હાથમાં આવી જશે, તેને જોશે અથવા એ રીતે કે અમલો મહશરમાં એક સદેહ આકૃતિ અને ચહેરા મ્હોરા સાથે સામે આવી જાય, જેમકે હદીષની અમુક રિવાયતોથી સાબિત છે અને સંભાવના એ પણ છે કે આ દિવસથી ભાવાર્થ મોતનો દિવસ હોય અને પોતાના અમલોને જોવાથી કબ્ર અને બરઝખ ભાવાર્થ સ્વરૂપે હોય.

*(મઝહરીમાંથી)*

وَيَقُوْلُ الْكٰفِرُ يٰلَيْتَنِىْ كُنْتُ تُرٰبًا હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે કયામતના દિવસે સમગ્ર જમીન એક સપાટ મેદાન થઈ જશે જેમાં માણસ, જિન્નાત અને જમીન ઉપર ચાલનારા પાલતું પ્રાણીઓ અને જંગલી પ્રાણીઓ બધા એકઠા કરી દેવામાં આવશે અને પ્રાણીઓમાંથી જેણે એકબીજા ઉપર દુનિયામાં જુલમ કર્યો હતો તેમને તેનો બદલો આપી દેવામાં આવશે, એટલે

સુધી કે જો કોઈ શિંગડાવાળી બકરીએ બોડી બકરીને માર્યું હતું તો આજે તેનો પણ બદલો અપાવી દેવામાં આવશે, જ્યારે તેનાથી ફારેગ થશે તો બધા પ્રાણીઓને હુકમ થશે કે માટી થઈ જાઓ ! તેઓ બધા માટી થઈ જશે. તે વખતે કાફિર લોકો એવી તમન્ના કરશે કે કાશ ! અમે પણ પ્રાણીઓ હોત અને અત્યારે માટી બની ગયા હોત ! હિસાબ કિતાબ અને જહન્નમની સજાથી બચી ગયા હોત. નઊઝુબિલ્લાહ. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ النَّبَاِ بِحَمْدِ اللّٰهِ لَيْلَةَ الْجُمُعَةِ ٢ شَعْبَانْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નબા' પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૧૬ ડિસેમ્બર ૨૦૧૪ મુતાબિક ૨૪ સફર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૭૮)

# સૂરએ નાઝિઆત

સૂરએ નાઝિઆત મક્કામાં નાઝિલ થઈ, તેની ૪૬ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ નાઝિઆત : આયત નં. ૧ થી ૪૬)**

اٰیاتها ٤٦ ﴿٧٩ سُوْرَةُ النّٰزِعٰتِ مَكِّيَّةٌ ٨١﴾ رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالنّٰزِعٰتِ غَرْقًا ۙ﴿١﴾ وَّالنّٰشِطٰتِ نَشْطًا ۙ﴿٢﴾ وَّالسّٰبِحٰتِ سَبْحًا ۙ﴿٣﴾ فَالسّٰبِقٰتِ
سَبْقًا ۙ﴿٤﴾ فَالْمُدَبِّرٰتِ اَمْرًا ۘ﴿٥﴾ يَوْمَ تَرْجُفُ الرَّاجِفَةُ ۙ﴿٦﴾ تَتْبَعُهَا
الرَّادِفَةُ ۭ﴿٧﴾ قُلُوْبٌ يَّوْمَىِٕذٍ وَّاجِفَةٌ ۙ﴿٨﴾ اَبْصَارُهَا خَاشِعَةٌ ۘ﴿٩﴾ يَقُوْلُوْنَ ءَاِنَّا
لَمَرْدُوْدُوْنَ فِي الْحَافِرَةِ ۭ﴿١٠﴾ ءَاِذَا كُنَّا عِظَامًا نَّخِرَةً ۭ﴿١١﴾ قَالُوْا تِلْكَ اِذًا كَرَّةٌ
خَاسِرَةٌ ۘ﴿١٢﴾ فَاِنَّمَا هِيَ زَجْرَةٌ وَّاحِدَةٌ ۙ﴿١٣﴾ فَاِذَا هُمْ بِالسَّاهِرَةِ ۭ﴿١٤﴾ هَلْ اَتٰىكَ حَدِيْثُ
مُوْسٰى ۘ﴿١٥﴾ اِذْ نَادٰىهُ رَبُّهٗ بِالْوَادِ الْمُقَدَّسِ طُوًى ۚ﴿١٦﴾ اِذْهَبْ اِلٰى فِرْعَوْنَ
اِنَّهٗ طَغٰى ۫﴿١٧﴾ فَقُلْ هَلْ لَّكَ اِلٰٓى اَنْ تَزَكّٰى ۙ﴿١٨﴾ وَاَهْدِيَكَ اِلٰى رَبِّكَ فَتَخْشٰى ۚ﴿١٩﴾
فَاَرٰىهُ الْاٰيَةَ الْكُبْرٰى ۫﴿٢٠﴾ فَكَذَّبَ وَعَصٰى ۫﴿٢١﴾ ثُمَّ اَدْبَرَ يَسْعٰى ۫﴿٢٢﴾ فَحَشَرَ
فَنَادٰى ۫﴿٢٣﴾ فَقَالَ اَنَا رَبُّكُمُ الْاَعْلٰى ۫﴿٢٤﴾ فَاَخَذَهُ اللّٰهُ نَكَالَ الْاٰخِرَةِ وَالْاُوْلٰى ۭ﴿٢٥﴾
ع اِنَّ فِيْ ذٰلِكَ لَعِبْرَةً لِّمَنْ يَّخْشٰى ۧ﴿٢٦﴾ ءَاَنْتُمْ اَشَدُّ خَلْقًا اَمِ السَّمَاۗءُ ۭ بَنٰىهَا ۣ﴿٢٧﴾
رَفَعَ سَمْكَهَا فَسَوّٰىهَا ۙ﴿٢٨﴾ وَاَغْطَشَ لَيْلَهَا وَاَخْرَجَ ضُحٰىهَا ۠﴿٢٩﴾ وَالْاَرْضَ بَعْدَ ذٰلِكَ
دَحٰىهَا ۭ﴿٣٠﴾ اَخْرَجَ مِنْهَا مَاۗءَهَا وَمَرْعٰىهَا ۠﴿٣١﴾ وَالْجِبَالَ اَرْسٰىهَا ۙ﴿٣٢﴾ مَتَاعًا لَّكُمْ وَ

لِاَنْعَامِكُمْ ۳۳ فَاِذَا جَآءَتِ الطَّآمَّةُ الْكُبْرٰى ۳۴ يَوْمَ يَتَذَكَّرُ الْاِنْسَانُ مَا
سَعٰى ۳۵ وَبُرِّزَتِ الْجَحِيْمُ لِمَنْ يَّرٰى ۳۶ فَاَمَّا مَنْ طَغٰى ۳۷ وَاٰثَرَ الْحَيٰوةَ الدُّنْيَا ۳۸
فَاِنَّ الْجَحِيْمَ هِيَ الْمَاْوٰى ۳۹ وَاَمَّا مَنْ خَافَ مَقَامَ رَبِّهٖ وَنَهَى النَّفْسَ عَنِ
الْهَوٰى ۴۰ فَاِنَّ الْجَنَّةَ هِيَ الْمَاْوٰى ۴۱ يَسْـَٔلُوْنَكَ عَنِ السَّاعَةِ اَيَّانَ مُرْسٰهَا ۴۲
فِيْمَ اَنْتَ مِنْ ذِكْرٰهَا ۴۳ اِلٰى رَبِّكَ مُنْتَهٰهَا ۴۴ اِنَّمَآ اَنْتَ مُنْذِرُ مَنْ
يَّخْشٰهَا ۴۵ كَاَنَّهُمْ يَوْمَ يَرَوْنَهَا لَمْ يَلْبَثُوْٓا اِلَّا عَشِيَّةً اَوْ ضُحٰهَا ۴۶ ع

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*સખ્તાઈ સાથે પ્રાણને ખેંચી કાઢનાર (ફરિશ્તાઓ)ના સોગંદ ! (૧) અને બંધન ખોલી પ્રાણને છોડવી લેનાર (ફરિશ્તાઓ)ના સોગંદ ! (૨) અને ઉતાવળથી (હવામાં) તરનાર (ફરિશ્તાઓ)ના સોગંદ ! (૩) (પછી અલ્લાહનો હુકમ લેવા માટે) દોડીને આગળ વધનાર (ફરિશ્તાઓ)ના સોગંદ! (૪) પછી હુકમસર કામની વ્યવસ્થા કરનાર (ફરિશ્તાઓ)ના સોગંદ ! (કે કિયામત થઈને જ રહેશે.) (૫) તે દિવસે ધ્રુજી ઉઠનારી (પૃથ્વી) ધ્રુજી ઉઠશે (૬) (અને) બીજી (હાલત) તેની પાછળ આવશે. (૭) તે દિવસે ઘણાં (માણસોનાં) દિલ ધડકતાં હશે. (૮) તેઓની આંખો (શરમથી) ઢળેલી હશે. (૯) છતાં કાફિરો કહે છે કે શું અમે (મર્યા પછી) આગલી સ્થિતિમાં ફેરવાઈશું ? (૧૦) શું જ્યારે અમે ખોખરાં હાડકાં થઈ જઈશું ? (૧૧) (આમ આશ્ચર્ય) કરતાં બોલ્યા ત્યારે તો આ પાછા ફરવું (અમારા માટે) બહુ નુકસાન ભર્યું હશે. (૧૨) બસ તે તો એક સખત અવાજ હશે. (૧૩) પછી તત્કાળ તેઓ મેદાનમાં હાજર થશે. (૧૪) (હે નબી સલ. !) શું આપને મૂસા (અલૈ.)ની વાત પહોંચી છે ? (૧૫) જ્યારે કે આપના પરવરદિગારે તે પવિત્ર મેદાનમાં આપને પુકાર્યો જેનું નામ તુવા છે. (૧૬) (હુકમ કર્યો કે) ફિરઔનની પાસે જાઓ, કે તેણે બહુ માથું ઉઠાવ્યું છે. (૧૭) પછી તેને કહો કે શું તારી ઈચ્છા છે કે તું (શિર્કથી) પાક થાય ? (૧૮) તેમજ*

હું તને તારા પરવરદિગારનો માર્ગ બતાવું કે જેથી તું અલ્લાહથી ડરવા લાગે.
(૧૯) ફરી (ત્યાં જઈ) તેને (નુબુવ્વતની) મહાન નિશાની દેખાડી (૨૦) તો
ફિરઔને આપને જૂઠાડયા અને આપનું કહેવું માન્યું નહિ. (૨૧) ફરી તે
(મૂસા અલૈ.થી) પીઠ ફેરવી (વિરુદ્ધતાની) કોશિશમાં લાગ્યો. (૨૨) ફરી
લોકોને એકઠા કર્યા. પછી (તેઓની સામે) જુસ્સાભેર ભાષણ કર્યું (૨૩)
ત્યારે તે બોલ્યો, હું જ તમારો સર્વોપરી પાલનહાર છું. (૨૪) પછી અલ્લાહે
તેને આખિરતની તેમજ દુનિયાની શિક્ષામાં પકડી લીધો. (૨૫) બેશક, આ
(બનાવ)માં તે માણસ માટે વિચારનો મોકો છે કે જેને (અલ્લાહનો) ડર
હોય. (૨૬) શું તમને (બીજી વાર) બનાવવું મુશ્કેલ છે કે આકાશને ?
અલ્લાહે તેને (એવી રીતે) બનાવ્યું (કે) (૨૭) તેની છત (પૃથ્વીથી) ઊંચી
રાખી, પછી તેને વ્યવસ્થિત કર્યું (૨૮) અને તેની રાતને અંધકારમય તથા
દિવસને પ્રકાશમય બનાવ્યો (૨૯) અને તે પછી પૃથ્વીને પાથરી દીધી.
(૩૦) તેમાંથી તેનું પાણી તથા તેનો ચારો કાઢયો (૩૧) અને (તેની ઉપર)
પહાડોને કાયમ કર્યા. (૩૨) (આ સર્વે) તમારા અને તમારા પશુઓના
આરામ માટે (કર્યું) (૩૩) પછી જ્યારે મહાન આફત આવશે (૩૪) જે
દિવસે કે માણસ પોતાનું (આ'માલનામું જોઈ) પોતાની કરણીને યાદ કરશે
(૩૫) અને જહન્નમને (એ રીતે) કાઢી જાહેર કરવામાં આવશે, કે જે ચાહે તે
જુએ. (૩૬) પછી જે માણસે (હક વાતથી) મોઢું ફેરવ્યું હશે (૩૭) અને
(આખિરતને ભૂલી) દુન્યવી જીવનને શ્રેષ્ઠતા આપી હશે (૩૮) તો તેને
જહન્નમમાં જ સ્થાન મળશે (૩૯) અને જે કોઈ (આખિરતમાં) પોતાના
પરવરદિગારની રૂબરૂ ઊભા રહેવાથી (આ દુનિયામાં) ડર્યા હશે અને મનને
(ખરાબ) વાસનાથી રોકયું હશે (૪૦) તો જન્નત તેનું ઠેકાણું હશે. (૪૧) (હે
નબી ﷺ !) આ લોકો આપને કિયામત વિશે પૂછે છે કે તે ક્યારે કાયમ
થશે? (૪૨) (પણ) તેના વર્ણનથી તેમને શું સંબંધ ! (૪૩) આપના
પરવરદિગારના તરફ જ તે(ના જ્ઞાન)નો અંત છે. (૪૪) આપ તો માત્ર તે
માણસને (ત્યાંનો) ભય સંભળાવનાર છે, જે તેનાથી ડરે છે. (૪૫) (આ
ઉતાવળિયા લોકો) જે દિવસે તે (કિયામત)ને જોશે ત્યારે તેઓને એવું લાગશે
કે (દુનિયામાં) માત્ર એક સાંજ અથવા સવાર એટલું જ થોભ્યા હતા. (૪૬)

## વિસ્તૃત વિવરણ :

وَالنّٰزِعٰتِ غَرْقًا માં نَازِعَاتٌ એ نَزْعٌ થી બને છે જેનો અર્થ કોઈ વસ્તુને ખેંચીને કાઢવાનો થાય છે અને غــرقــا (ગરકન) તેની તાકીદ માટે છે, કારણ કે غــرق અને اغــراق નો અર્થ કોઈ કામમાં પૂરી શક્તિ અને ક્ષમતા ખર્ચ કરવાનો થાય છે. રૂઢિપ્રયોગમાં કહેવામાં આવે છે اَغْرَقَ النَّازِعُ فِی الْقَوْسِ એટલે કે કમાન ખેંચનારાએ તેને ખેંચવામાં પોતાની સંપૂર્ણ શક્તિ અને ક્ષમતા લગાવી દીધી. આ સૂરતની શરૂઆતમાં ફરિશ્તાઓની અમુક સિફતો, લક્ષણો અને પરિસ્થિતિઓ વર્ણન કરીને તેમની કસમ ખાવામાં આવી છે અને કસમનો જવાબ પરિસ્થિતિ પ્રમાણે સુષુપ્ત કરવામાં આવ્યો. તેનાથી ભાવાર્થ કયામત અને હશ્ર નશ્રનું નિશ્ચિતપણે ઉપસ્થિત થવું છે. ફરિશ્તાઓની કસમ કદાચ એ યોગ્યતા આધારે ખાવામાં આવી છે કે જો કે ફરિશ્તાઓ અત્યારે પણ સમગ્ર દુનિયાના વ્યવસ્થાપનતંત્રમાં સામેલ રાખવામાં આવ્યા છે અને પોતપોતાને સોંપવામાં આવેલ સેવાઓ બજાવી રહ્યા છે પરંતુ કયામતના દિવસે ભૌતિક કાર્ય કારણોના બધા સંબંધો સમાપ્ત થઈ જશે અને અસામાન્ય પરિસ્થિતિઓ તથા ઘટનાઓ બનશે અને આ ઘટનાઓમાં આ ફરિશ્તાઓ જ કામ કરશે.

ફરિશ્તાઓના આ સ્થળે પાંચ લક્ષણો એવા વર્ણન કરવામાં આવ્યા છે જેનો સંબંધ માનવીના મૃત્યુ અને સકરાંતના સમય સાથે છે, તેનો હેતુ તો કયામત સત્ય હોવાનું વર્ણન કરવાનો છે, તેની શરૂઆત માનવીના મૃત્યુથી કરવામાં આવી તો દરેક માનવીની મોત પોતે તેના માટે એક પ્રકારની કયામત છે અને કયામતની માન્યતામાં તેની ઘણી મોટી દખલગીરી છે. આ પાંચ સિફતોમાંથી પ્રથમ સિફત النّٰزِعٰتِ غَرْقًا એટલે કે પૂરી તાકાતથી ખેંચીને કાઢી લેનારા. તેનો ભાવાર્થ તે અઝાબના ફરિશ્તાઓ છે જે કાફિરોની રૂહ ખૂબ સખ્તીથી કાઢી લે છે. તેનો ભાવાર્થ તે રૂહાની કઠોરતા અને તકલીફ છે, એવું જરૂરી નથી કે જોનારને પણ આ કઠોરતાનો આભાસ થાય, તેથી ઘણા સમયે એવું પણ જોવા મળે છે કે કાફિરની રૂહ દેખીતી રીતે તો સરળતાથી નીકળે છે પરંતુ એ સરળતા આપણી જોવાની દષ્ટિમાં છે જે સખ્તી તેની રૂહ ઉપર થઈ રહી છે તેને કોઈ જોઈ શકતું નથી. તે તો માત્ર અલ્લાહ તઆલાના ખબર આપવાથી જાણ થઈ શકે છે, તેથી આ વાક્યમાં

આ ખબર આપવામાં આવી કે કાફિરોની રૂહને ખેંચીને કઠોરતાથી કાઢવામાં આવે છે. બીજી સિફત છે, وَالنّٰشِطٰتِ نَشْطًا તેમાં نَاشِطَاتٌ એ نشط થી બને છે જેનો અર્થ બંધનો ખોલી નાંખવાનો થાય છે. જે વસ્તુમાં પાણી હોય અથવા હવા વગેરે ભરી હોય તેનું બંધન ખોલવાથી તે પાણી વગેરે સરળતાથી નીકળી જાય છે, તેમાં મો'મિનની રૂહ નીકળવા સાથે તેને સરખાવીને બતાવ્યું કે તે ફરિશ્તાઓ મો'મિનની રૂહ કબ્જે કરવા ઉપર નિયુક્ત કરવામાં આવેલા છે તેઓ ખૂબ સરળતાથી તેને કબ્જે કરે છે, જરા પણ સખ્તી કરતા નથી. અહીંયાં પણ રૂહાની સરળતા ભાવાર્થ સ્વરૂપે છે, શારીરિક નહીં. તેથી કોઈ મુસલમાન બલકે ખૂબ નેક બંદાને મોતના સમયે સકરાંતમાં અને રૂહ નીકળવામાં ખૂબ મોડું થાય છે તેથી એવું કહી શકાતું નથી કે તેના ઉપર સખ્તી થઈ રહી છે ભલે શારીરિક રીતે તે કઠણાઈ જોઈ શકાતી હોય. મૂળ કારણ એ છે કે કાફિરને સકરાંતના સમયથી જ બરઝખનો અઝાબ સામે આવી જાય છે, તેની રૂહ તેનાથી ગભરાઈને બદનમાં સંતાવા ઈચ્છે છે પરંતુ ફરિશ્તા તેને ખેંચીને કાઢી લે છે અને મો'મિનની રૂહની સામે આલમે બરઝખનો સવાબ નેઅ્મતો અને ખુશખબરીઓ આવે છે તો તેની રૂહ ખૂબ ઝડપથી તે તરફ જવા ઈચ્છે છે.

ફરિશ્તાઓનું ત્રીજું લક્ષણ وَالسّٰبِحٰتِ سَبْحًا બતાવ્યું છે જેમાં سَبْحٌનો શાબ્દિક અર્થ "તરવાનો" થાય છે. આ સ્થળે ભાવાર્થ ખૂબ ઝડપથી ચાલવાનો છે, જેમકે દરિયામાં કોઈ આડશ કે પહાડ અડચણ નથી હોતી તરનાર અથવા વહાણ ચલાવનાર સીધો પોતાની ઈચ્છિત મંઝિલ તરફ ચાલ્યો જાય છે એ જ પ્રમાણે ફરિશ્તાઓની આ સિફત છે કે તેઓ પણ ખૂબ ઝડપથી જનારા છે. આ પણ મોતના ફરિશ્તાઓ વિશે ઉલ્લેખ છે કે માણસની રૂહ કબ્જે કર્યા પછી તેઓ તેને ઝડપથી આસમાન તરફ લઈ જાય છે.

ચોથી સિફત فَالسّٰبِقٰتِ سَبْقًا છે, તેનો ભાવાર્થ એ છે કે પછી આ રૂહ જે ફરિશ્તાઓના કબ્જામાં છે તેના સારા અને બુરા ઠેકાણા ઉપર પહોંચાડવા માટે ખૂબ ઉતાવળ અને ઝડપથી કામ લે છે. મો'મિનની રૂહને જન્નતની હવાઓ અને નેઅ્મતોના સ્થળોમાં તથા કાફિરની રૂહને દોઝખની હવાઓ અને અઝાબોના સ્થળો ઉપર પહોંચાડી દેવામાં આવે છે.

પાંચમી સિફત فَالْمُدَبِّرٰتِ اَمْرًا છે, અલ્લાહના હુકમોનું પાલન કરનાર તથા તેના ઉપર અમલવારી કરનારા એટલે કે આ મોતના ફરિશ્તાઓનું અંતિમ કામ એ હશે કે જે રૂહને સવાબ અને રાહત દેવાનો હુકમ થયો હશે તેના માટે રાહતનો સામાન એકઠો કરી આપે અને જેને અઝાબ અને તકલીફમાં નાંખવાનો હુકમ થશે તેના માટે તેની વ્યવસ્થા કરી આપે.

**કબ્રમાં સવાબ અને અઝાબ :**

મોતના સમયે ફરિશ્તાઓનું આવવું અને માનવીની રૂહને કબ્જે કરીને આસમાન તરફ લઈ જવું પછી તેને સારા અથવા ખરાબ ઠેકાણે ઝડપથી પહોંચાડી દેવું અને ત્યાં સવાબ અને અઝાબ, તકલીફ અને રાહતની વ્યવસ્થા કરવી આ પ્રસ્તુત આયતોથી સાબિત થઈ ગયું. આ કબ્રનો અઝાબ અને સવાબ એટલે કે બરઝખમાં થશે, હશ્રનો અઝાબ અને સવાબ ત્યાર પછી છે. સહીહ હદીષોમાં તેની ઘણી વિગતો ઉપસ્થિત છે. હઝરત બરાઅ્ બિન આઝીબ (રદિ.)ની એક લાંબી હદીષ મિશ્કાતમાં મુસ્નદે અહમદના હવાલાથી નકલ થઈ છે.

**નફ્સ અને રૂહ વિશે હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)ની લાભદાયક તહકીક :**

તફસીરે મઝહરીના હવાલાથી નફ્સ અને રૂહની વાસ્તવિકતા ઉપર અમુક વાક્યો સૂરએ હિજ્રની આયત ૨૯ હેઠળ પસાર થઈ ચૂકી છે. આ જ ક્રમની વધારે તહકીક અને ખુલાસો હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ આ સ્થળે લખ્યો છે, જેનાથી ઘણી શંકાઓનો હલ થઈ જાય છે. તે એ કે પ્રસ્તુત હદીષથી સ્પષ્ટ થાય છે કે માણસનો નફ્સ એક જિસ્મે લતીફ (Refined body) છે જે તેના જિસ્મે કષીફ (Dense material body)માં રહે છે અને તે તેના ચાર ભૌતિક તત્ત્વોથી બને છે. ફિલોસોફી અને મૅડિકલ સાયન્સ તેને રૂહ કહે છે પરંતુ વાસ્તવમાં માનવીની રૂહ એક "રૂહે મુજર્રદ" (પવિત્ર આત્મા–Divine Spirit) છે જે તેના ભૌતિક શરીર એટલે કે નફ્સ સાથે એક ખાસ સંબંધ ધરાવે છે. આ ભૌતિક રૂહ એટલે કે નફ્સની જિંદગી પોતે આ અલ્લાહ તઆલાના હુકમ અને પવિત્ર આત્મા ઉપર નિર્ભર છે જેમકે તેને રૂહુલ રૂહ (રૂહની રૂહ) કહી શકાય છે

કે શરીરની જિંદગી નફ્સથી છે અને નફ્સની જિંદગી આ રૂહ ઉપર અવલંબિત છે. આ પવિત્ર આત્મા અને અલ્લાહ તઆલાના હુકમનો સંબંધ આ જ જિસ્મે લતીફ એટલે કે નફ્સની સાથે કરવામાં આવ્યો અને તે કઈ રીતે છે તેની વાસ્તવિકતાનું જ્ઞાન તેના પેદા કરનાર સિવાય કોઈને નથી અને આ જિસ્મે લતીફ જેનું નામ નફ્સ છે તેને અલ્લાહ તઆલાએ પોતાની કુદરતના એક અરીસા સ્વરૂપે બનાવ્યું છે કે જો તેને સૂર્યની સામે રાખવામાં આવે તો સૂર્યનો પ્રકાશ તેમાં એવી રીતે આવી જાય છે કે તે પોતે સૂર્યની જેમ પ્રકાશ ફેલાવે છે. માણસનો નફ્સ જો વહીની તા'લીમ પ્રમાણે મહેનત અને સંઘર્ષ કરે તો તે પણ પ્રકાશિત થઈ જાય છે, નહિતર તે જિસ્મે કષીફ (ભૌતિક શરીર)ની ખરાબ અસરોમાં સંડોવાઈ જાય છે. આ જ તે જિસ્મે લતીફ છે જેને ફરિશ્તાઓ ઉપર લઈ જાય છે અને પછી સન્માન સાથે નીચે લાવે છે જ્યારે કે તે રોશન થઈ ચૂક્યા છે, નહિતર આસમાનના દરવાજા તેના માટે ખૂલતા નથી, તેને ઉપરથી જ નીચે પટકી દેવામાં આવે છે. આ જ તે જિસ્મે લતીફ છે જેના વિશે પ્રસ્તુત હદીષમાં છે કે અમે તેને જમીનની માટીથી પેદા કર્યા, પછી તેમાં જ પાછા મેળવી દઈશું, પછી તેનાથી જ ફરીવાર સજીવન કરીશું. આ જ જિસ્મે લતીફ નેક અમલોથી પ્રકાશિત અને ખુશ્બૂદાર બને છે અને કુફ્ર તથા શિર્કથી બદબૂદાર બની જાય છે. બાકી પવિત્ર આત્મા તેનો સંબંધ જિસ્મે કષીફની સાથે જિસ્મે લતીફના માધ્યમથી એટલે કે નફ્સથી હોય છે તેના ઉપર મોત આવતી નથી. કબ્રનો અઝાબ અને સવાબ પણ આ જ જિસ્મે લતીફ એટલે કે નફ્સ સાથે સંબંધિત છે અને નફ્સનો સંબંધ કબ્ર સાથે રહે છે અને પવિત્ર આત્મા ઈલ્લિય્યિનમાં હોય છે તથા પવિત્ર આત્માને તેના સવાબ અને અઝાબથી સીધે સીધી અસર થાય છે. એ જ રીતે રૂહનું કબ્રમાં હોવું નફ્સના અર્થમાં સાચું છે અને તેને આલમે અરવાહ અથવા ઈલ્લિય્યિનમાં રહેવું રૂહે મુજર્રદ એટલે કે પવિત્ર આત્માના અર્થમાં સાચું છે, તેનાથી આ વિવિધ રિવાયતોનો સુમેળ સધાઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ.

આગળ કયામત ઉપસ્થિત થવાની અને તેમાં પ્રથમ સૂર ફૂંકાવાથી સમગ્ર વિશ્વના ફના થઈ જવાની પછી બીજા સૂરથી સમગ્ર વિશ્વના ફરીવાર પેદા થવાની બાબત ઉપર કાફિરોની શંકાઓ અને વ્યંગનો જવાબ ઉપસ્થિત છે. અંતે કહેવામાં આવ્યું, فَإِذَا هُمْ بِالسَّاهِرَةِ તેમાં ساهره એ જમીનની સપાટીને કહેવામાં

આવે છે. કયામતમાં જે જમીન ફરીવાર પેદા કરવામાં આવશે તે એક સંપૂર્ણ સપાટ સપાટી હશે, તેમાં આડશ, પહાડ, ઈમારતો અથવા ગુફાઓ હશે નહીં. તેને જ ساهره કહેવામાં આવ્યું છે. ત્યાર પછી કયામતના ઈન્કારી કાફિરોની હઠધર્મી અને દુશ્મનાવટથી જે રસૂલે કરીમ ﷺને પીડા અને ત્રાસ થતો હતો તેના દિલાસા સ્વરૂપે ફિરઔન અને હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે કે વિરોધીઓનો આવો ત્રાસ અને પીડા આપના માટે કંઈ ખાસ નથી, અગાઉ થઈ ચૂકેલા અંબિયાઓને પણ મોટી મોટી પીડાઓ અને ત્રાસ આ વિરોધીઓથી પહોંચ્યો છે, તેમણે ધૈર્ય દાખવ્યું અને તમે પણ ધૈર્યથી કામ લો.

فَاَخَذَهُ اللّٰهُ نَكَالَ الْاٰخِرَةِ وَالْاُوْلٰى માં શબ્દ نَكَال (નકાલ) એવા અઝાબને કહેવામાં આવે છે જેને જોઈને બીજાઓને બોધપાઠ મળે અને બધા ડરી જાય. ''નકાલે આખિરત'' ફિરઔન માટે આખિરતનો અઝાબ છે અને ''નકાલે ઊલા''થી ભાવાર્થ તે અઝાબ છે જે દુનિયામાં તેની સમગ્ર કોમના દરિયામાં ડૂબી જવાથી તેમને પહોંચ્યો. આગળ ફરી હશ્ર અને નશ્રના ઈન્કારીઓની આ શંકાઓનો રદિયો છે કે મર્યા અન માટી થયા પછી ફરી કઈ રીતે જીવીત કરવામાં આવશે તેમાં અલ્લાહ તઆલાએ આસમાન અને જમીન અને તેની અંદર પેદા કરેલ મહાન મખ્લૂકોનું વર્ણન કરીને ગાફેલ માનવીને તેના ઉપર ચેતવ્યા છે કે જે મહાન હસ્તીએ આટલી મહાન મખ્લૂકોનું શરૂઆતમાં સર્જન કર્યું અને તે પણ કોઈપણ પ્રકારના ભૌતિક યંત્રો કે ભૌતિક તત્ત્વો વિના; જો તે મહાન હસ્તી તેને નેસ્તો નાબૂદ કર્યા પછી ફરીવાર અસ્તિત્વ આપવા ઈચ્છે તો તમારા માટે આશ્ચર્યનું શું કારણ છે !? આગળ ફરી કયામતના દિવસની કઠણાઈ અને તે દિવસે દરેક માનવીના અમલોનું સામે આવી જવું અને જન્નતવાળાઓનું તથા જહન્નમવાળાઓનું બંને ઠેકાણાઓનું વર્ણન અને અંતે જન્નતવાળાઓની અને દોઝખવાળાઓની ખાસ ખાસ નિશાનીઓ વર્ણન કરી છે જેનાથી એક માનવી દુનિયામાં એ ફેંસલો કરી શકે છે કે આ બંધારણ પ્રમાણે મારું ઠેકાણું જન્નતમાં છે કે દોઝખમાં ! તેને બંધારણ એટલા માટે કહેવામાં આવ્યું છે કે કોઈની ભલામણથી અથવા સીધે સીધું અલ્લાહ તઆલાની રહમતથી કોઈ જહન્નમીને આઝાદ કરી જન્નતમાં પહોંચાડી દેવું જેમકે ઘણી બધી આયતો અને હદીષની રિવાયતો તેના ઉપર દલીલ કરે છે કે તે એક અપવાદરૂપ હુકમ છે નહિતર જન્નત અથવા

દોઝખના ઠેકાણાનું મૂળ બંધારણ તો તે જ છે જે આ આયતોમાં વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રથમ જન્નતવાળાઓની ખાસ નિશાનીઓ વર્ણન કરવામાં આવી તે બે છે, فَاَمَّا مَنۡ طَغٰى وَاٰثَرَ الۡحَيٰوةَ الدُّنۡيَا પ્રથમ طُغۡيَانۡ એટલે કે અલ્લાહ તઆલા અને તેના રસૂલના હુકમોની પાબંદીના બદલે બળવાખોરી અપનાવવી, બીજું દુનિયાની જિંદગીને આખિરત ઉપર અગ્રતા આપવી. એટલે કે જ્યારે એવું કોઈ કામ સામે આવે કે તેને તેના અધિકાર અને ઈચ્છાથી દુનિયામાં તો આરામ અને લિજ્જત મળે છે પરંતુ આખિરતમાં તેના ઉપર અઝાબ નિશ્ચિત છે તે વખતે તો દુનિયાની લિજ્જતને અગ્રતા આપીને આખિરતની ચિંતાને નજરઅંદાજ કરી દે, જે વ્યક્તિ દુનિયામાં આ બે બલાઓમાં સંડોવાય છે તેના માટે કહેવામાં આવ્યું, فَاِنَّ الۡجَحِيۡمَ هِىَ الۡمَاۡوٰى એટલે કે જહન્નમ જ તેનું ઠેકાણું છે, ત્યારબાદ જન્નતવાળાઓની આ જ રીતે બે નિશાનીઓ બતાવી છે. وَاَمَّا مَنۡ خَافَ مَقَامَ رَبِّهٖ وَنَهَى النَّفۡسَ عَنِ الۡهَوٰى પ્રથમ એ કે જે વ્યક્તિ દુનિયામાં પોતાના દરેક અમલ અને દરેક કામના સમયે એવો ડર રાખે કે મારે એક દિવસે હક્ક સુબ્હાનહુ વ તઆલા સામે રજુ થઈને આ અમલોનો હિસાબ આપવાનો થશે, બીજું જેણે પોતાના નફસને કાબૂમાં રાખ્યો, નાજાઈઝ ઈચ્છાઓથી તેને રોક્યો; જેણે દુનિયામાં આ બે લક્ષણો પ્રાપ્ત કરી લીધા કુર્આને કરીમે તેને આ ખુશખબરી આપી, فَاِنَّ الۡجَنَّةَ هِىَ الۡمَاۡوٰى એટલે કે જન્નત જ તેનું ઠેકાણું છે.

**નફસના વિરોધ કરવાના ત્રણ દરજ્જાઓ :**

પ્રસ્તુત આયતમાં જન્નતના ઠેકાણાની બે શરતો બતાવી છે અને વિચાર કરવામાં આવે તો તે પરિણામના આધારે એક જ છે. કારણ કે પ્રથમ શરત અલ્લાહ તઆલા સમક્ષ જવાબ આપવાનો ડર છે, બીજી શરત નફસને મનેચ્છાઓથી રોકવાનો છે અને વાસ્તવિકતા એ છે કે અલ્લાહ તઆલાનો ડર જ નફસને મનેચ્છાઓથી રોકનારી વસ્તુ છે. હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં લખ્યું છે કે મનેચ્છાઓનો વિરોધ કરવાના ત્રણ દરજ્જા છે.

**પ્રથમ દરજ્જો :**

માનવી તે બાતિલ અને જૂઠા અકીદાઓથી બચી જાય જે જાહેર નુસૂસ

અને પૂરોગામી બઝુર્ગોના ઈજ્માઅ્ વિરુદ્ધ હોય. આ દરજ્જામાં પહોંચીને તે સુન્ની મુસલમાન કહેવડાવવાનો હકદાર થઈ જાય છે.

**બીજો દરજ્જો :**

તે કોઈ ગુનાહ અને પાપાચારનો ઈરાદો કરે, પછી તેને એ વાત યાદ આવી જાય કે મારે અલ્લાહ તઆલા સામે હિસાબ આપવાનો છે અને એ વિચારની બીનાએ તે ગુનાહને છોડી દે, આ જ મધ્યમ કક્ષાની બીજા નંબરની પૂર્ણતા છે કે માનવી શંકાઓથી અને ભ્રમણાઓથી પણ બચે અને જે મબાહ અને જાઈઝ કામમાં મશ્ગૂલ થવાથી તેને નાજાઈઝ કામમાં સપડાઈ જવાનો ભય ઉપસ્થિત થાય તો તે જાઈઝ કામ પણ છોડી દે. જેમકે, હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)ની હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જેણે શંકાઓ અને ભ્રમણાઓથી પોતાને બચાવી લીધો તેણે પોતાની આબરૂ અને દીનને બચાવી લીધો અને જે વ્યક્તિ ભ્રમણાઓમાં સપડાઈ ગયો તે અંતે હરામ કામોમાં સંડોવાઈ જશે. આ ભ્રમણાઓ અને શંકાઓથી ભાવાર્થ બે કામો છે જેમાં જાઈઝ અને નાજાઈઝ હોવાની બંને સંભાવનાઓ ઉપસ્થિત છે. એટલે કે અમલ કરનારને એ શંકા થાય કે મારા માટે આ કામ જાઈઝ છે કે નાજાઈઝ ? દાખલા તરીકે એક વ્યક્તિ બીમાર છે, વૂઝુ કરવાની શક્તિ તો છે પરંતુ તેને એ બાબતનો પૂરો વિશ્વાસ નથી કે મારા માટે આવી હાલતમાં વૂઝુ કરવું નુકસાનકારક છે તો તેના માટે તયમ્મુમનું જાઈઝ હોવું અથવા નાજાઈઝ હોવું શંકાસ્પદ બની ગયું. એ જ પ્રમાણે ઊભા થઈને નમાઝ તો પઢી શકે છે પરંતુ તેમાં ખૂબ તકલીફ અને મહેનત છે એટલા માટે તેને એવી શંકા થઈ કે બેસીને નમાઝ મારા માટે જાઈઝ છે કે નહીં? આવી પરિસ્થિતિમાં શંકાસ્પદ વસ્તુને છોડીને નિશ્ચિત ચોક્કસ જાઈઝ હોવાને અપનાવવું તકવો છે અને નફ્સનો વિરોધ કરવાનો મધ્યમ કક્ષાનો દરજ્જો આ જ છે.

**મકાઇદે નફ્સ (નફ્સની યુક્તિ પ્રયુક્તિ) :**

નફ્સનો વિરોધ તે વસ્તુઓમાં કરવો જે ખુલ્લમ ખુલ્લા ગુનાહ અને બુરાઈ છે, આ બાબત જો કોઈ પ્રયત્ન કરે તો પોતે પણ તેમાં સ્વૈચ્છાએ સફળતા મળે છે પરંતુ નફ્સની એક ભ્રમણા તે છે જે ઇબાદતો અને નેક કામોમાં સામેલ થઈ જાય

છે જેમકે રિયાકારી, દેખાડો, નામના, આત્મશ્લાઘા વગેરે આ એવા મહાન ગુનાહ અને સખત પ્રકારની નફ્સની ભ્રમણા છે જેમાં માનવી મોટે ભાગે પોતે પણ ધોકો ખાઈ બેસે છે કે પોતાના અમલને સાચો અને ઠીક સમજતો રહે છે અને આ જ તે નફ્સની ભ્રમણા અને યુક્તિ છે જેનો વિરોધ સૌથી પ્રથમ અને સૌથી વધારે આવશ્યક છે પરંતુ તેનાથી બચવાનો સાચો ઈલાજ અને તેની પ્રભાવશાળી રીત તે છે કે તે કોઈ એવા શૈખે કામિલને શોધે જે કોઈ નિષ્ણાત શૈખની સેવામાં રહીને સંઘર્ષ કરી નફ્સની ઐબો અને ખામીઓથી ઈલાજનો માહેર હોય. પોતાને તેમના હવાલે કરે અને તેમના સલાહ મશ્વરા ઉપર અમલ કરે.

શૈખ ઈમામ હઝરત યાકૂબ કરખી (રહ.) કહે છે કે હું મારી શરૂઆતની ઉંમરમાં સુથાર હતો, લાકડાંનું કામ કરતો હતો, મેં પોતાના નફ્સમાં આળસ અને અંતરાત્મામાં એક પ્રકારનો અંધકાર અનુભવ્યો તો ઈરાદો કર્યો કે અમુક દિવસ રોઝા રાખું જેથી આ અંધકાર અને આળસ દૂર થઈ જાય. સંજોગવસાત્ તે જ રોઝાઓની હાલતમાં એક દિવસ હું ઈમામ બહાઉદ્દીન નકશબંદી (રહ.)ની સેવામાં હાજર થયો. શૈખે મહેમાનો માટે ભોજન મંગાવ્યું અને મને પણ ખાવાનો હુકમ આપ્યો અને કહ્યું, ઘણો જ ખરાબ તે વ્યક્તિ છે જે પોતાની મનેચ્છાઓનો બંદો છે જે તેને ગુમરાહ કરે અને કહ્યું, ભોજન કરી લેવું તે રોઝા કરતાં ઉત્તમ છે જે નફ્સની ભ્રમણા એટલે કે મનેચ્છા સાથે હોય. તે વખતે મને અનુભૂતિ થઈ કે મારો નફ્સ આત્મશ્લાઘાનો શિકાર થઈ રહ્યો હતો જેને શૈખે અનુભવ્યો અને મને એ વાત જ્ઞાત થઈ ગઈ કે ઝિક્ર અને શુગલ તથા નફલી ઈબાદતોમાં કોઈ શૈખે કામિલની પરવાનગી અને માર્ગદર્શન આવશ્યક છે, કારણ કે તે નફ્સની યુક્તિ પ્રયુક્તિઓથી વાકેફ હોય છે જે નફલી અમલોમાં કોઈ નફ્સની યુક્તિ સામેલ હશે તેનાથી તે રોકશે, તે સમયે મેં હઝરત શૈખ નકશબંદી (રહ.)થી વિનંતી કરી કે હઝરત જો એવાં શૈખ જેને પરિભાષામાં ફાની ફિલ્લાહ અને બાકી બિલ્લાહ કહેવામાં આવે છે તે કોઈને ન મળે તો શું કરે ? શૈખ (રહ.)એ કહ્યું કે તેણે વધારે પ્રમાણમાં ઈસ્તેગફાર કરવો જોઈએ અને દરેક નમાઝ પછી વીસ ઈસ્તેગફાર કરવાની પાબંદી કરે જેથી પાંચ વખતે સો વખતે ઈસ્તેગફાર થઈ જાય. કારણ કે રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે અમુક સમયે હું પોતાના દિલમાં અજંપો

અનુભવું છું અને હું દરરોજ અલ્લાહ તઆલાથી સો વખતે ઈસ્તેગફાર એટલે કે મા'ફી માંગું છું.

ત્રીજો ઉચ્ચ દરજ્જો નફ્સના વિરોધનો તથા મનેચ્છાઓનો એ છે કે ઝિક્ર મોટા પ્રમાણમાં કરે અને સંઘર્ષ તથા રિયાઝત દ્વારા પોતાના નફ્સને એવો સ્વચ્છ બનાવી લે કે તેમાં તે નફ્સની ભ્રમણા બાકી ન રહે જે માનવીને બુરાઈ તરફ આકર્ષે છે. આ વિલાયતનું સ્થાન છે અને આ તે જ વ્યક્તિને પ્રાપ્ત થાય છે જેને સૂફિયા પરિભાષામાં "ફાફી ફિલ્લાહ" અને "બાકી બિલ્લાહ" કહેવામાં આવે છે. આ જ લોકો કુર્આનની આ આયતના ભાવાર્થ સાથે બંધ બેસે છે જે શયતાનને સંબોધન કરીને કહેવામાં આવી છે, اِنَّ عِبَادِیْ لَیْسَ لَکَ عَلَیْهِمْ سُلْطَانٌ એટલે કે મારા ખાસ બંદાઓ ઉપર તારો કાબૂ ચાલી શકશે નહીં અને આ જ તે સંદર્ભ છે તે હદીષનો જેમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે لَایُؤْمِنُ اَحَدُکُمْ حَتّٰی یَکُوْنَ هَوَاهُ تَبْعًا لِّمَا جِئْتُ بِهٖ એટલે કે તમારામાં કોઈ વ્યક્તિ ત્યાં સુધી મો'મિન કામિલ નથી થઈ શકતો જ્યાં સુધી કે તેની મનેચ્છાઓ મારી તા'લીમના તા'બે ન થઈ જાય, اَللّٰهُمَّ ارْزُقْنَاهُ بِفَضْلِکَ وَکَرَمِکَ

સૂરતના અંતે કાફિરોના આ શંકાયુક્ત સવાલનો જવાબ આપવામાં આવ્યો છે કે તેઓ રસૂલે કરીમ ﷺને કયામતની નિશ્ચિત તારીખ અને સમય બતાવવાનો આગ્રહ કરતા હતા. જવાબનો ખુલાસો એ છે કે તેને અલ્લાહ તઆલાએ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી માત્ર પોતાની જાત માટે ખાસ રાખ્યું છે, તેની ખબર કોઈ ફરિશ્તા અથવા રસૂલને આપવામાં આવી નથી એટલા માટે આ માંગણી વ્યર્થ છે.

تَمَّتْ سُوْرَةُ النّٰزِعَاتِ اَلْحَمْدُ لِلّٰهِ ٢ شَعْبَانُ ١٣٩١هـ دُوْ شَنْبَةْ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ નાઝિઆત પૂર્ણ થઈ.

□□□□□□□□□□□

તારીખ : ૧૭ ડિસેમ્બર ૨૦૧૪ મુતાબિક ૨૫ સફર ૧૪૩૬ હિજરી.

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૦)

# સૂરએ અબસ

સૂરએ અબસ મક્કામાં નાઝિલ થઈ, તેની ૪૨ આયતો અને એક રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ અબસ : આયત નં. ૧ થી ૪૨)**

ركوعها ١ ۞ ٨٠ سورة عبس مكية ٢٤ ۞ اٰياتها ٤٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

عَبَسَ وَتَوَلّٰٓى ۝١ اَنْ جَآءَهُ الْاَعْمٰى ۝٢ وَمَا يُدْرِيْكَ لَعَلَّهٗ يَزَّكّٰٓى ۝٣ اَوْ يَذَّكَّرُ
فَتَنْفَعَهُ الذِّكْرٰى ۝٤ اَمَّا مَنِ اسْتَغْنٰى ۝٥ فَاَنْتَ لَهٗ تَصَدّٰى ۝٦ وَمَا عَلَيْكَ اَلَّا
يَزَّكّٰى ۝٧ وَاَمَّا مَنْ جَآءَكَ يَسْعٰى ۝٨ وَهُوَ يَخْشٰى ۝٩ فَاَنْتَ عَنْهُ تَلَهّٰى ۝١٠ كَلَّآ اِنَّهَا
تَذْكِرَةٌ ۝١١ فَمَنْ شَآءَ ذَكَرَهٗ ۝١٢ فِيْ صُحُفٍ مُّكَرَّمَةٍ ۝١٣ مَّرْفُوْعَةٍ مُّطَهَّرَةٍ ۝١٤
بِاَيْدِيْ سَفَرَةٍ ۝١٥ كِرَامٍ بَرَرَةٍ ۝١٦ قُتِلَ الْاِنْسَانُ مَآ اَكْفَرَهٗ ۝١٧ مِنْ اَيِّ
شَيْءٍ خَلَقَهٗ ۝١٨ مِنْ نُّطْفَةٍ خَلَقَهٗ فَقَدَّرَهٗ ۝١٩ ثُمَّ السَّبِيْلَ يَسَّرَهٗ ۝٢٠ ثُمَّ
اَمَاتَهٗ فَاَقْبَرَهٗ ۝٢١ ثُمَّ اِذَا شَآءَ اَنْشَرَهٗ ۝٢٢ كَلَّا لَمَّا يَقْضِ مَآ اَمَرَهٗ ۝٢٣ فَلْيَنْظُرِ
الْاِنْسَانُ اِلٰى طَعَامِهٖٓ ۝٢٤ اَنَّا صَبَبْنَا الْمَآءَ صَبًّا ۝٢٥ ثُمَّ شَقَقْنَا الْاَرْضَ
شَقًّا ۝٢٦ فَاَنْۢبَتْنَا فِيْهَا حَبًّا ۝٢٧ وَّعِنَبًا وَّقَضْبًا ۝٢٨ وَّزَيْتُوْنًا وَّنَخْلًا ۝٢٩ وَّحَدَآئِقَ
غُلْبًا ۝٣٠ وَّفَاكِهَةً وَّاَبًّا ۝٣١ مَّتَاعًا لَّكُمْ وَلِاَنْعَامِكُمْ ۝٣٢ فَاِذَا جَآءَتِ الصَّآخَّةُ ۝٣٣ يَوْمَ
يَفِرُّ الْمَرْءُ مِنْ اَخِيْهِ ۝٣٤ وَاُمِّهٖ وَاَبِيْهِ ۝٣٥ وَصَاحِبَتِهٖ وَبَنِيْهِ ۝٣٦ لِكُلِّ امْرِئٍ مِّنْهُمْ
يَوْمَئِذٍ شَاْنٌ يُّغْنِيْهِ ۝٣٧ وُجُوْهٌ يَّوْمَئِذٍ مُّسْفِرَةٌ ۝٣٨ ضَاحِكَةٌ مُّسْتَبْشِرَةٌ ۝٣٩ وَ
وُجُوْهٌ يَّوْمَئِذٍ عَلَيْهَا غَبَرَةٌ ۝٤٠ تَرْهَقُهَا قَتَرَةٌ ۝٤١ اُولٰٓئِكَ هُمُ الْكَفَرَةُ الْفَجَرَةُ ۝٤٢

**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(નબીએ) ભવાં ચઢાવ્યાં અને મોઢું ફેરવ્યું, (૧) એ વાતથી કે તેમની પાસે એક આંધળો આવ્યો (૨) અને તેમને શું ખબર કે કદાચને તે (આંધળો ગુનાહોથી) પાક થઈ જાત (૩) અથવા તે શિખામણ લેત તો તેને શિખામણ લાભ આપત, (૪) પણ જે માણસ (દીનથી) બેપરવાઈ કરે છે, (૫) તો આપ તેની ફિકરમાં પડો છો. (૬) જો કે આપના ઉપર એ વિશે કંઈ દોષ નથી કે તે સુધરતો નથી (૭) અને જે આપની પાસે (ધાર્મિક ઉમંગથી) દોડતો આવે છે. (૮) વળી, તે (અલ્લાહથી) ડરે છે (૯) તો આપ તેનાથી બેપરવાઈ કરો છો. (૧૦) (ભવિષ્યમાં) એવું કદી ન થાય, કુર્આન તો એક નસીહત જ છે. (૧૧) માટે જેનું મન ચાહે તે એને કબૂલ કરે. (૧૨) તે (કુર્આન) લવ્હે મહફૂઝમાં એવા વરકોમાં (લખાયેલું) છે જે માનવંત છે. (૧૩) (તે વરકો) ઉચ્ચ સ્થાને મૂકેલા (અને) ઘણા પવિત્ર છે. (૧૪) જે એવા લખનારા (ફરિશ્તા)ઓના હાથોમાં (રહે) છે (૧૫) કે જેઓ મોટા દરજ્જાવાળા (અને) નેક છે. (૧૬) (બેકદર) માણસનું મૃત્યુ થાઓ, તે કેવો અપકારી છે ! (૧૭) (તે જોતો નથી કે) તેને કઈ વસ્તુથી બનાવ્યો ? (૧૮) વીર્ય બિંદુથી તેને ઉત્પન્ન કર્યો, પછી તે(ના અવયવો)ને અંદાઝથી બનાવ્યા, (૧૯) પછી તેના માટે માર્ગ સહેલો કરી દીધો.૩ (૨૦) પછી (વય પૂર્ણ થતાં) તેને મૃત્યુ આપ્યું (અને) પછી તેને કબરમાં મૂકાવ્યો. (૨૧) ફરી જ્યારે તે (અલ્લાહ) ચાહશે ત્યારે તેને બીજીવાર સજીવન કરશે. (૨૨) કંઈ (શુક્ર કર્યો) નહિ (અને) તેને જે હુકમ કર્યો હતો તેનું પાલન કર્યું નહિ. (૨૩) માટે માણસને જોઈએ કે પોતાના ખોરાક(ની વસ્તુ) તરફ દૃષ્ટિ કરે (૨૪) કે અમે જ પાણીને વરસાવ્યું. (૨૫) પછી અમે જ પૃથ્વીને ફાડી નાખી, (૨૬) પછી અમે જ તેમાં અનાજ (૨૭) તથા દ્રાક્ષ અને શાકભાજી, (૨૮) તેમજ ઝયતૂન અને ખજૂરીઓ (૨૯) તેમજ ગીચ (બગીચાઓ) (૩૦) અને ફળો તથા ઘાસચારો ઉત્પન્ન કર્યા. (૩૧) કેટલીક (ચીજો) તમારા અને (કેટલીક) તમારા પશુઓના લાભ માટે (ઊગાડી). (૩૨) (હમણાં તો નાશુક્રી કરો છો)*

*પણ જ્યારે કાન ફાડનાર (ગર્જના) આવશે. (૩૩) જે દિવસે કે માણસ પોતાના ભાઈથી (૩૪) તથા પોતાની મા અને પોતાના બાપથી (૩૫) અને પોતાની પત્ની તેમજ પોતાના પુત્રોથી નાસતો ફરશે (૩૬) તેઓમાંથી દરેક માણસને તે દિવસે (પોતાની) એવી ચિંતા હશે જે તેને બીજી તરફ લક્ષ આપવા દેશે નહિ. (૩૭) કેટલાક ચહેરા તે દિવસે (ઈમાનના કારણે) પ્રકાશિત હશે (૩૮) (અને ખુશીથી) હાસ્ય કરતાં આનંદમય હશે (૩૯) અને કેટલાંક મુખડાં પર તે દિવસે (કુફ્રના કારણે) ધૂળ પડી હશે (૪૦) (અને) તેઓના ઉપર (શોકથી) કાળાશ છવાતી જશે. (૪૧) એ લોકો તે જ છે જેઓ કાફિર (અને) બદચલણ છે. (૪૨)*

## વિસ્તૃત વિવરણ :

આયતો ઊતરવાની પૂર્વભૂમિકામાં જે ઘટના હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ નાબીના (પ્રજ્ઞાચક્ષુ) સહાબી (રદિ.)ની નકલ કરવામાં આવી છે તેમાં બગવીએ આ વધારે રિવાયત કરી છે કે હઝરત અબ્દુલ્લાહ (રદિ.)ને નાબીના હોવાના કારણે એ તો ખબર ન થઈ શકી કે આપ ﷺ કોઈ બીજા સાથે વાતચીતમાં મશ્ગૂલ છે, મજલીસમાં દાખલ થઈને રસૂલે કરીમ ﷺને અવાજ આપવાનું શરૂ કર્યું અને વારંવાર અવાજ આપતા રહ્યા.

*(મઝહરી)*

ઈબ્ને કષીરે એક રિવાયતમાં એ પણ નોંધ્યું છે કે તેમણે રસૂલે કરીમ ﷺને કુર્આનની એક આયત પઢાવવાનો સવાલ કર્યો અને એ સવાલનો તાત્કાલિક જવાબ આપવા આગ્રહ કર્યો અને રસૂલે કરીમ ﷺ તે સમયે મક્કાના કાફિર સરદારોને દીનનો પ્રચાર કરવામાં અને સમજાવવામાં પ્રવૃત્ત હતા. આ સરદાર ઉત્બા બિન રબિઆ અને અબૂજહલ તથા ઈબ્ને હિસામ અને રસૂલે કરીમ ﷺના કાકા હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) હતા જે તે સમય સુધી મુસલમાન થયા ન હતા. રસૂલે કરીમ ﷺને આ તકે અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.)નું આ રીતે સંબોધન કરવું અને એક આયતના શબ્દો ઠીક કરવાના સવાલ ઉપર તાત્કાલિક જવાબ માટે આગ્રહ કરવો નાપસંદ પડ્યું જેનું મોટું કારણ એ હતું કે હઝરત અબ્દુલ્લાહ (રદિ.) પાકા મુસલમાન અને દરેક સમયે મજલિસમાં

હાજર રહેનાર વ્યક્તિ હતા. બીજા સમયે પણ સવાલ કરી શકતા હતા. તેમના જવાબને મુલતવી કરવામાં કોઈ દીની નુકસાનનો ભય ન હતો, તેનાથી વિપરીત કુરૈશના સરદારો કે ન તો આ લોકો દરેક સમયે આપ ﷺની સેવામાં આવતા હતા અને ન જ દરેક સમયે તેમને અલ્લાહ તઆલાની વાત પહોંચાડી શકાતી હતી અને તે સમયે આ લોકો આપ ﷺની વાત સાંભળી રહ્યા હતા જેનાથી તેમના ઈમાન લાવવાની અપેક્ષા કરી શકાતી હતી અને તેમની વાત કાપી નાંખવામાં આવે તો ઈમાનથી જ તેમની વંચિતતા દેખીતી હતી અને જાહેર પરિસ્થિતિના કારણે રસૂલે કરીમ ﷺએ ઈબ્ને ઉમ્મે મક્તૂમ (રદિ.) તરફથી ધ્યાન હટાવી પોતાના અણગમાની જાહેરાત કરી અને જે વાતચીત સત્યના પ્રચાર અને પ્રસાર માટે કુરૈશના સરદારો સાથે ચાલુ હતી તેને ચાલુ રાખી, તેના ઉપર મજલિસથી ફારેગ થયા પછી સૂરએ અબસની પ્રસ્તુત આયતો નાઝિલ થઈ જેમાં આપ ﷺની આ કાર્યપદ્ધતિને નાપસંદ ઠરાવી આપ ﷺને માર્ગદર્શન આપવામાં આવ્યું.

રસૂલે કરીમ ﷺની આ કાર્યપદ્ધતિ પોતાના ઈજ્તેહાદ ઉપર આધારિત હતી કે જે મુસલમાન મજલિસના શિષ્ટાચાર વિરુદ્ધ વાતચીતની પદ્ધતિ અપનાવે તેને કંઈક શિખામણ થવી જોઈએ જેથી ભવિષ્યમાં તે મજલિસના શિષ્ટાચારનું ધ્યાન રાખે, તેથી આપ ﷺએ હઝરત ઉમ્મે મક્તૂમ (રદિ.)થી ધ્યાન હટાવી લીધું અને બીજી વાત એ હતી કે દેખીતી રીતે કુફ્ર અને શિર્ક સૌથી મોટો ગુનોહ છે તેને દૂર કરવાની ફિકર અગ્રકક્ષાએ હોવી જોઈએ, તેનાથી વિપરીત દીનના ગૌણ હુકમોની તા'લીમ કે જે અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મક્તૂમ (રદિ.) ઈચ્છતા હતા પરંતુ અલ્લાહ તઆલાએ આપ ﷺના આ ઈજ્તિહાદને દુરુસ્ત ઠરાવ્યો નહીં અને તેના ઉપર સૂચના આપી કે અહીંયાં વિચારપાત્ર વાત એ હતી કે એક વ્યક્તિ જે તમારી પાસે દીનની તા'લીમનો ઈચ્છુક થઈને સવાલ કરી રહ્યો છે તેને જવાબનો ફાયદો તો નિશ્ચિત જ છે અને જે તમારો વિરોધી છે તે તમારી વાત સાંભળવાનું પણ પસંદ નથી કરતો તેની સાથે વાતચીતનો લાભ થશે કે નહીં તે બાબત શંકાસ્પદ છે તેથી આવી શંકાસ્પદ વાતને નિશ્ચિત વાત ઉપર અગ્રતા ન આપવી જોઈએ અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મક્તૂમ (રદિ.)થી જે મજલિસના શિષ્ટાચાર વિરુદ્ધ વાત થઈ તેનું કારણ કુર્આને કરીમે أَعْمٰى (અઅ્મા) કહીને

બતાવી આપ્યું કે તેઓ નાબીના હતા એટલા માટે તેઓ જોઈ શકતા ન હતા કે આપ ﷺ અત્યારે કઈ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત છે, કયા લોકો સાથે વાતચીત ચાલી રહી છે તેથી તેઓ લાચાર હતા અને વાંધો ઉઠાવવાપાત્ર ન હતા. આથી જાણ થઈ કે કોઈ મા'ઝૂર અને લાચાર વ્યક્તિથી જો અજાણતામાં કોઈ મજલિસના શિષ્ટાચાર વિરુદ્ધ વાત થઈ જાય તો તે ક્રોધપાત્ર નથી હોતું.

عَبَسَ وَتَوَلّٰى માં શબ્દ عَبَسَ (અબસ)નો અર્થ "ક્રોધિત ચહેરો અપનાવવો" જેનાથી ચહેરા ઉપર અણગમાના ભાવ જાહેર થાય અને تَوَلّٰى (તવલ્લા)નો અર્થ મોઢું ફેરવી લઈ ધ્યાન હટાવવાનો થાય છે. આ સ્થળે એવો મોકો હતો કે આ શબ્દો આપ ﷺને સંબોધન સ્વરૂપે કહેવામાં આવ્યા હોત કે તમે આવું કર્યું પરંતુ કુર્આને કરીમે સંબોધનવાચક વાક્યના બદલે સુષુપ્ત ક્રિયાપદ અપનાવ્યું જેમાં ક્રોધની હાલતમાં પણ રસૂલે કરીમ ﷺનું સન્માન સ્થાપિત રાખવામાં આવ્યું અને સુષુપ્ત ક્રિયાપદ અપનાવીને એવી રીતે સૂચિત કરવામાં આવ્યા કે જાણે આ બાબત કોઈ બીજાને કહેવામાં આવી રહી છે અને ઈશારો એ તરફ છે કે આ કામ તમારા માન સન્માનને લાયક નથી અને બીજા વાક્યમાં પોતે રસૂલે કરીમ ﷺ તરફ આવું થવાના કારણ તરફ ઈશારો કર્યો, وَمَا يُدْرِيْكَ (તમને શું ખબર !?) એમાં બતાવ્યું કે વાંધાનું કારણ એ બન્યું કે આપ ﷺનું ધ્યાન તે તરફ ગયું નહીં કે આ સહાબી જે કંઈ પૂછી રહ્યા છે તેનું પરિણામ નિશ્ચિત છે અને વિરોધીઓ સાથે વાતચીતનું પરિણામ શંકાસ્પદ છે અને આ બીજા વાક્યમાં સુષુપ્ત ક્રિયાપદ છોડીને સંબોધનવાચક ક્રિયાપદનો ઉપયોગ કરવામાં પણ રસૂલે કરીમ ﷺના સન્માન અને માન મર્યાદા જાળવવામાં આવ્યા છે કે જો બિલકુલ જ સંબોધનવાચક ક્રિયાપદ ઉપયોગ કરવામાં આવ્યું ન હોત તો એ શંકા થઈ શકતી હતી કે આ કાર્યપદ્ધતિની નાપસંદગી સંબોધન કરવાનું છોડી દેવાનું કારણ બની ગઈ જે રસૂલે કરીમ ﷺ માટે એક વેઠી ન શકાય એવો રંજ અને ગમ હતો તેથી જે રીતે પ્રથમ વાક્યમાં સંબોધનના બદલે સુષુપ્તવાચક ક્રિયાપદ અપનાવ્યું રસૂલે કરીમ ﷺનું તેમાં સન્માન જાળવવામાં આવ્યું છે તે જ રીતે બીજા વાક્યમાં સંબોધન કરવું પણ આપ ﷺનું સન્માન અને માન મર્યાદા જાળવવું છે.

لَعَلَّهٗ يَزَّكّٰٓى اَوْ يَذَّكَّرُ فَتَنْفَعَهُ الذِّكْرٰى એટલે કે તમને શું ખબર કે આ

સહાબી જે વાત પૂછી રહ્યા હતા તેનો લાભ નિશ્ચિત હતો કે તમે તેમને તા'લીમ આપી હોત તો તેઓએ તેના દ્વારા પોતાના નફ્સની પવિત્રતા કરી લીધી હોત અને શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી લીધી હોત અને એવું પણ ન થયું હોત તો ઓછામાં ઓછું આ અલ્લાહ તઆલાના ઝિક્રથી તે શરૂઆતનો નફો અને લાભ ઉઠાવી ચૂક્યા હોત કે તેનાથી પોતાના દિલમાં અલ્લાહ તઆલાની મહોબ્બત અને તેના ડરમાં પ્રગતિ કરી હોત. શબ્દ ذِکْرٰی (ઝિક્રા)નો અર્થ વધારે પ્રમાણમાં ઝિક્ર કરવાનો થાય છે.

*(સિહહાહમાંથી)*

અત્રે કુર્આને કરીમે બે વાક્યો અપનાવ્યા, یَزَّکّٰی (યઝક્કા) અને یَذَّکَّرُ (યઝ્ઝક્કરુ) પ્રથમનો અર્થ પાકસાફ થવાનો છે અને બીજાનો અર્થ શિખામણ પ્રાપ્ત કરવી અને ઝિક્રથી પ્રભાવિત થવાનો થાય છે. પ્રથમ સ્થળ મુત્તકી અને પવિત્ર લોકોનું છે જે પોતાના નફ્સને જાહેર અને બાતિન દરેક પ્રકારની ગંદકીઓથી પાકસાફ કરી લે અને બીજો પ્રકાર દીનની પદ્ધતિ ઉપર ચાલવાના શરૂઆતની પરિસ્થિતિનો છે કે શ્રોતાને અલ્લાહ તઆલાની યાદ અપાવવામાં આવે છે જેનાથી અલ્લાહ તઆલાનું સન્માન, તેની મહાનતા અને ડર તેના દિલમાં બેસી જાય છે. ભાવાર્થ એ છે કે તેમને તા'લીમ આપવી કોઈપણ પરિસ્થિતિમાં લાભથી ખાલી ન હતું, ભલે સંપૂર્ણ લાભ થઈ ગયો હોત કે નફ્સની પવિત્રતા પૂર્ણ રીતે પ્રાપ્ત કરી લીધી હોત અથવા શરૂઆતનો લાભ પ્રાપ્ત કર્યો હોત જેથી અલ્લાહ તઆલાની યાદ અને તેની મહાનતા તથા તેનો ડર તેમના દિલમાં વધી ગયો હોત અને બંને વાક્યોમાં "હરફે તરદીદ" (اَوْ)નો ઉપયોગ કરવામાં આવ્યો કે તે બંનેમાંથી એક બાબત તો અવશ્ય પ્રાપ્ત થઈ હોત તેમાં પારિભાષિક સંભાવના એ પણ છે કે ક્યાંક તો બંને લાભ પ્રાપ્ત થઈ જાય કે શરૂઆતમાં ઝિક્ર કરે અને ત્યારબાદ નફ્સની પવિત્રતા. આ બંને બાબતો ભેગી થવાની સંભાવના ઉપસ્થિત છે.

*(મઝહરી)*

**તબ્લીગ (પ્રચાર અને પ્રસાર) માટે એક મહત્ત્વનો કુર્આનીક સિદ્ધાંત :**

આ તકે એ તો જાહેર છે કે રસૂલે કરીમ ﷺ સામે બે કામો એકસામટા આવી ગયા. એક, મુસલમાનને શિક્ષણ આપવું અને તેની પૂર્ણતા તથા તેમને ખુશ

કરવું અને બીજું, ગેરમુસલમાનોના માર્ગદર્શન માટે તેમના તરફ ધ્યાન આપવું. કુર્આને કરીમના આ ફરમાને એ સ્પષ્ટ કરી દીધું કે પ્રથમ કામ બીજા કામ કરતાં અગ્રસ્થાને છે. બીજા કામના કારણે પ્રથમ કામમાં મોડું કરવું અથવા કોઈ ખલેલ નાંખવો ઠીક નથી. આથી જાણ થઈ કે મુસલમાનોની તા'લીમ અને તેમની સુધારણાની ફિકર ચિંતા ગેરમુસ્લિમોના ઈસ્લામમાં દાખલ કરવાની ફિકર ચિંતા કરવા કરતાં મહત્ત્વની અને અગ્રસ્થાને છે.

તેમાં તે ઉલમા માટે એક મહત્ત્વનું માર્ગદર્શન છે જેઓ ગેરમુસ્લિમોની શંકાઓ દૂર કરવા માટે અને તેમને ઈસ્લામથી પરિચિત કરવા માટે અમુક એવા કામ કરી બેસે છે જેનાથી સામાન્ય મુસલમાનોના દિલોમાં શંકાઓ અને ભ્રમણાઓ અથવા તો ફરિયાદો પેદા થઈ જાય છે, તેથી કુર્આની માર્ગદર્શન પ્રમાણે મુસલમાનોના રક્ષણ અને પરિસ્થિતિની સુધારણાને અગ્રસ્થાને રાખવી જોઈએ. અકબર મર્હૂમે ઘણું સારું કહ્યું છે,

*બેવફા સમજે તુમ્હેં અહલે હરમ ઉસસે બચો,*

*દયૂરવાલે કજ અદા કહેં યે બદનામી ભલી.*

અમુક આયતોમાં કુર્આને કરીમે આ જ વાતને સંપૂર્ણ સ્પષ્ટતા સાથે વર્ણન કરી છે, أَمَّا مَنِ اسْتَغْنَىٰ فَأَنتَ لَهُ تَصَدَّىٰ એટલે કે જે વ્યક્તિ તમારાથી અને તમારા દીનથી લાપરવાહી અને બેરૂખી વર્તી રહ્યો છે તમે તેની સાથે તો ઓતપ્રોત છો કે કઈ રીતે તે મુસલમાન થઈ જાય, જ્યારે કે તે તમારી જવાબદારી નથી અને જો એ મુસલમાન ન થાય તો તમારા ઉપર કોઈ આક્ષેપ નથી અને જે વ્યક્તિ દોડતો દોડતો દીનનું ઈલ્મ પ્રાપ્ત કરવા માટે આવે અને તે અલ્લાહ તઆલાથી ડરનારો પણ હોય તમે તેમના તરફ ધ્યાન પણ નથી આપતા ! તેમાં સ્પષ્ટ રીતે રસૂલે કરીમ ﷺને એ સૂચના આપવામાં આવી કે મુસલમાનોની તા'લીમ, સુધારણા તથા કેળવણી કરીને તેમને પાકા મુસલમાન અને મજબૂત મો'મિન બનાવવા એ ગેરમુસ્લિમોને ઈસ્લામમાં દાખલ કરવાની ફિકરચિંતાથી વધારે મહત્ત્વનું અને અગ્રસ્થાને છે, તેની ફિકર વધારે કરવી જોઈએ. વલ્લાહુ અઅ્લમુ. ત્યારબાદ કુર્આન મજીદનું અલ્લાહ તઆલા તરફથી વર્ણન અને નસીહત હોવું અને તેનું સન્માનપાત્ર અને આલીશાન હોવું વર્ણન કરવામાં આવ્યું છે.

فِىْ صُحُفٍ مُّكَرَّمَةٍ مَّرْفُوْعَةٍ مُّطَهَّرَةٍ માં શબ્દ صُحُفٌ (સુહુફ)થી ભાવાર્થ લવ્હે મહફૂઝ છે તે જો કે એક જ છે પરંતુ તેને બહુવચનના ક્રિયાપદથી એટલા માટે ઓળખાવ્યું કે તેમાં બધી જ આસમાની કિતાબો લખેલી છે અથવા એટલા માટે કે ફરિશ્તા પોતાની કિતાબો તેમાંથી નકલ કરે છે, مرفوعه (મરફૂઅહ)થી ભાવાર્થ તે કિતાબોનું અલ્લાહ તઆલા સમીપ આલીશાન હોવું છે અને مطهّره (મુતહ્હરહ)થી ભાવાર્થ એ છે કે ગુસલ ફરજ હોય તેવો "જનાબત"વાળો વ્યક્તિ અથવા માસિકધર્મ અને "નિફાસ"વાળી સ્ત્રી અને વૂઝુ વિનાના વ્યક્તિ માટે તેને અડકવું જાઈઝ નથી.

بِاَيْدِىْ سَفَرَةٍ كِرَامٍ بَرَرَةٍ માં سَفَرَةٌ બ ફત્હે સીન سافر (સાફિર)નું બહુવચન પણ હોઈ શકે છે જેનો અર્થ "લહિયા"નો થાય છે. આવી પરિસ્થિતિમાં તેનો ભાવાર્થ કિરામન કાતિબીન ફરિશ્તાઓ અથવા અંબિયા (અલૈ.) અને તેમની વહી લખનારા લોકો છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) અને મુજાહિદ (રહ.)થી આ જ તફસીર નકલ થઈ છે.

શબ્દ سَفَرَةٌ એ سفير (સફીર)ના અર્થમાં સંદેશાવાહકનું બહુવચન પણ હોઈ શકે છે. આવી પરિસ્થિતિમાં તેનો ભાવાર્થ રસૂલ અને ફરિશ્તાઓ તથા અંબિયા (અલૈ.) અને વહી લખનારા સહાબાઓ થશે અને ઉલમાએ ઉમ્મત પણ તેમાં સામેલ છે, કારણ કે તેઓ પણ રસૂલે કરીમ ﷺ અને ઉમ્મત વચ્ચે સંદેશાવાહક છે. હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ કુર્આન પઢે છે અને તે કિરાઅતમાં પણ નિષ્ણાત છે તો તે સફરહ કિરામ અબરારની સાથે છે અને જે વ્યક્તિ નિષ્ણાત નથી પરંતુ તકલીફ ઉઠાવી મહેનત કરી કિરાઅત સહીહ કરી લે છે તેના માટે બમણો સવાબ છે. (રવાહુશ્શયખાન, આયશા રદિ.થી, મઝહરી) આથી જાણ થઈ કે નિષ્ણાત ન હોય તેને બમણો સવાબ મળે છે. એક કુર્આનની કિરાઅતનો, બીજો મહેનત કરવાનો. તેનાથી એ પણ જાણ થઈ કે નિષ્ણાત લોકોને અગણિત બદલો મળશે.

*(મઝહરી)*

પાછલી આયતોમાં કુર્આને કરીમનું આલીશાન અને ઈમાન લાવવા માટે ફરજ હોવાનું વર્ણન કર્યા પછી કાફિર વ્યક્તિ જે કુર્આનનો ઇન્કારી છે તેના ઉપર

લા'નત, ફિટકાર અને અલ્લાહ તઆલાની નાશુક્રી ઉપર ચેતવણી છે અને કુર્આન અલ્લાહ તઆલા તરફથી એક મહાન નેઅ્મત હોવું તો એક નિશ્ચિત વસ્તુ છે જેને જ્ઞાનવાળા અને સમજવાળા લોકો સમજી શકે છે. આગળ તે ઈલાહી ઈનામોનું વર્ણન છે જે માણસની પેદાઈશથી અંત સુધી માનવી ઉપર થતા રહે છે. તે ભૌતિક અને અનુભવ કરી શકાય તેવી બાબત છે જેને સામાન્ય સમજબૂઝ ધરાવનાર વ્યક્તિ પણ સમજી શકે છે. આ જ ક્રમમાં માનવીના સર્જનનું વર્ણન કર્યું. مِنْ اَیِّ شَیْءٍ خَلَقَهٗ مِنْ نُّطْفَةٍ પ્રથમ તો તેમાં એક સવાલ કરવામાં આવ્યો કે હે માનવી ! તું વિચાર કર કે તને અલ્લાહે કઈ વસ્તુથી પેદા કર્યો છે ? અને કારણ કે તેનો જવાબ નિશ્ચિત છે કે તેના સિવાય કોઈ બીજો જવાબ હોઈ જ નથી શકતો તેથી પછી પોતે જ ફરમાવ્યું, مِنْ نُطْفَةٍ એટલે કે માનવીને વીર્યના ટીપા (નુત્ફહ)થી પેદા કર્યો, પછી ફરમાવ્યું خَلَقَهٗ فَقَدَّرَهٗ એટલે કે એટલું જ નહીં કે નુત્ફહથી એક સજીવને અસ્તિત્વમાં લાવવામાં આવ્યો બલકે તેને એક ખાસ પદ્ધતિથી ઘણી મોટી હિકમતથી બનાવ્યો, તેની કદ કાઠી અને શરીર સૌષ્ઠવ, ચહેરો મ્હોરો તથા અવયવોની લંબાઈ, પહોળાઈ, તેના સાંધાઓ, આંખ, કાન, નાક વગેરેના સર્જનમાં એવું પ્રમાણ જાળવવામાં આવ્યું કે જો થોડું પણ તેના વિરુદ્ધ થાય તો માનવીનું સ્વરૂપ બગડી જાય અને કામકાજ મુસીબત બની જાય.

શબ્દ فَقَدَّرَهٗ થી અત્રે એ પણ ભાવાર્થ હોઈ શકે છે કે માનવી જે સમયે માતાના ગર્ભમાં સર્જનના તબક્કામાંથી પસાર થતો હોય છે તે સમયે અલ્લાહ તઆલા તેની ચાર વસ્તુઓનું પ્રમાણ લખી દે છે. (૧) તે શું શું અને કેવી કેવી પ્રવૃત્તિઓ કરશે, (૨) ઉંમર કેટલી હશે, (૩) તેને રોજી કેટલી મળશે, (૪) તે પરિણામે નેક હશે અથવા દુષ્ટ.

*(ઈબ્ને મસઊદની હદીષમાંથી, શૈખેનમાંથી)*

ثُمَّ السَّبِیْلَ یَسَّرَهٗ એટલે કે અલ્લાહ તઆલાએ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી માણસનું સર્જન માતાના ગર્ભમાં ત્રણ અંધારાઓ અને એવા સુરક્ષિત સ્થાનમાં કર્યું કે જેના પેટમાં આ બધું કંઈ થઈ રહ્યું છે તેને પણ તેના સર્જનની વિગતની કંઈ ખબર નથી, પછી આ જીવીત બધા જ અવયવો અને કદકાઠીથી સંપૂર્ણ માનવી જે જગ્યાએ બન્યો છે ત્યાંથી તેને દુનિયામાં આવવાનો માર્ગ અત્યંત સાંકડો હોવા છતાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતે જ તેને સરળ કરી દીધો કે

ચાર પાઉન્ડનું ભારે શરીર તંદુરસ્ત અને સહી સલામત બહાર આવે છે. માં ના અસ્તિત્વને પણ તેનાથી કંઈ ખાસ નુકસાન થતું નથી, فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

ثُمَّ اَمَاتَهٗ فَاَقْبَرَهٗ માણસના સર્જનની શરૂઆતનું વર્ણન કર્યા પછી તેનો અંત મોત અને કબ્ર ઉપર છે, તેનું વર્ણન ઇનામોના ક્રમમાં ફરમાવ્યું. એનાથી જાણ થઈ કે માનવીની મોત વાસ્તવમાં કોઈ મુસીબત નથી બલકે એક નેઅ્મત છે. હદીષમાં રસૂલે કરીમ ﷺ એ ફરમાવ્યું કે تُحْفَةُ الْمُؤْمِنِ الْمَوْتُ મો'મિનની ભેટ મોત છે અને તેમાં સંપૂર્ણ વિશ્વના સંદર્ભમાં ઘણી મોટી હિકમતો છે અને فَاَقْبَرَهٗ નો અર્થ છે કે તેને કબ્રમાં દાખલ કર્યા પછી પણ એક ઈનામ છે કે માનવીને અલ્લાહ તઆલાએ સામાન્ય પ્રાણીઓની જેમ નથી રાખ્યો કે મૃત્યુ પામ્યો તો ત્યાં જમીન ઉપર સડતો અને ફૂલતો ફાટતો રહે બલકે તેનું સન્માન એવું કરવામાં આવ્યું કે તેને નવડાવી પાક સાફ કપડામાં કબ્રમાં ઈજ્જત સાથે કબ્રમાં દફન કરવામાં આવે છે.

**મસ્અલો :**

આ આયતથી જાણ થઈ કે માનવીની મય્યતને દફન કરવું વાજિબ છે.

كَلَّا لَمَّا يَقْضِ مَآ اَمَرَهٗ તેમાં માનવીના સર્જનની શરૂઆત અને તેનો અંત અને તેમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત તથા ઈનામોનું વર્ણન કર્યા પછી ઈન્કારી માનવીને ચેતવણી આપવામાં આવી કે અલ્લાહ તઆલાની આ આયતો અને ઈનામોનો તકાદો એ હતો કે માનવી તેમાં વિચાર કરીને અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે અને તેના હુકમો ઉપર અમલ કરે પરંતુ આ બદ્નસીબે એવું કર્યું નહીં, આગળ ફરી આ જ અલ્લાહ તઆલાના ઈનામોનું વર્ણન છે જે માનવીના સર્જનની શરૂઆત અને અંત વચ્ચેના સમયગાળામાં માનવી ઉપર ઊતરે છે કે માનવીની રોજી કઈ રીતે પેદા કરવામાં આવે છે કે આસમાનથી પાણી વરસે છે, બિયારણ અને દાણા જે જમીનમાં દફન છે તે વરસાદ તેમાં એક વનસ્પતિની જિંદગી પેદા કરે છે જેના દ્વારા એક અત્યંત નાજૂક અને નમણી કુંપળ જમીનને ફાડીને ઉપર નીકળે છે પછી તેમાંથી અનેક પ્રકારના અનાજ અને ફળો તથા બગીચા અસ્તિત્વમાં આવે છે. અલ્લાહ તઆલાના આ બધા ઈનામો ઉપર માનવીને વારંવાર પુનરાવર્તિત સ્વરૂપે તાકીદ કર્યા પછી સૂરતના અંતે ફરી કયામતનું વર્ણન છે, فَاِذَا جَآءَتِ الصَّآخَّةُ માં શબ્દ صَآخَّةُ એવા કોલાહલ અને

ભારે તથા સખત અવાજને કહેવામાં આવે છે જેનાથી માણસના કાન બહેરા થઈ જાય અને તેનાથી ભાવાર્થ કયામતનો સૂર ફૂંકાવો છે.

يَوْمَ يَفِرُّ الْمَرْءُ مِنْ أَخِيهِ આ મહશરમાં સૌને એકઠા કરવાના સમયનું વર્ણન છે કે દરેક વ્યક્તિ પોતપોતાની ફિકર ચિંતામાં અને નફસી નફસીના આલમમાં હશે, દુનિયામાં જે સગાઈ સંબંધો એવા છે કે લોકો એકબીજા ઉપર પોતાના પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરી દે છે, આવી પરિસ્થિતિમાં દરેક વ્યક્તિ પોતાની ફિકરમાં એવા સપડાયેલ હશે કે કોઈ એકબીજાની ખબર લઈ શકશે નહીં બલકે સામે જોશે તો પણ આંખ આડા કાન કરશે. માનવી પોતાના ભાઈથી, માં બાપથી, પત્ની અને અવલાદથી મોંઢું સંતાડી નાસતો ફરશે. દુનિયામાં સહકાર, મદદ જે રીતે પરસ્પર ભાઈઓમાં હોય છે તેનાથી વધારે માં બાપની મદદ અને સહાયતાની ફિકર હોય છે, સ્વાભાવિક રીતે તેનાથી પણ વધારે પત્ની અને સંતાનો સાથે સંબંધ થઈ જાય છે તેમાં સામાન્યથી લઈ ઉચ્ચ કક્ષાના સંબંધને ક્રમવાર વર્ણન કર્યો છે. આગળ આ મેદાને હશ્રમાં મો'મિનો અને કાફિરોના પરિણામનું વર્ણન કરીને સૂરત પૂર્ણ કરવામાં આવી છે.

تَمَّتْ سُوْرَةُ عَبَسَ وَالْحَمْدُ لِلّٰهِ لَيْلَةَ الْاَرْبِعَاءِ ٧ شَعْبَانَ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અબસ પૂર્ણ થઈ.

□□□□□□□□□□

તારીખ : ૧૮ ડિસેમ્બર ૨૦૧૪ મુતાબિક ૨૬ સફર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૧)

# સૂરએ તકવીર

સૂરએ તકવીર મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૯ આયતો છે.

**આયતો : (સૂરએ તકવીર : આયત નં. ૧ થી ૨૯)**

آياتها ٢٩ ۞ ٨١ سُورَةُ التَّكْوِيرِ مَكِّيَّةٌ ٧ ۞ ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

إِذَا الشَّمْسُ كُوِّرَتْ ﴿١﴾ وَإِذَا النُّجُومُ انْكَدَرَتْ ﴿٢﴾ وَإِذَا الْجِبَالُ سُيِّرَتْ ﴿٣﴾ وَ
إِذَا الْعِشَارُ عُطِّلَتْ ﴿٤﴾ وَإِذَا الْوُحُوشُ حُشِرَتْ ﴿٥﴾ وَإِذَا الْبِحَارُ سُجِّرَتْ ﴿٦﴾
وَإِذَا النُّفُوسُ زُوِّجَتْ ﴿٧﴾ وَإِذَا الْمَوْءُودَةُ سُئِلَتْ ﴿٨﴾ بِأَيِّ ذَنْبٍ قُتِلَتْ ﴿٩﴾ وَإِذَا
الصُّحُفُ نُشِرَتْ ﴿١٠﴾ وَإِذَا السَّمَاءُ كُشِطَتْ ﴿١١﴾ وَإِذَا الْجَحِيمُ سُعِّرَتْ ﴿١٢﴾ وَإِذَا الْجَنَّةُ
أُزْلِفَتْ ﴿١٣﴾ عَلِمَتْ نَفْسٌ مَّا أَحْضَرَتْ ﴿١٤﴾ فَلَا أُقْسِمُ بِالْخُنَّسِ ﴿١٥﴾ الْجَوَارِ الْكُنَّسِ ﴿١٦﴾
وَاللَّيْلِ إِذَا عَسْعَسَ ﴿١٧﴾ وَالصُّبْحِ إِذَا تَنَفَّسَ ﴿١٨﴾ إِنَّهُ لَقَوْلُ رَسُولٍ كَرِيمٍ ﴿١٩﴾
ذِي قُوَّةٍ عِنْدَ ذِي الْعَرْشِ مَكِينٍ ﴿٢٠﴾ مُّطَاعٍ ثَمَّ أَمِينٍ ﴿٢١﴾ وَمَا صَاحِبُكُمْ
بِمَجْنُونٍ ﴿٢٢﴾ وَلَقَدْ رَآهُ بِالْأُفُقِ الْمُبِينِ ﴿٢٣﴾ وَمَا هُوَ عَلَى الْغَيْبِ بِضَنِينٍ ﴿٢٤﴾ وَمَا هُوَ
بِقَوْلِ شَيْطَانٍ رَّجِيمٍ ﴿٢٥﴾ فَأَيْنَ تَذْهَبُونَ ﴿٢٦﴾ إِنْ هُوَ إِلَّا ذِكْرٌ لِّلْعَالَمِينَ ﴿٢٧﴾ لِمَنْ
شَاءَ مِنْكُمْ أَنْ يَسْتَقِيمَ ﴿٢٨﴾ وَمَا تَشَاءُونَ إِلَّا أَنْ يَشَاءَ اللَّهُ رَبُّ الْعَالَمِينَ ﴿٢٩﴾



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જ્યારે સૂર્યનો પ્રકાશ વીંટાળી લેવામાં આવશે (૧) અને જ્યારે તારાઓ*

ઝાંખા થઈ જશે (૨) અને જ્યારે પર્વતોને (હવામાં) ચલાવવામાં આવશે (૩) અને જ્યારે નજીકમાં વિયાનારી ઊંટણીઓ છૂટી ફરશે (૪) અને જ્યારે જંગલી જાનવરો (ગભરાટથી) એકઠા થઈ જશે (૫) અને જ્યારે સમુદ્રોને ભડકાવી દેવામાં આવશે (૬) અને જ્યારે એકેક પ્રકારના લોકોને એકઠા કરવામાં આવશે (૭) અને જ્યારે જીવતી દટાયેલી પુત્રીને પૂછવામાં આવશે, (૮) કે કયા ગુનાહમાં તેણી મારી નંખાઈ હતી ? (૯) અને જ્યારે આ'માલનામા ઉઘાડવામાં આવશે (૧૦) અને જ્યારે આકાશની ખાલ ખેંચી લેવામાં આવશે (૧૧) અને જ્યારે જહન્નમ(ની આગ)ને તપાવવામાં આવશે (૧૨) અને જ્યારે જન્નતને નજીક લાવવામાં આવશે (૧૩) ત્યારે દરેક જીવ પોતે જે કરણી લઈને આવ્યો તેને જાણી લેશે. (૧૪) તો હું સોગંદ ખાઉં છું પાછળ હટનાર (૧૫) સીધા ચાલનાર (તેમજ) લપાઈ જનાર (તારાઓ)ના, (૧૬) (તથા) સોગંદ છે (પાછલી) રાતના જ્યારે કે તે વિદાય થવા લાગે (૧૭) અને સોગંદ છે પ્રભાતના જ્યારે કે તે પ્રકાશવા માંડે. (૧૮) બેશક, આ કુર્આન એક માનવંત ફરિશ્તા (એટલે જિબ્રઈલ અલૈ.)ની લાવેલી (ખુદાઈ) વાણી છે. (૧૯) જે મહા બળવાન હોઈ અર્શના માલિક પાસે મોટી પદવીવાળા છે. (૨૦) (અને) ત્યાં (આકાશોમાં) તે સર્વમાન્ય (તથા) પ્રામાણિક છે (૨૧) અને તમારો સાથી (મુહમ્મદ સલ.) કાંઈ પાગલ નથી. (૨૨) બેશક, તેમણે તે (જિબ્રઈલ (અલૈ.)ને) (અસલી સ્વરૂપમાં) આકાશના ખુલ્લા (ઊંચા) કિનારા પાસે જોયા છે (૨૩) અને એ (નબી વહીની) ગુપ્ત વાતો બતાવવામાં કંજુસ પણ નથી (૨૪) અને આ કુર્આન કોઈ મરદૂદ શયતાનની વાણી નથી (૨૫) ત્યારે તેને (જૂઠાડી) તમે ક્યાં જઈ રહ્યા છો ? (૨૬) એ તો (સામાન્ય રીતે) સર્વ જગત માટે એક નસીહત છે. (૨૭) (ખાસ કરી) તેને માટે કે જે તમારામાંથી સીધો ચાલવા ચાહે (૨૮) અને તમે જગતના પાલનહાર અલ્લાહની ઈચ્છા વગર કંઈ ચાહી શકતા નથી. (૨૯)

## વિસ્તૃત વિવરણ :

اِذَا الشَّمْسُ كُوِّرَتْ માં શબ્દ كُوِّرَتْ (કુવ્વિરત) એ تَكْوِيْرٌ (તકવીર)થી

બને છે જેનો અર્થ "પ્રકાશહીન અથવા બેનૂર" થઈ જવાનો છે. હસન બસરી (રહ.)એ આ જ તફસીર કરી છે અને તેનો એક બીજો અર્થ "નાંખી દેવાનો અથવા ફેંકી દેવાનો" પણ થાય છે. રબીઅ્ ઈબ્ને ખષીમે તેની આ જ તફસીર કરી છે. તેનાથી ભાવાર્થ એ છે કે સૂર્યને સમંદરમાં નાંખી દેવામાં આવશે જેની ગરમીથી સમગ્ર સમંદર આગ બની જશે અને આ બંને તફસીરોમાં કોઈ વિરોધાભાસ નથી કે પ્રથમ સૂર્યને પ્રકાશહીન બનાવી દેવામાં આવે, પછી તેને મહાસાગરમાં નાંખી દેવામાં આવે. સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે સૂર્ય અને ચંદ્ર કયામતના દિવસે દરિયામાં નાંખી દેવામાં આવશે અને મુસ્નદે બઝ્ઝારમાં તેની સાથે એ પણ છે કે જહન્નમમાં નાંખી દેવામાં આવશે. ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને અબીદુનિયા અને અબૂશૈખે આ આયતો વિશે એ વર્ણન કર્યું છે કે કયામતના દિવસે અલ્લાહ તઆલા સૂર્ય અને ચંદ્ર તથા બધા જ તારાઓને મહાસાગરમાં નાંખી દેશે અને પછી તેના ઉપર તેજ હવા ચાલશે જેનાથી સમગ્ર મહાસાગર આગ બની જશે, એ રીતે એવું કહેવું પણ ખરું થઈ ગયું કે સૂર્ય અને ચંદ્રને દરિયામાં ફેંકી દેવામાં આવશે અને એવું કહેવું પણ ઠીક રહ્યું કે જહન્નમમાં નાંખી દેવામાં આવશે, કારણ કે સમગ્ર મહાસાગર તે સમયે જહન્નમ બની જશે.

*(મઝહરી અને કુર્તુબીમાંથી)*

وَاِذَا النُّجُوْمُ انْكَدَرَتْ માં اِنْكِدَارٌ નો અર્થ "સ્થિર થવાનો અથવા પડી જવાનો" થાય છે, પુરોગામીઓથી આ જ તફસીર નકલ થઈ છે કે આસમાનના બધા જ તારાઓ મહાસાગરોમાં પડી જશે જેમકે ઉપરોક્ત રિવાયતોમાં તેની વિગત આવી ચૂકી છે.

وَاِذَا الْعِشَارُ عُطِّلَتْ અરબોની આદત પ્રમાણે આ દષ્ટાંત સ્વરૂપે કહ્યું છે, કારણ કે તેના પ્રથમ શ્રોતા અરબ લોકો હતા તેમના સમીપ દશ મહિનાની ગાભણ ઊંટણી એક ઘણી મોટી દોલત સમજવામાં આવતી હતી કે તેનાથી દૂધ અને બચ્ચાની રાહ જોવામાં આવતી હતી અને તે તેના પૂછડે પૂછડે ચાલતા હતા, તેને કોઈપણ સમયે આઝાદ છોડતા ન હતા.

وَاِذَا الْبِحَارُ سُجِّرَتْ માં سُجِّرَتْ એ تَسْجِيْرٌ થી બને છે જેનો અર્થ આગ

લગાવવાનો અને ભડકાવવાનો પણ થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ સ્થળે આ જ અર્થ લીધો છે અને તેનો અર્થ ભરી દેવાનો પણ થાય છે અને એકબીજામાં ભેળસેળ કરી મિશ્રણ કરી નાંખવાનો પણ થાય છે. તફસીરના અમુક ઈમામોએ આ જ અર્થ લીધો છે અને વાસ્તવિકતા એ છે કે આ બધામાં કોઈ વિરોધાભાસ નથી. પ્રથમ મહાસાગરો અને નદીઓના મીઠા પાણીને એકસમાન કરી નાંખવામાં આવે, વચ્ચેની આડશો સમાપ્ત થઈ જાય જેનાથી મીઠા અને ખારા પાણી ભેળસેળ થઈ બધું જ પાણી એક સરખા સ્વાદવાળું થઈ જાય, પછી સૂર્ય અને ચંદ્ર તથા તારાઓને તેમાં નાંખી દેવામાં આવે, પછી તે બધા જ પાણીને આગ બનાવી દેવામાં આવે જે જહન્નમમાં સામેલ થઈ જાય.

*(મઝહરી)*

وَإِذَا النُّفُوسُ زُوِّجَتْ એટલે કે જ્યારે મહશરમાં હાજરજનોના જોડાંઓ અને જથ્થાઓ બનાવી દેવામાં આવશે, આ જથ્થાઓ અને સમૂહો ઈમાન અને અમલના આધારે બનાવેલ હશે કે કાફિરો એક સ્થળે, મો'મિનો એક સ્થળે, પછી કાફિરો અને મો'મિનોમાં પણ અમલો અને આદતોનો તફાવત હોય છે તેના આધારે કાફિરોમાં પણ વિવિધ પ્રકારના જૂથો બની જશે અને મુસલમાનોમાં પણ આવા જૂથો અકીદા અને અમલમાં સમાનતાના આધારે બનશે જેમકે બયહકીએ હઝરત નુઅ્માન બિન બસીર (રદિ.)ની રિવાયતથી હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ની આ રિવાયત નકલ કરી છે કે જે લોકો એકસમાન અમલો કરતા હશે તેઓ એક સ્થળે એકઠા કરી દેવામાં આવશે ભલે સારા અમલો હોય અથવા ખરાબ ! દાખલા તરીકે સારા મુસલમાનોમાં દીનના ઈલ્મની સેવા કરનારા ઉલમા એક સ્થળે, ઈબાદત અને સંઘર્ષ કરનારા એક જગ્યાએ, જિહાદ કરનારા અને ગાઝી એક સ્થળે, સદકહ અને ખયરાતમાં વિશિષ્ટતા ધરાવનાર એક સ્થળે, આ જ પ્રમાણે ખરાબ લોકોમાં ચોર, ડાકૂ એક સ્થળે, વ્યભિચારી અને લંપટ લોકો એક સ્થળે, બીજા ખાસ ખાસ ગુનાહોમાં પરસ્પર ભાગીદાર રહેનારા એક સ્થળે થઈ જશે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મહશરમાં દરેક વ્યક્તિ પોતાની કોમની સાથે હશે (પરંતુ આ કૌમીયત વંશ અથવા વતનના આધારે નહીં હોય બલકે

અમલ અને અકીદહના આધારે હશે). નેક અમલ કરનારા એક સ્થળે, ખરાબ અમલ કરનારા બીજા સ્થળે હશે અને તેના ઉપર કુર્આનની આયત ગવાહી સ્વરૂપે રજુ કરી, وَكُنْتُمْ أَزْوَاجًا ثَلٰثَةً એટલે કે મહશરમાં લોકોના મોટા મોટા ત્રણ સમૂહો હશે જેમકે સૂરએ વાકિઅહની આયતમાં તેની વિગત એ આવી છે કે એક સમૂહ સાબિકીન અવ્વલીન (પાછલા પ્રથમ)નો હશે, બીજો અસ્હાબુલ યમીન (જમણીબાજુવાળાઓ)નો હશે; આ બંને સમૂહો છુટકારો પામેલા હશે અને ત્રીજો સમૂહ અસ્હાબુશ્શિમાલનો હશે જે કાફિરો અને દુષ્ટો ઉપર આધારિત હશે.

وَإِذَا الْمَوْءُدَةُ سُئِلَتْ માં શબ્દ مَوْءُدَةٌ તે છોકરી જેને જીવતી દફન કરી દેવામાં આવે જેમકે અજ્ઞાન અરબોમાં ઈસ્લામ પહેલાં આ રિવાજ હતો કે છોકરીને પોતાના માટે કલંકનું કારણ સમજતા હતા અને તેને જીવતી જ દફન કરી દેતા હતા. ઈસ્લામે આ અત્યંત હિચકારી અને જુગુપ્સાપ્રેરક કુરિવાજને ખતમ કર્યો, આ આયતમાં કયામત અને મહશરની પરિસ્થિતિના વર્ણનમાં કહેવામાં આવ્યું છે કે જ્યારે તે છોકરીને પ્રશ્ન કરવામાં આવશે જેને જીવતી દફન કરીને મારી નાંખવામાં આવી હતી, જાહેર શબ્દો એવા છે કે એ સવાલ પોતે તે છોકરીને થશે જેને પૂછવામાં આવશે કે તારી કયા ગુનાહમાં હત્યા કરવામાં આવી હતી અને એ પણ દેખીતું છે કે આ સવાલ કરવાનો હેતુ એ છે કે તે પોતાની બેગુનાહી અને મઝલૂમ હોવાની સંપૂર્ણ ફરિયાદ બારગાહે રબ્બુલ ઈજ્જતમાં રજુ કરશે જેથી તેના હત્યારાઓ પાસેથી બદલો લેવામાં આવે અને એ પણ શક્ય છે કે તેનાથી ભાવાર્થ એ હોય કે તે છોકરી વિશે તેના હત્યારાઓને સવાલ કરવામાં આવશે કે તેને તમે કયા ગુનાહના બદલામાં મારી નાંખી ?

**ખુલાસો :**

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કયામતનું નામ જ "યવમુલ હિસાબ (હિસાબનો દિવસ), યવમુલ જઝા (બદલાનો દિવસ), યવમુદીન" છે. તેમાં તો દરેક વ્યક્તિને તેના બધા અમલોનો હિસાબ અને સવાલ થશે. આ સ્થળે કયામતના વિશિષ્ટ અહેવાલો અને તેના ક્રમમાં ખાસ જીવતી દફન કરવામાં આવેલ છોકરીના મા'મલામાં તેના વિશે સવાલ કરવાને આટલું મહત્ત્વ અને વિશિષ્ટતા કેમ પ્રદાન કરવામાં આવી અને તેની શું હિકમત છે ? વિચાર કરવાથી

જાણ થશે કે આ મહત્ત્વ અને વિશિષ્ટતા એટલા માટે છે કે તે મઝલૂમ છોકરી જેને પોતે તેના માતા પિતાએ કતલ કરી છે તેના ખૂનનો બદલો લેવા માટે તેના તરફથી કોઈ દા'વો કરનાર તો છે નથી, ખાસ કરીને તેને જ્યારે ગુપ્ત રીતે દફન કરી દેવામાં આવી હોય તો કોઈને તેની ખબર પણ નથી કે ગવાહી આપી શકે. મહશરના મેદાનમાં જે ન્યાય અને ઈન્સાફની ઈલાહી અદાલત કાયમ થશે તે એવા અત્યાચારોને પણ સામે લાવશે જેના જુલમ ઉપર ન તો કોઈ ગવાહી છે અને ન જ તે મઝલૂમનો કોઈ હાલ પૂછનાર છે. વલ્લાહુ અઅ્લમુ.

**ચાર મહિના પછી ગર્ભ પાડી નાંખવો (ગર્ભપાત કરવો) હત્યાના હુકમમાં છે :**

**મસ્અલો :**

બાળકોને જીવતા દફન કરી દેવા અથવા તેમની હત્યા કરી નાંખવી જઘન્ય અપરાધ, ગુનાહે કબીરહ અને ક્રૂર અત્યાચાર છે અને ચાર મહિના પછી કોઈ ગર્ભને પાડી નાંખવો પણ આ જ હુકમમાં છે કારણ કે ચોથા મહિનામાં ગર્ભમાં રૂહ આવી જાય છે અને તે જીવીત મનુષ્યના હુકમમાં છે. એ જ રીતે જે વ્યક્તિ કોઈ ગર્ભ ધારણ કરેલ સ્ત્રીના પેટમાં મારે અને તેનું બાળક પડી જાય એટલે કે ગર્ભપાત થઈ જાય તો તે ઈજ્માએ ઉમ્મત દ્વારા મારનાર ઉપર તેની દિય્યતમાં એક ગુલામ આઝાદ કરવો અથવા તેની કિંમત વાજિબ થાય છે અને જો તે માંના પેટમાંથી નીકળતી વખતે જીવીત હતું અને પછી મરી ગયું તો સંપૂર્ણ દિય્યત મોટા વ્યક્તિ બરાબર વાજિબ થાય છે અને ચાર મહિનાથી પહેલાં ગર્ભપાત કરાવવો પણ કોઈ અત્યંત મજબૂરી (બીમારી વગેરે)ની હાલત એટલે કે અનિવાર્ય પરિસ્થિતિ વિના હરામ છે પરંતુ પ્રથમ પરિસ્થિતિ કરતાં થોડું ઓછું છે કારણ કે તેમાં કોઈ જીવીત માનવીની ઉઘાડી હત્યા નથી.

*(મઝહરી)*

**મસ્અલો :**

કોઈ એવી પરિસ્થિતિ અપનાવે જેમાં હમલ (ગર્ભ) થોભે નહીં જેમકે આજકાલ દુનિયામાં કુટુંબનિયોજનના નામે તેની સેંકડો પદ્ધતિઓ પ્રચલિત થઈ ગઈ છે તેને પણ રસૂલે કરીમ ﷺએ وَأْدٌ خَفِيٌّ કહ્યું છે, એટલે કે hidden

infanticide ગુપ્ત રીતે બાળકને જીવતું દફન કરી દેવું. (રવાહુ મુસ્લિમ –જુદામહ બિન્તે વહબ રદિ. દ્વારા) અમુક બીજી રિવાયતોમાં જે عَزْل (અઝ્‌લ–coitus interruptus) એટલે કે એવી યુક્તિઓ કરવી કે જેનાથી વીર્ય ગર્ભાધાનમાં જાય જ નહીં તે વિશે રસૂલે કરીમ ﷺને પૂછવામાં આવતા તેમણે મૌન ધારણ કર્યું છે, આથી તે પ્રતિબંધની શ્રેણીમાં આવતું નથી પરંતુ તે આવશ્યકતા સાથે જોડાયેલ છે અને તે પણ એવી રીતે કે કાયમી ધોરણે તે નિર્વંશ થઈ જવાનું સ્વરૂપ ધારણ ન કરે.

(મઝહરી)

وَإِذَا السَّمَآءُ كُشِطَتْ માં كُشِطَ નો શાબ્દિક અર્થ "પશુનું ચામડું ઊતારી લેવું" થાય છે. દેખીતી રીતે આ પરિસ્થિતિ કયામતના પ્રથમ સૂરના સમયની છે જે આ જ દુનિયામાં બનશે કે આસમાનનો શણગાર જે તારાઓ, સૂર્ય અને ચંદ્રના કારણે હતો તે બધા અપ્રકાશિત થઈને દરિયામાં નાંખી દેવામાં આવશે. આસમાનની હાલની પરિસ્થિતિ બદલી નાંખવામાં આવશે, તેને كَشْط ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે અને અમુક તફસીરકારોએ તેનો અર્થ લપેટી લેવાનો લખ્યો છે અને આયતનો અર્થ એ થઈ ગયો કે આસમાન જે છાપરા જેવું માથાઓ ઉપર છવાયેલું છે તેને વીંટાળી લેવામાં આવશે.

عَلِمَتْ نَفْسٌ مَّآ أَحْضَرَتْ એટલે કે જ્યારે કયામતની પ્રસ્તુત પરિસ્થિતિ સામે આવશે તે સમયે દરેક વ્યક્તિ જાણી લેશે કે તે પોતાની સાથે શું સામાન લાવ્યો છે. સામાનથી ભાવાર્થ તેના નેક અથવા ખરાબ કૃત્યો છે કે તે બધા કર્મો તેની સામે આવી જશે જે દુનિયામાં તેણે કર્યા હતા, પછી તે કર્મો લખેલી ખાતાવહી સ્વરૂપે તેના હાથમાં આવી જાય અથવા એ રીતે કે તે કર્મો કોઈ ખાસ સ્વરૂપે તેની સામે આવે જેમકે અમુક હદીષની રિવાયતોથી આવું થવાની જાણ થાય છે. વલ્લાહુ અઅ્‌લમુ.

કયામતના ભયંકર દૃષ્યો અને ત્યાં કર્મોના હિસાબનું વર્ણન કર્યા પછી અલ્લાહ તઆલાએ અમુક તારાઓની કસમ ખાઈને કહ્યું છે કે આ કુર્આન સત્ય છે, અલ્લાહ તઆલા તરફથી અભેદ્ય સુરક્ષા સાથે મોકલવામાં આવ્યું છે અને તે જે હસ્તી ઉપર ઊતર્યું છે તે હસ્તી એક ઘણી જ મોટી હસ્તી છે, વહી લાવનાર

ફરિશ્તાને તે પ્રથમથી જાણે અને ઓળખે છે તેથી તેના સત્ય હોવામાં કોઈ શંકા કે ભ્રમણાનો સવાલ જ નથી. જે તારાઓની કસમ અત્રે ખાવામાં આવી છે તે પાંચ તારાઓ છે જેને ખગોળવિદ્દો ખમ્શા મુતહર્રિય્યહ the five wandering stars (પાંચ ભટકતા તારાઓ) કહે છે. તેને આવું કહેવાનું કારણ એ છે કે આ પાંચેયની ગતિ પૃથ્વી ઉપરથી એવી રીતે જોવામાં આવે છે કે ક્યારેક તે પૂર્વથી પશ્ચિત તરફ ગતિ કરતા દેખાય છે, ફરી પાછા ક્યારેક પશ્ચિમથી પૂર્વ તરફ ગતિ કરતાં જણાય છે, એનું શું કારણ ? અને આ બે વિરોધાભાસી ગતિઓનું કારણ શું છે તેના વિશે પ્રાચીન ગ્રીક ખગોળવિદ્દોના વિવિધ નિવેદનો છે અને આધુનિક ખગોળશાસ્ત્રીઓના સંશોધનો પ્રમાણે અમુક વિરોધાભાસી થિયરીઓ છે. વાસ્તવમાં તેનું જ્ઞાન તેના પેદા કરનાર સિવાય કોઈને પણ નથી. બધા જ સંશોધકો માત્ર અનુમાનો અને અંદાજાઓ લગાવે છે જે ખોટા પણ હોઈ શકે છે અને સાચા પણ. કુર્આને હકીમે ઉમ્મતને આ વ્યર્થ ચર્ચામાં ગૂંચવ્યા નથી, જેટલી વાત તેમના લાભની હતી તે બતાવી દીધી કે તે રબ્બુલ ઇજ્જત જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમતનો તેમાં સાક્ષાત્કાર કરે અને ઈમાન લાવે.

اِنَّهٗ لَقَوْلُ رَسُوْلٍ كَرِيْمٍ ذِىْ قُوَّةٍ... તારાઓની કસમ પછી કહ્યું કે આ કુર્આન રસૂલે કરીમના મુખેથી કહેવાયું છે. આગળ "રસૂલે કરીમ"ની સિફત એક તો એ વર્ણન કરવામાં આવી કે તેઓ શક્તિશાળી છે. બીજી એ કે તેઓ અર્શના માલિક પરવરદિગારની પાસે مُطَاعٍ (મુતાઅ્) છે, એટલે કે તેમના હુકમો ઉપરવાળા (upper realm–ફરિશ્તાઓ વગેરે મખ્લૂક) માને છે. ત્રીજી એ કે તેઓ અલ્લાહ તઆલા સમીપ અમાનતદાર પ્રમાણિક છે, તેમની પાસેથી સંદેશો પહોંચાડવા અથવા લાવવામાં કોઈ ખયાનત કે ઓછું વત્તું કરવાની સંભાવના નથી. આ સ્થળે "રસૂલે કરીમ"થી ભાવાર્થ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) છે, કારણ કે શબ્દ "રસૂલ" જે રીતે અંબિયા (અલૈ.) ઉપર લાગુ પડે છે એ જ રીતે ફરિશ્તાઓ માટે પણ આ શબ્દ કહેવામાં આવે છે અને આગળ જેટલાય લક્ષણો રસૂલના વર્ણન કરવામાં આવ્યા છે તે બધા કોઈપણ જાતની મિનમેખ વિના હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને લાગુ પડે છે. તેમનું શક્તિશાળી હોવું સૂરએ નજમમાં વિગતવાર આવી ચૂક્યું છે, عَلَّمَهٗ شَدِيْدُ الْقُوٰى ઉપરની આકાશી

દુનિયામાં તેમનું મુતાઅ્ હોવું એટલે કે તેમના હુકમોની પેરવી કરવી લયલતુલ મેઅ્રાજની હદીષથી સાબિત છે કે જ્યારે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) રસૂલે કરીમ ﷺને સાથે લઈને આસમાન ઉપર પહોંચ્યા અને આસમાનોના દરવાજા ખોલાવવાનો ઈરાદો કર્યો તો દરવાજાઓ ઉપર ચોકીદાર ફરિશ્તાઓએ તેમનો હુકમ માન્યો અને "અમીન" (પ્રમાણિક) હોવું તો દેખીતું છે અને તફસીરના અમુક ઈમામોએ આ સ્થળે "રસૂલે કરીમ"થી ભાવાર્થ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ હોવાનું ઠરાવ્યું છે અને પ્રસ્તુત સિફતોને અમુક ખુલાસાઓ સાથે આપ ﷺની જાત ઉપર લાગુ પાડી છે. વલ્લાહુ અઅ્લમુ.

આગળ રસૂલે કરીમ ﷺની મહાન શા'ન અને કાફિરોના વાહિયાત આક્ષેપોનો જવાબ છે, وَمَا صَاحِبُكُم بِمَجْنُونٍ આ કાફિરોના તે વાહિયાત વાંધાઓનો જવાબ છે જે નઊઝુબિલ્લાહ રસૂલે કરીમ ﷺને પાગલ કહેતા હતા, وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ الْمُبِيْنِ એટલે કે નબીએ કરીમ ﷺએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને ખુલ્લી ક્ષિતિજ ઉપર જોયા છે જેમકે સૂરએ નજમમાં કહેવામાં આવ્યું, فَاسْتَوٰى وَهُوَ بِالْاُفُقِ الْاَعْلٰى અને તેના વર્ણનનો ભાવાર્થ એ છે કે વહી લાવનાર ફરિશ્તા હઝરત જિબ્રઈલ (અલૈ.)થી રસૂલે કરીમ ﷺ સારી પેઠે વાકેફ છે, તેઓ તેમને તેમના મૂળ સ્વરૂપ અને શકલમાં જોઈ ચૂક્યા છે તેથી આ વહીમાં કોઈ શંકાની સંભાવના નથી.

تَمَّتْ سُوْرَةُ التَّكْوِيْرِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى يَوْمَ الْاَرْبِعَاءِ ٨ شَعْبَانُ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તકવીર પૂર્ણ થઈ.

□□□□□□□□□□□

તારીખ : ૨૩ ડિસેમ્બર ૨૦૧૪ મુતાબિક ૩૦ સફર ૧૪૩૬ હિજરી.

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૨)

# સૂરએ ઇન્ફિતાર

સૂરએ ઇન્ફિતાર મક્કામાં નાઝિલ થઈ અને તેની ૧૯ આયતો છે.

## આયતો : (સૂરએ ઇન્ફિતાર : આયત નં. ૧ થી ૧૯)

آياتها ١٩ ﴿ سورة الانفطار مكية ٨٢ ﴾ ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

إِذَا السَّمَاءُ انْفَطَرَتْ ﴿١﴾ وَإِذَا الْكَوَاكِبُ انْتَثَرَتْ ﴿٢﴾ وَإِذَا الْبِحَارُ فُجِّرَتْ ﴿٣﴾ وَ
إِذَا الْقُبُوْرُ بُعْثِرَتْ ﴿٤﴾ عَلِمَتْ نَفْسٌ مَّا قَدَّمَتْ وَأَخَّرَتْ ﴿٥﴾ يَا أَيُّهَا الْإِنْسَانُ مَا
غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمِ ﴿٦﴾ الَّذِيْ خَلَقَكَ فَسَوّٰىكَ فَعَدَلَكَ ﴿٧﴾ فِيْ أَيِّ صُوْرَةٍ مَّا شَاءَ
رَكَّبَكَ ﴿٨﴾ كَلَّا بَلْ تُكَذِّبُوْنَ بِالدِّيْنِ ﴿٩﴾ وَإِنَّ عَلَيْكُمْ لَحٰفِظِيْنَ ﴿١٠﴾ كِرَامًا
كَاتِبِيْنَ ﴿١١﴾ يَعْلَمُوْنَ مَا تَفْعَلُوْنَ ﴿١٢﴾ إِنَّ الْأَبْرَارَ لَفِيْ نَعِيْمٍ ﴿١٣﴾ وَإِنَّ الْفُجَّارَ
لَفِيْ جَحِيْمٍ ﴿١٤﴾ يَّصْلَوْنَهَا يَوْمَ الدِّيْنِ ﴿١٥﴾ وَمَا هُمْ عَنْهَا بِغَائِبِيْنَ ﴿١٦﴾ وَمَا أَدْرٰىكَ
مَا يَوْمُ الدِّيْنِ ﴿١٧﴾ ثُمَّ مَا أَدْرٰىكَ مَا يَوْمُ الدِّيْنِ ﴿١٨﴾ يَوْمَ لَا تَمْلِكُ نَفْسٌ
لِّنَفْسٍ شَيْئًا ۖ وَالْأَمْرُ يَوْمَئِذٍ لِّلّٰهِ ﴿١٩﴾



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જ્યારે આકાશ ચીરાઈ જશે (૧) અને જ્યારે તારાઓ (તૂટીને) ખરી પડશે (૨) અને જ્યારે (મીઠા, ખારા) સમુદ્રો ઉભરાઈ નીકળશે (૩) અને જ્યારે (મુર્દાઓને સજીવન કરવા) કબરો ઉપર-તળે કરવામાં આવશે (૪) તો (તે*

*વેળા) દરેક વ્યક્તિ પોતાનું આગળ મોકલેલું અને પાછળ મૂકેલું જાણી લેશે. (૫) હે ઈન્સાન ! તને કઈ વસ્તુએ તારા તે માયાળુ પરવરદિગારથી ભમાવી દીધો ? (૬) જેણે તને પેદા કર્યો, ફરી તને સુડોળ બનાવ્યો, ફરી તેને બરાબર કર્યોપ (૭) (અને) જે મુખાકૃતિમાં તેણે ચાહ્યું તને જોડી દીધો. (૮) (છતાં તમે) કંઈ (કર્યું) નહિ, બલકે તમે તો ઈન્સાફ(ના દિવસ)ને જ જૂઠાડો છો (૯) અને બેશક, તમારા ઉપર રક્ષકો (૧૦) માનવંત કરણી લખનારા (નિર્માણ) છે, (૧૧) જેઓ તમારી સૌ કરણીઓને જાણે છે. (૧૨) બેશક, નેક લોકો જન્નતમાં હશે (૧૩) અને ખરેખર, પાપીઓ જહન્નમમાં હશે, (૧૪) ન્યાયના દિવસે તેઓ તેમાં દાખલ થશે (૧૫) અને તેઓ (તેમાં દાખલ થયા પછી) તેનાથી (કદી) જુદા થનાર નથી. (૧૬) વળી, તમને કંઈ ખબર છે કે ન્યાયનો દિવસ કેવો છે ? (૧૭) ફરી (સાંભળો) તમને કંઈ ખબર છે કે ન્યાયનો દિવસ કેવો છે ? (૧૮) અને તે એવો દિવસ છે કે જેમાં કોઈ જીવ બીજા જીવનું જરા પણ ભલું કરી શકશે નહિ અને તે દિવસે સંપૂર્ણ સત્તા અલ્લાહની જ હશે. (૧૯)*

## વિસ્તૃત વિવરણ :

عَلِمَتْ نَفْسٌ مَّا قَدَّمَتْ وَاَخَّرَتْ એટલે કે જ્યારે કયામતની તે પરિસ્થિતિઓ સામે આવી ચૂકશે જેનું વર્ણન સૂરતની શરૂઆતમાં કરવામાં આવ્યું છે, આસમાનનું ફાટી જવું, તારાઓનું ખરી જવું, બધા જ ખારા મીઠા સાગરો સરોવરોનું એક થઈ જવું, કબરોએથી મૃત લોકોનું ઉઠવું; તે વખતે દરેક માનવી જાણી જશે કે તેણે શું આગળ મોકલ્યું છે અને શું પાછળ છોડ્યું છે. આગળ મોકલવાથી ભાવાર્થ તેના ઉપર અમલ કરી લેવો છે અને પાછળ છોડવાથી ભાવાર્થ અમલ છોડી દેવો છે. આમ કયામતના દિવસે દરેક વ્યક્તિ જાણી લેશે કે તેણે નેક અને ખરાબ શું શું અમલ કર્યા અને નેકી અને બદીમાંથી કઈ વસ્તુ અપનાવી હતી અને એ અર્થ પણ હોઈ શકે છે કે આગળ મોકલેલા અમલોથી ભાવાર્થ તે અમલ હોય જે તેણે પોતે કર્યા, ભલે નેક હોય અથવા ખરાબ અને પાછળ છોડવાથી ભાવાર્થ તે અમલ હોય જેને તેણે પોતે તો નથી કર્યા પરંતુ તેનો રિવાજ દુનિયામાં પાડી ગયો, જો તે નેક કામ છે તો તેને તેનો સવાબ મળતો રહેશે

અને ખરાબ છે તો તેની બુરાઈ તેના આ'માલનામામાં લખવામાં આવતી રહેશે, જેમકે હદીષમાં છે કે જે વ્યક્તિએ ઇસ્લામમાં કોઈ સારી સુન્નત અને તરીકો અપનાવ્યો તેને તેનો સવાબ હંમેશા મળતો રહેશે અને જેણે કોઈ ખરાબ રિવાજ અને ગુનાહનું કામ દુનિયામાં ચાલુ કર્યું તો જ્યાં સુધી લોકો આ બુરા કામમાં સંડોવાયેલા રહેશે તેનો ગુનાહ આ વ્યક્તિ માટે પણ લખવામાં આવતો રહેશે. આ વિષય પ્રથમ પણ આયત يُنَبَّأُ الْإِنسَانُ يَوْمَئِذٍ بِمَا قَدَّمَ وَأَخَّرَ હેઠળ પસાર થઈ ચૂક્યો છે.

يَا أَيُّهَا الْإِنسَانُ مَا غَرَّكَ આનાથી આગલી આયતમાં અંતિમ પરિણામ અને કયામતની ભયાનક પરિસ્થિતિઓનું વર્ણન કર્યું અને આ આયતમાં માણસની શરૂઆત એટલે કે તેના સર્જનની શરૂઆતના તબક્કાનું વર્ણન કર્યું. આ મિશ્રણનો તકાદો એ હતો કે માનવી થોડો પણ વિચાર અને મનન કરે તો અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺ ઉપર ઈમાન લઈ આવે અને તેમના હુકમોનો ખુલ્લેઆમ વિરોધ ન કરતો ફરે, પરંતુ માનવી ગફલત અને ભૂલમાં પડી ગયો તેના ઉપર ચેતવણી આપવા અને જાગૃત કરવા એ પ્રશ્ન કર્યો કે હે માનવી ! તારી શરૂઆત અને અંતની આ પરિસ્થિતિઓ સામે હોવા છતાં તને કઈ વસ્તુએ ભૂલ અને ધોકામાં નાંખી રાખ્યો છે કે અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે ?

અત્રે માણસની શરૂઆતના સર્જનના તબક્કાઓનું વર્ણન કરવામાં પ્રથમ કહ્યું, خَلَقَكَ فَسَوَّاكَ એટલે કે અલ્લાહ તઆલાએ તને પેદા કર્યો અને માત્ર પેદા જ નથી કર્યો બલકે તારા અસ્તિત્વ અને તમામ અવયવોને એક ખાસ યોગ્યતા સાથે ઠીકઠાક બનાવ્યો, દરેક અવયવને તેના યોગ્ય સ્થાને મૂક્યું, દરેક અવયવની લંબાઈ પહોળાઈ અને જાડાઈ તેના યોગ્ય પ્રમાણસર બનાવી કે જો તેનાથી થોડું પણ ઓછું વત્તું થઈ જાય તો માણસના અવયવોમાં તે લાભ બાકી ન રહે જે તેના હાલના સ્વરૂપમાં બાકી છે. ત્યારબાદ ફરમાવ્યું, فَعَدَلَكَ એટલે કે તારા અસ્તિત્વને એક ખાસ મધ્યમસર પ્રમાણ બખ્શ્યું જે દુનિયાના કોઈ બીજા પ્રાણીમાં નથી. અવયવોના પ્રમાણસર હોવાના આધારે પણ તથા સ્વભાવ અને પ્રકૃતિના આધારે પણ; કે માનવીના સર્જનમાં વિવિધ તત્ત્વો સામેલ છે; લોહી (Blood), બલગમ (Phlegm), સવદા સફરા (Black bile and yellow

bile), કોઈ ગરમ, કોઈ ઠંડું. પરંતુ હિકમતે રબ્બાનીએ આ વિવિધ વસ્તુઓથી એક સમતોલ સ્વભાવ અને પ્રકૃતિ તૈયાર કરી, ત્યારબાદ એક ત્રીજી વિશેષતા વર્ણન કરવામાં આવી.

فِيْٓ اَيِّ صُوْرَةٍ مَّا شَآءَ رَكَّبَكَ એટલે કે દરેક માનવીનું સર્જન એક ખાસ સ્વરૂપ અને પદ્ધતિસર હોવામાં સમાનતા છે, આથી દેખીતી રીતે એવું હોવું જોઈતું હતું કે બધાનું એક જ સ્વરૂપ, એક જ ચહેરો મ્હોરો અને એક જ સ્વભાવ હોત પરંતુ આવું થવાથી એકબીજાથી તફાવત કરી અલગ ઓળખવું લગભગ અશક્ય થઈ જાત, પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરતે અને ઉચ્ચ પ્રકારની હિકમતે કરોડો, અબજો અને ખર્વોની સંખ્યામાં માનવોના સ્વરૂપ, ચહેરા, મ્હોરામાં એવો તફાવત અને વિશિષ્ટતા મૂકી છે કે જે એકબીજાથી સંપૂર્ણપણે ક્યારેય નથી મળતો અને તેમાં સ્પષ્ટ તફાવત રહે છે.



માણસના શરૂઆતના સર્જનની આ વિશિષ્ટતાઓ વર્ણન કર્યા પછી કહ્યું مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمِ હે ગાફેલ માનવી ! જે પરવરદિગારે તારા અસ્તિત્વમાં આવી આવી વિશિષ્ટતાઓ અને ભિન્નતાઓ ઉત્પન્ન કરી તેના વિશે તેં શા માટે ધોકો અને ફરેબ ખાધો કે તેને જ ભૂલી બેઠો !? તેના હુકમોની નાફરમાની કરવા લાગ્યો ! તને તો તારા શરીરના સાંધે સાંધા અલ્લાહ તઆલાની યાદ અપાવવા અને તેનું આજ્ઞાપાલન કરવા માટે મજબૂર કરવા પૂરતા હતા, પછી આ ભૂલ અને ગફલત, આ અભિમાન અને ધોકો કેવી રીતે લાગ્યો !? આ સ્થળે રબ્બની સિફત "કરીમ" વર્ણન કરીને એ જવાબ તરફ પણ ઈશારો કરી દીધો કે માનવીની ભૂલ અને ધોકામાં પડવાનું કારણ અલ્લાહ તઆલાનું કરીમ (કૃપાવંત) હોવું છે કે તે પોતાની દયા અને કૃપાથી માનવીને તેના ગુનાહો ઉપર તાત્કાલિક સજા નથી આપતો બલકે તેની રોજી, છૂટછાટ અને દુનિયવી આરામમાં પણ કોઈ કમી નથી કરતો. આ દયા અને કૃપા તેના અભિમાન અને ધોકાનું કારણ બની ગઈ જ્યારે કે થોડીક બુદ્ધિ અને સમજદારીથી કામ લીધું હોત તો આ દયા અને કૃપા અભિમાન અને ગફલતનું કારણ બનવાના કારણે પોતાના રબ્બે કરીમના વધારે અહેસાનોનો શુક્રગુઝાર થઈને આજ્ઞાપાલનમાં લાગી જવાનું કારણ બની જવું જોઈતું હતું.

હઝ. હસન બસરી (રહ.)એ ફરમાવ્યું, كَمْ مِّنْ مَّغْرُوْرٍ تَحْتَ السِّتْرِ وَهُوَ لَا يَشْعُرُ

એટલે કે કેટલાય માનવો એવા છે કે અલ્લાહ તઆલાએ તેમની ખામીઓ અને ગુનાહો ઉપર પડદો નાંખી રાખ્યો છે, તેમને અપમાનિત નથી કર્યા, તેઓ આ કૃપા અને દયાથી વધારે અભિમાન અને ધોકામાં સંડોવાઈ ગયા.

إِنَّ الْأَبْرَارَ لَفِي نَعِيمٍ وَإِنَّ الْفُجَّارَ لَفِي جَحِيمٍ તેનો સંબંધ એ વાક્ય સાથે છે જે પ્રથમ આવી ચૂક્યો છે, એટલે કે عَلِمَتْ نَفْسٌ مَّا قَدَّمَتْ وَأَخَّرَتْ કયામતના દિવસે દરેક માનવીના પોતપોતાના અમલ તેની સામે આવી જશે. આ વાક્યમાં આ અમલની સજા અને બદલાનું વર્ણન છે કે આજ્ઞાપાલક અને નેક સાલિહ તો તે દિવસે અલ્લાહ તઆલાની નેઅ્મતોથી ખુશ હશે અને બળવાખોર નાફરમાનો જહન્નમની આગમાં હશે.

وَمَا هُمْ عَنْهَا بِغَائِبِينَ એટલે કે જહન્નમી લોકો કોઈપણ સમયે જહન્નમમાંથી ગાયબ થઈ શકશે નહીં, તેમના માટે કાયમી અને હંમેશાના અઝાબનો હુકમ છે, لَا تَمْلِكُ نَفْسٌ لِّنَفْسٍ شَيْئًا એટલે કે કોઈ વ્યક્તિ પોતાની ઇચ્છાથી કોઈ બીજાને મહશરમાં કોઈ લાભ પહોંચાડી શકશે નહીં અને ન જ કોઈની તકલીફ ઓછી કરી શકશે, તેનાથી સિફારસનો નકાર નથી થતો કારણ કે કોઈ વ્યક્તિ કોઈની સિફારસ પોતાની ઇચ્છાથી કરી શકશે નહીં જ્યાં સુધી કે અલ્લાહ રબ્બુલ ઇજ્જત કોઈ વ્યક્તિને કોઈની સિફારસ કરવાની પરવાનગી ન આપી દે, તેથી અસલ હુકમનો માલિક અલ્લાહ તઆલા જ છે. તે જ પોતાની કૃપાથી કોઈની સિફારસની પરવાનગી આપી દે અને પછી સિફારસ કબૂલ કરી લે તો તેનો પણ આ જ હુકમ છે. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ الْإِنْفِطَارِ بِحَمْدِ اللّٰهِ لَيْلَةَ الْأَرْبِعَاءِ ٨ شَعْبَانَ ١٣٩١ هـ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઇન્ફિતાર પૂર્ણ થઈ.



તારીખ : ૨૪ ડિસેમ્બર ૨૦૧૪ મુતાબિક ૦૧ રબિ.અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૩)

# સૂરએ તત્ફીફ

સૂરએ તત્ફીફ મક્કામાં નાઝિલ થઈ અને તેની ૩૬ આયતો છે.

**આયતો : (સૂરએ તત્ફીફ : આયત નં. ૧ થી ૩૬)**

اٰیاتها ٣٦ ‏ (٨٣) سُوْرَةُ الْمُطَفِّفِيْنَ مَكِّيَّةٌ (٨٦) ‏ رکوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ ۝١ الَّذِيْنَ اِذَا اكْتَالُوْا عَلَى النَّاسِ يَسْتَوْفُوْنَ ۝٢ وَاِذَا كَالُوْهُمْ
اَوْ وَّزَنُوْهُمْ يُخْسِرُوْنَ ۝٣ اَلَا يَظُنُّ اُولٰٓئِكَ اَنَّهُمْ مَّبْعُوْثُوْنَ ۝٤ لِيَوْمٍ عَظِيْمٍ ۝٥
يَّوْمَ يَقُوْمُ النَّاسُ لِرَبِّ الْعٰلَمِيْنَ ۝٦ كَلَّآ اِنَّ كِتٰبَ الْفُجَّارِ لَفِيْ سِجِّيْنٍ ۝٧
وَمَآ اَدْرٰىكَ مَا سِجِّيْنٌ ۝٨ كِتٰبٌ مَّرْقُوْمٌ ۝٩ وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ۝١٠ الَّذِيْنَ
يُكَذِّبُوْنَ بِيَوْمِ الدِّيْنِ ۝١١ وَمَا يُكَذِّبُ بِهٖٓ اِلَّا كُلُّ مُعْتَدٍ اَثِيْمٍ ۝١٢ اِذَا تُتْلٰى
عَلَيْهِ اٰيٰتُنَا قَالَ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ۝١٣ كَلَّا بَلْ ۜ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا
يَكْسِبُوْنَ ۝١٤ كَلَّآ اِنَّهُمْ عَنْ رَّبِّهِمْ يَوْمَئِذٍ لَّمَحْجُوْبُوْنَ ۝١٥ ثُمَّ اِنَّهُمْ لَصَالُوا
الْجَحِيْمِ ۝١٦ ثُمَّ يُقَالُ هٰذَا الَّذِيْ كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ۝١٧ كَلَّآ اِنَّ كِتٰبَ الْاَبْرَارِ
لَفِيْ عِلِّيِّيْنَ ۝١٨ وَمَآ اَدْرٰىكَ مَا عِلِّيُّوْنَ ۝١٩ كِتٰبٌ مَّرْقُوْمٌ ۝٢٠ يَّشْهَدُهُ الْمُقَرَّبُوْنَ ۝٢١
اِنَّ الْاَبْرَارَ لَفِيْ نَعِيْمٍ ۝٢٢ عَلَى الْاَرَآئِكِ يَنْظُرُوْنَ ۝٢٣ تَعْرِفُ فِيْ وُجُوْهِهِمْ
نَضْرَةَ النَّعِيْمِ ۝٢٤ يُسْقَوْنَ مِنْ رَّحِيْقٍ مَّخْتُوْمٍ ۝٢٥ خِتٰمُهٗ مِسْكٌ ۭ وَفِيْ ذٰلِكَ
فَلْيَتَنَافَسِ الْمُتَنَافِسُوْنَ ۝٢٦ وَمِزَاجُهٗ مِنْ تَسْنِيْمٍ ۝٢٧ عَيْنًا يَّشْرَبُ بِهَا

الْمُقَرَّبُونَ ﴿٢٨﴾ إِنَّ الَّذِينَ أَجْرَمُوا كَانُوا مِنَ الَّذِينَ آمَنُوا يَضْحَكُونَ ﴿٢٩﴾ وَإِذَا
مَرُّوا بِهِمْ يَتَغَامَزُونَ ﴿٣٠﴾ وَإِذَا انْقَلَبُوا إِلَىٰ أَهْلِهِمُ انْقَلَبُوا فَكِهِينَ ﴿٣١﴾ وَإِذَا
رَأَوْهُمْ قَالُوا إِنَّ هَٰؤُلَاءِ لَضَالُّونَ ﴿٣٢﴾ وَمَا أُرْسِلُوا عَلَيْهِمْ حَافِظِينَ ﴿٣٣﴾
فَالْيَوْمَ الَّذِينَ آمَنُوا مِنَ الْكُفَّارِ يَضْحَكُونَ ﴿٣٤﴾ عَلَى الْأَرَائِكِ يَنْظُرُونَ ﴿٣٥﴾
هَلْ ثُوِّبَ الْكُفَّارُ مَا كَانُوا يَفْعَلُونَ ﴿٣٦﴾

**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*માપતોલમાં ઘટાડો કરનારાઓની મહા ખરાબી છે (૧) કે જ્યારે લોકોથી (પોતાનો હક) માપીને લે ત્યારે તો પૂરું ભરી લે છે (૨) અને જ્યારે તેમને માપીને અથવા તોલીને આપે ત્યારે ઓછું આપે છે. (૩) શું તે લોકોને એનું યકીન નથી કે તેઓને (ફરી સજીવન કરી) ઉઠાડવામાં આવશે ? (૪) તે એક મહાન દિવસના માટે, (૫) કે જે દિવસે સર્વે લોકો કુલ-જહાનના માલિકની આગળ ઊભા રહેશે (૬) કદી નહિ, (બેશક પાપીઓનાં) આ'માલનામા સિજ્જીનમાં રહેશે (૭) અને (હે મુહમ્મદ ﷺ !) આપને કંઈ ખબર છે કે સિજ્જીનમાં રખાયલું આ'માલનામું શું છે ? (૮) એ એક નિશાન કરેલું દફતર છે. (૯) તે (કિયામતના) દિવસે જુઠાડનારાઓની મહા ખરાબી છે. (૧૦) જેઓ ઈન્સાફના દિવસને જૂઠાડે છે (૧૧) અને તે (દિવસ)ને તો તે જ જૂઠાડે છે જે હદથી વધી જનારા મહા પાપી છે. (૧૨) જ્યારે તેને અમારી આયતો સંભળાવવામાં આવે ત્યારે કહે છે કે આ તો આગલાઓની દંતકથાઓ છે. (૧૩) એવું કંઈ નથી, બલકે (જૂઠાડવાનું મૂળ કારણ એ છે કે) તેઓના દિલો પર તેમની (બુરી) કરણીનો કાટ ચઢી ગયો છે. (૧૪) કંઈ નહિ, તેઓને તે દિવસે પોતાના પરવરદિગાર(ના દીદાર)થી રોકવામાં આવશે. (૧૫) (માત્ર એટલું જ નહિ, પણ) પછી બેશક, તેઓ દોઝખમાં પડનાર છે. (૧૬) પછી તેઓને કહેવામાં આવશે કે આ તે જ છે કે જેને તમે*

*જૂઠાડતા હતા. (૧૭) (મુઅમિનો સંબંધી તેઓ જેવું ધારે છે) એવું તો નથી જ. નિ:સંશય નેક લોકોના આ'માલનામા ઈલ્લીય્યીનમાં રહેશે (૧૮) અને આપને કંઈ ખબર છે કે ઈલ્લીય્યીન શું છે ? (૧૯) તે એક નિશાન કરેલું દફતર છે, (૨૦) જેને નજીકવાળા ફરિશ્તા (ઉમંગથી) જુએ છે. (૨૧) બેશક, નેક લોકો બહુ આરામમાં હશે. (૨૨) તખતો પર (બેસી સ્વર્ગની નવીનતા) જોતા હશે. (૨૩) આપ તેઓના મુખ પર જ આરામની પ્રફુલ્લતા ઓળખી લેશો (૨૪) (અને) તેમને ચોખ્ખી શરાબ પિવડાવવામાં આવશે જે સીલબંધ હશે. (૨૫) જેની સીલ કસ્તુરીની હશે અને એના જ ઉપર હરિફાઈ કરનારાઓએ હરિફાઈ કરવી જોઈએ (૨૬) અને તે શરાબની મેળવણી તસ્નીમ(ની શરાબ)થી હશે. (૨૭) તે એક નહેર છે, જેમાંથી (અલ્લાહના) મુકર્રબ બંદાઓ પીશે. (૨૮) જે લોકો પાપી (કાફિર) હતા તેઓ ઈમાનવાળાઓ(ને દુનિયામાં હલકા સમજી તેઓ)ની હાંસી કરતા હતા (૨૯) અને જ્યારે તે (ઈમાનવાળા) તેઓની પાસેથી પસાર થતા ત્યારે તેઓ આપસમાં આંખોના ઈશારા કરતા હતા (૩૦) અને જ્યારે તેઓ પોતાના ઘેર પાછા જતા ત્યારે (એમની) જ વાતો બનાવતા પાછા વળતા હતા (૩૧) અને જ્યારે એમને જોતા તો કહેતા કે બેશક, આ લોકો જ અવળે માર્ગે ગયેલા છે. (૩૨) જો કે તેઓને એમના ઉપર રક્ષક બનાવી મોકલવામાં આવ્યા નથી. (૩૩) તો આજે (કિયામતના દિવસે) ઈમાનવાળા તે કાફિરો પર હસતા હશે. (૩૪) તખતો પર (બેસી તેમનો તમાશો) જોઈ રહ્યા હશે (૩૫) (અને આપસમાં કહેશે કે) હવે કાફિરોને તેમનાં કૃત્યોનો ઠીક બદલો મળ્યો છે.૫ (૩૬)*

## વિસ્તૃત વિવરણ :

સૂરએ તત્ફીફ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ના નિવેદન પ્રમાણે મક્કી સૂરત છે. સામાન્ય રીતે કુર્આનના મુસહફમાં તેને આ જ બીનાએ મક્કી લખી છે અને હઝરત ઈબ્ને અબ્બાસ, કતાદહ, મકાતિલ તથા ઝહ્હાક (રદિ.) નજીક મદની સૂરત છે પરંતુ તેની માત્ર આઠ આયતો મક્કી છે. ઈમામ નસાઈ (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે

રસૂલે કરીમ ﷺ મદીના તશરીફ લાવ્યા તો જોયું કે મદીનાના લોકો જેમના સામાન્ય વ્યવહારો كَيْل દ્વારા એટલે કે માપતોલ દ્વારા થતા હતા, તેમાં તેઓ ચોરી કરવાની અને ઓછું માપવાની બુરી ટેવ ધરાવતા હતા. તેના ઉપર આ સૂરત નાઝિલ થઈ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આ પ્રથમ સૂરત છે કે જે મદીના તય્યિબહ પહોંચવાની સાથે જ નાઝિલ થઈ, તેનું કારણ એ હતું કે મદીનાના લોકોમાં તે સમયે એવો રિવાજ સામાન્ય હતો કે જ્યારે પોતે કોઈની પાસેથી સોદો લેતા તો માપતોલ પૂરેપૂરું લેતા હતા અને જ્યારે બીજાઓને વેચતા તો તેમાં કમી અને ચોરી કરતા હતા. આ સૂરતના નાઝિલ થવાથી આ લોકો આ ખરાબ ટેવથી બચી ગયા અને એવા બચ્યા કે આજ દિન સુધી મદીનાના લોકો માપતોલ પૂરેપૂરું કરવામાં સમગ્ર દુનિયામાં મશ્હૂર છે.

*(રવાહુ હાકિમ, નસાઈ અને ઈબ્ને માજહ સહીહ સનદ દ્વારા મઝહરીમાંથી)*

وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ માં مُطَفِّفِيْنَ એ تطفيف થી બને છે જેનો અર્થ માપતોલમાં કમી કરવાનો છે અને એવું કરનારને મુતફ્ફીફ કહેવામાં આવે છે. કુર્આને હકીમના આ ફરમાનથી સાબિત થયું કે માપતોલમાં કમી કરવી હરામ છે.

**તત્ફીફ (ઓછું તોલવું) માત્ર માપતોલમાં જ નથી બલકે હકદારને તેનો હક ઓછો દેવામાં કોઈ વસ્તુની કમી હોય તો તે પણ તત્ફીફમાં સામેલ છે :**

કુર્આન અને હદીષમાં માપતોલમાં કમી કરવાનું હરામ ઠરાવવામાં આવ્યું છે, કારણ કે સામાન્ય રીતે વ્યવહારની લેનદેન આ જ બે પદ્ધતિઓથી થાય છે. તેના દ્વારા એવું કહી શકાય છે કે હકદારનો હક અદા થયો અથવા નહીં પરંતુ એ ખબર છે કે તેનો હેતુ દરેક હકદારનો હક પૂરેપૂરો કરવો છે, તેમાં કમી કરવી હરામ છે. આથી જાણ થઈ કે આ માત્ર માપતોલની સાથે ખાસ નથી બલકે દરેક તે વસ્તુ જેનાથી કોઈનો હક પૂરો કરવાનું અથવા ન કરવાનું ચકાસવામાં આવે છે તેનો આ જ હુકમ છે, ભલે માપતોલથી હોય અથવા ગણતરી કરીને હોય અથવા કોઈ બીજી રીતે હોય, દરેક વસ્તુમાં હકદારના હકને ઓછું દેવું તત્ફીફ હરામ હોવાના હુકમમાં સામેલ છે.

મુઅત્તા ઈમામ માલિકમાં છે કે હઝરત ઈબ્ને ખત્તાબ (રદિ.)એ એક

વ્યક્તિને જોયો કે નમાઝના રુકૂઅ્ સિજ્દહ વગેરે પૂરા કરતો ન હતો અને જલદી જલદી નમાઝ સમાપ્ત કરી નાંખતો હતો તો તેને કહ્યું, قَدْ طَفَّفْتَ એટલે કે તેં અલ્લાહ તઆલાના હકમાં તત્ફીફ એટલે કે કમી કરી. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના આ નિવેદનને નકલ કરીને હઝરત ઈમામ માલિક (રહ.)એ કહ્યું, لِكُلِّ شَيْءٍ وَفَاءٌ وَتَطْفِيفٌ એટલે કે પૂરો હક આપવો અથવા ઓછું કરવું દરેક વસ્તુમાં છે, એટલે સુધી કે નમાઝ, વુઝૂ અને પાકી વગેરેમાં પણ અને એ જ રીતે બીજા હુકૂકુલ્લાહ અને ઈબાદતોમાં કમી અને ઓછું કરનાર તત્ફીફ કરવાનો અપરાધી છે. આ જ રીતે હુકૂકુલ ઈબાદમાં જે વ્યક્તિ નક્કી હકથી ઓછું કરે છે તે પણ તત્ફીફના હુકમમાં છે, મજૂર અથવા કર્મચારીએ જેટલા સમયની સેવાનો કરાર કર્યો છે તેમાંથી સમય ચોરવો અને ઓછું કરવું પણ તેમાં સામેલ છે. વખતની અંદર જે રીતે મહેનતનું કામ કરવાનું સામાન્ય રીતે રિવાજ છે તેમાં સુસ્તી કરવી પણ તત્ફીફ છે, એમાં સામાન્ય લોકોમાં એટલે સુધી કે ઈલ્મવાળાઓમાં પણ ગફલત જોવા મળે છે. પોતાની નોકરીના ફરજોમાં કમી કરવાને કોઈ ગુનોહ જ સમજતા નથી, أَعَاذَنَا اللّٰهُ مِنْهُ



**હદીષ :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે خَمْسٌ بِخَمْسٍ એટલે કે પાંચ ગુનાહોની સજા પાંચ વસ્તુઓ છે. (૧) જે વ્યક્તિ વચનભંગ કરે છે અલ્લાહ તઆલા તેના ઉપર દુશ્મનને થોપી દે છે અને તે દુશ્મનને વર્ચસ્વ આપી દે છે, (૨) જે કોમ અલ્લાહ તઆલાના કાયદાઓને છોડીને બીજા કાયદાઓ પ્રમાણે ફેસલો કરે છે તેમનામાં ગરીબી અને બેહાલી સામાન્ય થઈ પડે છે, (૩) જે કોમમાં નિર્લજ્જતા અને વ્યભિચાર સામાન્ય થઈ જાય તેમના ઉપર અલ્લાહ તઆલા પ્લેગ (અને બીજી ચેપી બીમારીઓ) થોપી દે છે, (૪) જે લોકો માપતોલમાં કમી કરવા લાગે છે અલ્લાહ તઆલા તેમને દુષ્કાળમાં સપડાવી દે છે, (૫) જે લોકો ઝકાત અદા નથી કરતા અલ્લાહ તઆલા તેમનાથી વરસાદ રોકી દે છે.

*(કુર્તુબીના વર્ણન પ્રમાણે)*

તબરાનીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે

કરીમ ﷺએ ફરમાવ્યું કે જે કોમમાં માલે ગનીમતની ચોરી કરવાનું પ્રચલિત થઈ જાય અલ્લાહ તઆલા તેમના દિલોમાં દુશ્મનોનો રુઆબ અને ભય નાંખી દે છે અને જે કોમમાં રિબા એટલે કે વ્યાજખોરીનો રિવાજ થઈ જાય છે તેમનામાં મોતનું પ્રમાણ વધી જાય છે અને જે કોમ માપતોલમાં કમી કરે છે તો અલ્લાહ તઆલા તેમની રોજી કાપી નાંખે છે અને જે લોકો સત્ય વિરુદ્ધ ફેંસલા કરે છે તેમનામાં હત્યા અને ખૂનામરકી સામાન્ય થઈ જાય છે અને જે લોકો કરારમાં ગદ્દારી કરે છે અલ્લાહ તઆલા તેમના ઉપર દુશ્મન થોપી દે છે.

*(રવાહુ માલિક, મઝહરીમાંથી)*

**ગરીબી, ભૂખમરો, દુષ્કાળ અને રોજીની તંગીના વિવિધ સ્વરૂપો :**

હદીષમાં જે લોકોની રોજી તંગ કરી દેવાનું ફરમાન છે તેનું એ સ્વરૂપ પણ હોઈ શકે છે કે તેને રોજીથી બિલકુલ વંચિત કરી દેવામાં આવે અને આ સ્વરૂપ પણ રોજીની તંગીમાં સામેલ છે કે રોજી હોવા છતાં તે તેને ખાઈ ન શકે અથવા તેનો ઉપયોગ ન કરી શકે, જેમકે ઘણી બીમારીઓમાં એવું જોવા મળે છે અને આ યુગમાં તો આવું થવું ઘણું સામાન્ય છે. એ જ પ્રમાણે દુષ્કાળનું એ સ્વરૂપ પણ હોઈ શકે છે કે ચીજવસ્તુઓની આવશ્યકતાની પૂર્તી ન થઈ શકે અને એવું પણ બની શકે છે કે ચીજવસ્તુઓ ખૂબ મોટા પ્રમાણમાં હોવા છતાં તેની માંગ એટલી વધી જાય અથવા મોંઘવારી એટલી વધી જાય કે તેને ખરીદવું જ મુશ્કેલ થઈ જાય, જેમકે આજે મોંઘવારીના કારણે મોટા ભાગે જોવા મળી રહ્યું છે અને હદીષમાં ગરીબી થોપી દેવાનો ઈરશાદ છે તેનો અર્થ માત્ર એ નથી કે રૂપિયા પૈસા અને જરૂરતની ચીજવસ્તુઓ તેની પાસે ન રહે બલકે ગરીબીનો મૂળ અર્થ મોહતાજી અને જરૂરિયાત છે. દરેક વ્યક્તિ પોતાના કારોબાર અને જિંદગીની જરૂરતોમાં બીજા લોકોનો જેટલો મોહતાજ હોય એટલો જ તે ફકીર અને ગરીબ છે. આ યુગની પરિસ્થિતિ ઉપર વિચાર કરવામાં આવે તો માણસ પોતાની રહેણી કહેણી અને પોતાની મુસાફરી તથા આવાગમન અને પોતાની ઈચ્છાઓ પૂરી કરવામાં એવા એવા કાયદાઓમાં જકડાયેલો જોવા મળે છે કે તેને કોળિયો ગળે ઉતારવાની અને વાત કરવાની પણ પાબંદીઓ છે. પોતાનો માલ અને રૂપિયા પૈસા ઉપસ્થિત હોવા છતાં ખરીદી કરવામાં સ્વતંત્ર નથી કે જ્યાંથી ઈચ્છે કંઈ ખરીદી કરી લે.

મુસાફરીમાં એ સ્વતંત્ર નથી કે જ્યાં ઈચ્છે ચાલ્યો જાય, એવા એવા કાયદાઓમાં આજનો માનવી જકડાયેલો છે કે દરેક કામ કરવા માટે ઑફિસ અને કોર્ટ કચેરીથી લઈ પટાવાળાઓ સુધીની ખુશામત કર્યા વિના જિંદગી ગુઝારવી મુશ્કેલ છે. આ બધી મોહતાજી જ તો છે અને તેનું જ નામ ગરીબી અને ફકીરી છે. આ વિગતથી તે શંકા દૂર થઈ ગઈ જે હદીષના ફરમાન પ્રમાણે જાહેર પરિસ્થિતિના કારણે હોઈ શકે છે.

**સિજ્જીન અને ઇલ્લિય્યીન :**

كَلَّآ إِنَّ كِتَـٰبَ ٱلْفُجَّارِ لَفِى سِجِّينٍ માં سِجِّينٍ (સિજ્જીન) જેનો અર્થ "તંગ જગ્યામાં કેદ કરવા"નો પણ થાય છે. કામુસમાં છે કે સિજ્જીનનો અર્થ "કાયમી કેદ"નો છે અને હદીષોમાં તથા ઈશારાઓથી એ જાણ થાય છે કે સિજ્જીન ખાસ સ્થળનું નામ છે અને કાફિરો તથા દુષ્ટોની રૂહોનું આ જ સ્થળ છે અને આ જ સ્થળે તેમના આ'માલનામાઓ પણ રહે છે જેનો અર્થ એ પણ હોઈ શકે છે કે તેમના આ'માલનામાઓ આ સ્થળે સુરક્ષિત કરી દેવામાં આવે છે અને એવું પણ શક્ય છે કે આ સ્થળે કોઈ એવો મહાન ગ્રંથ ઉપસ્થિત છે જેમાં દુનિયાના બધા જ કાફિરો અને દુષ્ટોના અમલો લખવામાં આવતા હોય.

આ સ્થળ કોઈ એક જગ્યા છે જેના વિશે હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની એક લાંબી હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે સિજ્જીન સાતમી જમીનના નીચેના ભાગમાં છે અને ઈલ્લિય્યીન સાતમાં આસમાનમાં અર્શ નીચે છે. (બગવી, અહમદ અને મઝહરીની સનદથી) હદીષની અમુક રિવાયતોમાં એવું પણ છે કે સિજ્જીન કાફિરો અને દુષ્ટોની રૂહોનું રહેવાનું ઠેકાણું છે અને ઈલ્લિય્યીન મો'મિનો અને મુત્તકીઓનું રહેવાનું સ્થળ છે.

**જન્નત અને દોઝખનું સ્થળ :**

બયહકીએ નુબુવ્વતની દલીલોમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)થી રિવાયત કરી છે કે જન્નત આસમાનમાં છે અને જહન્નમ જમીનમાં. ઈબ્ને જરીરે પોતાની તફસીરમાં હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺથી સવાલ કરવામાં આવ્યો કે કુર્આને કરીમમાં આવ્યું છે કે કયામતના દિવસે જહન્નમને લાવવામાં આવશે. وَجِاْىٓءَ يَوْمَئِذٍۭ بِجَهَنَّمَ તેનો

અર્થ શું છે ? જહન્નમને ક્યાંથી લાવવામાં આવશે ? તો રસૂલે કરીમ ﷺએ કહ્યું કે જહન્નમને સાતમાં આસમાનેથી લાવવામાં આવશે અને રિવાયતથી જાણ થાય છે કે જહન્નમ સાતમી જમીનમાં છે, ત્યાંથી ભડકીને બધા જ સમંદરો અને નદીઓની આગમાં ભળી જશે અને બધાની સામે આવી જશે. જહન્નમને લાવવાનો આ અર્થ પણ હોઈ શકે છે. એ જ રીતે જે રિવાયતોમાં આવ્યું છે કે સિજ્જીન જહન્નમના એક સ્થળનું નામ છે તે પણ આનાથી સમજાય ગયું. વલ્લાહુ અઅ્લમુ.

*(મઝહરી)*

كِتٰبٌ مَّرْقُوْمٌ માં مرقوم (મરકૂમ)નો અર્થ આ સ્થળે مختوم (મખ્તૂમ) છે, એટલે કે સીલ મારવામાં આવેલ. ઈમામ બગવી અને ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે આ વાક્ય સિજ્જીનના સ્થળની તફસીર નથી બલકે એનાથી પહેલાં જે كِتٰبَ الْفُجَّارِ આવ્યું છે તેનું વર્ણન છે. અર્થ એ છે કે કાફિરો અને દુષ્ટોના આ'માલનામાઓ સીલ મારીને સુરક્ષિત કરી દેવામાં આવશે કે તેમાં કોઈ જ સુધારા વધારા કે ઘટાડાની શકયતા રહેશે નહીં અને તેમના સુરક્ષિત કરવાનું સ્થળ સિજ્જીન છે, અહીંયાં જ કાફિરોની રૂહો એકઠી કરવામાં આવશે.

كَلَّا بَلْ ۜ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ માં શબ્દ رَانَ (રાન) એ رَيْن (રયૂન)થી બને છે જેનો અર્થ "કાટ અને મેલ" છે. ભાવાર્થ એ છે કે તેમના દિલો ઉપર તેમના ગુનાહોના કારણે કાટ ચઢી ગયો છે અને જે રીતે કાટ લોઢાને ખાઈને માટી બનાવી દે છે તે જ રીતે તેમના ગુનાહોના કાટે તેમના દિલોની ક્ષમતા સમાપ્ત કરી દીધી જેનાથી ભલા અને બુરાનો તફાવત કરવાની શકિત ચાલી ગઈ. હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મો'મિન બંદો જ્યારે કોઈ ગુનોહ કરે છે તો તેના દિલ ઉપર એક કાળું ટપકું લાગી જાય છે, જો તેણે તવબહ કરી લીધી અને તેના ઉપર પસ્તાવો કરીને આગળ માટે પોતાના અમલ ઠીકઠાક કરી લીધા તો આ કાળું ટપકું ભૂંસાઈ જાય છે અને દિલ પોતાની અસલી હાલત ઉપર રોશન થઈ જાય છે અને જો તેણે તવબહ ન કરી બલકે પોતાના ગુનાહોમાં વધારો કરતો ચાલ્યો ગયો તો આ કાળાશ તેના આખા દિલ ઉપર છવાઈ જાય છે અને તેનું જ નામ રાન છે જે કુર્આન મજીદની આયત بَلْ رَانَ عَلٰى قُلُوْبِهِمْ માં ઉપસ્થિત છે.

*(રવાહુ બગવી, સહીહ નસાઈ, ઈબ્ને માજહ, ઈબ્ને હબ્બાન, હકિમ, મઝહરી)*

શબ્દ كَلَّا (કલ્લા) જે આયતની શરૂઆતમાં છે તેને શબ્દ رَدْعٌ કહે છે જેનો અર્થ દૂર કરવાનો અને રદિયો આપવાનો પણ થાય છે. પહેલી આયતોમાં કાફિરોના જૂઠાડવાનું વર્ણન હતું કે તેઓ કુર્આનની આયતોને વાર્તાઓ કહીને જૂઠાડે છે, આ આયતમાં શબ્દ كَلَّا થી તેનો રદિયો આપવામાં આવ્યો છે કે આ અજ્ઞાનીઓએ પોતાના ગુનાહોના અંબારમાં સંડોવાયેલા હોવા છતાં પોતાના દિલોની તે પ્રકાશ અને ક્ષમતા સમાપ્ત કરી દીધી છે જેનાથી સત્ય અને અસત્યને ઓળખવામાં આવે છે અને આ ક્ષમતા અલ્લાહ તઆલા દરેક માનવીના કુદરતી, પ્રાકૃતિક સ્વભાવમાં મૂકે છે. અર્થ એ છે કે તેમનું આ જૂઠાડવું કોઈ દલીલ અથવા બુદ્ધિ કે સમજદારીની બીનાએ નથી બલકે તેનું કારણ એ છે કે તેમના દિલો આંધળા થઈ ચૂક્યા છે અને તેમને ભલું બુરું નજરે પડતું જ નથી.

إِنَّهُمْ عَن رَّبِّهِمْ يَوْمَئِذٍ لَّمَحْجُوبُونَ એટલે કે કયામતના દિવસે આ કાફિરો અને દુષ્ટો પોતાના પરવરદિગારના દર્શનથી વંચિત થઈ જશે અને તેમને પાછા ધકેલી દેવામાં આવશે, આ તેમના તે અમલની સજા હશે કે તેમણે દુનિયામાં સત્યને ઓળખ્યું ન હતું તો હવે પોતાના પરવરદિગારના દર્શનના કાબેલ રહ્યા નથી. હઝરત ઈમામ માલિક અને શાફઈ (રહ.)એ કહ્યું કે મો'મિનો અને અવલિયા અલ્લાહને અલ્લાહ તઆલાના દર્શન નસીબ થશે નહિતર પછી કાફિરોને દૂર રાખવાનો કોઈ મતલબ જ ન હોત.



**ખુલાસો :**

અમુક મોટા ઉલમા કહે છે કે આ આયત એની દલીલ છે કે દરેક માણસ પોતાની પ્રકૃતિની રૂએ અલ્લાહ તઆલાની મહોબ્બત માટે મજબૂર હોય છે અને તેથી દુનિયાના સામાન્ય કાફિરો ભલે ગમે એટલા કુફ્ર અને શિર્કમાં સંડોવાયેલા હોય અને અલ્લાહ જલ્લ શા'નુહૂની જાત અને તેની સિફતો વિશે ખોટા અકીદાઓ રાખતા હોય પરંતુ એટલી વાત સૌમાં સરખી છે કે અલ્લાહ તઆલાની મોટાઈ, તેનું સન્માન અને મહોબ્બત સૌના દિલોમાં હોય છે અને પોતપોતાના અકીદાઓ અને માન્યતાઓ પ્રમાણે તેની જ શોધખોળ અને તેની જ રજામંદી માટે ઈબાદતો અને પૂજાપાઠ કરે છે, માર્ગ ખોટો હોય છે તેથી તેઓ સાચી ઈચ્છિત મંઝિલ ઉપર પહોંચી શકતા નથી પરંતુ તેમને તે સાચી મંઝિલની તલબ હોય છે. આ દલીલનું

કારણ એ છે કે જો કાફિરોમાં અલ્લાહ તઆલાના દર્શન કે ઝિયારતનો શોખ ન હોત તો તેમને એવું કહેવામાં ન આવત કે તેઓ ઝિયારતથી વંચિત રહેશે, કારણ કે જે વ્યક્તિ કોઈને જોવાનો કે તેના દર્શન કરવાનો તલબગાર જ નથી બલકે નફરત કરે છે તેના માટે તેને ન જોવું એ કોઈ સજા નથી કે તેને તેના દર્શનથી વંચિત કરવામાં આવે.

اِنَّ كِتٰبَ الْاَبْرَارِ لَفِیْ عِلِّیِّیْنَ માં શબ્દ عِلِّیِّیْنَ (ઇલ્લિય્યીન) અમુક લોકો સમીપ علو (ઉલૂ)નું બહુવચન છે અને તેનો ભાવાર્થ ઉચ્ચ દરજ્જો અથવા ઊંચી મહાનતા છે અને શબ્દ સિજ્જીન વિશે ઉપર આવી ચૂક્યું છે કે હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની રિવાયતથી સાબિત છે કે ઇલ્લિય્યીન સાતમાં આસમાન ઉપર અર્શ ઉપર એક સ્થળ છે જેમાં મો'મિનોની રૂહો અને તેમના અમલોની ખાતાવહીઓ રાખવામાં આવે છે અને આગળ જે كِتٰبٌ مَّرْقُوْمٌ આવ્યું છે તે પણ ઇલ્લિય્યીનની તફસીર નથી બલકે નેક લોકોના આ'માલનામાનું વર્ણન છે જેના વિશે ઉપરોક્ત اِنَّ كِتٰبَ الْاَبْرَارِ માં આવ્યું છે.

يَّشْهَدُهُ الْمُقَرَّبُوْنَ માં يَشْهَدُ (યશહદૂ) એ شُهُوْدٌ (શુહૂદ)થી બને છે જેનો અર્થ હાજર હોવાનો અને નજરે જોવાનો થાય છે. અમુક તફસીરકારોએ કહ્યું કે આયતનો ભાવાર્થ એ છે કે નેક અને મુત્તકી લોકોના આ'માલનામાઓને નિકટવર્તી મુકર્રબીન જોતા હશે અને આ નિકટવર્તી મુકર્રબીનથી ભાવાર્થ ફરિશ્તાઓ છે અને જોવાથી ભાવાર્થ તેમની દેખરેખ અને સુરક્ષા છે. અર્થ એ છે કે નેક અને મુત્તકી લોકોના આ'માલનામાઓ ફરિશ્તાઓની દેખરેખ હેઠળ હશે. (કુર્તુબી) અને "શુહૂદ"થી ભાવાર્થ "હાજર હોવાનો" અર્થ લેવામાં આવે તો યશહદૂની ઝમીર કિતાબના બદલે ઇલ્લિય્યીન તરફ ઢળેલી હશે જેનો અર્થ એ થશે કે મુકર્રબીન લોકોની રૂહો આ જ ઇલ્લિય્યીનના સ્થળે હાજર થશે. કારણ કે આ જ સ્થળ તેમની રૂહોને થોભવા માટે બનાવવામાં આવી છે જે રીતે સિજ્જીન કાફિરોની રૂહોનું થોભવાનું સ્થળ છે. તેની દલીલ તે હદીષ છે જે સહીહ મુસ્લિમમાં અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, શહીદોની રૂહો અલ્લાહ તઆલા નજીક લીલા રંગના પક્ષીઓના સ્વરૂપે હશે જે જન્નતના બગીચાઓ અને નહેરોની સેર કરતા હશે અને

તેમના રહેવાનું સ્થળ "કંદીલ" હશે જે અર્શની નીચે અધ્ધર છે. આથી જાણ થઈ કે શહીદોની રૂહો અર્શ હેઠળ રહેશે અને જન્નતની સેર કરી શકશે તથા સૂરએ યાસીનમાં હબીબ નજ્જારની જે ઘટના આવી છે قِيْلَ ادْخُلِ الْجَنَّةَ قَالَ يٰلَيْتَ قَوْمِيْ يَعْلَمُوْنَ بِمَا غَفَرَ لِيْ رَبِّيْ તેનાથી જાણ થઈ કે હબીબ નજ્જાર મોતની સાથે જ જન્નતમાં દાખલ થઈ ગયા અને અમુક હદીષની રિવાયતોથી પણ મો'મિનીનની રૂહોનું જન્નતમાં હોવું જાણ થાય છે. તે સૌનો ખુલાસો એક જ છે કે રૂહોનું થોભવાનું સ્થળ સાતમાં આસમાન ઉપર અર્શ હેઠળ છે અને આ જ સ્થળ જન્નતનું પણ છે. તે રૂહોને જન્નતની સેર કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે અને અહીંયાં જો કે આ પરિસ્થિતિ مُقَرَّبِيْنَ (મુકર્રબીન)ની તેમની ઉચ્ચ વિશિષ્ટતાઓ અને ફઝીલતોના કારણે વર્ણન કરવામાં આવી છે પરંતુ વાસ્તવમાં આ થોભવાનું સ્થળ બધા જ મો'મિનોની રૂહોનું પણ છે જેમકે કા'બ બિન માલિક (રદિ.)ની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

اِنَّمَا نَسَمَةُ الْمُؤْمِنِ طَائِرٌ يُعَلَّقُ فِيْ شَجَرِ الْجَنَّةِ حَتّٰى تَرْجِعَ اِلٰى جَسَدِهٖ يَوْمَ الْقِيٰمَةِ

(رَوَاهُ مَالِكٌ وَالنَّسَائِيْ بِسَنَدٍ صَحِيْحٍ)

*"મો'મિનની રૂહો એક પક્ષી સ્વરૂપે જન્નતના વૃક્ષો ઉપર ઉડતી રહેશે એટલે સુધી કે કયામતના દિવસે પોતાના શરીરમાં ફરી પાછી આવશે."*

અને આ જ વિષયની એક હદીષ ઉમ્મે હાની (રદિ.)ની રિવાયતથી મુસ્નદે અહમદ અને તબરાનીમાં આવી છે.

*(મઝહરી)*

**રૂહોને થોભવાનું સ્થળ એટલે કે મોત પછી માનવીની રૂહોનું સ્થાન ક્યાં છે ? :**

આ બાબતમાં હદીષની રિવાયતમાં દેખીતો વિરોધાભાસ છે. સિજ્જીન અને ઇલ્લિય્યીનની તફસીરમાં જે રિવાયતો ઉપર વર્ણન કરવામાં આવી તેનાથી જાણ થાય છે કે કાફિરો અને દુષ્ટોની રૂહો સિજ્જીનમાં રહે છે જે સાતમી જમીનમાં છે અને મો'મિનોની રૂહો ઇલ્લિય્યીનમાં રહે છે જે સાતમાં આસમાન ઉપર અર્શ હેઠળ છે અને પ્રસ્તુત રિવાયતોમાં અમુકથી એ પણ જાણ થાય છે કે

કાફિરોની રૂહો જહન્નમમાં અને મો'મિનોની રૂહો જન્નતમાં રહેશે અને હદીષની અમુક રિવાયતોથી એ જાણ થાય છે કે મો'મિનો અને કાફિરો બંનેની રૂહો તેમની કબરોમાં રહે છે જેમકે હઝરત બરાઅ્ બિન આઝીબ (રદિ.)ની લાંબી હદીષમાં છે કે જ્યારે મો'મિનોની રૂહને ફરિશ્તા આસમાનમાં લઈ જાય છે તો અલ્લાહ તઆલા કહે છે કે મારા આ બંદાનું આ'માલનામું ઈલ્લિય્યીમાં લખી આપો અને તેને જમીન તરફ પાછો મોકલી આપો કારણ કે તેને મેં જમીનથી જ પેદા કર્યો છે અને મૃત્યુ પછી તેમાં જ પાછા ભેળવી દઈશ અને પછી આ જ જમીનથી તેમને ફરીવાર જીવીત કરીને કાઢીશ. આ હુકમ ઉપર ફરિશ્તા તેની રૂહને કબ્રમાં પાછી મોકલી દે છે, એ જ રીતે કાફિરની રૂહ માટે આસમાનના દરવાજા ખોલવામાં આવશે નહીં અને એ જ હુકમ થશે કે તેને તેની કબ્રમાં પાછો મોકલી દો. ઈમામ ઈબ્ને અબ્દુલબર્રએ તેને જ અગ્રિમતા આપી છે કે સૌની રૂહો મોત પછી કબરમાં જ રહે છે, તેમાં પ્રથમ અને બીજી રિવાયતોમાં જે આ વિરોધાભાસ જોવા મળે છે કે રૂહોમાંથી અમુક મો'મિનોની રૂહોનું ઈલ્લિય્યીનમાં રહેતી હોવાનું જાણ થાય છે અને અમુક જન્નતમાં રહેતી હોવાનું; જો વિચાર કરવામાં આવે તો આ કોઈ વિરોધાભાસ કે મતભેદ નથી. કારણ કે ઈલ્લિય્યીનનું સ્થળ પણ સાતમાં આસમાન ઉપર અર્શ હેઠળ છે અને જન્નતનું પણ એ જ સ્થળ હોવાનું કુર્આનના ખુલાસાથી સાબિત છે, عِنْدَ سِدْرَةِ الْمُنْتَهٰى عِنْدَهَا جَنَّةُ الْمَأْوٰى તેમાં ખુલાસો છે કે જન્નત "સિદ્રતુલ મુન્તહા" પાસે છે અને તેનું સાતમાં આસમાનમાં હોવું હદીષથી સાબિત છે તેથી રૂહોનું સ્થળ જ્યારે ઈલ્લિય્યીન થયું તો તે જન્નતની જોડાજોડ છે અને તે રૂહોને જન્નતના બગીચાઓની સેર નસીબ થાય છે તેથી તેમનું સ્થાન જન્નત હોવાનું પણ કહી શકાય છે. એ જ પ્રમાણે કાફિરોની રૂહો સિજ્જીનમાં છે અને તે સાતમી જમીનમાં છે તથા હદીષથી એ પણ સાબિત છે કે જહન્નમ પણ સાતમી જમીનમાં છે અને તે સિજ્જીનવાળાઓને જહન્નમની આંચ અને ત્રાસ પહોંચતો રહેશે તેથી તેમનું સ્થાન જહન્નમમાં હોવાનું કહી દેવું પણ સાચું છે. અલબત્ત ઉપરોક્ત જે રિવાયતમાં રૂહોનું કબરોમાં રહેવું જાણ થાય છે દેખીતી રીતે પાછલી બંને રિવાયતોથી ઘણું અલગ છે. તેનો સુમેળ હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં આ વર્ણન દ્વારા સાધ્યો છે કે એ વાત અસંભવ નથી કે રૂહોનું અસલ ઠેકાણું ઈલ્લિય્યીન અને સિજ્જીન જ હોય

પરંતુ તેમની રૂહોનો એક ખાસ સંપર્ક અને સંબંધ કબરો સાથે પણ કાયમ હોય. આ સંપર્કની વાસ્તવિકતા તો અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણી શકતું પરંતુ જે રીતે સૂર્ય, ચંદ્ર આસમાનમાં છે અને તેના કિરણો પૃથ્વી ઉપર પડીને તેને પ્રકાશિત પણ કરે છે અને ગરમ પણ રાખે છે. એ જ પ્રમાણે ઇલ્લિય્યીન અને સિજ્જીનની રૂહોનો સંપર્ક અદષ્ય રીતે કબરો સાથે પણ હોઈ શકે છે અને આ તે બધા જ નિવેદનોનો સુમેળ સાધવા માટે હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ સૂરએ નાઝીઆતની તફસીરમાં જે હમણા ગુઝરી ચૂકી છે લખ્યું છે. તેનો ખુલાસો છે કે રૂહના બે પ્રકારો છે, એક "જિસ્મે લતીફ" છે જે માનવીના શરીરમાં પ્રવેશ કરે છે અને તે ભૌતિક શરીર છે પરંતુ લતીફ અદષ્ય રહે છે અને તેને જ માનવીનું મન અથવા નફ્સ કહેવામાં આવે છે. બીજી રૂહ "જૌહરે મુજર્રદ" છે એટલે કે તે દેખાતું નથી અને ભૌતિક પણ નથી અને તે આ માનવીની રૂહ સાથે અથવા મન સાથે સંપર્કમાં રહે છે અને તે જ તેની જિંદગી છે તેથી તેને રૂહુર્રૂહ કહી શકાય છે. માણસના શરીરથી સંબંધ તો આ બંને પ્રકારની રૂહોનો છે પરંતુ પ્રથમ પ્રકારની રૂહ માણસના શરીરની અંદર રહે છે જેના નીકળી જવાનું નામ મોત છે. બીજી રૂહને આ પહેલી રૂહ સાથે નજીકનો સંબંધ તો છે પરંતુ આ સંબંધની વાસ્તવિકતા માત્ર અલ્લાહ તઆલાને જ ખબર છે, તેના સિવાય કોઈ જાણતું નથી. મૃત્યુ પછી પ્રથમ રૂહ તો આસમાનમાં લઈ જવામાં આવે છે પછી કબરમાં પાછી મોકલી દેવામાં આવે છે, તેનું રહેવાનું ઠેકાણું કબ્ર જ છે. તેના જ ઉપર અઝાબ અને સવાબ થાય છે અને રૂહે મુજર્રદ ઇલ્લિય્યીન અને સિજ્જીનમાં રહે છે. આ જ રીતે રૂહોને થોભવાના સ્થળો જન્નત અથવા ઇલ્લિય્યીનમાં અથવા તો તેનાથી વિપરીત જહન્નમ અથવા સિજ્જીનમાં હોવું રૂહે મુજર્રદના આધારે છે અને તેમનું કબ્રમાં થોભવું રૂહના પ્રથમ પ્રકાર એટલે કે નફ્સના આધારે છે જે જિસ્મે લતીફ છે અને મૃત્યુ પછી કબરમાં રહે છે. વલ્લાહુ અઅ્લમુ.

وَفِىْ ذٰلِكَ فَلْيَتَنَافَسِ الْمُتَنٰفِسُوْنَ માં શબ્દ تَنَافُس નો અર્થ છે અમુક વ્યક્તિઓનું કોઈ ખાસ પ્રિય અને ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવા માટે દોડવું જેથી બીજાઓથી પહેલાં તે તેને પ્રાપ્ત કરી લે. અહીંયાં જન્નતની નેઅ્મતોનું વર્ણન કર્યા પછી અલ્લાહ તઆલાએ ગાફેલ પ્રકૃતિના માનવીનું એ તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું છે કે આજે તમે લોકો જે વસ્તુઓને પ્રિય અને ઇચ્છિત સમજી તેને પ્રાપ્ત કરવામાં

આગળ વધવાના પ્રયત્નોમાં લાગ્યા છો તે અધૂરી અને ફના થનાર નેઅ્મતો એ પાત્ર નથી કે તેમને જિંદગીનો હેતુ સમજી તેના માટે એકબીજાથી આગળ નીકળવાની હરિફાઈ અને દોડ લગાવો બલકે તેમાં તો જો કરકસર અને ચલાવી લેવાની વૃત્તિથી કામ લઈ એવું સમજી લો કે આ અમુક દિવસની રાહતનો સામાન હાથથી જો નીકળી જશે તો કોઈ મોટા દુઃખની કે આઘાતની વાત નથી, એવું નુકસાન નથી કે જેની ભરપાઈ જ ન થઈ શકે અલબત્ત પ્રિય અને હરિફાઈ કરવા માટે દોડવાની વસ્તુ તો આ જન્નતની નેઅ્મતો છે જે દરેક રીતે સંપૂર્ણ પણ છે અને કાયમી પણ છે. મર્હૂમ અકબર ઈલાહાબાદીએ ઘણું સારું કહ્યું છે,

*યે કહાં કા ફસાના હે સુદો ઝિયાં; જો ગયા સો ગયા, જો મિલા સો મિલા.*

*કહો ઝહન સે ફુરસતે ઉમ્ર હે કમ; જો દિલા તો ખુદા હી કી યાદ દિલા.*

إِنَّ الَّذِينَ أَجْرَمُوا كَانُوا مِنَ الَّذِينَ آمَنُوا يَضْحَكُونَ આ આયતોમાં અલ્લાહ તઆલાએ સત્યવાદીઓની સાથે જૂઠા લોકોની કાર્યપદ્ધતિનો સંપૂર્ણ નકશો ખેંચ્યો છે કે-કાફિરો અને જૂઠા લોકો મો'મિનીન અને સત્યવાદીઓ ઉપર કટાક્ષ કરી, ઠટ્ઠો મશ્કરી કરી હસે છે અને દિલ્લગી કરે છે અને જ્યારે સત્યવાદીઓ તેમની સામે આવે છે તો આ લોકો પરસ્પર એકબીજાને આંખના ઈશારા કરે છે જેનાથી તેમનો હેતુ ઠટ્ઠો મશ્કરી કરવાનો અને ત્રાસ પહોંચાડવાનો હોય છે પછી જ્યારે આ કાફિર જૂઠાઓ પોતપોતાના ઠેકાણે પાછા આવે છે તો મો'મિનોની સાથે જે ઠટ્ઠો મશ્કરી અને કટાક્ષ કર્યા છે તેની પરસ્પર ચર્ચા કરી આનંદ લે છે કે અમે તે લોકોને ખૂબ અપમાનિત કર્યા અને જ્યારે આ કાફિરો મો'મિનોને જુએ છે તો દેખીતી રીતે હમદર્દીની ભાષામાં; પરંતુ વાસ્તવમાં ઠટ્ઠો મશ્કરી કરવા માટે એવું કહે છે કે આ બીચારા ઘણા ભોળી તબિયતના બેવકૂફ લોકો છે કે તેમને મુહમ્મદ (ﷺ)એ માર્ગ ભટકાવી દીધા છે.

વર્તમાન પરિસ્થિતિની સમીક્ષા કરવામાં આવે તો અત્યારે જે અમુક લોકો નવા શિક્ષણની નહૂસતથી દીન અને આખિરતથી નચિંત થઈ ચૂક્યા હોય છે, અલ્લાહ તઆલા અને રસૂલ ઉપર તેમનું ઈમાન ફક્ત નામનું રહી જાય છે, તેઓ ઉલમા અને નેક લોકો સાથે બિલકુલ ઉપરોક્ત પ્રકારનો જ વ્યવહાર કરે છે. અલ્લાહ તઆલા મુસલમાનોને આ ભયાનક અઝાબથી છુટકારો આપે અને નેક

મો'મિનો માટે આ આયતમાં દિલાસાનો ઘણો મોટો સામાન છે કે તેઓ તેમના ઠઠ્ઠા મશ્કરીની પરવા ન કરે. કોઈએ ઘણું સારું કહ્યું છે,

*હંસે જાને સે જબતક હમ ડરેંગે*

*ઝમાના હમપે હંસતા હી રહેગા.*

تَمَّتْ سُوْرَةُ التَّطْفِيْفِ وَالْحَمْدُ لِلّٰهِ لَيْلَةَ يَوْمَ الْاِثْنَيْنِ ۲ ۱ شَعْبَانْ ۱۳۹۱ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તત્ફીફ પૂર્ણ થઈ.



તારીખ : ૨૪ જાન્યુઆરી ૨૦૧૫ મુતાબિક ૩ રબિઉલ આખિર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૪)

# સૂરએ ઇન્શિકાક

સૂરએ ઇન્શિકાક મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૫ આયતો છે.

**આયતો : (સૂરએ ઇન્શિકાક : આયત નં. ૧ થી ૨૫)**

آياتها ٢٥ ۞ (٨٤) سُورَةُ الْإِنْشِقَاقِ مَكِّيَّةٌ (٨٣) ۞ ركوعها ١

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ

إِذَا السَّمَاءُ انْشَقَّتْ ﴿١﴾ وَأَذِنَتْ لِرَبِّهَا وَحُقَّتْ ﴿٢﴾ وَإِذَا الْأَرْضُ مُدَّتْ ﴿٣﴾ وَ
أَلْقَتْ مَا فِيهَا وَتَخَلَّتْ ﴿٤﴾ وَأَذِنَتْ لِرَبِّهَا وَحُقَّتْ ﴿٥﴾ يَا أَيُّهَا الْإِنْسَانُ إِنَّكَ كَادِحٌ
إِلَىٰ رَبِّكَ كَدْحًا فَمُلَاقِيهِ ﴿٦﴾ فَأَمَّا مَنْ أُوتِيَ كِتَابَهُ بِيَمِينِهِ ﴿٧﴾ فَسَوْفَ يُحَاسَبُ
حِسَابًا يَسِيرًا ﴿٨﴾ وَيَنْقَلِبُ إِلَىٰ أَهْلِهِ مَسْرُورًا ﴿٩﴾ وَأَمَّا مَنْ أُوتِيَ كِتَابَهُ وَرَاءَ
ظَهْرِهِ ﴿١٠﴾ فَسَوْفَ يَدْعُو ثُبُورًا ﴿١١﴾ وَيَصْلَىٰ سَعِيرًا ﴿١٢﴾ إِنَّهُ كَانَ فِي أَهْلِهِ مَسْرُورًا ﴿١٣﴾
إِنَّهُ ظَنَّ أَنْ لَنْ يَحُورَ ﴿١٤﴾ بَلَىٰ إِنَّ رَبَّهُ كَانَ بِهِ بَصِيرًا ﴿١٥﴾ فَلَا أُقْسِمُ بِالشَّفَقِ ﴿١٦﴾
وَاللَّيْلِ وَمَا وَسَقَ ﴿١٧﴾ وَالْقَمَرِ إِذَا اتَّسَقَ ﴿١٨﴾ لَتَرْكَبُنَّ طَبَقًا عَنْ طَبَقٍ ﴿١٩﴾
فَمَا لَهُمْ لَا يُؤْمِنُونَ ﴿٢٠﴾ وَإِذَا قُرِئَ عَلَيْهِمُ الْقُرْآنُ لَا يَسْجُدُونَ ﴿٢١﴾ بَلِ الَّذِينَ
كَفَرُوا يُكَذِّبُونَ ﴿٢٢﴾ وَاللَّهُ أَعْلَمُ بِمَا يُوعُونَ ﴿٢٣﴾ فَبَشِّرْهُمْ بِعَذَابٍ أَلِيمٍ ﴿٢٤﴾
إِلَّا الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَهُمْ أَجْرٌ غَيْرُ مَمْنُونٍ ﴿٢٥﴾



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જ્યારે આકાશ ફાટી જશે (૧) અને પોતાના માલિકનો હુકમ સાંભળી લેશે*

*અને તે (આકાશ) એ જ લાયક છે (૨) અને જ્યારે ધરતીને ખેંચી-તાણી પહોળી કરવામાં આવશે (૩) અને તે (જમીન) પોતાના અંદરની વસ્તુઓને કાઢી નાખશે અને તદ્દન ખાલી થઈ જશે (૪) અને પોતાના માલિકનો હુકમ સાંભળી લેશે અને તે (જમીન) એ જ લાયક છે. (૫) હે મનુષ્ય ! તું પોતાના પરવરદિગાર પાસે પહોંચવા સુધીમાં (મરતાં સુધી) કામમાં ખૂબ કોશિશ કરી રહ્યો છે, ફરી (કિયામતમાં) તે (કૃત્યના બદલા)થી જઈ મળશે. (૬) તો (તે દિવસે) જેને જેનું આ'માલનામું જમણા હાથમાં મળશે (૭) તો તેનાથી સહેલાઈ સાથે હિસાબ લેવામાં આવશે (૮) અને તે (એથી પરવારી) પોતાના સંબંધીઓ તરફ ખુશી ખુશી પાછો ફરશે (૯) અને જેને તેનું આ'માલનામું પીઠની પાછળથી (ડાબા હાથમાં) મળશે (૧૦) ત્યારે તે મૌતને પુકારશે (૧૧) અને આગમાં પડશે. (૧૨) ખરેખર, (દુનિયામાં) તે પોતાના કુટુંબમાં નચિંત રહેતો હતો. (૧૩) તે ધારી બેઠો હતો કે તે (ખુદાની તરફ) હરગિઝ પાછો નહિ જાય. (૧૪) નહિ કેમ, તેનો પરવર- દિગાર તેને સારી રીતે જોતો હતો. (૧૫) માટે હું સોગંદ ખાઉં છું સૂર્યાસ્તની લાલીના (૧૬) અને રાતના તથા જે વસ્તુઓ તેમાં એકઠી થાય છે તેના (૧૭) અને (સોગંદ છે) ચંદ્રના જ્યારે તે પરિપૂર્ણ થઈ જાય. (૧૮) (વાત એ છે) કે અવશ્ય તમારે એક પગથિયાઓથી બીજે પગથિયે ચડવાનું છે (૧૯) છતાં તેઓને શું થઈ ગયું છે કે ઈમાન લાવતા નથી ? (૨૦) અને જ્યારે તેઓની આગળ કુર્આન પઢવામાં આવે છે ત્યારે સિજદો કરતા નથી ! (૨૧) બલકે એ કાફિરો (ઊલટા) જૂઠાડે છે (૨૨) અને અલ્લાહ તે (કુફ્ર, ઈર્ષા, વગેરે)ને ખૂબ જાણે છે જે કંઈ તેઓ દિલમાં ભરી રાખે છે. (૨૩) માટે (હે રસૂલ સલ. !) આપ તેઓને દુ:ખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દો ! (૨૪) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામો કર્યા તેમને માટે આખિરતમાં અખૂટ સવાબ છે. (૨૫)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરતમાં કયામતના અહેવાલ અને હિસાબ કિતાબ તથા નેક અને ખરાબ અમલોના બદલા અને સજાનું, પછી ગાફેલ માનવીને પોતે તેની જાત ઉપર

અને આજુબાજુની પરિસ્થિતિઓમાં વિચાર કરવાનું અને તેનાથી અલ્લાહ તઆલા ઉપરના ઈમાન અને કુર્આન સુધી પહોંચવાનું માર્ગદર્શન છે. તેમાં પ્રથમ આસમાનના ફાટવાનું વર્ણન છે, પછી જમીનનું કે જે કંઈ તેના પેટમાં છે ભલે તે ખજાનાઓ હોય જે દફન થયેલા હોય કે પછી માનવીના મૃત શરીરના ભાગો; તે બધું જ કંઈ બહાર ઓકી નાંખશે અને મહશર માટે એક નવી જમીન તૈયાર થશે જેમાં ન તો કોઈ ખાડો કે પહાડ હશે, ન જ કોઈ બાંધકામ કે વૃક્ષ; એક ચોખ્ખું સપાટ મેદાન હશે, તેને ખેંચીને વધારી દેવામાં આવશે જેથી બધા જ આગલા અને પાછલા તેના ઉપર એકઠા થઈ શકે. આ વર્ણન બીજી સૂરતોમાં વિવિધ વિષયો હેઠળ આવ્યું છે. અત્રે એક નવો વધારો એ છે કે આસમાન અને જમીન બંને ઉપર જે અલ્લાહ તઆલા તરફથી અધિકાર છે તે રૂએ કયામતના દિવસે એક નવી વસ્તુ જાહેર કરશે, તેના વિશે ફરમાવ્યું وَأَذِنَتْ لِرَبِّهَا وَحُقَّتْ આમાં أَذِنَتْ નો અર્થ "સાંભળી લીધું" થાય છે અને સાંભળવાનો ભાવાર્થ સાંભળીને આજ્ઞાપાલન કરવાનો થાય છે અને حُقَّتْ નો અર્થ એ છે કે એ વાજિબ હક હતો કે તેઓ અલ્લાહ તઆલાના આ હુકમનું પાલન કરે.



**અલ્લાહ તઆલાના હુકમના બે પ્રકારો :**

અત્રે આસમાન અને જમીનના આજ્ઞાપાલન અને તેમના હુકમ ઉપર અમલ કરવાના બે અર્થ હોઈ શકે છે, કારણ કે અલ્લાહ તઆલાના હુકમો બે રીતે હોય છે. એક શરઈ હુકમો હોય છે જેમાં એક કાયદો બતાવવામાં આવે છે અને તે કાયદા વિરુદ્ધ કરવાની સજા બતાવી દેવામાં આવે છે પરંતુ એવું કરનારને તેના વિશે કોઈ મજબૂર કરવામાં આવતો નથી બલકે તેને એક પ્રકારનો અધિકાર આપવામાં આવે છે અને તે પોતાના અધિકારથી કાયદાની પાબંદી કરે છે અથવા તો તેનો ભંગ કરે છે અને આવા હુકમો સામાન્ય રીતે એવી મખ્લૂકો ઉપર લાગુ પડે છે જે બુદ્ધિ ધરાવનાર હોય છે, જેમકે માનવી અને જિન્નાત. અહીંયાંથી મો'મિન અને કાફિર તથા ફરમાંબરદાર અને નાફરમાનના બે પ્રકારો પેદા થાય છે. બીજા પ્રકારના હુકમો તકવીની અને તકદીરી હુકમો છે, તે લાગુ પાડી જ દેવામાં આવે છે અને તેમાં કોઈની મજાલ નથી કે તેના વિરુદ્ધ કરી શકે અને આ હુકમો ઉપર અમલ થઈને જ રહે છે, તેમાં માનવી અને જિન્નાતો પણ સામેલ છે.

તક્વીની હુકમો તેમના માટે જે કંઈ નક્કી કરી દેવામાં આવ્યું છે તે ભલે મો'મિન હોય કે કાફિર, મુત્તકી હોય કે દુષ્ટ બધા જ તે તકદીરી કાયદા ઉપર ચાલવા માટે મજબૂર છે.

*ઝર્રા ઝર્રા દહ્ર કા વાબસ્તએ તકદીર હે*
*જિન્દગી કે ખ્વાબ કી "જામી" યહી તા'બીર હે.*

આ સ્થળે બની શકે છે કે આસમાન અને જમીનને અલ્લાહ તઆલા ખાસ સમજ અને બુદ્ધિ આપે જે રીતે માનવી અને જિન્નાતોમાં હોય છે અને જ્યારે તેમને કોઈ હુકમ અલ્લાહ તઆલા તરફથી મળે ત્યારે તેઓ પોતાના અધિકારથી પોતે તેના ઉપર અમલ કરે અને એવું પણ બની શકે છે કે આ હુકમથી ભાવાર્થ તક્વીની હુકમ લેવામાં આવે જેમાં કોઈના ઇરાદા કે અધિકારની કોઈ જ દખલગીરી હોતી નથી. أَذِنَتْ لِرَبِّهَا وَحُقَّتْ ના શબ્દો પ્રથમ અર્થ માટે વધારે નિકટ છે અને બીજો અર્થ પણ રૂપક સ્વરૂપે હોઈ શકે છે.

وَإِذَا الْأَرْضُ مُدَّتْ માં શબ્દ مَدّ નો અર્થ "ખેંચવું અને લાંબુ કરવાનો" થાય છે. હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે જમીનને એ રીતે ખેંચીને મોટી કરી દેવામાં આવશે જેમકે ચામડાં (અથવા રબર)ને ખેંચીને મોટું કરી દેવામાં આવે છે પરંતુ તે છતાં મેદાને હશ્ર જે આ જમીન ઉપર હશે તેમાં દુનિયાની શરૂઆતથી લઈ કયામત સુધીના બધા જ માણસો એકઠા હશે તો પરિસ્થિતિ એવી હશે કે એક વ્યક્તિના ભાગ માત્ર એટલી જમીન હશે કે જેના ઉપર તેના પગ છે.

*(રવાહુ હાકિમ, મઝહરી)*

وَأَلْقَتْ مَا فِيهَا وَتَخَلَّتْ એટલે કે જમીન દરેક વસ્તુને પોતાના પેટમાંથી ઓકી નાંખશે અને બિલકુલ ખાલી થઈ જશે. જમીનના પેટમાં ખજાનાઓ અને દફન થયેલાઓ અને ખનીજો પણ છે અને દુનિયાની શરૂઆતથી મૃત્યુ પામનાર માણસોના શરીરના અવશેષો પણ છે. જમીન એક ધરતીકંપની સાથે આ બધી વસ્તુઓને પોતાના પેટમાંથી બહાર ઓકી નાંખશે.

يَا أَيُّهَا الْإِنْسَانُ إِنَّكَ كَادِحٌ માં શબ્દ كَدْحٌ નો અર્થ કોઈ કામમાં સંપૂર્ણ મહેનત, સંઘર્ષ અને પોતાની બધી જ શક્તિઓ અને ક્ષમતાઓ ખર્ચી નાંખવાનો

થાય છે અને إِلَىٰ رَبِّكَ થી ભાવાર્થ إِلَىٰ لِقَاءِ رَبِّكَ છે. એટલે કે માનવીના દરેક પ્રયત્ન અને સંઘર્ષનો અંત તેના પરવરદિગાર તરફથી થવાનો છે.

**અલ્લાહ તઆલાના શરણે જવું :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ માનવજાતને સંબોધીને તેને વિચાર અને ચિંતન કરવા માટે એક એવો માર્ગ બતાવ્યો છે કે તેમાં થોડી પણ બુદ્ધિ અને સમજદારી હોય તો તે પોતાના પ્રયત્નોનો માર્ગ સાચી દિશા તરફ ફેરવી શકે છે જે તેની દુનિયા અને દીનમાં સલામતી તથા છુટકારાની જામિનગીરી આપે છે. પ્રથમ વાત તો એ કહી કે માનવી નેક હોય અથવા ખરાબ, મો'મિન હોય કે કાફિર પોતાની પ્રકૃતિથી એ વસ્તુની ટેવ ધરાવે છે કે કોઈપણ પ્રકારનું હલન ચલન અને પ્રવૃત્તિ કરે અને કોઈને કોઈ વસ્તુને પોતાનો હેતુ બનાવી તેને પ્રાપ્ત કરવા માટે મહેનત અને સંઘર્ષ કરે અને તેના માટે તકલીફો વેઠે. જે રીતે એક નેક અને ડાહ્યો માણસ પોતાની રોજી રોટી અને જિંદગીની જરૂરિયાતો પ્રાપ્ત કરવામાં સ્વાભાવિક અને જાઇઝ પદ્ધતિઓ અપનાવે છે અને તેમાં પોતાની મહેનત અને શક્તિઓ ખર્ચ કરે છે અને દુષ્ટ માણસ પણ પોતાના હેતુઓ મહેનત વિના કે સંઘર્ષ વિના પ્રાપ્ત નથી કરી શકતો. ચોર, ડાકુ, બદમાશ, ધોકેબાજ, છેતરપિંડી કરનારા, લૂંટફાટ કરનારાઓને જુઓ કેવી કેવી માનસિક અને શારીરિક મહેનતો કરે છે અને તકલીફો વેઠે છે ત્યારે તેમને તેમનો હેતુ પ્રાપ્ત થાય છે. બીજી વાત એ બતાવવામાં આવી કે બુદ્ધિશાળી માનવી વિચાર કરે તો તેની બધી જ પ્રવૃત્તિઓ બલકે શાંત બેસવું પણ એક મુસાફરીની મંઝિલો છે જેને તે અજાણે પસાર કરી રહ્યો છે જેનો અંત અલ્લાહ તઆલા સામે હાજરી એટલે કે મોત છે. إِلَىٰ رَبِّكَ માં તેનું જ વર્ણન છે અને આ અંત એવી વાસ્તવિકતા છે કે જેનાથી કોઈને ઇન્કાર નથી હોઈ શકતો કે માનવીના દરેક પ્રયત્નો, સંઘર્ષ અને મહેનતોનું મોત ઉપર સમાપ્ત થઈ જવું નિશ્ચિત છે. ત્રીજી વાત એ બતાવી કે મોત પછી પોતાના પરવરદિગારની સામે હાજરીના સમયે તેની બધી જ પ્રવૃત્તિઓ અને અમલો તથા દરેક સંઘર્ષ અને મહેનતોનો હિસાબ થવો તાર્કિક દૃષ્ટિએ અને ન્યાયની દૃષ્ટિએ પણ જરૂરી છે જેથી નેક અને બુરાનું પરિણામ અલગ અલગ જાણી શકાય, નહિતર દુનિયામાં તો તેનો ફરક કોઈ દેખાતો નથી. એક નેક માણસ એક મહિનો

એટલા માટે આ બંને સમૂહોનું પરિણામ તેમના યોગ્ય થયું જે દુનિયામાં પોતાના ઘરવાળાઓ અને બાળબચ્ચાં સાથે આખિરતથી બેફિકર થઈને અય્યાશીઓ અને આનંદ પ્રમોદ તથા ખુશીઓ મનાવવામાં સમય પસાર કરતો હતો. આજે તેના હિસ્સે જહન્નમનો અઝાબ આવશે અને જે લોકો દુનિયામાં આખિરતના હિસાબ અને અઝાબથી ડરતા રહેતા હતા તેમને ત્યાં ખુશીઓ અને આનંદ પ્રાપ્ત થશે અને હવે તેઓ પોતાના ઘરવાળાઓમાં કાયમી ખુશી અને આનંદ સાથે રહેશે. આથી જાણ થઈ કે દુનિયાની રાહતોમાં ખુશી અને આનંદમાં મસ્ત થઈ જવું મો'મિનનું કામ નથી, તે તો કોઈપણ સમયે કોઈપણ હાલતમાં આખિરતના હિસાબથી નચિંત થતા નથી.

فَلَآ اُقْسِمُ بِالشَّفَقِ આ આયતમાં અલ્લાહ તઆલાએ ચાર વસ્તુઓની કસમ સાથે માણસને તે વસ્તુઓ તરફ ધ્યાન અપાવ્યું છે જેનું અમુક વર્ણન આગળ اِنَّكَ كَادِحٌ اِلٰى رَبِّكَ માં આવી ચૂક્યું છે. આ ચારેય વસ્તુઓ જેની કસમ ખાવામાં આવી છે જો વિચાર કરો તો તે એ વિષયની ગવાહ છે જે કસમના જવાબમાં આવનાર છે. એટલે કે માનવીને કોઈ એક પરિસ્થિતિ ઉપર કાયમી રહેવાનું નથી, તેની પરિસ્થિતિઓ અને દરજ્જાઓ દરેક સમયે બદલાતા રહે છે. પ્રથમ વસ્તુ شَفَق (શફક) છે, એટલે કે તે લાલાશ જે સૂર્ય આથમ્યા પછી પશ્ચિમ દિશાએ ક્ષિતિજ ઉપર નજરે પડે છે, આ રાતની શરૂઆત છે જે માણસની પરિસ્થિતિમાં એક ઘણા મોટા ફેરબદલ અને પરિવર્તનની પ્રસ્તાવના છે કે પ્રકાશ જઈ રહ્યો છે અને અંધકારનું પૂર આવી રહ્યું છે, ત્યાર પછી પોતે રાતની કસમ છે જે આ પરિવર્તનની પૂર્ણતા કરે છે, ત્યાર પછી તે તમામ વસ્તુઓની કસમ છે જેને રાતનો અંધકાર પોતાના અંદર એકઠી કરી લે છે. وَسَق (વસક)નો મૂળ અર્થ એકઠા કરી લેવાનો છે, તેનો સામાન્ય અર્થ ભાવાર્થ તરીકે લેવામાં આવે તો તેમાં સમગ્ર દુનિયાની બધી જ મખ્લૂક અને સૃષ્ટિ સામેલ છે. તે રાતના અંધકારમાં છુપાઈ જાય છે. તેમાં પ્રાણીઓ, વનસ્પતિ, ભૂચર, ખેચર, પહાડ, નદીઓ બધું જ સામેલ છે અને એકઠા કરી લેવાની યોગ્યતાથી આ અર્થ પણ હોઈ શકે છે કે તે વસ્તુઓ જે સ્વાભાવિક રીતે દિવસના પ્રકાશમાં વિખરાયેલી અને ફેલાયેલી રહે છે, રાતના સમયે તે બધી સમેટાઈને પોતપોતાના ઠેકાણાઓએ એકઠી થઈ જાય

છે. માનવી પોતાના ઘરમાં, પ્રાણીઓ પોતપોતાના ઠેકાણાઓમાં, પક્ષીઓ પોતપોતાના માળાઓમાં એકઠા થઈ જાય છે. કારોબાર અને વેપારમાં ફેલાયેલો સામાન એકઠો કરી એક જગ્યાએ મૂકી દેવામાં આવે છે. આ એક મોટું પરિવર્તન પોતે માનવી અને તેનાથી સંબંધિત વસ્તુઓમાં છે. ચોથી વસ્તુ જેની કસમ ખાવામાં આવી તે وَالْقَمَرِ إِذَا اتَّسَقَ છે તે પણ "વસક"થી બને છે જેનો અર્થ એકઠા કરી લેવાનો છે. ચંદ્રના એકઠા થવાથી ભાવાર્થ એ છે કે તે પોતાના પ્રકાશને એકઠો કરે છે અને તે ચંદ્રની ૧૪મી રાત્રે થાય છે જ્યારે કે ચંદ્ર પૂરેપૂરો આકાશમાં દેખાતો હોય છે. إِذَا اتَّسَقَ નો શબ્દ ચંદ્રની વિવિધ કળાઓ અને પરિસ્થિતિઓ તરફ ઈશારો છે કે તે પ્રથમ ખૂબ પાતળો અને ઓછા પ્રકાશિત સ્વરૂપે હોય છે, પછી તેમાં પ્રકાશ દરરોજ પ્રગતિ કરતો રહે છે, એટલે સુધી કે તે સંપૂર્ણ થઈ જાય છે. આ સતત અને ક્રમબદ્ધ પરિવર્તનોની પરિસ્થિતિ ઉપર ગવાહી આપનારી ચાર વસ્તુઓની કસમ ખાઈને અલ્લાહ તઆલાએ કહ્યું لَتَرْكَبُنَّ طَبَقًا عَنْ طَبَقٍ જે વસ્તુ થર ઉપર થર હોય છે તેના એક થર અથવા પડને "તબક અથવા તબકા" કહેવામાં આવે છે, તેનું બહુવચન "તબકાત" છે. لَتَرْكَبُنَّ એ ركوب ના અર્થમાં એટલે કે સવાર થવાના ભાવાર્થમાં છે કે હે માનવજાત ! તમે હંમેશા એક તબક્કાએથી બીજા તબક્કામાં સવાર થતા અને ચાલ્યા જશો. એટલે કે માનવી પોતાના સર્જનની શરૂઆતથી અંત સુધી કોઈ સમય એક જ પરિસ્થિતિ ઉપર નથી રહેતો બલકે તેના અસ્તિત્વ ઉપર ક્રમિક પરિવર્તનો આવતા રહે છે.

**માનવીના અસ્તિત્વમાં અસંખ્ય પરિવર્તનો અને કાયમી મુસાફરી તથા તેની અંતિમ મંઝિલ :**

નુત્ફાથી જામેલું લોહી બનવું, પછી તેનાથી માંસનો લોથડો બનવો, પછી તેમાં હાડકાં પેદા થવા, પછી હાડકાં ઉપર માંસ ચડવો અને અવયવોની પૂર્ણતા થવી, પછી તેમાં રૂહ લાવીને નાંખવામાં આવી અને તે એક સજીવ મનુષ્ય બન્યો જેનો ખોરાક માતાના પેટની અંદર ગર્ભાશયનું ગંદુ લોહી હતું, નવ મહિના પછી અલ્લાહ તઆલાએ તેના દુનિયામાં આવવા માટેનો માર્ગ સરળ કરી દીધો અને ગંદા ખોરાકના બદલે માતાનું દૂધ મળવા લાગ્યું. દુનિયાના વિસ્તૃત આકાશ અને હવા જોઈ વૃદ્ધિ કરવા અને પ્રગતિ કરવા લાગ્યો, બે વર્ષની અંદર ચાલવા ફરવા

અને બોલવાની શકિત પણ થઈ ગઈ, માતાનું દૂધ છૂટી ગયું અને તેનાથી વધારે સ્વાદિષ્ટ અને ભાતભાતનો ખોરાક મળવા લાગ્યો, ખેલકૂદ અને રમત ગમત તેની દિવસ રાતની પ્રવૃત્તિ બની ગઈ, કંઈક સમજ અને બુદ્ધિ વધી તો કેળવણી અને શિક્ષણના સિકંજામાં કસી દેવામાં આવ્યો, જવાન થયો તો પાછલા બધા જ કામો રદ થઈને જવાનીની ઈચ્છાઓએ તેનું સ્થાન લઈ લીધું અને એક નવી દુનિયા શરૂ થઈ. શાદી, નિકાહ, અવલાદ અને ઘરેલું પ્રવૃત્તિઓ દિવસ રાતની મશ્ગૂલિયત બની ગઈ. અંતે આ દૌર પણ સમાપ્ત થઈ ગયો. અશક્તિ અને વૃદ્ધાવસ્થા શરૂ થઈ, બીમારીઓ આવી, દિવસો જતાં વૃદ્ધાવસ્થા ચરમસીમાએ પહોંચી અને દુનિયાની આ અંતિમ મંઝિલ એટલે કે કબ્ર સુધી પહોંચવાનો સામાન થવા લાગ્યો. આ બધી વસ્તુઓ તો આંખો સામે થાય છે. કોઈની મજાલ નથી કે તેનો ઈન્કાર કરે પરંતુ વાસ્તવિકતાથી અજાણ માનવી સમજે છે કે આ મોત અને કબ્ર તેની અંતિમ મંઝિલ છે તેની આગળ કશું નથી પરંતુ અલ્લાહ તઆલા જે સમગ્ર વિશ્વનો સર્જનહાર તથા બધી જ વસ્તુઓનો જાણકાર અને ખબર રાખનાર છે તેણે આગળ આવનાર પરિસ્થિતિઓ પોતાના અંબિયા (અલૈ.) દ્વારા ગાફેલ માનવી સુધી પહોંચાડી કે કબ્ર તારી અંતિમ મંઝિલ નથી, આ માત્ર એક રાહ જોવાનો વેઈટીંગ રૂમ છે અને આગળ એક મોટી દુનિયા આવવાની છે અને તેમાં એક મોટી પરીક્ષા પછી માનવીની અંતિમ મંઝિલ નક્કી થઈ જશે જે અલ્લાહ તઆલાની યાદ રાહત અને આરામની હશે અથવા તો પછી કાયમી અઝાબ અને મુસીબતની અને આ અંતિમ મંઝિલ ઉપર જ માનવી પોતાના વાસ્તવિક ઠેકાણે પહોંચીને પરિવર્તનના ચક્કરોથી નીકળશે. કુર્આને કરીમે اِنَّ اِلٰى رَبِّكَ الرُّجْعٰى અને اِلٰى رَبِّكَ الْمُنْتَهٰى તથા كَادِحٌ اِلٰى رَبِّكَ માં આ જ વિષય વર્ણન કરીને ગફલતમાં રહેનાર માનવીને વાસ્તવિકતાથી અને તેની અંતિમ મંઝિલથી ખબરદાર કર્યો અને તેના ઉપર ચેતવ્યો કે દુનિયાની જિંદગીની બધી જ પરિસ્થિતિઓ અને પરિવર્તનો અંતિમ મંઝિલ સુધી જવાની મુસાફરી અને તેના તબક્કાઓ છે અને માનવી ચાલતાં, ફરતાં, સૂતાં, જાગતાં, ઊભા ઊભા, બેઠાં બેઠાં દરેક પરિસ્થિતિમાં મુસાફરીની આ મંઝિલ પસાર કરી રહ્યો છે અને અંતે પોતાના પરવરદિગારની પાસે પહોંચે છે અને જિંદગીભરના અમલોનો હિસાબ આપીને અંતિમ મંઝિલમાં થોભે છે જ્યાં યા તો રાહત જ રાહત છે અને કદી

સમાપ્ત ન થનાર આરામ જ આરામ છે અથવા તો પછી (અલ્લાહની પનાહ) અઝાબ જ અઝાબ અને કદી સમાપ્ત ન થનાર મુસીબતો છે, માટે બુદ્ધિશાળી માનવીનું કામ એ છે કે દુનિયામાં પોતાને એક પ્રવાસી સમજે અને પોતાના અસલી વતન માટે સામાન તૈયાર કરવાની અને તેને મોકલવાની ફિકરને જ દુનિયાનો સૌથી મોટો હેતુ બનાવે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, كُنْ فِى الدُّنْيَا كَاَنَّكَ غَرِيْبٌ اَوْ عَابِرُ سَبِيْلٍ એટલે કે દુનિયામાં એ રીતે રહો જેમકે કોઈ મુસાફર અમુક દિવસ માટે ક્યાંક થોભી ગયો હોય અથવા કોઈ માર્ગે ચાલતાં ચાલતાં થોડો સમય આરામ માટે રોકાઈ ગયો હોય, طَبَقًا عَنْ طَبَقٍ ની તફસીર જે ઉપર વર્ણન કરવામાં આવી છે અબૂ નઈમે હઝરત જાબીર બિન અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતથી પોતે રસૂલે કરીમ ﷺ દ્વારા આ જ વિષયની રિવાયત કરી છે. આ લાંબી હદીષ આ સ્થળે કુર્તુબીના હવાલાથી અબૂ નઈમ અને ઈબ્ને કષીરના હવાલાથી ઈબ્ને અબી હાતીમે વિગતવાર વર્ણન કરી છે. આ આયતોમાં ગાફેલ માનવીને તેના સર્જન અને જિંદગી તથા દુનિયામાં તેની સામે આવનારી પરિસ્થિતિઓ અને પરિવર્તનોને સામે રાખી એ સૂચના આપવામાં આવી છે કે હે ગાફેલ માનવી ! હજુ પણ સમય છે કે પોતાના પરિણામ ઉપર વિચાર કર અને આખિરતની ફિકર કર પરંતુ આ બધી જ ઉઘાડી સૂચનાઓ અને માર્ગદર્શનો છતાં ઘણા લોકો પોતાની ગફલતથી અટકતા નથી એટલા માટે અંતે ઈરશાદ ફરમાવ્યો, فَمَا لَهُمْ لَا يُؤْمِنُوْنَ એટલે કે આ ગાફેલ અને અજ્ઞાન માનવીઓને શું થઈ ગયું છે કે તે સઘળું કાંઈ સાંભળ્યા અને જાણ્યા પછી પણ અલ્લાહ તઆલા ઉપર ઈમાન નથી લાવતા !? وَاِذَا قُرِئَ عَلَيْهِمُ الْقُرْاٰنُ لَا يَسْجُدُوْنَ એટલે કે જ્યારે તેમની સામે આ સ્પષ્ટ માર્ગદર્શનોથી ભરેલ કુર્આન પઢવામાં આવે છે તે સમયે પણ તેઓ અલ્લાહ તઆલા તરફ ઝુકતા નથી.

સિજ્દહ અને સુજૂદનો અર્થ શબ્દકોષમાં ઝુકવાનો થાય છે અને તે આજ્ઞાપાલન તથા ફરમાંબરદારી વિશે પણ રૂઢિપ્રયોગ સ્વરૂપે કહેવામાં આવે છે. દેખીતું છે કે આ સ્થળે સિજ્દહથી ભાવાર્થ પારિભાષિક સિજ્દહ નથી બલકે અલ્લાહ તઆલા સામે આજ્ઞાપાલન સાથે ઝુકવું જેને ખુશૂઅ્ અને ખુઝૂઅ્ એટલે કે ધ્યાન અને એકાગ્રતા કહેવામાં આવે છે તે ભાવાર્થ સ્વરૂપે છે અને તેનું કારણ એ છે કે આ આયતમાં સિજ્દહનો હુકમ કોઈ ખાસ આયત વિશે નથી બલકે

સંપૂર્ણ કુર્આન વિશે છે જો તેનાથી પારિભાષિક સિજ્દહ ભાવાર્થ સ્વરૂપે લેવામાં આવે તો એ જરૂરી બની જશે કે સમગ્ર કુર્આનની દરેક આયત ઉપર સિજ્દહ ફરજ થાય જે ઈજ્માએ ઉમ્મત પ્રમાણે ભાવાર્થ નથી હોઈ શકતો. પુરોગામી અને અનુગામીમાંથી કોઈપણ બુઝુર્ગોની આવી માન્યતા નથી. હવે રહી એ વાત કે આ આયતના પઠવા અને સાંભળવાથી સિજ્દહ વાજિબ થશે કે નહીં તો જો કે અમુક તા'વીલ સાથે આ આયતથી પણ સિજ્દહ વાજિબ હોવા ઉપર દલીલ થઈ શકે છે જેમકે ઘણા હનફી ફુક્હાએ કહ્યું છે કે અહીંયાં "અલ કુર્આન"થી ભાવાર્થ સંપૂર્ણ કુર્આન નથી બલકે અલીફ–લામ અહદનો છે તેનાથી ભાવાર્થ ખાસ આ જ આયત છે પરંતુ આ પ્રકારની તા'વીલને જ સંભવિત દરજ્જામાં સાચી કહી શકાય છે પરંતુ તેનો ભાવાર્થ કુર્આન હોવું જાહેર લખાણથી અસંવિભત જણાય છે. વલ્લાહુ અઅ્લમુ. તેથી સાચી વાત એ છે કે તેનો ફેસલો હદીષની રિવાયતો અને રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.)ના અમલોથી થઈ શકે છે પરંતુ સિજ્દએ તિલાવત વિશે હદીષોની રિવાયતો વિવિધ પ્રકારની આવી છે. અમુકથી વાજિબ હોવાનું જણાય છે, અમુકથી છૂટ હોવાનું; તેથી મુજતહિદીન ઈમામોનો આ બાબતે મતભેદ છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક આ આયત ઉપર પણ સિજ્દહ વાજિબ છે જેમકે આ પ્રકારની બીજી આયતો ઉપર વાજિબ છે. ઈમામે આ'ઝમ (રહ.)ની આ સિજ્દહ વાજિબ હોવાની દલીલ નીચેની હદીષોથી છે.

સહીહ બુખારીમાં છે કે હઝરત અબૂ રાફેઅ્ (રદિ.)એ ફરમાવ્યું કે મેં એક દિવસ ઈશાની નમાઝ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની પાછળ પઢી, તેમણે إِذَا السَّمَاءُ انْشَقَّتْ સૂરતની તિલાવત નમાઝમાં કરી અને આ આયત ઉપર સિજ્દહ કર્યો, મેં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ને પૂછ્યું કે આ કેવો સિજ્દહ છે? તેમણે કહ્યું કે મેં અબૂલ કાસિમ ﷺની પાછળ નમાઝમાં આ આયત ઉપર સિજ્દહ કર્યો છે તેથી હું હંમેશા નમાઝમાં આ આયત ઉપર સિજ્દહ કરતો રહીશ જ્યાં સુધી કે મહશરમાં આપ ﷺ સાથે મુલાકાત થાય અને સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અમે નબીએ કરીમ ﷺની સાથે إِذَا السَّمَاءُ انْشَقَّتْ અને اِقْرَأْ بِاسْمِ رَبِّكَ માં સિજ્દહ કર્યો છે. કુર્તુબીએ ઈબ્ને અરબી (રહ.)થી નકલ કર્યું છે કે સાચું એ જ છે કે આ આયત પણ આયાતે

સિજ્દહમાંથી છે તેથી પઢનાર અને સાંભળનાર ઉપર સિજ્દહ વાજિબ છે પરંતુ ઈબ્ને અરબી (રહ.) જે લોકોમાં સ્થાયી હતા તેમનામાં આ આયત ઉપર સિજ્દહ કરવાનો રિવાજ ન હતો, તે કોઈ એવા ઈમામના મુકલ્લિદ હશે જેમના નજીક સિજ્દહ વાજિબ નથી; તો ઈબ્ને અરબી (રહ.) કહે છે કે મેં એવી રીત અપનાવી કે જ્યારે ઈમામત કરું તો આ સૂરત પઢતો નથી કારણ કે મારા નજીક તેના ઉપર સિજ્દહ વાજિબ છે. જો સિજ્દહ નહીં કરું તો ગુનેહગાર થાઉં છું અને જો કરું છું તો આખી જમાઅત મારી આ પ્રવૃત્તિને ખરાબ સમજશે અને વિના કારણે મતભેદ શા માટે ઊભા કરવામાં આવે. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ الْاِنْشِقَاقِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى ٢ ا شَعْبَانْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઇન્શિકાક પૂર્ણ થઈ.



તારીખ : ૨૭ જાન્યુઆરી ૨૦૧૫ મુતાબિક ૬ રબિઉલ આખર ૨૦૧૫

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૫)

# સૂરએ બુરૂજ

સૂરએ બુરૂજ મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૨ આયતો છે.

**આયતો : (સૂરએ બુરૂજ : આયત નં. ૧ થી ૨૨)**

(٨٥) سُوْرَةُ الْبُرُوْجِ مَكِّيَّةٌ (٢٧) — اٰيَاتُهَا ٢٢ — رُكُوْعُهَا ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

وَالسَّمَآءِ ذَاتِ الْبُرُوْجِ (١) وَالْيَوْمِ الْمَوْعُوْدِ (٢) وَشَاهِدٍ وَّ مَشْهُوْدٍ (٣)
قُتِلَ اَصْحٰبُ الْاُخْدُوْدِ (٤) النَّارِ ذَاتِ الْوَقُوْدِ (٥) اِذْ هُمْ عَلَيْهَا قُعُوْدٌ (٦) وَّهُمْ
عَلٰى مَا يَفْعَلُوْنَ بِالْمُؤْمِنِيْنَ شُهُوْدٌ (٧) وَمَا نَقَمُوْا مِنْهُمْ اِلَّآ اَنْ يُّؤْمِنُوْا بِاللّٰهِ
الْعَزِيْزِ الْحَمِيْدِ (٨) الَّذِيْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ
شَهِيْدٌ (٩) اِنَّ الَّذِيْنَ فَتَنُوا الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ثُمَّ لَمْ يَتُوْبُوْا فَلَهُمْ عَذَابُ
جَهَنَّمَ وَ لَهُمْ عَذَابُ الْحَرِيْقِ (١٠) اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ
جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ؕ ذٰلِكَ الْفَوْزُ الْكَبِيْرُ (١١) اِنَّ بَطْشَ رَبِّكَ
لَشَدِيْدٌ (١٢) اِنَّهٗ هُوَ يُبْدِئُ وَيُعِيْدُ (١٣) وَ هُوَ الْغَفُوْرُ الْوَدُوْدُ (١٤) ذُو الْعَرْشِ
الْمَجِيْدُ (١٥) فَعَّالٌ لِّمَا يُرِيْدُ (١٦) هَلْ اَتٰىكَ حَدِيْثُ الْجُنُوْدِ (١٧) فِرْعَوْنَ وَثَمُوْدَ (١٨)
بَلِ الَّذِيْنَ كَفَرُوْا فِيْ تَكْذِيْبٍ (١٩) وَّاللّٰهُ مِنْ وَّرَآئِهِمْ مُّحِيْطٌ (٢٠) بَلْ هُوَ قُرْاٰنٌ
مَّجِيْدٌ (٢١) فِيْ لَوْحٍ مَّحْفُوْظٍ (٢٢)

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*બુરજોવાળા આકાશના સોગંદ છે (૧) તથા વાયદો અપાયેલા દિવસ (કિયામત)ના સોગંદ છે (૨) તથા હાજર થનાર (દિવસ)ના તથા જે (દિવસ)માં (લોકોની) હાજરી થાય છે તેના (સોગંદ) (૩) (એવી) ખાઈઓવાળા માર્યા ગયા (૪) કે જેમાં ઘણા બળતણવાળી આગ હતી. (૫) જ્યારે કે તેઓ તે આગની આસપાસ બેઠા હતાઉ (૬) અને તેઓ જે કંઈ મુસલમાનો સાથે (અત્યાચાર) કરતા હતા તેને પોતાની નજરે જોતા હતા (૭) અને મુસલમાનોથી કાફિરો (બીજી કોઈ બાબત)નો બદલો લેતા ન હતા, પરંતુ આ વાતનો જ કે તેઓ જોરાવર (અને) સ્તુત્ય અલ્લાહ પર ઈમાન લાવ્યા હતા. (૮) જે એવો છે કે આકાશો અને પૃથ્વીનું રાજ્ય તેનું જ છે અને અલ્લાહ દરેક વસ્તુથી સારી રીતે વાકિફ છે. (૯) બેશક, જે લોકોએ ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને તકલીફ પહોંચાડી, ફરી તેઓએ તૌબા કરી નહિ તો તેઓને માટે જહન્નમનો અઝાબ છે તથા તેઓને માટે આગ લાગવાનો અઝાબ છે. (૧૦) બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા તેમને માટે (સ્વર્ગના) એવા બગીચા છે, જેમની નીચે નહેરો વહેતી હશે (અને આવી જન્નતમાં સ્થાન મેળવવું) એ જ .મહાન સફળતા છે. (૧૧) બેશક, આપના પરવરદિગારની પકડ ઘણી સખત છે. (૧૨) બેશક, તે જ પહેલી વખત ઉત્પન્ન કરે છે અને તે જ ફરીથી (કિયામતમાં પણ) ઉત્પન્ન કરશે (૧૩) અને તે જ મોટો બખ્શનાર (અને) મુહબ્બત કરનાર છે. (૧૪) અર્શનો માલિક (અને) મોટાઈવાળો છે. (૧૫) જે કંઈ ચાહે તે કરી નાખનાર છે. (૧૬) શું આપને (હે મુહમ્મદ ﷺ !) તે લશ્કરોના સમાચાર પહોંચ્યા છે ? (૧૭) એટલે ફિરઔન અને સમૂદના, (૧૮) બલકે એ કાફિરો તો (કુર્આનને) જૂઠાડવામાં (લાગેલા) છે, (૧૯) પણ અલ્લાહે તેઓને દરેક તરફથી ઘેરી રાખ્યા છે. (૨૦) (કુર્આન જૂઠાડવા લાયક નથી) બલકે તે એક ઈઝઝતવાળું કુર્આન છે, (૨૧) જે લવ્હે મહફૂઝમાં (લખાયેલું) છે. (૨૨)*

## આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

આ સૂરતમાં એક ઘટનાનું વર્ણન છે જે સહીહ મુસ્લિમમાં ઉપસ્થિત છે. તેનો ખુલાસો એ છે કે કોઈ કાફિર બાદશાહ હતો, તેની પાસે એક જ્યોતિષ (કાહિન) હતો. (કાહિન તેને કહેવામાં આવે છે જે શયતાનો દ્વારા અથવા તારાઓની ગણતરી દ્વારા ભવિષ્યની અમુક ગૈબી ખબરો ભેળસેળ કરી લોકોને બતાવે છે) આ કાહિને બાદશાહને કહ્યું કે મને એક હોશિયાર છોકરો આપવામાં આવે તો તેને મારી વિદ્યા શિખવાડી આપું તેથી એક છોકરો નક્કી કરવામાં આવ્યો, તેના માર્ગમાં એક રાહિબ એટલે કે ઈસાઈ પાદરી રહેતો હતો અને તે સમયમાં હઝરત ઈસા (અલૈ.)નો ધર્મ જ દીને હક્ક હતો અને આ રાહિબ તેના જ ઉપર કાયમ હતો અને ઈબાદતગુઝાર હતો. તે છોકરો તેમની પાસે આવવા જવા લાગ્યો અને ગુપ્ત રીતે મુસલમાન થઈ ગયો. એક વખતે તે છોકરાએ જોયું કે કોઈ વાઘે માર્ગ રોકી રાખ્યો છે અને અલ્લાહ તઆલાની મખ્લૂકને પરેશાન કરે છે તો તેણે એક પથ્થર હાથમાં લઈને દુઆ કરી કે હે અલ્લાહ ! જો રાહિબનો ધર્મ સાચો છે તો આ પશુ મારા પથ્થરથી મરી જાય અને જો કાહિન સાચો છે તો ન મરે અને આવું કહી તે પથ્થર તેને માર્યો. વાઘને તે વાગ્યો અને તે મરી ગયો. લોકોમાં પ્રખ્યાત થઈ ગયું કે આ છોકરાને કોઈ આશ્ચર્યકારક વિદ્યા આવડે છે આથી કોઈ આંધળા વ્યક્તિએ આ સાંભળ્યું અને આવીને એ દરખાસ્ત કરી કે મારી આંખો સારી કરી દો. છોકરાએ કહ્યું કે એ શરતે કરું કે તું મુસલમાન થઈ જાય તેથી તેણે કબૂલ કર્યું. છોકરાએ દુઆ કરી અને તે સારો થઈ ગયો અને મુસલમાન થઈ ગયો. બાદશાહને આ ખબર પહોંચી તો તેની સામે રાહિબ, આ છોકરો અને તે આંધળાની ધરપકડ કરી રજુ કરવામાં આવ્યા. તેણે તે રાહિબ અને આંધળાને તો કતલ કરી નાંખ્યા અને છોકરા માટે હુકમ આપ્યો કે તેને પહાડ ઉપર લઈ જઈને ફેંકી દેવામાં આવે પરંતુ જે લોકો તેને લઈ ગયા હતા તે પોતે પડીને મૃત્યુ પામ્યા અને છોકરો સાજો નરવો પાછો આવ્યો, પછી બાદશાહે તેને સમંદરમાં ડૂબાડવાનો હુકમ આપ્યો તો તે તેનાથી પણ બચી ગયો અને જે લોકો તેને ડૂબાડવા લઈ ગયા હતા તે બધા ડૂબી ગયા, પછી પોતે તે છોકરાએ બાદશાહને કહ્યું કે મને બિસ્મિલ્લાહ કહીને તીર મારો તો હું મરી જઈશ, તેથી એવું જ કરવામાં આવ્યું અને છોકરો મરી ગયો. બસ આ આશ્ચર્યકારક ઘટના જોઈને સામાન્ય જનતાની

જીભ ઉપર એકી અવાજે નારો બુલંદ થયો કે અમે બધા અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવીએ છીએ. બાદશાહ ઘણો ગભરાઈ ગયો અને તેણે પોતાના અધિકારીઓ સાથે મશ્વરો કરી મોટી મોટી ખંડકો (ખાઈ) ખોદાવી અને તે આગથી ભરાવી દીધી અને એવી જાહેરાત કરાવી કે જે વ્યક્તિ ઈસ્લામ છોડશે નહીં તેને આગમાં સળગાવી દેવામાં આવશે અને આ રીતે તેણે ઘણા માણસોને સળગાવી દીધા. આ સૂરતમાં તેમના ઉપર અલ્લાહ તઆલાનો ગુસ્સો નાઝિલ થવાનું વર્ણન કસમ સાથે થયું છે:

## વિસ્તૃત વિવરણ :

وَالسَّمَآءِ ذَاتِ الْبُرُوْجِ માં શબ્દ بُرُوْجُ (બુરૂજ) એ بُرْجُ (બુર્જ)નું બહુવચન છે. તે મોટા મહેલ અથવા કિલ્લાને કહેવામાં આવે છે. કુર્આને કરીમમાં છે ولو كنتم فى بروج مشيّدة અત્રે ''બુરૂજ''થી ભાવાર્થ મહેલો અથવા કિલ્લાઓ જ છે. વાસ્તવમાં બુર્જનો અસલી શબ્દકોષ પ્રમાણેનો અર્થ જાહેર કરવાનો થાય છે. تبرّج (તબર્રુજ)નો અર્થ બેપર્દા અથવા ખુલ્લા ફરવાનો થાય છે. કુર્આને કરીમમાં છે وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى આ આયતમાં બુરૂજનો ભાવાર્થ જમહૂર તફસીરકારો નજીક મોટા મોટા તારાઓ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ, જહ્હાક, હસન બસરી, કતાદહ, સુદ્દી (રહ.) સૌનું આ જ નિવેદન છે અને અમુક તફસીરના બીજા ઈમામોએ આ સ્થળે બુરૂજનો ભાવાર્થ મહેલો માટે પણ કર્યો છે અને આનાથી ભાવાર્થ તે મકાનો છે જે આસમાનમાં પહેરેદારો અને દેખરેખ રાખનાર ફરિશ્તાઓ માટે નક્કી છે અને અમુક પાછળથી આવનાર ઈમામોએ બુરૂજનો ભાવાર્થ તે બુરૂજ બતાવ્યા છે જે ખગોળશાસ્ત્રીઓની પરિભાષા છે કે કુલ આસમાનને બાર વિભાગોમાં વહેંચીને દરેક વિભાગને એક બુરૂજ કહેવામાં આવે છે. તેમનું ધારવું છે કે આ તારાઓ એ જ બુરૂજોમાં પોતાના સ્થળોમાં સ્થિત છે અને ગ્રહોનું પરિભ્રમણ ફલક સાથે ગતિમાં હોય છે અને આ બુરૂજોમાં ગ્રહો ઊતરતા હોય છે પરંતુ આ તદ્દન ખોટું છે. કુર્આને કરીમ ગ્રહોને આસમાનની અંદર સ્થાયી હોવાનું ક્યારેય બતાવ્યું નથી બલકે દરેક ગ્રહને પોતાની ગતિથી ગતિશીલ હોવાનું ઠરાવ્યું છે જેમકે સૂરએ યાસીનની આયત છે وَكُلٌّ فِىْ فَلَكٍ يَّسْبَحُوْنَ અહીંયાં ''ફલક''થી ભાવાર્થ

આસમાન નથી બલકે ગ્રહોની ભ્રમણકક્ષા છે જેમાં તે ગતિ કરે છે (તરે છે).

(મઝહરી)

وَالْيَوْمِ الْمَوْعُوْدِ وَشَاهِدٍ وَّمَشْهُوْدٍ અહીંયાં "યૌમે મવઊદ"થી ભાવાર્થ કયામત અને "શાહિદ"થી ભાવાર્થ જુમ્આનો દિવસ અને "મશ્હૂદ"થી ભાવાર્થ અરફાનો દિવસ છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ ચાર વસ્તુની કસમ ખાધી છે. પ્રથમ બુરૂજોવાળા આસમાનની, પછી કયામતના દિવસની, પછી જુમ્આ અને અરફાના દિવસોની. આ ચાર વસ્તુઓમાં કસમના જવાબો સાથે સંદર્ભ એ છે કે આ બધી વસ્તુઓ અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરત ઉપર અને પછી કયામતના દિવસે હિસાબ કિતાબ તથા બદલો અને સજા ઉપર દલીલ છે તથા જુમ્આનો અને અરફાનો દિવસ મો'મિનો માટે આખિરતનું ભંડોળ એકઠું કરવાનો મુબારક દિવસ છે. આગળ કસમના જવાબમાં તે કાફિરો ઉપર લા'નત આવી છે જેમણે મુસલમાનોને તેમના ઈમાનના કારણે આગમાં સળગાવ્યા અને પછી મો'મિનોના આખિરતના દરજ્જાઓનું વર્ણન કર્યું.

**અસ્હાબે ઉખ્દૂદ (ઉખ્દૂદવાળાઓ)ની અમુક વિગત :**

આ જ ઘટના આ સૂરત ઊતરવાનું કારણ છે. આ વ્યક્તિ જેને આ ઘટનામાં કાહિન (જ્યોતિષ) કહેવામાં આવ્યો અમુક રિવાયતોમાં કાહિનના બદલે સાહિર (જાદૂગર) કહેવામાં આવ્યું છે અને તે બાદશાહ જેનું વર્ણન આ કિસ્સામાં છે યમનનો એક બાદશાહ હતો જેનું નામ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં યુસૂફ ઝુન્નવાસ હતું. તેનો સમયકાળ નબીએ કરીમ ﷺના મુબારક જન્મથી પહેલાં સિત્તેર વર્ષનો હતો અને આ છોકરો જેને કાહિન અથવા સાહિર પાસે તે કળા શિખવવા માટે બાદશાહે નક્કી કર્યો હતો તેનું નામ અબ્દુલ્લાહ બિન તામિર છે અને રાહિબ એ ઈસાઈ ધર્મના ઈબાદતગુઝાર તથા સંઘર્ષ કરનાર વ્યક્તિ કહેવાય છે અને તે સમયમાં ઈસાઈ ધર્મ અલ્લાહ તઆલાનો સાચો ધર્મ હતો તેથી આ રાહિબ તે સમયનો સાચો મુસલમાન હતો. આ છોકરો અબ્દુલ્લાહ બિન તામિર તેને જ્યોતિષ વિદ્યા અથવા જાદૂ શિખવા માટે બાદશાહે નક્કી કર્યો હતો અને તે માર્ગમાં રાહિબની પાસે જતો હતો અને તેની વાત સાંભળી પ્રભાવિત થતો હતો અને અંતે તે મુસલમાન થઈ ગયો.

અલ્લાહ તઆલાએ તેને ઈમાન પણ એવું પાકું નસીબ કર્યું કે ઈમાન માટે લોકોનો ત્રાસ સહન કરતો હતો, કારણ કે જ્યારે જતી વખતે માર્ગમાં રાહિબ પાસે બેસતો અહીંયાં થોડો સમય લાગતો તો જ્યારે સાહિર અથવા કાહિનની પાસે મોડેથી પહોંચતો તો તે તેને મારતો હતો અને પાછા ફરતી વખતે ફરી જ્યારે રાહિબ પાસે બેસતો તો ઘરે પાછા જવામાં મોડું થતું હતું તો ઘરવાળા તેને મારતા હતા પરંતુ તેણે કોઈની પરવા કર્યા વિના રાહિબનો સંગાથ અને મજલિસ ન છોડી, તેની બરકતથી અલ્લાહ તઆલાએ તેને અમુક કરામતો અર્પણ કરી. આ જાલિમ બાદશાહે ઈમાન લાવનારાઓને સજા આપવા માટે એક ખાડો ખોડાવી તેને આગના મોટા ભડકાઓથી ભરી દીધો, પછી ઈમાન લાવનારાઓમાંથી એક એકને હાજર કરીને કહ્યું કે યા તો ઈમાન છોડી દો અથવા તો પછી આ ખાઈમાં પડવું પડશે. અલ્લાહ તઆલાએ તે મો'મિનોને એવું મજબૂત મનોબળ આપ્યું હતું કે તેમાંથી એક પણ ઈમાન છોડવા માટે રાજી ન થયો અને આગમાં પડવું સ્વીકારી લીધું માત્ર એક સ્ત્રી જેના ખોળામાં એક બાળક હતું તેને આગમાં પડવાથી થોડો ખચકાટ થયો તો નાનું બાળક બોલ્યું કે અમ્માજાન ! સબ્ર કરો કારણ કે તમે સત્ય ઉપર છે. જે લોકોને આ રીતે ધગધગથી આગમાં સળગાવીને આ જાલિમે હત્યા કરી તેમની સંખ્યા અમુક રિવાયતોમાં બાર હજાર અને અમુકમાં તેનાથી વધારે છે.

અને આ છોકરો જે કરામતો વિશે પ્રખ્યાત છે તેણે પોતે બાદશાહને પોતાના કતલ કરવાની એ રીત બતાવી કે તમે મારા ભાથામાંથી એક તીર લો અને તેના ઉપર બિસ્મિલ્લાહી રબ્બી કહીને મને તીર મારો તો જ હું મૃત્યુ પામીશ. આ યુક્તિ સાથે તે છોકરાને તીર મારવામાં આવ્યું તો તેણે જીવ આપી દીધો પરંતુ આ ઘટના જોઈને બાદશાહની સમગ્ર કોમે નારો લગાવ્યો અને પોતાના મુસલમાન હોવાનું એલાન કરી દીધું. કાફિર અને જાલિમ બાદશાહને અલ્લાહ તઆલાએ દુનિયામાં જ અપમાનિત અને ઝલીલ બનાવી દીધો.

મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકની રિવાયતમાં છે કે આ છોકરો અબ્દુલ્લાહ બિન તામિર જે સ્થળે દફન થયો હતો સંજોગવસાત્ કોઈ જરૂરિયાતના કારણે તે જમીન હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયકાળમાં ખોદવામાં આવી તો તેમાં અબ્દુલ્લાહ બિન તામિરની લાશ સાજી નરવી એ જ રીતે મળી આવી કે તેઓ

બેઠા હતા અને તેમનો હાથ પોતાની સાથળના સાંધા ઉપર મૂક્યો હતો જ્યાં તીર વાગ્યું હતું, કોઈ જોનારાએ તેમનો હાથ તે જગ્યાએથી હટાવ્યો તો ઘામાંથી લોહી વહેવાનું શરૂ થઈ ગયું, પછી હાથ એવો જ મૂકી દીધો તો લોહી બંધ થઈ ગયું, તેમના હાથમાં એક વીંટી હતી જેના ઉપર લખ્યું હતું અલ્લાહુ રબ્બી. યમનના સુબાએ આ ઘટનાની જાણકારી હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને આપી તો તેમણે જવાબમાં લખ્યું કે તેમને તે પરિસ્થિતિ ઉપર જ વીંટી સાથે દફનાવી દો જે રીતે પહેલાં હતાં.

*(ઈબ્ને કષીર)*

**ખુલાસો :**

ઈબ્ને કષીરે અબી હાતીમના હવાલાથી લખ્યું છે કે ખંડક (ખાઈ)ની ઘટના દુનિયામાં એક જ નથી ઘણા વિવિધ પ્રદેશોમાં અને સમયોમાં બની છે. પછી ઈબ્ને અબી હાતીમે આ ઘટનાઓમાંથી ત્રણનું વિસ્તારપૂર્વક અગત્યતા સાથે વર્ણન કર્યું છે. એક ખાઈ યમનમાં હતી જેની ઘટના ફતરતના સમયકાળમાં રસૂલે કરીમ ﷺથી સિત્તેર વર્ષ પહેલાં બની ચૂકી હતી, બીજી ખંડક શામમાં હતી અને ત્રીજી ઈરાનમાં હતી પરંતુ કુર્આનમાં જે ખંડકનું વર્ણન આ સૂરતમાં આવ્યું છે તે ખંડક નજરાન યમન દેશની ખંડક છે કારણ કે આ જ ખંડક અરબ દેશમાં હતી.



إِنَّ الَّذِينَ فَتَنُوا الْمُؤْمِنِينَ આ તે જાલિમોની સજાનું વર્ણન છે જેમણે મુસલમાનોને માત્ર તેમના ઈમાનના કારણે આગની ખાઈમાં નાંખીને સળગાવી દીધા અને સજામાં બે વાતો વર્ણન કરી, فَلَهُمْ عَذَابُ جَهَنَّمَ એટલે કે તેમના માટે આખિરતમાં જહન્નમની આગનો અઝાબ છે, બીજી وَلَهُمْ عَذَابُ الْحَرِيقِ એટલે કે તેમના માટે સળગવાનો અઝાબ છે. બની શકે છે કે બીજું વાક્ય પ્રથમ વાક્યનું જ વર્ણન અને તાકીદ હોય. ભાવાર્થ એ હોય કે જહન્નમમાં જઈને તેમને હંમેશા આગમાં સળગતા રહેવાનો અઝાબ મળશે અને એ પણ શક્ય છે કે બીજા વાક્યમાં તેમની આ જ દુનિયાની સજાનું વર્ણન હોય. જેમકે અમુક રિવાયતોમાં છે કે જે મો'મિનોને આ લોકોએ આગની ખાઈમાં નાંખ્યા હતા અલ્લાહ તઆલાએ તેમને તો તકલીફથી એ રીતે બચાવી લીધા કે આગ તેમને અડકે તે પહેલાં જ તેમની રૂહ કબ્જે' થઈ ગઈ અને આગમાં તેમના મૃત શરીર પડ્યા, પછી આ

આગ એટલી ભડકી ઊઠી કે ખાઈની હદોમાંથી નીકળીને શહેરમાં ફેલાઈ ગઈ અને તે સૌ લોકોને કે જેઓ મુસલમાનોના સળગવાનો તમાશો જોઈ રહ્યા હતા તે સૌને આગે સળગાવી દીધા. પછી બાદશાહ યૂસુફ ઝુન્નવાસ નાઠો અને આગથી બચવા માટે નદીમાં કૂદી પડયો અને તેમાં ડૂબીને મરી ગયો.

*(મઝહરી)*

આ લોકો માટે જહન્નમનો અઝાબ અને અઝાબે હરીકની સાથે કુર્આને કરીમે આ કલમ પણ ઉમેરી કે ثُمَّ لَمْ يَتُوبُوا એટલે કે આ અઝાબ તે લોકો ઉપર પડશે જેઓએ પોતાની આ પ્રવૃત્તિ ઉપર પસ્તાવો કરી તવબહ ન કરી. તેમાં તે લોકોને તવબહ તરફ આમંત્રણ આપવામાં આવ્યું છે. હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાની કૃપા અને દયાને તો જુઓ કે તે લોકોએ અલ્લાહ તઆલાના વલીઓને જીવતા સળગાવી તેમનો તમાશો જોયો અને અલ્લાહ તઆલા તે છતાં તેમને તવબહ અને મા'ફી માટે આમંત્રણ આપી રહ્યો છે.

*(ઈબ્ને કષીર)*

تَمَّتْ سُوْرَةُ الْبُرُوْجِ وَالْحَمْدُ لِلّٰهِ ٦ ا شَعْبَان ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ બુરૂજ પૂર્ણ થઈ.

□□□□□□□□□□

**તારીખ : ૨૭ જાન્યુઆરી ૨૦૧૫ મુતાબિક ૬ રબિઉલ આખર ૧૪૩૬ હિજરી**

**ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી**

પ્રકરણ (૮૬)

# સૂરએ તારિક

સૂરએ તારિક મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૭ આયતો છે.

## આયતો : (સૂરએ તારિક : આયત નં. ૧ થી ૧૭)

رُكُوْعُهَا ١ ﴿٣٦ سُوْرَةُ الطَّارِقِ مَكِّيَّةٌ ٨٦﴾ آيَاتُهَا ١٧

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

وَالسَّمَآءِ وَالطَّارِقِ ۙ ﴿١﴾ وَمَآ اَدْرٰىكَ مَا الطَّارِقُ ۙ ﴿٢﴾ النَّجْمُ الثَّاقِبُ ۙ ﴿٣﴾ اِنْ كُلُّ
نَفْسٍ لَّمَّا عَلَيْهَا حَافِظٌ ؕ ﴿٤﴾ فَلْيَنْظُرِ الْاِنْسَانُ مِمَّ خُلِقَ ؕ ﴿٥﴾ خُلِقَ مِنْ مَّآءٍ
دَافِقٍ ۙ ﴿٦﴾ يَّخْرُجُ مِنْۢ بَيْنِ الصُّلْبِ وَالتَّرَآئِبِ ؕ ﴿٧﴾ اِنَّهٗ عَلٰى رَجْعِهٖ لَقَادِرٌ ؕ ﴿٨﴾
يَوْمَ تُبْلَى السَّرَآئِرُ ۙ ﴿٩﴾ فَمَا لَهٗ مِنْ قُوَّةٍ وَّلَا نَاصِرٍ ؕ ﴿١٠﴾ وَالسَّمَآءِ ذَاتِ الرَّجْعِ ۙ ﴿١١﴾
وَالْاَرْضِ ذَاتِ الصَّدْعِ ۙ ﴿١٢﴾ اِنَّهٗ لَقَوْلٌ فَصْلٌ ۙ ﴿١٣﴾ وَّمَا هُوَ بِالْهَزْلِ ؕ ﴿١٤﴾ اِنَّهُمْ
يَكِيْدُوْنَ كَيْدًا ۙ ﴿١٥﴾ وَّاَكِيْدُ كَيْدًا ۚ ﴿١٦﴾ فَمَهِّلِ الْكٰفِرِيْنَ اَمْهِلْهُمْ رُوَيْدًا ﴿١٧﴾ ع



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*સોગંદ છે આકાશના તથા તે વસ્તુના જે (અંધારી) રાત્રે જાહેર થનારી છે (૧) અને આપને કંઈ ખબર છે કે રાત્રે જાહેર થનારી વસ્તુ શું છે ? (૨) તે એક ઝગઝગતો તારો છે. (૩) કોઈ પણ જીવ એવો નથી કે જેના ઉપર કોઈ રક્ષક (ફરિશ્તો) ન હોય. (૪) માટે માણસે જોવું (વિચારવું) જોઈએ કે તે કઈ વસ્તુથી ઉત્પન્ન કરવામાં આવ્યો છે ? (૫) તે એક ઉછળતા પાણી (વીર્ય)થી બન્યો છે, (૬) જે પીઠ અને છાતીની વચ્ચેથી નીકળે છે. (૭) (તો એથી*

*સાબિત થયું કે) બેશક, અલ્લાહ તેને ફરી સજીવન કરવા પર જરૂર શક્તિમાન છે. (૮) (તે દિવસે સજીવન કરશે) જે દિવસે સર્વ ભેદો ખુલી જશે (૯) ત્યારે ન તો તેને (પોતાના બચાવની) શક્તિ હશે તેમજ ન કોઈ તેનો મદદગાર હશે. (૧૦) સોગંદ છે આકાશના કે જે વરસાદ વરસાવે છે (૧૧) તથા સોગંદ છે પૃથ્વીના કે જે (બીયામાંથી ફણગો ફુટતી વખતે) ફાટી જાય છે. (૧૨) બેશક, આ કુર્આન (હક ને બાતિલમાં) ફૅસલો કરનાર કલામ છે (૧૩) અને એ કંઈ નિરર્થક વાત નથી. (૧૪) અલબત્ત, તેઓ (હકની વિરુદ્ધતામાં) અનેક પ્રકારના દાવ રચે છે (૧૫) અને હું પણ (તેમની નિષ્ફળતાના) દાવમાં લાગેલો છું. (૧૬) માટે તું આ કાફિરોને ઢીલ આપ (વધુ નહિ તો) થોડી મુદ્દતની મોહલત આપ. (૧૭)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરતમાં અલ્લાહ તઆલાએ આસમાન અને તારાઓની કસમ ખાઈને એ કહ્યું છે કે દરેક માનવી ઉપર એક સુરક્ષા કરનાર રખેવાળ છે જે તેની બધી જ પ્રવૃત્તિઓ અને અમલો તથા ગતિવિધીઓ અને શાંતિથી બેસી રહેવાને જુએ અને જાણે છે. તેનો બૌદ્ધિક તકાદો એ છે કે માનવી પોતાના પરિણામ ઉપર વિચાર કરે કે દુનિયામાં તે જે કંઈ પણ કરી રહ્યો છે તે અલ્લાહ તઆલાના ત્યાં સુરક્ષિત છે અને આ રક્ષણ કરવું હિસાબ માટે છે જે કયામતમાં થશે, તેથી કોઈ પણ સમયે આખિરત અને કયામતની ફિકર ચિંતાથી ગાફેલ ન થવું જોઈએ, ત્યારબાદ તે શંકાનો જવાબ છે જે લોકોના દિલોમાં શયતાન નાંખે છે કે મૃત્યુ પામ્યા પછી માટી બનીને ક્ષત વિક્ષત થઈ રજકણ બની ગયા પછી બધા જ શરીરના અવયવોનું એકઠા થવું અને તેમાં જીવન પેદા થવું એક અસંભવ અને ખોટો વિચાર છે બલકે સામાન્ય દષ્ટિમાં જોઈએ તો મુશ્કેલ જ નહીં બલકે અશક્ય છે. તેના જવાબમાં માણસની શરૂઆતના સર્જન ઉપર વિચાર કરવાનું સૂચન કરવામાં આવ્યું છે કે તે કઈ રીતે વિવિધ વિભાગો, રજકણો અને વિવિધ તત્ત્વો હોય છે જેમકે શરૂઆતના સર્જનમાં સમગ્ર દુનિયાના અનેક તત્ત્વો ભેગા થઈને એક સજીવ સાંભળનાર અને જોનાર બનાવવામાં આવ્યો અને આ બનાવનારને એની શકિત કેમ ન હોય કે ફરી તેને એ જ પ્રમાણે તે પરિસ્થિતિમાં પાછો ફેરવી

દે, ત્યારબાદ અમુક હાલતો કયામતની વર્ણન કરીને બીજી કસમ જમીન અને આસમાનની ખાઈને ગાફેલ માનવીને એ બતાવવામાં આવ્યું કે જે કંઈ તેને આખિરતની ચિંતાની તાકીદ કરવામાં આવી છે તેને મજાક અથવા દિલ્લગી ન સમજે; આ એક વાસ્તવિકતા છે જે સામે આવીને રહેશે. અંતે કાફિરોની તે શંકાનો જવાબ આપવામાં આવ્યો કે કુફ્ર અને શિર્ક તથા ગુનાહ જો અલ્લાહ તઆલાને પસંદ નથી તો પછી દુનિયામાં જ તેના ઉપર અઝાબ કેમ નથી આવી જતો ? અને આ વિષય ઉપર સૂરતને સમાપ્ત કરવામાં આવી.

પ્રથમ કસમમાં આસમાનની સાથે "તારિક"ની કસમ છે, "તારિક"નો અર્થ "રાત્રે આવનાર"નો છે. તારાઓ દિવસમાં દેખાતા નથી તેથી તારાઓને તારિક કહ્યા અને પોતે કુર્આને તેનું વિવરણ આપ્યું, وَمَآاَدْرَاکَ مَاالطَّارِقُ એટલે કે તમને શું ખબર કે તારિક શું વસ્તુ છે ! પછી કહ્યું اَلنَّجْمُ الثَّاقِبُ એટલે કે તારાઓ પ્રકાશિત છે. તેમાં "નજમ"નો અર્થ "તારાઓ" છે. કુર્આને અહીંયાં કોઈ તારો નિશ્ચિત કરીને કહ્યો નથી તેથી દરેક તારાને આ બાબત લાગુ પડી શકે છે. અમુક તફસીરકારોએ નજમને ખાસ તારા ષુરય્યા (Pleiades) અથવા શનિ (Saturn)ને કહ્યો છે અને અરબી ભાષાના શબ્દ "નજમ"નો અર્થ તેને લાગુ પડતો હોવાનું સાબિત કર્યું છે. "ષાકિબ"નો અર્થ "ચમકતો અને પ્રકાશિત" થાય છે.

اِنْ كُلُّ نَفْسٍ لَّمَّا عَلَيْهَا حَافِظٌ આ કસમનો જવાબ છે. આયતનો અર્થ એ છે કે કોઈ વ્યક્તિ એવો નથી જેના ઉપર કોઈ સુરક્ષા કરનાર "હાફિઝ" ન હોય. "હાફિઝ"નો અર્થ "દેખરેખ રાખનાર"નો પણ થાય છે જે કોઈની પ્રવૃત્તિઓ ઉપર દેખરેખ રાખે જેથી તેનો હિસાબ લે અને હાફિઝ રખેવાળના અર્થમાં પણ આવે છે જેનો અર્થ તકલીફો અને આફતોથી સુરક્ષા કરનાર થાય છે. પ્રથમ અર્થના આધારે હાફિઝનો ભાવાર્થ અમલો લખનાર ફરિશ્તાઓ છે અને જો કે અહીંયાં તેનો એક પ્રજાતિ માટે પારિભાષિક શબ્દ તરીકે ઉપયોગ થયો છે અને બીજી આયતથી તેનો અર્થ તેઓ અનેક હોવાનું સાબિત થાય છે, اِنَّ عَلَيْكُمْ لَحٰفِظِيْنَ كِرَامًا كَاتِبِيْنَ

બીજા અર્થના આધારે તે ફરિશ્તાઓ ભાવાર્થ છે જે અલ્લાહ તબારક વ તઆલાએ દરેક માનવીની સુરક્ષા માટે નક્કી કર્યા છે અને દિવસ રાત બધી જ

આફતો અને મુસીબતોથી તે માનવીની હિફાઝત કરે છે તે મુસીબતો અને આફતો સિવાય કે જે અલ્લાહ તઆલાએ તેને મુકદ્દર કરી દીધી છે જેમકે એક બીજી આયતમાં તેનું સ્પષ્ટ વર્ણન આવ્યું છે, لَهٗ مُعَقِّبٰتٌ مِّنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖ يَحْفَظُوْنَهٗ مِنْ اَمْرِ اللّٰهِ એટલે કે માનવી માટે એક વારા પછી બીજા વારામાં આવનાર સુરક્ષા કરનાર ફરિશ્તાઓ નિશ્ચિત છે જે તેની આગળ અને પાછળથી તેની હિફાઝત અલ્લાહ તઆલાના હુકમથી કરે છે.

એક હદીષમાં છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે દરેક મો'મિન ઉપર અલ્લાહ તઆલા તરફથી ત્રણસો સાંઈઠ ફરિશ્તાઓ તેની સુરક્ષા માટે નિશ્ચિત છે જે માનવીના દરેકે દરેક અવયવનું રક્ષણ કરે છે, તેમાંથી સાત ફરિશ્તા માત્ર માનવીની આંખની સુરક્ષા માટે નક્કી છે. આ ફરિશ્તાઓ માણસની દરેક બલા અને મુસીબત જે તેના મુકદ્દરમાં નથી તે એ રીતે માનવીથી દૂર કરે છે જેમકે મધ રાખવામાં આવેલ વાસણ ઉપર માંખોને પંખા વગેરેથી દૂર કરવામાં આવે છે અને જો માનવી ઉપર આ સુરક્ષા પહેરો ન હોય તો શયતાનો તેને ઊંચકી લે.

*(કુર્તુબી)*

خُلِقَ مِنْ مَّآءٍ دَافِقٍ એટલે કે માનવી એક એવા ઉછળનાર પાણીથી પેદા કરવામાં આવ્યો જે પીઠ અને છાતીના હાડકાંઓ વચ્ચેથી નીકળે છે. સામાન્ય રીતે તફસીરકારોએ તેનો એ ભાવાર્થ ઠરાવ્યો છે કે વીર્ય માણસની પીઠ અને સ્ત્રીની છાતીએથી નીકળે છે પરંતુ માનવ અવયવોના નિષ્ણાત તબીબોનું સંશોધન અને અનુભવ એ છે કે વીર્ય વાસ્તવમાં માનવીના દરેક અવયવ સાથે સંકળાયેલું છે અને બાળકનું દરેક અવયવ આ વીર્યથી બને છે જે પુરુષ અને સ્ત્રીના આ જ અવયવોથી નીકળે છે. અલબત્ત દિમાગની આ બાબતમાં સૌથી વધારે દખલગીરી છે તેથી સાબિતી જોવા મળે છે કે સંભોગનો અતિરેક કરનાર ઘણા વખતે દિમાગની કમજોરીનો શિકાર બની જાય છે. તેની જ સાથે તેમનું સંશોધન એ પણ છે કે વીર્ય બધા જ અવયવોથી બનીને કરોડરજ્જુ દ્વારા માનવીના જનનાંગોમાં એકઠું થાય છે, પછી ત્યાંથી બહાર નીકળે છે. જો આ સંશોધન સાચું હોય તો તફસીરકારોએ વીર્યનું નીકળવું પુરુષની પીઠ અને સ્ત્રીની છાતીએથી હોવાનું ઠરાવ્યું છે તેનો સુમેળ પણ કંઈ અસંભવ નથી, કારણ કે એ બાબત ઉપર

ડૉક્ટરોની સહમતી છે કે વીર્યની માનવીના ભ્રૂણમાં મગજની બનાવટમાં સૌથી મોટી દખલગીરી છે અને મગજનો જ એક ભાગ કરોડરજ્જુ પણ છે જે કમરના મળકાની અંદર મગજમાંથી નીકળી પીઠ અને પછી ત્યાંથી જનનાંગો સુધી આવે છે, તેના જ અમુક ભાગોના હાડકાં છાતીમાં આવેલ છે. બની શકે છે કે સ્ત્રીના વીર્યમાં છાતીના હાડકાંઓમાંથી આવનાર વીર્યને અને પુરુષના વીર્યમાં કમરના ભાગેથી આવનાર વીર્યની વધારે દખલગીરી છે.

*(બયઝાવીમાંથી)*

જો કુર્આને કરીમના શબ્દો ઉપર વિચાર કરવામાં આવે તો તેમાં પુરુષ અને સ્ત્રીનો કોઈ અલગ રીતે સ્પષ્ટ ઉલ્લેખ નથી. માત્ર એટલું જ છે કે વીર્ય પીઠ અને છાતીની વચ્ચેથી નીકળે છે. તેનો અર્થ એ હોઈ શકે છે કે વીર્ય પુરુષ અને સ્ત્રી બંનેના સમગ્ર શરીરમાંથી નીકળે છે અને સમગ્ર શરીરની વ્યાખ્યા આગળ પાછળના બધા મહત્ત્વના અવયવો દ્વારા કરવામાં આવી. આગળના ભાગે છાતી અને પાછળના ભાગે પીઠ સૌથી મહત્ત્વના અવયવો છે. આ બંનેની અંદરથી નીકળવાનો અર્થ એ લેવામાં આવે કે વીર્ય સમગ્ર શરીરમાંથી નીકળે છે.

إِنَّهُ عَلَىٰ رَجْعِهِ لَقَادِرٌ માં શબ્દ رَجْعٌ નો અર્થ "પાછા વાળવાનો" છે. અર્થ એ છે કે જે સૃષ્ટિના સર્જનહારે માનવીને પ્રથમ વીર્યથી પેદા કર્યો છે તે તેને ફરીવાર પાછો વાળી દેવા ઉપર એટલે કે મૃત્યુ પછી જીવંત કરી દેવા ઉપર પણ શક્તિમાન છે.

يَوْمَ تُبْلَى السَّرَائِرُ માં تُبْلَى નો શાબ્દિક અર્થ "પરીક્ષા લેવાનો અને કસોટી કરવાનો" થાય છે અને "સરાઈર"નો અર્થ ગુપ્ત પ્રવૃત્તિઓ છે. ભાવાર્થ એ છે કે કયામતના દિવસે માનવીના બધા જ અકીદાઓ, વિચારસરણી, નિય્યત અને ઈરાદાઓ જે દિલમાં છુપાયેલા હતા, દુનિયામાં તેને કોઈ જાણતું ન હતું, એ જ પ્રમાણે તે પ્રવૃત્તિઓ અને અમલો જે તેણે દુનિયામાં છુપાઈને કર્યા હતા કે જેની કોઈને ખબર ન હતી મહશરમાં તે સૌની પરીક્ષા લેવામાં આવશે એટલે કે સૌને જાહેર કરી દેવામાં આવશે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે કયામતના દિવસે અલ્લાહ તઆલા દરેક ગુપ્ત રહસ્યને ખોલી નાંખશે, દરેક સારા ખરાબ અકીદાઓ અને અમલની નિશાની માનવીના ચહેરા ઉપર યા તો શણગાર બનીને અથવા તો કાળાશના સ્વરૂપે જાહેર કરવામાં આવશે. *(કુર્તુબી)*

وَالسَّمَآءِ ذَاتِ الرَّجْعِ માં رَجْعِ નો અર્થ તે વરસાદનો છે જે એક ઝાપટાં સ્વરૂપે આવીને સમાપ્ત થઈ જાય અને પછી તરત બીજું ઝાપટું આવે, આમ સતત એક પછી એક ઝાપટાં આવતા રહે.

اِنَّهٗ لَقَوْلٌ فَصْلٌ એટલે કે કુર્આને કરીમ પોતે એક ફેંસલો કરનાર નિવેદન છે જે સત્ય અને અસત્યમાં ફેંસલો કરે છે અને તેમાં કોઈ શંકા કે ભ્રમની ગુંજાઇશ નથી.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે તેમણે કુર્આન વિશે કહ્યું, كِتَابٌ فِيْهِ خَبَرُ مَاقَبْلَكُمْ وَحُكْمُ مَا بَعْدَكُمْ وَهُوَ الْفَصْلُ لَيْسَ بِالْهَزْلِ એટલે કે આ એક એવી કિતાબ છે જેમાં તમારાથી આગલી ઉમ્મતોની પરિસ્થિતિઓની ખબરો છે અને તમારા પછી આવનાર લોકો માટે હુકમો છે અને તે ફેંસલો કરનાર નિવેદન છે, કોઈ હંસી મજાક નથી !

تَمَّتْ سُوْرَةُ الطَّارِقِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى ١٧ شَوَّالْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તારિક પૂર્ણ થઈ.



તારીખ : ૦૧ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૧૧ રબિઉલ આખર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૭)

# સૂરએ અઅ્લા

સૂરએ અઅ્લા મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૯ આયતો છે.

**આયતો : (સૂરએ અઅ્લા : આયત નં. ૧ થી ૧૯)**

آياتها ١٩ ﴿٨٧﴾ سُورَةُ الْأَعْلَىٰ مَكِّيَّةٌ ٨ ركوعها ١

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ

سَبِّحِ اسْمَ رَبِّكَ الْأَعْلَى ﴿١﴾ الَّذِي خَلَقَ فَسَوَّىٰ ﴿٢﴾ وَالَّذِي قَدَّرَ فَهَدَىٰ ﴿٣﴾ وَالَّذِيٓ
أَخْرَجَ الْمَرْعَىٰ ﴿٤﴾ فَجَعَلَهُ غُثَاءً أَحْوَىٰ ﴿٥﴾ سَنُقْرِئُكَ فَلَا تَنْسَىٰ ﴿٦﴾ إِلَّا مَا شَاءَ
اللَّهُ ۚ إِنَّهُ يَعْلَمُ الْجَهْرَ وَمَا يَخْفَىٰ ﴿٧﴾ وَنُيَسِّرُكَ لِلْيُسْرَىٰ ﴿٨﴾ فَذَكِّرْ إِنْ نَفَعَتِ
الذِّكْرَىٰ ﴿٩﴾ سَيَذَّكَّرُ مَنْ يَخْشَىٰ ﴿١٠﴾ وَيَتَجَنَّبُهَا الْأَشْقَى ﴿١١﴾ الَّذِي يَصْلَى النَّارَ
الْكُبْرَىٰ ﴿١٢﴾ ثُمَّ لَا يَمُوتُ فِيهَا وَلَا يَحْيَىٰ ﴿١٣﴾ قَدْ أَفْلَحَ مَنْ تَزَكَّىٰ ﴿١٤﴾ وَذَكَرَ اسْمَ رَبِّهِ
فَصَلَّىٰ ﴿١٥﴾ بَلْ تُؤْثِرُونَ الْحَيَاةَ الدُّنْيَا ﴿١٦﴾ وَالْآخِرَةُ خَيْرٌ وَأَبْقَىٰ ﴿١٧﴾ إِنَّ هَٰذَا لَفِي
الصُّحُفِ الْأُولَىٰ ﴿١٨﴾ صُحُفِ إِبْرَاهِيمَ وَمُوسَىٰ ﴿١٩﴾



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(હે મુહમ્મદ સલ. !) પોતાના પરવરદિગારના નામની તસ્બીહ પઢો, જે સર્વોપરી છે. (૧) જેણે (સૌ કાંઈ) બનાવ્યું. ફરી (તેને) ઠીક બનાવ્યું (૨) અને જેણે સઘળું નિર્માણ કર્યું. ફરી (તેને) માર્ગ દેખાડયો (૩) અને જેણે (પૃથ્વીમાંથી લીલોછમ) ચારો કાઢયો. (૪) ફરી તેણે તે ચારાને (સૂકો)*

*કાળાશ પડતો કચરો બનાવ્યો. (૫) (હે રસૂલ સલ. !) અમે જેટલું કુર્આન (ઊતારીશું (તેટલું) આપને યાદ કરાવીશું તો આપ (તેમાંથી કંઈ પણ) ભૂલશો નહિ; (૬) પરંતુ જેટલું (ભૂલાવવું) અલ્લાહને મંજૂર હશે (તે ભૂલી જશો.) બેશક, તે દરેક જાહેર અને છુપા હાલને જાણે છે (૭) અને અમે આપને આ સરળ શરીઅત માટે સહેલાઈ કરી આપીશું (૮) માટે આપ નસીહત કરતા રહો અગર શિખામણ ફાયદો આપે. (૯) તે જ માણસ નસીહત માની લેશે જેને (અલ્લાહનો કંઈક) ડર હશે (૧૦) અને જે મહા અભાગ્ય હશે તે જ તેનાથી વેગળો રહેશે (૧૧) કે જે (છેવટે) મહાન આગમાં દાખલ થશે. (૧૨) ફરી તેમાં ન તે મરશે અને ન તે (સુખે) જીવશે. (૧૩) ખરેખર, તેનું ભલું થયું કે જે (બુરા અકીદાઓ અને ગુનાહોથી) પાક થયો (૧૪) અને પોતાના પાલનહારનું નામ લેતો અને નમાઝ પઢતો રહ્યો. (૧૫) (પણ હે કાફિરો ! તમે તેમ ન કર્યું) બલકે તમે તો દુનિયાના જીવનને શ્રેષ્ઠ ગણો છો (૧૬) અને (ખરી રીતે જોતાં તો) આખિરત (દુનિયાથી) અતિ ઉત્તમ અને સદા બાકી રહેનારી છે. (૧૭) બેશક, આ વાત આગલા સહીફાઓમાં પણ છે. (૧૮) એટલે ઈબ્રાહીમ (અલૈ.) અને મૂસા (અલૈ.)ના સહીફાઓમાં. (૧૯)*

## વિસ્તૃત વિવરણ :

**મસ્અલો :**

ઉલમાએ કહ્યું કે કિરાઅત કરનાર જ્યારે سَبِّحِ اسْمَ رَبِّكَ الْأَعْلَى ની તિલાવત કરે તો મુસ્તહબ એ છે કે سُبْحَانَ رَبِّيَ الْأَعْلَى કહે. સહાબએ કિરામ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈબ્ને ઉમર (રદિ.), ઈબ્ને ઝુબૈર (રદિ.), અબૂ મૂસા (રદિ.) અને અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) આવું જ કરતા હતા. જ્યારે આ સૂરત શરૂ કરતા હતા તો سُبْحَانَ رَبِّيَ الْأَعْلَى કહ્યા કરતા હતા.
(કુર્તુબી)

**મસ્અલો :**

હઝરત ઉકબા બિન આમિર જહ્નની (રદિ.)થી રિવાયત છે કે જ્યારે سَبِّحِ اسْمَ رَبِّكَ الْأَعْلَى નાઝિલ થઈ તો રસૂલે કરીમ ﷺ એ ફરમાવ્યું,

اجعلوها في سجودكم એટલે કે આ વાક્ય سُبْحَانَ رَبِّيَ الْأَعْلٰى પોતાના સિજ્દહમાં કહ્યા કરો. سَبِّحِ اسْمَ رَبِّكَ الْأَعْلٰى તસ્બીહનો અર્થ પાક રાખવાનો અને પાકી વર્ણન કરવાનો છે. سَبِّحِ اسْمَ رَبِّكَ નો અર્થ એ છે કે પોતાના પરવરદિગારના નામને પાક રાખો. ભાવાર્થ એ છે કે પરવરદિગારના નામનો આદર અને સન્માન કરો અને જ્યારે અલ્લાહ તઆલાનું નામ લો તો ધ્યાન અને એકાગ્રતા તથા અદબની સંપૂર્ણ કાળજી રાખો અને દરેક એવી વસ્તુથી તેના નામને પાક રાખો જે તેના માટે યોગ્ય નથી. તેમાં એ પણ સામેલ છે કે અલ્લાહ તઆલાને માત્ર તે નામોથી જ પોકારો જે પોતે અલ્લાહ તઆલાએ પોતાના માટે વર્ણન કર્યા છે અથવા અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને બતાવ્યા છે, તેના સિવાય કોઈ અન્ય નામથી તેને પોકારવું નાજાઇઝ છે.

**મસ્અલો :**

આ જ પ્રમાણે આ હુકમમાં એ પણ સામેલ છે કે જે નામ અલ્લાહ તઆલાની સાથે ખાસ છે તે કોઈ મખ્લૂક માટે ઉપયોગ કરવો તેની પવિત્રતા અને મોટાઈ વિરુદ્ધ છે એટલા માટે જાઇઝ નથી. (કુર્તુબી) જેમકે રહમાન, રઝ્ઝાક, ગફ્ફાર, કુદુસ વગેરે. આજકાલ આ બાબતે ખૂબ બેદરકારી દાખવવામાં આવી રહી છે. લોકોને નામો ટૂંકાવવાનો શોખ હોય છે. અબ્દુર્રહમાનને રહમાન, અબ્દુર્રઝ્ઝાકને રઝ્ઝાક, અબ્દુલ ગફ્ફારને ગફ્ફાર કોઈપણ જાતના ખચકાટ વિના કહેતા રહે છે અને એવું નથી સમજતા કે તેને કહેનારો અને સાંભળનારો બંને ગુનેહગાર થાય છે અને આ ગુનાહે બેલજ્જત એટલે કે વિના કારણે આચરેલ ગુનોહ રાત દિવસ બેદરકારીથી થતો રહે છે.

અમુક તફસીરકારોએ આ સ્થળે "ઈસ્મ" (નામ)થી પોતે "મુસમ્મા" (જેના માટે કહેવામાં આવ્યું છે તે)ને ભાવાર્થ સ્વરૂપે લીધેલ છે અને અરબી ભાષાના આધારે તેની સંભાવના પણ રહેલી છે. પોતે કુર્આને કરીમમાં પણ તેનો આ અર્થ માટે ઉપયોગ થયો છે અને હદીષમાં રસૂલે કરીમ ﷺએ આ વાકયને નમાઝના સિજ્દહમાં પઢવાનો જે હુકમ આપ્યો છે તેના પાલનમાં પણ જે વાક્ય ઉપયોગ કરવામાં આવ્યું તે "સુબ્હાન ઈસ્મ રબ્બિકલ અઅ્લા" નથી બલકે "સુબ્હાન રબ્બિયલ્ અઅ્લા" છે. તેનાથી જાણ થાય છે કે અત્રે ઈસ્મ હેતુ નથી પરંતુ તેનો ભાવાર્થ પોતે મુસમ્મા છે. વલ્લાહુ અઅ્લમુ. (કુર્તુબી)

**સૃષ્ટિના સર્જનમાં રસપ્રદ અને ગૂઢ હિકમતો :**

ٱلَّذِى خَلَقَ فَسَوَّىٰ وَٱلَّذِى قَدَّرَ فَهَدَىٰ આ બધું રબ્બિ અઅ્લાની સિફતોનું વર્ણન છે જે સૃષ્ટિના સર્જનમાં તેની ઉચ્ચ કક્ષાની હિકમતો અને સંપૂર્ણ શક્તિની ગવાહી સાથે સંબંધિત છે. તેમાં પ્રથમ સિફત خَلَقَ (ખલક) છે. "ખલક"નો અર્થ માત્ર કારીગીરી નથી, બલકે ન હોવામાંથી કોઈ પણ પ્રકારના ભૌતિક તત્ત્વો વિના હોવામાં એટલે કે અસ્તિત્વમાં લાવવું અને આ કામ કોઈ મખ્લૂકની ક્ષમતામાં નથી, માત્ર અલ્લાહ તઆલા શા'નુહૂની કુદરત જ છે કે જે કોઈ પણ પ્રકારની ભૌતિક તત્ત્વોની ઉપસ્થિતિ વિના જ્યારે ચાહે જે વસ્તુ ચાહે ન હોવામાંથી અસ્તિત્વમાં લાવી દે છે. બીજી સિફત (લક્ષણ) આ સર્જન સાથે જોડાયેલ فَسَوَّىٰ (ફસવ્વા) છે જેનો શાબ્દિક અર્થ બરાબર ઠીકઠાક કરવાનો થાય છે અને ભાવાર્થ એ છે કે દરેક વસ્તુને જે અસ્તિત્વ આપવામાં આવ્યું તેનું કદ અને કાઠી, સ્વરૂપ, અવયવો, અંગો, તેનો દેખાવ, ભૌતિક સ્વરૂપ એ બધામાં એક ખાસ પ્રકારની યોગ્યતા અને સમાનતા રાખવામાં આવી છે અને તેની યોગ્યતા આધારે જ તેને આ અસ્તિત્વ આપવામાં આવ્યું છે. માનવી અને દરેક પ્રાણીને તેની આવશ્યકતા પ્રમાણે અવયવો આપવામાં આવ્યા અને આ અવયવોની કદ, કાઠી, દેખાવ તેની જરૂરિયાત આધારે બનાવવામાં આવ્યા. હાથ, પગ અને તેની આંગળીઓમાં એવા સાંધાઓ અને કુદરતી સ્પ્રિંગો લગાવવામાં આવી છે કે દરેક રીતે વાળવામાં અને ઉપયોગ કરવામાં તૂટી જતી નથી. આ પ્રમાણે બીજા દરેક અવયવ જુઓ, આ આશ્ચર્યજનક યોગ્યતા પોતે માનવીને સૃષ્ટિના સર્જનહારની હિકમત અને કુદરત ઉપર ઈમાન લાવવા માટે પૂરતી છે.

ત્રીજી વસ્તુ આ જ ક્રમમાં કહી, قَدَّرَ (કદર) તકીદરનો અર્થ કોઈ વસ્તુને ખાસ પ્રમાણસર બનાવવાનો અને પરસ્પર તેના સરખાપણા અને યોગ્યતાનો થાય છે અને કઝા તથા કદર પણ ઉપયોગ થાય છે જેનો અર્થ દરેક વસ્તુ વિશે અલ્લાહ તઆલાનો ફૈસલો અને ખાસ નિર્ણય છે. આ આયતમાં આ જ અર્થ ભાવાર્થ સ્વરૂપે છે અને મતલબ એ છે કે અલ્લાહ તઆલાએ દુનિયાની વસ્તુઓને માત્ર પેદા કરીને અને બનાવીને છોડી નથી દીધી બલકે દરેક વસ્તુને કોઈ ખાસ કામ માટે પેદા કરી અને તેના યોગ્ય તેના માધ્યમો આપ્યા અને તે જ કામમાં તેને

લગાવી દીધા. વિચાર કરવામાં આવે તો આ વાત કોઈ ખાસ પ્રજાતિ અથવા સૃષ્ટિના કોઈ ખાસ સર્જન માટે વિશિષ્ટ નથી, સમગ્ર સૃષ્ટિ અને સર્જન આ જ પ્રમાણે છે કે તેમને અલ્લાહ તઆલાએ ખાસ ખાસ કામો માટે બનાવ્યા છે અને તેમને તે જ કામોમાં લગાવી દીધા છે. દરેક વસ્તુ પોતાના પરવરદિગારની નક્કી કરેલ ફરજ ઉપર લાગેલ છે. આસમાન અને તેના તારાઓ, વીજળી અને વરસાદથી લઈને માનવી અને પ્રાણીઓ, વનસ્પતિસૃષ્ટિ અને પ્રાણીસૃષ્ટિ સૌમાં આ બાબતનો સાક્ષાત્કાર થતો રહે છે કે જેને જે કામ ઉપર સર્જનહારે લગાવી દીધા છે તે તેના ઉપર લાગેલ છે.

*અબ્રો બાદો માહો ખુરશીદો ફલક દર કારન્દ*

વાદળ, હવા, ચંદ્ર, સૂર્ય, આકાશ બધું જ કાર્યરત છે.

અને મવલાના રૂમીએ ઘણું સારું કહ્યું છે,

خاک وباد وآب وآتش بندہ اند      بامن وتو مردہ باحق زندہ اند

*ખાકો, બાદો, આબો, આતિશ બંદા અન્દ,*

*બામનો તુ મુરદા બાહક જિન્દા અન્દ.*

માટી, હવા, પાણી, આગ તે અલ્લાહના બંદા છે,

મારા અને તારા નજીક ને નિર્જીવ છે પરંતુ વાસ્તવમાં તે સજીવ છે.

ખાસ કરીને માનવી અને પ્રાણીની દરેક પ્રજાતિ અને પ્રકારને અલ્લાહ તઆલાએ જે ખાસ ખાસ કામો માટે પેદા કર્યા છે તે કુદરતી રીતે એ જ કામ ઉપર લાગેલા છે અને તેનો શોખ અને તેની રૂચિ તે જ કામની આસપાસ ફરતી રહે છે.

ہر یکے را بہر کارے ساختند      میل اورا در دلش انداختند

*હર યકે રા બહ્રે કારે સાખ્તન્દ,*

*મેલ ઊરા દરદશ અન્દાખ્તન્દ.*

ચોથી વસ્તુ આ કહી, هَدٰى (ફહદા) એટલે કે સૃષ્ટિના સર્જનહારે જે વસ્તુને જે કામ માટે પેદા કર્યા તેને તેનું માર્ગદર્શન પણ આપ્યું કે એ તે કામને કઈ રીતે પૂરું કરે. વાસ્તવિકતા તો એ છે કે આ માર્ગદર્શન સમગ્ર સૃષ્ટિ અને સર્જનને આપી દેવામાં આવેલ છે આસમાન અને આસમાની મખ્લૂક હોય કે જમીન અને

તેની મખ્લૂક; કારણ કે એક ખાસ પ્રકારની બુદ્ધિ અને સમજદારી અલ્લાહ તઆલાએ તેમને પણ આપી છે, ભલે તે માનવીની બુદ્ધિ અને સમજદારીથી ઓછી હોય જેમકે કુર્આને કરીમની બીજી આયતમાં કહેવામાં આવ્યું છે. اَعْطٰى كُلَّ شَىْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى એટલે કે અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને પેદા કરીને એક અસ્તિત્વમાં આપ્યું, પછી તેના સંબંધિત કામનું માર્ગદર્શન આપી દીધું અને આ જ સર્વવ્યાપી માર્ગદર્શનનો પ્રભાવ છે કે આસમાન અને જમીન, તારાઓ અને ગ્રહો, પહાડ અને દરિયાઓ બધા જ જે સેવા ઉપર પ્રથમ સર્જન સમયે નીમી દેવામાં આવ્યા હતા તે જ સેવાને ઠીક ઠીક એ જ પ્રમાણે કોઈપણ જાતની કમી, આળસ કે સુસ્તી વિના કરી રહ્યા છે. ખાસ કરીને માનવી અને પ્રાણીઓ જેમની બુદ્ધિ અને સમજદારીનો દરેક સમયે સાક્ષાત્કાર થતો રહે છે તેમનામાં પણ વિચાર કરવામાં આવે તો જાણ થશે કે તેમનામાં દરેક પ્રજાતિને બલકે દરેક પ્રજાતિના દરેક વ્યક્તિને અલ્લાહ તઆલાએ પોતપોતાની જિંદગીની જરૂરિયાતો પ્રાપ્ત કરવા અને પોતાની વિરોધી વસ્તુઓથી બચવા માટે કેવી કેવી અનોખી કળા શિખવાડી છે કે જેનાથી બુદ્ધિ દંગ રહી જાય છે. માનવી તો સૌથી વધારે બુદ્ધિ અને સમજદારી ધરાવનાર છે. જંગલના જાનવરો, હિંસક પ્રાણીઓ, પક્ષીઓ અને પૃથ્વી ઉપર વિખરાયેલી સૃષ્ટિને જુઓ કે દરેક વસ્તુને પોતપોતાની જિંદગીની જરૂરિયાતો પ્રાપ્ત કરવાની, રહેવા વસવાની અને પોતાની વ્યક્તિગત તથા જાતીય આવશ્યકતાઓ પૂરી કરવા માટેની કેવી કેવી કળાઓ શીખેલી છે અને આ બધું પ્રત્યક્ષ શિક્ષણ સૃષ્ટિના સર્જનહાર તરફથી મળેલ છે. આ કળાઓ તેમણે કોઈ સ્કૂલ કે કૉલેજમાં રહીને અથવા કોઈ શિક્ષક પાસેથી નથી શીખી બલકે આ બધું જ તે માર્ગદર્શન અને સર્વવ્યાપી રબ્બાની શિક્ષણનો પ્રભાવ છે જેનું આયત اَعْطٰى كُلَّ شَىْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى અને قَدَّرَ فَهَدٰى માં વર્ણન છે.

**માણસનું વૈજ્ઞાનિક શિક્ષણ પણ વાસ્તવમાં રબ્બાની ભેટ છે :**

માનવી જેને અલ્લાહ તઆલાએ બુદ્ધિ અને સમજદારીમાં સૌથી વધારે પૂર્ણતા અર્પણ કરી અને તેને સૃષ્ટિનો શિરમોર બનાવ્યો છે પૃથ્વી અને પહાડ તથા નદીઓ અને સમંદરો અને તેમાં પેદા થનારી બધી જ વસ્તુઓ તેની સેવામાં અને તેના લાભ માટે પેદા થઈ છે પરંતુ તેનો સંપૂર્ણ લાભ ઉઠાવવો અને વિવિધ

પ્રકારનો ફાયદો ઉઠાવવો અને અનેક વસ્તુઓને જોડીને એક નવી વસ્તુ પેદા કરવી આ બધું જ્ઞાન અને કળા કુદરતે માનવીમાં રાખેલ એક પ્રાકૃતિક અને સ્વાભાવિક વસ્તુ ઉપર નિર્ભર છે. આ બુદ્ધિ અને સમજદારી અલ્લાહ તઆલાએ આપેલ છે કે જે પહાડોને ખોદીને, સમંદરોમાં ડૂબકી મારીને સેંકડો ખનીજ તત્ત્વો અને દરિયાઈ વસ્તુઓ પ્રાપ્ત કરી લે છે અને પછી લાકડું, લોઢું, તાંબું, પિત્તળ વગેરેને પરસ્પર જોડી તોડી નવી નવી વસ્તુ પોતાની જરૂરિયાત પ્રમાણે બનાવી લે છે અને આ જ્ઞાન અને કળા ફિલોસોફરોના સંશોધનો કે કૉલેજોના શિક્ષણ ઉપર અવલંબિત નથી, શરૂઆતની દુનિયાથી અભણ અને જાહિલ લોકો પણ આ બધા કામ કરતા આવ્યા છે અને આ જ તે સ્વાભાવિક વિજ્ઞાન છે જે અલ્લાહ તઆલાએ સ્વાભાવિકપણે માનવીની પ્રકૃતિમાં મૂક્યું છે. આગળ કળા અને જ્ઞાનના સંશોધનો દ્વારા તેમાં પ્રગતિ કરવાની ક્ષમતા પણ આ જ રબ્બાની કુદરતની અનમોલ ભેટ છે.

આવું બધા જાણે છે કે વિજ્ઞાન કોઈ વસ્તુને પેદા નથી કરતું બલકે કુદરતની પેદા કરેલ વસ્તુનો ઉપયોગ શિખવાડે છે અને આ ઉપયોગનો મા'મૂલી દરજ્જો તો કુદરતે માનવીને તેની પ્રકૃતિમાં જ શિખવાડી દીધો છે. આગળ તેમાં કળા, સંશોધનો તથા પ્રગતિનું ઘણુ મોટું વિશાળ મેદાન મૂક્યું છે અને માનવીના સ્વભાવમાં તેને સમજવાની ક્ષમતા અને સમજદારી રાખી છે જેની સાબિતીઓ આજના વૈજ્ઞાનિક યુગમાં રોજ રોજ નવી નવી રીતે સામે આવતી રહે છે અને ખબર નહીં આગળ શું શું આવતું રહેશે ! વિચાર કરો તો આ બધું જ કંઈ કુર્આને કરીમના માત્ર એક શબ્દ فَهَدٰى (ફહદા)નો ખુલાસો છે કે અલ્લાહ તઆલાએ માનવીને આ બધા કામોનો માર્ગ બતાવ્યો અને તેમાં તેને સંપૂર્ણ કરવાની ક્ષમતા આપી પરંતુ અફસોસ છે કે વિજ્ઞાનમાં પ્રગતિ કરનાર આ હકીકતથી વધારે અજાણ બલકે આંધળા થતા જઈ રહ્યા છે.

وَالَّذِىٓ اَخْرَجَ الْمَرْعٰى فَجَعَلَهٗ غُثَآءً اَحْوٰى માં مَرْعٰى નો ભાવાર્થ પ્રાણીઓને ચરવાનું મેદાન (ગૌચર) થાય છે જ્યાં પ્રાણીઓ ઘાસચારો ચરે છે અને غُثَآء તે કચરા પૂજાને કહે છે જે પાણીની રેલમાં ઉપર તરી આવે છે. مَرْعٰى જે ગાઢ લીલી વનસ્પતિમાં એક પ્રકારની કાળાશ આવી જાય છે તેને કહે છે. આ

આયતમાં અલ્લાહ તઆલાએ વનસ્પતિના સંદર્ભમાં પોતાની કુદરત અને હિકમતની અમુક બાબતોનો ઉલ્લેખ કર્યો છે કે જમીનમાંથી લીલું ઘાસ કાઢ્યું પછી તેને સૂકવીને કાળા રંગનું કરી દીધું અને તે લીલાશ જતી રહી, તેમાં માનવી માટે તેના પરિણામ તરફ પણ ઈશારો છે કે આ શરીરની હુષ્ટપુષ્ટતા, ખૂબસૂરતી, ચપળતા, ચાલાકી બધું જ અલ્લાહ તઆલાનું આપેલ છે પરંતુ અંતે તે સૌ સમાપ્ત થઈ જવાનું છે.

سَنُقْرِئُكَ فَلَا تَنْسٰٓى اِلَّا مَا شَآءَ اللّٰهُ પાછલી આયતોમાં અલ્લાહ તઆલાએ પોતાની કુદરત અને હિકમતના અમુક નમૂના વર્ણન કર્યા પછી રસૂલે કરીમ ﷺને તેમના પયગમ્બરી ફરજની અમુક સૂચનાઓ અને માર્ગદર્શન આપ્યું છે અને માર્ગદર્શનથી પહેલાં તેમના કામને સરળ કરવાની ખુશખબરી સંભળાવી છે, તે એ કે શરૂઆતમાં જયારે તમારા ઉપર કુર્આન નાઝિલ થતું હતું અને જિબ્રઈલ (અલૈ.) કુર્આનની કોઈ આયત સંભળાવતા હતા તો તમને એવી ચિંતા થતી હતી કે આયતના શબ્દો દિમાગમાંથી નીકળી જાય એટલા માટે જિબ્રઈલ અમીનના પઢવાની સાથે સાથે આપ ﷺ પણ કુર્આનના શબ્દો પઢતા હતા. આ આયતમાં અલ્લાહ તઆલાએ આ કામ એટલે કે કુર્આનને યાદ કરાવી દેવાની જવાબદારી પોતે લઈ લીધી અને તેમને નચિંત કરી દીધા કે જિબ્રઈલ અમીન (અલૈ.) ચાલ્યા ગયા પછી કુર્આનની આયતો તમારી પાસેથી ઠીક ઠીક પઢાવી દેવી પછી તેને સ્મૃતિમાં સુરક્ષિત કરાવી દેવી અમારી જવાબદારી છે, તમે ચિંતા ન કરો. જેનું પરિણામ આ થશે فَلَا تَنْسٰٓى اِلَّا مَا شَآءَ اللّٰهُ એટલે કે તમે કુર્આનની કોઈ વસ્તુ ભૂલશો નહીં એના સિવાય કે કોઈ વસ્તુને અલ્લાહ તઆલા જ પોતાની હિકમત અને હિતની બીનાએ તમારા દિમાગમાંથી ભૂલાવી દેવા અને ભૂંસી દેવા ઈચ્છે. ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા કુર્આનની જે અમુક આયતો મન્સૂખ (રદ) કરે છે તેની એક રીત તો ઘણી પ્રખ્યાત છે કે એક સ્પષ્ટ હુકમ આગલા હુકમના વિરુદ્ધ આવી જાય અને મન્સૂખ કરવાની એક રીત એ પણ છે કે તે આયતોને જ રસૂલે કરીમ ﷺ અને બધા મુસલમાનોના દિમાગોમાંથી ભૂલાવી દેવામાં આવે અથવા ભૂંસી નાંખવામાં આવે. જેમકે કુર્આની આયતોના નસ્ખ (રદ) વિશે કહેવામાં આવ્યું, مَا نَنْسَخْ مِنْ اٰيَةٍ اَوْ نُنْسِهَا એટલે કે અમે જે આયતો

મન્સૂખ કરીએ છીએ અથવા તમારા દિમાગમાંથી ભૂલાવી આપીએ છીએ... અને અમુક લોકોએ اِلَّا مَا شَآءَ اللّٰهُ ને ઈસ્તિષ્ના (બાકાત)નો આ ભાવાર્થ ઠરાવ્યો છે. એવું બની શકે છે કે અલ્લાહ તઆલા કોઈ મસ્લિહત અને હિતની બીનાએ અમુક સમય માટે કોઈ આયત આપ ﷺના દિમાગમાંથી ભૂલાવી દે અને પછી યાદ આવી જાય, જેમકે હદીષની અમુક રિવાયતોમાં છે કે એક દિવસે રસૂલે કરીમ ﷺએ કોઈ સૂરત પઢી જેમાં એક આયત પઢવાથી રહી ગઈ. હઝરત ઈબ્ને અબી કઅ્બ (રદિ.) જે વહીના લહ્યા હતા તેમણે એવું સમજ્યું કે કદાચ આ આયત મન્સૂખ થઈ ગઈ પરંતુ જ્યારે તેમણે આપ ﷺને પૂછ્યું તો આપ ﷺએ કહ્યું મન્સૂખ નથી, મારાથી ભૂલથી છૂટી ગઈ. (કુર્તુબી) તો આ ઈસ્તિષ્નાનો ખુલાસો એ થશે કે અમુક સમય માટે કોઈ આયતને ભૂલી જવું અને પછી કાયદેસર યાદ આવી જવું આ વાયદાનો નકાર નથી. વલ્લાહુ અઅ્લમુ.

وَنُيَسِّرُكَ لِلْيُسْرٰى નો શાબ્દિક અર્થ એ છે કે અમે તમને وَنُيَسِّرُكَ لِلْيُسْرٰى ના તરીકા માટે સરળ કરી દઈશું. તેનાથી ભાવાર્થ શરીઅતે ઈસ્લામ છે. દેખીતી રીતે આ સ્થળનો તકાદો એ હતો કે એવું કહેવામાં આવ્યું હોત કે અમે આ તરીકા અને આ શરીઅતને તમારા માટે સરળ કરી દઈશું પરંતુ કુર્આને કરીમે તેને છોડીને કહ્યું કે અમે તમને આ તરીકા માટે સરળ કરી દઈશું. આવું બતાવવાની હિકમત એ છે કે અલ્લાહ તઆલા તમને સ્વાભાવિક અને ભૌતિક રીતે એવા બનાવી દેશે કે શરીઅત તમારો સ્વભાવ બની જાય અને તમે શરીઅતના માળખામાં ઢળી જાઓ.

فَذَكِّرْ اِنْ نَّفَعَتِ الذِّكْرٰى પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺને પોતાની પયગમ્બરી ફરજો અદા કરવામાં અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવેલ સહૂલતોનું વર્ણન હતું. આ આયતમાં આપ ﷺને આ ફરજની અદાયગીનો હુકમ છે અને આયતના શબ્દોનો અર્થ એ છે કે તમે લોકોને તબ્લીગ અને શિખામણ આપતા રહો અને શિખામણ લાભ આપતી હોય. આ શબ્દો જો કે શરતરૂપે આવ્યા છે પરંતુ વાસ્તવમાં હેતુ કોઈ શરત સ્વરૂપે કહેવાનો નથી બલકે તેનો તાકીદી હુકમ આપવો છે જેનું દષ્ટાંત આપણા રૂઢિપ્રયોગોમાં એ છે કે કોઈ વ્યક્તિને તાકીદ માટે એવું કહેવામાં આવે કે જો તું માણસ છે તો તારે ફલાણું કામ

કરવું પડશે અથવા જો તું ફલાણાનો દિકરો છે તો તારે આવું કરવું પડશે. અહીંયાં હેતુ શરતનો નથી હોતો બલકે એવી જાહેરાત હોય છે કે જ્યારે તું માનવપુત્ર છે અથવા તો જ્યારે કે તું ફલાણા મહાન વ્યક્તિનો દિકરો છે તો આ કામ તારા માટે જરૂરી છે. મતલબ એ છે કે નસીહત, શિખામણ, તબ્લીગનું લાભદાયક હોવું તો નિશ્ચિત અને ચોક્કસ છે તેથી આ લાભદાયક વસ્તુને તમે કોઈપણ સમયે છોડશો નહીં.

قَدْ أَفْلَحَ مَنْ تَزَكّٰى માં શબ્દ تَزَكّٰى ઝકાતથી બને છે અને તેનો મૂળ અર્થ પાક કરવાનો થાય છે. માલની ઝકાતને પણ એટલા માટે ઝકાત કહે છે કે તે બાકી રહેલા માલને માનવી માટે પાક કરી દે છે. અહીંયાં શબ્દ تَزَكّٰى નો ભાવાર્થ સામાન્ય છે જેમાં ઈમાની અને અખ્લાકી પવિત્રતા અને સ્વચ્છતા પણ સામેલ છે અને માલની ઝકાત આપવું પણ સામેલ છે. وَذَكَرَ اسْمَ رَبِّهٖ فَصَلّٰى એટલે કે પોતાના પરવરદિગારનું નામ લે છે અને નમાઝ પઢે છે દેખીતું છે કે તેમાં દરેક પ્રકારની નમાઝ ફરજ હોય કે નફલ સામેલ છે. અમુક તફસીરકારોએ જે ખાસ ઈદની નમાઝોથી તેની તફસીરો કરી છે તે પણ તેમાં સામેલ છે. بَلْ تُؤْثِرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે સામાન્ય લોકોનું દુનિયા અને આખિરત ઉપર અગ્રિમતા આપવાનું કારણ એ છે કે દુનિયાની નેઅ્મત અને રાહત તો રોકડ અને હાજર છે અને આખિરતની નેઅ્મત અને રાહત નજરોથી ગાયબ અને ઉધાર છે. વાસ્તવિકતાથી અજ્ઞાન લોકોએ હાજરને ગાયબ ઉપર અને રોકડને ઉધાર ઉપર અગ્રિમતા આપી દીધી જે તેમના માટે કાયમી નુકસાનનું કારણ બની. આ જ નુકસાનથી બચાવવા માટે અલ્લાહ તઆલાએ પોતાની કિતાબો અને રસૂલો દ્વારા આખિરતની નેઅ્મતો, રાહતોને એવી સ્પષ્ટ કરી દીધી કે જાણે તે હાજર છે અને એવું બતાવી દીધું કે જે વસ્તુઓને તમે રોકડ સમજીને અપનાવી રહ્યા છો તે અધૂરી અને સમાપ્ત થનારી માલમત્તા છે અને ઘણી જલદી ફના થઈ જશે. બુદ્ધિનો તકાદો એ નથી કે આવી વસ્તુઓ ઉપર ધ્યાન આપે અને પોતાની શક્તિ અને ક્ષમતા ખર્ચે. આ જ વાસ્તવિકતાને સ્પષ્ટ કરવા માટે કહેવામાં આવ્યું, وَالْاٰخِرَةُ خَيْرٌ وَّاَبْقٰى દુનિયા અને આખિરત ઉપર અગ્રિમતા આપનારાઓને ચેતવણી છે કે જરા બુદ્ધિથી કામ લો, તમે કઈ વસ્તુને અપનાવી રહ્યા છો અને કઈ વસ્તુને છોડી રહ્યા છો ? આ દુનિયા કે જેના

ઉપર તમે દિલ દઈ બેઠા છો પ્રથમ તો તેની મોટામાં મોટી રાહત અને લિજ્જત પણ રંજ ગમ, તકલીફ અને મહેનતથી ખાલી નથી, બીજું તેના સ્થાયિત્વની કોઈ ગેરંટી નથી, આજનો બાદશાહ કાલનો ફકીર, આજનો યુવાન કાલનો વૃદ્ધ અને તેનું લાચાર થઈ જવું આપણે દિવસ રાત જોતા રહીએ છીએ, તેનાથી વિપરીત આખિરત કે તે આ બંને ખામીઓથી પવિત્ર છે, તેની દરેક નેઅ્મત અને રાહત ભલાઈ જ ભલાઈ છે અને દુનિયાની નેઅ્મતો અને રાહતોથી તેને કોઈ સંબંધ નથી અને તેનાથી મોટી વાત એ છે કે તે કાયમી છે, હંમેશા રહેનારી છે. માનવી જરા વિચાર કરે કે જો તેને કહેવામાં આવે કે તમારી સામે બે મકાન છે, એક આલિશાન મહેલ કે બંગ્લો બધા જ સરસામાનથી શણગારેલ છે અને બીજું એક મા'મૂલી કાચું મકાન છે અને તેમાં કોઈ સરસામાન નથી, હું તમને અધિકાર આપું છું કે યા તો આ બંગ્લો લઈ લો પરંતુ માત્ર મહિના અથવા બે મહિના માટે, ત્યાર પછી તેને ખાલી કરવો પડશે અથવા તો આ કાચું મકાન લઈ લો જે તમારી કાયમી મિલકત રહેશે તો કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ આ બંનેમાંથી કોને અગ્રિમતા આપશે ? હવે આ બાબતનો તકાદો તો એ છે કે આખિરતની નેઅ્મતો ધારી લો કે અધૂરી અને દુનિયાથી ઓછા દરજ્જાની હોત પરંતુ તો પણ તે પોતાના કાયમીપણાના કારણે અગ્રિમતા આપવાપાત્ર હતી અને જ્યારે કે તે નેઅ્મતો દુનિયાની નેઅ્મતોના મુકાબલામાં ભલાઈ અને શ્રેષ્ઠ તથા ઉચ્ચ પણ છે અને કાયમી પણ તો કોઈ બેવકૂફ બદનસીબ મૂર્ખો જ તેને છોડીને દુનિયાની નેઅ્મતોને અગ્રિમતા આપી શકે છે.

إِنَّ هَـٰذَا لَفِى ٱلصُّحُفِ ٱلْأُولَىٰ صُحُفِ إِبْرَٰهِيمَ وَمُوسَىٰ એટલે કે આ સૂરતના બધા વિષયો અથવા અંતિમ વિષય એટલે કે આખિરતનું દુનિયાના મુકાબલામાં ભલાઈ અને કાયમી હોવું પાછલા સહીફા (Script)માં પણ ઉપસ્થિત હતું જેનું વર્ણન આગળ એ રીતે કર્યું કે હઝરત ઈબ્રાહીમ અને હઝરત મૂસા (અલૈ.)ના સહીફામાં આ વિષય હતો. હઝરત મૂસા (અલૈ.)ને તવરાતથી પહેલાં અમુક સહીફા પણ આપવામાં આવ્યા હતા, તેનો અર્થ એ હોઈ શકે છે કે "સુહૂફે મૂસા"થી તવરાત જ ભાવાર્થ હોય.

**સુહૂફે ઇબ્રાહીમીના વિષયો :**

આજુરીએ હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી રિવાયત કરી છે કે તેમણે

રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓ કેવા અને શું હતા ? આપ ﷺએ કહ્યું કે તે સહીફાઓમાં બોધપાઠના દષ્ટાંતોનું વર્ણન હતું. તેમાંના એક દષ્ટાંતમાં જાલિમ બાદશાહને સંબોધન કરીને કહ્યું કે હે લોકો ઉપર થોપાઈ જનાર મગરૂરીમાં (અભિમાનમાં) સંડોવાયેલ ! મેં તને શાસન એટલા માટે ન આપ્યું હતું કે તું દુનિયાનો માલ ઉપર માલ એકઠો કરતો ચાલ્યો જાય બલકે મેં તને સત્તા એટલા માટે સોંપી હતી કે તું મજલૂમોની બદ્દુઆ મારા સુધી પહોંચવા ન દે, કારણ કે મારો કાયદો એ છે કે હું મજલૂમની દુઆને રદ નથી કરતો ભલે તે કાફિરની ઝુબાનથી નીકળી હોય.

એક દષ્ટાંતમાં સામાન્ય લોકોને સંબોધન કરીને કહ્યું કે બુદ્ધિશાળી માનવીનું કામ એ છે કે પોતાના સમયના ત્રણ ભાગ કરે, એક ભાગમાં પોતાના પરવરદિગારની ઈબાદત અને તેની સ્તુતિને વર્ણન કરવાનો હોય, બીજો ભાગ પોતાના અમલોના હિસાબ કરવાનો હોય અને અલ્લાહ તઆલાની મહાન કુદરત અને કારીગીરીમાં ચિંતન અને મનનનો હોય અને ત્રીજો ભાગ પોતાની આર્થિક જરૂરિયાતો પ્રાપ્ત કરવાનો અને શારીરિક જરૂરિયાતો પૂરી કરવાનો હોય.

અને કહ્યું, બુદ્ધિશાળી માનવી માટે જરૂરી છે કે પોતાની સાંપ્રત વર્તમાન પરિસ્થિતિથી વાકેફ રહે અને પોતાના હેતુના કામમાં લાગેલો રહે, પોતાની જીભની હિફાઝત કરે અને જે વ્યક્તિ પોતાની વાતચીતને પોતાનો અમલ સમજી લેશે તેની વાતચીત ઘણી ઓછી બલકે માત્ર જરૂરી કામો માટે રહી જશે.

**મૂસા (અલૈ.)ના સહીફાના વિષયો :**

હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે મેં વિનંતી કરી કે મૂસા (અલૈ.)ના સહીફામાં શું હતું ? તો રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તેમાં બધા બોધપાઠ જ બોધપાઠ હતા જેમાંથી અમુક વાક્યો આ પ્રમાણે છે.

"મને તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જેને મૃત્યુનું યકીન હોય પછી તે કેવી રીતે ખુશ રહે છે !? અને મને તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જે તકદીર ઉપર ઈમાન રાખતો હોય તે કેવી રીતે લાચાર હારેલો અને ગમગીન હોય અને મને તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જે દુનિયા અને તેના પરિવર્તનો અને લોકોની ચઢતી પડતીને જુએ છે તે કેવી રીતે દુનિયા ઉપર સંતોષિત થઈને બેઠો છે અને મને તાજ્જુબ છે તે

વ્યક્તિ ઉપર જેને આખિરતના હિસાબ ઉપર યકીન હોય તે કેવી રીતે અમલને છોડી બેઠો છે !?"

હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે પછી મેં સવાલ કર્યો કે શું આ સહીફામાંથી કોઈ વસ્તુ તમારી પાસે આવનાર વહીમાં પણ છે ? આપ ﷺએ ફરમાવ્યું, હે અબૂઝર ! આ આયતો પઢો. قَدْ اَفْلَحَ مَنْ تَزَكّٰى وَذَكَرَ اسْمَ رَبِّهٖ فَصَلّٰى અંતિમ સૂરએ અઅ્લા સુધી.

(કુર્તુબી)

تَمَّتْ سُوْرَةُ الْاَعْلٰى بِحَمْدِ اللّٰهِ تَعَالٰى لَيْلَةَ يَوْمِ الْاَحَدِ ۸ شَعْبَانُ ۱۳۹۱ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અઅ્લા પૂર્ણ થઈ.



તારીખ : ૦૨ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૧૨ રબિઊલ આખર ૧૪૩૬ હિજરી.

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૮)

# સૂરએ ગાશિયહ

સૂરએ ગાશિયહ મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૬ આયતો છે.

**આયતો : (સૂરએ ગાશિયહ : આયત નં. ૧ થી ૨૬)**

ركوعها ١ — ٨٨ سُوْرَةُ الْغَاشِيَةِ مَكِّيَّةٌ ٦٨ — اٰياتها ٢٦

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

هَلْ اَتٰىكَ حَدِيْثُ الْغَاشِيَةِ ﴿١﴾ وُجُوْهٌ يَّوْمَىِٕذٍ خَاشِعَةٌ ﴿٢﴾ عَامِلَةٌ نَّاصِبَةٌ ﴿٣﴾
تَصْلٰى نَارًا حَامِيَةً ﴿٤﴾ تُسْقٰى مِنْ عَيْنٍ اٰنِيَةٍ ﴿٥﴾ لَيْسَ لَهُمْ طَعَامٌ اِلَّا مِنْ
ضَرِيْعٍ ﴿٦﴾ لَّا يُسْمِنُ وَلَا يُغْنِيْ مِنْ جُوْعٍ ﴿٧﴾ وُجُوْهٌ يَّوْمَىِٕذٍ نَّاعِمَةٌ ﴿٨﴾ لِّسَعْيِهَا
رَاضِيَةٌ ﴿٩﴾ فِيْ جَنَّةٍ عَالِيَةٍ ﴿١٠﴾ لَّا تَسْمَعُ فِيْهَا لَاغِيَةً ﴿١١﴾ فِيْهَا عَيْنٌ جَارِيَةٌ ﴿١٢﴾
فِيْهَا سُرُرٌ مَّرْفُوْعَةٌ ﴿١٣﴾ وَّاَكْوَابٌ مَّوْضُوْعَةٌ ﴿١٤﴾ وَّنَمَارِقُ مَصْفُوْفَةٌ ﴿١٥﴾ وَّ
زَرَابِيُّ مَبْثُوْثَةٌ ﴿١٦﴾ اَفَلَا يَنْظُرُوْنَ اِلَى الْاِبِلِ كَيْفَ خُلِقَتْ ﴿١٧﴾ وَاِلَى السَّمَآءِ كَيْفَ
رُفِعَتْ ﴿١٨﴾ وَاِلَى الْجِبَالِ كَيْفَ نُصِبَتْ ﴿١٩﴾ وَاِلَى الْاَرْضِ كَيْفَ سُطِحَتْ ﴿٢٠﴾ فَذَكِّرْ
اِنَّمَآ اَنْتَ مُذَكِّرٌ ﴿٢١﴾ لَسْتَ عَلَيْهِمْ بِمُصَيْطِرٍ ﴿٢٢﴾ اِلَّا مَنْ تَوَلّٰى وَكَفَرَ ﴿٢٣﴾ فَيُعَذِّبُهُ
اللّٰهُ الْعَذَابَ الْاَكْبَرَ ﴿٢٤﴾ اِنَّ اِلَيْنَآ اِيَابَهُمْ ﴿٢٥﴾ ثُمَّ اِنَّ عَلَيْنَا حِسَابَهُمْ ﴿٢٦﴾



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*શું આપને ઢાંકી લેનાર (કિયામત)ની વાત પહોંચી છે ? (૧) કેટલાક ચહેરા*

*તે દિવસે ઝલીલ (૨) (અને) પરિશ્રમ ઉઠાવનાર થાકેલા હશે (૩) (અને) તેઓ ધગધગતી આગમાં દાખલ થશે (૪) અને તેઓને એક ઉકળતા ઝરાનું પાણી પિવડાવવામાં આવશે (૫) (અને) તેઓને એક કાંટાવાળા ઝાડ સિવાય બીજો કોઈ ખોરાક મળશે નહિ. (૬) જે (ખાનારને) તાજો નહિ કરે તેમજ તે ભૂખને પણ નહિ ટાળે. (૭) કેટલાક ચહેરા તે દિવસે રોનકવાળા (૮) (અને) પોતાની (નેક) કરણીને લીધે ખુશ હશે (૯) અને તેઓ આલીશાન બગીચાઓમાં હશે, (૧૦) જેમાં તેઓ કોઈ બકવાસ સાંભળશે નહિ. (૧૧) તે (જન્નતમાં)માં વહેતી નહેરો હશે. (૧૨) તે જન્નતમાં ઊંચા ઊંચા (બિછાવેલા) તખતો હશે (૧૩) અને (વ્યવસ્થિત) ગોઠવેલાં ગ્લાસો હશે (૧૪) અને હારબંધ મૂકેલા (ગાદી) તકિયા હશે (૧૫) અને ઠેર ઠેર મખમલી ગાલીચાઓ પાથરેલા હશે. (૧૬) ત્યારે શું તે લોકો ઊંટોને જોતા નથી કે તે કેવી (અજબ) રીતે બનાવવામાં આવ્યાં છે ? (૧૭) અને આકાશને (જોતાં નથી) કે તે કેવી રીતે ઊંચું કરવામાં આવ્યું છે ? (૧૮) અને પર્વતોને (નથી જોતા) કે તે કેવા સ્થાયી કરી (ઠોકી) દેવામાં આવ્યા છે ? (૧૯) અને જમીનને (નથી જોતા) કે તે કેવી રીતે બિછાવવામાં આવી છે ? (૨૦) માટે (હે મુહમ્મદ ﷺ !) આપ શિખામણ આપતા રહો. આપનું કામ તો શિખામણ આપવાનું જ છે. (૨૧) આપ તેઓના ઉપર રક્ષક (તરીકે) નથી (કે વધુ ચિંતા કરો;) (૨૨) પરંતુ જેણે મોઢું ફેરવ્યું અને ઈનકાર કર્યો (૨૩) તેને અલ્લાહ (આખિરતમાં) મહાન શિક્ષા કરશે. (૨૪) બેશક, અમારી જ પાસે તેઓને પાછા આવવાનું છે. (૨૫) પછી તેમનાથી હિસાબ લેવાનું અમારું જ કામ છે (તેથી) આપે વધુ ચિંતા કરવી નહિ. (૨૬)*

## વિસ્તૃત વિવરણ :

وُجُوْهٌ يَّوْمَئِذٍ خَاشِعَةٌ عَامِلَةٌ نَّاصِبَةٌ કયામતમાં કાફિર અને મો'મિનના બે સમૂહો અલગ અલગ થઈ જશે, તેમના ચહેરા અલગ અલગ ઓળખાશે. આ આયતમાં કાફિરોના ચહેરાની એક પરિસ્થિતિ એ બતાવી છે કે તેઓ خَاشِعَة (ખાશિઅહ) હશે. તેનો અર્થ "ઝૂકવાનો અને નાના બની જવાનો" થાય છે. નમાઝમાં ખુશૂઅ્નો આ જ અર્થ છે કે અલ્લાહ તઆલા સામે ઝૂકો તથા નાના

બનવાના ચિહ્નો પોતાના અસ્તિત્વ ઉપર સ્થાપિત કરો. જે લોકોએ દુનિયામાં અલ્લાહ તઆલાની સામે ઝૂકવાનું અને નાના બનવાનું અપનાવ્યું નહીં તેમની સજા તેમને કયામતમાં એ મળશે કે ત્યાં તેમના ચહેરા ઉપર અપમાન અને ઝિલ્લતના ચિહ્નો સ્પષ્ટ દેખાશે.

તેમના ચહેરાઓની બીજી અને ત્રીજી પરિસ્થિતિ આ પ્રમાણે વર્ણન કરી કે તેઓ عَامِلَةٌ અને نَاصِبَةٌ હશે. તેમાં "આમિલહ"નો શાબ્દિક અર્થ "અમલ અને મહેનત કરનારો" થાય છે અને રૂઢિપ્રયોગમાં આમિલ અને આમિલહ તે વ્યક્તિ માટે કહેવામાં આવે છે જે સતત અમલ અને મહેનત કરીને થાકીને ચૂર થઈ ગયો હોય અને نَاصِبَةٌ (નાસિબહ)નો અર્થ પણ થાકવું અને મહેનત તથા સંઘર્ષમાં પડી જવાનો છે, કારણ કે આખિરતમાં તો કોઈ મહેનત અને અમલ નથી તેથી કુર્તુબી વગેરે તફસીરકારોએ તેનો આ ભાવાર્થ ઠરાવ્યો છે કે પ્રથમ પરિસ્થિતિ એટલે કે ચહેરાઓની ઝિલ્લત અને અપમાન તો આખિરતમાં થશે અને આમિલહ તથા નાસિબહ એટલે કે મહેનત કરવી અને થાકી જવું બંને પરિસ્થિતિ તે લોકોની દુનિયામાં જ હોય છે, કારણ કે ઘણા કાફિરો અને દુષ્ટો મુશ્રિક પદ્ધતિના પૂજાપાઠ અને ખોટી વિધિઓમાં સંઘર્ષ અને મહેનત દુનિયામાં જ કરતા રહે છે, જેમકે હિન્દુઓના જોગી, ઈસાઈઓના રાહિબ ઘણા એવા પણ હોય છે જેઓ નિખાલસતા સાથે માત્ર અલ્લાહ તઆલાની ખુશી માટે દુનિયામાં પૂજાપાઠનો સંઘર્ષ કરતા રહે છે અને તેમાં ઘણી મહેનત અને તકલીફ વેઠે છે પરંતુ તે પૂજાપાઠ મુશ્રિક પદ્ધતિ અને ખોટા તરીકા ઉપર હોવાના કારણે અલ્લાહ તઆલા સમીપ તેનો કોઈ બદલો નથી ધરાવતી તો આ લોકોના ચહેરા દુનિયામાં પણ આમિલહ અને નાસિબહ રહ્યા, એટલે કે થાકેલા અને મહેનતથી ચૂર ચૂર રહ્યા અને આખિરતમાં પણ તેમના ઉપર અપમાનની કાળાશ છવાશે.

હઝરત હસન બસરી (રહ.)એ રિવાયત કરી છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) જ્યારે સિરીયામાં ગયા તો એક ઈસાઈ રાહિબ તેમની પાસે આવ્યો જે ઘરડો હતો અને પોતાના ધર્મની ઈબાદત અને સંઘર્ષ તથા મહેનતમાં લાગેલો હતો, મહેનતથી તેનો ચહેરો બગડેલો, શરીર સુકલકડી અને કપડાં મેલાં ઘેલાં હતા, જ્યારે ફારૂકે આ'ઝમ (રદિ.)એ તેને જોયો તો તેઓ રડી પડ્યા. લોકોએ

રડવાનું કારણ પૂછ્યું તો ફારૂકે આ'ઝમ (રદિ.)એ કહ્યું કે મને આ વૃદ્ધની હાલત ઉપર દયા આવી કે આ બીચારાએ એક હેતુ માટે ઘણી મહેનત અને કુરબાની આપી પરંતુ તે પોતાના મકસદ એટલે કે અલ્લાહ તઆલાના રાજીપાને પામી શક્યો નહીં. તેના ઉપર હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ આયત પઢી, وُجُوْهٌ يَّوْمَئِذٍ خَاشِعَةٌ عَامِلَةٌ نَّاصِبَةٌ

*(કુર્તુબી)*

نَارًا حَامِيَةً માં حَامِيَةً નો શાબ્દિક અર્થ "ગરમ" થાય છે અને આગનું ગરમ હોવું તેની પ્રકૃતિ છે પરંતુ તેનું આ વિશિષ્ટ લક્ષણ વર્ણન કરવું એવું બતાવવા માટે છે કે આ આગની ગરમી દુનિયાની આગ જેમ કોઈપણ સમયે ઓછી અથવા સમાપ્ત થનારી નથી બલકે તે કાયમી અને હંમેશા માટે છે.

لَيْسَ لَهُمْ طَعَامٌ إِلَّا مِنْ ضَرِيعٍ એટલે કે જહન્નમવાળાઓને ખાવા માટે ضَرِيعٍ (દરીઅ્) સિવાય કંઈ ન મળશે જે દુનિયામાં એક ખાસ પ્રકારનું કાંટાવાળું ઘાસ છે જે જમીન ઉપર ફેલાય છે, કોઈ પશુ તેના પાસે નથી જતું, તે ખૂબ દુર્ગંધયુક્ત ઝેરી કાંટાવાળું હોય છે.

*(ઈકરીમા અને મુજાહિદ દ્વારા કુર્તુબી)*

**જહન્નમમાં ઘાસ અને ઝાડ કેવા ? :**

અત્રે એ શંકા કરવામાં ન આવે કે ઘાસ અને ઝાડ તો આગમાં સળગી જનારી વસ્તુ છે, જહન્નમમાં તે કેવી રીતે રહેશે ? પરંતુ જે સર્જનહાર અને માલિકે આ દુનિયામાં વૃક્ષો અને ઘાસને પાણી અને હવાથી પોષણ આપ્યું તેને એવી શક્તિ પણ છે કે તે જહન્નમમાં વૃક્ષો અને ઘાસનો ખોરાક આગ જ બનાવી દે અને તે તેનાથી જ વિકાસ પામે અને ફેલાય.

**એક શંકાનો જવાબ :**

કુર્આનમાં જહન્નમવાળાઓના ખોરાક વિશે વિવિધ વસ્તુઓનું વર્ણન આવ્યું છે. અત્રે ضَرِيعٍ (દરીઅ્) તેમનો ખોરાક બતાવ્યો છે, બીજી જગ્યાએ "ઝક્કુમ" અને ત્રીજી જગ્યાએ غِسْلِيْنٍ (ગિસ્લીન); તો આ આયતમાં વર્ણન કર્યું છે કે જહન્નમવાળાઓને દરીઅ્ સિવાય કોઈ ખોરાક આપવામાં આવશે નહીં. આ ચોક્કસ ખોરાક હોવાનું તે ખોરાકના મુકાબલામાં છે જે સારો, સ્વાદિષ્ટ અને

શરીરનો ભાગ બનનારો હોય અને દરીઅ્ એના દૃષ્ટાંત સ્વરૂપે લાવવામાં આવ્યું. ભાવાર્થ એ છે કે જહન્નમવાળાઓને કોઈપણ ખોરાક ખાવા લાયક મળશે નહીં બલકે દરીઅ્ જેવી તકલીફ આપનારી નુકસાનકારક વસ્તુઓ આપવામાં આવશે તેથી દરીઅ્ એકમાત્ર ખોરાક હોવાનું બતાવવાનો હેતુ નથી બલકે ઝક્કુમ અને ગિસ્લીન પણ દરીઅ્માં સામેલ છે અને કુર્તુબી (રહ.)એ કહ્યું કે બની શકે છે કે જહન્નમના વિવિધ દરજ્જાઓ અને તબક્કાઓમાં તેમના વિવિધ ખોરાકો હોય, તેમને ક્યાંક દરીઅ્ તો ક્યાંક ઝક્કુમ તો ક્યાંક ગિસ્લીન મળે.

لَا يُسْمِنُ وَلَا يُغْنِي مِنْ جُوعٍ પાછલી આયતમાં જહન્નમવાળાઓનો ખોરાક દરીઅ્ બતાવવામાં આવ્યો છે. મક્કાના અમુક કાફિરોએ આ આયત સાંભળી તો કહેવા લાગ્યા કે અમારા ઊંટ તો દરીઅ્ ખાઈને ખૂબ તાજામાજા થાય છે; તેના જવાબમાં કહેવામાં આવ્યું કે જહન્નમના દરીઅ્ને દુનિયાના દરીઅ્ ઉપર અનુમાનિત ન કરો, ત્યાંના દરીઅ્થી ન તો ભૂખ પૂરી થશે ન જ પેટ ભરાશે.

لَا تَسْمَعُ فِيهَا لَاغِيَةً એટલે કે જન્નતમાં કોઈ એવી વાતચીત અથવા એવા શબ્દો જન્નતવાળાઓના કાનમાં પડશે નહીં જે વાહિયાત, બેહૂદા અને મનદુ:ખ પહોંચાડનાર હોય, તેમાં કુફ્રિયા શબ્દો અને ખોટી વાતચીત પણ આવી ગઈ. ગાળાગાળી, આક્ષેપબાજી, બોહતાન, ઈલ્ઝામ અને આવી બધી વાતચીત જેને સાંભળીને માનવીને પીડા થાય છે તે બધું આમાં સામેલ છે. બીજી જગ્યાએ કુર્આને કરીમે તેને આ રીતે વર્ણન કર્યું છે لَا يَسْمَعُونَ فِيهَا لَغْوًا وَّلَا تَأْثِيمًا એટલે કે જન્નતવાળા જન્નતમાં કોઈ બેહૂદા વાતો અથવા આક્ષેપ લગાવવાની વાત સાંભળશે નહીં, તેના ઉપરાંત પણ કેટલાય ઠેકાણે કુર્આને કરીમમાં આ વિષય વર્ણન થયો છે.

આથી જાણ થાય છે કે આક્ષેપ લગાવવો અને મ્હોં માથા વગરની વાહિયાત વાતો ઘણી પીડાદાયક વસ્તુ છે તેથી કુર્આને કરીમે જન્નતવાળાઓની પરિસ્થિતિમાં કાળજીપૂર્વક તેને વર્ણન કર્યું કે જન્નતવાળાઓના કાનોમાં ક્યારેય કોઈ એવી વાત પડશે નહીં જેનાથી તેમનું દિલ ખરાબ અને મેલું થાય.

**અમુક સામાજિક શિષ્ટાચાર :**

وَأَكْوَابٌ مَّوْضُوعَةٌ માં શબ્દ أَكْوَابٌ (અક્વાબ) એ كُوبٌ (કૂબ)નું

બહુવચન છે, તે પાણી પીવાના વાસણને કહેવામાં આવે છે જેમકે ગ્લાસ, જામ વગેરે. તેના લક્ષણમાં શબ્દ مـوضـوعـة (મવ્દૂઅહ) એટલે કે પોતાના નિશ્ચિત જગ્યાએ પાણી નજીક રાખેલા હશે, આવું કહીને સામાજિક શિષ્ટચારની એક મહત્ત્વની બાબત તરફ પ્રેરિત કરવામાં આવ્યા કે પાણી પીવાના વાસણો પાણીની નિશ્ચિત જગ્યા પાસે રહેવા જોઈએ, ત્યાંથી આમતેમ થઈ જાય અને પાણી પીવાના સમયે તેને શોધવા પડે તો તે પીડા અને ત્રાસની વસ્તુ છે તેથી દરેક વ્યક્તિએ એ બાબતની કાળજી રાખવી જોઈએ કે આવા ઉપયોગની વસ્તુઓ જે બધા ઘરવાળાઓના કામમાં આવે છે જેમકે લોટા, ગ્લાસ, ટુવાલ વગેરે તો તેમને તેમના નિશ્ચિત ઠેકાણે રાખવા જોઈએ અને ઉપયોગ કર્યા પછી તેને ત્યાં જ રાખવા જોઈએ જેથી ઘરમાં બીજાઓને તકલીફ ન પહોંચે. શબ્દ "મવ્દૂઅહ" થી આ ઈશારો એટલા માટે નીકળ્યો કે અલ્લાહ તઆલાએ જન્નતવાળાઓની રાહત અને આરામ માટે તેના ઝિક્રની કાળજી રાખી કે તેમના પાણી પીવાના વાસણ તેમને પાણીની નજીક રાખેલા મળશે.

اَفَلَا يَنْظُرُوْنَ اِلَى الْاِبِلِ كَيْفَ خُلِقَتْ... કયામતની પરિસ્થિતિઓ અને તેમાં મો'મિન અને કાફિરના સારા બદલા અને સજાનું વર્ણન કર્યા પછી તે જાહિલ અને ગમાર ઈન્કારીઓના માર્ગદર્શન તરફ ધ્યાન આપ્યું જે પોતાની બેવકૂફી અને મૂર્ખાઈના લીધે કયામતનો ઈન્કાર એ બીનાએ કરે છે કે તેમને મૃત્યુ પામ્યા પછી અને માટી થઈ ગયા પછી ફરીવાર સજીવન થવું અસંભવિત બલકે અશક્ય લાગે છે, તેમના માર્ગદર્શન માટે અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાની કુદરતની અમુક નિશાનીઓમાં વિચાર કરવાનો આયતોમાં ઈરશાદ કર્યો છે અને અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ તો આસમાન અને જમીનમાં અગણિત છે અત્રે તેમાંથી એવી ચાર વસ્તુઓનું વર્ણન કરવામાં આવ્યું જે અરબની વિચરતી જાતીના લોકો માટે પરિસ્થિતિ આધારે યોગ્ય છે કે તેઓ ઊંટો ઉપર સવાર થઈને લાંબી લાંબી મુસાફરીઓ કરે છે અને તે વખતે તેમની સૌથી વધારે નજીક તેમનું ઊંટ છે. ઉપર આસમાન નીચે જમીન અને આગળ પાછળ, ડાબે જમણે પહાડોની હારમાળા હોય છે, આ જ ચાર વસ્તુઓમાં તેમને વિચાર કરવાનો હુકમ આપવામાં આવ્યો કે બીજી કુદરતની નિશાનીઓને પણ છોડો, ફક્ત આ ચાર વસ્તુઓમાં ચિંતન મનન કરો તો અલ્લાહ તઆલાની દરેક વસ્તુઓ ઉપર તેની

સંપૂર્ણ કુદરતની ગવાહી અને સાક્ષાત્કાર તમને મળી રહેશે.

અને જાનવરોમાં ઊંટની અમુક એવી વિશિષ્ટતાઓ પણ છે જે ખાસ ધ્યાનપાત્ર છે અને વિચાર કરનારા માટે અલ્લાહ તઆલાની હિકમત અને કુદરતનો અરીસો બની શકે છે, પરંતુ પ્રથમ તો અરબમાં સૌથી મોટું જાનવર પોતાના કદકાઠીના આધારે ઊંટ જ છે હાથી ત્યાં થતા નથી; બીજું, અલ્લાહ તઆલાએ આ મોટા શરીરવાળા પશુને એવું બનાવી દીધું છે કે અરબના બેદૂઈન લોકો તથા ગરીબ અને મુફલીસ લોકો પણ આટલા મોટા પશુને પાળવામાં અને રાખવામાં કોઈ મુશ્કેલી અનુભવતા નથી કારણ કે તેને છોડી દેવામાં આવે તો તે પોતાનું પેટ પોતે ભરી લે છે, ઊંચા વૃક્ષોના પાંદડા તોડવાની મહેનત પણ તમારે કરવી પડતી નથી, તે પોતે પાંદડા અને ડાળીઓ ખાઈને ગુઝારો કરી લે છે. હાથી અને બીજા જાનવરો જેવો તેનો ખોરાક નથી જેને પૂરું કરવામાં ખૂબ મુશ્કેલી પડે છે. અરબના જંગલોમાં પાણી એ ખૂબ ઓછી મળનારી વસ્તુ છે, દરેક જગ્યાએ દરેક સ્થળે નથી મળતું, કુદરતે ઊંટના પેટમાં એક એવી કુદરતી ટાંકી લગાવી છે કે સાત આઠ દિવસનું પાણી પી લઈ તે પોતાની આ ટાંકીમાં સંગ્રહી રાખે છે અને જરૂરત પ્રમાણે ધીમે ધીમે તેમાંથી પોતાના શરીરની પાણીની જરૂરિયાત પૂરી કરે છે. આટલા ઊંચા જાનવર ઉપર સવાર થવા માટે સીડી લગાવવી પડે પરંતુ કુદરતે તેના પગને ત્રણ વિભાગોમાં વહેંચી દીધા, એટલે કે દરેક પગમાં બે ઘૂંટણ બનાવ્યા કે ઉગળું વળી બેસી જાય છે તો તેના ઉપર બેસવું અને ચઢવું સરળ બની જાય છે. આ પશુ એટલું મહેનતું છે કે બધા પ્રાણીઓમાં સૌથી વધારે ભાર વેંઢારનાર છે. અરબના મેદાનોમાં દિવસની મુસાફરી તડકાના કારણે ખૂબ મુશ્કેલ હોય છે, કુદરતે આ જાનવરને આખી રાત ચાલવાની ટેવવાળા બનાવ્યા છે અને તે એટલા ગરીબડા સ્વભાવનું હોય છે કે નાની છોકરી પણ તેની લગામ પકડી જ્યાં ઈચ્છે લઈ જાય છે તદુપરાંત તેની બીજી ઘણી વિશિષ્ટતાઓ છે જે માનવીને અલ્લાહ તઆલાની કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમતનો બોધપાઠ આપે છે. સૂરતના અંતે રસૂલે કરીમ ﷺને તસલ્લી માટે કહેવામાં આવ્યું કે તમને અમે તેમના ઉપર થોપ્યા નથી કે તમે સૌને મો'મિન જ બનાવી દો, لَسْتَ عَلَيْهِمْ بِمُصَيْطِرٍ બલકે તમારું કામ પ્રચાર કરવાનું અને બોધપાઠ આપવાનું છે, આ કામ

કરી તમે નચિંત થઈ જાઓ, તેમનો હિસાબ કિતાબ તથા બદલો અને સજા બધું અમારું કામ છે.

تَمَّتْ سُوْرَةُ الْغَاشِيَةِ بِحَمْدِ اللّٰهِ لَيْلَةَ يَوْمِ الْاِثْنَيْنِ ٩ ا شَعْبَانُ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ગાશિયહ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□□□□□

તારીખ : ૦૮ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૧૮ રબિઉલ આખર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૮૯)

# સૂરએ ફજર

સૂરએ ફજર મક્કામાં નાઝિલ થઈ અને તેની ૩૦ આયતો છે.

**આયતો : (સૂરએ ફજર : આયત નં. ૧ થી ૩૦)**

آياتها ٣٠ ﴿٨٩ سُورَةُ الْفَجْرِ مَكِّيَّةٌ ١٠﴾ رُكُوعُهَا ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالْفَجْرِ ﴿١﴾ وَلَيَالٍ عَشْرٍ ﴿٢﴾ وَّالشَّفْعِ وَالْوَتْرِ ﴿٣﴾ وَالَّيْلِ إِذَا يَسْرِ ﴿٤﴾ هَلْ فِيْ
ذٰلِكَ قَسَمٌ لِّذِيْ حِجْرٍ ﴿٥﴾ أَلَمْ تَرَ كَيْفَ فَعَلَ رَبُّكَ بِعَادٍ ﴿٦﴾ إِرَمَ ذَاتِ
الْعِمَادِ ﴿٧﴾ الَّتِيْ لَمْ يُخْلَقْ مِثْلُهَا فِي الْبِلَادِ ﴿٨﴾ وَثَمُوْدَ الَّذِيْنَ جَابُوا
الصَّخْرَ بِالْوَادِ ﴿٩﴾ وَفِرْعَوْنَ ذِي الْأَوْتَادِ ﴿١٠﴾ الَّذِيْنَ طَغَوْا فِي الْبِلَادِ ﴿١١﴾
فَأَكْثَرُوْا فِيْهَا الْفَسَادَ ﴿١٢﴾ فَصَبَّ عَلَيْهِمْ رَبُّكَ سَوْطَ عَذَابٍ ﴿١٣﴾ إِنَّ رَبَّكَ
لَبِالْمِرْصَادِ ﴿١٤﴾ فَأَمَّا الْإِنْسَانُ إِذَا مَا ابْتَلٰىهُ رَبُّهٗ فَأَكْرَمَهٗ وَنَعَّمَهٗ فَيَقُوْلُ
رَبِّيْ أَكْرَمَنِ ﴿١٥﴾ وَأَمَّا إِذَا مَا ابْتَلٰىهُ فَقَدَرَ عَلَيْهِ رِزْقَهٗ فَيَقُوْلُ رَبِّيْ
أَهَانَنِ ﴿١٦﴾ كَلَّا بَلْ لَّا تُكْرِمُوْنَ الْيَتِيْمَ ﴿١٧﴾ وَلَا تَحٰٓضُّوْنَ عَلٰى طَعَامِ الْمِسْكِيْنِ ﴿١٨﴾
وَتَأْكُلُوْنَ التُّرَاثَ أَكْلًا لَّمًّا ﴿١٩﴾ وَّتُحِبُّوْنَ الْمَالَ حُبًّا جَمًّا ﴿٢٠﴾ كَلَّا إِذَا دُكَّتِ الْأَرْضُ
دَكًّا دَكًّا ﴿٢١﴾ وَّجَآءَ رَبُّكَ وَالْمَلَكُ صَفًّا صَفًّا ﴿٢٢﴾ وَجِايْٓءَ يَوْمَئِذٍۭ بِجَهَنَّمَ يَوْمَئِذٍ
يَّتَذَكَّرُ الْإِنْسَانُ وَأَنّٰى لَهُ الذِّكْرٰى ﴿٢٣﴾ يَقُوْلُ يٰلَيْتَنِيْ قَدَّمْتُ لِحَيَاتِيْ ﴿٢٤﴾ فَيَوْمَئِذٍ
لَّا يُعَذِّبُ عَذَابَهٗٓ أَحَدٌ ﴿٢٥﴾ وَّلَا يُوْثِقُ وَثَاقَهٗٓ أَحَدٌ ﴿٢٦﴾ يٰٓأَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ﴿٢٧﴾
ارْجِعِيْٓ إِلٰى رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً ﴿٢٨﴾ فَادْخُلِيْ فِيْ عِبٰدِيْ ﴿٢٩﴾ وَادْخُلِيْ جَنَّتِيْ ﴿٣٠﴾ ع

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*સોગંદ છે સવારના (૧) અને દસ રાતોના (૨) તથા બેકી વસ્તુ અને એકી વસ્તુના (૩) અને રાતના જ્યારે કે તે વિદાય થવા માંડે (૪) આ વસ્તુઓના સોગદ અક્કલમંદો માટે પૂરતાં છે. (૫) શું તમને ખબર નથી કે આપના પરવરદિગારે આદ કૌમની સાથે કેવું વર્તન કર્યું ? (૬) એટલે કે ઈરમ (સાથે) જે મોટા સ્થંભવાળા હતા (૭) કે તેમના જેવા (કદાવર-જોરાવર દુનિયામાં બીજા કોઈ (પણ) શહેરોમાં પેદા થયા જ નથી (૮) અને (તમને ખબર છે કે) સમૂદ કૌમની સાથે (કેવું વર્તન કર્યું ?) કે જેઓ વાદીમાં (પર્વતના) પથ્થરોને ઘર બનાવવા માટે કોતરતા હતા (૯) અને મેખોવાળા ફિરઔનપ સાથે કેવું વર્તન કર્યું ? (૧૦) (એ લોકો તે હતા કે) જેમણે પ્રદેશોમાં માથું ઉઠાવ્યું હતું. (૧૧) ફરી તેમાં બહુ ફસાદ મચાવ્યો હતો, (૧૨) જેથી આપના પરવરદિગારે તેઓના ઉપર અઝાબનો કોરડો નાખ્યો. (૧૩) બેશક, આપનો પરવરદિગાર (નાફરમાનોની) તાકમાં જ છે (૧૪) પણ માણસને જ્યારે આપનો પરવરદિગાર અજમાવે છે એટલે (જાહેરમાં) તેને માન અને નેઅ્મત આપે છે ત્યારે તે (અભિમાની બની) કહે છે કે મારા પરવરદિગારે મારી આબરૂ (કીર્તિ) વધારી (૧૫) અને જ્યારે તે તેને (બીજી રીતે) અજમાવે છે એટલે તેના ઉપર તેની રોજી તંગ કરી દે છે ત્યારે તે (ફરિયાદ રૂપે) કહે છે મારા પરવરદિગારે મારી ઈઝઝત ઘટાડી. (૧૬) (પણ તે ધારે છે) તેવું તો નથી જ, બલકે તમે યતીમની ગણના (કદર) કરતા નથી (૧૭) અને મોહતાજને ખવડાવવાની પરસ્પર તાકીદ કરતા નથી (૧૮) અને તમે મીરાસ (વારસ)નો સૌ માલ સમેટીને ખાઈ જાઓ છો!(૧૯) અને ધનની હદ ઉપરાંત માયા રાખો છો. (૨૦) (છતાં એ વિશે પકડ નહિ થાય એમ ધારો છો, પણ) તેમ નથી જ. જ્યારે જમીનને કૂટી કૂટીને ભૂકો કરી (સપાટ કરી) દેવામાં આવશે, (૨૧) અને આપનો પરવરદિગાર તથા હારબંધ ફરિશ્તા (હશ્રના મેદાનમાં) આવશે (૨૨) અને જે દિવસે જહન્નમને (રૂબરૂ) લાવવામાં આવશે તે દિવસે માણસને ભાન*

*આવશે, પણ હવે તેને આ ભાનથી શું લાભ ! (૨૩) તે કહેશે કે જો મેં આ (આખિરતના) જીવન માટે કંઈક આગળ મોકલ્યું હોત તો કેવું સારું થાત ! (૨૪) પછી તે દિવસે ન તો કોઈ અલ્લાહની શિક્ષા સમાન શિક્ષા આપનાર નીકળશે (૨૫) અને ન તેના જકડી દેવા સમાન કોઈ જકડી દેનાર નીકળશે. (૨૬) (ત્યાં કહેવામાં આવશે કે) હે શાંતિ પામનાર આત્મા ! (૨૭) તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર કે તું તેનાથી રાજી (અને) તે તારાથી રાજી (છે) (૨૮) (અને ત્યાં ચાલ્યા) પછી તું મારા (ખાસ) બંદાઓમાં શામિલ થઈ જા (૨૯) અને મારી જન્નતમાં દાખલ થઈ જા. (૩૦)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરતમાં પાંચ વસ્તુઓની કસમ ખાઈને એ વિષયની તાકીદ કરવામાં આવી છે જે આગળ إِنَّ رَبَّكَ لَبِالْمِرْصَادِ માં વર્ણન થયું છે. એટલે કે આ દુનિયામાં તમે જે કંઈ કરી રહ્યા છો તેના ઉપર બદલો અને સજા થવી નિશ્ચિત અને યકીની છે. તમારો પરવરદિગાર તમારા બધા અમલોની દેખરેખ રાખે છે ભલે આ જ વાક્ય إِنَّ رَبَّكَ لَبِالْمِرْصَادِ ને કસમનો જવાબ કહેવામાં આવે અથવા તો તેને સુષુપ્ત ઠરાવવામાં આવે.



તે પાંચ વસ્તુઓ જેની કસમ ખાવામાં આવી છે તેમાં પ્રથમ વસ્તુ "ફજર" એટલે કે સુબ્હે સાદિકનો વહેલી સવારનો સમય છે. બની શકે છે કે તેનાથી ભાવાર્થ દરેક દિવસની સવાર હોય કે તે વિશ્વમાં એક મહાન પરિવર્તન લાવે છે અને હક્ક તઆલા શા'નુહૂની કુદરત તરફ માર્ગદર્શન કરે છે અને એ પણ શક્ય છે કે "અલ ફજર" કોઈ ખાસ દિવસના ફજર ભાવાર્થ સ્વરૂપે હોય. તફસીરકાર સહાબા હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈબ્ને ઝુબૈર (રદિ.)થી પ્રથમ અર્થ એટલે કે કોઈ દિવસના સામાન્ય ફજરનો સમય હોવાનું નકલ થયું છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં તેનો ભાવાર્થ મુહર્રમની ૧લી તારીખની ફજર છે જે ઇસ્લામી "કમરી સાલ" (ચંદ્ર આધારિત વર્ષ)ની શરૂઆત છે. હઝરત કતાદહ (રદિ.)એ પણ આ જ તફસીર કરી છે.

અમુક તફસીરકારોએ ઝિલ્હજજની ૧૦મી તારીખ એટલે કે

"યવમુન્નહર"ની સવાર ભાવાર્થ ઠરાવ્યો છે. મુજાહિદ અને ઈકરીમાનું આ જ નિવેદન છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ આ નિવેદન નકલ થયું છે. આ "યવમુન્નહર"નું વિશિષ્ટ વર્ણન કરવાનું કારણ એ છે કે અલ્લાહ તબારક વ તઆલાએ દરેક દિવસમાં એક રાત સાથે લગાવી છે જે ઈસ્લામી નિયમ પ્રમાણે દિવસથી પહેલાં હોય છે. માત્ર યવમુન્નહર એવો દિવસ છે કે તેની સાથે કોઈ રાત નથી કારણ કે યવમુન્નહરથી આગલી રાત યવમુન્નહરની નથી બલકે શરઈ રીતે અરફાની રાત ઠરાવવામાં આવી છે. આ જ કારણ છે કે જો કોઈ હજ્જ કરનાર અરફાના દિવસે અરફાતના મેદાનમાં પહોંચી ન શકે અને રાત્રે સુબ્હે સાદિકથી પહેલાં કોઈ સમયે પણ અરફાતમાં પહોંચી ગયો તો તેનું થોભવું ભરોસાપાત્ર અને હજ્જ સહીહ થઈ જાય છે. આથી જાણ થઈ કે અરફાના દિવસની બે રાતો છે, એક તેનાથી પહેલી અને બીજી તેના પછીની અને યવમુન્નહરની કોઈ રાત નથી. આ આધારે યવમુન્નહરની સવાર દુનિયામાં બીજા બધા જ દિવસો કરતાં એક ખાસ પ્રકારની વિશેષતા ધરાવે છે.

*(કુર્તુબી)*

બીજી વસ્તુ જેનો પ્રકાર لَيَالٍ عَشْرٍ એટલે કે દશ રાતો છે. હઝરત ઈબ્ને અબ્બાસ, કતાદહ, મુજાહિદ, સુદ્દી, જહ્હાક, કલ્બી તફસીરકાર ઈમામો નજીક ઝિલ્હજ્જની શરૂઆતની દશ રાતો ભાવાર્થ સ્વરૂપે છે, કારણ કે હદીષમાં તેની ઘણી ફઝીલત આવી છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે ઈબાદત કરનાર માટે અલ્લાહ તઆલા સમીપ બધા દિવસોમાં ઝિલ્હજ્જાનો અશ્રહ સૌથી શ્રેષ્ઠ છે, તેના દરેક દિવસનો રોઝો એક વર્ષના રોઝાઓ સમાન છે અને તેમાં દરેક રાતની ઈબાદત શબેકદ્ર સમાન છે.

*(રવાહુ તિરમિઝી, ઈબ્ને માજહ, ઝઈફ સનદથી અબૂ હુરયરહ રદિ., મઝહરી)*

અબૂઝુબૈરે હઝરત જાબિર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ પોતે وَالْفَجْرِ وَلَيَالٍ عَشْرٍ ની તફસીરમાં કહ્યું કે તેનાથી ભાવાર્થ ઝિલ્હજ્જનો અશ્રહ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે આ દશ રાતો તે જ છે જે હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં આવી وَأَتْمَمْنٰهَا بِعَشْرٍ કારણ કે આ જ દશ રાતો વર્ષના દિવસોમાં શ્રેષ્ઠ છે. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે હઝરત જાબિર (રદિ.)ની પ્રસ્તુત હદીષથી ભાવાર્થ ઝિલ્હજ્જનો અશ્રહ હોવાનું

જાણ થાય છે. આથી જાણ થાય છે કે હઝરત મૂસા (અલૈ.) માટે પણ ઝિલ્હજ્જની આ જ દશ રાતો નક્કી કરવામાં આવી હતી.

وَّالشَّفْعِ وَالْوَتْرِ માં શબ્દ شفع નો શાબ્દિક અર્થ "જોડ"નો થાય છે અને وتر (વત્રિ)નો અર્થ ચોક્કસ વસ્તુ અને વારાફરતી આવતું છે. કુર્આને કરીમના શબ્દોમાં એ નિશ્ચિત નથી કે આ "જોડ" અને "વારાફરતી આવતું"થી શું ભાવાર્થ છે તેથી તફસીરકારોના તેમાં અનેક નિવેદનો છે પરંતુ પોતે અબૂઝુબૈરે મરફૂઅ્ હદીષ હઝરત જાબિર (રદિ.)થી રિવાયત કરી છે તેના શબ્દો આ પ્રમાણે છે,

(وَالْفَجْرِ، وَلَيَالٍ عَشْرٍ) هُوَالصُّبْحُ وَعَشْرُ النَّحْرِ وَالْوَتْرُيَوْمُ عَرَفَةَ وَالشَّفْعُ يَوْمُ النَّحْرِ

*"રસૂલે કરીમ ﷺએ والفجر وليال عشر વિશે ફરમાવ્યું કે ફજરથી ભાવાર્થ સવાર અને અશ્રહથી ભાવાર્થ અશ્રએ નહર છે (અને આ અશ્રહ ઝિલ્હજ્જાનો પહેલો અશ્રહ જ હોઈ શકે છે જેમાં યવમુન્નહર સામેલ છે) અને ફરમાવ્યું કે وتر થી ભાવાર્થ અરફાનો દિવસ અને شفع થી ભાવાર્થ "યવમુન્નહર" (એટલે કે દશમી ઝિલ્હજ્જા) છે."*

કુર્તુબીએ આ રિવાયતને નકલ કરીને કહ્યું કે આ સનદો હઝરત ઈમરાન બિન હસીનથી નકલ થયેલ બીજી હદીષ કરતાં વધારે સત્યની નજીક છે જેમાં شفع અને وتر નમાઝનું વર્ણન છે. તેથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈકરીમા, નહ્હાસ (રહ.)એ એને જ અપનાવ્યું છે કે شفعથી ભાવાર્થ યવમુન્નહર અને وترથી ભાવાર્થ અરફાનો દિવસ છે.

અમુક તફસીરકાર ઈમામો ઈબ્ને શીરીન, મસરૂક, અબૂસાલેહ, કતાદહ (રહ.)એ કહ્યું કે شفعથી ભાવાર્થ બધી જ મખ્લૂક છે, કારણ કે અલ્લાહ તઆલાએ બધી જ મખ્લૂકોને જોડમાં બનાવેલ છે અને ઈરશાદ ફરમાવ્યો وَمِنْ كُلِّ شَيْءٍ خَلَقْنَا زَوْجَيْنِ એટલે કે અમે દરેક વસ્તુને જોડમાં પેદા કરી છે. કુફ્ર અને ઈમાન, બદ્નસીબી અને ખુશનસીબી, અજવાળુ અને અંધારું, દિવસ અને રાત, ઠંડી અને ગરમી, આસમાન અને જમીન, જિન્નાત અને માણસ, પુરુષ અને સ્ત્રી અને આ સૌના મુકાબલામાં وتر જે માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂની જાત છે هُوَاللّٰهُ الْاَحَدُ الصَّمَدُ وَالَّيْلِ اِذَا يَسْرِ માં શબ્દ يَسْرِ એ سَرٰى થી બને છે. જેનો

અર્થ રાત્રે ચાલવાનો થાય છે. અત્રે તે પોતે રાત માટે કહેવામાં આવ્યું કે જ્યારે તે ચાલવા લાગે એટલે કે પૂરી થવા લાગે; આ પાંચ કસમો વર્ણન કર્યા પછી અલ્લાહ તઆલાએ બેદરકાર ગાફેલ માણસને એક ખાસ અંદાજમાં ચિંતન અને મનન કરવાનું આમંત્રણ આપવા માટે કહ્યું, هَلْ فِىْ ذٰلِكَ قَسَمٌ لِّذِىْ حِجْرٍ એમાં حجر નો શાબ્દિક અર્થ "રોકવાનો" છે. માણસની બુદ્ધિ તેને બુરાઈ અને નુકસાન આપનારી વસ્તુઓથી રોકનારી છે તેથી હિજર બુદ્ધિના અર્થમાં પણ ઉપયોગ થાય છે, અત્રે આ જ ભાવાર્થ સ્વરૂપે છે. આયતનો ભાવાર્થ એ છે કે શું બુદ્ધિશાળી માનવી માટે આ કસમો પણ પૂરતી છે કે નહીં ? આવી પરિસ્થિતિ સમજી શકાય છે પરંતુ વાસ્તવમાં માનવીને ગફલતથી જાગૃત કરવાની એક યુક્તિ છે. મતલબ એ છે કે અલ્લાહ તઆલાની મહાનતાની શા'ન ઉપર અને તેને કસમ ખાઈને એક વાત કરવા ઉપર અને પોતે તે વસ્તુઓની શ્રેષ્ઠતા ઉપર જેની કસમ ખાવામાં આવી છે જરા વિચાર કરો તો જે વસ્તુ માટે આ કસમો ખાવામાં આવી તેનું નિશ્ચિત યકીની હોવું સાબિત થઈ જશે અને તે વસ્તુ એ જ છે કે માનવીના દરેક કૃત્યોનો આખિરતમાં હિસાબ થવાનો છે અને તેના ઉપર સારો બદલો કે સજા થવામાં શંકાનું કોઈ સ્થાન નથી. આ કસમનો જવાબ જો કે ખુલાસાવાર ઉપસ્થિત નથી પરંતુ વાતચીતની શૈલીથી સાબિત થાય છે અને આગળ જે કાફિરો ઉપર અઝાબ આવવાનું વર્ણન થયું છે તે પણ તેનું જ વર્ણન છે કે કુફ્ર અને ગુનાહની સજા આખિરતમાં મળવી તો નક્કી વાત છે, ક્યારેક ક્યારેક દુનિયામાં પણ એવા લોકો માટે અઝાબ મોકલી દેવામાં આવે છે. આ ક્રમમાં ત્રણ કોમોના અઝાબનું વર્ણન કરવામાં આવ્યું. પ્રથમ કોમે આદ, બીજું ષમૂદ અને ત્રીજું ફિરઔનની કોમ. આદ અને ષમૂદ બે કોમો જેનો વંશનો ક્રમ ઉપર "ઈરમ"માં મળે છે, આ રીતે શબ્દ ઈરમ આદ અને ષમૂદ બંને માટે બોલી શકાય છે. અત્રે માત્ર આદની સાથે ઈરમનું વર્ણન કરવાનું કારણ બંને કોમોની સંશોધનાત્મક પરિસ્થિતિઓ સાથે વર્ણન થઈ ચૂક્યું છે.

اِرَمَ ذَاتِ الْعِمَادِ માં શબ્દ اِرَمَ (ઈરમ)થી ભાવાર્થ કબીલએ આદના બે પ્રકારોમાંથી એકને નક્કી કરવાનો છે, એટલે કે "આદે ઊલા" (પ્રથમ આદ) જે તેમના વડવાઓમાંથી છે, તેમને આદે ઈરમથી એટલા માટે ઓળખાવવામાં

આવ્યા છે કે આ લોકો પોતાના આદ્યપિતા ઈરમથી "આદે ઉખરા" (પાછળના આદ) કરતાં વધારે નજીક છે, તેમને આ સ્થળે કુર્આને કરીમ આદે ઈરમના શબ્દથી અને સૂરએ નજમમાં اَهْلَكَ عَادًا الْاُوْلٰى દ્વારા ઓળખાવે છે. તેમના લક્ષણમાં કુર્આને કરીમે ذَاتِ الْعِمَادِ (ઝાતિલ ઈમાદ) કહ્યું. ઈમાદ અને અમૂદ થાંભલાને કહે છે. કોમે આદને ઝાતિલ ઈમાદ એટલા માટે કહેવામાં આવ્યું કે તેમના કદ કાઠી ખૂબ લાંબા હતા અને આ કોમ પોતાના શરીર સૌષ્ઠવ અને શક્તિમાં બીજી બધી કોમો કરતાં વિશિષ્ટ હતી, તેમની આ વિશિષ્ટતાનો પોતે કુર્આને કરીમે ખુલ્લા શબ્દોમાં ઉલ્લેખ કર્યો, لَمْ يُخْلَقْ مِثْلُهَا فِي الْبِلَادِ એટલે કે આવા લાંબા કદકાઠીવાળા લોકો દુનિયામાં એનાથી પહેલાં પેદા કરવામાં આવ્યા ન હતા. કુર્આને કરીમે તેમની લાંબી કદકાઠી અને શરીર સૌષ્ઠવને દુનિયાની બીજી કોમો કરતાં વધારે હોવાનું સ્પષ્ટ કર્યું પરંતુ તેનું કોઈ માપ નક્કી કરવું જરૂરતથી વધારે કામ હતું એટલે તેને છોડી દીધું. ઈસ્રાઈલી રિવાયતોમાં તેમની કદકાઠી અને શક્તિ વિશે અનેક આશ્ચર્યજનક નિવેદનો ઉપસ્થિત છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) અને મકાતિલથી તેમની કદકાઠીની લંબાઈ બાર હાથ એટલે કે છ ગજ અથવા અઢાર ફૂટ હોવાનું નકલ કર્યું છે અને દેખીતું છે કે તેમનું આ નિવેદન પણ ઈસ્રાઈલી રિવાયતોથી પ્રેરિત છે. વલ્લાહુ અઅ્લમુ.

અમુક તફસીરકારોએ કહ્યું કે ઈરમ તે જન્નતનું નામ છે જે આદના પુત્ર શદાદે બનાવી હતી અને તેની જ સિફતે ઝાતિલ ઈમાદ છે કે તે એક મહાન ઈમારત ઘણા બધા કીંમતી સામાન સોના ચાંદી અને ઝવેરાતથી બાંધવામાં આવી હતી જેથી લોકો આખિરતની જન્નતના બદલે આ રોકડી જન્નતને અપનાવી લે પરંતુ જ્યારે આ આલિશાન મહેલો તૈયાર થઈ ગયા અને શદાદે પોતાના રાજ્યના પ્રધાનો સાથે તેમાં જવાનો ઈરાદો કર્યો તો અલ્લાહ તઆલાનો અઝાબ નાઝિલ થયો અને તે સૌનો નાશ થઈ ગયો અને તે મહેલો પણ જમીનદોસ્ત થઈ ગયા. (કુર્તુબી) આ આધારે આ આયતમાં કોમે આદના એક ખાસ અઝાબનું વર્ણન થયું જે શદાદ બિન આદ અને તેની બનાવેલી જન્નત ઉપર નાઝિલ થયો અને તેની પ્રથમ તફસીર જેને જમહૂર તફસીરકારોએ અપનાવ્યું છે તેમાં કોમે આદ ઉપર જેટલા અઝાબો આવ્યા છે તે સૌનું વર્ણન છે.

وَفِرْعَوْنَ ذِي الْاَوْتَادِ માં શબ્દ اَوْتَاد એ وَتَد નું બહુવચન છે તે "ખીલા"ને

કહેવામાં આવે છે. ફિરઔનને "ઝિલ અવતાદ" કહેવાના ઘણા કારણો તફસીરકારોએ વર્ણન કર્યા છે. જમહૂર તફસીરકારો નજીક પ્રખ્યાત એ જ છે કે આ શબ્દમાં તેના જુલમ અને બળજબરી તથા ક્રૂર સજાઓનું વર્ણન છે. તે જેના ઉપર ક્રોધે થતો તેના હાથ પગ ચાર ખીંટીઓએ બાંધી પોતે તેમાં ખીલાઓ ઠોકી દેતો અને તેને તડકામાં સૂવડાવી દેતો અને તેના ઉપર સાપ વીંછી છોડી દેતો હતો અને અમુક તફસીરકારોએ તેની પોતાની પત્ની હઝરત આસિયા વિશે એક લાંબો કિસ્સો તેમના મો'મિન થવાનો અને ફિરઔનની સામે ઈમાનની જાહેરાત કરવાનો અને પછી ફિરઔનની આ જ પ્રમાણેની સજા દ્વારા તેમને મારી નાંખવાનો વર્ણન કર્યો છે. *(મઝહરી)*

فَصَبَّ عَلَيْهِمْ رَبُّكَ سَوْطَ عَذَابٍ કોમે આદ, ષમૂદ અને કોમે ફિરઔનની બદમાશી અને ફસાદના વર્ણન સાથે જે અઝાબ તેમના ઉપર નાઝિલ થયો તેને માત્ર અઝાબના કોરડા વરસાવવાના વિષયથી ઓળખાવ્યો છે. તેમાં ઈશારો એ તરફ છે કે જે રીતે કોરડાઓ શરીરના વિવિધ વિભાગો ઉપર પડે છે તે રીતે તેમના ઉપર પણ વિવિધ પ્રકારના અઝાબ નાઝિલ કરવામાં આવ્યા.

اِنَّ رَبَّكَ لَبِالْمِرْصَادِ માં શબ્દ مِرْصَادٌ અને مَرْصَدٌ કોઈના રાહ જોવાની જગ્યાને અથવા પુરવઠો પહોંચવાની જગ્યાને કહેવામાં આવે છે જે કોઈ ઊંચા સ્થાન ઉપર હોય જ્યાં બેસીને કોઈ વ્યક્તિ દૂર દૂર સુધીના લોકોને જોઈ શકે અને તેમની પ્રવૃત્તિઓ અને કામોની દેખરેખ રાખી શકે. આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા દરેક વ્યક્તિના બધા અમલો અને પ્રવૃત્તિઓ તથા શાંત બેસી રહેવાને જોઈ રહ્યો છે અને સૌને સારો બદલો અથવા સજા આપવાનો છે. અમુક તફસીરકારોએ કહ્યું કે આ વાક્ય જ તે કસમોનો જવાબ છે જે وَالْفَجْرِ وَلَيَالٍ عَشْرٍ માં વર્ણન થયેલ છે.

**દુનિયામાં રોજીની વિશાળતા અને તંગી અલ્લાહ તઆલા નજીક સ્વીકૃતિ અથવા તિરસ્કૃત હોવાની નિશાની નથી :**

فَاَمَّا الْاِنْسَانُ અત્રે ઈન્સાનથી ભાવાર્થ વાસ્તવમાં તો કાફિર માનવી છે જે અલ્લાહ તઆલા વિશે જેવું મન ચાહે એવી વિચારસરણી બાંધી લે છે પરંતુ સામાન્ય ભાવાર્થના આધારે તે મુસલમાનો પણ આ સંબોધનમાં સામેલ છે જેઓ

તેમના જેવા વિચારોમાં સંડોવાયેલા હોય અને એવું માનતા હોય. જ્યારે અલ્લાહ તઆલા કોઈને પોતાની રોજીમાં છૂટછાટ અને માલ દોલત તથા તંદુરસ્તીથી નવાઝે તો શયતાન તેને બે ખોટી ધારણાઓમાં સંડોવી દે છે. પ્રથમ એ કે એ સમજવા લાગે છે કે આ મારી વ્યક્તિગત આવડત, બુદ્ધિ, સમજદારી, પ્રયત્ન અને અમલનું આવશ્યક પરિણામ છે જે મને મળવું જ જોઈએ, હું તેનો હકદાર છું. બીજું એ કે આ વસ્તુઓ પ્રાપ્ત થવાથી એવું ઠરાવી દે કે હું અલ્લાહ તઆલા નજીક પણ સ્વીકૃત છું, જો તિરસ્કૃત હોત તો તે મને આ નેઅ્મતો શા માટે આપત? એ જ પ્રમાણે જ્યારે કોઈ માનવી ઉપર રોજીમાં તંગી અને ફકીરી તથા ભૂખમરો આવે તો તેને અલ્લાહ તઆલા સમીપ તિરસ્કૃત હોવાની દલીલ સમજી લેશે અને તેના ઉપર એટલા માટે ક્રોધિત થાય કે હું તો ઈનામ અને સન્માનનો હકદાર હતો મને વિના કારણે અપમાનિત અને તુચ્છ કરી દેવામાં આવ્યો. આવા વિચારો કાફિરો અને મુશ્રિકોમાં તો હોય જ છે અને કુર્આને કરીમમાં કેટલેય ઠેકાણે આ વિચારોની જાહેરાતની પ્રસ્તુતી પણ થઈ છે પરંતુ અફસોસ છે કે આજકાલ ઘણા મુસલમાનો પણ આવી ગુમરાહીમાં સંડોવાય જાય છે. અલ્લાહ તઆલાએ આ આયતોમાં એવા માનવીની પરિસ્થિતિ વર્ણન કરીને કહ્યું, كَلَّا (કલ્લા) એટલે કે તમારી આ ધારણા બિલકુલ ખોટી અને પાયા વિનાની છે, ન તો દુનિયામાં રોજીની તંગી અલ્લાહ તઆલા નજીક નેક અને સ્વીકૃત હોવાની નિશાની છે અને ન જ રોજીની તંગી અને ફકીરી તથા ભૂખમરો અલ્લાહ તઆલા નજીક તિરસ્કૃત અથવા જલીલ થવાની નિશાની છે, બલકે ઘણા કિસ્સાઓમાં તેનાથી વિપરીત હોય છે. ફિરઔનને ખુદાઈના દા'વા સાથે ક્યારેય માથાનો દુઃખાવો પણ ન થયો. અમુક પયગમ્બરોને દુશ્મનોએ આરીથી વેરી નાંખી બે ટૂકડા કરી નાંખ્યા અને રસૂલે કરીમ ﷺએ કહ્યું કે મુહાજિર લોકોમાંથી જે ફકીર અને મુફલીસ ગરીબ હતા તેઓ માલદાર મુહાજિરો કરતાં ચાલીસ વર્ષ પહેલાં જન્નતમાં દાખલ થશે. (રવાહુ મુસ્લિમ, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. દ્વારા -મઝહરી) અને એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જે બંદા સાથે મહોબ્બત કરે છે તેને દુનિયાથી એવી પરહેઝ કરાવે છે જેમકે તમે લોકો પોતાના બીમારને પાણીથી પરહેઝ કરાવો છો.

*(રવાહુ અહમદ અને તિરમિઝી, કતાદહ બિન નૌમાન દ્વારા -મઝહરી)*

**યતીમ ઉપર માત્ર ખર્ચ કરવું પૂરતું નથી તેનું સન્માન પણ જરૂરી છે :**

ત્યારબાદ કાફિરોને તેમની અમુક ખરાબ ટેવો ઉપર ચેતવણી છે, પ્રથમ لَا تُكْرِمُوْنَ الْيَتِيْمَ એટલે કે તમે યતીમ બાળકોનું સન્માન નથી કરતા, તેમાં વાસ્તવમાં બતાવવું તો એ છે કે યતીમના હકો અદા નથી કરતા, તેના ઉપર જરૂરી ખર્ચ નથી કરતા પરંતુ તેને સન્માનથી ઓળખાવવાના વિષયથી વર્ણન કરવામાં આવ્યું જેમાં ઈશારો છે કે બુદ્ધિ અને માણસાઈનો તકાદો તથા અલ્લાહ તઆલાએ જે માલ આપ્યો છે તેના આભારનો તકાદો તો એ છે કે તમે યતીમને ફક્ત એટલું જ નહીં કે તેનો હક આપો અને તેના ઉપર ખર્ચ કરો બલકે તેના ઉપર વાજિબ છે કે તેમની ઈજ્જત અને તેમનું સન્માન પણ કરો. પોતાના બાળકોના મુકાબલામાં તેમને તુચ્છ અને અપમાનિત ન સમજો. આ કાફિરોના તે નિવેદનનો જવાબ છે કે દુનિયાની છૂટછાટને સન્માન, ઈજ્જત અને તંગીને અપમાન તથા હલકાઈ સમજ્યા કરતા હતા તેના ઉપર શબ્દ بَلْ ની સાથે એ વર્ણન કર્યું કે જો તમને ક્યારેક રોજીની તંગી આવી પડે છે તો તે એ કારણે કે તમે એવી ખરાબ આદતોમાં ફસાયેલા હોવ છો કે યતીમ જેવા દયાપાત્ર બાળકોના હકો પણ અદા નથી કરતા, બીજી તેમની ખરાબ ટેવ આ બતાવી وَلَا تَحٰٓضُّوْنَ عَلٰى طَعَامِ الْمِسْكِيْنِ એટલે કે તમે પોતે તો કોઈ ગરીબ મિસ્કીનને શું આપો, બીજાઓને પણ આપવાનું પ્રોત્સાહન અને પ્રેરણા નથી આપતા કે તેઓ પણ આ કામ કરી લે. આ વિષયમાં પણ તે કાફિરોની ખરાબ ટેવ અને નીંદાના વર્ણન સાથે એ તરફ ઈશારો છે કે ગરીબો અને ફકીરોનો હક જે રીતે માલદારો અને અમીરો ઉપર છે કે તેમને પોતાની પાસેથી આપે, એ જ પ્રમાણે જે લોકો પોતે આપવાની શકિત નથી ધરાવતા તેમણે પણ એટલું તો કરવું જ જોઈએ કે બીજાઓને તેના માટે પ્રોત્સાહિત કરે અને પ્રેરિત કરે.

ત્રીજી ખરાબ ટેવ આ વર્ણન કરી, وَتَأْكُلُوْنَ التُّرَاثَ اَكْلًا لَّمًّا તેમાં શબ્દ لم નો અર્થ "એકઠું કરવાનો" થાય છે. મતલબ એ છે કે તમે વારસાનો માલ હલાલ અને હરામ બધો એકઠો કરીને ખાઈ જાઓ છો, પોતાના હિસ્સાની સાથે બીજાઓનો હિસ્સો પણ દબાવી લો છો. અત્રે વિશેષ પ્રકારે વારસાના માલનું વર્ણન કરવામાં આવ્યું જ્યારે કે દરેક માલ જેમાં હલાલ અને હરામને એકઠું

કરવામાં આવ્યું હોય તે નાજાઇઝ જ છે. આ વિશેષતાનું કારણ કદાચ એ હોય કે વારસાના માલ ઉપર વધારે નજર રાખવી અને તેના માટે તત્પર રહેવું ઘણી જ કમહિંમતી અને બહાદૂરીના અભાવની દલીલ છે કે મૃત પશુઓ ખાનાર પશુની જેમ તાકતા રહે કે ક્યારે અમારો સગો મરે અને અમને તેનો વારસો મળે અને ક્યારે આ માલ વહેંચવાની તક મળે. હિંમતવાળા અને બહાદૂર લોકો પોતાની કમાઈ ઉપર ખુશ હોય છે, મુરદાઓના માલ ઉપર આવી લાલચું દષ્ટિ નથી નાંખતા.

ચોથી બુરી આદત આ બતાવી وَتُحِبُّوْنَ الْمَالَ حُبًّا جَمًّا તેમાં શબ્દ جَمّ નો અર્થ ખૂબ વધુ પ્રમાણમાં હોવાનો છે. ભાવાર્થ એ છે કે તમે માલની મહોબ્બત કરો છો, વધુ પ્રમાણમાં હોવાના શબ્દથી એ તરફ ઇશારો થઈ ગયો કે માલની અમુક હદે મહોબ્બત હોવી તો માનવીની સ્વભાવગત પ્રકૃતિ છે, તે ટીકાપાત્ર નથી બલકે તેની મહોબ્બતમાં હદથી વધી જવું અને તેમાં ઓતપ્રોત થઈ જવું એ નીંદાપાત્ર છે. કાફિરોની આ બુરી ટેવોને વર્ણન કર્યા પછી ફરી પાછા મૂળ વિષય તરફ આવ્યા જે સૂરતની શરૂઆતમાં પાંચ કસમો સાથે શરૂ થયું છે. એટલે કે આખિરતનો સારો બદલો અને સજા, આ કામમાં કયામત આવવાનું પ્રથમ વર્ણન કર્યું.

اِذَا دُكَّتِ الْاَرْضُ دَكًّا دَكًّا માં શબ્દ دَکّ નો શાબ્દિક અર્થ કોઈ વસ્તુને ઘા મારી તોડવાનો છે, તેનો ભાવાર્થ કયામતનો ધરતીકંપ છે જે પહાડોને પરસ્પર અથડાવીને ચૂરેચૂરા કરી દેશે. دَكًّا دَكًّا બે વખત લાવીને એ તરફ ઇશારો છે કે કયામતના ધરતીકંપ એક પછી એક સતત થતા રહેશે.

وَجَآءَ رَبُّكَ وَالْمَلَكُ صَفًّا صَفًّا એટલે કે તમારો પરવરદિગાર અને ફરિશ્તા હારબંધ આવશે, તેનાથી ભાવાર્થ મેદાને હશ્રમાં આવવું છે. અલ્લાહ તઆલાના આવવાની શું પરિસ્થિતિ હશે તેને તો માત્ર અલ્લાહ તઆલા સિવાય કોઈ જાણતું નથી. આ મુતશાબિહાતમાંથી છે અને ફરિશ્તાઓનું હારબંધ આવવું દેખીતું છે. وَجِایْٓءَ يَوْمَئِذٍ بِجَهَنَّمَ એટલે કે તે દિવસે જહન્નમને લાવવામાં આવશે. જહન્નમને લાવવાનો શું ભાવાર્થ છે અને કઈ રીતે હશ્રના મેદાનમાં લાવવામાં આવશે તેની વાસ્તવિકતા તો માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે. દેખીતું એ છે કે

જહન્નમ જે હમણા સાતમી જમીનના પેટાળમાં છે તે વખતે તે ભડકી ઊઠશે અને સમંદર બધા આગ બની તેમાં સામેલ થઈ જશે. આ પ્રમાણે જહન્નમ હશ્રના સમયે સૌની સામે આવી જશે.

يَوْمَئِذٍ يَّتَذَكَّرُ الْاِنْسَانُ وَاَنّٰى لَهُ الذِّكْرٰى આ સ્થળે "ઝિક્ર"થી ભાવાર્થ સમજમાં આવી જવું છે. એટલે કે કાફિરને તે દિવસે સમજ આવશે કે મારે દુનિયામાં શું કરવું જોઈતું હતું અને મેં શું કર્યું ! પરંતુ તે સમયે આ સમજમાં આવવું લાભરહિત અને બેકાર હશે કે અમલ અને પરિસ્થિતિની સુધારણાનો સમય પસાર થઈ ચૂક્યો, આખિરત અમલનું ઘર નથી બલકે બદલાનું ઘર છે. આગળ تَذَكُّر નું વર્ણન છે કે તેઓ તમન્ના કરશે કે કાશ ! મેં દુનિયામાં કંઈક નેક અમલ કરી લીધા હોત. يٰلَيْتَنِىْ قَدَّمْتُ لِحَيَاتِىْ પછી આ તમન્ના ખોટી અને લાભરહિત હોવાનું બતાવ્યું કે હવે જ્યારે કુફ્ર અને શિર્કની સજા સામે આવી ગઈ તો આવી તમન્ના કરવાથી કોઈ લાભ નથી, હવે તો અઝાબ અને પકડનો સમય છે અને અલ્લાહ તઆલાની પકડ જેવી કોઈની પકડ નથી હોઈ શકતી. કાફિરોના અઝાબનું વર્ણન કર્યા પછી અંતે મો'મિનોના સવાબ અને તેમને જન્નતમાં દાખલ કરવાનું વર્ણન કર્યું છે.

يٰۤاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ... અત્રે મો'મિનોની રૂહને "નફ્સે મુતમઈન્નહ"નો લકબ આપી સંબોધન કરવામાં આવ્યું છે. "મુતમઈન્નહ"નો શાબ્દિક અર્થ "સંતોષ"નો થાય છે, તેનો ભાવાર્થ તે નફ્સ અથવા મન છે જે અલ્લાહ તઆલાના ઝિક્ર અને તેના આજ્ઞાપાલનથી સંતોષિત થાય છે અને શાંતિ અનુભવે છે, તેને છોડવાથી બેચેનીનો અનુભવ કરે છે. આ તે જ નફ્સ કે મન હોય છે જે સંઘર્ષ અને અત્યાધિક ઇબાદત કરી પોતાની ખરાબ ટેવો અને દુષ્ટ આચરણોને દૂર કરી ચૂક્યો હોય. અલ્લાહ તઆલાની આજ્ઞા અને તેનો ઝિક્ર, તેનો સ્વભાવ અને શરીઅત તેની તબિયત બની ચૂકી હોય. તેને સંબોધન કરીને કહ્યું, ارْجِعِىْ اِلٰى رَبِّكِ એટલે કે પોતાના પરવરદિગાર તરફ પાછા વળી જાઓ. "પાછા વળી જવા"ના શબ્દથી જાણ થાય છે કે તેનું પ્રથમ સ્થાન પરવરદિગારની પાસે હતું અને હવે ફરી ત્યાં જ પાછા જવાનો હુકમ થઈ રહ્યો છે. તેનાથી તે રિવાયતોને બળ મળે છે જેમાં આવ્યું છે કે મો'મિનોની રૂહો તેમના

આ'માલનામાઓ સાથે ઇલ્લિય્યીનમાં રહેશે અને ઇલ્લિય્યીન સાતમાં આસમાન ઉપર અર્શે રહમાનના છાંયડા હેઠળ કોઈ સ્થળ છે. માનવીની બધી રૂહોનું અસલી સ્થાન તે જ છે, ત્યાંથી રૂહો લાવીને માનવીના શરીરમાં નાંખવામાં આવે છે અને મોત પછી ત્યાં જ પાછી જાય છે.

رَاضِيَةً مَّرْضِيَّةً એટલે કે આ નફ્સ અલ્લાહ તઆલાથી તેના તકવીની અને શરઈ હુકમો ઉપર રાજી છે અને અલ્લાહ તઆલા પણ તેનાથી રાજી છે. કારણ કે બંદાનું અલ્લાહ તઅલાના તકદીરી હુકમો ઉપર રાજી હોવું જ એ બાબતની નિશાની છે કે અલ્લાહ તઆલા તેનાથી રાજી છે. જો અલ્લાહ તઆલા તેનાથી રાજી ન હોત તો તેને અલ્લાહ તઆલાની તકદીર ઉપર રાજી રહેવાની તવફીક જ ન મળી હોત. આ નફ્સ પોતાના મોતના સમયે મોત ઉપર પણ રાજી અને ખુશ હોય છે. હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.)ની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَنْ اَحَبَّ لِقَاءَ اللّٰهِ اَحَبَّ اللّٰهُ لِقَاءَهٗ وَمَنْ كَرِهَ لِقَاءَ اللّٰهِ كَرِهَ اللّٰهُ لِقَاءَهٗ એટલે કે જે વ્યક્તિ અલ્લાહ તઆલાની મુલાકાત પસંદ કરે છે અલ્લાહ તઆલા પણ તેનાથી મળવાનું પસંદ કરે છે અને જે અલ્લાહ તઆલાથી મળવાનું નાપસંદ કરે છે અલ્લાહ તઆલા પણ તેનાથી મળવાનું નાપસંદ કરે છે. આ હદીષ સાંભળીને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ રસૂલે કરીમ ﷺને પ્રશ્ન કર્યો કે અલ્લાહ તઆલાની મુલાકાત તો મોત દ્વારા જ હોઈ શકે છે પરંતુ મોત તો અમને અથવા કોઈને પણ પસંદ નથી. રસૂલે કરીમ ﷺએ કહ્યું, વાત એમ નથી; વાસ્તવિકતા એ છે કે મો'મિનને મોતના સમયે ફરિશ્તાઓ દ્વારા અલ્લાહ તઆલાના રાજીપા અને જન્નતની ખુશખબરી આપવામાં આવે છે જેને સાંભળીને તેને મોત વધારે પસંદ થઈ જાય છે. એ જ પ્રમાણે કાફિરને મોતના સમયે અઝાબ અને સજા સામે કરી દેવામાં આવે છે તેથી તેને તે સમયે મોતથી વધીને કોઈ વસ્તુ ખરાબ અને અપ્રિય જણાતી નથી. (રવાહુ બુખારી, મુસ્લિમ, મઝહરી) ખુલાસો એ છે કે મોતની મહોબ્બત અથવા નફરત તે સમયે ભરોસાપાત્ર નથી બલકે રૂહ નીકળવાની સકળાંતની પરિસ્થિતિના સમયે જે વ્યક્તિ મૃત્યુથી અને અલ્લાહ તઆલાને મળવા ઉપર રાજી છે અલ્લાહ તઆલા પણ તેનાથી રાજી છે. આ જ رَاضِيَةً مَّرْضِيَّةً નો ભાવાર્થ છે.

فَادْخُلِیْ فِیْ عِبٰدِیْ وَادْخُلِیْ جَنَّتِیْ નફ્સે મુતમઈન્નહને સંબોધીને એ હુકમ થશે કે મારા ખાસ બંદાઓમાં સામેલ થઈ જા અને મારી જન્નતમાં દાખલ થઈ જા. તેમાં પ્રથમ અલ્લાહ તઆલાના નેક અને નિખાલસ બંદાઓમાં સામેલ થવાનો હુકમ છે પછી જન્નતમાં દાખલ થવાનો. એમાં ઈશારો જોવા મળે છે કે જન્નતમાં દાખલ થવું એ બાબત ઉપર અવલંબિત છે કે પ્રથમ અલ્લાહ તઆલાના નેક અને મુફલીસ બંદાઓના સમૂહમાં સામેલ થા, તે સૌની સાથે જ જન્નતમાં પ્રવેશ મળશે. તેનાથી જાણ થઈ કે દુનિયામાં જે વ્યક્તિ નેક લોકોની સોબત અને સંગાથ અપનાવે છે તે એ બાબતની નિશાની છે કે એ પણ તેની સાથે જન્નતમાં જશે. તેથી હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાની દુઆમાં કહ્યું, وَاَدْخِلْنِیْ بِرَحْمَتِکَ فِیْ عِبَادِکَ الصّٰلِحِیْنَ અને હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની દુઆમાં કહ્યું, وَاَلْحِقْنِیْ بِالصّٰلِحِیْنَ જાણ થઈ કે નેક લોકોની સોબત તે મહાન નેઅ્મત છે કે અંબિયા (અલૈ.) પણ તેની દુઆ કરવાથી બાકાત નથી.

وَادْخُلِیْ جَنَّتِیْ તેમાં જન્નતને અલ્લાહ તઆલાએ પોતાના તરફ સંદર્ભિત કરી "મારી જન્નત" કહીને કહ્યું જે ખૂબ મોટી ઈજ્જત અને સન્માન છે અને તેમાં ઈશારો જોવા મળે છે કે જન્નતમાં માત્ર એટલું જ નથી કે દરેક પ્રકારની રાહતો એકઠી છે અને તે કાયમી છે બલકે સૌથી મોટી વાત તો એ છે કે તે અલ્લાહ તઆલાના રાજીપાનું સ્થળ છે.

પ્રસ્તુત આયતોમાં મો'મિનોના સારા બદલા અને સવાબને એ રીતે વર્ણન કરવામાં આવ્યો કે તેમની રૂહોને અલ્લાહ તઆલા તરફથી ફરિશ્તાઓ દ્વારા ઈજ્જત અને સન્માન સાથે સંબોધન કરવામાં આવશે જે આ આયતમાં પ્રસ્તુત છે. આ સંબોધન ક્યારે થશે તેમાં તફસીરના અમુક ઈમામોએ કહ્યું કે કયામતમાં હિસાબ કિતાબ પછી આ સંબોધન થશે અને આયતોની શૈલીથી તેનું સમર્થન થાય છે કે ઉપર જે કાફિરોના અઝાબનું વર્ણન થયું છે તે આખિરતમાં કયામત પછી જ થશે, તેનાથી દેખીતું છે કે મો'મિનોનું આ સંબોધન પણ તે જ સમયે હોય અને અમુક લોકોએ કહ્યું કે મો'મિનોને આ સંબોધન મોતના સમયે દુનિયામાં જ થાય છે, ઘણી બધી સહીહ હદીસો તેના ઉપર ગવાહ છે, એટલા માટે ઈબ્ને કષીર (રહ.)એ કહ્યું કે દેખીતું એ છે કે બંને સમયોમાં મો'મિનોની રૂહોને આ સંબોધન થશે મોતના સમયે પણ અને કયામતમાં પણ.

તે હદીસો જેનાથી આ સંબોધન મોતના સમયે હોવાનું જાણ થાય છે એક તો તે જ ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)ની હદીષ છે જે ઉપર પસાર થઈ ચૂકી છે અને એક લાંબી હદીષ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મુસ્નદે અહમદ, નસાઈ અને ઈબ્ને માજહમાં છે જેમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે જયારે મો'મિનની મોતનો સમય આવે છે રહમતના ફરિશ્તા સફેદ રેશ્મી કપડું સામે કરી તેની રૂહને સંબોધન કરે છે, اُخْرُجِىْ رَاضِيَةً مَّرْضِيَّةً اِلٰى رَوْحِ اللّٰهِ وَرَيْحَانِهٖ એટલે કે આ શરીરમાંથી નીકળો એવી હાલતમાં કે તમે અલ્લાહથી રાજી છો અને અલ્લાહ તમારાથી રાજી છે. આ નીકળવું અલ્લાહ તઆલાની રહમત અને જન્નતની કાયમી રાહતો તરફ હશે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે એક દિવસે મેં આ આયત يٰۤاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ રસૂલે કરીમ ﷺ સામે પઢી તો સિદીકે અકબર (રદિ.) જેઓ મજલિસમાં હાજર હતા કહેવા લાગ્યા, યા રસૂલુલ્લાહ ﷺ ! આ કેટલું સારું સંબોધન અને સન્માન છે ! તો આપ ﷺએ કહ્યું કે સાંભળી લો ! ફરિશ્તા મોત પછી તમને આ સંબોધન કરશે.

*(ઈબ્ને કષીર)*

**અમુક આશ્ચર્યજનક ઘટનાઓ :**

હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.) કહે છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો તાઈફમાં ઇન્તેકાલ થયો, જનાઝો તૈયાર થયા પછી એક અદ્‌ભૂત પક્ષી કે જેને પહેલાં ક્યારેય જોવામાં આવ્યું ન હતું તે આવ્યું અને જનાઝાની મય્યતમાં દાખલ થઈ ગયું, પછી કોઈએ તેને નીકળતા નથી જોયું. જે સમયે મય્યતને કબરમાં મૂકવામાં આવી રહી હતી તો કબરના કિનારે એક ગૈબી અવાજે આ આયત પઢી ...يٰۤاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ સૌએ શોધ્યું કે આ કોણ પઢી રહ્યું છે પરંતુ કોઈને ખબર ન થઈ શકી.

*(ઈબ્ને કષીર)*

ઈમામ હાફિઝ તબરાનીએ કિતાબુલ અઝાઈબમાં પોતાની સનદથી ફત્તાન બિન રઝીન અબી હાશિમથી તેમનો પોતાનો કિસ્સો નકલ કર્યો છે કે તેમણે કહ્યું કે એક વખતે અમે રૉમના એક શહેરમાં કેદ કરી લેવામાં આવ્યા અને ત્યાંના બાદશાહ સામે રજુ કરવામાં આવ્યા, તે કાફિર બાદશાહે અમને મજબૂર કર્યા કે

અમે તેમનો ધર્મ અપનાવી લઈએ અને જે તેનાથી ઈન્કાર કરશે તેનું ડોકું ઉડાવી દેવામાં આવશે. અમે થોડાક વ્યક્તિઓ હતા, તેમાંથી ત્રણ વ્યક્તિઓ જીવ જવાના ડરે મુર્તદ થઈ ગયા અને બાદશાહનો ધર્મ અપનાવી લીધો. ચોથો વ્યક્તિ સામે આવ્યો તો તેણે કુફ્ર કરવાથી અને તેનો ધર્મ અપનાવવાથી ઈન્કાર કરી દીધો. તેનું ગળું કાપીને તેના માથાને એક નજીકની નહેરમાં નાંખી દેવામાં આવ્યું, તે સમયે તો તે માથું પાણીના પેટાળમાં ચાલ્યું ગયું ત્યાર પછી પાણીની સપાટી ઉપર આવ્યું અને તે લોકો તરફ જોઈને તે લોકોના નામ લઈને અવાજ આપ્યો કે હે ફલાણા ફલાણા ! પછી કહ્યું, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે يٰۤاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ارْجِعِيْۤ اِلٰى رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً فَادْخُلِيْ فِيْ عِبَادِيْ وَادْخُلِيْ جَنَّتِيْ ત્યાર પછી પાણીમાં ડૂબકી મારી દીધી. આ આશ્ચર્યજનક ઘટના બધા લોકોએ જોઈ અને સાંભળી અને ત્યાંના ઈસાઈઓ આ જોઈને લગભગ બધા જ મુસલમાન થઈ ગયા અને બાદશાહનો તખ્ત હલી ગયો. આ ત્રણ વ્યક્તિઓ જે મુર્તદ થઈ ગયા હતા તે ફરી મુસલમાન થઈ ગયા અને પછી ખલીફા અબૂજાફર મન્સૂરે અમને સૌને તેમની કેદમાંથી છોડાવ્યા.

يَا مَنْ لَّا تَضُرُّهُ الذُّنُوْبُ وَلَا تَنْقُصُهُ الْمَغْفِرَةُ هَبْ لِيْ مَالَا يَنْقُصُكَ وَاغْفِرْلِيْ مَالَا يَضُرُّكَ وَاجْعَلْنِيْ مِنَ الَّذِيْنَ يُقَالُ لَهُمْ يٰۤاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ارْجِعِيْۤ اِلٰى رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً فَادْخُلِيْ فِيْ عِبَادِيْ وَادْخُلِيْ جَنَّتِيْ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફજ્ર પૂર્ણ થઈ.



તારીખ : ૧૧ ફુબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૨૧ રબિઉલ આખર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૦)

# સૂરએ બલદ

સૂરએ બલદ મક્કામાં નાઝિલ થઈ જેની ૨૦ આયતો છે.

## આયતો : (સૂરએ બલદ : આયત નં. ૧ થી ૨૦)

﴿ایاتها ۲۰﴾ ﴿۹۰ سُوْرَةُ الْبَلَدِ مَكِّيَّةٌ ۳۵﴾ ﴿رکوعها ۱﴾

﴿بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ﴾

لَآ اُقْسِمُ بِهٰذَا الْبَلَدِ ﴿۱﴾ وَاَنْتَ حِلٌّۢ بِهٰذَا الْبَلَدِ ﴿۲﴾ وَوَالِدٍ وَّمَا وَلَدَ ﴿۳﴾ لَقَدْ خَلَقْنَا
الْاِنْسَانَ فِيْ كَبَدٍ ﴿۴﴾ اَيَحْسَبُ اَنْ لَّنْ يَّقْدِرَ عَلَيْهِ اَحَدٌ ﴿۵﴾ يَقُوْلُ اَهْلَكْتُ مَالًا لُّبَدًا ﴿۶﴾
اَيَحْسَبُ اَنْ لَّمْ يَرَهٗٓ اَحَدٌ ﴿۷﴾ اَلَمْ نَجْعَلْ لَّهٗ عَيْنَيْنِ ﴿۸﴾ وَلِسَانًا وَّشَفَتَيْنِ ﴿۹﴾
وَهَدَيْنٰهُ النَّجْدَيْنِ ﴿۱۰﴾ فَلَا اقْتَحَمَ الْعَقَبَةَ ﴿۱۱﴾ وَمَآ اَدْرٰىكَ مَا الْعَقَبَةُ ﴿۱۲﴾
فَكُّ رَقَبَةٍ ﴿۱۳﴾ اَوْ اِطْعٰمٌ فِيْ يَوْمٍ ذِيْ مَسْغَبَةٍ ﴿۱۴﴾ يَّتِيْمًا ذَا مَقْرَبَةٍ ﴿۱۵﴾ اَوْ مِسْكِيْنًا
ذَا مَتْرَبَةٍ ﴿۱۶﴾ ثُمَّ كَانَ مِنَ الَّذِيْنَ اٰمَنُوْا وَتَوَاصَوْا بِالصَّبْرِ وَتَوَاصَوْا بِالْمَرْحَمَةِ ﴿۱۷﴾
اُولٰۗىِٕكَ اَصْحٰبُ الْمَيْمَنَةِ ﴿۱۸﴾ وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِنَا هُمْ اَصْحٰبُ الْمَشْـَٔمَةِ ﴿۱۹﴾ عَلَيْهِمْ
نَارٌ مُّؤْصَدَةٌ ﴿۲۰﴾



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હું આ શહેર (મક્કા)ના સોગંદ ખાઉં છું (૧) અને આપના ઉપર આ શહેરમાં (લડાઈની) મનાઈ રહેશે નહિ (૨) અને બાપ (એટલે હઝરત આદમ (અલૈ.) તથા તેમની અવલાદના સોગંદ (૩) કે અલબત્ત, અમે*

*માણસને બહુ મહેનતમાં (સપડાયેલો) બનાવ્યો છે. (૪) શું તે એમ ધારે છે કે તેના ઉપર કોઈનો કાબૂ નહિ ચાલે ? (૫)(અને ફુલાઈ)ને કહે છે કે મેં પુષ્કળ માલ વાપરી નાખ્યો છે. (૬) શું તે એમ ધારે છે કે તે(ના મૂળ મુદ્દા)ને કોઈએ જોયો જ નથી ? (૭) શું અમે તેને બે આંખો (૮) અને (એક) જીભ તથા બે હોઠ આપ્યા નથી ? (૯) અને અમે તેને (ભલાઈ-બુરાઈની ઘાટીના) બન્ને માર્ગ દેખાડી આપ્યા (૧૦) છતાં તે માણસ (દીનની) ઘાટીમાં થઈને નીકળ્યો નહિ (૧૧) અને તમે શું સમજ્યા કે તે ઘાટી શું છે ? (૧૨) તે કોઈ ગરદનનું છોડાવવું (૧૩) અથવા ભૂખ (દુકાળ)ના દિવસમાં ખવડાવવું (૧૪) એવા યતીમને (ખવડાવવું) જે સગાઈવાળો છે (૧૫) અથવા ધૂળમાં રોળાઈ રહેલા મિસ્કીનને (ખવડાવવું) (૧૬) ફરી તે (એટલે મજકુર કામોમાં ખર્ચ કરનાર) એવા લોકોમાંથી હોય કે જેઓ ઈમાન લાવ્યા અને આપસમાં ધીરજ (સબર)ની ભલામણ કરતા રહ્યા તેમજ દયાભાવ રાખવાની તાકીદ કરતા રહ્યા. (૧૭) એવા લોકો જ મહા ભાગ્યશાળી છે (૧૮) અને જે લોકોએ અમારી આયતોનો ઈનકાર કર્યો તેઓ દુર્ભાગી છે. (૧૯) તેઓની ઉપર (જહન્નમની) આગ બંધ કરવામાં આવશે. (૨૦)*

## વિસ્તૃત વિવરણ :

لَآ اُقۡسِمُ بِهٰذَا الۡبَلَدِ માં શબ્દ لا એ આ સ્થળે વધારે છે અને કસમોમાં આ પ્રકારે આ શબ્દ વધારે લાવવો અરબના રૂઢિપ્રયોગોમાં પ્રખ્યાત છે અને વધારે મજબૂત વાત એ છે કે આ શબ્દ لا શ્રોતાના ખોટા વિચારો અને માન્યતાઓના રદિયા માટે કસમની શરૂઆતમાં લાવવામાં આવે છે જેનો અર્થ એ હોય છે કે તમે જે માન્યતા ધરાવો છો તે સાચી નથી બલકે અમે સોગંદપૂર્વક કહીએ છીએ કે વાસ્તવિકતા એ છે જે અમે વર્ણન કરીએ છીએ અને البلد (અલ બલદ)થી ભાવાર્થ મક્કા મુકર્રમહ છે, જેમકે સૂરએ વત્તીનમાં પણ મક્કા શહેરની કસમ ખાવામાં આવી છે અને તેની સાથે તેનું લક્ષણ સલામતીનું સ્થળ એટલે કે અમીન હોવાનું પણ વર્ણન કર્યું.

وَهٰذَا الۡبَلَدِ الۡاَمِيۡنِ મક્કા શહેરના સોગંદ ખાવા આ શહેરની બીજા શહેરો કરતાં વધારે શ્રેષ્ઠતા અને ઉચ્ચતાને બતાવવું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અદી

(રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ હિજરત સમયે મક્કા શહેરને સંબોધન કરીને કહ્યું કે અલ્લાહ રબ્બુલ ઈજ્જતની કસમ છે કે તું સમગ્ર પૃથ્વી પટ ઉપર અલ્લાહ તઆલા નજીક સૌથી વધારે સારું અને પ્રિય છે અને જો મને અહીંયાંથી નીકળવા ઉપર મજબૂર કરવામાં આવ્યો ન હોત તો હું તારી જમીન ઉપરથી ન નીકળ્યો હોત.

*(રવાહુ તિરમિઝી, ઈબ્ને માજહ, મઝહરી)*

وَاَنْتَ حِلٌّ بِهٰذَا الْبَلَدِ માં શબ્દ حِلٌّ (હિલ્લ)માં બે સંભાવનાઓ છે. એક એ કે જો حــلــول (હુલૂલ)થી બન્યો હોય જેનો અર્થ કોઈ વસ્તુની અંદર સમાઈ જવાનો અને તેમાં રહેવાનો અથવા તેમાં ઊતરી જવાનો થાય છે. આ આધારે "હિલ્લ"નો અર્થ ઉતરનાર અથવા રહેનારનો થશે અને આયતનો ભાવાર્થ એ થશે કે મક્કા શહેર પોતે પણ ઇજ્જતવાળું, સન્માનવાળું અને પવિત્ર છે. ખાસ કરીને જ્યારે કે રસૂલે કરીમ ﷺ આ શહેરમાં રહે છે તો તેમાં વસવાટ કરનારની શ્રેષ્ઠતાના લીધે પણ મકાનની શ્રેષ્ઠતા વધી જાય છે તેથી શહેરની ઈજ્જત અને સન્માન આપ ﷺના તેમાં વસવાટ કરવાને લીધે બમણું થઈ ગયું. બીજી સંભાવના એ છે કે શબ્દ "હિલ્લ" એ حــلّــت થી બન્યો હોય, તેનો અર્થ કોઈ વસ્તુના હલાલ હોવાનો છે. આ આધારે શબ્દ "હિલ્લ"ના બે અર્થ હોઈ શકે છે. એક એ કે તમને મક્કાના કાફિરોએ હલાલ સમજી રાખ્યા છે કે તમારી હત્યા કરવા હંમેશા તૈયાર રહે છે જ્યારે કે તેઓ પોતે પણ મક્કા શહેરમાં કોઈ શિકારનો શિકાર કરવો પણ હલાલ સમજતા નથી પરંતુ તેમનો અત્યાચાર અને બદમાશી એ હદે વધી ગઈ છે કે જે પવિત્ર સ્થળ ઉપર કોઈ જાનવરને કતલ કરવું પણ જાઈઝ નથી સમજતા અને પોતે તે લોકોની પણ એ જ માન્યતા છે તેવા સ્થળે તેમણે અલ્લાહના રસૂલ ﷺની હત્યા અને તેમના પ્રાણને હલાલ સમજી લીધા છે. હિલ્લનો બીજો અર્થ એ પણ હોઈ શકે છે કે આપ ﷺની વિશિષ્ટતા છે કે આપ ﷺ માટે મક્કાના હરમમાં કાફિરોને કતલ કરવું હલાલ થવાનું છે જેમકે ફત્હે મક્કામાં એક દિવસ માટે આપ ﷺ ઉપરથી આ હરામ હોવાનો હુકમ ઉઠાવી લેવામાં આવ્યો હતો અને કાફિરોની કતલ હલાલ કરી દેવામાં આવી હતી. મઝહરીમાં ત્રણે સંભાવનાઓ ઉપસ્થિત છે અને ત્રણે અર્થોની ગુંજાઈશ છે.

وَوَالِدٍ وَّمَا وَلَدَ માં શબ્દ وَالِدٍથી ભાવાર્થ હઝરત આદમ (અલૈ.) છે જે

બધી જ માનવજાતના પિતા છે અને مَـــا وَلَـدَ થી ભાવાર્થ તેમના સંતાનો છે જે દુનિયાની શરૂઆતથી કયામત સુધી આવશે. આ રીતે આ શબ્દોમાં હઝરત આદમ (અલૈ.) અને સમગ્ર માનવજાતિની સોગંદ ખાવામાં આવી. આગળ આ સોગંદનો જવાબ ઉપસ્થિત છે.

لَقَدْ خَلَقْنَا الْإِنْسَانَ فِي كَبَدٍ માં શબ્દ كَبَد નો શાબ્દિક અર્થ મહેનત અને તકલીફનો છે. અર્થ એ છે કે માનવી પોતાના સ્વભાવથી પોતાની પ્રકૃતિમાં એવો પેદા કરવામાં આવ્યો છે કે ઉંમરની શરૂઆતથી અંત સુધી મહેનતો અને તકલીફોમાં રહે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે ઉંમરની શરૂઆતથી માતાના ઉદરમાં કેદ રહ્યો, પછી જન્મ સમયની મહેનત અને તકલીફ વેઠી, પછી માંનું દૂધ પીવાની, પછી તેને છોડવાની મહેનત, પછી પોતાની રોજી અને જિંદગીની જરૂરિયાતો પૂરી કરવાની મહેનત અને તકલીફ, પછી ઘડપણની તકલીફો, પછી મોત, પછી કબ્ર, પછી હશ્ર અને તેમાં અલ્લાહ તઆલા સામે અમલોનો જવાબ આપવો, પછી બદલો અને સજા; આ બધા તબક્કાઓ તેના ઉપર મહેનતોના જ આવે છે અને આ મહેનત અને તકલીફ જો કે માણસની સાથે ખાસ નથી, બધા જ પ્રાણીઓ પણ તેમાં સામેલ છે પરંતુ આ હાલતને માનવી માટે ખાસ એટલા માટે કહી કે પ્રથમ તો બધા પ્રાણીઓથી વધારે તે બુદ્ધિ અને સમજદારી ધરાવે છે અને મહેનતની તકલીફ પણ સમજદારી હોવાના લીધે વધારે થાય છે. બીજું અંતે સૌથી મોટી મહેનત મહશરમાં ફરીવાર જીવીત થવાની છે કે આખી જિંદગીના અમલોનો હિસાબ આપવાનો છે અને બીજા જાનવરો માટે એવું નથી.

અમુક ઉલમાએ કહ્યું કે કોઈ મખ્લૂક એટલી તકલીફો નથી વેઠતી જેટલી માણસ બરદાસ્ત કરે છે એ છતાં કે તે શરીર અને કદકાઠીમાં ઘણા જાનવરો કરતાં કમજોર અને અશક્ત છે. દેખીતું છે કે માનવીની દિમાગી શક્તિ સૌથી વધારે છે એટલા માટે તેને આ વિશિષ્ટતા આપવામાં આવી. મક્કાએ મુકર્રમહ અને આદમ (અલૈ.) તથા આદમ (અલૈ.)ના સંતાનોના સોગંદ ખાઈને અલ્લાહ તઆલાએ એ હકીકતને વર્ણન કરી કે માણસને અમે મહેનત અને તકલીફમાં જ અને એટલા જ માટે પેદા કર્યો છે જે એ બાબતની દલીલ છે કે માનવી આપમેળે પેદા નથી થઈ

ગયો અથવા તેને કોઈ બીજા માનવીએ જન્મ નથી આપ્યો બલકે તેનો પેદા કરનાર એક સર્વશક્તિમાન છે જેણે પોતાની હિકમતથી દરેક મખ્લૂકને ભિન્ન ભિન્ન પ્રકૃતિ, સ્વભાવ અને ખાસ પ્રવૃત્તિઓ અને કૃત્યો કરવાની ક્ષમતા આપીને પેદા કર્યા છે, જો માનવીના સર્જનમાં પોતે માનવીની કંઈક દખલગીરી હોત તો તેણે પોતાના માટે આવી મહેનતો અને તકલીફો ક્યારેય નક્કી ન થવા દીધી હોત.

*(કુર્તુબી)*

**દુનિયામાં સંપૂર્ણ રાહત જેમાં કોઈ તકલીફ ન હોય તે કોઈને પ્રાપ્ત થઈ શકતી નથી તેથી માનવીએ હંમેશા મહેનત અને તકલીફ માટે તૈયાર રહેવું જોઈએ :**

આ કસમ અને કસમના જવાબમાં માનવીને એ બાબત ઉપર ચેતવવામાં આવ્યો છે કે જો તમારી એવી ઈચ્છા છે કે દુનિયામાં હંમેશા રાહત જ રાહત મળે, કોઈ તકલીફ સાથે વાસ્તો જ ન પડે તો એ કોરી કલ્પના માત્ર છે જે ક્યારેય પ્રાપ્ત નહીં થઈ શકે એટલા માટે આવશ્યક છે કે દરેક વ્યક્તિને દુનિયામાં મહેનત, તકલીફ, રંજ ગમ અને મુસીબત પડે અને જયારે તકલીફ અને મુસીબત આવવાની જ છે તો બુદ્ધિશાળી માણસનું કામ એ છે કે આ મહેનત અને તકલીફ તે વસ્તુ માટે વેઠે જે તેને કાયમી ધોરણે કામ લાગે અને કાયમી રાહતનો સામાન બને અને તે માત્ર ઈમાન અને અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન ઉપર જ અવલંબિત છે. આગળ ગાફેલ અને આખિરતના ઈન્કારી માનવીની અમુક અજ્ઞાનતાપૂર્ણ ટેવોનું વર્ણન કરીને કહ્યું, اَیَحۡسَبُ اَنۡ لَّمۡ یَرَهٗۤ اَحَدٌ એટલે કે શું આ મૂર્ખ એવું સમજે છે કે તેના દુષ્કૃત્યો કોઈએ જોયા નથી ? તેણે જાણી લેવું જોઈએ કે તેનો સર્જનહાર તેની દરેક પ્રવૃત્તિ જોઈ રહ્યો છે.

**આંખ અને જીભના સર્જનમાં અમુક હિકમતો :**

اَلَمۡ نَجۡعَلۡ لَّهٗ عَیۡنَیۡنِ وَلِسَانًا وَّشَفَتَیۡنِ وهَدَیۡنٰهُ النَّجۡدَیۡنِ માં શબ્દ نجدين (નજદયૂન)નો શાબ્દિક અર્થ તે માર્ગનો છે જે ઊંચાઈ તરફ જાય છે, તેનો ભાવાર્થ ખુલ્લો અને સ્પષ્ટ માર્ગ છે અને આ બે માર્ગોમાંથી એક ભલાઈ અને સફળતાનો છે જયારે બીજો બરબાદીનો માર્ગ છે.

પાછલી આયતોમાં માનવીની આ બેદરકારી અને અજ્ઞાનતા ઉપર

ચેતવણી હતી કે તે એવું સમજે છે કે મારા ઉપર અલ્લાહ તઆલાને પણ કાબૂ નથી અને એ કે તેની પ્રવૃત્તિઓ અને તેના કૃત્યોને કોઈ જોનાર નથી. આ આયતમાં અમુક તે નેઅ્મતોનું વર્ણન છે જે અલ્લાહ તઆલાએ તેના અસ્તિત્વમાં એવી અર્પણ કરી છે કે પોતે તેની કારીગીરી અને હિકમત ઉપર જ વિચાર કરે તો અલ્લાહ તઆલાની અદ્વિતિય હિકમત અને કુદરતનો નજારો આ વસ્તુમાં જ જોવા મળશે. તેમાં પ્રથમ બે આંખોનું વર્ણન કર્યું કે આંખને નાજૂક પરદામાં નાજૂક નસોવાળી અને તેમાં કુદરતી પ્રકાશ, પછી આંખની બનાવટ અને અંતે આંખ એ અત્યંત નાજૂક અવયવ છે તેની હિફાઝતનો કેવો પ્રબંધ પોતે તેના સર્જનમાં કરવામાં આવ્યો કે તેના ઉપર એવા પરદા નાંખ્યા જે સ્વચાલિત (ઑટોમેટિક) મશીનની જેમ જ્યારે કોઈ નુકસાનકારક વસ્તુ સામેથી આવતી દેખાય છે તો આપમેળે અનિચ્છાવર્તી સ્વરૂપે પણ બંધ થઈ જાય છે. આ પરદાઓ ઉપર પાંપળોના વાળ ઊભા કરી દીધા કે જેનાથી ધૂળ અને કચરો અટકી જાય. તેના ઉપર ભવાંઓના વાળ મૂક્યા કે ઉપરથી આવનારી વસ્તુ સીધે સીધી આંખમાં ન પહોંચે, તેને ચહેરાની અંદર ખાડામાં એ રીતે ફીટ કરવામાં આવી કે ઉપર ખોપડીનું સખત હાડકું છે અને નીચે ગાલનું સખત હાડકું છે. માણસ જો મોંઢાભેર ઊંધો પડી જાય અથવા તેના ચહેરા ઉપર સામેથી કોઈ વસ્તુ ટકરાય તો ઉપર નીચેના હાડકાં આંખને બચાવી લે છે.

બીજી વસ્તુ જીભ છે, તેનું આશ્ચર્યજનક સર્જન અને મનમાં છુપાયેલી વાતોનું પ્રતિનિધિત્વ જે આ અત્યંત સંવેદનશીલ અને સ્વચાલિત અવયવ દ્વારા થાય છે, તેની નવાઈ ઉપજાવે એવી કાર્ય પ્રણાલીને જુઓ કે મનમાં એક વિષય આવ્યો, દિમાગે તેના ઉપર વિચાર કર્યો, તેના માટે શબ્દો તૈયાર કર્યા અને તે શબ્દો આ જીભના મશીન દ્વારા નીકળવા લાગ્યા. આ આટલું મોટું કામ કેટલી સંગતતાથી થઈ રહ્યું છે કે સાંભળનારને એની અનુભૂતિ પણ નથી થઈ શકતી કે આ શબ્દો જીભ ઉપર આવવામાં તેની પાછળ કેટલી બધી મશીનરીએ કામ કર્યું છે ત્યારે આ શબ્દો જીભ ઉપર આવ્યા છે. જીભની સાથે شَفَتَيْنِ (શફતયૂન) એટલે કે બંને હોઠોનું વર્ણન એટલા માટે કર્યું કે જીભના કાર્યમાં હોઠ ઘણા મદદગાર છે. અવાજ અને શબ્દોના વિશિષ્ટ ધ્વનિ આ જ હોઠ બનાવે છે અને કદાચ એટલા માટે પણ કુદરતે જીભને આટલું મહત્ત્વનું મશીન બનાવ્યું કે અડધી

મિનિટમાં તેનાથી એવા શબ્દો પણ બોલી શકાય છે કે જે તેને જહન્નમમાંથી કાઢીને જન્નતમાં પહોંચાડી દે જેમકે ઈમાનનો કલિમો અથવા દુનિયામાં દુશ્મનની નજરમાં પણ તેને પ્રિય બનાવી દે જેમકે પોતાના પાછલા કુસૂરોની મા'ફી માંગવી અને આ જ જીભથી આટલા જ સમયમાં એવા શબ્દો પણ બોલી શકાય છે જે તેને જહન્નમમાં પહોંચાડી દે જેમકે કુફ્રનો કલિમો અથવા દુનિયામાં તેના મોટામાં મોટા મહેરબાન મિત્રને તેનો દુશ્મન બનાવી દે જેમકે તેને અપશબ્દો અથવા ગાળો આપવી વગેરે. જે રીતે જીભના લાભ અસંખ્ય છે તેની બરબાદ કરવાની શક્તિ પણ એ જ પ્રકારે છે, જાણે આ એક બે ધારી તલવાર છે જે દુશ્મન ઉપર પણ ચાલી શકે છે અને પોતે પોતાનું ગળું પણ કાપી શકે છે, તેથી અલ્લાહ તઆલા શા'નુહૂએ આ તલવારને બે હોઠોનો ગિલાફ ઓઢાડી સંતાડી દીધી છે અને આ સ્થળે હોઠોનું વર્ણન કરવાથી એ તરફ ઈશારો હોઈ શકે છે કે જે માલિકે માણસને જીભ આપી તેણે તેને રોકવા અને બંધ કરવા માટે હોઠ પણ આપ્યા છે તેથી તેનો ઉપયોગ સમજી વિચારી કરો, સ્થળ અને સમય જોયા વિના તેને હોઠોના મ્યાનમાંથી ન કાઢો.

ત્રીજી વસ્તુ બે માર્ગોની હિદાયત છે, એટલે કે અલ્લાહ તઆલાએ ભલાઈ અને બુરાઈની ઓળખ માટે એક ક્ષમતા અને સ્વાભાવિક સમજ માનવીના અસ્તિત્વમાં મૂકી દીધી છે, જેમકે કુર્આને કરીમે કહ્યું فَأَلْهَمَهَا فُجُورَهَا وَتَقْوٰهَا એટલે કે માણસના નફ્સની અંદર અલ્લાહ તઆલાએ فجورا (ફુજૂરા) "દુષ્કૃત્યો" અને તકવા (અલ્લાહનો ડર) બંને પ્રકારની ક્ષમતા મૂકી દીધી છે તો એ રીતે શરૂઆતની એક હિદાયત માનવીને પોતે તેના માંહ્યલામાંથી મળે છે પછી આ માર્ગદર્શનના સમર્થન માટે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો આવે છે જે તેને બિલકુલ સ્પષ્ટ કરી દે છે. ખુલાસો એ છે કે અજ્ઞાન અને બેદરકાર માનવી અલ્લાહ તઆલાની કુદરતનો ઈન્કારી પોતાના અસ્તિત્વની અમુક જાહેર વસ્તુઓમાં ચિંતન કરે તો કુદરત અને હિકમતે હક્કની વિશિષ્ટતાઓનો સાક્ષાત્કાર થઈ જશે. આંખોથી જુઓ, પછી જીભથી સ્વીકાર કરો અને પછી બે માર્ગોમાંથી ભલાઈનો માર્ગ અપનાવો.

આગળ ફરી તેના બેદરકારીપણા, બેફિકી તથા લાપરવાહી ઉપર ચેતવણી છે કે આ સ્પષ્ટ દલીલોથી અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું અને તેના દ્વારા

કયામતમાં ફરીવાર સજીવન થવાનું અને હિસાબ દેવાનું યકીન થઈ જવું જોઈએ અને આ યકીનનો તકાદો એ હતો કે તે અલ્લાહ તઆલાની મખ્લૂકને લાભ અને રાહત પહોંચાડે, તેમને પીડાથી બચાવે અને અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે અને પોતે પોતાની સુધારણા કરે અને બીજા લોકોની સુધારણાની ફિકર ચિંતા કરે જેથી કયામતમાં તે અસ્હાબે યમીન એટલે કે જન્નતવાળાઓમાં સામેલ થઈ જાય પરંતુ આ અભાગિયાએ એવું ન કર્યું બલકે કુફ્ર ઉપર કાયમ રહ્યો જેનું પરિણામ જહન્નમની આગ છે. સૂરતના અંત સુધી આ વિષય વર્ણન થયો છે, તેમાં અમુક નેક અમલો ન અપનાવવાને એક ખાસ શૈલી દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે.

فَلَا اقْتَحَمَ الْعَقَبَةَ وَمَآ اَدْرٰكَ مَا الْعَقَبَةُ فَكُّ رَقَبَةٍ માં શબ્દ عَقَبَةُ (અકબહ) પહાડની મોટી શીલાને કહે છે અને બે પહાડો વચ્ચેના માર્ગને એટલે કે ખીણને પણ; તથા દુશ્મનોથી છુટકારો મેળવવામાં આ અકબહ માનવીને મદદ કરે છે કે પહાડના શિખર ઉપર ચઢીને દુશ્મનથી પોતાને બચાવી લે અથવા તો ખીણમાં સંતાઈને અહીંયાંથી નીકળી જાય. આ સ્થળે આજ્ઞાપાલન અને ઈબાદતોને એક "અકબહ" તરીકે ઓળખાવ્યું છે કે જે રીતે અકબહ માણસને દુશ્મનથી છુટકારો અપાવવાનું કારણ બને છે એ જ રીતે નેક અમલો આખિરતના અમલથી છુટકારાનું માધ્યમ બને છે, પછી તે નેક અમલોમાં પ્રથમ فَكُّ رَقَبَةٍ કહ્યું. એટલે કે કોઈ ગુલામને આઝાદ કરવો ઘણી મોટી ઈબાદત છે અને એક માણસની જિંદગી બનાવી દેવું છે. બીજી વસ્તુ اِطْعَامٌ વર્ણન કરી કે ભૂખ્યાઓને ખાવું ખવડાવવું ઘણો મોટો સવાબ છે અને કોઈને પણ ખાવું ખવડાવવું સવાબથી ખાલી નથી પરંતુ અમુક લોકોને ખવડાવવું ઘણો મોટો સવાબ બની જાય છે, એટલા માટે આ મોટા સવાબને પ્રાપ્ત કરવા માટે કહ્યું يَتِيْمًا ذَا مَقْرَبَةٍ اَوْ مِسْكِيْنًا ذَا مَتْرَبَةٍ એટલે કે ખાસ કરીને જ્યારે કોઈ એવા યતીમને ખાવું ખવડાવવામાં આવે જેની સાથે તમારું નજીકનું સગપણ પણ છે તો તેમાં બમણો સવાબ થઈ ગયો. એક ભૂખ્યાનું પેટ ભરવું અને બીજું સગાઈની સીલારહમી અને તેનો હક અદા કરવો. فِيْ يَوْمٍ ذِيْ مَسْغَبَةٍ એટલે કે ખાસ કરીને એવા દિવસમાં તેને ખાવું ખવડાવવું જ્યારે તે ભૂખ્યો હોય તે વધારે સવાબનું કારણ છે. એ જ પ્રમાણે યતીમ સગો ન હોય તો એવો ગરીબ હોય જેની ગરીબાઈએ તેને બેહાલ બનાવી રાખ્યો છે તેનાથી ભાવાર્થ ખૂબ ગરીબ અને મોહતાજ વ્યક્તિ છે જેના ઉપર ખર્ચ

કરવામાં આવે, તે જેટલો વધારે મોહતાજ હશે ખર્ચ કરનારો એટલો જ મોટો સવાબ પામશે.

**ઈમાનનો તકાદો એ છે કે માનવી માત્ર પોતાની નેકીને પૂરતી ન સમજે બલકે બીજાઓને પણ નેકી કરવાનું માર્ગદર્શન અને પ્રોત્સાહન આપતો રહે :**

ثُمَّ كَانَ مِنَ الَّذِيْنَ اٰمَنُوْا وَتَوَاصَوْا بِالصَّبْرِ وَتَوَاصَوْا بِالْمَرْحَمَةِ આ આયતમાં ઈમાન પછી મો'મિનની એ ફરજ બતાવવામાં આવી કે તે બીજા મુસલમાન ભાઈઓને પણ ધૈર્ય અને દયાની પ્રેરણા આપતો રહે. ધૈર્યથી ભાવાર્થ નફ્સને બુરાઈઓથી રોકવું અને ભલાઈઓ ઉપર અમલ કરવું છે અને "મરહમત"થી ભાવાર્થ બીજાઓની હાલત ઉપર દયા ખાવી, તેમની તકલીફને પોતાની તકલીફ સમજીને તેમને પીડા, ત્રાસ અને અન્યાયથી બચાવવું છે અને એમાં દીનના લગભગ બધા જ હુકમો આવી ગયા.

تَمَّتْ سُوْرَةُ الْبَلَدِ بِحَمْدِ اللّٰهِ ٢٣ شَعْبَانُ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ બલદ પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૧૨ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૨૨ રબિઉલ આખિર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૧)

# સૂરએ શમ્સ

સૂરએ શમ્સ મક્કામાં નાઝિલ થઈ તેની ૧૫ આયતો છે.

## આયતો : (સૂરએ શમ્સ : આયત નં. ૧ થી ૧૫)

اٰياتها ١٥ — ٩١ سُوْرَةُ الشَّمْسِ مَكِّيَّةٌ ٢٦ — رُكوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالشَّمْسِ وَضُحٰهَا ۝١ وَالْقَمَرِ اِذَا تَلٰهَا ۝٢ وَالنَّهَارِ اِذَا جَلّٰهَا ۝٣ وَ
الَّيْلِ اِذَا يَغْشٰهَا ۝٤ وَالسَّمَآءِ وَمَا بَنٰهَا ۝٥ وَالْاَرْضِ وَمَا طَحٰهَا ۝٦ وَ
نَفْسٍ وَّمَا سَوّٰهَا ۝٧ فَاَلْهَمَهَا فُجُوْرَهَا وَتَقْوٰهَا ۝٨ قَدْ اَفْلَحَ مَنْ زَكّٰهَا ۝٩
وَقَدْ خَابَ مَنْ دَسّٰهَا ۝١٠ كَذَّبَتْ ثَمُوْدُ بِطَغْوٰىهَآ ۝١١ اِذِ انْۢبَعَثَ اَشْقٰهَا ۝١٢
فَقَالَ لَهُمْ رَسُوْلُ اللّٰهِ نَاقَةَ اللّٰهِ وَسُقْيٰهَا ۝١٣ فَكَذَّبُوْهُ فَعَقَرُوْهَا ۨ
فَدَمْدَمَ عَلَيْهِمْ رَبُّهُمْ بِذَنْۢبِهِمْ فَسَوّٰىهَا ۝١٤ وَلَا يَخَافُ عُقْبٰهَا ۝١٥



### તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*સૂર્યના અને તેના પ્રકાશના સોગંદ છે (૧) અને ચંદ્રના જ્યારે કે તે સૂર્યના (ડુબ્યા) પછી આવે (૨) અને દિવસના જ્યારે કે તે તેને ખૂબ પ્રકાશિત કરે (૩) અને રાતના જ્યારે કે તે તેને ઢાંકી લે (૪) અને આકાશના તથા તેને (આવી શાનથી) બનાવવાના (૫) અને પૃથ્વીના તથા તેને (આવી હિકમતથી) ફેલાવવાના (૬) અને (મનુષ્યના) જીવન તથા એ વિશેના કે તેને દુરુસ્ત બનાવ્યો. (૭) પછી તે (જીવ)ને બદી અને પરહેઝગારી (બન્ને*

*બાબતો)ની સમજ આપી. (૮) અલબત્ત, જેણે તે (જીવ)ને (નેકીઓ કરી) પવિત્ર કરી લીધો તે સફળ થયો૨ (૯) અને જેણે તે (જીવ) ને (પાપોના કારણે) રગદોળી નાખ્યો તે નિષ્ફળ થયો. (૧૦) સમૂદ કોમે પોતાની શરારતથી (સાલિહ અલૈ. નબીને) જૂઠાડયા. (૧૧) જ્યારે કે તેઓમાંનો સૌથી વધુ કમબખ્ત (માણસ ઊંટણીને મારી નાખવા) ઊઠયો, (૧૨) જેથી અલ્લાહના રસૂલ સાલિહ (અલૈ.)એ તેઓને કહ્યું કે અલ્લાહની ઊંટણીથી અને તેણીના પાણીના વારાથી હોશિયાર રહો. (૧૩) ફરી તેઓએ પયગમ્બરને જૂઠાડયા અને ઊંટણીના પગો કાપી મારી નાખી, જેથી તેઓના પરવરદિગારે તેઓના ગુનાહોના કારણે તેઓના ઉપર હલાકી નાખી, પછી સૌને બરબાદ કરી દીધા (૧૪) અને તેઓનો પીછો કરવાથી તે (અલ્લાહ) ડરતો નથી. (૧૫)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરતની શરૂઆતમાં સાત વસ્તુઓની કસમ આવી છે અને સાતેય વસ્તુઓની સાથે તેમની પરિસ્થિતિ અને તેમની વિશિષ્ટતાઓના આધારે અમુક લક્ષણો અને શરતો વર્ણન કરવામાં આવી. પ્રથમ સોગંદ وَالشَّمْسِ وَضُحٰهَا છે, અત્રે જો કે ضحٰى (દુહા)નો و (વાવ) અતફ સાથે વર્ણન થયો છે પરંતુ પાછળની વસ્તુના ઈશારારૂપે "દુહા"નું વર્ણન "શમ્સ" (સૂર્ય)નું લક્ષણ છે. એટલે કે સોગંદ છે સૂર્યના જ્યારે કે તે દુહાના સમયમાં હોય. દુહા એવા સમયને કહેવામાં આવે છે જ્યારે સૂર્ય ઊગીને થોડો ઊંચો થઈ જાય અને તેનો પ્રકાશ જમીન ઉપર ફેલાઈ જાય, તે સમયે તે માનવીને નજીક હોવાનું નજરે પડે છે અને તેના કિરણો કુમળા હોવાના લીધે તે સ્પષ્ટ રીતે જોઈ પણ શકાય છે.

બીજા સોગંદ وَالْقَمَرِ اِذَا تَلٰهَا એટલે કે ચાંદના સોગંદ જ્યારે કે તે સૂર્યની પાછળ આવે. તેનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે જ્યારે ચાંદ સૂર્યના આથમવા પછી ઊગે અને આવું મહિનાના મધ્યમાં થાય છે જ્યારે કે ચંદ્ર લગભગ સંપૂર્ણ હોય છે અને પાછળ આવવાનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે જે રીતે દુહાના સમયે એટલે કે સવારના સમયે સૂર્ય સંપૂર્ણ નજરે પડે છે એ જ રીતે જ્યારે કે ચંદ્ર તેની પાછળ આવે એટલે કે સંપૂર્ણ હોવામાં સૂર્યના તા'બે થઈ જાય. ત્રીજી કસમ

وَالنَّهَارِ اِذَا جَلّٰهَا એટલે કે جَلّٰهَا ની ઝમીર જમીન અથવા દુનિયા તરફ ઢળેલી હોઈ શકે છે. જો કે તેનાથી પહેલાં જમીન અને દુનિયાનું વર્ણન નથી આવ્યું પરંતુ અરબીના રૂઢિપ્રયોગમાં અમુક એવી વસ્તુઓ જે સામાન્ય રીતે માનવીની સામે રહે છે તેના તરફ કોઈ વર્ણન વિના પણ ઝમીર ઢાળી દેવું પ્રખ્યાત છે અને કુર્આને કરીમમાં પણ આવું જોવા મળે છે. આ આધારે અર્થ એ થશે કે સોગંદ છે દિવસની અને દુનિયાની અથવા જમીનની જેણે દિવસને પ્રકાશિત કરી દીધો છે. તેમાં પણ ઈશારો એ તરફ છે કે દિવસની સોગંદ એ પરિસ્થિતિના આધારે છે જ્યારે કે તે સંપૂર્ણ પ્રકાશિત થઈ જાય અને શબ્દોના આધારે દેખીતું એ છે કે આ ઝમીર સૂર્ય તરફ ઢળેલી હોય અને આ સ્વરૂપમાં અર્થ એ થશે કે સોગંદ છે દિવસની જ્યારે કે તે સૂર્યને પ્રકાશિત કરી દે. આ એક રૂપક છે અને ભાવાર્થ એ થશે કે જ્યારે દિવસ થવાનું કારણ એટલે કે સૂર્ય પ્રકાશિત નજરે પડવા લાગે.

ચોથા સોગંદ وَالَّيْلِ اِذَا يَغْشٰهَا એટલે કે કસમ છે રાતની જ્યારે કે તે સૂર્ય ઉપર છવાઈ જાય એટલે કે સૂર્યના પ્રકાશને ઢાંકી દે.

પાંચમી કસમ وَالسَّمَآءِ وَمَا بَنٰهَا છે, તેમાં વર્ણનશૈલી આધારે વધારે સ્પષ્ટ વાત એ છે કે مَا بَنٰهَا માં ફક્ત ما ને ક્રિયાપદ ઠરાવી અર્થ એ લેવામાં આવે કે કસમ છે આસમાન અને તેના બનાવનારની જેમકે કુર્આને કરીમમાં છે بِمَا غَفَرَلِىْ رَبِّىْ એ જ પ્રમાણે છટ્ઠી કસમ وَالْاَرْضِ وَمَا طَحٰهَا માં ما નો ક્રિયાપદ તરીકે અનુવાદ એ થયો કે કસમ છે જમીન અને તેને પાથરનાર ફેલાવનારની, કારણ કે طحو ક્રિયાપદનો અર્થ પાથરીને ફેલાવવાનો થાય છે, તેમાં આસમાનની સાથે બનાવવાનું અને જમીનની સાથે પાથરીને ફેલાવવાનું વર્ણન પણ આ જ વિશિષ્ટ પરિસ્થિતિને બતાવવા માટે છે કે કસમ છે આસમાનની એ પરિસ્થિતિમાં જ્યારે કે તેનું સર્જન અને કામ સંપૂર્ણ થઈ ગયું અને સોગંદ છે જમીનની જ્યારે કે તેને ફેલાવીને તેનું સર્જન સંપૂર્ણ કરવામાં આવ્યું. હઝરત કતાદહ (રદિ.) વગેરેથી આ જ તફસીર નકલ થઈ છે. કશ્શાફ, બયઝાવી અને કુર્તુબીએ એને જ અપનાવ્યું છે અને અમુક તફસીરકારોએ આ સ્થળે શબ્દ ما ને مَن ના અર્થમાં લઈને તેનો ભાવાર્થ અલ્લાહ તઆલાની જાત લીધી છે કે કસમ છે આસમાનની અને તેના બનાવનારની, એ જ પ્રમાણે وَالْاَرْضِ وَمَا طَحٰهَا નો ભાવાર્થ વર્ણન કરવામાં આવ્યો કે કસમ છે જમીન અને તેના ફેલાવનારની, પરંતુ અત્રે જેટલી કસમો

અત્યાર સુધી વર્ણન થઈ અને જે આગળ આવી રહી છે તે બધી મખ્લૂક એટલે કે સર્જનની કસમો છે, વચ્ચે અલ્લાહ તઆલાની કસમ આવી જવી વર્ણનશૈલી અને ક્રમના આધારે અસંભવિત હોવાનું જણાય છે અને આવા સ્વરૂપમાં જે ઉપર લખવામાં આવ્યું છે તે શંકા પણ ઉપસ્થિત નથી થતી કે સર્જનની કસમોને સર્જનહારની કસમો ઉપર અગ્રિમતા આપી કેમ વર્ણન કરવામાં આવી. વલ્લાહુ અઅ્લમુ.

સાતમી કસમ وَنَفْسٍ وَّمَا سَوّٰهَا છે તેમાં પણ ما નું ક્રિયાપદ ઉપરોક્ત પ્રમાણે લેવામાં આવે તો અર્થ એ છે કે કસમ છે માણસના પ્રાણની અને તેને ઠીકઠાક અને યોગ્ય પ્રમાણમાં કરવાની અને જો مـا ને مـن ના અર્થમાં લેવામાં આવે તો અર્થ એ થશે કે કસમ છે નફ્સની અને તેને ઠીકઠાક તથા દુરુસ્ત કરનારની. تسـويـه એટલે કે દુરુસ્ત અને ઠીકઠીક કરવાનો ભાવાર્થ આનાથી આગલી સૂરતોમાં આવી ચૂક્યો છે.

فَاَلْهَمَهَا فُجُوْرَهَا وَتَقْوٰهَا માં શબ્દ الهام (ઇલ્હામ)નો અર્થ દિલમાં નાંખવું فـجـور નો અર્થ ઉઘાડો ગુનાહ અને تـقـوىٰ નો અર્થ અલ્લાહ તઆલાનો ડર પ્રખ્યાત છે. આ વાક્ય પણ સાતમી કસમ وَنَفْسٍ وَّمَا سَوّٰهَا ની સાથે સંદર્ભિત છે. એટલે કે અલ્લાહ તઆલાએ માણસના નફ્સ (મન)ને બનાવ્યો અને પછી તેના દિલમાં ગુનાહ અને તક્વા બંનેનું ઇલ્હામ કરી દીધું એટલે કે મનમાં નાંખી દીધું. ભાવાર્થ એ છે કે માણસના નફ્સના સર્જનમાં અલ્લાહ તઆલાએ ગુનાહ અને આજ્ઞાપાલન બંનેની ક્ષમતા અને કાર્યશક્તિ મૂકી દીધી છે, પછી માનવીને એક ખાસ પ્રકારનો અધિકાર અને શક્તિ આપી કે તે પોતાના ઇરાદા અને અધિકારથી ગુનાહનો માર્ગ અપનાવે અથવા આજ્ઞાપાલનનો. જ્યારે તે પોતાના અધિકાર અને ઇરાદાથી તેમાંથી કોઈ માર્ગ અપનાવે છે તો આ જ અધિકાર અને ઇરાદા ઉપર તેને સવાબ અથવા અઝાબ મળે છે. આ તફસીરથી તે શંકા દૂર થઈ ગઈ કે ગુનાહ અને આજ્ઞાપાલન જ્યારે પોતે માનવીના સર્જનમાં મૂકી દેવામાં આવ્યું તો તે તેને કરવા માટે મજબૂર થઈ ગયો આવી પરિસ્થિતિમાં તે ન તો કોઈ સવાબનો હકદાર છે ન જ કોઈ અઝાબનો અને આ તફસીર એક મરફૂઅ્ હદીષથી લેવામાં આવી છે જે હઝરત ઇમરાન બિન હસીન (રદિ.)ની રિવાયતથી આવી છે કે અમુક લોકોએ રસૂલે કરીમ ﷺને તકદીરના મસ્અલા વિશે સવાલ કર્યો તો આપ

ﷺએ જવાબમાં આ આયત પઢી સંભળાવી. આ આયતથી તકદીરના મસ્અલાની શંકાનો જવાબ એ જ સ્વરૂપમાં હોઈ શકે છે જ્યારે કે ગુનાહ અને તકવાને મનમાં નાંખવાનો ભાવાર્થ એ લેવામાં આવે કે બંનેની ક્ષમતા અને કાર્યશક્તિ અલ્લાહ તઆલાએ માનવીના મનમાં મૂકી દીધી છે પરંતુ તેને તેમાંથી કોઈ એક ઉપર મજબૂર નથી કર્યો બલકે તેને અધિકાર અને શક્તિ આપી કે તેમાંથી જે મન ચાહે અપનાવી શકે છે.

હઝરત અબૂ હુરયરહ અને ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ જ્યારે આ આયત પઢતા તો ઊંચા અવાજે આ આયત પઢ્યા કરતા હતા, اَللّٰهُمَّ اٰتِ نَفْسِيْ تَقْوٰهَا اَنْتَ وَلِيُّهَا وَمَوْلَاهَا وَاَنْتَ خَيْرُ مَنْ زَكّٰهَا એટલે કે યા અલ્લાહ ! મારા નફ્સને તકવાની તવફીક અતા ફરમાવ, તું જ મારા નફ્સનો વલી અને મુરબ્બી છે.

આ સાત કસમો પછી કસમના જવાબમાં ફરમાવ્યું, قَدْ اَفْلَحَ مَنْ زَكّٰهَا وَقَدْ خَابَ مَنْ دَسّٰهَا એટલે કે તે વ્યક્તિ સફળ થઈ ગયો જેણે પોતાના નફ્સ એટલે કે મનને પવિત્ર કરી લીધું. તઝકીય્યહનો મૂળ અર્થ અંતરમનની પવિત્રતા છે. એટલે કે જેણે અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કરી પોતાના જાહેર અને અંતરમનને પાક કરી લીધું અને તે વ્યક્તિ વંચિત છે જેણે પોતાના નફ્સને ગુનાહોના દલદલમાં ધસાવી દીધું. શબ્દ دَسّٰى એ دَسٌّ થી બને છે જેનો અર્થ જમીનમાં દફન કરી દેવાનો થાય છે, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે اَمْ يَدُسُّهٗ فِي التُّرَابِ અને અમુક તફસીરકારોએ અહીંયાં زَكّٰى અને دَسّٰى બંનેમાં કર્તાની ઝમીર અલ્લાહ તબારક વ તઆલા તરફ ઢાળીને અર્થ એ કર્યો છે કે સફળ થયો તે વ્યક્તિ જેણે અલ્લાહ તઆલાને પાક કરી દીધો અને નિષ્ફળ તથા વંચિત થયો તે વ્યક્તિ જેણે અલ્લાહ તઆલાને ગુનાહોમાં ધસાવી દીધો. આ આયતે સમગ્ર માનવજાતને બે જૂથોમાં વહેંચી દીધા, એક સફળ અને બીજું નિષ્ફળ. આગળ આ બીજા પ્રકારના લોકોની એક ઘટના દૃષ્ટાંત સ્વરૂપે વર્ણન કરીને તેમને ખરાબ પરિણામથી ડરાવવામાં આવ્યા છે કે આ નિષ્ફળ લોકોને આખિરતમાં તો કઠોર સજા મળશે જ, અમુક સમયે દુનિયામાં પણ સજાનો એક ભાગ આપી દેવામાં આવે છે, જેમકે કોમે ષમૂદ સાથે બન્યું. તેમની ઘટના વિગતવાર સૂરએ

અઅ્રાફમાં આવી ચૂકી છે અત્રે તેના તરફ ટૂંકમાં ઈશારો કરી તેમના અઝાબનું વર્ણન છે.

فَدَمْدَمَ عَلَيْهِمْ رَبُّهُمْ بِذَنْۢبِهِمْ فَسَوّٰىهَا માં દમદમ એવા કઠોર અઝાબ માટે કહેવામાં આવે છે જે કોઈ વ્યકિત અથવા કોમ ઉપર વારંવાર આવતો રહે. એટલે સુધી કે તેમને બિલકુલ ફના અને બરબાદ કરી દે અને فَسَوّٰىهَا નો અર્થ એ છે કે આ અઝાબ સમગ્ર કોમ ઉપર થોપવામાં આવ્યો હોય જેમાં પુરુષ, સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો બધા સમાન થઈ ગયા. અંતે કહ્યું, وَلَا يَخَافُ عُقْبٰهَا એટલે કે અલ્લાહ તઆલાનો અઝાબ અને કોઈ કોમને તબાહ કરી દેવાની ઘટનાઓને દુનિયાની ઘટનાઓ જેવી કદાપિ ન સમજો કે તેમાં મોટાથી મોટા બાદશાહ અને શકિતશાળી દબદબાવાળા લોકો પણ જયારે કોઈ કોમ સાથે આવો વ્યવહાર કરે છે જેમાં સમગ્ર કોમનો વિનાશ હોય તો તેને પોતે પણ એવો ભય રહે છે કે એવું ન બને કે તેમના બાકી બચેલા લોકો અથવા સમર્થક લોકો અમારી પાસેથી બદલો લે અને બળવો કરવા લાગે. મતલબ કે દુનિયામાં બીજાઓને મારનારો પોતે પણ કયારેય નિર્ભય નથી રહેતો, જે બીજાઓ ઉપર હુમલો કરે છે તેના ઉપર પણ હુમલાનો ખતરો અવશ્ય રહે છે. માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂ કે તેને કોઈ પણ સમયે કોઈનો પણ ખતરો નથી. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ الشَّمْسِ بِحَمْدِاللّٰهِ ۲۴ شَعْبَانْ ۱۳۹۱ھ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ શમ્સ પૂર્ણ થઈ.



**તારીખ : ૧૨ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૨૨ રબિઉલ આખર ૧૪૩૬ હિજરી**

**ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી**

પ્રકરણ (૯૨)

# સૂરએ લયલ

સૂરએ લયલ મક્કામાં નાઝિલ થઈ, તેની ૩૧ આયતો છે.

## આયતો : (સૂરએ લયલ : આયત નં. ૧ થી ૩૧)

اٰیاتها ٢١ — ٩٢ سُوْرَةُ الَّيْلِ مَكِّيَّة ١ — رکوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالَّيْلِ اِذَا يَغْشٰى ﴿١﴾ وَالنَّهَارِ اِذَا تَجَلّٰى ﴿٢﴾ وَمَا خَلَقَ الذَّكَرَ وَالْاُنْثٰٓى ﴿٣﴾
اِنَّ سَعْيَكُمْ لَشَتّٰى ﴿٤﴾ فَاَمَّا مَنْ اَعْطٰى وَاتَّقٰى ﴿٥﴾ وَصَدَّقَ بِالْحُسْنٰى ﴿٦﴾ فَسَنُيَسِّرُهٗ
لِلْيُسْرٰى ﴿٧﴾ وَاَمَّا مَنْۢ بَخِلَ وَاسْتَغْنٰى ﴿٨﴾ وَكَذَّبَ بِالْحُسْنٰى ﴿٩﴾ فَسَنُيَسِّرُهٗ لِلْعُسْرٰى ﴿١٠﴾
وَمَا يُغْنِيْ عَنْهُ مَالُهٗٓ اِذَا تَرَدّٰى ﴿١١﴾ اِنَّ عَلَيْنَا لَلْهُدٰى ﴿١٢﴾ وَاِنَّ لَنَا لَلْاٰخِرَةَ
وَالْاُوْلٰى ﴿١٣﴾ فَاَنْذَرْتُكُمْ نَارًا تَلَظّٰى ﴿١٤﴾ لَا يَصْلٰىهَآ اِلَّا الْاَشْقَى ﴿١٥﴾ الَّذِيْ كَذَّبَ
وَتَوَلّٰى ﴿١٦﴾ وَسَيُجَنَّبُهَا الْاَتْقَى ﴿١٧﴾ الَّذِيْ يُؤْتِيْ مَالَهٗ يَتَزَكّٰى ﴿١٨﴾ وَمَا لِاَحَدٍ عِنْدَهٗ
مِنْ نِّعْمَةٍ تُجْزٰٓى ﴿١٩﴾ اِلَّا ابْتِغَاۗءَ وَجْهِ رَبِّهِ الْاَعْلٰى ﴿٢٠﴾ وَلَسَوْفَ يَرْضٰى ﴿٢١﴾ ع



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*રાતના સોગંદ છે જ્યારે કે તે (અંધકારથી) છવાઈ જાય (૧) અને દિવસના જ્યારે કે તે પ્રકાશિત થઈ જાય (૨) તથા તેના કે જેણે નર અને માદા પેદા કર્યા. (૩) બેશક, તમારી કોશિશો ભિન્ન ભિન્ન છે (૪) તો જેણે (અલ્લાહના માર્ગમાં દાન) આપ્યું તેમજ તે (અલ્લાહથી) ડરતો રહ્યો (૫)*

*અને ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને સત્ય માની (૬) તો અમે તેને સરળતા તરફ ચલાવીશું (૭) પણ જેણે કંજૂસાઈ કરી અને (આખિરતથી) બેપરવા રહ્યો (૮) તથા ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને જૂઠી ગણી (૯) તો અમે તેને સખતાઈ તરફ ચલાવીશું (૧૦) અને જ્યારે તે (દોઝખના) ખાડામાં પડશે ત્યારે તેનું ધન તેને કંઈ જ કામ નહિ આવે. (૧૧) બસ અમારા શિરે તો રસ્તો બતાવી દેવું જ છે (૧૨) અને બેશક, અમારા જ અધિકારમાં આખિરત તથા દુનિયા છે. (૧૩) તો મેં તમને એક ભડભડતી આગથી સાવચેત કરી દીધા. (૧૪) તેમાં (સદા માટે) તે જ પડશે જે મોટો દુર્ભાગી છે (૧૫) કે જેણે (ઈસ્લામને) જૂઠાડયો અને મોઢું ફેરવ્યું (૧૬) અને તે આગથી એવા મહાન પરહેઝગારને બચાવી લેવામાં આવશે (૧૭) કે જે પોતાનો માલ દિલને પવિત્ર કરવા માટે આપે છે (૧૮) અને (અલ્લાહ સિવાય) કોઈનો તેના ઉપર કંઈ ઉપકાર ન હતો કે જેનો બદલો વાળવા માટે (તેને) આપતો હોય; (૧૯) પરંતુ પોતાના સર્વોપરી પરવરદિગારની ખુશી ઈચ્છવા ખાતર જ (આપે છે) (૨૦) અને ટુંક સમયમાં તે જરૂર ખુશ થઈ જશે. (૨૧)*

## વિસ્તૃત વિવરણ :

إِنَّ سَعْيَكُمْ لَشَتَّىٰ આ વાક્ય એવું છે જેમકે સૂરએ ઇન્શિકાકમાં આવ્યું છે إِنَّكَ كَادِحٌ إِلَىٰ رَبِّكَ كَدْحًا જેની તફસીર અગાઉ આવી ચૂકી છે. ભાવાર્થ એ છે કે માણસ પોતાની પ્રકૃતિથી કોઈને કોઈ કામ માટે પ્રયત્ન અને પ્રવૃત્તિ તથા મહેનત અને સંઘર્ષ કરવાની સ્વભાવગત ટેવ ધરાવે છે પરંતુ અમુક લોકો પોતાની મહેનત અને સંઘર્ષથી કાયમી રાહતનો સામાન કરી લે છે અને અમુક બીજા પોતાની આ જ મહેનતથી કાયમી અઝાબ ખરીદી લે છે જેમકે હદીષમાં છે, દરેક માનવી જ્યારે સવારે ઊઠે છે તો તે પોતાના નફ્સને વેપાર ઉપર લગાવી દે છે, કોઈ તો આ વેપારમાં સફળ થાય છે અને પોતાને આખિરતના અઝાબથી આઝાદ કરી લે છે અને કોઈ એવો પણ છે કે જેની મહેનત, પ્રયત્ન અને પ્રવૃત્તિ તેના સર્વનાશનું કારણ બની જાય છે પરંતુ બુદ્ધિનું કામ એ છે કે પ્રથમ પોતાની મહેનત અને પ્રવૃત્તિના પરિણામને વિચારે, જે પ્રવૃત્તિના પરિણામમાં કામચલાઉ આરામ

અને આનંદ હોય પરંતુ કાયમી અઝાબ તથા રંજ ગમનું કારણ બને તેની પાસે પણ ન જાય.

**પ્રયત્ન અને અમલના આધારે માનવોના બે વર્ગો :**

આગળ કુર્આને હકીમે પ્રયત્ન અને અમલના આધારે માનવોના બે વર્ગો બતાવ્યા અને બંનેના ત્રણ ત્રણ પ્રકારના લક્ષણો વર્ણન કર્યા. પ્રથમ વર્ગ સફળ લોકોનો છે તેમના ત્રણ અમલ આ પ્રમાણે છે أَمَّا مَنْ أَعْطَىٰ وَاتَّقَىٰ وَصَدَّقَ بِالْحُسْنَىٰ એટલે કે જેણે અલ્લાહના માર્ગમાં માલ ખર્ચ કર્યો અને અલ્લાહથી ડરીને જિંદગીના દરેક ભાગમાં તેના હુકમોનો વિરોધ કરવાથી બચતો રહ્યો અને જેણે સારી વાતનું સમર્થન કર્યું. સારી વાતથી ભાવાર્થ કલિમએ લા ઈલાહા ઈલ્લલ્લાહ છે. (ઈબ્ને અબ્બાસ રદિ., જહ્હાક અને સુદીના નિવેદન દ્વારા) આ કલિમાની ખરાઈથી ભાવાર્થ ઈમાન લઈ આવવું છે અને જો કે ઈમાન બધા અમલોનો આત્મા છે અને સૌથી અગ્રક્રમે છે, તેને અહીંયાં પાછળના ક્રમે લાવવાનું કારણ કદાચ એ છે કે આ સ્થળે મહેનત અને અમલ તથા સંઘર્ષનું વર્ણન છે અને તે બધા કર્મો જ છે, ઈમાન તો એક દિલની મનોસ્થિતિ છે કે દિલમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલનું સમર્થન કરે, પછી જીભથી પણ તેનો સ્વીકાર અને એકરાર કલિમએ શહાદત દ્વારા કરી લે અને દેખીતું છે કે આ બંને વસ્તુમાં કોઈ શારીરિક મહેનત નથી, ન જ કોઈ તેને પ્રવૃત્તિની લિસ્ટમાં સામેલ કરે છે.

બીજા જૂથના ત્રણ અમલોનું વર્ણન કર્યું وَأَمَّا مَنْ بَخِلَ وَاسْتَغْنَىٰ وَكَذَّبَ بِالْحُسْنَىٰ એટલે કે જેણે અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરવાથી કંજૂસાઈ કરી અને ફરજ ઝકાત તથા ફરજ સદકાઓ પણ અદા કરવાથી દૂર રહ્યો અને અલ્લાહ તઆલાથી ડરવાના બદલે, તેના તરફ ઝૂકવાના બદલે અને તેનું આજ્ઞાપાલન અપનાવવાના બદલે તેનાથી બેપરવાહી અને બેરૂખી અપનાવી અને સારી વાત એટલે કે કલિમએ ઈમાનને જૂઠાડ્યો. આ બંને જૂથોમાંથી પ્રથમ જૂથ વિશે કહ્યું فَسَنُيَسِّرُهُ لِلْيُسْرَىٰ તેમાં શબ્દ يُسْرَىٰ (યૂસ્રા)નો શાબ્દિક અર્થ "સરળ અને આરામ પહોંચાડનારી વસ્તુ" થાય છે કે જેમાં કોઈ મહેનત અને તકલીફ ન હોય, એનાથી ભાવાર્થ જન્નત છે, એ જ પ્રમાણે તેનાથી વિપરીત બીજા જૂથ વિશે ફરમાવ્યું, فَسَنُيَسِّرُهُ لِلْعُسْرَىٰ તેમાં عُسْرَىٰ (ઉસ્રા)નો શાબ્દિક અર્થ "મુશ્કેલી

અને તકલીફ આપનારી વસ્તુ" થાય છે. તેનાથી ભાવાર્થ જહન્નમ છે અને બંને વાક્યોનો અર્થ એ છે કે જે લોકો પોતાના પ્રયત્નો અને મહેનત પ્રથમ ત્રણ કામોમાં લગાડે છે, એટલે કે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરે છે, અલ્લાહ તઆલાથી ડરે છે અને ઈમાનનું સમર્થન કરે છે તે લોકો માટે અમે યુસ્રા એટલે કે જન્નતના અમલો સરળ કરી દઈએ છીએ અને જે લોકો આ પ્રયત્નો અને અમલ બીજા ત્રણ કામો માટે લગાવે છે તેમના માટે અમે ઉસ્રા એટલે કે જહન્નમના અમલો સરળ કરી દઈએ છીએ. દેખીતી રીતે સ્થળનો તકાદો તો એવું કહેવાનો હતો કે તેમના માટે જન્નતના અમલો અથવા દોઝખના અમલો સરળ કરી દેવામાં આવશે, કારણ કે સરળ અથવા મુશ્કેલ હોવું અમલોનું જ લક્ષણ હોઈ શકે છે તો પોતે વ્યક્તિ ન તો સરળ હોય છે ન જ મુશ્કેલ પરંતુ કુર્આને કરીમે આ વ્યાખ્યા એ રીતે કરી કે તે લોકોની જાત અને અસ્તિત્વ તે અમલો માટે સરળ કરી દેવામાં આવશે, તેમાં ઈશારો એ વાત તરફ છે કે તેમના સ્વભાવ અને પ્રકૃતિને એવા બનાવી દેવામાં આવશે કે પ્રથમ જૂથ માટે જન્નતના અમલો તેમનો સ્વભાવ બની જશે, તેના વિરુદ્ધ કરવામાં તેઓ તકલીફ અનુભવશે, એ જ રીતે બીજા જૂથનો સ્વભાવ એવો બનાવી દેવામાં આવશે કે તેમને જહન્નમના અમલો જ પસંદ આવશે અને તેમાં જ તેમને રાહત મળશે, જન્નતના અમલોથી તેમને નફરત થશે. આ બંને જૂથોના સ્વભાવોની આ પરિસ્થિતિ પેદા કરવાને વ્યાખ્યિત કર્યું કે આ લોકો પોતે તે કામો માટે સરળ થઈ ગયા, એક મરફૂઅ્ હદીષમાં તેનું સમર્થન આ રીતે આવ્યું છે કે રસૂલે કરીમ ﷺ એ કહ્યું, اِعْمَلُوْا فَكُلٌّ مُيَسَّرٌ لِمَا خُلِقَ لَهُ اَمَّا مَنْ كَانَ مِنْ اَهْلِ السَّعَادَةِ فَسَيُيَسَّرُ لِعَمَلِ السَّعَادَةِ وَاَمَّا مَنْ كَانَ مِنْ اَهْلِ الشَّقَاوَةِ فَسَيُيَسَّرُ لِعَمَلِ اَهْلِ الشَّقَاوَةِ (રવાહુલ બુખારી અને મુસ્લિમ –અલી રદિ. દ્વારા) એટલે કે તમે જે અમલ કરો છો તે કરતા રહો કારણ કે દરેક વ્યક્તિ માટે તે જ કામ સરળ કરી દેવામાં આવ્યું છે જેના માટે તે પેદા કરવામાં આવ્યો, તેથી જે ખુશનસીબ અને નેક સ્વભાવના લોકો છે તેમના સ્વભાવમાં તો નેક અને ખુશનસીબીવાળા અમલો જ પ્રિય થઈ જશે અને જે બદબખ્ત અને બદનસીબ એટલે કે જહન્નમવાળા લોકો છે તેમના માટે બદબખ્તીના અમલો કરવા જ તેમનો સ્વભાવ બની જાય છે પરંતુ આ બંને વસ્તુઓ પોતાને મળેલ અધિકારનો ઉપયોગ કરવાના પરિણામે મળે છે તેથી તેના ઉપર અઝાબ અને સવાબ નક્કી થવો

અસંભવિત કહી શકાતું નથી, ત્યાર પછી બદનસીબ જૂથ અને જહન્નમવાળાઓને ચેતવણી છે وَمَا يُغْنِى عَنْهُ مَالُهٗٓ اِذَا تَرَدّٰى એટલે કે જે માલ માટે આ કમ્બખ્ત વાજિબ હકોમાં પણ કંજૂસી કરતો હતો આ માલ તેના ઉપર અઝાબ આવવાના સમયે કંઈ કામ આપશે નહીં, تَرَدّٰى નો શાબ્દિક અર્થ ખાડામાં પડી જવાનો અને હલાક થઈ જવાનો થાય છે. ભાવાર્થ એ છે કે મોત પછી કબરમાં અને પછી કયામતમાં જ્યારે તે જહન્નમના ખાડામાં પડતો હશે તો આ માલ તેને કંઈ જ લાભ આપશે નહીં.

لَا يَصْلٰهَآ اِلَّا الْاَشْقَى الَّذِىْ كَذَّبَ وَتَوَلّٰى આ જહન્નમની પરિસ્થિતિનું વર્ણન છે કે તેમાં કોઈ દાખલ નહીં થાય પરંતુ તે જ વ્યક્તિ જે બદનસીબ છે અને જેણે અલ્લાહ અને રસૂલને જૂઠાડ્યા અને તેમના આજ્ઞાપાલનથી મોઢું ફેરવ્યું અને એ દેખીતું છે કે અલ્લાહ અને રસૂલને જૂઠાડનાર માત્ર કાફિર જ હોઈ શકે છે. તેનાથી દેખીતું એવું સમજવામાં આવે છે કે મો'મિન ગુનેહગાર જે જૂઠાડવાનો અપરાધી નથી જહન્નમમાં જશે નહીં જ્યારે કે કુર્આન અને હદીષની અસંખ્ય નુસૂસ તેનાથી ભરેલી પડેલી છે કે મો'મિન પણ જે ગુનાહ કરે છે જો તેણે તવબહ ન કરી અથવા સિફારસથી અથવા અલ્લાહ તઆલાની ખાસ રહમતથી તેન મા'ફ કરવામાં ન આવ્યો તો તે પણ જહન્નમમાં જશે અને પોતાના ગુનાહોની સજા ભોગવતા સુધી જહન્નમમાં રહેશે, અલબત્ત સજા ભોગવ્યા પછી જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે અને પછી ઈમાનની બરકતથી જન્નતમાં દાખલ થશે. દેખીતું આ આયતના શબ્દો તેનાથી વિપરીત છે એટલા માટે જરૂરી છે કે આ આયતનો ભાવાર્થ તે જ હોય જે કુર્આનની બીજી આયતો અને સહીહ હદીષો વિરુદ્ધ ન હોય, તેનો ઘણો સરળ સુમેળ તો એ છે કે અહીંયાં જહન્નમમાં પ્રવેશથી ભાવાર્થ તે પ્રવેશ છે જે હંમેશા માટે હોય અને એવો પ્રવેશ માત્ર કાફિરની જાત માટે ખાસ છે, મો'મિન કોઈને કોઈ સમયે અંતે પોતાના ગુનાહોની સજા પૂરી કર્યા પછી જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે. તફસીરકારોએ આના સિવાય બીજા સુમેળભર્યા નિવેદનો પણ વર્ણન કર્યા છે તે પણ પોતાના સ્થળે યોગ્ય જ હોઈ શકે છે અને તફસીરે મઝહરીમાં તેનો એક સુમેળ આ રીતે સાધવામાં આવ્યો છે કે આ આયતમાં اَشْقٰى અને اَتْقٰى નો ભાવાર્થ સામાન્ય લોકો નથી બલકે તે લોકો ભાવાર્થ તરીકે છે જે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં ઉપસ્થિત હતા તે

ઉપસ્થિત લોકોમાંથી કોઈ મુસલમાન ગુનોહ કર્યા છતાં પણ નબીએ કરીમ ﷺના સંગાથની બરકતથી જહન્નમમાં જશે નહીં.

**બધા જ સહાબએ કિરામ (રદિ.) જહન્નમથી સુરક્ષિત છે :**

તેનું કારણ એ છે કે પ્રથમ તો તે લોકોમાં કોઈનાથી પણ ગુનાહ થઈ જવો જવલ્લે જ બન્યું છે અને આખિરતના ડરના કારણે તેમની પરિસ્થિતિથી એવું અવશ્ય જણાય છે કે જો કોઈનાથી કોઈ ગુનોહ થયો પણ છે તો તેણે તેની તવબહ કરી લીધી હશે, પછી તેમના એક ગુનાહના મુકાબલમાં તેમના નેક અમલો એટલા વધારે છે કે જેના કારણે પણ ગુનાહ મા'ફ થઈ શકે છે જેમકે કુર્આને કરીમમાં છે اِنَّ الْحَسَنَاتِ يُذْهِبْنَ السَّيِّاٰتِ એટલે કે નેક અમલો ખરાબ અમલોનો કફ્ફારો બની જાય છે અને પોતે નબીએ કરીમ ﷺનો સંગાથ એવો અમલ છે જે બધા જ અમલો ઉપર વર્ચસ્વ ધરાવે છે. હદીષમાં ઉમ્મતના નેક લોકો વિશે આવ્યું છે هُمْ قَوْمٌ لَّا يَشْقٰى جَلِيْسُهُمْ وَلَا يَخَابُ اَنِيْسُهُمْ (صَحِيْحَيْن) એટલે કે આ લોકો છે જેમની સાથે બેસનારા બદનસીબ અને અસફળ નથી હોઈ શકતા અને જે તેમનાથી લગાવ રાખે છે તેઓ વંચિત નથી રહી શકતા તો જે વ્યક્તિ સય્યિદુલ અંબિયા ﷺના સાથી અને તેમની મહેફિલમાં બેસનારા હોય તે કેવી રીતે બદનસીબ હોઈ શકે છે તેથી સહીહ હદીષોમાં તેના ખુલાસાઓ ઉપસ્થિત છે કે બધા જ સહાબએ કિરામ (રદિ.) જહન્નમથી બાકાત છે, પોતે કુર્આને કરીમમાં સહાબએ કિરામ (રદિ.) વિશે આ આવ્યું છે وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى એટલે કે તેમનામાંથી દરેક માટે અલ્લાહે "હુસ્ના" એટલે કે જન્નતનો વાયદો કર્યો છે અને બીજી આયતમાં છે اِنَّ الَّذِيْنَ سَبَقَتْ لَهُمْ مِّنَّا الْحُسْنٰى اُولٰٓئِكَ عَنْهَا مُبْعَدُوْنَ એટલે કે જે લોકો માટે અમારા તરફથી હુસ્ના નક્કી થઈ છે જેમકે તે જહન્નમની આગથી દૂર રહેશે અને એક હદીષમાં ઈરશાદ છે કે જહન્નમની આગ તે વ્યક્તિને અડકશે પણ નહીં જેણે મને જોયો છે.

*(તિરમિઝી – જાબિર રદિ. દ્વારા)*

وَسَيُجَنَّبُهَا الْاَتْقَى الَّذِىْ يُؤْتِىْ مَالَهٗ يَتَزَكّٰى આ બદબખ્ત લોકોના મુકાબલામાં ખુશનસીબ અને અલ્લાહ તઆલાથી ડરનારા લોકોના સારા બદલાનું વર્ણન છે કે જે વ્યક્તિ અત્કા એટલે કે અલ્લાહ તબારક વ તઆલાનું સંપૂર્ણ

આજ્ઞાપાલન અપનાવનાર હોય અને તે પોતાનો માલ અલ્લાહ તઆલાના માર્ગમાં માત્ર એટલા માટે ખર્ચ કરે છે કે તે ગુનાહોથી પાક થઈ જાય, આવા વ્યક્તિને તે જહન્નમની આગથી દૂર રાખવામાં આવશે.

આયતના શબ્દો તો સામાન્ય છે કે જે વ્યક્તિ પણ ઈમાનની સાથે અલ્લાહ તબારક વ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરે છે તેના માટે આ ખુશખબરી છે પરંતુ આયતો ઊતરવાની પૂર્વભૂમિકાની ઘટનાથી જાણ થાય છે કે મૂળ ભાવાર્થ આ શબ્દ اَتْقٰى (અત્કા)થી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) છે. ઈબ્ને અબી હાતિમ (રહ.)એ હઝરત ઉર્વહથી રિવાયત કરી છે કે સાત મુસલમાનો એવા હતા જેમને મક્કાના કાફિરોએ પોતાના ગુલામ બનાવ્યા હતા, જ્યારે તેઓ મુસલમાન થઈ ગયા તો તેમને જાતજાતની પીડાઓ આપતા હતા. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ પોતાનો મોટો માલ ખર્ચ કરીને તેમને કાફિરો પાસેથી ખરીદીને આઝાદ કરી દીધા, તેના ઉપર આ આયત નાઝિલ થઈ.

*(મઝહરી)*



તેના જ સંદર્ભમાં આયતનું અંતિમ વાક્ય છે وَمَا لِاَحَدٍ عِنْدَهٗ مِنْ نِّعْمَةٍ تُجْزٰى એટલે કે જે ગુલામો ઉપર હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ આ મહાન ઉપકાર કર્યો કે મોટો માલ ખર્ચ કરીને તેમને આઝાદ કરી દીધા અને તે લોકોનું કોઈ પાછલું અહેસાન પણ તેમના માથે ન હતું કે જેના બદલામાં આ પગલું ભર્યું હોય, બલકે اِلَّا ابْتِغَآءَ وَجْهِ رَبِّهِ الْاَعْلٰى એટલે કે તેમનો હેતુ અલ્લાહ તઆલાના આલિશાન રાજીપા સિવાય કંઈ ન હતો.

મુસ્તદરક હાકિમમાં હઝરત ઝુબૈર (રદિ.)થી નકલ થયેલ છે કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની એવી ટેવ પણ હતી કે જે મુસલમાનોને કાફિરોના હાથમાં કેદી જોતા તેને ખરીદીને આઝાદ કરી દેતા હતા અને આ લોકો મોટે ભાગે અશક્ત હોતા. સિદ્દીકે અકબર (રદિ.)ના પિતા અબૂ કુહાફાએ કહ્યું કે જ્યારે તમારે ગુલામોને આઝાદ કરવા જ છે તો એટલું કામ કરી લો કે એવા ગુલામોને આઝાદ કરો જે તાકાતવાળા અને બહાદૂર છે જેથી તેઓ કાલે તમારા દુશ્મનોનો મુકાબલો અને તમારું રક્ષણ કરી શકે. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ કહ્યું કે મારો હેતુ તે આઝાદ કરેલ ગુલામોથી કોઈ લાભ ઉઠાવવાનો નથી બલકે હું તો

માત્ર અલ્લાહ તઆલાની ખુશી માટે તેમને આઝાદ કરું છું. *(મઝહરી)*

وَلَسَوْفَ يَرْضٰى એટલે કે જે વ્યક્તિએ પોતાનો માલ ખર્ચ કરવામાં માત્ર અલ્લાહ તઅલાનો રાજીપો જોયો, પોતાનો કોઈ દુનિયવી લાભ ન જોયો તો અલ્લાહ તઆલા પણ આખિરતમાં તેને રાજી કરી દેશે અને જન્નતની આશ્ચર્યકારક કાયમી નેઅ્મતો તેને અર્પણ કરશે. ઘટનાની પૂર્વભૂમિકા આધારે આ આયતો હઝરત સિદીકે અકબર (રદિ.)ની શા'નમાં નાઝિલ થવાનું સાબિત છે તેથી આ અંતિમ વાક્ય હઝરત સિદીકે અકબર (રદિ.) માટે એક મહાન ખુશખબરી અને સન્માન છે કે તેમને દુનિયામાં જ અલ્લાહ તઆલા તરફથી રાજી થઈ જવાની ખુશખબરી સંભળાવી દેવામાં આવી.

تَمَّتْ سُوْرَةُ الَّيْلِ بِحَمْدِاللّٰهِ ٢٥ شَعْبَان ١٣٩١هـ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ લયલ પૂર્ણ થઈ.

□□□□□□□□□□

તારીખ : ૧૫ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૨૫ રબિઉલ આખિર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૩)

# સૂરએ દુહા

સૂરએ દુહા મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૧ આયતો છે.

**આયતો : (સૂરએ દુહા : આયત નં. ૧ થી ૧૧)**

(۹۳) سُوْرَةُ الضُّحٰى مَكِّيَّةٌ (۱۱) — اٰيَاتُهَا ۱۱ — رُكُوْعُهَا ۱

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالضُّحٰى ﴿۱﴾ وَالَّيْلِ اِذَا سَجٰى ﴿۲﴾ مَا وَدَّعَكَ رَبُّكَ وَمَا قَلٰى ﴿۳﴾ وَلَلْاٰخِرَةُ خَيْرٌ
لَّكَ مِنَ الْاُوْلٰى ﴿۴﴾ وَلَسَوْفَ يُعْطِيْكَ رَبُّكَ فَتَرْضٰى ﴿۵﴾ اَلَمْ يَجِدْكَ يَتِيْمًا
فَاٰوٰى ﴿۶﴾ وَوَجَدَكَ ضَآلًّا فَهَدٰى ﴿۷﴾ وَوَجَدَكَ عَآئِلًا فَاَغْنٰى ﴿۸﴾ فَاَمَّا الْيَتِيْمَ
فَلَا تَقْهَرْ ﴿۹﴾ وَاَمَّا السَّآئِلَ فَلَا تَنْهَرْ ﴿۱۰﴾ وَاَمَّا بِنِعْمَةِ رَبِّكَ فَحَدِّثْ ﴿۱۱﴾ ع

**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*દિવસના પ્રકાશના સોગંદ છે (૧) અને રાતના સોગંદ છે જ્યારે કે તે છવાઈ જાય છે. (૨) (હે રસૂલ સલ. !) આપના પરવરદિગારે ન આપને છોડી દીધા છે અને ન (આપનાથી) નારાજ થયો છે (૩) અને આખિરત આપના માટે દુનિયા કરતાં ઘણી જ બેહતર છે (૪) અને નજીકમાં આપનો પરવરદિગાર આપને (એટલું) આપશે કે આપ ખુશ ખુશ થઈ જશો. (૫) શું તેણે આપને યતીમ ન જોયા પછી આપને ઠેકાણું આપ્યું ? (૬) અને તેણે આપને (માર્ગથી) અજાણ જોયા. ફરી આપને સીધો માર્ગ દેખાડી આપ્યો. (૭) વળી, તેણે આપને નાદાર જોયા પછી આપને ગની કરી દીધા (૮) માટે (એ ઉપકારોને યાદ કરી) યતીમને દબાવશો નહિ (૯) અને માંગનારને ધુત્કારશો નહિ (૧૦) અને પોતાના પરવરદિગારના ઉપકારનું વર્ણન કરતા રહો. (૧૧)*

## વિસ્તૃત વિવરણ :

### આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

આ સૂરત ઊતરવાના કારણ વિશે બુખારી અને મુસ્લિમમાં હઝરત જુન્દુબ બિન અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતથી આવ્યું છે અને તિરમિઝીએ હઝરત જુન્દુબ (રદિ.)થી રિવાયત કરી છે કે એક વખતે નબીએ કરીમ ﷺની એક આંગળી જખ્મી થઈ ગઈ અને તેમાંથી લોહી વહેવા લાગ્યું, આપ ﷺએ કહ્યું اِنْ اَنْتِ اِلَّا اِصْبَعٌ دُمِيْتِ وَفِيْ سَبِيْلِ اللّٰهِ مَا لَقِيْتِ કે તું એક આંગળી જ તો છે જે લોહીથી લથપથ થઈ ગઈ અને જે કંઈ તકલીફ તને પહોંચી તે અલ્લાહના માર્ગમાં છે (તેનો શું ગમ ?). હઝરત જુન્દુબ (રદિ.)એ આ ઘટના વર્ણન કરીને કહ્યું કે આ ઘટના પછી (અમુક દિવસો) હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) કોઈ વહી લઈને આવ્યા નહીં તો મક્કાના મુશ્રિકોએ એવો કટાક્ષ કરવાનું શરૂ કર્યું કે મુહમ્મદને તેમના ખુદાએ છોડી દીધા અને નારાજ થઈ ગયા તેના ઉપર આ સૂરએ દુહા નાઝિલ થઈ. હઝરત જુન્દુબ (રદિ.)ની રિવાયત જે બુખારીમાં છે તેમાં એક બે રાત તહજ્જુદ માટે ન ઊઠવાનું વર્ણન છે વહીમાં મોડું થવાનું વર્ણન નથી અને તિરમિઝીમાં તહજ્જુદમાં એક બે રાત ઊઠવાનું વર્ણન નથી માત્ર વહીમાં મોડું થવાનું વર્ણન છે. દેખીતું છે કે આ બંનેમાં કોઈ વિરોધાભાસ નથી, બની શકે છે કે બંને બાબતો બની હોય. રિવાયત કરનારે ક્યારેક એકને વર્ણન કર્યું, ક્યારેક બીજાને અને તે સ્ત્રી જેણે રસૂલે કરીમ ﷺને મ્હેણું માર્યું તે ઉમ્મે જમીલ અબૂ લહબની પત્ની હતી જેમકે બીજી રિવાયતોમાં છે અને વહીમાં મોડું થવાની ઘટનાઓ અનેક વખતે બની છે, તે એક તો કુર્આન નાઝિલ થવાની શરૂઆતમાં બન્યું જેને ફતરતે વહી કહેવામાં આવે છે અને તે સૌથી વધારે લાંબો સમયગાળો હતો. વહીનું મોડું થવાની એક ઘટના તે વખતે બની જ્યારે કે મુશ્રિકો અથવા યહૂદીઓએ રસૂલે કરીમ ﷺને રૂહની વાસ્તવિકતા વિશે પ્રશ્ન કર્યો અને આપ ﷺએ પાછળથી જવાબ આપવાનો વાયદો કરી લીધો પરંતુ ઇન્શાઅલ્લાહ ન કહેવાના કારણે અમુક દિવસ સુધી વહીનો ક્રમ બંધ રહ્યો તેના ઉપર મુશ્રિકોએ આ કટાક્ષ કરવાનું શરૂ કર્યું કે મુહમ્મદનો ખુદા તેનાથી નારાજ થઈ ગયો અને તેને છોડી દીધો. એ જ પ્રમાણેની આ ઘટના છે જે સૂરએ દુહાના નાઝિલ થવાનું કારણ

બન્યું, એ જરૂરી નથી કે આ બધી ઘટનાઓ એક જ સમયમાં બની હોય બલકે આગળ પાછળ પણ હોઈ શકે છે.

وَلَلۡاٰخِرَۃُ خَیۡرٌ لَّکَ مِنَ الۡاُوۡلٰی અત્રે આખિરતને પોતાના પ્રખ્યાત અર્થમાં અને તેના મુકાબલામાં اُوۡلٰی ને દુનિયાના અર્થમાં લેવામાં આવે તો તફસીર આ જ છે કે આ કાફિરો અને મુશ્રિકો તમને જે કટાક્ષ કરી રહ્યા છે તેઓ દુનિયામાં તો જોઈ જ લેશે કે એ સદંતર વ્યર્થ અને ખોટું હતું અમે તેનાથી આગળ આખિરતના ઈનામોનો પણ તમને વાયદો કરીએ છીએ કે તમને દુનિયા કરતાં વધારે ઈનામોથી નવાઝવામાં આવશે અને એ પણ કંઈ અસંભવ નથી કે આ સ્થળે આખિરતને તેના શાબ્દિક અર્થમાં લેવામાં આવે, એટલે કે પછીની પરિસ્થિતિ જેમકે "ઊલા" શબ્દનો શાબ્દિક અર્થ પ્રથમ પરિસ્થિતિનો છે તો આ આયતનો ભાવાર્થ એ થશે કે તમારા ઉપર અલ્લાહ તઆલાના ઈનામો વધારે થતા ચાલ્યા જશે કે દરેક પ્રથમ પરિસ્થિતિથી પછીની પરિસ્થિતિ સારી અને શ્રેષ્ઠ થતી ચાલી જશે, તેમાં જ્ઞાન, અલ્લાહ તઆલાનો પરિચય અને અલ્લાહ તઆલાની નિકટતાના દરજ્જાઓમાં પ્રગતિ પણ સામેલ છે અને દુનિયાની આર્થિક બાબતો તથા માન સન્માન અને હુકૂમતમાં પ્રગતિ પણ.

وَلَسَوۡفَ یُعۡطِیۡکَ رَبُّکَ فَتَرۡضٰی એટલે કે તમારો પરવરદિગાર તમને એટલું આપશે કે તમે રાજી થઈ જાઓ, તેમાં અલ્લાહ તઆલાએ એ નિશ્ચિત કરીને નથી બતાવ્યું કે શું આપશે. તેમાં સામાન્યપણા તરફ ઈશારો છે કે તમારી દરેક પ્રિય વસ્તુ તમને એટલી આપશે કે તમે રાજી થઈ જાઓ. આપ ﷺની પ્રિય વસ્તુઓમાં દીને ઈસ્લામની પ્રગતિ, દીને ઈસ્લામનું દુનિયા ઉપર છવાઈ જવું, પછી ઉમ્મતની દરેક જરૂરિયાત અને પોતે તેમના દુશ્મનો ઉપર વર્ચસ્વ સ્થાપિત કરવું, તેમના પ્રદેશમાં અલ્લાહ તઆલાનો કલિમો બુલંદ કરવો અને દીને હક્ક ફેલાવવો બધું સામેલ છે. હદીષમાં છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું اِذًا لَّا اَرۡضٰی وَوَاحِدٌ مِّنۡ اُمَّتِیۡ فِی النَّارِ એટલે કે જ્યારે વાત આવી જ છે તો હું તે સમય સુધી રાજી થઈશ નહીં જ્યાં સુધી કે મારી ઉમ્મતમાંથી એક વ્યક્તિ પણ જહન્નમમાં રહેશે. (કુર્તુબી) અને હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા મારી

ઉમ્મત વિશે મારી સિફારસ કબૂલ કરશે એટલે સુધી કે અલ્લાહ તઆલા ફરમાવશે رضيت يا محمد એટલે કે યા મુહમ્મદ (ﷺ) ! હવે તમે રાજી છો ? તો હું કહીશ, يا رب رضيت એટલે કે હે મારા પરવરદિગાર ! હું રાજી છું. સહીહ મુસ્લિમમાં હઝરત અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે કે એક દિવસે રસૂલે કરીમ ﷺએ આ આયત પઢી જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વિશે છે فَمَنْ تَبِعَنِي فَإِنَّهُ مِنِّي وَمَنْ عَصَانِي فَإِنَّكَ غَفُورٌ رَّحِيمٌ, પછી બીજી આયત પઢી જેમાં હઝરત ઈસા (અલૈ.)નું વર્ણન છે إِنْ تُعَذِّبْهُمْ فَإِنَّهُمْ عِبَادُكَ પછી આપ ﷺએ દુઆ માટે બંને હાથ ઉઠાવ્યા અને કાકલૂદી શરૂ કરી અને વારંવાર કહેતા હતા اَللّٰهُمَّ أُمَّتِي أُمَّتِي અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને મોકલ્યા કે તેમને પૂછો કે તમે કેમ રડો છો (અને એવું પણ કહ્યું કે જો કે અમને બધી ખબર છે) હઝરત જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને પ્રશ્ન કર્યો, આપ ﷺએ કહ્યું કે હું મારી ઉમ્મતની મા'ફી ઇચ્છું છું. અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને કહ્યું કે પછી જાઓ અને કહી આપો કે અલ્લાહ તઆલા તમને કહે છે કે અમે તમને તમારી ઉમ્મત વિશે રાજી કરી દઈશું અને તમને દુઃખી કરીશું નહીં.

કાફિરોના ઉપરોક્ત કટાક્ષના જવાબમાં રસૂલે કરીમ ﷺ ઉપર અલ્લાહના ઈનામોથી દુનિયા અને આખિરતમાં જે લાભાન્વિત થવાનું ટૂંકમાં વર્ણન આવ્યું છે તેમાં થોડી વિગત ત્રણ ખાસ નેઅ્મતોના વર્ણન દ્વારા વર્ણવવામાં આવી.

પ્રથમ اَلَمْ يَجِدْكَ يَتِيْمًا فَاٰوٰى એટલે કે અમે તમને યતીમ પાલવ્યા કે પિતાનો ઇન્તેકાલ જન્મ પહેલાં જ થઈ ચૂક્યો હતો અને તેમણે કોઈ માલમત્તા પણ છોડી ન હતી જેનાથી તમારું પાલન પોષણ થઈ શકે તો અમે તમારું ઠેકાણું બનાવ્યું. એટલે કે તમારા દાદા અબ્દુલ મુત્તલીબ અને ત્યાર પછી કાકા અબૂ તાલિબના દિલોમાં એવી મુહબ્બત નાંખી દીધી કે પેટની અવલાદ કરતાં વધારે તમારી કેળવણીના પ્રયત્નો કરતા હતા.

બીજી નેઅ્મત وَوَجَدَكَ ضَآلًّا فَهَدٰى છે, તેમાં શબ્દ ضَالّ નો અર્થ ગુમરાહ થવાનો અથવા માર્ગ ભટકવાનો થાય છે તથા અજાણ અને નાવાકેફ રહેવાનો પણ થાય છે, અત્રે બીજો જ અર્થ ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે. એટલે કે

નુબુવ્વત પહેલાં તમે અલ્લાહની શરીઅતના હુકમો અને તેના જ્ઞાનથી અજાણ હતા, તમને નુબુવ્વતના હોદ્દા ઉપર બેસાડીને તમારું માર્ગદર્શન કર્યું.

ત્રીજી નેઅ્મત وَوَجَدَكَ عَآئِلًا فَأَغْنٰى તેમાં શબ્દ عَآئِل એ عَيْلَة થી બને છે જેનો અર્થ ફકીર અને મોહતાજ થવાનો છે. આયતનો અર્થ એ થયો કે તમને અલ્લાહ તઆલાએ ગરીબ અને વંચિત જોયા તો તમને અમીર અને માલદાર કરી દીધા જેની શરૂઆત હઝરત ખદીજા કુબરા (રદિ.)ના માલમાં ભાગીદારી સ્વરૂપે વેપાર કરવાથી થઈ, પછી તે પોતે તમારા નિકાહમાં આવીને ઉમ્મુલ મુઅ્મિનીન બન્યા તો તેમનો બધો જ માલ તમારી સેવા માટે થઈ ગયો.

આ ત્રણે નેઅ્મતોનું વર્ણન કર્યા પછી આપ ﷺને ત્રણ વસ્તુઓનો હુકમ આપવામાં આવ્યો. પ્રથમ فَأَمَّا الْيَتِيْمَ فَلَا تَقْهَرْ તેમાં શબ્દ قَهْر (કહર)નો અર્થ વર્ચસ્વ અને બળજબરીએ થોપાઈ જવું છે. ભાવાર્થ એ છે કે તમે કોઈ યતીમને કમજોર અને લાવારીસ સમજીને તેના હકો ઉપર એ રીતે ન ચઢી બેસો કે તેનો હક બરબાદ થઈ જાય, તેથી રસૂલે કરીમ ﷺને યતીમ સાથે લાગણીપૂર્વકના વ્યવહારની તાકીદ કરવામાં આવી. તેમની સાથે તેમનું દિલ તૂટે તેવું વર્તવાની મનાઈ કરવામાં આવી. ઈરશાદ છે કે મુસલમાનોના ઘરોમાં શ્રેષ્ઠ ઘર તે છે જેમાં કોઈ યતીમ હોય અને જેની સાથે અહેસાન અને મહોબ્બતનો વ્યવહાર કરવામાં આવતો હોય અને સૌથી ખરાબ તે ઘર છે જેમાં કોઈ યતીમ હોય અને તેની સાથે ખરાબ વ્યવહાર કરવામાં આવતો હોય.

*(રવાહુ બુખારી, ઈબ્ને માજહ, બગવી, મઝહરી)*

બીજો હુકમ وَأَمَّا السَّآئِلَ فَلَا تَنْهَرْ છે તેમાં શબ્દ تَنْهَرْ (તન્હર) એ نَهْر (નહર)થી બને છે જેનો અર્થ તિરસ્કૃત કરવાનો અને કોઈના ઉપર ચિડાઈ જવાનો થાય છે તથા સાઈલનો અર્થ સવાલ કરનારો છે, તેમાં તે પણ સામેલ છે જે કોઈ માલનો સવાલ કરે અને તે પણ સામેલ છે જે જ્ઞાનપૂર્ણ સંશોધન માટે સવાલ કરે, બંને ઉપર ચિડાવાથી અને તેમને ખખડાવી નાંખવાની રસૂલે કરીમ ﷺએ મનાઈ કરી છે. ઉત્તમ એ છે કે સવાલ કરનારને કંઈક આપીને રવાના કરો અને જો નથી આપી શકતા તો વિનમ્રતાથી કારણ બતાવી દો. એ જ પ્રમાણે કોઈ ઈલ્મી મસ્અલાનો સવાલ કરનાર સાથે પણ જવાબમાં કઠોર અને કડક ભાષામાં વાત

કરવાની મનાઈ છે તેને વિનમ્રતા અને લાગણીથી જવાબ આપવો જોઈએ એ સિવાય કે તે સવાલ કરનાર જ્યારે કોઈ રીતે માને જ નહીં તો આવશ્યકતા પ્રમાણે ખખડાવી નાંખવું જાઇઝ છે.

ત્રીજો હુકમ وَأَمَّا بِنِعْمَةِ رَبِّكَ فَحَدِّثْ છે જેમાં حَدِّثْ નો અર્થ વાત કરવાનો છે. ભાવાર્થ એ છે કે તમે અલ્લાહ તઆલાની નેઅ્મતોનું લોકો સામે વર્ણન કર્યા કરો કે આ પણ શુક્રગુઝારીની એક રીત છે એટલે સુધી કે માનવી જે કંઈ બીજા માનવી ઉપર અહેસાન કરે તેનો પણ શુક્ર અદા કરવાનો હુકમ કરવામાં આવ્યો છે. હદીષમાં છે કે જે લોકોના અહેસાન ઉપર તેમનો આભાર માનતો નથી તે અલ્લાહ તઆલાનો પણ આભાર માનશે નહીં.

*(રવાહુ અહમદ, મઝહરી)*

એક હદીષમાં છે કે જે વ્યક્તિ તમારા ઉપર કોઈ અહેસાન કરે તો તમારે પણ તેને અહેસાનનો બદલો આપવો જોઈએ અને જો માલી બદલો આપવાની શક્તિ નથી તો એટલું કરો કે લોકો સામે તેના વખાણ કરો કારણ કે જેણે લોકોના સમૂહમાં તેમના વખાણ અને પ્રસંશા કરી તો તેણે શુક્રગુઝારીનો હક અદા કરી દીધો.

*(રવાહુ બગવી જાબિર રદિ. દ્વારા, મઝહરી)*



**મસ્અલો :**

દરેક નેઅ્મતનો આભાર માનવો વાજિબ છે, આર્થિક નેઅ્મતનો ભાવાર્થ એ છે કે તે માલમાંથી અમુક અલ્લાહ તઆલા માટે નિય્યતની નિખાલસતા સાથે ખર્ચ કરે અને શરીરની નેઅ્મતનો શુક્રિયા એ છે કે શારીરિક શકિતને અલ્લાહ તઆલાના ફરજો અદા કરવામાં ખર્ચ કરે અને જ્ઞાન અને મઆરિફતનો આભાર એ છે કે બીજાઓને તેનું શિક્ષણ આપે.

*(મઝહરી)*

**મસ્અલો :**

સૂરએ દુહાથી અંતિમ કુર્આન સુધી દરેક સૂરત સાથે તકબીર કહેવી સુન્નત છે અને આ તકબીરના શબ્દો શૈખ સાલેહ મિસ્રી (રહ.)એ لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَاللّٰهُ أَكْبَرُ બતાવ્યા છે.

*(મઝહરી)*

ઈબ્ને કષીર (રહ.)એ દરેક સૂરતના અંતે અને બગવીએ દરેક સૂરતની શરૂઆતમાં એક વખતે તકબીર કહેવાનું સુન્નત કહ્યું છે. (મઝહરી) બંનેમાંથી જે પણ સ્વરૂપ અપનાવે અદા થઈ જશે. વલ્લાહુ અઅ્લમુ.

**ખુલાસો :**

સૂરએ દુહાથી અંતિમ કુર્આન સુધી મોટા ભાગની સૂરતોમાં રસૂલે કરીમ ﷺ ઉપર અલ્લાહ તઆલાના ખાસ ઈનામો અને આપ ﷺની વિશિષ્ટ શ્રેષ્ઠતાનું વર્ણન છે અને અમુક સૂરતોમાં કયામત અને તેની પરિસ્થિતિઓનું. કુર્આને હકીમની શરૂઆત પોતે કુર્આનની શ્રેષ્ઠતા અને શંકા ન કરી શકાય એવી બાબતથી કરવામાં આવ્યું અને કુર્આનનું સમાપન તે હસ્તીની મહાનતા અને શા'ન ઉપર કરવામાં આવ્યું જેના ઉપર કુર્આન નાઝિલ થયું.

تَمَّتْ سُوْرَةُ الضُّحٰی ٢٨ شَعْبَانْ ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ દુહા પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૧૫ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૨૫ રબિઉલ આખિર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૪)

# સૂરએ નશ્રહ

સૂરએ નશ્રહ મક્કામાં નાઝિલ થઈ અને તેની આઠ આયતો છે.

**આયતો : (સૂરએ નશ્રહ : આયત નં. ૧ થી ૮)**



أَلَمْ نَشْرَحْ لَكَ صَدْرَكَ ۝١ وَوَضَعْنَا عَنكَ وِزْرَكَ ۝٢ الَّذِي أَنقَضَ ظَهْرَكَ ۝٣
وَرَفَعْنَا لَكَ ذِكْرَكَ ۝٤ فَإِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا ۝٥ إِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا ۝٦ فَإِذَا
فَرَغْتَ فَانصَبْ ۝٧ وَإِلَىٰ رَبِّكَ فَارْغَب ۝٨



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(હે રસૂલ ﷺ !) શું અમે આપની ખાતર આપનો સીનો (ઈલ્મ વગેરેથી) ખોલી દીધો નથી ? (બેશક, ખોલી દીધો છે) (૧) અને અમે આપના ઉપરથી આપનો તે બોજો ઉતારી મૂક્યો, (૨) જેણે આપની કેડ ભાંગી નાખી હતી (૩) અને અમે આપની ખાતર આપનું નામ બુલંદ કર્યું (૪) તો બેશક, મુશ્કેલીની સાથે સહેલાઈ છે. (૫) (ફરી પણ) બેશક, મુશ્કેલીની સાથે સહેલાઈ છે. (૬) ફરી જ્યારે આપ (પ્રચાર) કાર્યથી પરવારી જાવ તો (ખાસ બંદગીમાં) મહેનત કર્યા કરો (૭) અને પોતાના પરવરદિગાર તરફ જ દિલ લગાડી દો. (૮)*

**વિસ્તૃત વિવરણ :**

જેમકે સૂરએ દુહાના અંતે વર્ણન થઈ ચૂક્યું છે કે સૂરએ દુહાથી અંતિમ

કુર્આન સુધી બાવીસ સૂરતોમાં વધારે વર્ણન રસૂલે કરીમ ﷺ ઉપર અલ્લાહ તઆલાના ઈનામોનું અને આપ ﷺની મહાનતમ્ શા'ન વિશેના વિષયોનું છે. માત્ર અમુક સૂરતો કયામતના અહેવાલ તથા અમુક બીજા વિષયો વિશે આવી છે. સૂરએ નશ્રહમાં પણ તે ખાસ ખાસ નેઅ્મતોનું વર્ણન છે જે રસૂલે કરીમ ﷺ ઉપર અલ્લાહ તઆલાએ અર્પણ કરી અને તેના વર્ણનમાં આ જ વિષયની સમજણને અપનાવી છે જે સૂરએ દુહામાં ...اَلَمۡ يَجِدۡكَ માં હતું.

اَلَمۡ نَشۡرَحۡ لَكَ صَدۡرَكَ માં શબ્દ شَرۡحٌ નો શાબ્દિક અર્થ "ખોલવાનો" થાય છે અને છાતી ખોલી દેવાનો અર્થ છે કે તેને જ્ઞાન અને અલ્લાહ તઆલાના પરિચય માટે તથા નેક અને ભલા કાર્યો માટે વિસ્તારી દેવું, જેમકે એક બીજી આયતમાં છે فَمَنۡ يُّرِدِ اللّٰهُ اَنۡ يَّهۡدِيَهٗ يَشۡرَحۡ صَدۡرَهٗ لِلۡاِسۡلَامِ રસૂલે કરીમ ﷺની છાતી મુબારકને અલ્લાહ તઆલાએ જ્ઞાન અને અલ્લાહ તઆલાના પરિચય માટે તથા ભલા કાર્યો માટે એવી વિસ્તારી દીધી હતી કે આપ ﷺના જ્ઞાન અને હિકમતને મોટા મોટા બુદ્ધિશાળીઓ પણ ન પામી શક્યા અને આ જ શર્હે સદ્રનું એટલે કે છાતી ખોલી નાંખવાનું પરિણામ હતું કે આપ ﷺનું મખ્લૂક તરફનું ધ્યાન અલ્લાહ તઆલા તરફના ધ્યાનમાં દખલગીરી ઉત્પન્ન કરતું ન હતું અને અમુક સહીહ હદીષોમાં આવ્યું છે કે ફરિશ્તાઓએ અલ્લાહ તઆલાના હુકમથી આપ ﷺની છાતી મુબારકને ચીરીને સાફ કરી. અમુક તફસીરકારોએ શર્હે સદ્રથી આ સ્થળે તે જ છાતી ચીરવાનો મોઅ્જિઝો ભાવાર્થ સ્વરૂપે લીધો છે. વલ્લાહુ અઅ્લમુ.

*(ઈબ્ને કષીર વગેરે)*

وَوَضَعۡنَا عَنۡكَ وِزۡرَكَ الَّذِىۡۤ اَنۡقَضَ ظَهۡرَكَ માં શબ્દ وِزۡرٌ નો શાબ્દિક અર્થ "ભાર" થાય છે અને انقض جهرک નો અર્થ કમર તોડી નાંખવાનો એટલે કે કમર ઝૂકાવી નાંખવાનો થાય છે, જેમકે કોઈ મોટો ભાર માણસ ઉપર લાદી દેવામાં આવે તો તેની કમર ઝૂકી જાય છે. આ આયતમાં એવું કહેવામાં આવ્યું છે કે તે ભાર જેણે તમારી કમર ઝૂકાવી દીધી હતી અમે તેને તમારા ઉપરથી હટાવી દીધો, તે ભાર શું હતો તેનું એક વિવરણ તો એ છે કે તેનાથી તે જાઈઝ અને મબાહ કામ છે જેણે અમુક સમયે રસૂલે કરીમ ﷺએ હિકમત અને હિત સમજીને અપનાવ્યા, પાછળથી ખબર પડી કે તે હિત વિરુદ્ધ અથવા સારી બાબતોથી

વિપરીત હતું તેથી રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલાએ અર્પેલ પોતાની ખાસ ઉચ્ચ શા'ન અને તેની નિકટતામાં વિશિષ્ટ સ્થાન હોવાની બીનાએ એવી વસ્તુઓ ઉપર પણ સખત રંજ અને ગમ તથા આઘાત લાગતો હતો, તેથી આ આયતમાં અલ્લાહ તઆલાએ એવી ખુશખબરી સંભળાવી કે તે ભાર તમારા ઉપરથી હટાવી દીધો કે આવી વસ્તુઓની પણ તમને પૂછ થશે નહીં.

અમુક તફસીરકારોએ وزر એટલે કે ભારનો ભાવાર્થ એ કર્યો છે કે નુબુવ્વતની શરૂઆતમાં વહીનો પ્રભાવ પણ આપ ﷺ ઉપર ઘણો કઠોર હતો અને તેમાં આપ ﷺ ઉપર જે જવાબદારી સમગ્ર દુનિયામાં સત્યનો કલિમો ફેલાવવાની અને કુફ્ર તથા શિર્કને ખતમ કરવાની તથા અલ્લાહ તઆલાની મખ્લૂકને તવહીદ ઉપર એકઠા કરવાની નાંખવામાં આવી હતી અને આ બધા કામમાં હુકમ આ હતો فَاسْتَقِمْ كَمَا اُمِرْتَ એટલે કે તમે અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે ધૈર્ય દાખવતા રહો જેમાં કોઈ બાજુએ ઝૂકાવ ન હોય, તેનો મોટો ભાર રસૂલે કરીમ ﷺ અનુભવતા હતા અને હદીષની અમુક રિવાયતોમાં આવ્યું છે કે તમારી દાઢી મુબારકમાં અમુક સફેદ વાળ આવી ગયા તો આપ ﷺએ ફરમાવ્યું કે આ આયત فاستقم كما امرت એ મને ઘરડો કરી દીધો.

આ તે ભાર હતો જેને આપ ﷺના દિલ ઉપરથી હટાવી દેવાની ખુશખબરી આ આયતમાં આપવામાં આવી છે અને હટાવી દેવાનું સ્વરૂપ આગલી આયતોમાં એ આવ્યું છે કે આપ ﷺ માટે દરેક મુશ્કેલી પછી સરળતા થવાની છે. અલ્લાહ તઆલાએ શર્હે સદ્ર દ્વારા આપ ﷺની ઈચ્છા શક્તિ એટલી ઉચ્ચ બનાવી દીધી હતી કે તેમને આ બધી મુશ્કેલીઓ ઘણી સરળ દેખાવા લાગી અને તે ભાર ભાર જ ન રહ્યો. વલ્લાહુ અઅ્લમુ.

وَرَفَعْنَا لَكَ ذِكْرَكَ રસૂલે કરીમ ﷺના નામનું વર્ણન બધા જ ઈસ્લામી પ્રતીકોમાં અલ્લાહ તઆલાના નામની સાથે કરવામાં આવે છે જે સમગ્ર દુનિયામાં મિનારાઓ અને મિમ્બરો ઉપર اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ ની સાથે اَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ પોકારવામાં આવે છે અને દુનિયામાં કોઈ પણ સમજદાર વ્યક્તિ આપ ﷺનું નામ માન સન્માન વિના નથી લેતો, ભલે તે મુસલમાન ન પણ હોય.

**ખુલાસો :**

અત્રે ત્રણ નેઅ્મતોનું વર્ણન છે, شَرۡحِ صَدۡرٌ، وَضۡعِ وِزۡرٌ، رَفۡعِ ذِكۡرٌ આ ત્રણેને ત્રણ વાક્યોમાં વર્ણન કર્યા છે તથા કર્મ અને કર્તા વચ્ચે એક શબ્દ لَكَ અથવા عَنۡكَ લાવવામાં આવ્યો છે. તેમાં રસૂલે કરીમ ﷺની વિશિષ્ટતા અને ખાસ સન્માન તરફ ઈશારો છે કે આ બધા કાર્યો આપ ﷺ માટે કરવામાં આવ્યા છે.

فَاِنَّ مَعَ الۡعُسۡرِ يُسۡرًا اِنَّ مَعَ الۡعُسۡرِ يُسۡرًا અરબી ભાષાનો કાયદો છે કે જે વાક્યની શરૂઆતમાં અલીફ લામ હોય છે તેને પરિભાષામાં લામે તા'રીફ કહે છે. જો આ જ વાક્યને અલીફ લામની સાથે પુનરાવર્તિત સ્વરૂપે લાવવામાં આવે તો તેનો ભાવાર્થ તે જ હોય છે જે પ્રથમ વાક્યમાં હતો અને લામ અલીફ વિના વારંવાર લાવવામાં આવે તો તેનો ભાવાર્થ અલગ અલગ હોય છે. આ આયતમાં اَلۡعُسۡرُ જ્યારે પુરાવર્તિત સ્વરૂપે આવ્યું તો જાણ થાય છે કે તેનાથી તે પ્રથમ જ عسر ભાવાર્થ છે, કોઈ નવો ભાવાર્થ નથી અને શબ્દ يُسۡرًا બંને સ્થળે લામ અલીફ વિના લાવવામાં આવ્યો. તેનાથી જાણ થઈ કે આ બીજું યુસ્ર પ્રથમ યુસ્ર સિવાયનું છે તો આ આયતમાં اِنَّ مَعَ الۡعُسۡرِ يُسۡرًا ના પુનરાવર્તનથી એ પરિણામ નીકળ્યું કે એક જ ઉસ્ર અને મુશ્કેલી માટે બે સરળતાઓનો વાયદો છે અને બે થી ભાવાર્થ પણ ખાસ બે ની સંખ્યા નહીં બલકે અનેકો સમજાય છે. અર્થ એ થયો કે એક ઉસ્ર એટલે કે તંગી અને મુશ્કેલી જે આપ ﷺને પડી અથવા આવશે તેની સાથે ઘણી બધી સરળતાઓ આપને આપવામાં આવશે.

હઝરત હસન બસરી (રહ.)થી રિવાયત છે કે તેઓ ફરમાવે છે કે તેમને કહેવામાં આવ્યું કે રસૂલે કરીમ ﷺએ પોતાના સહાબએ કિરામ (રદિ.)ને આ આયતથી ખુશખબરી સંભળાવી અને કહ્યું لَنۡ يَّغۡلِبَ عُسۡرٌ يُّسۡرَيۡنِ એટલે કે એક ઉસ્ર બે યુસ્રુન ઉપર (એટલે કે એક મુશ્કેલી બે સરળતાઓ ઉપર) છવાઈ શકતી નથી તેથી ઈતિહાસ અને સીરત (રસૂલે કરીમ ﷺના જીવન ચરિત્ર)ના બધા પુસ્તકોમાં જે પોતાનાઓએ તથા પારકાઓએ મુસ્લિમ હોય કે ગેરમુસ્લિમ લેખકોએ લખ્યા છે તે એ બાબતની ગવાહી આપે છે કે જે કાર્ય મુશ્કેલથી મુશ્કેલ હોય બલકે લોકોની નજરોમાં અશક્ય નજરે પડતું હતું આપ ﷺ માટે તે બધું

સરળ થતું ચાલ્યું ગયું. પ્રસ્તુત રિવાયતોથી એ પણ જાણ થઈ ગઈ કે આ આયતમાં ઉસ્રનો અલીફ લામ અહદ માટે છે અને ભાવાર્થ રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)નું ઉસ્ર એટલે કે તકલીફ અને મુશ્કેલી છે. અર્થ એ છે કે આ વાયદો દરેક મુશ્કેલીઓની સાથે ઘણી સરળતાઓ આપવામાં આવશેનો છે. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) માટે આ વાયદો છે જેને અલ્લાહ તઆલાએ એવો પૂરો કર્યો કે દુનિયાએ આંખોથી જોઈ લીધું, હવે જો દુનિયાંમાં કોઈ વ્યક્તિને મુશ્કેલી પછી સરળતા નસીબ ન થાય તો તે આ આયતનો નકાર નથી, અલબત્ત અલ્લાહ તઆલાની ટેવ હજુ પણ એ જ છે કે જે વ્યક્તિ મુશ્કેલી ઉપર સબ્ર કરે અને સાચા દિલથી અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખે અને દરેક બાજુથી તૂટીને તેની સાથે જોડાઈ જાય અને તેની જ કૃપાનો આશાવાદી રહે અને સફળતામાં મોડું થવાથી આશા ન છોડી બેસે તો અલ્લાહ તઆલા અવશ્ય તેના માટે સરળતા પેદા કરી દેશે. (ફવાઈદે ઉસ્માની) અમુક હદીષની રિવાયતોથી પણ તેનું સમર્થન થાય છે.

**તા'લીમ અને તબ્લીગ કરનારાઓએ એકાંતમાં અલ્લાહ તઆલાનું ઝિક્ર કરવું તથા તેનું ધ્યાન ધરવું પણ જરૂરી છે :**

فَاِذَا فَرَغْتَ فَانْصَبْ وَاِلٰى رَبِّكَ فَارْغَبْ એટલે કે જ્યારે તમે એક મહેનત એટલે કે અલ્લાહ તઆલાના હકની દા'વત અને હુકમોની તબ્લીગથી ફારેગ થાઓ તો (બીજી) મહેનત માટે તૈયાર થઈ જાઓ, તે એ કે નમાઝ અને અલ્લાહનો ઝિક્ર તથા દુઆ અને ઈસ્તિગફારમાં લાગી જાઓ. ઘણા તફસીરકાર લોકોએ આ આયતનું આ જ વિવરણ કર્યું છે, અમુક લોકોએ બીજી તફસીરો પણ લખી છે પરંતુ નિકટ તે જ છે જે ઉપર લખવામાં આવ્યું. તેનો ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺની દા'વત અને તબ્લીગ તથા અલ્લાહ તઆલાની મખ્લૂકનું માર્ગદર્શન કરવું, તેમની સુધારણાની ફિકર ચિંતા આ રસૂલે કરીમ ﷺની સૌથી મોટી ઈબાદત હતી પરંતુ આ ઈબાદત મખ્લૂકના કારણે છે કે તેમની સુધારણા ઉપર ધ્યાન આપે અને તેની યુક્તિઓ કરે. આયતનો ખુલાસો એ છે કે માત્ર આ મખ્લૂક માટે કરેલ ઈબાદત ઉપર તમે બસ ન કરો બલકે જ્યારે તેનાથી ફુરસદ મળે તો એકાંતમાં સીધે સીધા અલ્લાહ તઆલા તરફ ધ્યાનિત થઈ જાઓ, તેની જ

પાસે દરેક કાર્યની સફળતાની દુઆ કરો કે મૂળ હેતુ જેના માટે માણસને પેદા કરવામાં આવ્યો છે અને અલ્લાહ તઆલાનો ઝિક્ર તથા ઈબાદત જે સીધે સીધી અલ્લાહ તઆલા માટે છે કદાચ તેથી જ પ્રથમ પ્રકાર એટલે કે પરોક્ષ રીતે ઈબાદતથી ફારેગ થવાનું વર્ણન કરવામાં આવ્યું છે કે તે કામ એક જરૂરિયાત માટે છે અને તેનાથી જ ફારેગ થઈ શકાય છે અને બીજું કામ એટલે કે અલ્લાહ તઆલા તરફ ધ્યાન આપવું એવી વસ્તુ છે જેનાથી કોઈપણ મો'મિન ફારેગ થઈ શકતો નથી બલકે પોતાની સમગ્ર જિંદગી, શક્તિ અને ક્ષમતાને ખર્ચ કરવું છે.

**ખુલાસો :**

આથી જાણ થઈ કે ઉલમા જે તા'લીમ અને તબ્લીગ તથા મખ્લૂકની સુધારણાનું કામ કરનારા છે તેમણે એ બાબતની બેદરકારી અને ગફલત ન રાખવી જોઈએ કે તેમનો અમુક સમય માત્ર અલ્લાહ તઆલાના ધ્યાન અને અલ્લાહ તઆલાના ઝિક્ર માટે ખાસ હોવો જોઈએ, જેમકે પુરોગામી ઉલમાના જીવન ચરિત્રો આ બાબત માટે ગવાહ છે તેના વિના તા'લીમ અને તબ્લીગ પણ અસરકારક નથી હોતી, તેમાં નૂર અને બરકત નથી હોતી.

**ખુલાસો :**

શબ્દ فَانْصَبْ એ نَصَبٌ થી બને છે જેનો મૂળ અર્થ થાક લાગવાનો થાય છે. તેમાં ઈશારો એવો જોવા મળે છે કે ઈબાદત અને અલ્લાહ તઆલાનો ઝિક્ર એટલી હદ સુધી ચાલુ રાખો કે તકલીફ અને થાક અનુભવવા લાગો, માત્ર મનની રાહત અને ખુશી જ ઉપર તેનો આધાર ન રહે અને કોઈ વઝીફો એવો પાબંદી સાથે પઢતા રહેવું પોતે એક મુશ્કેલ કાર્ય અને થાક જેવું છે, ભલે તે ટૂંકો જ કેમ ન હોય.

تَمَّتْ سُوْرَةُ الْاِنْشِرَاحِ وَالْحَمْدُ لِلّٰهِ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નશ્રહ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૧૭ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૨૭ રબિઉલ આખર ૧૪૩૬ હિજરી.
ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૫)

# સૂરએ તીન

સૂરએ તીન મક્કામાં નાઝિલ થઈ, તેની આઠ આયતો છે.

**આયતો : (સૂરએ તીન : આયત નં. ૧ થી ૮)**






**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અંજીરના તથા ઝયતૂનના સોગંદ છે (૧) અને તૂરે સિનીનના સોગંદ છે (૨) અને આ અમનવાળા શહેર (મક્કા)ના સોગંદ છે. (૩) અલબત્ત, અમે ઈન્સાનને સૌથી સરસ આકારમાં પેદા કર્યો છે. (૪) ફરી અમે તેને નીચાઓથી પણ વિશેષ નીચો કરી દઈએ છીએ, (૫) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારાં કામો કર્યા તો તેઓ માટે અખૂટ સવાબ છે. (૬) ફરી (હે માનવી !) કઈ વસ્તુ તને આ (દલીલો) પછી કિયામતને જૂઠાડવા લાચાર કરે છે ? (૭) શું અલ્લાહ સૌ હાકિમોથી વધુ હાકિમ નથી ? (જરૂર છે.)(૮)*

## વિસ્તૃત વિવરણ :

وَالتِّيْنِ وَالزَّيْتُوْنِ આ આયતમાં ચાર વસ્તુની કસમ ખાવામાં આવી છે જેમાં બે વૃક્ષો છે, એક તીન એટલે કે અંજીર અને બીજું ઝયતૂન તથા એક પહાડ તૂર તથા એક શહેર એટલે કે મક્કા મુકર્રમહ. આ વસ્તુઓને કસમ માટે ખાસ કરવાનું કારણ એ હોઈ શકે છે કે આ બંને વૃક્ષો વધારે બરકતવાળા અને વધારે લાભ આપનારા છે, જે રીતે તૂર પહાડ અને મક્કા શહેર વધારે બરકતવાળા છે અને એવું પણ હોઈ શકે છે કે અહીંયાં તીન અને ઝયતૂનના વર્ણનથી ભાવાર્થ તે સ્થળ હોય જ્યાં આ વૃક્ષો મોટા પ્રમાણમાં થાય છે અને તે પ્રદેશ સિરીયા છે જે અંબિયા (અલૈ.)ની ભૂમિ છે અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પણ આ જ દેશના વતની હતા, તેમને હિજરત કરાવીને મક્કા લાવવામાં આવ્યા હતા. એ રીતે આ કસમોમાં બધા જ તે પવિત્ર સ્થળો સામેલ થઈ ગયા જ્યાં ખાસ ખાસ અંબિયા (અલૈ.) પેદા થયા અને તેમનું આગમન થયું. સિરીયા પ્રદેશ અંબિયા (અલૈ.)નું વતન અને તેમના વસવાટનો પ્રદેશ છે, તૂર પર્વત હઝરત મૂસા (અલૈ.)ની અલ્લાહ તઆલા સાથે વાતચીત કરવાની જગ્યા છે અને સીનીન અથવા સીના તે સ્થળનું નામ છે જ્યાં આ પહાડ આવેલો છે એ "બલદે અમીન" એટલે શાંતિ અને સલામતીનું શહેર મક્કા મુકર્રમહ ખાતિમુલ અંબિયા ﷺનું જન્મસ્થળ અને વતન છે.

આ ચાર વસ્તુઓની કસમ ખાઈને કહેવામાં આવ્યું, لَقَدْ خَلَقْنَا الْإِنْسَانَ فِيْٓ أَحْسَنِ تَقْوِيْمٍ તેમાં تَقْوِيْمٍ (તકવીમ)નો શાબ્દિક અર્થ કોઈ વસ્તુના રંગ રૂપ અને પાયાને ઠીકઠાક કરવાનો થાય છે. "અહસનિ તકવીમ"થી ભાવાર્થ એ છે કે તેની કદ કાઠી, સ્વભાવ અને પ્રકૃતિને પણ બીજી મખ્લૂકો કરતાં શ્રેષ્ઠ બનાવવામાં આવ્યું અને તેનો શારીરિક દેખાવ, રંગ રૂપ અને કદ કાઠી પણ દુનિયાના બધા સજીવોથી શ્રેષ્ઠ, ઉત્તમ અને ખૂબસૂરત બનાવવામાં આવ્યા.

### માનવી બધી જ મખ્લૂકમાં સૌથી વધારે સ્વરૂપવાન છે :

જેનો ખુલાસો એ છે કે માનવીને અલ્લાહ તઆલાએ પોતાની બધી જ મખ્લૂકોમાં સૌથી વધારે સ્વરૂપવાન બનાવ્યો છે. ઈબ્ને અરબી (રહ.)એ કહ્યું કે અલ્લાહ તઆલાની મખ્લૂકોમાં કોઈ માનવી કરતાં વધારે રૂપાળું નથી, કારણ કે

તેને અલ્લાહ તઆલાએ જિંદગીની સાથે જ્ઞાતા, શક્તિશાળી, વાતચીત કરી શકનાર, સાંભળનાર, સમજદાર, ચિંતન મનન કરનાર અને કોઠાસૂઝવાળો બનાવ્યો છે અને આ બધા લક્ષણો વાસ્તવમાં પોતે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાના છે, જેથી બુખારી અને મુસ્લિમની રિવાયતમાં આવ્યું છે إِنَّ اللّٰهَ خَلَقَ آدَمَ عَلٰى صُوْرَتِهٖ એટલે કે અલ્લાહ તઆલાએ આદમ (અલૈ.)ને પોતાની સૂરત ઉપર પેદા કર્યા છે, તેનો ભાવાર્થ એ હોઈ શકે છે કે અલ્લાહ તઆલાની અમુક સિફતોનો કોઈ દરજ્જો તેમને પણ આપવામાં આવ્યો છે, નહિતર અલ્લાહ તઆલા દરેક શકલો સૂરતથી ઉપરવટ છે.

*(કુર્તુબી)*

**માણસના સારા સ્વરૂપની એક આશ્ચર્યજનક ઘટના :**

કુર્તુબીએ આ સ્થળે નકલ કર્યું છે કે ઈસા બિન મૂસા હાશિમી જે ખલીફા અબૂ જાફર મન્સૂરના ખાસ લોકોમાંથી હતા અને પોતાની પત્ની સાથે ખૂબ પ્રેમ કરતા હતા. એક દિવસે ચાંદની રાતે પત્ની સાથે બેઠા હતા અને બોલી ઉઠ્યા, أَنْتِ طَالِقٌ ثَلَاثًا إِنْ لَّمْ تَكُوْنِيْ أَحْسَنَ مِنَ الْقَمَرِ એટલે કે તમારા ઉપર ત્રણ તલાક છે જો તમે ચાંદથી વધારે ખૂબસૂરત ન હોવ. આવું કહેતાં જ પત્ની ઊઠીને પડદામાં ચાલ્યા ગયા કે તમે મને તલાક આપી દીધી. વાત તો હંસી મઝાક અને દિલ્લગીની હતી પરંતુ તલાકનો એ જ હુકમ છે કે કોઈપણ રીતે તલાકનો ખુલ્લો શબ્દ પત્નીને કહી દેવામાં આવે તો તલાક થઈ જાય છે ભલે હંસી મઝાકમાં કેમ ન કહેવામાં આવ્યું હોય. ઈસા બિન મૂસાએ તે રાત ખૂબ બેચેની, રંજ ગમ અને પરેશાનીમાં પસાર કરી. સવારે ખલીફા અબૂ જાફર મન્સૂર પાસે હાજર થયા અને રાતની ઘટના સંભળાવી તથા પોતાની પરેશાનીની જાહેરાત કરી. મન્સૂરે શહેરના ફુકહા અને મુફતીઓને એકઠા કરીને સવાલ કર્યો, સૌએ એક જ જવાબ આપ્યો કે તલાક થઈ ગઈ. કારણ કે ચાંદથી વધારે સ્વરૂપવાન હોવાની કોઈ માણસ માટે સંભાવના જ નથી પરંતુ એક આલિમ જેઓ હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.)ના શાગિર્દોમાંથી હતા, ચૂપચાપ બેસી રહ્યા. મન્સૂરે પૂછ્યું, તમે કેમ ચૂપ છો ? ત્યારે તેઓ બોલ્યા અને બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢીને સૂરએ તીન તિલાવત કરી અને કહ્યું કે હે અમીરુલ મુઅ્મિનીન ! અલ્લાહ તઆલાએ દરેક

માણસ અહ્‌સનિ તકવીમમાં હોવાનું નિવેદન કર્યું છે, કોઈ વસ્તુ તેનાથી વધારે ખૂબસૂરત નથી. આ સાંભળી બધા ઉલમા અને ફુક્હા આશ્ચર્યમાં પડી ગયા, કોઈએ વિરોધ કર્યો નહીં અને મન્સૂરે હુકમ આપ્યો કે તલાક નથી થઈ.

આથી જાણ થઈ કે માનવી અલ્લાહ તઆલાની બધી જ મખ્લૂકમાં સૌથી વધારે સ્વરૂપવાન છે, જાહેર પરિસ્થિતિના આધારે પણ અને આંતરિક પરિસ્થિતિના આધારે પણ, સ્વરૂપ અને રંગરૂપના આધારે પણ તથા કદ કાઠીના આધારે પણ, તેના માથામાં કેવા કેવા અવયવો કેવા કેવા આશ્ચર્યજનક કામ કરી રહ્યા છે કે એક આગવું કારખાનું લાગે છે, જેમાં ઘણી બધી નાજૂક અને બારીક ઑટોમેટિક મશીનો ચાલી રહી છે. આ જ પરિસ્થિતિ તેની છાતી અને પેટની છે એ જ રીતે તેના હાથ પગની બનાવટ હજારો હિકમતો ઉપર આધારિત છે, તેથી જ ફિલોસોફરે કહ્યું છે કે માનવી એક નાની દુનિયા છે, એટલે કે સમગ્ર દુનિયાનો એક નમૂનો છે. સમગ્ર વિશ્વમાં જે વસ્તુઓ વિખરાયેલી છે તે બધી તેના અસ્તિત્વમાં એકઠી છે. (કુર્તુબી) સુફિયાએ કિરામે પણ તેનું સમર્થન કર્યું અને અમુક લોકોએ માનવીના માથાથી પગ સુધીમાં સમગ્ર વિશ્વના નમૂનાઓ એકઠા હોવાનું બતાવ્યું છે.

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ પ્રથમ વાક્યમાં સમગ્ર મખ્લૂક અને સૃષ્ટિથી માનવીને શ્રેષ્ઠ બનાવવાનું વર્ણન છે. આ વાક્યમાં તેના મુકાબલામાં એ બતાવવામાં આવ્યું છે કે જે રીતે તે પોતાના સ્વરૂપ અને ખૂબસૂરતીમાં સમગ્ર મખ્લૂકથી વધારે સ્વરૂપવાન છે અને સૌથી શ્રેષ્ઠ છે, અંતે તેના ઉપર એવી હાલત પણ આવે છે કે તે ખરાબથી અતિખરાબ અને બુરાથી અતિબુરો થઈ જાય છે. દેખીતું એ છે કે તેની આ ખરાબ હાલત અને બુરાઈ તેની જાહેર અને શારીરિક પરિસ્થિતિના આધારે બતાવવામાં આવી છે કે યુવાની ઢળ્યા પછી શકલો સૂરત બદલાવા લાગે છે, વૃદ્ધાવસ્થા તેનું સ્વરૂપ બિલકુલ બદલી નાંખે છે, તે પહેલાં જેટલો રૂપાળો દેખાતો નથી અને અતિવૃદ્ધ થવાથી અન્યો ઉપર ભાર બનીને રહી જાય છે, કોઈના કામ આવતો નથી, બીજા પ્રાણીઓથી વિપરીત કે તેઓ તો અંત સુધી પોતાના કામમાં લાગેલા રહે છે, માણસ દૂધ માટે, સવારી માટે તથા ભારવહન કરવા માટેના તથા બીજા સેંકડો કામો તેની પાસે કરાવે છે, તેને ઝબહ

કરી નાંખવામાં આવે અથવા તે મૃત્યુ પામે તો પણ તેનું ચામડું, હાડકાં, વાળ મતલબ કે શરીરનો દરેક અંગ માનવીને કામ લાગે છે, તેનાથી વિપરીત માણસ કે જ્યારે તે બીમાર અને અતિવૃદ્ધ થવાથી લાચાર અને પંગુ બની જાય છે તો ભૌતિક આધારે અને દુનિયાદારીના આધારે કોઈ કામનો નથી રહેતો, મૃત્યુ પછી પણ તેના કોઈ શારીરિક અંગથી કોઈ માનવી અથવા પ્રાણીને લાભ નથી પહોંચતો. ખુલાસો એ છે કે તેના "અસ્ફલ સાફિલીન"માં પહોંચી જવાથી ભાવાર્થ તેની ભૌતિક અને શારીરિક પરિસ્થિતિ છે. આ તફસીર હઝરત ઝહ્હાક વગેરે તફસીરના ઈમામોથી નકલ થયેલ છે.

*(કુર્તુબીમાંથી)*

આ તફસીર ઉપર આગલી આયતમાં જે મો'મિનીન, સાલિહીન એટલે કે નેક મો'મિનોને બાકાત કરવામાં આવ્યા, એટલે કે إِلَّا الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ فَلَهُمْ أَجْرٌ غَيْرُ مَمْنُونٍ નું વર્ણન છે. તેનો એ અર્થ નથી કે તેઓ ઉપર ઘડપણની પરિસ્થિતિ, લાચારી કે પંગુતા આવતી નથી બલકે એનો મતલબ એ છે કે તેની આ શારીરિક બેકારી અને ભૌતિક ખરાબીનું નુકસાન તેને પહોંચતું નથી બલકે તે લોકોને જ આ નુકસાન પહોંચે છે જેમણે પોતાની સમગ્ર શક્તિ અને સામર્થ્ય આ જ ભૌતિક બાબતોને ઠીકઠાક કરવામાં ખર્ચી નાંખ્યું અને હવે તે સમાપ્ત થઈ ગયું હવે આખિરતમાં તેનો કોઈ હિસ્સો તેમના માટે રહ્યો નથી. તેનાથી વિપરીત મો'મિનીન સાલિહીન લોકો કે તેમનો સારો બદલો અને સવાબ ક્યારેય સમાપ્ત થશે નહીં જો દુનિયામાં ઘડપણની બીમારી, અશક્તિ અને લાચારી પડી છે તો આખિરતમાં તેમના માટે ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ અને રાહત જ રાહત ઉપસ્થિત છે અને ઘડપણની બેકારીમાં પણ અમલ ઓછા થઈ જવા છતાં તેમના નામએ આ'માલમાં તે બધા અમલો લખવામાં આવે છે જે તે પોતે સશક્ત હોવાના સમયમાં કરતો હતો. હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે કોઈ મુસલમાન કોઈ બીમારીમાં સપડાઈ જાય છે તો અલ્લાહ તઆલા તેના અમલ લખનાર ફરિશ્તાને હુકમ આપે છે કે જે જે ભલા અમલ તે પોતાની તંદુરસ્તીની હાલતમાં કર્યા કરતો હતો તે બધા તેના નામએ આ'માલમાં લખતા રહો. *(રવાહુ બગવી, સરહુસ્સુન્નહ, બુખારી)*

તદુપરાંત આ સ્થળે મો'મિનીન સાલિહીનને જન્નતનો બદલો અને તેની નેઅ્મતોનું વર્ણન કરવાને બદલે لَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ કહ્યું છે, એટલે કે તેમનો બદલો ક્યારેય સમાપ્ત થનારો નથી. તે અંતવિહીન છે, તેમાં ઈશારો એ તરફ પણ હોઈ શકે છે કે તેમને આ બદલો દુનિયાની ભૌતિક જિંદગીથી જ થઈ જાય છે. અલ્લાહ તઆલા પોતાના સ્વીકૃત બંદાઓ માટે ઘડપણ અને અશક્તિમાં એવા નિખાલસ સાથીઓ ઉપલબ્ધ કરાવી દે છે જે તેની અંતિમ ઘડી સુધી તેમનાથી આધ્યાત્મિક લાભ ઉઠાવે છે અને તેમની દરેક રીતે સેવા કરે છે એ જ પ્રમાણે ઘડપણનો તે સમય જ્યારે માનવી શારીરિક રીતે બિલકુલ પંગુ બની જાય છે અને લોકો ઉપર ભાર સમજવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલા આ બંદાઓને એવા વખતે પણ બેકાર નથી થવા દેતા અને અમુક તફસીરકાર લોકોએ આ આયતની તફસીર આ કરી છે رَدَدْنٰهُ اَسْفَلَ سَافِلِيْنَ કે આ સામાન્ય માણસો માટે નથી બલકે કાફિરો અને દુષ્ટો માટે છે જેમણે અલ્લાહ તઆલાની આપેલી શ્રેષ્ઠ કદ કાઠી અને વિશિષ્ટ શક્તિઓ, ડહાપણ અને બુદ્ધિને ભૌતિક સ્વાદ પાછળ બરબાદ કરી નાંખ્યા તો આ નાશુક્રીની સજામાં તેમને અસ્ફલ સાફિલીન (વૃદ્ધાવસ્થાની તદન શારીરિક પંગુતાની પરિસ્થિતિ)માં પહોંચાડી દેવામાં આવશે. આ સૂરતમાં اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا ને બાકાત કરવું પોતાના જાહેર અર્થ ઉપર રહે છે કે અસ્ફલ સાફિલીનમાં પહોંચવાથી તે લોકો બાકાત છે જેઓ ઈમાન લાવ્યા અને નેક અમલોના પાબંદ રહ્યા કારણ કે તેમનો બદલો હંમેશા ચાલુ રહેશે. *(મઝહરી)*

فَمَا يُكَذِّبُكَ بَعْدُ بِالدِّيْنِ પાછલી આયતોમાં માનવીના સર્જનની વિશિષ્ટતાઓ અને તેના ઉપર અલ્લાહ તઆલાના ખાસ ઈનામોનું પછી ઘડપણની પરિસ્થિતિઓમાં આવતા પરિવર્તનોનું વર્ણન કરીને આ આયતમાં કયામતના ઈન્કારીઓને ચેતવણી આપવામાં આવી છે કે અલ્લાહ તઆલાની કુદરતના આવા દૃશ્યો અને પરિવર્તનો જોયા પછી પણ શું કોઈ સંભાવના છે કે તમે આખિરત અને કયામતને જૂઠાડતા રહો ? શું અલ્લાહ તઆલા બધા જ હુકૂમત કરનારાઓ ઉપર એકચક્રી શાસક અને હાકિમ નથી !?

**મસ્અલો :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ

ફરમાવ્યું કે જે વ્યક્તિ સૂરએ તીન પઢે અને આ આયત ઉપર પહોંચે أَلَيْسَ اللّٰهُ بِأَحْكَمِ الْحَاكِمِيْنَ તો તેણે આ بَلٰى وَاَنَاعَلٰى ذٰلِكَ مِنَ الشّٰهِدِيْنَ કહેવું જોઈએ તેથી ફુકહા આ વાક્ય પઢવાને મુસ્તહબ કહે છે.

تَمَّتْ سُوْرَةُ التِّيْنِ وَالْحَمْدُ لِلّٰهِ ٣٠ شَعْبَانُ ١٣٩١هـ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તીન પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૨૦ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૩૦ રબિઊલ આખર ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૬)

# સૂરએ અલક

સૂરએ અલક મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૯ આયતો છે.

## આયતો : (સૂરએ અલક : આયત નં. ૧ થી ૧૯)

آیاتها ١٩ — ٩٦ سُوْرَةُ الْعَلَقِ مَكِّيَّةٌ ١ — ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

اِقْرَاْ بِاسْمِ رَبِّكَ الَّذِیْ خَلَقَ ۝١ خَلَقَ الْاِنْسَانَ مِنْ عَلَقٍ ۝٢ اِقْرَاْ وَ رَبُّكَ
الْاَكْرَمُ ۝٣ الَّذِیْ عَلَّمَ بِالْقَلَمِ ۝٤ عَلَّمَ الْاِنْسَانَ مَا لَمْ یَعْلَمْ ۝٥ كَلَّاۤ اِنَّ الْاِنْسَانَ
لَیَطْغٰۤى ۝٦ اَنْ رَّاٰهُ اسْتَغْنٰى ۝٧ اِنَّ اِلٰى رَبِّكَ الرُّجْعٰى ۝٨ اَرَءَیْتَ الَّذِیْ یَنْهٰى ۝٩
عَبْدًا اِذَا صَلّٰى ۝١٠ اَرَءَیْتَ اِنْ كَانَ عَلَى الْهُدٰۤى ۝١١ اَوْ اَمَرَ بِالتَّقْوٰى ۝١٢ اَرَءَیْتَ
اِنْ كَذَّبَ وَ تَوَلّٰى ۝١٣ اَلَمْ یَعْلَمْ بِاَنَّ اللّٰهَ یَرٰى ۝١٤ كَلَّا لَىِٕنْ لَّمْ یَنْتَهِ لَنَسْفَعًۢا
بِالنَّاصِیَةِ ۝١٥ نَاصِیَةٍ كَاذِبَةٍ خَاطِئَةٍ ۝١٦ فَلْیَدْعُ نَادِیَهٗ ۝١٧ سَنَدْعُ الزَّبَانِیَةَ ۝١٨
كَلَّا ؕ لَا تُطِعْهُ وَ اسْجُدْ وَ اقْتَرِبْ ۝١٩



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(હે નબી ﷺ !) જે કુર્આન આપના પર ઉતર્યા કરશે તેને) પોતાના પરવરદિગારનું નામ લઈ પઢયા કરો, જેણે (સર્વ કંઈ) બનાવ્યું. (૧) જેણે મનુષ્યને જામી ગયેલા લોહીથી બનાવ્યો. (૨) આપ (કુર્આન) પઢો અને આપનો પરવરદિગાર અતિશય રહમવાળો છે. (૩) જેણે કલમ વડે ઈલ્મ*

*શીખવ્યું (૪) અને મનુષ્યને એવી વાતો શીખવી કે જેને તે જાણતો ન હતો. (૫) ખરેખર, (કાફિર) માણસ (મનુષ્યતાની) હદથી નીકળી જાય છે. (૬) એ કારણથી કે તે પોતાને બેપરવા જુએ છે. (૭) બેશક, આપના પરવરદિગારની જ તરફ સૌને પાછા જવાનું છે. (૮) વારુ, આપે તે માણસને જોયો જે (નમાઝથી) રોકે છે ? (૯) (અમારા) એક બંદાને જ્યારે કે તે નમાઝ પઢે છે. (૧૦) વારુ, જુઓ તો ખરા, અગર તે (રોકનાર) હિદાયત પર હોત (૧૧) અથવા તે (બીજાઓને પણ) પરહેઝગારીની શિખામણ આપત (તો કેવું સારું થાત !) (૧૨) વારુ, જુઓ તો ખરા અગર તેણે (ઇસ્લામને) જૂઠાડયો અને તેનાથી મોઢું ફેરવ્યું. (૧૩) શું તે આ જાણતો નથી કે અલ્લાહ જોઈ રહ્યો છે ? (૧૪) કંઈ નહિ, અગર તે અટકયો નહિ તો જરૂર અમે (તેને) ચોટલી પકડી (દોઝખ તરફ) ઘસડીશું (૧૫) કે જે ચોટલી જૂઠી (ને) પાપી છે. (૧૬) હવે તેને જોઈએ કે પોતાની મંડળીને બોલાવી લે. (૧૭) અમે પણ (શિક્ષા માટે) દોઝખના ફરિશ્તાઓને બોલાવીશું. (૧૮) કંઈ નહિ, આપ તેનું કહેવું માનશો નહિ અને સિજદો કરો તથા (અલ્લાહની) નજદીકી પ્રાપ્ત કરો. (૧૯)*



## વિસ્તૃત વિવરણ :

### નુબુવ્વતની વહીની શરૂઆત અને સૌ પ્રથમ વહી :

સહીહૈન અને બીજી આધારભૂત રિવાયતોથી સાબિત છે અને જમહૂર પુરોગામી અને વર્તમાન ઉમ્મત આ બાબતે સહમત છે કે વહીની શરૂઆત સૂરએ અલક એટલે કે "ઇકરા"થી થઈ છે અને આ સૂરતની શરૂઆતની પાંચ આયતો مَا لَمْ يَعْلَمْ સુધી સૌ પ્રથમ નાઝિલ થઈ. અમુક લોકોએ સૂરએ મુદસ્સીરને સૌ પ્રથમ સૂરત ઠરાવી છે અને અમુકે સૂરએ ફાતિહાને. ઈમામ બગવી (રહ.)એ કહ્યું કે જમહૂર પુરોગામી અને વર્તમાન લોકો નજીક સાચું એ જ છે કે સૌ પ્રથમ સૂરએ ઈકરાની આ પાંચ આયતો નાઝિલ થઈ. (દૂર્રે મન્સૂર) અને જે લોકોએ સૂરએ મુદસ્સિરને પ્રથમ સૂરત કહી છે તેનું કારણ એ છે કે ઈકરાની પાંચ આયતો નાઝિલ થયા પછી કુર્આન નાઝિલ થવાનું એક સમય સુધી થોભેલું રહ્યું જેને ફતરતનો સમય કહેવામાં આવે છે અને વહીનું મોડું થવાથી અને અટકવાથી

રસૂલે કરીમ ﷺને ખૂબ રંજ ગમ થયો, ત્યાર પછી અચાનક ફરીવાર હઝરત જિબ્રઈલ (અલૈ.) સામે આવ્યા અને સૂરએ મુદસ્સિરની આયતો નાઝિલ થઈ, તે સમયે પણ રસૂલે કરીમ ﷺ ઉપર વહીના નાઝિલ થવાથી અને હઝરત જિબ્રઈલ (અલૈ.)ની મુલાકાત થવાથી તે જ પરિસ્થિતિ છવાઈ જે સૂરએ ઈકરાના નાઝિલ થવાના સમયે બન્યું હતું જેનું વર્ણન આગળ આવી રહ્યું છે. આ રીતે ફતરત પછી સૌ પ્રથમ સૂરએ મુદસ્સિરની શરૂઆતની આયતો નાઝિલ થઈ. આ આધારે તેને પણ પ્રથમ સૂરત કહી શકાય છે અને સૂરએ ફાતિહાને જે લોકોએ પ્રથમ સૂરત કહી છે તેનું પણ એક કારણ એ છે કે સંપૂર્ણ સૂરત તરીકે સૂરએ ફાતિહા જ નાઝિલ થઈ, ત્યાર પછી અમુક સૂરતોની વિવિધ આયતો જ નાઝિલ થઈ હતી.

*(મઝહરી)*

સહીહૈનની એક લાંબી હદીષમાં નુબુવ્વત અને વહીની શરૂઆતની ઘટના આ રીતે વર્ણન થઈ છે કે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું કે સૌ પ્રથમ રસૂલે કરીમ ﷺ ઉપર વહીનો ક્રમ રૂઅ્યાએ સાલિહા એટલે કે સાચા સપનાઓથી શરૂ થયો જેનું સ્વરૂપ એ હતું કે આપ ﷺ જે કંઈ પણ સ્વપ્નમાં જોતા બિલકુલ એ જ પ્રમાણે ઘટના બનતી અને તેમાં કોઈ તા'બીરની પણ આવશ્યકતા ન હતી. સવારના પ્રકાશ જેમ સ્પષ્ટ રીતે સ્વપ્નમાં જોયેલ ઘટના સામે આવી જતી હતી.

ત્યારબાદ રસૂલે કરીમ ﷺને મખ્લૂકથી એકાંતમાં અને એકાગ્રતાથી ઈબાદત કરવાની ટેવ બની જેના લીધે આપ ﷺએ ગારે હિરાને નક્કી કરી (આ ગુફા મક્કા મુકર્રમહના કબ્રસ્તાન "જન્નતુલ મઅ્લા"થી થોડે દૂર આગળ એક પહાડ ઉપર છે જેને "જબલન્નૂર" કહેવામાં આવે છે, તેનું શિખર દૂરથી નજરે પડે છે). હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે આપ ﷺ આ ગુફામાં જઈને રાતો પસાર કરતા અને ઈબાદત કરતા હતા જ્યાં સુધી બાળબચ્ચાંની સારસંભાળની જરૂરત ન પડતી ત્યાં જ થોભતા હતા અને તે સમય માટે આપ ﷺ જરૂરી ભાથું પણ લઈ જતા હતા અને પછી ભાથું ખતમ થઈ ગયા પછી હઝરત ખદીજા ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) પાસે આવી જતા અને વધારે અમુક દિવસોનું ભાથું લઈ જતા એટલે સુધી કે આપ ﷺ આ જ ગારે હિરામાં હતા કે આપ ﷺની પાસે હક્ક એટલે કે વહી આવી. ગારે હિરામાં એકાંત પસાર

કરવાના સમયમાં ઉલમાનો મતભેદ છે. સહીહેનની રિવાયતમાં છે કે આપ ﷺએ એક મહિનો એટલે કે રમઝાનનો એક આખો મહિનો તેમાં પસાર કર્યો. ઈબ્ને ઈસ્હાકે સીરતમાં અને ઝરકાનીએ સરહે મવાહિબમાં કહ્યું છે કે તેનાથી વધારે મુદ્દત કોઈ સહીહ રિવાયતથી સાબિત નથી અને આ ઈબાદત ગારે હિરામાં વહી નાઝિલ થતાં પહેલાં આપ ﷺ કરતા હતા, તે વખતે નમાઝ વગેરેની તા'લીમ તો હની નહીં. અમુક લોકોએ કહ્યું કે નૂહ અને ઈબ્રાહીમ (અલૈ.) તથા ઈસા (અલૈ.)ની શરીઅત પ્રમાણે ઈબાદત કરતા હતા પરંતુ ન તો કોઈ રિવાયતથી તેની સાબિતી મળે છે અને ન જ આપ ﷺ ઉમ્મી હોવાથી આ વાતની સંભાવના સાચી ઠરે છે, બલકે દેખીતું છે કે આપ ﷺની તે સમયની ઈબાદત માત્ર મખ્લૂકથી અળગા થઈ અલ્લાહ તઆલા તરફ ખાસ ધ્યાન અને ચિંતન મનન કરવું છે.

*(મઝહરી)*

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે વહી આવવાનું સ્વરૂપ એ થયું કે ફરિશ્તો એટલે કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) આપ ﷺની પાસે આવ્યા અને આપ ﷺને કહ્યું, اِقْرَأْ (ઈકરા) પઢો. આપ ﷺએ કહ્યું, مَا اَنَا بِقَارِئٍ એટલે કે હું પઢવાનું જાણતો નથી. (આપ ﷺ ઉમ્મી એટલે કે નિરક્ષર હતા અને જિબ્રઈલ અલૈ.ના ઈકરા એટલે કે પઢો નિવેદનનો ભાવાર્થ આપ ﷺ ઉપર તે સમયે સ્પષ્ટ ન હતો કે શું અને કઈ રીતે પઢાવવા ઈચ્છે છે ? શું કોઈ લખેલ લખાણ આપશે જેને પઢવાનું કહેશે તેથી આપ ﷺએ પોતે ઉમ્મી હોવાનું જાહેર કર્યું.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયતમાં છે કે આપ ﷺએ કહ્યું કે મારા આ જવાબથી જિબ્રઈલ અમીન (અલૈ.)એ મને બાથમાં ભરી એટલો દબાવ્યો કે મને તેનાથી તકલીફ અનુભવાવા લાગી, ત્યાર પછી મને છોડી દીધો અને ફરી એ જ વાત કહી, ઈકરા; મેં ફરી તે જ જવાબ આપ્યો કે હું પઢવાનું જાણતો નથી, પછી હઝરત જિબ્રઈલ (અલૈ.)એ બીજીવાર બાથમાં લઈ એટલા જોરથી દબાવ્યો કે મને તેની તકલીફ અનુભવાવા લાગી, ફરી છોડી દીધો અને ત્રીજી વખતે ફરી કહ્યું, ઈકરા; મેં ફરી તે જ જવાબ આપ્યો તો ત્રીજી વખતે બાથમાં ફરી દબાવ્યો પછી છોડીને કહ્યું,

اِقْرَاْ بِاسْمِ رَبِّكَ الَّذِىْ خَلَقَ ، خَلَقَ الْاِنْسَانَ مِنْ عَلَقٍ ، اِقْرَاْ وَرَبُّكَ الْاَكْرَمُ ،
الَّذِىْ عَلَّمَ بِالْقَلَمِ ، عَلَّمَ الْاِنْسَانَ مَا لَمْ يَعْلَمْ ،

કુર્આનની આ (સૌ પ્રથમ પાંચ) આયતો લઈને આપ ﷺ ઘેર પાછા આવ્યા, આપનું દિલ કાંપી રહ્યું હતું. હઝરત ખદીજા (રદિ.) પાસે આવીને કહ્યું, ઝમ્મિલૂની ઝમ્મિલૂની "મને ઓઢાડો મને ઓઢાડો" (હઝરત ખદીજા રદિ.એ આપ ﷺ ઉપર કપડાં નાંખ્યા) અંતે આ પરિસ્થિતિની અસર દૂર થઈ. (આ પરિસ્થિતિ અને કાંપવું હઝરત જિબ્રઈલ અલૈ.ના ડરથી ન હતું, આપ ﷺની શા'ન તો એનાથી ઘણી ઊંચી અને ઉપરવટ છે બલકે આ વહી દ્વારા જે નુબુવ્વત અને રિસાલતની જવાબદારી આપ ﷺને સોંપવામાં આવી તેનો ભાર અનુભવવો અને એક ફરિશ્તાને તેના મૂળ સ્વરૂપમાં જોવાથી સ્વાભાવિક રીતે જે અસર પેદા થાય છે તે અસર થઈ હતી.)

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે અસર દૂર થયા પછી રસૂલે કરીમ ﷺએ હઝરત ખદીજા (રદિ.)ને ગારે હિરાની સંપૂર્ણ ઘટના સંભળાવી અને કહ્યું કે તેનાથી મારા ઉપર એક એવી અસર છવાઈ કે મને મારા પ્રાણનો ભય થઈ ગયો છે. હઝરત ખદીજા ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)એ કહ્યું કે એવું કદાપિ નથી થઈ શકતું, અલ્લાહ તઆલા તમને કદાપિ નિષ્ફળ થવા દેશે નહીં કારણ કે તમે સીલારહમી કરો છો, ભારમાં દબાયેલા વ્યક્તિઓનો ભાર ઉઠાવી લો છો, બેરોજગાર વ્યક્તિને કામ ઉપર લગાવી દો છો, મહેમાનોની મહેમાનનવાઝી કરો છો અને મુસીબતમાં સપડાયેલા લોકોની મદદ કરો છો. (હઝરત ખદીજા રદિ. ભણેલા ગણેલા સ્ત્રી હતા, તેમને કદાચ પાછલી કિતાબો તવરાત અને ઈન્જીલથી અથવા અમુક ઉલમાથી એ વાત જાણ થઈ હશે કે જે વ્યક્તિના અખ્લાક અને આદતો આવી માયાળુ હોય તે વંચિત અને નિષ્ફળ નથી થયા કરતો તેથી આ રીતે રસૂલે કરીમ ﷺને સાંત્વના આપી.)

ત્યાર પછી હઝરત ખદીજા (રદિ.) આપ ﷺને પોતાના પિત્રાઈ ભાઈ વરકા બિન નવફલ પાસે લઈ ગયા, તે અજ્ઞાનતાકાળમાં જ મૂર્તિપૂજાથી તવબહ કરી ઈસાઈ બની ગયા હતા (કારણ કે તે સમયનો દીને હક્ક એ જ હતો). વરકા

બિન નવફલ (ભણેલા ગણેલા વ્યક્તિ હતા, હિબ્રુ ભાષા પણ જાણતા હતા અને હિબ્રુ તો તેમની માતૃભાષા હતી) હિબ્રુ ભાષામાં પણ લખતા હતા અને તે સમયે તેઓ ખૂબ વૃદ્ધ હતા, ઘડપણના કારણે આંખોની રોશની જતી રહી હતી. હઝરત ખદીજા (રદિ.)એ તેમને કહ્યું કે હે મારા પિત્રાઈ ભાઈ ! જરા પોતાના ભત્રીજાની વાત તો સાંભળો ! વરકા બિન નવફલે રસૂલે કરીમ ﷺને પરિસ્થિતિ પૂછી તો આપ ﷺએ ગારે હિરામાં જે કંઈ જોયું હતું તે વર્ણન કર્યું. વરકા બિન નવફલે સાંભળતાની સાથે જ કહ્યું કે આ તે જ પવિત્ર રૂહ એટલે કે ફરિશ્તો છે કે જેને અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) ઉપર ઉતાર્યો હતો, કાશ ! હું તમારી નુબુવ્વતના સમયકાળમાં મજબૂત હોત અને કાશ કે હું તે સમયમાં જીવીત હોત જ્યારે કે તમારી કોમ તમને (વતનમાંથી) કાઢી મૂકશે. રસૂલે કરીમ ﷺએ (આશ્ચર્યથી) કહ્યું, શું મારી કોમ મને કાઢી મૂકશે ? વરકાએ કહ્યું, બેશક ! કાઢી મૂકશે કારણ કે જ્યારે પણ કોઈ વ્યક્તિ આ સત્યનો સંદેશ અને સાચો દીન લઈને આવ્યો છે જે તમે લાવ્યા છો તો તેની કોમે તેને સતાવ્યા છે અને જો હું તે સમયકાળને જોઈશ તો હું તમારી ભરપૂર મદદ કરીશ પરંતુ વરકા ત્યાર પછી થોડાક જ દિવસમાં મૃત્યુ પામ્યા અને આ ઘટના પછી કુર્આનની વહીનો ક્રમ (થોડા સમય માટે) અટકી ગયો. (બુખારી અને મુસ્લિમ) ફતરતે વહીના સમય વિશે સુહૈલીની રિવાયત એ છે કે અઢી વર્ષ સુધી આ સમયગાળો રહ્યો અને અમુક રિવાયતોમાં ત્રણ વર્ષનો સમયગાળો વર્ણન કરવામાં આવ્યો છે.

*(મઝહરી)*

اِقْرَاْ بِاسْمِ رَبِّكَ الَّذِیْ خَلَقَ માં શબ્દ بِاسْمِ رَبِّكَ માં اسم (ઈસ્મ) વધારવાથી એ તરફ ઈશારો છે કે કુર્આન જ્યારે પણ પઢો અલ્લાહ તઆલાનું નામ લઈને એટલે કે બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢીને શરૂ કરો. તેમાં બીજો ઈશારો એ છે કે જેનું કારણ આપ ﷺએ રજુ કર્યું હતું કે હું પઢવાનું જાણતો નથી. بِاسْمِ رَبِّكَ શબ્દથી એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે જો કે તમે પોતાની વર્તમાન પરિસ્થિતિના આધારે ઉમ્મી છો ભણેલા નથી પરંતુ તમારા પરવરદિગારને બધી જ શક્તિ છે, તે નિરક્ષર વ્યક્તિને ઉચ્ચ જ્ઞાન અને વક્તૃત્વની રીતભાત તથા ઉચ્ચ અને રસપ્રદ વર્ણનશૈલીનો તે દરજ્જો આપી શકે છે કે જેની સામે મોટા મોટા ભણેલા ગણેલા લાચાર થઈ જાય, જેમકે પાછળથી

એ જાહેર થયું. (મઝહરી) અને આ સ્થળે અલ્લાહ તઆલાના અસ્માએ હુસ્નામાંથી رَبّ (રબ્બ) શબ્દને વિશિષ્ટરૂપે અપનાવવામાં એ વિષયનું વધારે સમર્થન થયું અને તાકીદ થઈ કે અલ્લાહ તઆલા તમારો પરવરદિગાર છે, દરેક રીતે કેળવણી કરે છે અને ઉમ્મી હોવા છતાં તમને પઢાવી પણ શકે છે. اَلَّذِیْ خَلَقَ અલ્લાહ તઆલાની સિફતોમાંથી આ સ્થળે તેની સર્જન કરવાની સિફતને ખાસ રીતે વર્ણન કરવામાં કદાચ એ હિકમત હોય કે મખ્લૂક ઉપર જે ઈનામો અને અહેસાનો અલ્લાહ તઆલાના છે તેમાં સૌથી પ્રથમ ઈનામ તેને અસ્તિત્વ આપવું છે જે રબ્બાની સર્જન દ્વારા જ અર્પણ થયેલ છે અને આ સ્થળે "ખલક"નું કર્મ એટલે કે જે વસ્તુને પેદા કરવામાં આવી તેનું વર્ણન નથી કરવામાં આવ્યું, તેમાં ઈશારો સામાન્યપણા તરફ હોય કે સમગ્ર સૃષ્ટિ તેની મખ્લૂક (સર્જન) છે.

خَلَقَ الْاِنْسَانَ مِنْ عَلَقٍ માં શબ્દ اَلَّذِیْ خَلَقَ માં સમગ્ર સૃષ્ટિના સર્જનનું વર્ણન થયું હતું. خَلَقَ الْاِنْسَانَ માં સર્જનમાં શ્રેષ્ઠ માનવીના સર્જનનું વર્ણન કર્યું કે ધ્યાનથી જુઓ તો સમગ્ર સૃષ્ટિ અને સર્જનનો ખુલાસો માનવી છે તેમાં જે કંઈ પણ છે તેનો નજારો માનવીના અસ્તિત્વમાં ઉપસ્થિત છે, તેથી માનવીને નાનું વિશ્વ પણ કહેવામાં આવે છે અને માનવીનું ખાસ વર્ણન કરવાનું એક કારણ એ પણ છે કે નુબુવ્વત અને રિસાલત તથા કુર્આન નાઝિલ કરવાનો હેતુ અલ્લાહ તઆલાના હુકમોને લાગુ કરવા અને તેના ઉપર અમલ કરવો છે અને તે માનવી સાથે જ ખાસ છે. عَلَق (અલક)નો અર્થ બાઝેલા લોહીનો થાય છે. માનવીના સર્જનમાં વિવિધ તબક્કાઓ પસાર થાય છે, તેની શરૂઆત માટી અને બીજા તત્ત્વો છે, પછી નુત્ફહથી, ત્યાર પછી علقه (અલકહ) એટલે કે બાઝેલું લોહી બને છે, પછી مضغه (મુદ્‌ગહ) એટલે કે માંસનો લોથડો, પછી હાડકાં વગેરે પેદા કરવામાં આવે છે. અલકહ તે સર્જનના બધા જ તબક્કાઓમાંની મધ્યમ પરિસ્થિતિ છે, તેને અપનાવીને તેની શરૂઆત અને અંત તરફ ઈશારો થઈ ગયો.

اِقْرَاْ وَرَبُّكَ الْاَكْرَمُ અત્રે શબ્દ اِقْرَاْ ને પુનરાવર્તિત સ્વરૂપે લાવવામાં આવ્યો છે જેનું એક કારણ એ પણ કહી શકાય છે કે પ્રથમ ઈકરા તો પોતે આપ ﷺના પઢવા માટે કહ્યું હતું, આ બીજું તબ્લીગ અને દા'વત માટે તથા લોકોને પઢાવવા માટે કહેવામાં આવ્યું અને જો માત્ર તાકીદ માટે પુનરાવર્તન થયું હોત તો

એ પણ સંભવ નથી અને اکرم (અકરમ)ની સિફતમાં એ રીતે ઈશારો છે કે વિશ્વના સર્જન અને માનવીના સર્જનમાં અલ્લાહ તઆલાનો પોતાનો કોઈ સ્વાર્થ કે લાભ નથી બલકે આ બધું અલ્લાહ તઆલાની મહેરબાની અને તેની કૃપાના તકાદાથી છે કે વિના માંગ્યે સૃષ્ટિને અસ્તિત્વની મહાનતમ નેઅ્મત અદા કરી.

الَّذِیْ عَلَّمَ بِالْقَلَمِ માનવીના સર્જન પછી તેના શિક્ષણનું વર્ણન છે, કારણ કે શિક્ષણ જ તે વસ્તુ છે જે માનવીને બીજા બધા જ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ અને બધી જ મખ્લૂકોથી ઉચ્ચતમ્ બનાવે છે. પછી આ શિક્ષણ અને તા'લીમના બે સામાન્ય સ્વરૂપો છે. એક, મૌખિક તા'લીમ અને બીજું પેન અથવા લખાણ દ્વારા કે પત્ર દ્વારા. સૂરતની શરૂઆતમાં શબ્દ ઈકરામાં જો કે મૌખિક તા'લીમની જ શરૂઆત છે પરંતુ આ આયતમાં જ્યાં તા'લીમ કે શિક્ષણનું વર્ણન આવ્યું છે તેમાં કલમ (પેન)ની તા'લીમને અગ્રસ્થાને વર્ણન કરી છે.

**તા'લીમનું સૌથી પ્રથમ અને મહત્ત્વનું માધ્યમ પેન અને પુસ્તક છે :**

એક સહીહ હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું, لَمَّا خَلَقَ اللّٰهُ الْخَلْقَ كَتَبَ فِیْ كِتَابِهٖ فَهُوَ عِنْدَهٗ فَوْقَ الْعَرْشِ اِنَّ رَحْمَتِیْ غَلَبَتْ غَضَبِیْ એટલે કે અલ્લાહ તઆલાએ અઝલમાં જ્યારે મખ્લૂકને પેદા કરી તો પોતાની કિતાબમાં જે અર્શ ઉપર અલ્લાહ તઆલાની પાસે છે આ વાકય લખ્યું કે મારી દયા મારા ક્રોધ ઉપર ગાલિબ રહેશે.

અને હદીષમાં એ પણ સામેલ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَوَّلُ مَا خَلَقَ اللّٰهُ الْقَلَمُ فَقَالَ لَهَا اُكْتُبْ فَكَتَبَ مَا يَكُوْنُ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ فَهُوَ عِنْدَهٗ فِی الذِّكْرِ فَوْقَ عَرْشِهٖ એટલે કે સૌ પ્રથમ અલ્લાહ તઆલાએ કલમને પેદા કરી અને તેને હુકમ આપ્યો કે લખે. તેણે બધી જ વસ્તુઓ જે કયામત સુધી થવાની હતી લખી નાંખી. આ કિતાબ અલ્લાહ તઆલા પાસે અર્શ ઉપર છે.

*(કુર્તુબી)*

**કલમ (પેન)ના ત્રણ પ્રકારો :**

ઉલમાએ કહ્યું છે કે વિશ્વમાં ત્રણ પ્રકારની કલમો છે. એક સૌ પ્રથમ કલમ જેને અલ્લાહ તઆલાએ પોતાના હાથે પેદા કરી અને સૃષ્ટિની તકદીર લખવાનો તેને હુકમ આપ્યો. બીજી ફરિશ્તાઓની કલમ જેનાથી તે તમામ

બનનારી ઘટનાઓ અને તેમની તકદીરોને વળી માનવીઓના અમલોને લખવામાં આવે છે, ત્રીજી સામાન્ય માનવીની કલમ જેનાથી તે પોતાની વાત લખે છે અને પોતાના હેતુ અને મકસદમાં કામ લે છે અને લખાણ વાસ્તવમાં વર્ણનનો એક પ્રકાર છે અને મોંઢેથી વર્ણન કરવું માનવીનું ખાસ લક્ષણ છે.

*(કુર્તુબી)*

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.) અબૂઅમ્રથી નકલ કરે છે કે અલ્લાહ તઆલાએ સમગ્ર સૃષ્ટિમાં ચાર વસ્તુઓ પોતાની કુદરતના હાથથી પોતે બનાવી અને તેના સિવાય બાકી મખ્લૂકો માટે હુકમ આપ્યો, كــن (કુન) એટલે કે "થઈ જા" અને તે ઉપસ્થિત થઈ ગઈ. તે ચાર વસ્તુઓ આ છે; કલમ, અર્શ, જન્નતે અદન અને આદમ (અલૈ.).

**લખવાનું જ્ઞાન સૌ પ્રથમ દુનિયામાં કોને આપવામાં આવ્યું ? :**

અમુક લોકોએ કહ્યું કે સૌ પ્રથમ આ લખવાની કળા માનવપિતા હઝરત આદમ (અલૈ.)ને શિખવાડવામાં આવી હતી. સૌ પ્રથમ તેમણે લખવાની શરૂઆત કરી. (કઅ્બ બિન અહબાર) અને અમુક લોકોએ કહ્યું કે સૌ પ્રથમ આ કળા હઝરત ઈદ્રીસ (અલૈ.)ને મળી છે અને સૌ પ્રથમ લખનાર દુનિયામાં તે જ છે. (ઝહ્હાક) અને અમુક લોકોએ કહ્યું કે દરેક વ્યક્તિ જે લખે છે તે તા'લીમ અલ્લાહ તઆલા તરફથી જ છે.

**લખવાની કળા અલ્લાહ તઆલાની ઘણી મોટી નેઅ્મત છે :**

હઝરત કતાદહ (રહ.)એ કહ્યું કે કલમ અલ્લાહ તઆલાની ઘણી મોટી નેઅ્મત છે જો તે ન હોત તો ન તો કોઈ દીન કાયમ રહ્યો હોત અને ન જ દુનિયાનો કોઈ કારોબાર ઠીકઠાક રહ્યો હોત. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાનો ઘણો મોટો કરમ અને દયા છે કે તેણે પોતાના બંદાઓને તે વસ્તુઓનું જ્ઞાન આપ્યું જેને તે જાણતો ન હતો અને તેમને જહાલત (અજ્ઞાનતા)ના અંધકારથી જ્ઞાનના પ્રકાશ તરફ કાઢયા અને લખવાના જ્ઞાનનું પ્રોત્સાહન આપ્યું, કારણ કે તેમાં અસંખ્ય અને ઘણા લાભો છે જેનો તાગ અલ્લાહ તઆલા સિવાય કોઈ મેળવી શકતું નથી. બધા જ પ્રકારના જ્ઞાન અને કળાને ઓપ આપવો તથા આગલા અને પાછલા લોકોના ઈતિહાસ, તેમની

પરિસ્થિતિઓ, તેમની વાતચીત અને અલ્લાહ તઆલાની નાઝિલ કરેલી કિતાબો બધી જ કલમ દ્વારા લખવામાં આવી અને દુનિયા બાકી રહેશે ત્યાં સુધી તે બાકી રહેશે. જો કલમ ન હોત તો દુનિયા અને દીનના બધા જ કાર્યો અટકી પડે.

**પુરોગામી બુઝુર્ગો અને વર્તમાન સમયના જ્ઞાનીઓએ કાયમ લખવાની કાળજી લીધી છે :**

પુરોગામી બુઝુર્ગો અને વર્તમાન સમયના જ્ઞાનીઓએ હંમેશા લખવાની તા'લીમ અને કળાની ખૂબ કાળજી લીધી છે જેના ઉપર તેમના લખાણોના મહાન સંગ્રહો આજ સુધી ગવાહ છે. અફસોસ છે કે આપણા આ યુગમાં જ્ઞાનીઓ અને વિદ્યાર્થીઓ આ મહત્ત્વની આવશ્યકતાને એવી રીતે ઉપેક્ષિત કરે છે કે સેંકડોમાં બે ચાર વ્યક્તિઓ ભાગ્યે જ લેખક તરીકે ઉભરે છે.

**રસૂલે કરીમ ﷺને લખવાનું શિક્ષણ ન આપવાનું રહસ્ય :**

અલ્લાહ તઆલા જલ્લ શા'નુહૂએ ખાતમુલ અંબિયા (અલૈ.)ની શા'નને લોકોની વિચારસરણી અને અનુમાનોથી ઉચ્ચતર બનાવવા માટે આપ ﷺના જન્મસ્થળથી લઈને આપ ﷺની વ્યક્તિગત પરિસ્થિતિઓ સુધી બધું એવું બનાવ્યું હતું કે જેમાં કોઈ માનવી પોતાની વ્યક્તિગત કોશીશ કે મહેનતથી કોઈ વિશિષ્ટતા પ્રાપ્ત નથી કરી શકતો, જન્મસ્થળ માટે અરબનું રણ નક્કી થયું જે વિકસિત દુનિયા તથા જ્ઞાન અને હિકમતના સ્થાનકોથી બિલકુલ કપાયેલું હતું તથા માર્ગો અને પુરવઠો પ્રાપ્ત કરવો એટલું મુશ્કેલ હતું કે સિરીયા અને ઈરાક તથા મિસ્ર વગેરેના વિકસિત શહેરો સાથે અહીંયાંના લોકોનો કોઈ મુકાબલો ન હતો, તેથી બધા જ અરબો ઉમ્મિય્યીન (નિરક્ષર) કહેવાતા હતા. આવા પ્રદેશ અને આવા કબીલામાં રસૂલે કરીમ ﷺ પેદા થયા અને પછી અલ્લાહ તઆલાએ એવી પરિસ્થિતિઓ પેદા કરી કે અરબના લોકોમાં જે અમુક લોકો જ્ઞાન અને હિકમત તથા લખવાની કળા શીખી લેતા હતા રસૂલે કરીમ ﷺને તે શીખવાની તક પણ આપવામાં ન આવી અને આવી પરિસ્થિતિઓમાં પેદા થયેલ માનવી પાસે જ્ઞાન, હિકમત અને ઉચ્ચ કક્ષાના અખ્લાકની કોઈ કલ્પના થઈ શકે છે ? અચાનક અલ્લાહ તઆલાએ તેમને નુબુવ્વતના સન્માનથી નવાજ્યા અને જ્ઞાન તથા હિકમતનો સમાપ્ત ન થનાર સિલસિલો આપ ﷺની જીભ મુબારક ઉપર

ચાલુ કર્યો. વર્ણનની શૈલીની ઉચ્ચતા અને ગૂઢાર્થમાં અરબના મોટા મોટા શાયરો અને સાહિત્યકારો આપ ﷺ સામે લાચાર થઈ ગયા. આ એક એવો ઉઘાડો મોઅ્જિઝો હતો કે દરેક દૃષ્ટિ ધરાવનાર તેને જોઈને એવો વિશ્વાસ કર્યા વિના નથી રહી શકતો કે આપ ﷺની માનવીય ઉચ્ચતાઓ પ્રયત્નો કે અમલનું પરિણામ નથી બલકે અલ્લાહ તઆલાની ગુપ્ત ભેટ છે. લખાણ લખવાનું શિક્ષણ ન આપવામાં પણ આ જ હિકમત હતી.

*(કુર્તુબી)*

عَلَّمَ الْإِنْسَانَ مَا لَمْ يَعْلَمْ આનાથી પહેલી આયતમાં તા'લીમના એક ખાસ માધ્યમનું વર્ણન હતું જે સામાન્ય રીતે તા'લીમ માટે ઉપયોગ થાય છે, એટલે કે કલમી તા'લીમ.

**જ્ઞાનનું માધ્યમ માત્ર કલમ કે પેન નથી બીજા અસંખ્ય માધ્યમો પણ છે :**

આ આયતમાં તે વર્ણન છે કે અસલ તા'લીમ અને શિક્ષણ આપનાર અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા છે અને તે શિક્ષણ આપવા માટે અસંખ્ય તા'લીમના માધ્યમો છે, માત્ર આ માધ્યમો કલમ સાથે ખાસ નથી તેથી કહ્યું કે અલ્લાહ તઆલાએ માનવીને તે જ્ઞાન આપ્યું જેનાથી તે પ્રથમ અજાણ હતો, તેમાં કલમ અથવા તા'લીમના બીજા માધ્યમોનું વર્ણન ન કરવામાં એ તરફ ઈશારો છે કે હક્ક તઆલાની આ તા'લીમ માનવની શરૂઆતથી જ ચાલુ છે કે પ્રથમ તેમાં બુદ્ધિ પેદા કરી જે સૌથી મોટું જ્ઞાનનું માધ્યમ છે. માણસ પોતાની બુદ્ધિથી પોતે કોઈ તા'લીમ વિના ઘણી બધી વસ્તુઓ સમજે છે પછી તેના સંદર્ભમાં અલ્લાહ તઆલા દ્વારા પોતાની સંપૂર્ણ શક્તિના એવા નજારાઓ અને કુદરતની દલીલો મૂકવામાં આવી જેનો સાક્ષાત્કાર કરીને તે પોતાની બુદ્ધિથી પોતાના પેદા કરનારને ઓળખી શકે, પછી વહી અને ઈલ્હામ દ્વારા ઘણી બધી વસ્તુઓનું જ્ઞાન માનવીને અર્પણ કર્યું અને ઘણી જરૂરી વસ્તુઓનું જ્ઞાન માનવીના દિમાગમાં આપમેળે પેદા કર્યું જેમાં કોઈ ભાષા અથવા કલમની તા'લીમની દખલગીરી નથી. એક નાસમજ બાળક માંના પેટમાંથી પેદા થવાની સાથે જ પોતાના ખોરાકનું કેન્દ્ર એટલે કે માતાની છાતીને ઓળખી લે છે પછી છાતીએથી દૂધ ઉતારવા માટે મોંઢેથી

દબાવવું તેને કોણે શિખવાડ્યું અને કોણ શિખવાડી શકતું હતું ? પછી તેને રડવાની એક કળા પ્રથમ જન્મની સાથે અલ્લાહ તઆલાએ શિખવાડી દીધી. બાળકનું આ રડવું તેની બધી જ જરૂરિયાતો પૂરી કરવાનું માધ્યમ બને છે, તેને રડતું જોઈને માતા પિતા એવી ચિંતામાં પડી જાય છે કે તેને શું તકલીફ છે, તેની ભૂખ, તરસ, શરદી, ગરમીની બધી જરૂરિયાતો આ જ રડવાથી પૂરી થાય છે. આ રડવાનું શિક્ષણ આ નવજાત શીશુને કોણ આપી શકે છે અને કેવી રીતે ? આ બધું તે જ જ્ઞાન છે જે અલ્લાહ તઆલા દરેક સજીવને ખાસ કરીને માનવીના દિમાગમાં પેદા કરે છે. આ જરૂરી જ્ઞાન પછી મૌખિક તા'લીમ, પછી દિલની તા'લીમ દ્વારા તેના જ્ઞાનમાં વધારો થતો રહે છે અને مَا لَمْ يَعْلَمْ એટલે કે જેને તે જાણતો ન હતો તેના કહેવાની દેખીતી કોઈ આવશ્યકતા ન હતી કારણ કે સ્વાભાવિકપણે તા'લીમ તો તે વસ્તુની હોય છે જેને માનવી જાણતો નથી હોતો. આવું કહેવામાં ઈશારો એ તરફ છે કે આ અલ્લાહબખ્શ જ્ઞાન અને કળાને માનવી પોતાની વ્યક્તિગત વિશિષ્ટતા ન સમજી બેસે ! مَا لَمْ يَعْلَمْ થી ઈશારો કર્યો કે માનવી ઉપર એક એવો સમય પણ આવ્યો છે જ્યારે તે કશું જાણતો ન હતો જેમકે કુર્આને કરીમમાં છે أَخْرَجَكُمْ مِّنْ بُطُونِ أُمَّهَاتِكُمْ لَا تَعْلَمُونَ شَيْئًا એટલે કે અલ્લાહ તઆલાએ તમને તમારી માતાના પેટમાંથી એવી હાલતમાં કાઢ્યા કે તમે કંઈ જ જાણતા ન હતા. જાણ થઈ કે માનવીને જે પણ જ્ઞાન અને કળા મળી છે તે તેની વ્યક્તિગત નથી બલકે બધું જ સર્જનહાર અને માલિકની ભેટ છે. (મઝહરી) અમુક તફસીરકારોએ આ આયતમાં ઈન્સાનથી હઝરત આદમ (અલૈ.) અથવા નબીએ કરીમ ﷺ ભાવાર્થ ઠરાવ્યા છે, કારણ કે હઝરત આદમ (અલૈ.) સૌ પ્રથમ માનવી છે જેમને તા'લીમ આપવામાં આવી وَعَلَّمَ آدَمَ الْأَسْمَاءَ كُلَّهَا અને નબીએ કરીમ ﷺ તે અંતિમ પયગમ્બર છે જેમની તા'લીમમાં બધા જ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)નું જ્ઞાન તથા પુસ્તક અને કલમના જ્ઞાન સામેલ છે, وَمِنْ عُلُومِكَ عِلْمُ اللَّوْحِ وَالْقَلَمِ

અહીંયાં સુધી સૂરએ ઇકરાની પાંચ આયતો સૌ પ્રથમ નાઝિલ થઈ, ત્યાર પછીની આયતો ઘણી મુદ્દત પછી ઊતરી છે, કારણ કે બાકી આયતો અંતિમ આયત સુધી અબૂજહલની એક ઘટના વિશે છે અને વહી તથા નુબુવ્વતની શરૂઆત સમયે તો મક્કામાં કોઈપણ વ્યક્તિ આપ ﷺનો વિરોધી ન હતો, સૌ આપ ﷺને "અમીન"ના ખિતાબથી સંબોધતા હતા તથા મહોબ્બત અને સન્માન

કરતા હતા. અબૂજહલનો વિરોધ અને દુશ્મની ખાસ કરીને નમાઝ પઢવાથી અટકાવવાની ઘટના જે આગળ આવનારી આયતોમાં ઉપસ્થિત છે દેખીતું છે કે તે એ સમયનું છે જ્યારે કે રસૂલે કરીમ ﷺએ નુબુવ્વત અને દીનના પ્રચારનું એ'લાન કર્યું અને શબે મેઅ્રાજમાં આપ ﷺને નમાઝ પઢવાનો હુકમ આપવામાં આવ્યો.

كَلَّآ اِنَّ الْاِنْسَانَ لَيَطْغٰٓى، اَنْ رَّاٰهُ اسْتَغْنٰى આ આયતની વર્ણનશૈલી જો કે એક ખાસ વ્યક્તિ અબૂજહલ તરફ સંદર્ભિત છે જેણે રસૂલે કરીમ ﷺની શા'નમાં ગુસ્તાખી કરી હતી પરંતુ તેનો વિષય સામાન્ય રાખ્યો છે જેમાં સામાન્ય માનવીની એક કમજોરી વર્ણન કરવામાં આવી છે, તે એ કે માણસ જ્યાં સુધી બીજાનો મોહતાજ રહે છે તો સીધો ચાલે છે અને જ્યારે તેને એવું અનુમાન થઈ જાય કે હું કોઈનો મોહતાજ નથી સૌથી બેપરવા છું તો તેના મનમાં બળવાખોરી એટલે કે શરારત વગેરે અને બીજાઓ ઉપર અન્યાય અને બળજબરીનું વલણ પેદા થઈ જાય છે, જેમકે સામાન્ય રીતે અમીરો, શાસકો તથા વધુ પ્રમાણમાં અવલાદ ધરાવનાર અને વધારે પ્રમાણમાં સેવાચાકરી રાખનારાઓમાં આવું ઘણું જોવા મળે છે કે તેઓ પોતાના માલ અને ટોળાના જથ્થાની શક્તિમાં મસ્ત થઈને કોઈને નજરમાં લાવતા નથી. અબૂજહલની પણ આવી જ હાલત હતી કે મક્કાએ મુકર્રમહના અમીર લોકોમાંથી હતો અને તેનો કબીલો બલકે સંપૂર્ણ શહેરના લોકો તેનું સન્માન અને ઇજ્જત કરતા હતા અને તેની વાત માનતા હતા, તે પણ આ જ બીમારીમાં સપડાયો. એટલે સુધી કે સય્યિદુલ અંબિયા ﷺ અને તમામ મખ્લૂકથી શ્રેષ્ઠ રસૂલે કરીમ ﷺની શા'નમાં ગુસ્તાખી કરી બેઠો. આગલી આયતમાં એવા બદમાશોના બુરા પરિણામ ઉપર તાકીદ છે. اِنَّ اِلٰى رَبِّكَ الرُّجْعٰى તેમાં શબ્દ رُجْعٰى એ بُشْرٰى ના ઉદાહરણ પ્રમાણે ઇસ્મે મસ્દર છે. તેનો અર્થ એ છે કે સૌને પોતાના પરવરદિગાર તરફ જ પાછા વળવાનું છે, તેનો જાહેર અર્થ તો એ જ છે કે મૃત્યુ પછી સૌને અલ્લાહ તઆલાની પાસે જવાનું છે અને સારા બુરા અમલોનો હિસાબ આપવાનો છે. તે વખતે આ બદમાશી અને બળવાખોરીના ખરાબ પરિણામને પોતાની આંખોથી જોઈ લેશે અને એ પણ અસંભવિત નથી કે આ વાક્યમાં ઘમંડી માનવીના ઘમંડનો ઇલાજ બતાવવામાં આવ્યો હોય કે હે મૂર્ખ! તું પોતાને સૌથી બેપરવા અને સરમુખ્ત્યાર સમજે છે જો વિચાર કરીશ તો

પોતાની દરેક પરિસ્થિતિ બલકે દરેક હલન ચલન અને શાંતિમાં તું પોતાને પરવરદિગારનો મોહતાજ પામીશ. જો તેણે તને જાહેરમાં કોઈ માનવીનો મોહતાજ નથી બનાવ્યો તો ઓછામાં ઓછું એને તો જો ! કે અલ્લાહ તઆલાનો તું દરેક વસ્તુમાં મોહતાજ છે અને માનવોને મોહતાજીથી બેપરવા સમજવું પણ માત્ર જાહેર ભૂલ જ છે, નહિતર અલ્લાહ તઆલાએ માનવીને અન્યો ઉપર નભનારો બનાવ્યો છે, તે એકલો પોતાની જરૂરિયાતમાંથી કોઈ એક જરૂરતને પણ પૂરી કરી નથી શકતો. પોતાના એક કોળિયાને જો ! તો ખબર પડશે કે હજારો માનવીઓ અને પ્રાણીઓની કઠોર મહેનત અને લાંબા સમય સુધી કામમાં લાગ્યા રહેવાનું પરિણામ આ કોળિયો છે જેને તું બેફિકી સાથે ગળાની નીચે ઊતારી રહ્યો છે અને આટલા હજારો માનવીઓને પોતાની સેવામાં લગાવી દેવા કોઈના સામર્થ્યની વાત નથી. આ જ પરિસ્થિતિ તારા પોશાક અને બીજી બધી જરૂરિયાતોની છે કે તેને પ્રાપ્ત કરવામાં હજારો લાખો માનવો અને પ્રાણીઓની મહેનતની દખલગીરી છે જે તારા ગુલામ નથી. જો તું તે સૌને પગાર આપીને પણ ઇચ્છે કે પોતાના આ કામને પૂરું કરે તો તે કદાપિ તારી શકિતની વાત નથી. આ વાતોમાં વિચાર અને ચિંતન માનવી ઉપર એ રહસ્ય ખોલી નાંખે છે કે તેની બધી જ જરૂરિયાતોને પ્રાપ્ત કરવાની વ્યવસ્થા પોતે તેણે બનાવેલ નથી બલકે સૃષ્ટિના સર્જનહારે પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી બનાવી અને ચલાવી છે. કોઈના દિલમાં નાંખી દીધું કે જમીનમાં ખેતીનું કામ કર, કોઈના દિલમાં નાંખી દીધું કે તું લાકડાને ઓપ આપવાનું સુથારી કામ કર, કોઈના દિલમાં લોઢાના કામનો રસ પેદા કર્યો, કોઈને મહેનત મજૂરી કરવાથી જ રાજી કરી દીધો, કોઈને વેપાર અને ઉદ્યોગ તરફ ઉત્સાહિત કરીને માનવીની જરૂરિયાતોને બજારમાં લગાવી દીધી, ન તો કોઈ સરકાર આ વ્યવસ્થા માટે કોઈ કાયદો બનાવી શકતી હતી ન જ કોઈ વ્યક્તિ; તેથી આ વિચાર અને ચિંતનનું આવશ્યક પરિણામ إِلَىٰ رَبِّكَ الرُّجْعَىٰ એટલે કે પરિણામે બધી જ વસ્તુઓનું હક્ક તઆલા સુબ્હાનહુની હિકમત અને કુદરતના તાબે હોવું સાબિત થઈ જાય છે.

أَرَءَيْتَ الَّذِي يَنْهَىٰ عَبْدًا إِذَا صَلَّىٰ આ આયતથી અંતિમ સૂરત સુધી એક ઘટના તરફ ઇશારો છે કે જયારે અલ્લાહ તઆલાએ નબીએ કરીમ ﷺને નમાઝ પઢવાનો હુકમ આપ્યો અને આપ ﷺએ નમાઝ પઢવાનું શરૂ કર્યું તો અબૂજહલે

આપ ﷺને નમાઝ પઢવાથી અટકાવ્યા અને ધમકી આપી કે હવે પછી નમાઝ પઢશો અને સિજદહ કરશો તો (અલ્લાહની પનાહ) હું તમારી ગરદનને પગ નીચે કચડી નાંખીશ. તેના જવાબમાં તેને ચેતવવા માટે આ આયતો આવી છે, તેમાં કહેવામાં આવ્યું, اَلَمْ يَعْلَمْ بِاَنَّ اللّٰهَ يَرٰى એટલે કે શું તે એ નથી જાણતો કે અલ્લાહ જોઈ રહ્યો છે!? અહીંયાં એ વર્ણન નથી કર્યું કે કોને જોઈ રહ્યો છે તેથી એ પણ સામેલ છે કે નમાઝ પઢનાર બુઝુર્ગ હસ્તીને પણ જોઈ રહ્યો છે અને તેને રોકનાર બદબખ્તને પણ જોઈ રહ્યો છે. અત્રે માત્ર આ વાક્ય ઉપર બસ કરવામાં આવ્યું કે અમે આ બધું જોઈ રહ્યા છીએ, આગળ જોયા પછી શું હશ્ર કરીશ તેનું વર્ણન ન કરવામાં એ તરફ ઈશારો છે કે તે અત્યંત ભયંકર અને અકલ્પનીય હશે.

لَنَسْفَعًۢا بِالنَّاصِيَةِ માં શબ્દ سفع નો અર્થ ખૂબ જોરથી ખેંચવાનો થાય છે અને ناصيه માથાના આગળના વાળોને કહેવામાં આવે છે જે કપાળ ઉપર હોય છે. જે વ્યક્તિના કપાળના વાળ કોઈના હાથમાં આવી જાય તે તેની સામે મજબૂર અને અશક્ત બની જાય છે.

كَلَّا لَا تُطِعْهُ وَاسْجُدْ وَاقْتَرِبْ આ નબીએ કરીમ ﷺને સૂચના છે કે અબૂજહલની વાત ઉપર ધ્યાન ન આપો અને સિજ્દહ તથા નમાઝોમાં મશ્ગૂલ રહો કે એ જ અલ્લાહ તઆલાની નિકટતાનો માર્ગ છે.

**સિજ્દહની હાલતમાં દુઆની સ્વીકૃતી :**

અબૂદાવુદમાં હઝરત અબૂહુરયરહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું, اَقْرَبُ مَا يَكُوْنُ الْعَبْدُ مِنْ رَّبِّهٖ وَهُوَ سَاجِدٌ فَاَكْثِرُوا الدُّعَاءَ એટલે કે બંદો પોતાના પરવરદિગારથી તે વખતે સૌથી વધારે નિકટ હોય છે જ્યારે તે સિજ્દહમાં હોય છે તેથી સિજ્દહમાં ઘણી દુઆ કર્યા કરો અને એક બીજી સહીહ હદીષમાં આ શબ્દો પણ આવ્યા છે. فَاِنَّهٗ قَمِنٌ اَنْ يُّسْتَجَابَ لَكُمْ એટલે કે સિજ્દહની હાલતમાં દુઆ કબૂલ થવાપાત્ર છે.

**મસ્અલો :**

નફલ નમાઝોના સિજ્દહમાં દુઆ કરવું સાબિત છે, હદીષની અમુક રિવાયતોમાં આ દુઆના ખાસ શબ્દો પણ આવ્યા છે જે શબ્દો પઢવામાં આવે તો બહેતર છે. ફરજોમાં આ રીતની દુઆઓ સાબિત નથી કારણ કે ફરજોમાં ટૂંકાણ ઈચ્છનીય છે.

**મસ્અલો :**

આ આયતને પઢનાર અને સાંભળનાર ઉપર સિજ્દએ તિલાવત વાજિબ છે. સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી આ આયત ઉપર રસૂલે કરીમ ﷺનું સિજ્દએ તિલાવત કરવું સાબિત છે.

تَمَّتْ سُوْرَةُ الْعَلَقِ ۵ رَمَضَانُ ۱۳۹۱ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અલક પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખઃ ૨૫ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૦૫ જમા. અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૭)

# સૂરએ કદ્ર

સૂરએ કદ્ર મક્કામાં નાઝિલ થઈ અને તેની પાંચ આયતો છે.

**આયતો : (સૂરએ કદ્ર : આયત નં. ૧ થી ૫)**



**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*બેશક, અમે જ આ (કુર્આન)ને શબે કદ્રમાં ઉતાર્યું છે (૧) અને આપને કંઈ ખબર છે કે શબે કદ્ર કેવી છે? (૨) શબે કદ્ર હજાર માસથી બેહતર છે. (૩) તે રાત્રે ફરિશ્તા અને રૂહ (જિબ્રઈલ અલૈ.) પોતાના પરવરદિગારના હુકમથી દરેક (નિર્માણ થયેલાં) મહાન કામ લઈ (પૃથ્વી પર) ઊતરે છે. (૪) (તેમજ તે રાત્રે) સંપૂર્ણ સલામતી છે. તે (આખી) રાત પ્હો ફાટતાં સુધી (બરકતવાળી) છે. (૫)*

**વિસ્તૃત વિવરણ :**

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

ઈબ્ને અબી હાતિમ (રહ.)એ મુજાહિદ (રહ.)થી વર્ણન થયેલ રિવાયત

વર્ણન કરી છે કે રસૂલે કરીમ ﷺએ બની ઈસ્રાઈલના એક મુજાહિદ (યોદ્ધા)ની હાલત વર્ણન કરી જે એક હજાર મહિના સુધી સતત જિહાદમાં પ્રવૃત્ત રહ્યો, ક્યારેય હથિયાર ઊતાર્યું નહીં. મુસલમાનોને આ સાંભળીને આશ્ચર્ય થયું તેના ઉપર સૂરએ કદ્ર નાઝિલ થઈ જેમાં આ ઉમ્મત માટે માત્ર એક રાતની ઈબાદતને તે મુજાહિદની આખી જિંદગીની ઈબાદત એટલે કે એક હજાર મહિના કરતાં ઉત્તમ ઠરાવી દીધી છે અને ઈબ્ને જરીર (રહ.)એ મુજાહિદ (રહ.)ની રિવાયતથી એક બીજી ઘટના આ વર્ણન કરી છે કે બની ઈસ્રાઈલમાં એક ઈબાદતગુઝારની એવી હાલત હતી કે આખી રાત ઈબાદતમાં પ્રવૃત્ત રહેતો અને સવાર થતાં જ જિહાદ માટે નીકળી જતો, દિવસભર જિહાદમાં મશ્ગૂલ રહેતો, એક હજાર મહિના તેણે આ સતત ઈબાદતમાં પસાર કરી દીધા. તેના ઉપર અલ્લાહ તઆલાએ સૂરએ કદ્ર નાઝિલ કરીને આ ઉમ્મતની શ્રેષ્ઠતા સૌના ઉપર સાબિત કરી દીધી. તેનાથી એ પણ જાણ થાય છે કે શબે કદ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની વિશિષ્ટતાઓમાંથી છે.

*(મઝહરી)*

ઈબ્ને કષીરે આ જ નિવેદન ઈમામ માલિકનું નકલ કર્યું છે અને અમુક શાફઈ ઈમામોએ તેને જમહૂરનું નિવેદન હોવાનું લખ્યું છે. ખિતાબીએ તેના ઉપર ઈજમાઅ્નો દા'વો કર્યો છે પરંતુ અમુક હદીષવેત્તાઓએ તમાં મતભેદ જાહેર કર્યો છે.

*(ઈબ્ને કષીર)*

**"લયલતુલ કદ્ર"નો અર્થ :**

"કદ્ર"નો એક અર્થ સન્માન અને મોટાઈનો થાય છે. ઝહ્‌રી વગેરે ઉલમાએ આ સ્થળે આ જ અર્થ લીધો છે અને આ રાતને લયલતુલ કદ્ર કહેવાને આ રાતની શ્રેષ્ઠતા અને સન્માન બતાવ્યું છે. અબૂબક્ર વર્રાકે કહ્યું કે આ રાતને લયલતુલ કદ્ર એટલા માટે કહેવામાં આવી કે જે વ્યક્તિની આનાથી આગલી પોતાની બેઅમલીના કારણે કોઈ કદર કિંમત ન હતી તે આ રાતમાં તવબહ, ઈસ્તિગફાર અને ઈબાદત દ્વારા કદર કરવાપાત્ર અને સન્માનનીય બની જાય છે.

કદ્રનો બીજો અર્થ તકદીર અને હુકમનો પણ થાય છે. આ અર્થના આધારે

લયૂલતુલ કદ્ર કહેવાનું કારણ એ હશે કે આ રાત્રે બધી જ મખ્લૂક માટે જે કંઈ તકદીરે અઝલીમાં લખ્યું છે તેનો જે ભાગ આ સાલમાં રમઝાનથી આગલી રમઝાન સુધી બનવાનો છે તે એ ફરિશ્તાઓના હવાલે કરી દેવામાં આવે છે જેઓ સૃષ્ટિની વ્યવસ્થા અને તેના કાર્યો ઉપર નિમાયેલા છે. તેમાં દરેક માનવીની જિંદગી અને મોત, રોજી અને વરસાદ વગેરેનું પ્રમાણ તેના ઉપર નિમાયેલા ફરિશ્તાઓને લખાવી દેવામાં આવે છે. એટલે સુધી કે જે વ્યક્તિને આ વર્ષે હજ્જ નસીબ થશે તે પણ લખી દેવામાં આવે છે અને આ ફરિશ્તા જેમને આ કાર્યો સોંપવામાં આવે છે ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે ચાર છે; ઈસ્રાફિલ, મિકાઈલ, ઈઝરાઈલ અને જિબ્રઈલ (અલૈ.).

(કુર્તુબી)

اِنَّآ اَنْزَلْنٰهُ فِيْ لَيْلَةٍ مُّبٰرَكَةٍ اِنَّا كُنَّا مُنْذِرِيْنَ ○ فِيْهَا يُفْرَقُ كُلُّ اَمْرٍ حَكِيْمٍ ○ اَمْرًا مِّنْ عِنْدِنَا○

સૂરએ દુખાનની આ આયતમાં આ વિષય ખૂબ વિસ્તારથી આવ્યો છે કે આ મુબારક રાત્રે તકદીરના કાર્યોના ફેંસલા લખી દેવામાં આવે છે અને જમહૂર તફસીરકારો નજીક "લયૂલતિન મુબારકહ"થી ભાવાર્થ પણ લયૂલતુલ કદ્ર જ છે અને અમુક લોકોએ તેને અડધી શાબાનની રાત એટલે કે શબે બરાઅૂત ભાવાર્થ તરીકે લીધી છે તો તેઓ એનો સુમેળ એ રીતે સાધે છે કે શરૂઆતના તકદીરી કાર્યોના ફેંસલા સંક્ષિપ્તમાં શબે બરાઅૂતમાં થઈ જાય છે પછી તેની વિગતો શબે કદ્રમાં લખવામાં આવે છે. તેનું સમર્થન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના એક નિવેદનથી થાય છે જેને બગવીએ અબૂદુહાની રિવાયતથી નકલ કરેલ છે. તેમાં કહ્યું છે કે અલ્લાહ તઆલા આખા વર્ષના તકદીરી કાર્યોના ફેંસલા તો શબે બરાઅૂત એટલે કે શાબાનની ૧૫મી રાત્રે કરી લે છે પછી શબે કદ્રમાં આ ફેંસલાઓ સંબંધિત ફરિશ્તાઓને સોંપવામાં આવે છે.

(મઝહરી)

આ અગાઉ લખી ચૂકવામાં આવ્યું છે કે તકદીરના કાર્યોના ફેંસલા આ રાતમાં થવાનો ભાવાર્થ એ છે કે આ વર્ષમાં જે તકદીરી કાર્યો લાગુ થવાના છે તે "લવ્હે મહફૂઝ"માંથી નકલ કરીને ફરિશ્તાઓના હવાલે કરવામાં આવે છે અને મૂળ તકદીરનું લખાંણ અઝલમાં લખી ચૂકવામાં આવ્યું છે.

**લયલતુલ કદ્ર ક્યારે છે તે નક્કી કરવું :**

આટલી વાત તો કુર્આને કરીમના ખુલાસાઓથી સાબિત છે કે શબે કદ્ર રમઝાન મુબારકના મહિનામાં આવે છે પરંતુ નિશ્ચિત તારીખમાં ઉલમાના વિવિધ મતભેદો છે જે ચાલીસ સુધી પહોંચ્યા છે પરંતુ તફસીરે મઝહરીમાં છે કે આ બધા નિવેદનોમાં સાચું એ છે કે શબે કદ્ર રમઝાન મુબારકના છેલ્લા અશ્રહ (અંતિમ ૧૦ દિવસ)માં હોઈ શકે છે પરંતુ અંતિમ અશ્રહમાં કોઈ ખાસ તારીખ નિશ્ચિત નથી બલકે તેમાંથી કોઈ પણ રાત હોઈ શકે છે. તે દરેક રમઝાનમાં બદલાતી પણ રહે છે અને તે દશમાંથી ખાસ એકી સંખ્યાની રાત્રિઓ જેમકે ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯ માં સહીહ હદીષની રૂએ વધારે સંભાવના છે. આ નિવેદનમાં બધી જ હદીષો જે શબે કદ્રને નક્કી કરવા વિશે આવી છે એકઠી થઈ જાય છે જેમાં ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯ રાત્રિઓમાં શબે કદ્ર હોવાનું વર્ણન આવ્યું છે. જો શબે કદ્રને આ રાતોના વર્તુળમાં દરેક રમઝાન મુબારકમાં બદલાતા હોવાનું ઠરાવવામાં આવે તો આ બધી હદીષની રિવાયતો પોતપોતાની જગ્યાએ સાચી ઠરે છે, કોઈમાં તા'વીલ કરવાની આવશ્યકતા નથી રહેતી, તેથી ઘણા ફકીહો અને ઈમામોએ તેને અંતિમ અશ્રહમાં બદલાતી રહેતી રાત ઠરાવી છે. અબૂ કુલાબા, ઈમામ માલિક, અહમદ બિન હમ્બલ, સુફિયાન ષૌરી, ઈસ્હાક બિન રાહવિય્યહ, અબૂ ષૌર, મઝની, ઈબ્ને ખુઝયમા (રહ.) વગેરે સૌએ આ જ કહ્યું છે અને એક રિવાયતમાં ઈમામ શાફઈ (રહ.)થી પણ તેના વિશે નકલ થયેલ છે અને બીજી રિવાયત ઈમામ શાફઈ (રહ.)ની એ છે કે આ રાત બદલાતી રહેનારી નથી બલકે નિશ્ચિત છે.

*(ઈબ્ને કષીર)*

સહીહ બુખારીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયતથી આવ્યું છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું تَحَرَّوْا لَيْلَةَ الْقَدْرِ فِي الْعَشْرِ الْأَوَاخِرِ مِنْ رَمَضَانَ એટલે કે શબે કદ્રને રમઝાનના અંતિમ અશ્રહમાં શોધો અને સહીહ મુસ્લિમમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી આવ્યું છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું, فَاطْلُبُوْهَا فِي الْوِتْرِ مِنْهَا એટલે કે શબે કદ્રને રમઝાનના અંતિમ અશ્રહની એકી સંખ્યાની રાત્રિઓમાં શોધો.

*(મઝહરી)*

**શબે કદ્રની અમુક ફઝીલતો અને આ રાતની ખાસ દુઆ :**

આ રાત્રે સૌથી મોટી ફઝીલત તો એ જ છે કે જે આ સૂરતમાં વર્ણન થઈ છે કે આ એક રાતની ઈબાદત એક હજાર મહિના એટલે કે ૮૩ વર્ષથી વધારેની ઈબાદત કરતાં પણ ઉત્તમ છે, પછી ઉત્તમ હોવાની કોઈ હદ પણ નક્કી નથી, કેટલી ઉત્તમ છે; બે ઘણી, ચાર ઘણી, દશ ઘણી, સો ઘણી વગેરે બધી જ સંભાવનાઓ રહેલી છે.

સહીહૈનમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે જે કોઈ શબે કદ્રમાં ઈબાદત માટે ઊભો રહ્યો તેના બધા જ પાછલા ગુનાહો મા'ફ થઈ ગયા અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ ﷺએ કહ્યું કે શબે કદ્રમાં તે બધા જ ફરિશ્તાઓ જેમનું સ્થાન "સિદ્રતુલ મુન્તહા" ઉપર છે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) સાથે દુનિયામાં ઊતરે છે અને કોઈ મો'મિન પુરુષ અને સ્ત્રી એવા નથી જેમને તે સલામ ન કરતા હોય, માત્ર તે વ્યક્તિ સિવાય કે જે દારૂ પીતો હોય અથવા સુવ્વરનું માંસ ખાતો હોય.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ કહ્યું કે જે વ્યક્તિ શબે કદ્રની ભલાઈ અને બરકતથી વંચિત રહ્યો તે બિલકુલ જ વંચિત અને બદનસીબ છે. શબે કદ્રમાં અમુક લોકોને ખાસ પ્રકારના નૂર (પ્રકાશ)નો સાક્ષાત્કાર પણ થાય છે પરંતુ એ ન તો દરેકને પ્રાપ્ત થાય છે અને ન જ આ રાતની બરકતો અને સવાબ પ્રાપ્ત થવામાં આવા સાક્ષાત્કારોની કોઈ દખલગીરી છે તેથી તેની ફિકર ચિંતામાં પડવું ન જોઈએ.

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે જો હું શબે કદ્રને પામું તો કઈ દુઆ કરું ? રસૂલે કરીમ ﷺએ કહ્યું, આ દુઆ કરો, اَللّٰهُمَّ اِنَّكَ عَفُوٌّ تُحِبُّ الْعَفْوَ فَاعْفُ عَنِّىْ "હે અલ્લાહ ! તું ઘણો મા'ફ કરનારો છે અને તું મા'ફીને પસંદ કરે છે, મારી ભૂલોને મા'ફ કર."

*(કુર્તુબી)*

اِنَّآ اَنْزَلْنٰهُ فِىْ لَيْلَةِ الْقَدْرِ આ આયતમાં ખુલાસો છે કે કુર્આને કરીમ શબે કદ્રમાં નાઝિલ થયું, તેનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે સમગ્ર કુર્આન લવ્હે

મહફૂઝથી આ રાત્રે ઉતારવામાં આવ્યું, પછી જિબ્રઈલ અમીન (અલૈ.) તેને સતત ૨૩ વર્ષોની મુદતમાં સૂચના પ્રમાણે થોડું થોડું લાવતા રહ્યા અને એ પણ ભાવાર્થ હોઈ શકે છે કે આ રાતમાં કુર્આનનું શરૂઆતનું ઊતરવું અમુક આયતોથી થઈ ગયું, બાકી પાછળથી નાઝિલ થતું રહ્યું.

**બધી જ આસમાની કિતાબો રમઝાનમાં જ ઊતરી છે :**

હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફા રમઝાનની ત્રીજી તારીખે અને તવરાત છટ્ઠી તારીખે અને ઈન્જીલ ૧૩મી તારીખે અને ઝબૂર ૧૮મી તારીખે રમઝાનમાં જ નાઝિલ થઈ છે તથા કુર્આન નબીએ કરીમ ﷺ ઉપર રમઝાનની ૨૪મી તારીખે ઊતર્યું છે.

*(મઝહરી)*

تَنَزَّلُ الْمَلٰٓئِكَةُ وَالرُّوْحُ માં શબ્દ "રૂહ"થી ભાવાર્થ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) છે. હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે જ્યારે શબે કદ્ર થાય છે તો જિબ્રઈલ અમીન (અલૈ.) ફરિશ્તાઓની મોટી જમાઅત સાથે જમીન ઉપર ઊતરે છે અને જેટલા અલ્લાહના બંદાઓ પુરુષ અને સ્ત્રી નમાઝ અથવા અલ્લાહના ઝિક્રમાં પ્રવૃત્ત હોય છે સૌના માટે રહમતની દુઆ કરે છે.

*(મઝહરી)*

مِنْ كُلِّ اَمْرٍ નો અર્થ એ છે કે ફરિશ્તા લયલતુલ કદ્રમાં આખા વર્ષની અંદર બનનાર તકદીરી ઘટનાઓ લઈને જમીન ઉપર ઊતરે છે અને અમુક તફસીરકારો મુજાહિદ (રહ.) વગેરેએ مِنْ كُلِّ اَمْرٍ ને સલામ સાથે સંદર્ભિત કરી આ અર્થ ઠરાવ્યો છે કે તે દરેક બુરાઈ અને આફત તથા બુરી વસ્તુથી સલામતી છે.

سَلٰمٌ નો અર્થ એ છે કે આ રાત સલામ અને સલામતી છે અને ભલાઈ જ ભલાઈ છે અને તેમાં બુરાઈનું નામ નથી. (કુર્તુબી) અને અમુક લોકોએ مِنْ كُلِّ ને હુકમના અર્થમાં દર્શાવી એવો અર્થ લીધો છે કે આ ફરિશ્તાઓ દરેક એવો હુકમ લઈને આવે છે જે ભલાઈ અને સલામ છે. *(મઝહરી)*

هِيَ حَتّٰى مَطْلَعِ الْفَجْرِ એટલે કે શબે કદ્રની આ બરકતો રાતના કોઈ ખાસ ભાગ સાથે જોડાયેલ નથી બલકે રાત્રિની શરૂઆતથી ફજર સુધી એક સરખો હુકમ છે.

**ખુલાસો :**

આ આયતોમાં શબે કદ્રને એક હજાર મહિનાઓથી વધારે ઉત્તમ ઠરાવવામાં આવી છે અને દેખીતું છે કે આ એક હજાર મહિનાઓની અંદર પણ દરેક વર્ષે એક શબે કદ્ર આવે છે તો હિસાબ કેવો થશે ? તફસીરના ઈમામોએ કહ્યું કે અહીંયાં એક હજાર મહિનાઓથી ભાવાર્થ એ છે કે જેમાં કોઈ શબે કદ્ર ન હોય તેથી શંકાને કોઈ સ્થાન નથી. *(ઈબ્ને કષીર)*

ભૌગોલિક પરિસ્થિતિની વિવિધતાના કારણે વિવિધ દેશો અને શહેરોમાં શબે કદ્ર વિવિધ દિવસોમાં હોય તો તેમાં કોઈ શંકા નથી, કારણ કે દરેક સ્થળના આધારે જે રાત શબે કદ્ર ઠરશે તે સ્થળે તે જ રાતમાં શબે કદ્રની બરકતો પ્રાપ્ત થશે. વલ્લાહુ અઅ્લમુ.

**મસ્અલો :**

જે વ્યક્તિએ શબે કદ્રમાં ઈશા અને ફજરની નમાઝ જમાઅત સાથે પઢી લીધી તેણે પણ આ રાતનો સવાબ પામી લીધો અને જે વ્યક્તિ જેટલું વધારે કરશે એટલો વધારે સવાબ પામશે. સહીહ મુસ્લિમમાં હઝરત ઉસ્માન ગની (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે જે વ્યક્તિએ ઈશાની નમાઝ જમાઅત સાથે અદા કરી લીધી તો અડધી રાતના કયામનો સવાબ પામી લીધો અને જેણે સવારની નમાઝ પણ જમાઅતથી અદા કરી લીધી તો આખી રાત જાગીને ઈબાદત કરવાનો સવાબ પામી લીધો.

تَمَّتْ سُوْرَةُ الْقَدْرِ بِحَمْدِ اللّٰهِ ۷ رَمَضَانَ ۱۳۹۱ھ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કદ્ર પૂર્ણ થઈ.



તારીખ : ૨૯ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૯ જમાદિઉલ અવ્વલ ૧૪૩૯ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૯૮)

# સૂરએ બય્યિનહ

સૂરએ બય્યિનહ મદીનામાં નાઝિલ થઈ, તેની આઠ આયતો છે.

## આયતો : (સૂરએ બય્યિનહ : આયત નં. ૧ થી ૮)

اٰياتها ٨ ﴿٩٨ سُوْرَةُ الْبَيِّنَةِ مَدَنِيَّةٌ ١٠٠﴾ رُكُوْعُهَا ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

لَمْ يَكُنِ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ وَ الْمُشْرِكِيْنَ مُنْفَكِّيْنَ حَتّٰى تَاْتِيَهُمُ
الْبَيِّنَةُ ۙ﴿۱﴾ رَسُوْلٌ مِّنَ اللّٰهِ يَتْلُوْا صُحُفًا مُّطَهَّرَةً ۙ﴿۲﴾ فِيْهَا كُتُبٌ قَيِّمَةٌ ؕ﴿۳﴾ وَمَا تَفَرَّقَ
الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنَةُ ؕ﴿۴﴾ وَمَاۤ اُمِرُوْۤا اِلَّا لِيَعْبُدُوا اللّٰهَ
مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۙ۬ حُنَفَآءَ وَيُقِيْمُوا الصَّلٰوةَ وَ يُؤْتُوا الزَّكٰوةَ وَذٰلِكَ دِيْنُ
الْقَيِّمَةِ ؕ﴿۵﴾ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ وَالْمُشْرِكِيْنَ فِيْ نَارِ جَهَنَّمَ خٰلِدِيْنَ
فِيْهَا ؕ اُولٰٓئِكَ هُمْ شَرُّ الْبَرِيَّةِ ؕ﴿۶﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۙ اُولٰٓئِكَ
هُمْ خَيْرُ الْبَرِيَّةِ ؕ﴿۷﴾ جَزَآؤُهُمْ عِنْدَ رَبِّهِمْ جَنّٰتُ عَدْنٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ؕ ذٰلِكَ لِمَنْ خَشِيَ رَبَّهٗ ﴿۸﴾ ع



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જે લોકો અહલે કિતાબ અને મુશરિકોમાંથી કાફિર થયા છે તેઓ (પોતાના કુફથી કદી) અટકી જનાર ન હતા, જ્યાં સુધી કે તેઓની પાસે ખુલ્લી દલીલ (ન) આવી લાગે. (૧) (એટલે) અલ્લાહના એક રસૂલ (સલ.) જે (તેઓને)*

*એવા પવિત્ર વરકો પઢી સંભળાવે (૨) જેમાં સીધા (ને ખરા) હુકમો લખાયેલા હોય (૩) અને અહલે કિતાબમાં (ધર્મ વિશે) જે ફુટફાટ પડી તે માત્ર એ પછી જ કે તેઓની પાસે ખુલ્લી દલીલ આવી પહોંચી. (૪) વળી, તેઓને (આ રસૂલ (સલ.)ની મારફતે પણ) એ જ હુકમ કરવામાં આવ્યો કે અલ્લાહના જ માટે પોતાના દીનને ખાસ કરી દઈ ઈબ્રાહીમ (અલૈ.)ની રાહ મુજબ તેઓ અલ્લાહની બંદગી કરે અને નમાઝની પાબંદી રાખે તેમજ ઝકાત આપતા રહે અને એ જ ખરો ધર્મ છે. (૫) બેશક, જે લોકોએ અહલે કિતાબ અને મુશરિકોમાંથી તે (દલીલ એટલે રસૂલ)નો ઈનકાર કર્યો તેઓ જહન્નમની આગમાં જશે (અને) સદા તેમાં જ રહેશે અને આ લોકો જ સર્વ મખ્લૂક કરતાં બદતર છે. (૬) બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામો કર્યા તે લોકો જ સૌ મખ્લૂકથી બહેતર છે. (૭) તેમનો બદલો તેમના પરવરદિગારની પાસે સદા રહેવાના બગીચા છે, જેની નીચે નહેરો વહેતી હશે. તેમાં જ તેઓ સદા નિરંતર રહેશે. અલ્લાહ તેઓથી રાજી રહેશે અને તેઓ અલ્લાહથી રાજી રહેશે. આ (જન્નત અને અલ્લાહની ખુશી) તે વ્યક્તિ માટે છે કે જે પોતાના પરવરદિગારથી ડરતો રહે છે. (૮)*

## વિસ્તૃત વિવરણ :

પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺના આગમનથી પહેલાં દુનિયામાં કુફ્ર, શિર્ક અને અજ્ઞાનતાની અંતિમ કક્ષા તથા સર્વત્ર તેના વર્ચસ્વનું વર્ણન કરીને કહ્યું કે કુફ્ર અને શિર્ક જેવા વૈશ્વિક અંધકારને દૂર કરવા માટે અલ્લાહ રબ્બુલ આલમીનની હિકમત અને દયાનો તકાદો એ થયો કે જે રીતે તેમની આ બીમારી સખત અને આ ચેપી રોગનો વ્યાપ વૈશ્વિક છે એ જ રીતે તેનો ઈલાજ પણ કોઈ સૌથી મોટા નિષ્ણાત હકીમને મોકલીને કરવો જોઈએ, એના વિના આ બીમારીથી તેઓ છુટકારો પામી શકશે નહીં. આગળ આ નિષ્ણાત હકીમના લક્ષણો વર્ણન કર્યા કે તેમનું અસ્તિત્વ એક "બય્યિનહ" એટલે કે ખુલ્લી દલીલ છે શિર્ક અને કુફ્રના રદિયા માટે. આગળ કહેવામાં આવ્યું કે આ હકીમથી ભાવાર્થ અલ્લાહ તઆલાના મહાન રસૂલ છે જેઓ કુર્આનની ખુલ્લી દલીલો લઈને તેમની પાસે આવ્યા. નબવી આગમનની આ પરિસ્થિતિ પહેલાં તે સમયના મહાન ફિત્નાઓ

તથા દરેક તરફ પ્રસરેલા અંધકાર અને અજ્ઞાનતાની જાણ થઈ અને રસૂલે કરીમ ﷺની મહાન શા'નનું પણ વર્ણન થયું. આગળ કુર્આનના અમુક મહત્ત્વના લક્ષણો વર્ણન કર્યા.

يَتْلُوا صُحُفًا مُّطَهَّرَةً ، فِيهَا كُتُبٌ قَيِّمَةٌ માં શબ્દ يَتْلُوا તે તિલાવતથી બને છે જેનો અર્થ "પઢવાનો" થાય છે પરંતુ દરેક પઢવાને તિલાવત કહેવામાં આવતી નથી બલકે તે પઢવું જે પઢાવનારની બિલકુલ પ્રેરણા પ્રમાણે હોય તેને તિલાવત કહે છે તેથી જ સામાન્ય બોલચાલમાં તિલાવત માત્ર કુર્આન મજીદ પઢવા માટે બોલવામાં આવે છે. صُحُف પત્રોને કહે છે જેમાં કોઈ વિષય લખવામાં આવ્યો હોય અને તેને "સહીફા" પણ કહે છે. كُتُبٌ એ કિતાબનું બહુવચન છે તેથી તેનો એક અર્થ તો લખેલ વસ્તુનો છે, આ આધારે કિતાબ અને સહીફા લગભગ સમાનાર્થી શબ્દો છે અને ક્યારેક કિતાબ હુકમના અર્થમાં પણ બોલવામાં આવે છે જેમકે કુર્આનની આયત لَوْلَا كِتٰبٌ مِّنَ اللّٰهِ માં શબ્દ "કિતાબ" હુકમના અર્થમાં ઉપયોગ થયો છે. આ સ્થળે પણ આ જ બીજો અર્થ ભાવાર્થ છે કારણ કે જો પ્રખ્યાત અર્થમાં લઈએ તો કિતાબ એ સુહુફ જ છે (એટલે કે બંને શબ્દો પુસ્તકના અર્થમાં જ છે) અને "ફીહા" કહેવાનો કોઈ અર્થ નથી રહેતો.

مُطَهَّرَةً આ સુહુફ (પુસ્તક)ની સિફત છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે તેનો ભાવાર્થ એ છે કે આ સહીફા જૂઠ, શંકા, દોગલાપણા અને માર્ગ ભટકવાથી પવિત્ર છે. قَيِّمَةٌ એ કિતાબનું લક્ષણ છે. અર્થ એ છે કે આ કાયમી હુકમો ન્યાયી અને મધ્યમમાર્ગી છે અને તેનો અર્થ મજબૂત તથા સ્થાયીપણાનો પણ હોઈ શકે છે તો ભાવાર્થ એ થશે કે અલ્લાહ તઆલાના હુકમો જે કુર્આનમાં આવ્યા છે તે કયામત સુધી કાયમ અને સ્થાયી રહેશે.

આયતનો ભાવાર્થ એ થયો કે તે સમયકાળમાં મુશ્રિકો અને અહલે કિતાબની ગુમરાહી એ દરજ્જાએ પહોંચી હતી કે તેમનું પોતાના ખોટા અકીદાઓથી હટવું શક્ય ન હતું જ્યાં સુધી કે તેમની પાસે અલ્લાહ તઆલાની ઉઘાડી નિશાની અને સ્પષ્ટ દલીલ ન આવી જાય તેથી અલ્લાહ તઆલાએ તેમના માટે પોતાના રસૂલે કરીમ ﷺને સ્પષ્ટ દલીલ બનાવીને મોકલ્યા જેમનું કામ એ હતું કે તેઓ તેમને પાક સહીફા પઢીને સંભળાવતા હતા. ભાવાર્થ એ છે કે તેઓ

અલ્લાહ તઆલાની વહીના તે હુકમો સંભળાવતા હતા કે જે પાછળથી સહીફા દ્વારા સુરક્ષિત કરવામાં આવ્યા, કારણ કે શરૂઆતની તિલાવતમાં રસૂલે કરીમ ﷺ કોઈ સહીફામાંથી નહીં બલકે પોતાની યાદશક્તિથી પઢીને સંભળાવતા હતા અને આ પાક સહીફા એવા છે જેમાં અલ્લાહ તઆલાના એવા હુકમો છે જે ન્યાય અને મધ્યમ માર્ગની સાથે આપવામાં આવ્યા છે અને કાયમી ધોરણે રહેવાના છે.

وَمَا تَفَرَّقَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْ ۢبَعْدِمَا جَآءَتْهُمُ الْبَيِّنَةُ માં શબ્દ تَفَرَّقَ થી ભાવાર્થ આ સ્થળે ઈન્કાર અને વિરોધનો છે. કુર્આન અને નબીએ કરીમ ﷺની નુબુવ્વતથી જેના ઉપર બધા જ અહલે કિતાબ રસૂલે કરીમ ﷺના જન્મ અને તેમના આગમન પહેલાં સહમત હતા તેમની આસમાની કિતાબ તવરાત અને ઈન્જીલમાં કારણ કે રસૂલે કરીમ ﷺની રિસાલત અને નુબુવ્વતનો અને આપ ﷺની ખાસ ખાસ સિફતોનો અને આપ ﷺ ઉપર કુર્આન નાઝિલ થવાનો સ્પષ્ટ ઉલ્લેખ હતો તેથી કોઈ યહૂદી કે ઈસાઈને તેમાં મતભેદ ન હતો કે અંતિમ યુગમાં મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺ આવશે અને તેમના ઉપર કુર્આન નાઝિલ થશે અને તેમનું જ અનુસરણ સૌના ઉપર આવશ્યક હશે. જેમકે કુર્આને કરીમમાં પણ તેમની આ સહમતીનું વર્ણન આ રીતે કરવામાં આવ્યું છે وَكَانُوْا مِنْ قَبْلُ يَسْتَفْتِحُوْنَ عَلَى الَّذِيْنَ كَفَرُوْا એટલે કે આ અહલે કિતાબ રસૂલે કરીમ ﷺના આગમનથી પહેલાં આપ ﷺ આવવાની રાહ જોતા હતા અને જ્યારે કોઈ મુશ્રિકો તેમના મુકાબલામાં હોતા તો આવનાર નબીના વાસ્તાથી પોતાનો વિજય માંગતા હતા એટલે કે અલ્લાહ તઆલાથી દુઆ કરતા હતા કે અંતિમ યુગના નબી જે આવનારા છે તેમની બરકતથી અમને વિજય અર્પણ કર અથવા એ કે મુશ્રિકોને કહ્યા કરતા હતા કે તમે લોકો અમારા વિરુદ્ધ બળ વાપરો છો પરંતુ નિકટમાં એક એવા રસૂલ આવનાર છે જે તમને જેર કરી દેશે અને અમે કારણ કે તેમની સાથે હોઈશું તો વિજય અમારો જ થશે.

ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺના આગમન પહેલાં તો બધા જ અહલે કિતાબ આપ ﷺની નુબુવ્વત અને રિસાલત ઉપર સહમત હતા પરંતુ જ્યારે આપ ﷺનું આગમન થયું તો તેઓ ઈન્કારી થઈ ગયા. આ જ વિષયને કુર્આને કરીમમાં એક સ્થળે કહ્યું છે فَلَمَّا جَآءَهُمْ مَّا عَرَفُوْا كَفَرُوْا بِهٖ એટલે કે જ્યારે તે લોકોની પાસે તે રસૂલ અથવા દીને હક્ક અથવા કુર્આન આવી ગયું જેને તેમણે

પણ પોતાની આસમાની કિતાબોની આગાહીઓ પ્રમાણે ઓળખી લીધું તો ઈન્કાર કરવા લાગ્યા અને પ્રસ્તુત આયતમાં આ જ વિષયને આ રીતે વર્ણન કર્યો છે. وَمَا تَفَرَّقَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ એટલે કે આ આશ્ચર્યની વાત છે કે આપ ﷺના આવવાથી અને તેમને નિહાળવાથી પહેલાં તો તે લોકોને આપ ﷺનો કોઈ વિરોધ ન હતો, સૌ આપ ﷺની નુબુવ્વતની આસ્થા ઉપર એકઠા હતા પરંતુ જ્યારે અલ્લાહ તઆલાની આ સ્પષ્ટ અને ઉઘાડી નિશાની બય્યિનહ એટલે કે રસૂલે આખિરુઝ્ઝમાં ﷺનું આગમન થયું તો તેમનામાં મતભેદ પેદા થઈ ગયો. અમુક લોકો તો આપ ﷺ ઉપર ઈમાન લાવ્યા અને ઘણા બધા લોકો ઈન્કાર કરવા લાગ્યા.

આ મા'મલો અહલે કિતાબની સાથે ખાસ હોવાના કારણે આયતમાં માત્ર અહલે કિતાબનું જ વર્ણન કર્યું છે, મુશ્રિકોને સામેલ નથી કર્યા બલકે કહ્યું وَمَا تَفَرَّقَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ અને પ્રથમ મા'મલો મુશ્રિકો અને અહલે કિતાબ બંનેને સામાન્ય રીતે લાગુ પડતો હતો તેથી ત્યાં કહ્યું, لَمْ يَكُنِ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ وَالْمُشْرِكِيْنَ مُنْفَكِّيْنَ

وَذٰلِكَ دِيْنُ الْقَيِّمَةِ અત્રે શબ્દ قَيِّمَة દેખીતી રીતે કિતાબોનું લક્ષણ છે જેનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે અને અમુકે તેને મિલ્લતનું લક્ષણ ઠરાવ્યું છે. આયતનો ખુલાસો એ છે કે અહલે કિતાબને તેમની કિતાબોમાં એ જ હુકમ આપવામાં આવ્યો હતો કે પોતાની ઈબાદત અને આજ્ઞાપાલનને માત્ર અલ્લાહ તઆલા માટે રાખો અને નમાઝ કાયમ કરો તથા ઝકાત આપો, પછી કહ્યું કે આ કંઈ એમની જ વિશિષ્ટતા નથી, દરેક મિલ્લતે કય્યિમહ (ઉમ્મત) અથવા બધી જ કુતુબે કય્યિમહ (આકાશી કિતાબો) જે અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થઈ તે સૌનો દીન અને તરીકો આ જ છે અને દેખીતું એ છે કે કય્યિમહ જે કુતુબની સિફત છે તેનાથી ભાવાર્થ પાછલા કુર્આની હુકમોના ઈશારાઓ લેવામાં આવે તો આયતનો ભાવાર્થ એ થશે કે આ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺને પણ જે હુકમો આપવામાં આવ્યા છે તે પણ બિલકુલ એવા જ છે જે અગાઉની કિતાબોએ તેમને આપ્યા હતા, તેનાથી કંઈ અલગ અથવા જુદા હુકમો હોત તો તેમને વિરોધ કરવાનું બહાનું પણ હોત, હવે તો તે પણ નથી (છતાં પણ તેઓ વિરોધ કરે છે).

رَضِیَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ذٰلِكَ لِمَنْ خَشِیَ رَبَّهٗ આ આયતમાં જન્નતવાળાઓની સૌથી મોટી નેઅ્મતનું વર્ણન છે. અલ્લાહ તઆલા તેમનાથી રાજી છે, હવે નારાજગીનો કોઈ ભય નથી. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જન્નતવાળાઓને સંબોધન કરશે یَا اَهْلَ الْجَنَّةِ તો જન્નતવાળાઓ જવાબ આપશે لَبَّیْكَ رَبَّنَا وَسَعْدَیْكَ وَالْخَیْرُ كُلُّهٗ فِیْ یَدَیْكَ એટલે કે હે અમારા પરવરદિગાર! અમે હાજર છીએ અને હુકમના પાલન માટે તૈયાર છીએ અને દરેક ભલાઈ તારા જ હાથમાં છે. પછી અલ્લાહ તઆલા કહેશે, هَلْ رَضِیْتُمْ એટલે કે તમે લોકો રાજી અને ખુશ છો ? તેઓ જવાબ આપશે, હે અમારા પરવરદિગાર ! હવે રાજી ન થવાની શું સંભાવના છે જ્યારે કે તેં અમને તે બધું જ કંઈ અર્પણ કરી દીધું જે કોઈપણ મખ્લૂકને નથી મળ્યું. અલ્લાહ તઆલા કહેશે કે શું હું તમને તેનાથી પણ શ્રેષ્ઠ અને ઉત્તમ નેઅ્મત આપું ? પછી કહેશે કે મેં પોતાની ખુશી અને રાજીપો તમારા ઉપર નાઝિલ કરી દીધો, હવે ક્યારેય તમારાથી નારાજ થઈશ નહીં.

*(રવાહુ બુખારી, મુસ્લિમ, મઝહરી)*

આ હદીષમાં પણ જન્નતવાળાઓને પૂછવામાં આવ્યું કે તમે રાજી છો કે કેમ અને આ આયતમાં ખબર આપવામાં આવી કે رَضُوْا عَنْهُ એટલે કે જન્નતવાળા પણ અલ્લાહ તઆલાથી રાજી હશે. અહીંયાં દેખીતો સવાલ એ છે કે અલ્લાહ તઆલાથી અને તેના દરેક હુકમ અને પ્રવૃત્તિથી રાજી રહેવું બંદગીની ફરજોમાંથી છે અને બંદા તરીકેની આવશ્યકતાઓમાંથી છે. તેથી તેના વિના તો કોઈ જન્નતમાં પહોંચી જ નથી શકતો પછી અહીંયાં જન્નતવાળાઓની રજામંદીનું વર્ણન કરવાનો શું અર્થ છે ? જવાબ એ છે કે રજામંદીના સામાન્ય ભાવાર્થના આધારે તો એ સાચું છે કે અલ્લાહ તઆલાની ખુશી ઉપર રાજી રહેવું વાજિબ અને બંદા હોવાની ફરજોમાંથી છે પરંતુ રાજી રહેવાનો એક દરજ્જો એ પણ છે કે જે તેનાથી આગળનો છે, તે એ કે અલ્લાહ તઆલા કોઈ બંદાની દરેક મનની મુરાદ પૂરી કરે અને તેની કોઈ તમન્ના અને આરઝુ બાકી ન છોડે. આ સ્થળે રાજીપાથી આ જ ભાવાર્થ છે, જેમકે સૂરએ દુહામાં રસૂલે કરીમ ﷺ માટે આવ્યું છે, وَلَسَوْفَ یُعْطِیْكَ رَبُّكَ فَتَرْضٰی એટલે કે નિકટમાં જ અલ્લાહ તઆલા તમને તે વસ્તુઓ આપશે જેનાથી તમે રાજી થઈ જશો. અહીંયાં પણ ભાવાર્થ મનની મુરાદ

પૂરી કરી દેવાનો છે તેથી આ આયતના ઊતરવા ઉપર રસૂલે કરીમ ﷺએ કહ્યું કે પછી તો હું તે સમય સુધી રાજી થઈશ નહીં જયાં સુધી એક પણ મો'મિન જહન્નમમાં બાકી રહેશે.

*(મઝહરી)*

ذٰلِکَ لِمَنۡ خَشِیَ رَبَّہٗ સૂરતના અંતે બધી જ દીની વિશિષ્ટતાઓનો અને આખિરતની નેઅ્મતોનો જેના ઉપર આધાર છે તે બતાવવામાં આવ્યું, એટલે કે ખશિયતુલ્લાહ, અહીંયાં "ખશિયહ" એવા ડરને નથી કહેવામાં આવતો જે કોઈ દુશ્મન અથવા હિંસક પ્રાણી કે નુકસાનકર્તા વસ્તુથી સ્વભાવ ઉપર છવાય છે બલકે "ખશિયત" એવા ડરને કહેવામાં આવે છે જે કોઈના અત્યંત સન્માન અને તેના દબદબાના કારણે પેદા થાય, જેનો તકાદો એ હોય છે કે તે દરેક કામ દરેક હાલતમાં તેની ખુશીની ફિકર સાથે કરે છે અને તેની નારાજગીની શંકાથી પણ બચે છે. આ જ તે વસ્તુ છે જે માનવીને સંપૂર્ણ બંદો અને સ્વીકૃત બનાવનારી છે.

تَمَّتۡ سُوۡرَۃُ الۡبَیِّنَۃِ بِحَمۡدِ اللّٰہِ تَعَالٰی

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ બય્યિનહ પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૨૮ ફેબ્રુઆરી ૨૦૧૫ મુતાબિક ૮ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી.

પ્રકરણ (૯૯)

# સૂરએ ઝિલઝાલ

સૂરએ ઝિલઝાલ મદીનામાં નાઝિલ થઈ તેની આઠ આયતો છે.

## આયતો : (સૂરએ ઝિલઝાલ : આયત નં. ૧ થી ૮)

آياتها ٨ ۞ ٩٩ سُوْرَةُ الزِّلْزَالِ مَدَنِيَّةٌ ٩٣ ۞ ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

إِذَا زُلْزِلَتِ الْأَرْضُ زِلْزَالَهَا ﴿١﴾ وَأَخْرَجَتِ الْأَرْضُ أَثْقَالَهَا ﴿٢﴾ وَقَالَ الْإِنْسَانُ
مَا لَهَا ﴿٣﴾ يَوْمَئِذٍ تُحَدِّثُ أَخْبَارَهَا ﴿٤﴾ بِأَنَّ رَبَّكَ أَوْحٰى لَهَا ﴿٥﴾ يَوْمَئِذٍ يَّصْدُرُ
النَّاسُ أَشْتَاتًا لِّيُرَوْا أَعْمَالَهُمْ ﴿٦﴾ فَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهُ ﴿٧﴾ وَمَنْ
يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَّرَهُ ﴿٨﴾

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જ્યારે પૃથ્વીને તેના સખત આંચકાથી હલાવી નાખવામાં આવશે (૧) અને પૃથ્વી પોતાના અંદરના બોજા બહાર કાઢી નાખશે (૨) અને (આ સ્થિતિ જોઈ) માનવી કહેશે કે એને શું થઈ ગયું છે ? (૩) તે દિવસે પૃથ્વી પોતાના સર્વે (સારા—નરસા) સમાચાર વર્ણન કરવા લાગશે, (૪) કારણ કે આપના પરવરદિગારનો તેને એ જ હુકમ હશે. (૫) તે દિવસે લોકો જુદાં જુદાં ટોળાં થઈ જશે કે જેથી તેમને તેમની કરણી(નો બદલો) દેખાડવામાં આવે. (૬) તો જે કોઈ (દુનિયામાં) જરા સરખી ભલાઈ કરશે તેને તે (પ્રત્યક્ષ) જોઈ લેશે (૭) અને જે કોઈ જરા સરખી બુરાઈ કરશે તેને પણ તે જોઈ લેશે. (૮)*

## વિસ્તૃત વિવરણ :

اِذَا زُلْزِلَتِ الْاَرْضُ زِلْزَالَهَا એમાં મતભેદ છે કે આ આયતમાં જે ધરતીકંપનું વર્ણન છે શું તે ધરતીકંપ એ છે જે નફખએ ઊલા એટલે કે પ્રથમ વખતના સૂર ફૂંકવાથી પહેલાં દુનિયામાં થશે જેમકે કયામતની નિશાનીઓમાં આ ધરતીકંપનું વર્ણન આવ્યું છે અથવા આ ધરતીકંપથી ભાવાર્થ નફખએ ષાનિયાહ એટલે કે બીજા વખતના સૂર ફૂંકાયા પછી મુરદા જીવીત થઈને જમીનમાંથી ઊઠશે તે વખતનો ધરતીકંપ છે ? રિવાયતો અને તફસીરકારોના નિવેદનો વિવિધ પ્રકારના છે અને એમાં પણ કોઈ અસંભવિત વાત નથી કે આ ધરતીકંપ પણ અનેક હોય. એક નફખએ ઊલાથી પહેલાં હોય, બીજો નફખએ ષાનિયાહ પછી મુરદાઓના જીવીત થવાના સમયે હોય અને આ સ્થળે એ જ બીજો ધરતીકંપ ભાવાર્થ સ્વરૂપે છે અને આ સૂરતમાં કયામતના જે હિસાબ કિતાબના અહેવાલનું વર્ણન છે તે એ જ વાતની નિશાની છે કે આ ઝલઝલો અથવા ધરતીકંપ નફખએ ષાનિયાહ પછીનો છે. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

وَاَخْرَجَتِ الْاَرْضُ اَثْقَالَهَا રસૂલે કરીમ ﷺએ આ ધરતીકંપ વિશે કહ્યું કે જમીન પોતાના જિગરના ટૂકડે ટૂકડા સોનાની મોટી શીલાઓના સ્વરૂપમાં ઓકી નાંખશે તે વખતે એક વ્યક્તિ જેણે માલ માટે કોઈની હત્યા કરી હતી તે જોઈને કહેશે કે આ તે વસ્તુ છે જેના માટે મેં આટલો મોટો અપરાધ કર્યો હતો. જે વ્યક્તિએ પોતાના સગાં વહાલાંઓ સાથે માલના કારણે સંબંધ કાપી નાંખ્યો હતો તે કહેશે કે આ તે વસ્તુ છે જેના માટે મેં આવી હરકત કરી હતી, ચોર કે જેનો હાથ ચોરીની સજામાં કાપવામાં આવ્યો હતો તે તેને જોઈને કહેશે કે આના માટે મેં મારો હાથ ગુમાવ્યો હતો, પછી કોઈપણ તે સોના તરફ ધ્યાન આપશે નહીં.

*(રવાહુ મુસ્લિમ અબૂ હુરયરહ રદિ. દ્વારા)*

فَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهٗ આ આયતમાં ભલાઈથી ભાવાર્થ તે ભલાઈ છે જે શરઈ રીતે ભરોસાપાત્ર છે એટલે કે જે ઈમાનની સાથે હોય, ઈમાન વિનાની ભલાઈ અલ્લાહ તઆલા નજીક કોઈ નેક અમલ નથી એટલે કે આખિરતમાં આવા નેક અમલ કે જે કુફ્રની હાલતમાં કર્યા છે કોઈ આધારભૂત બાબત હશે નહીં, જો કે દુનિયામાં તેને તેનો બદલો આપી દેવામાં આવે તે બીજી વાત છે તેથી આ આયતમાં એના ઉપર દલીલ કરવામાં આવી છે કે જે વ્યક્તિના

દિલમાં એક રજકણ બરાબર પણ ઈમાન હશે તો અંતે તે જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે, કારણ કે આ આયતના વાયદા પ્રમાણે તેને પોતાની નેકીનું ફળ પણ આખિરતમાં અવશ્ય મળવાનું છે અને કોઈપણ નેકી ન હોય તો પોતે ઈમાન એક ઘણી મોટી નેકી છે તેથી કોઈ મો'મિન ગમે એટલો ગુનેહગાર હોય હંમેશા જહન્નમમાં રહેશે નહીં, અલબત્ત કાફિરે જો દુનિયામાં કોઈ નેક અમલ પણ કર્યા તો અમલની શરત એટલે કે ઈમાન ન હોવાના કારણે તે રદબાતલ છે તેથી આખિરતમાં તેની કોઈ ભલાઈ એ ભલાઈ જ નથી.

وَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَّرَهٗ આનાથી ભાવાર્થ તે બુરાઈ છે જેનાથી પોતાની જિંદગીમાં તેણે તવબહ ન કરી લીધી હોય, કારણ કે તવબહથી ગુનાહોનું મા'ફ થવું કુર્આન અને સુન્નતમાં નિશ્ચિતપણે સાબિત થયેલ છે. અલબત્ત જે ગુનાહથી તવબહ ન કરી હોય તે નાની હોય અથવા મોટી આખિરતમાં તેનું પરિણામ અવશ્ય સામે આવશે તેથી રસૂલે કરીમ ﷺએ હઝરત આયશા સિદીકા (રદિ.)ને સંબોધન કરીને કહ્યું કે જુઓ એવા ગુનાહોથી બચવાની સંપૂર્ણ કાળજી રાખો જેને નાનું અથવા ઓછું સમજવામાં આવે છે, કારણ કે અલ્લાહ તઆલા તરફથી તેના ઉપર પણ પકડ થવાની છે. *(રવાહુ નસાઈ, ઈબ્ને માજહ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ કહ્યું કે આ આયત કુર્આનની સૌથી વધારે મજબૂત અને ઠોસ આયત છે તથા હઝરત અનસ (રદિ.)ની એક લાંબી હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ આ આયતને اَلْفَاذَّةُ الْجَامِعَةُ કહી છે, એટલે કે આગવી એકમાત્ર અને મજબૂત.

હઝરત અનસ અને ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ સૂરએ ઈઝા ઝુલ્ઝિલત્‌ને અડધું કુર્આન અને કુલ હુવલ્લાહુ અહદને ત્રીજા ભાગનું કુર્આન અને કુલ યા અય્યહુલ કાફિરૂનને ચોથા ભાગનું કુર્આન કહ્યું છે.

*(તિરમિઝી, બગવી, મઝહરી)*

**અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઝિલઝાલ પૂર્ણ થઈ.**

□□□□□□□□□□□

**તારીખ : ૦૧ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૦૯ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી**

**'ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી**

પ્રકરણ (૧૦૦)

# સૂરએ આદિયાત

સૂરએ આદિયાત મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૧ આયતો છે.

## આયતો : (સૂરએ આદિયાત : આયત નં. ૧ થી ૧૧)

(آياتها ١١) (١٠٠ سُوْرَةُ الْعٰدِيٰتِ مَكِّيَّةٌ ١٤) (رُكُوْعُهَا ١)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالْعٰدِيٰتِ ضَبْحًا ﴿۱﴾ فَالْمُوْرِيٰتِ قَدْحًا ﴿۲﴾ فَالْمُغِيْرٰتِ صُبْحًا ﴿۳﴾ فَاَثَرْنَ
بِهٖ نَقْعًا ﴿۴﴾ فَوَسَطْنَ بِهٖ جَمْعًا ﴿۵﴾ اِنَّ الْاِنْسَانَ لِرَبِّهٖ لَكَنُوْدٌ ﴿۶﴾ وَاِنَّهٗ عَلٰى ذٰلِكَ
لَشَهِيْدٌ ﴿۷﴾ وَاِنَّهٗ لِحُبِّ الْخَيْرِ لَشَدِيْدٌ ﴿۸﴾ اَفَلَا يَعْلَمُ اِذَا بُعْثِرَ مَا فِي
الْقُبُوْرِ ﴿۹﴾ وَحُصِّلَ مَا فِي الصُّدُوْرِ ﴿۱۰﴾ اِنَّ رَبَّهُمْ بِهِمْ يَوْمَئِذٍ لَّخَبِيْرٌ ﴿۱۱﴾



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*તે ઘોડાઓના સોગંદ જે હાંફતાં હાંફતાં દોડે છે. (૧) ફરી (પથ્થર પર) ટાપ મારી અગ્નિ ઝારે છે. (૨) ફરી પ્રભાતના વખતે છાપો મારે છે. (૩) ફરી તે વખતે ધૂળ ઉડાવે છે, (૪) પછી તે વખતે (શત્રુઓની) ફોજમાં ઘૂસી જાય છે. (૫) બેશક, માણસ પોતાના પરવરદિગારનો અતિ નાશુક્રો છે (૬) અને તેને પોતાને પણ એ બાબતની ખબર છેર (૭) અને તે ધનની માયામાં બહુ જ પાકો છે. (૮) શું તેને તે વખતની ખબર નથી કે જ્યારે કબરોમાંથી મુર્દાઓને કાઢવામાં આવશે ? (૯) અને જે કંઈ દિલોમાં છે તેને જાહેર કરવામાં આવશે. (૧૦) બેશક, તે દિવસે પણ તેમના પરવરદિગારને તેમ(ના હાલ)ની સંપૂર્ણ ખબર હશે. (૧૧)*

## વિસ્તૃત વિવરણ :

સૂરએ આદિયાત હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને હઝરત જાબિર (રદિ.), હઝરત હસન બસરી (રહ.), ઈકરીમા (રહ.) અને હઝરત અતાઅ્ (રહ.) નજીક મક્કી છે તથા ઈબ્ને અબ્બાસ (રદિ.), અનસ (રદિ.), ઈમામ માલિક (રહ.) અને કતાદહ (રદિ.) નજીક મદની સૂરત છે.

*(કુર્તુબી)*

આ સૂરતમાં અલ્લાહ તઆલાએ યુદ્ધના ઘોડાઓની અમુક ખાસ પરિસ્થિતિઓ અને લક્ષણો વર્ણન કર્યા અને તેમની કસમ ખાઈને કહ્યું કે માણસ પોતાના પરવરદિગારનો નાશુક્રો છે. આ વાત તો કુર્આનમાં વારંવાર જાણ થઈ ચૂકી છે કે અલ્લાહ તબારક વ તઆલાએ પોતાની મખ્લૂકોમાંથી વિવિધ વસ્તુઓની કસમ ખાઈને ખાસ ખાસ ઘટનાઓ અને હુકમો વર્ણન કર્યા છે. આ અલ્લાહ તઆલાની વિશિષ્ટતા છે પરંતુ માણસ માટે કોઈ મખ્લૂકની કસમ ખાવી જાઈઝ નથી અને કસમ ખાવાનો હેતુ સમાન્ય કસમોની જેમ પોતાની વાતને સાચી અને ચોક્કસ બતાવવાનો હોય છે એ વાત પણ પ્રથમ આવી ચૂકી છે કે કુર્આને કરીમ જે વસ્તુઓની કસમ ખાઈને જે વિષય વર્ણન કરે છે તો તે વસ્તુને આ વિષયની સાબિતીમાં દખલગીરી હોય છે અને આ વસ્તુ જાણે તે વિષયની ગવાહી આપે છે. અત્રે યુદ્ધના ઘોડાઓની સખત સેવાઓનું વર્ણન જાણે એ બાબતની ગવાહીમાં લાવવામાં આવ્યું કે માનવી ઘણો નાશુક્રો છે. તેનો ખુલાસો એ છે કે ઘોડાઓની અને ખાસ કરીને યુદ્ધના ઘોડાઓની પરિસ્થિતિ ઉપર નજર નાંખો કે તે યુદ્ધના મેદાનમાં પોતાના પ્રાણને ખતરામાં નાંખીને કેવી કેવી કઠોર સેવાઓ માણસના હુકમ અને ઈશારાના તા'બે રહી અંજામ આપે છે, જ્યારે કે માણસે આ ઘોડાઓને પેદા નથી કર્યા, તેમને જે ઘાસ અને દાણા પાણી માણસ આપે છે તે પણ તેનું પેદા કરેલું નથી. તેનું કામ તો માત્ર એટલું છે કે અલ્લાહ તઆલાની પેદા કરેલી રોજીને તેમના સુધી પહોંચાડવાનું માધ્યમ બને છે. હવે ઘોડાઓને જુઓ કે જે માણસના આટલા નાના અહેસાનને કેવું ઓળખે અને માને છે કે તેના નાના ઈશારા ઉપર પોતાનો જીવ ભયમાં નાંખી દે છે અને કઠોરથી કઠોર તકલીફ બરદાસ્ત કરે છે, તેના મુકાબલામાં માણસને જુઓ જેને એક તુચ્છ ટીપાં દ્વારા

અલ્લાહ તઆલાએ અસ્તિત્વ આપ્યું અને તેને વિવિધ કામોની શક્તિ અર્પણ કરી, બુદ્ધિ અને સમજદારી આપી, તેમને ખાવા પીવાની દરેક વસ્તુ આપી અને તેની દરેક જરૂરિયાતને સરળ કરીને તેના સુધી એવી રીતે પહોંચાડી દીધી કે બુદ્ધિ દંગ રહી જાય છે પરંતુ તે આ બધા જ સંપૂર્ણ અને ઉચ્ચ કક્ષાના અહેસાનોનો પણ શુક્રિયા અદા કરતો નથી. હવે આયતના શબ્દોનો ખુલાસો જુઓ.

عَادِيَاتٌ એ عَدْوٌ થી બને છે જેનો અર્થ દોડવાનો થાય છે. ضَبْحًا તે ખાસ અવાજ છે જે ઘોડાઓના દોડવાના સમયે તેમની છાતીમાંથી નીકળે છે જેનો તરજુમો હાંફવું કરવામાં આવ્યો છે. مُورِيَاتٌ નો અર્થ આગ કાઢવાનો છે જેમકે ચકમકને ઘસીને અથવા દીવાસળી ઘસીને આગ કાઢવામાં આવે છે. قَدْحًا નો અર્થ ઘોડાની ટાપ (તબડાકી)નો છે કે જ્યારે પથરીલી જમીન ઉપર ઘોડા તેજ ગતિએ દોડે છે ખાસ કરીને જ્યારે કે તેના પગમાં લોખંડની નાલ પણ હોય ત્યારે તેના પગ જમીન ઉપર ટકરાવાથી આગના તણખા ઝરે છે. مُغِيرَاتٌ નો અર્થ હુમલો કરવાનો અથવા અચાનક આક્રમણ કરવાનો છે, صُبْحًا સવારના સમયનું વિશિષ્ટ રીતે વર્ણન કરવું એ આદત મુજબ છે, કારણ કે અરબ લોકો બહાદૂરીની જાહેરાત માટે રાતના અંધારામાં આક્રમણ કરવું સૂગપાત્ર સમજતા હતા તેથી આક્રમણ સવારના સમય પછી જ કરતા હતા. اَثَرْنَ એ ધૂળ ઉડાવવાના અર્થમાં આવે છે અને نَقْعٌ ધૂળને કહે છે. ભાવાર્થ એ છે કે આ ઘોડાઓ મેદાનમાં એવી તેજ ગતિએ દોડે છે કે તેમના પગની ટાપથી ધૂળ ઉડીને છવાય જાય છે ખાસ કરીને સવારના સમયે ધૂળ ઉડવી વધારે તેજ ગતિ અને ઝડપ તરફ ઈશારો છે, કારણ કે સ્વાભાવિક રીતે આ સમય ધૂળ ઉડવાનો નથી હોતો, કોઈ સખત દોડથી જ તે સમયે ધૂળ ઉડી શકે છે.

فَوَسَطْنَ بِهٖ جَمْعًا એટલે કે આ દુશ્મનની સફોમાં નીડર થઈ કોઈ ભય વિના ઘુસી જાય છે અને كَنُوْدٌ (કનૂદ)ના અર્થમાં હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે તે વ્યક્તિ જે મુસીબતોને યાદ રાખે અને નેઅ્‌મતોને ભૂલી જાય તેને કહેવામાં આવે છે. અબૂબક્ર વાસ્તીએ કહ્યું કે જે અલ્લાહ તઆલાની નેઅ્‌મતોને તેની મુસીબતોમાં વાપરે તે "કનૂદ" છે અને તિરમિઝીએ કહ્યું કે જે વ્યક્તિ નેઅ્‌મતને જુએ અને નેઅ્‌મત આપનારને ન જુએ તે "કનૂદ" છે. આ સૌ

નિવેદનોનો ખુલાસો નેઅ્મતની નાશુક્રી કરવી છે તેથી કનૂદનો તરજુમો નાશુક્રીનો કરવામાં આવ્યો છે.

وَاِنَّهٗ لِحُبِّ الْخَيْرِ لَشَدِيْدٌ માં خَيْرٌ નો શાબ્દિક અર્થ દરેક પ્રકારની ભલાઈ છે. અરબમાં માલને પણ શબ્દ ખૈરથી ઓળખવામાં આવતો હતો. જાણે માલ ભલાઈ જ ભલાઈ અને લાભ જ લાભ છે, જ્યારે કે વાસ્તવમાં અમુક માલ માનવીને હજારો મુસીબતોમાં સપડાવી દે છે. આખિરતમાં તો દરેક હરામ માલનો આ જ અંજામ છે. ક્યારેક ક્યારેક દુનિયામાં પણ માલ ઈન્સાન માટે વબાલ બની જાય છે પરંતુ અરબના રૂઢિપ્રયોગ પ્રમાણે આ આયતમાં માલને શબ્દ ખૈરથી ઓળખવામાં આવ્યો છે જેમકે એક બીજી આયતમાં કહ્યું اِنْ تَرَكَ خَيْرًا અહીંયાં પણ ખૈરથી ભાવાર્થ માલ છે.

પ્રસ્તુત આયતમાં ઘોડાઓની કસમ ખાઈને માણસ વિશે બે વાતો કહેવામાં આવી, એક એ કે તે નાશુક્રો છે, મુસીબતો અને તકલીફોને યાદ રાખે છે, નેઅ્મતો અને અહેસાનોને ભૂલી જાય છે, બીજું એ કે તે માલની મહોબ્બતમાં ખૂબ કઠોર છે. આ બંને વાતો શરઈ રીતે અને બૌદ્ધિક રીતે નીંદનીય છે. તેમાં માનવીની આ નીંદાપાત્ર ખસલત ઉપર તેને ચેતવણી આપવાનો હેતુ છે. નાશુક્રીનું નીંદનીય હોવું તો બિલકુલ જાહેર છે. માલની મહોબ્બતને જે નીંદાપાત્ર ઠરાવવામાં આવી જ્યારે કે તે માનવીની જરૂરિયાતોનો આધાર છે અને તેના ઉપાર્જનને અને વાપરવાને શરીઅતે માત્ર હલાલ જ નહીં બલકે જરૂરત પ્રમાણે ફરજ પણ ઠરાવી દીધું છે તો માનવી માટે માલની મહોબ્બતનું નીંદાપાત્ર હોવું યા તો તેની કઠોરતાના લક્ષણના આધારે છે કે માલની મહોબ્બતમાં માનવી એવો ઓતપ્રોત થઈ જાય કે અલ્લાહ તઆલાના હુકમોથી પણ ગાફેલ થઈ જાય અને હલાલ તથા હરામની પરવા ન રહે અને યા તો એટલા માટે કે માલનું ઉપાર્જન અને તેને ખર્ચ કરવો તથા તેને જરૂરિયાત પૂરતો એકઠો કરવો તો નીંદનીય નથી બલકે ફરજ છે પરંતુ તેની મહોબ્બત પણ નીંદાપાત્ર છે, કારણ કે મહોબ્બતનો સંબંધ દિલ સાથે છે તેનો ખુલાસો એ થશે કે માલને જરૂરત પ્રમાણે પ્રાપ્ત કરવો અને તેનાથી કામ લેવું તો એક ફરજ છે અને સારું કામ છે પરંતુ દિલમાં તેની મહોબ્બત હોવી તો પણ નીંદાપાત્ર જ છે, જેમકે માનવીને પેશાબ કરવાની અથવા મળત્યાગ કરવાની

જરૂરિયાત પૂરી કરવી પડે છે અને તે તેની ખૂબ કાળજી પણ લે છે પરંતુ તેના દિલમાં તેની મહોબ્બત નથી હોતી, બીમારીમાં દવા પણ પીએ છે, ઓપરેશન પણ કરાવે છે પરંતુ દિલમાં આ વસ્તુઓની મહોબ્બત નથી હોતી બલકે તે તેને મજબૂરીના દરજ્જામાં અપનાવે છે. એ જ રીતે અલ્લાહ તઆલા નજીક મો'મિને એવું હોવું જોઈએ કે માલને જરૂરત પ્રમાણે પ્રાપ્ત પણ કરે, તેનું રક્ષણ પણ કરે અને જરૂરિયાતના સ્થળે તેનો ઉપયોગ પણ કરે પરંતુ દિલ તેમાં રચ્યું પચ્યું ન હોય જેમકે મવલાના રૂમીએ ખૂબ ઉચ્ચ શૈલીમાં કહ્યું છે

آب اندر زیرِ کشتی پُشتی است آب در کشتی ہلاکِ کشتی است

*હોડીની નીચે પાણી હોય એ પાણી તેનું મદદગાર છે*

*અને હોડીની અંદર પાણી હોય એ પાણી હોડીનો સર્વનાશ છે.*

એટલે કે પાણી જ્યાં સુધી હોડીની નીચે રહે છે ત્યાં સુધી તે તેનું સહાયક છે પરંતુ આ જ પાણી જ્યારે હોડીની અંદર આવી જાય તો તે હોડીને ડૂબાડી દે છે. આ રીતે માલ જ્યાં સુધી દિલની હોડીની આજુબાજુ રહે તો તે લાભદાયક છે જ્યારે દિલની અંદર ઘુસી ગયું તો તે સર્વનાશ છે. સૂરતના અંતે માનવીની આ બંને નીંદાપાત્ર ખસલતો ઉપર આખિરતની ધમકી સંભળાવવામાં આવી.

أَفَلَا يَعْلَمُ إِذَا بُعْثِرَ مَا فِي الْقُبُورِ શું આ ગાફેલ માનવીને એની ખબર નથી કે કયામતના દિવસે જ્યારે કે મુરદા કબરોમાંથી જીવીત કરીને ઉઠાડવામાં આવશે અને દિલોમાં છુપાવેલી વાતો પણ બધી ખુલીને સામે આવી જશે અને એવું પણ જાણે છે કે રબ્બુલ આલમીન તે સૌની બધી પરિસ્થિતિઓને જાણે છે તો તેના પ્રમાણે બદલો અને સજા આપશે તેથી બુદ્ધિશાળીનું કામ એ છે કે નાશુક્રીથી અટકી જાય અને માલની મહોબ્બતમાં એવો ઓતપ્રોત ન થઈ જાય કે ભલા બુરાના તફાવત ન કરે.

**ખુલાસો :**

આ આયતમાં માનવીની આ બે નીંદાપાત્ર ખસલતો વર્ણન કરવામાં આવી છે જ્યારે કે માનવીમાં અંબિયા અને અવલિયા તથા ઘણા નેક લોકો અને ઈબાદતગુઝારો એવા છે જેઓ આ નીંદાપાત્ર ખસલતોથી પાક છે અને શુક્રગુઝાર

બંદાઓ હોય છે. માલને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવા માટે હંમેશા તૈયાર રહે છે અને હરામ માલથી બચે છે, કારણ એ છે કે માનવીના સ્વભાવ તરફ આ નીંદાપાત્ર ખસલતોનો સંબંધ એટલા માટે જોડવામાં આવ્યો કે મોટા ભાગના માણસો આવા જ હોય છે તેથી સૌનું એવું હોવું જરૂરી નથી હોતું તેથી અમુક લોકોએ આ આયતમાં માણસથી ભાવાર્થ કાફિર માણસ લીધો છે. તેનો ખુલાસો એ થશે કે આ બંને નીંદાપાત્ર ખસલતો વાસ્તવમાં કાફિરોની છે અને કોઈ મુસલમાનમાં પણ ખુદા ન ખ્વાસ્તા જોવા મળે તો તેણે પોતાની ચિંતા કરવી જોઈએ. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ الْعٰدِيٰتِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ આદિયાત પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૦૧ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૦૯ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૧)

# સૂરએ કારિયહ

સૂરએ કારિયહ મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૧ આયતો છે.

## આયતો (સૂરએ કારિયહ : આયત નં. ૧ થી ૧૧)

اٰیاتها ۱۱ ﴿۱۰۱ سُوْرَةُ الْقَارِعَةِ مَكِّيَّةٌ ۳۰﴾ رکوعها ۱

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَلْقَارِعَةُ ۙ﴿۱﴾ مَا الْقَارِعَةُ ۚ﴿۲﴾ وَمَآ اَدْرٰىكَ مَا الْقَارِعَةُ ۭ﴿۳﴾ يَوْمَ يَكُوْنُ النَّاسُ
كَالْفَرَاشِ الْمَبْثُوْثِ ۙ﴿۴﴾ وَتَكُوْنُ الْجِبَالُ كَالْعِهْنِ الْمَنْفُوْشِ ۭ﴿۵﴾ فَاَمَّا مَنْ ثَقُلَتْ
مَوَازِيْنُهٗ ۙ﴿۶﴾ فَهُوَ فِيْ عِيْشَةٍ رَّاضِيَةٍ ۭ﴿۷﴾ وَاَمَّا مَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ ۙ﴿۸﴾ فَاُمُّهٗ هَاوِيَةٌ ۭ﴿۹﴾
وَمَآ اَدْرٰىكَ مَا هِيَهْ ۭ﴿۱۰﴾ نَارٌ حَامِيَةٌ ﴿۱۱﴾

**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*તે ખડખડાવી નાખનારી વસ્તુ (કિયામત) (૧) કેવી છે તે ખડખડાવી નાખનારી ? (૨) અને આપ શું સમજ્યા કે તે ખડખડાવનારી શું વસ્તુ છે ? (૩) (આ ખડખડાવાનો મામલો તે દિવસે થશે) જે દિવસે લોકો ફેલાઈ પડેલા પતંગિયાના માફક (વિખેરાયેલા) હશે (૪) અને પર્વતો પીંજેલા રંગીન ઊનની માફક (ઊડતા) થઈ જશે. (૫) ત્યાર પછી જે માણસના (નેકીઓનાં) પલ્લા ભારે થશે (૬) તો તે મન-માન્યા આરામમાં રહેશે (૭) અને જે માણસના પલ્લાં હલકાં હશે (૮) તો તેનું ઠેકાણું (દોઝખનો) ખાડો છે. (૯) વળી, તમને કંઈ ખબર છે કે તે ખાડો શું છે ? (૧૦) તે એક ધગધગતી આગ(નો ખાડો) છે. (૧૧)*

**વિસ્તૃત વિવરણ :**

આ સૂરતમાં અમલોનું વજન થવાનું અને તેના હલકા અથવા ભારે હોવા ઉપર જન્નત અથવા દોઝખ મળવાનું વર્ણન છે. કર્મોની સંપૂર્ણ વિગત અને તેના ઉપર શંકાઓનો જવાબ સૂરએ અઅ્રાફની શરૂઆતમાં પસાર થઈ ચૂક્યો છે ત્યાં જોઈ લેવામાં આવે. તેમાં એ પણ લખવામાં આવ્યું છે કે હદીષની રિવાયતો અને આયતોના સુમેળથી જાણ થાય છે કે અમલોનું વજન લગભગ બે વખતે થશે, એક વખતના વજનથી મો'મિનો અને કાફિરોમાં તફાવત કરવામાં આવશે, દરેક મો'મિનનું પલ્લું ભારે અને કાફિરનું હલકું રહેશે. પછી મો'મિનોમાં નેક અને ખરાબ અમલોનો ફરક કરવા માટે બીજા વખતનું વજન થશે. આ સૂરતમાં દેખીતું તે પ્રથમ વજન ભાવાર્થ સ્વરૂપે છે જેમાં દરેક મો'મિનનું પલ્લું ઈમાનના કારણે ભારે રહેશે, ભલે તેના અમલ કેવા પણ હોય ! અને કાફિરનું પલ્લું ઈમાન ન હોવાના કારણે હલકું રહેશે ભલે તેણે અમુક નેક કામો પણ કર્યા હોય. તફસીરે મઝહરીમાં છે કે કુર્આને કરીમમાં સામાન્ય રીતે સારો બદલો અને સજાનો મુકાબલો કાફિરો સાથે મો'મિનીન સાલિહીનનો કરવામાં આવ્યો કે અસલી સંપૂર્ણ મો'મિનીન તે જ લોકો છે, બાકી રહ્યા તે મો'મિનો જેમણે નેક અમલો અને ખરાબ અમલો બધું ભેળસેળ કર્યું છે કુર્આનમાં સામાન્ય રીતે તેમના વિશે મૌન ધારણ કરવામાં આવ્યું અને તે સૌ આયતોમાં આ વાત યાદ રાખવાપાત્ર છે કે કયામતમાં માનવોના કર્મો તોલવામાં આવશે, ગણવામાં નહીં આવે અને અમલોનું વજન ઈખ્લાસ અને સુન્નત સાથે બંધ બેસવાના આધારે વધે છે, જે વ્યક્તિના અમલમાં નિખાલસતા પણ પૂરેપૂરી હોય અને સુન્નત પ્રમાણે પણ સંપૂર્ણ હોય, ભલે તેનો અમલ સંખ્યામાં ઓછો હોય તેનું વજન તે વ્યક્તિ કરતાં વધી જશે જેણે સંખ્યામાં તો નમાઝ, રોઝા, સદકહ, ખયરાત, હજ્જ, ઉમરહ ઘણા કર્યા પરંતુ ઈખ્લાસમાં કમી રહી હતી અથવા સુન્નત પ્રમાણે હોવામાં કમી રહી હતી. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ الْقَارِعَةِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કારિયહ પૂર્ણ થઈ.



તારીખ : ૦૨ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૦ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી

પ્રકરણ (૧૦૨)

# સૂરએ તકાષુર

સુરએ તકાષુર મક્કામાં નાઝિલ થઈ, તેની આઠ આયતો છે.

## આયતો : (સૂરએ તકાષુર : આયત નં. ૧ થી ૮)

اٰیَاتُهَا ٨ ﴿١٠٢﴾ سُوْرَةُ التَّكَاثُرِ مَكِّيَّةٌ ١٦ رُكُوْعُهَا ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

أَلْهٰكُمُ التَّكَاثُرُ ۝١ حَتّٰى زُرْتُمُ الْمَقَابِرَ ۝٢ كَلَّا سَوْفَ تَعْلَمُوْنَ ۝٣
ثُمَّ كَلَّا سَوْفَ تَعْلَمُوْنَ ۝٤ كَلَّا لَوْ تَعْلَمُوْنَ عِلْمَ الْيَقِيْنِ ۝٥ لَتَرَوُنَّ الْجَحِيْمَ ۝٦
ثُمَّ لَتَرَوُنَّهَا عَيْنَ الْيَقِيْنِ ۝٧ ثُمَّ لَتُسْـَٔلُنَّ يَوْمَئِذٍ عَنِ النَّعِيْمِ ۝٨

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(માલના) વધારાનો લોભ તમને (આખિરતથી) ગફલતમાં રાખે છે. (૧) એટલા સુધી કે તમે કબ્રસ્તાનમાં પહોંચી જાઓ છો (૨) (પણ) કંઈ નહિ, તમે બહુ જલદી (કબરમાં જતાં જ) જાણી લેશો. (૩) ફરી પણ કંઈ નહિ, તમે બહુ જલદી જાણી લેશો (૪) કંઈ નહિ, જો તમે યકીની રીતે જાણી લેત (તો આમ ગફલતમાં ન પડત). (૫) ખચીત્ તમે જહન્નમને અવશ્ય નિહાળશો. (૬) પછી તમે તેને યકીનની આંખે અવશ્ય જોઈ લેશો. (૭) પછી તે દિવસે તમને સૌને (દુનિયાની) નેઅ્મતો વિશે જરૂર પૂછવામાં આવશે. (૮)*

## વિસ્તૃત વિવરણ :

أَلْهٰكُمُ التَّكَاثُرُ માં تكاثر (તકાષુર) એ કસરતથી બનેલ શબ્દ છે જેનો

અર્થ ઘણા મોટા પ્રમાણમાં માલ દોલત એકઠી કરવી થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હસન બસરી (રહ.)એ આ શબ્દની આ જ તફસીર કરી છે અને આ શબ્દ "તફાકુર" એટલે કે અભિમાનના અર્થમાં પણ ઉપયોગ કરવામાં આવે છે. હઝરત કતાદહ (રદિ.)એ આ તફસીર કરી છે અને ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺએ અલ્હાકુમુત્તકાષુર પઢીને કહ્યું કે તેનાથી ભાવાર્થ એ છે કે માલને નાજાઈઝ તરીકાથી પ્રાપ્ત કરવામાં આવે અને માલ ઉપર જે ફરજો અલ્લાહ તઆલાએ લાગુ પાડી છે તેમાં ખર્ચ ન કરે.

*(કુર્તુબી)*

حَتّٰی زُرْتُمُ الْمَقَابِرَ અત્રે કબરોની ઝિયારતથી ભાવાર્થ મૃત્યુ પામીને કબરમાં પહોંચવું છે, જેમકે એક મરફૂઅ્ હદીષમાં પોતે રસૂલે કરીમ ﷺએ حَتّٰی زُرْتُمُ الْمَقَابِرَ ની તફસીરમાં કહ્યું حَتّٰی یَاْتِیَکُمُ الْمَوْتُ (ઈબ્ને કષીર ઈબ્ને અબી હાતિમની રિવાયત દ્વારા) તેથી આયતનો ભાવાર્થ એ થશે કે તમને માલ દોલતનું મોટું પ્રમાણ અને અવલાદ તથા કુટુંબ અને વંશ ઉપરનો ગર્વ ગફલતમાં નાંખી રાખે છે, પોતાના પરિણામ અને આખિરતના હિસાબની કોઈ ફિકર ચિંતા નથી કરતા, એટલે સુધી કે આવી જ હાલતમાં તમને મોત આવી જાય છે અને ત્યાં અઝાબમાં પકડવામાં આવો છો. આ સંબોધન દેખીતી રીતે સામાન્ય માણસોને છે જે માલ અને અવલાદની મહોબ્બત અથવા બીજાઓ ઉપર પોતાની મોટાઈ અને ગર્વમાં એવા મસ્ત રહે છે કે પોતાના અંજામને વિચારવા તરફ ધ્યાન જ નથી જતું. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને શિખ્ખીર (રદિ.) કહે છે કે હું એક દિવસે રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચ્યો તો આપ ﷺ અલ્હાકુમુત્તકાષુર પઢી રહ્યા હતા અને આવું કહી રહ્યા હતા,

یَقُوْلُ ابْنُ اٰدَمَ مَالِیْ مَالِیْ وَهَلْ لَّکَ مِنْ مَّالِکَ اِلَّا مَا اَکَلْتَ فَاَفْنَیْتَ اَوْلَبِسْتَ فَاَبْلَیْتَ اَوْتَصَدَّقْتَ فَاَمْضَیْتَ وَفِیْ رِوَایَةٍ لِّمُسْلِمٍ وَمَا سِوٰی ذٰلِکَ فَذَاهِبٌ وَتَارِکُهٗ لِلنَّاسِ (ابْنُ کَثِیْرٍ وَقُرْطُبِیْ بِرِوَایَتِ مُسْلِمٍ۔ تِرْمِذِیْ، اَحْمَدُ)

*"માણસ કહે છે કે મારો માલ ! મારો માલ ! જ્યારે કે તેમાં તારો હિસ્સો તો એટલો જ છે જેટલો તેં ખાઈને ફના કરી દીધો અથવા પહેરીને જૂનો કરી નાંખ્યો*

*અથવા સદકહ કરીને પોતાની આગળ મોકલી દીધો અને એના સિવાય જે કંઈ છે તે તારા હાથથી જવાનું છે તો તું તેને લોકો માટે છોડવાનો છે."*

ઈમામ બુખારી (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَوْ كَانَ لِا بْنِ اٰدَمَ وَادِيًا مِّنْ ذَهَبٍ لَا حَبَّ اَنْ يَّكُوْنَ لَهٗ وَادِيَانِ وَلَنْ يَّمْلَاءَ فَاهُ اِلَّا

التُّرَابُ وَيَتُوْبُ اللّٰهُ عَلٰى مَنْ تَابَ

*"જો આદમપૂત્રો માટે એક ખીણ સોનાની ભરેલી ઉપસ્થિત હોય તો (તે તેના ઉપર સંતોષ પામશે નહીં બલકે) એવું ઇચ્છશે કે આવી બે ખીણો થઈ જાય અને તેના મોઢાને તો (કબ્રની) માટી સિવાય કોઈ વસ્તુ ભરી નથી શકતી અને અલ્લાહ તઆલા તવબહ કબૂલ કરે છે તે વ્યક્તિની જે તેના તરફ રુજૂઅ કરે."*

હઝરત ઉબય બિન કા'બ (રદિ.) કહે છે કે અમે હદીષના પ્રસ્તુત શબ્દોને કુર્આન સમજ્યા કરતા હતા, એટલે સુધી કે સૂરએ અલ્હાકુમુત્તકાષુર નાઝિલ થઈ. એવી જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺએ અલ્હાકુમુત્તકાષુર પઢીને પ્રસ્તુત શબ્દો તેની તફસીર અને ખુલાસા સ્વરૂપે પઢયા હતા, ત્યાર પછી સહાબા (રદિ.)ને શંકા થઈ કે આ પણ કુર્આનના જ શબ્દો છે. પાછળથી જ્યારે સંપૂર્ણ સૂરત અલ્હાકુમુત્તકાષુર સામે આવી તો તેમાં આ શબ્દો ન હતા તેનાથી વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ કે આ શબ્દો તેની તફસીર સ્વરૂપે હતા.

لَوْ تَعْلَمُوْنَ عِلْمَ الْيَقِيْنِ અહીંયાં શબ્દ لَوْ જે શરત સ્વરૂપે આવે છે તેના મુકાબલામાં કોઈ બદલો હોવો જોઈએ, તે આ સ્થળે સુષુપ્ત કરી દેવામાં આવ્યું છે, એટલે કે لَمَا اَلْهٰكُمُ التَّكَاثُرُ એટલે કે જો તમને કયામતના હિસાબ કિતાબનું યકીન હોત તો તમે આ તકાષુર અને ગફલતમાં ન પડયા હોત.

ثُمَّ لَتَرَوُنَّهَا عَيْنَ الْيَقِيْنِ આનાથી ભાવાર્થ તે વ્યક્તિ છે કે જે કોઈ વસ્તુના સાક્ષાત્કાર પછી પ્રાપ્ત થાય છે અને આ સૌથી ઉત્તમ દરજ્જાનું યકીન હોય છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હઝરત મૂસા (અલૈ.) જ્યારે કોહે તૂર ઉપર હતા અને તેમની કોમે તેમની પાછળ ગાયની પૂજા શરૂ કરી દીધી તો અલ્લાહ તઆલાએ તેમને ત્યાં જ કોહે તૂર ઉપર તેની ખબર આપી હતી કે તમારી

કોમ આ ફસાદમાં સંડોવાઈ ચૂકી છે પરંતુ મૂસા (અલૈ.) ઉપર આ ખબરથી એટલી અસર નથી થઈ જેટલી તે વખતે થઈ જ્યારે પાછા પહોંચીને તેમણે બની ઈસ્રાઈલને ગાયની પૂજા કરતાં પોતાની આંખોએ જોયા. તેની અસર એ થઈ કે તેમણે અનાયાસે તવરાતની તખ્તીઓ હાથથી છોડી દીધી.

*(રવાહુ અહમદ, તબરાની સહીહ સનદ દ્વારા, મઝહરી)*

ثُمَّ لَتُسْـَٔلُنَّ يَوْمَئِذٍ عَنِ النَّعِيمِ એટલે કે તમને સૌને કયામતના દિવસે અલ્લાહ તઆલાની આપેલી નેઅ્મતો વિશે પૂછપરછ થશે કે તમે એનો શુક્ર અદા કર્યો કે પછી તેને ગુનાહોમાં તો ખર્ચ નથી કરી !? તેમાંથી અમુક નેઅ્મતો વિશે તો પોતે કુર્આનમાં બીજા સ્થળે સ્પષ્ટતા આવી ગઈ, જેમકે કહેવામાં આવ્યું, إِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ أُولَٰئِكَ كَانَ عَنْهُ مَسْئُولًا જેમાં માનવીની સાંભળવાની શક્તિ, જોવાની શક્તિ અને દિલ વિશેની તે લાખો નેઅ્મતો આવી ગઈ જેનો માનવી દરેક ક્ષણે ઉપયોગ કરે છે.

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ કહ્યું કે કયામતના દિવસે બંદાને જે વસ્તુનો સૌથી પ્રથમ સવાલ થશે (તે તંદુરસ્તી છે) તેને કહેવામાં આવશે કે શું અમે તમને તંદુરસ્તી આપી ન હતી ? અને શું અમે તમને ઠંડુ પાણી પીવાડ્યું ન હતું ?

*(તિરમિઝી અબૂ હુરયરહ દ્વારા અને ઈબ્ને હબ્બાન દ્વારા સહીહ-ઈબ્ને કષીર)*

**હદીષ :**

રસૂલે કરીમ ﷺએ કહ્યું કે મહશરમાં કોઈ વ્યક્તિ પોતાના સ્થળેથી હટી શકશે નહીં જ્યાં સુધી પાંચ સવાલોનો જવાબ તેની પાસેથી લેવામાં ન આવે. એક એ કે તેણે પોતાની જિંદગીને કયા કામોમાં ફના કરી છે, બીજું એ કે તેણે પોતાની યુવાનીની શક્તિને કયા કામોમાં ખર્ચ કરી છે, ત્રીજું એ કે જે માલ તેણે પ્રાપ્ત કર્યો તે કયા કયા તરીકા જાઈઝ અથવા નાજાઈઝથી પ્રાપ્ત કર્યો, ચોથું એ કે આ માલને ક્યાં ક્યાં ખર્ચ કર્યો, પાંચમું એ કે જે જ્ઞાન અલ્લાહ તઆલાએ તેને આપ્યું હતું તેના ઉપર કેટલો અમલ કર્યો. *(રવાહુ બુખારી)*

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ કહ્યું કે કયામતમાં આ સવાલ દુનિયાની દરેક લિજ્જત વિશે થશે. (કુર્તુબી) ભલે તેનો સંબંધ ખાવા પીવા સાથે

હોય અથવા કપડાં કે મકાન સાથે અથવા પત્ની કે અવલાદ સાથે અથવા હુકૂમત કે ઈજ્જત સાથે. કુર્તુબીએ તેને નકલ કરીને કહ્યું કે આ બિલકુલ સાચું છે, આ સવાલમાં કોઈ ખાસ નેઅ્મતને નિશ્ચિત નથી કરવામાં આવી.

**સૂરએ તકાષુરની ખાસ ફઝીલત :**

રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન કરીને કહ્યું કે તમારામાં કોઈ વ્યક્તિ એવી શક્તિ નથી ધરાવતો કે દરરોજ કુર્આનની એક હજાર આયતો પઢ્યા કરે ? સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે દરરોજ એક હજાર આયતો કોણ પઢી શકે છે ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તમારામાં કોઈ અલ્હાકુમુત્તકાષુર નથી પઢી શકતું !? ભાવાર્થ એ છે કે અલ્હાકુમુત્તકાષુર પઢવું એક હજાર આયતો પઢવા સમાન છે.

*(મઝહરી, હાકિમ અને બયહકીના હવાલાથી ઈબ્ને ઉમર રદિ. દ્વારા)*

تَمَّتْ سُوْرَةُ التَّكَاثُرِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તકાષુર પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૦૨ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૦ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૩)

# સૂરએ અસ્ર

સૂરએ અસ્ર મક્કામાં નાઝિલ થઈ અને તેની ત્રણ આયતો છે.

## આયતો : (સૂરએ અસ્ર : આયત નં. ૧ થી ૩)






## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જમાનાના સોગંદ છે. (૧) બેશક, માણસ (વખતને) વ્યર્થ ગાળવાના કારણે ઘણા નુકસાનમાં છે (૨) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા, તેમજ એકબીજાને સત્ય (એટલે દીનની વાતો પર કાયમ રહેવા)ની તાકીદ કરતા રહ્યા તેમજ માંહોમાંહે ધીરજની તાકીદ કરતા રહ્યા, (તેઓ નુકસાનમાં નથી) (૩)*

## વિસ્તૃત વિવરણ :

### સૂરએ અસ્રની ખાસ વિશિષ્ટતા :

હઝરત ઉબયદુલ્લાહ ઈબ્ને હિસ્ન (રહ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺના સહાબામાંથી બે વ્યક્તિઓ એવા હતા જ્યારે તેઓ આપસમાં મળતા હતા તો તે સમય સુધી જુદા થતા ન હતા જ્યાં સુધી તેમનામાંથી એક બીજાની સામે સૂરએ વલઅસ્ર ન પઢી લે. (રવાહુ તબરાની) અને ઈમામ શાફઈ (રહ.)એ કહ્યું

કે જો લોકો માત્ર આ જ સૂરતમાં ચિંતન કરી લે તો આ જ તેમના માટે પૂરતું છે.

*(ઈબ્ને કષીર)*

સૂરએ અસ્ર કુર્આને કરીમની ઘણી ટૂંકી સૂરત છે પરંતુ એટલી ઠોસ અને મજબૂત છે કે હઝરત ઈમામ શાફઈ (રહ.)ના નિવેદન પ્રમાણે જો લોકો આ જ સૂરતને ચિંતન અને મનન કરીને પઢી લે તો તે દીન અને દુનિયાની દુરુસ્તી માટે પૂરતું થઈ જાય. આ સૂરતમાં હક્ક તઆલાએ ઝમાનાની કસમ ખાઈને કહ્યું કે માનવજાત મોટા નુકસાનમાં છે અને આ નુકસાનથી માત્ર તે જ લોકો બાકાત છે જેઓ ચાર વસ્તુઓના પાબંદ છે; ઈમાન, નેક અમલો, બીજાઓને સત્યની નસીહત અને વસિય્યત અને સબ્રની વસિય્યત. દીન અને દુનિયાના નુકસાનથી બચવા માટે અને મોટો નફો પ્રાપ્ત કરવા માટે આ કુર્આની નુસ્ખો ચાર વિભાગો ઉપર આધારિત છે જેમાં પ્રથમ બે વિભાગો પોતાની વ્યક્તિગત સુધારણા વિશે છે અને બીજા બે વિભાગો બીજા મુસલમાનોની હિદાયત અને સુધારણા વિશે છે.



અત્રે પ્રથમ વાત એ વિચારવાપાત્ર છે કે આ વિષયની સાથે ઝમાના (સમયકાળ)ને શું નિસ્બત છે જેની કસમ ખાવામાં આવી ? કારણ કે કસમ અને કસમના જવાબમાં કોઈ સંબંધ જરૂર હોય છે. સામાન્ય તફસીરકારોએ કહ્યું કે માનવોની બધી જ પરિસ્થિતિઓ તેનો દેખાવ, તેની પ્રવૃત્તિઓ, તેનું મૌન રહેવું, તેના અખ્લાક બધું જ ઝમાનાની અંદર થાય છે. જે અમલોનું માર્ગદર્શન આ સૂરતમાં આપવામાં આવ્યું છે તે પણ આ જ ઝમાનાના દિવસ અને રાતમાં થશે. આ નિસ્બતથી ઝમાનાની કસમ અપનાવવામાં આવી.

**ઝમાના(સમયકાળ)ની માનવજાતિના નુકસાનમાં શું દખલગીરી છે ? :**

તેનો સુમેળ એ રીતે સધાય છે કે માનવીની જિંદગીનો સમયકાળ તેના વર્ષો, મહિના અને દિવસ રાત બલકે કલાક અને મિનિટો છે અને જો વિચાર કરવામાં આવે તો આ જ તેની મૂડી છે જેના દ્વારા તે આખિરતના મહાન આશ્ચર્યકારક લાભો પ્રાપ્ત કરી શકે છે અને જિંદગીનો સમય જો ખોટા અને બુરા કામોમાં લગાવ્યો તો આ જ તેના માટે જીવની ઝંઝાળ બની જાય છે. અમુક ઉલમા કહે છે,

حَيَاتُكَ اَنْفَاسٌ تُعَدُّ فَكُلَّمَا    مَضٰى نَفَسٌ مِّنْهَا انْتَقَصَتْ بِهٖ جُزْءًا

એટલે કે તારી જિંદગી અમુક ગણેલા શ્વાસોનું નામ છે, જ્યારે તેમાંથી એક શ્વાસ પસાર થાય છે તો તારી જિંદગીનો એક હિસ્સો ઓછો થઈ જાય છે. અલ્લાહ તઆલાએ દરેક માનવીને તેની જિંદગીના પ્રિય સમયની મોંઘેરી મૂડી આપીને એક વેપાર ઉપર લગાવ્યો છે કે તે બુદ્ધિ અને સમજદારીથી કામ લે અને તે આ મૂડીને લાભદાયક કામોમાં લગાવે તો તેમાં નફાની કોઈ સીમા નથી રહેતી અને જો તેના વિરુદ્ધ કોઈ નુકસાનકારક કામમાં લગાવી દીધી તો નફાની તો શું આશા હોય આ મોંઘેરી મૂડી પણ બરબાદ થઈ જાય છે અને માત્ર એટલું જ નથી કે લાભ અને મૂડી હાથથી જતી રહી બલકે તેના ઉપર સેંકડો અપરાધોની સજા લાગુ પડી જાય છે અને કોઈએ આ મૂડીને ન તો કોઈ લાભદાયક કામમાં લગાડી અને ન જ નુકસાનકારક કામમાં તો ઓછામાં ઓછું એટલું નુકસાન તો અવશ્ય થશે જ કે તેનો નફો અને મૂડી બંને બરબાદ થઈ ગયા અને આ કોઈ ન તો શાયરનું દૃષ્ટાંત છે બલકે એક મરફૂઅ્ હદીષથી તેનું સમર્થન થાય છે જેમાં રસૂલે કરીમ ﷺએ કહ્યું છે.

كُلٌّ يَغْدُوْ فَبَائِعٌ نَفْسَهٗ فَمُعْتِقُهَا اَوْمُوْبِقُهَا

*"દરેક વ્યક્તિ જ્યારે સવારે ઊઠે છે તો પોતાના પ્રાણની મૂડી વેપાર ઉપર લગાવે છે પછી કોઈ તો પોતાની આ મૂડીને નુકસાનથી આઝાદ કરાવી લે છે અને કોઈ હલાક કરી નાંખે છે."*

પોતે કુર્આને કરીમે પણ ઈમાન અને નેક અમલોને માનવીના વેપારના શબ્દોથી ઓળખાવ્યું છે, هَلْ اَدُلُّكُمْ عَلٰى تِجَارَةٍ تُنْجِيْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ અને જ્યારે ઝમાનો માણસની જિંદગીની મૂડી થયો અને માણસ તેનો વેપારી તો સામાન્ય પરિસ્થિતિમાં આ વેપારીનું નુકસાનમાં હોવું એટલા માટે સ્પષ્ટ છે કે આ ગરીબની મૂડી કોઈ ભૌતિક વસ્તુ નથી જેને અમુક દિવસ આમ જ મૂકેલી છોડી દેવામાં આવે તો આગળના સમયે કામ આવી શકે, બલકે આ તો એક સતત વહેતી મૂડી છે જે દરેક મિનિટ અને ક્ષણે વહેતી રહે છે અને તેનો વેપાર કરનારો ઘણો હોશિયાર અને કાબેલ વ્યક્તિ જોઈએ કે જે આ વહેતી વસ્તુથી લાભ પ્રાપ્ત કરી શકે તેથી એક વિચારકનું નિવેદન છે કે તે બરફ વેચનારની દુકાન ઉપર ગયો તો કહ્યું કે તેના વેપારને જોઈને સૂરએ અસ્રની તફસીર સમજમાં આવી ગઈ કે આ

વ્યક્તિ જો થોડી પણ બેદરકારીથી કામ લે તો તેની મૂડી પાણી બનીને બરબાદ થઈ જશે તેથી કુર્આનના ફરમાનમાં ઝમાનાની કસમ ખાઈને માણસનું તેના ઉપર ધ્યાન કેન્દ્રિત કરાવવામાં આવ્યું છે કે નુકસાનથી બચવા માટે જે ચાર વસ્તુઓ ઉપર આધારિત નુસ્ખો બતાવવામાં આવ્યો છે તેના ઉપયોગમાં જરા પણ બેદરકારી ન દાખવે. જિંદગીની એક એક ક્ષણને જાણે અને તેને આ ચાર કામોમાં પ્રવૃત્ત કરી દે.

ઝમાનાની કસમની એક યોગ્યતા એ પણ હોઈ શકે છે કે જે વસ્તુની કસમ ખાવામાં આવે તે એક સ્વરૂપે આ બાબતની ગવાહીના સ્થાને હોય છે અને સમયકાળ એવી વસ્તુ છે કે જો તેનો ઈતિહાસ અને તેમાં કોમોની પ્રગતિ અને અધોગતિની સારી અને નરસી ઘટનાઓ ઉપર દૃષ્ટિ કરીએ તો અવશ્ય એ વિશ્વાસ થઈ જશે કે માત્ર આ ચાર કાર્યો જ છે જેમાં માનવીની સફળતા અવલંબિત છે જેણે તેને છોડી તે નુકસાનમાં પડ્યો, દુનિયાનો ઈતિહાસ આ બાબતે સાક્ષી છે.



આગળ આ ચારે વિભાગોનો ખુલાસો એ છે કે ઈમાન અને નેક કર્મો જે પોતે માણસની જાત સાથે સંબંધિત છે તેનો મા'મલો સ્પષ્ટ છે કે તે કોઈ ખુલાસાનો મોહતાજ નથી અલબત્ત અંતિમ બે વિભાગો એટલે કે تَوَاصِى بِالْحَقِّ અને تَوَاصِى بِالصَّبْرِ આ વિચારપાત્ર બાબત છે કે આનાથી શું ભાવાર્થ છે ? શબ્દ تَوَاصِى એ વસિય્યતથી બને છે, કોઈ વ્યક્તિને તાકીદ સાથે અસરકારક શૈલીમાં શિખામણ આપવાનું અને નેક કામનું માર્ગદર્શન કરવાનું નામ વસિય્યત છે. આ જ કારણે મૃત્યુ પામનાર જે પોતાના પછી કરવા માટેના અમુક કામોની સૂચના અને માર્ગદર્શન આપે છે તેને પણ વસિય્યત કહેવામાં આવે છે.

આ બે વિભાગો વાસ્તવમાં આ જ વસિય્યતના બે પ્રકરણો છે. એક, સત્ય (હક)ની વસિય્યત અને બીજું, ધૈર્ય (સબ્ર)ની વસિય્યત. હવે આ બંને શબ્દોના અર્થમાં ઘણી સંભાવનાઓ છે. એક એ કે હકથી ભાવાર્થ સાચા અકીદાઓ અને નેક કર્મો હોય અને સબ્રનો અર્થ બધા જ ગુનાહો અને ખરાબ કર્મોથી બચવું હોય તો પ્રથમ શબ્દોનો ખુલાસો અમ્ર બિલ મઅ્રૂફ થઈ ગયો એટલે કે નેક કામોનો હુકમ કરવો અને બીજાનો ભાવાર્થ નહીં અનિલ મુન્કર થયો એટલે કે ખરાબ

કર્મોથી રોકવું. આનો ખુલાસો ફરી તે જ ઈમાન અને નેક કર્મો જેને પોતે અપનાવ્યા છે તેની તાકીદ અને નસીહત બીજાઓને કરવું થયું અને એક સંભાવના એ છે કે હકથી ભાવાર્થ સાચી માન્યતાઓ લેવામાં આવે અને સબ્રના ભાવાર્થમાં બધા જ નેક કર્મો કરવા પણ હોય અને ખરાબ કૃત્યોથી બચવું પણ હોય, કારણ કે શબ્દ ''સબ્ર''નો અર્થ પોતાની મનેચ્છાઓને રોકવાનો અને કોઈક વસ્તુના પાબંદ બનાવવાનો થાય છે. આમાં નેક અમલો કરવા પણ આવી ગયા અને ગુનાહોથી બચવું પણ આવી ગયું.

હાફિઝ ઈબ્ને તયમિય્યહ (રહ.)એ પોતાની એક પુસ્તિકામાં કહ્યું કે ઈમાન અને નેક કર્મોથી રોકનારી આદતો બે વસ્તુઓ હોય છે, એક શંકા કુશંકા એટલે કે તેને ઈમાન અને નેક કર્મોમાં અમુક દષ્ટિકોણને લગતી અને વૈચારિક ભ્રમણાઓ કે શંકાઓ પેદા થઈ જાય જેના કારણે માન્યતાઓ (અકીદા) જ બદલાઈ જાય અને અકીદા બદલાવાથી નેક કર્મોમાં દખલ ઉપસ્થિત થવી દેખીતું છે. બીજી વસ્તુ પોતાની મનેચ્છાઓ અને ઈન્દ્રિય સુખ જે માનવીને અમુક સમયે નેક કાર્યોથી અટકાવી દે છે અને અમુક સમયે ખરાબ કર્મોમાં સંડોવી દે છે, જો કે તે દષ્ટિકોણ સંબંધી અને વૈચારિક રીતે નેકી ઉપર અમલ અને બુરાઈથી બચવાનું જરૂરી સમજતો જ હોય છે પરંતુ મનેચ્છાઓ તેના વિરુદ્ધ હોય છે અને તે આ મનેચ્છાઓથી પરાજિત થઈને સીધો માર્ગ છોડી બેસે છે.

આથી પ્રસ્તુત આયતમાં વસિય્યતે હક્કથી ભાવાર્થ એ છે કે ભ્રમણાઓ અને શંકાઓને દૂર કરે અને વસિય્યતે સબ્રથી ભાવાર્થ એ છે કે મનેચ્છાઓને છોડીને સારા કર્મો અપનાવવાનું માર્ગદર્શન કરે. તેનો ખુલાસો એ છે કે વસિય્યતે બિલ હક્કથી ભાવાર્થ બીજા મુસલમાનોની ઇલ્મી સુધારણા છે અને વસિય્યતે બિસ્સબ્રથી ભાવાર્થ તેમના કર્મોની સુધારણા છે.

**છુટકારા માટે માત્ર પોતાના કર્મોની સુધારણા પૂરતી નથી બલકે બીજા મુસલમાનોની ફિકર ચિંતા પણ જરૂરી છે :**

આ સૂરતે મુસલમાનોને એક મોટું માર્ગદર્શન એ આપ્યું કે તેમનું પોતાના અમલને કુર્આન અને સુન્નતના તા'બે કરી લેવું જેટલું અગત્યનું અને આવશ્યક છે એટલું જ આવશ્યક અને અગત્યનું એ છે કે બીજા મુસલમાનોને પણ ઈમાન અને

નેક કામો તરફ બોલાવવાની પોતાની ક્ષમતા અને સામર્થ્ય પ્રમાણે કોશીશ કરે નહિતર માત્ર પોતાના અમલ છુટકારા માટે પૂરતા થશે નહીં. ખાસ કરીને પોતાના બાળ બચ્ચાં અને સગાં સંબંધીઓના ખરાબ કૃત્યો પ્રત્યે બેદરકારી દાખવવી પોતાના છુટકારાનો માર્ગ બંધ કરવો છે, ભલે તે પોતે ગમે એટલા સારા કૃત્યો કરવાની ટેવવાળો હોય, તેથી કુર્આન અને હદીષમાં દરેક મુસલમાન ઉપર પોત પોતાની શકિત અને સામર્થ્ય પ્રમાણે અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર (ભલા કાર્યોનો હુકમ કરવો અને બુરા કાર્યોથી અટકાવવું) ફરજ કરવામાં આવ્યું છે. આ બાબતે સામાન્ય મુસલમાનો બલકે ઘણા ખાસ લોકો પણ ગફલતમાં સપડાયેલા છે. પોતે અમલ કરવાને પૂરતું સમજી બેઠા છે. સંતાનો અને સંબંધીઓ કંઈ પણ કરતા રહે તેની ફિકર ચિંતા નથી કરતા. અલ્લાહ તઆલા આપણ સૌને આ આયતના માર્ગદર્શન ઉપર અમલ કરવાની તવફીક નસીબ કરે. આમીન.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અસ્ર પૂર્ણ થઈ.



તારીખ : ૦૪ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૨ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૪)

# સૂરએ હુમઝહ

સુરએ હુમઝહ મક્કામાં નાઝિલ થઈ, તેની નવ આયતો છે.

## આયતો : (સૂરએ હુમઝહ : આયત નં. ૧ થી ૯)

ركوعها ١ ﴿ سُوۡرَةُ الۡهُمَزَةِ مَكِّيَّةٌ ١٠٤ ٣٢ ﴾ اٰياتها ٩

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

وَيۡلٌ لِّكُلِّ هُمَزَةٍ لُّمَزَةِ ۙ (١) الَّذِىۡ جَمَعَ مَالًا وَّعَدَّدَهٗ ۙ (٢) يَحۡسَبُ اَنَّ مَالَهٗۤ
اَخۡلَدَهٗ ۚ (٣) كَلَّا لَيُنۡۢبَذَنَّ فِى الۡحُطَمَةِ ۖ (٤) وَمَاۤ اَدۡرٰىكَ مَا الۡحُطَمَةُ ؕ (٥) نَارُ اللّٰهِ
الۡمُوۡقَدَةُ ۙ (٦) الَّتِىۡ تَطَّلِعُ عَلَى الۡاَفۡـِٕدَةِ ؕ (٧) اِنَّهَا عَلَيۡهِمۡ مُّؤۡصَدَةٌ ۙ (٨) فِىۡ عَمَدٍ مُّمَدَّدَةٍ (٩)



## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*દરેક મહેણાં મારનાર ટીકાખોરની મહા ખરાબી છે, (૧) જે ધન એકઠું કરે છે અને તેને ગણી ગણીને રાખે છે. (૨) તે ધારે છે કે તેનો માલ તેની પાસે સદા રહેશે. (૩) હરગિઝ (રહેશે) નહિ. ખરેખર, તે માણસને ભાંગીતોડી નાખનારી (આગ)માં ફેંકવામાં આવશે (૪) અને તું શું સમજ્યો કે તે ભાંગીતોડી નાખનારી શું વસ્તુ છે ? (૫) તે અલ્લાહની સળગાવેલી એક આગ છે, (૬) જે (શરીરને લાગતાં જ) દિલોની ખબર લઈ નાખશે. (૭) બેશક, તે આગ તેઓના ઉપર બંધ કરી દેવામાં આવશે. (૮) (તો તે લોકો આગના) લાંબા લાંબા થાંભલાઓમાં (કેદ હશે.) (૯)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરતમાં ત્રણ કઠોર ગુનાહો ઉપર કઠોર અઝાબની ધમકી અને ફરી તે

અઝાબની ભયાનકતાનું વર્ણન છે તે ત્રણ ગુનાહો આ છે, همز، لمز، جمع مال તેમાં હમ્ઝ અને લમ્ઝ કેટલાક અર્થો માટે ઉપયોગ થાય છે. ઘણા તફસીરકારોએ જે અપનાવ્યું છે તે એ છે કે હમ્ઝનો અર્થ ગીબત એટલે કે કોઈની ગેરહાજરીમાં તેની પીઠ પાછળ તેની ખામીઓ અને એબોનું વર્ણન કરવું અને લમ્ઝનો અર્થ કોઈની સામે તેને મ્હેણા ટોણા મારવા અને કટાક્ષ કરી બુરું કહેવું. આ બંને બાબતો ઘણો સખત ગુનોહ છે. ગીબતની ધમકીઓ કુર્આન અને હદીષમાં ખૂબ વધારે છે જેનું કારણ એ હોઈ શકે છે કે આ ગુનાહમાં સંડોવાવામાં કોઈ અવરોધ સામે હોતો નથી અને જે તેમાં પ્રવૃત્ત થઈ ગયો તે આગળ વધતો જ ચાલ્યો જાય છે તેથી આ ગુનોહ મોટાથી મોટો અને વધારેથી વધારે થતો ચાલ્યો જાય છે તેનાથી વિપરીત સામ સામે કહેવાથી ક્યાંક સામેવાળો વ્યક્તિ પોતાના બચાવ માટે તૈયાર હોય છે તેથી ગુનાહને મોટો થવાની શકયતા ઓછી હોય છે. તદુપરાંત કોઈની ગેરહાજરીમાં તેની પીઠ પાછળ તેની ખામીઓ અને એબોનું વર્ણન કરવું એટલા માટે પણ ઘણો મોટો અત્યાચાર છે કે તેને બીચારાને ખબર પણ નથી કે મારા ઉપર શું આક્ષેપો લગાવવામાં આવી રહ્યા છે કે તે પોતાની સફાઈ રજૂ કરી શકે.

એક સ્વરૂપે લમ્ઝ વધારે કઠોર છે, કોઈને તેની સામે ખરાબ કહેવું તેનું અપમાન અને તિરસ્કાર પણ છે અને તેને તેની પીડા પણ ખૂબ સખત થાય છે. આ જ આધારે તેનો અઝાબ પણ ઘણો સખત છે. હદીષ શરીફમાં રસૂલે કરીમ ﷺએ કહ્યું, شِرَارُ عِبَادِ اللّٰهِ تَعَالٰى اَلْمَشَّاءُوْنَ بِالنَّمِيْمَةِ الْمُفَرِّقُوْنَ بَيْنَ الْاَحِبَّةِ الْبَاغُوْنَ الْبُرَآءَ الْعَنَتَ એટલે કે અલ્લાહના બંદાઓમાં અતિદુષ્ટ લોકો તે છે જેઓ ચુગલખોરી કરે છે અને મિત્રો વચ્ચે ફાટફૂટ નાંખે છે અને નિર્દોષ લોકોની ખામીઓ શોધતા ફરે છે.

ત્રીજી ટેવ જેના ઉપર અઝાબની ધમકી આ સૂરતમાં આવી છે તે માલની લાલચ અને મહોબ્બત છે, તેને જ આયતમાં આ રીતે ઓળખાવવામાં આવ્યું છે કે લાલચ અને માલની મહોબ્બતના કારણે તે તેને વારંવાર ગણતો રહે છે કારણ કે બીજી આયતો અને રિવાયતો એ બાબત ઉપર સાક્ષી છે કે માલને એકઠું કરવું કોઈ હરામ અથવા ગુનોહ નથી તેથી અહીંયાં પણ ભાવાર્થ એવું એકઠું કરવું છે જેમાં વાજિબ હકો અદા કરવામાં ન આવ્યા હોય અથવા ગર્વ અને અભિમાનનો

હેતુ હોય અથવા તેની મહોબ્બતમાં ઓતપ્રોત થઈને દીનની જરૂરિયાતોથી બેદરકાર થઈ જાય.

تَطَّلِعُ عَلَى الْأَفْئِدَةِ એટલે કે આ જહન્નમની આગ દિલો સુધી પહોંચી જશે. આમ તો દરેક આગનું લક્ષણ એ જ હોય છે કે જે વસ્તુઓ પણ તેમાં પડે તેના બધા જ ભાગોને તે સળગાવી દે છે, માનવીને જો તેમાં નાંખવામાં આવશે તો તેના બધા જ અવયવોની સાથે તેનું દિલ પણ સળગી જશે. અત્રે જહન્નમની આગની આ લાક્ષણિકતા એટલા માટે વર્ણન કરવામાં આવી કે દુનિયાની આગ જ્યારે માનવીના શરીરને લાગે છે તો તેના દિલ સુધી પહોંચતા પહેલાં જ મોત આવી જાય છે તેનાથી વિપરીત જહન્નમની આગ કે જેમાં મોત તો આવવાની નથી અને દિલ સુધી આગનું પહોંચવું જીવંત રહેવાની પરિસ્થિતિમાં થાય છે અને દિલના સળગવાની તકલીફ અને પીડા પોતાની જિંદગીમાં માનવી અનુભવ કરે છે.


تَمَّتْ سُوْرَةُ الْهُمَزَةِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હુમઝહ પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૦૪ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૨ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૫)

# સૂરએ ફીલ

સૂરએ ફીલ મક્કામાં નાઝિલ થઈ, તેની પાંચ આયતો છે.

**આયતો : (સૂરએ ફીલ : આયત નં. ૧ થી ૫)**

(آياتها ٥) (سورة الفيل مكية ١٩) (ركوعها ١)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلَمْ تَرَ كَيْفَ فَعَلَ رَبُّكَ بِاَصْحٰبِ الْفِيْلِ ۝١ اَلَمْ يَجْعَلْ كَيْدَهُمْ فِيْ
تَضْلِيْلٍ ۝٢ وَّ اَرْسَلَ عَلَيْهِمْ طَيْرًا اَبَابِيْلَ ۝٣ تَرْمِيْهِمْ بِحِجَارَةٍ مِّنْ
سِجِّيْلٍ ۝٤ فَجَعَلَهُمْ كَعَصْفٍ مَّاْكُوْلٍ ۝٥

**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*શું આપને ખબર નથી કે આપના પરવરદિગારે હાથીવાળાઓ સાથે કેવું વર્તન કર્યું ! (૧) શું તેઓના દાવને (તદન) ખોટો નથી કરી દીધો ? (૨) વળી, તેઓના ઉપર (અબાબીલ) પક્ષીઓનાં ટોળેટોળાં મોકલ્યાં, (૩) જે તે લોકો પર ખંગરની કાંકરીઓ ફેંકતા હતા. (૪) પછી અલ્લાહે તેઓને (પશુઓનાં) ખાધેલા (ઘાસના) ભૂકાની માફક કરી નાખ્યા. (૫)*

**વિસ્તૃત વિવરણ :**

આ સૂરતમાં અસ્હાબે ફીલ (હાથીવાળાઓ)ની ઘટના ટૂંકમાં વર્ણન થઈ છે કે તેમણે બયતુલ્લાહને જમીનદોસ્ત કરવાના ઈરાદાથી હાથીઓનું લશ્કર લઈ મક્કા મુકર્રમહ ઉપર ચઢાઈ કરી હતી. અલ્લાહ તઆલાએ મા'મૂલી પક્ષીઓ

દ્વારા તેમના લશ્કરને આસમાની અઝાબ ઉતારીને નેસ્તો નાબૂદ કરી તેમના ઈરાદાઓને ધૂળમાં મેળવી દીધા.

**અસ્હાબે ફીલ (હાથીવાળાઓ)ની ઘટના રસૂલે કરીમ ﷺના જન્મના વર્ષે થઈ :**

આ ઘટના તે વર્ષે સામે આવી જે વર્ષે હઝરત ખાતિમુલ અંબિયા ﷺનો જન્મ મક્કા મુકર્રમહમાં થયો. અમુક રિવાયતોથી પણ તેનું સમર્થન થાય છે અને આ જ પ્રખ્યાત નિવેદન છે. (ઈબ્ને કષીર) હદીષવેત્તાઓએ આ ઘટનાને રસૂલે કરીમ ﷺનો એક પ્રકારનો મોઅ્જિઝો ઠરાવ્યો છે પરંતુ કારણ કે મોઅ્જિઝાનો કાયદો એ છે કે તે નબીના નુબુવ્વતના દા'વાની સાથે તેમની ખરાઈ માટે જાહેર કરવામાં આવે છે. નુબુવ્વતના દા'વાથી પહેલાં બલકે નબીના જન્મથી પણ પહેલાં અલ્લાહ તબારક વ તઆલા અમુક સમયે દુનિયામાં એવી ઘટનાઓ અને નિશાનીઓ જાહેર કરે છે જે પ્રાકૃતિક નિયમોથી વિરુદ્ધ હોવાના કારણે મોઅ્જિઝા જેવી હોય છે. આ રીતેની નિશાનીઓને હદીષવેત્તાઓની પરિભાષામાં ارهاص (ઈરહાસ) કહેવામાં આવે છે જે વખાણ અને પ્રસંશાના અર્થમાં ઉપયોગ થાય છે અને કોઈ વસ્તુનો પાયો નાંખવાને પણ કહે છે. (કામુષ) અંબિયા (અલૈ.)ના દુનિયામાં આગમનથી પહેલાં અથવા તેમના નુબુવ્વતના દા'વાથી પહેલાં પણ અલ્લાહ તબારક વ તઆલા એવી નિશાનીઓ જાહેર કરે છે જે મોઅ્જિઝા જેવી હોય છે અને એવી નિશાનીઓ કારણ કે તેમની નુબુવ્વતની સાબિતીની પ્રસ્તાવના અને એક પ્રકારના વખાણ અને પ્રસંશા હોય છે તેથી તેને "ઈરહાસ" કહેવામાં આવે છે. નબીએ કરીમ ﷺના આગમન અને જન્મથી પહેલાં પણ આ પ્રકારના અનેક "ઈરહાસ" થયા છે. અસ્હાબે ફીલને આસમાની અઝાબ દ્વારા બયતુલ્લાહ ઉપર આક્રમણ કરવાથી અટકાવી દેવું પણ આ જ ઈરહાસમાંથી છે.

**અસ્હાબે ફીલની ઘટના :**

હદીષ અને ઈતિહાસના ઈમામ ઈબ્ને કષીરે આ રીતે નકલ કર્યું છે કે યમન ઉપર હિમયરનો કબ્જો અને શાસન હતું, આ લોકો મુશ્રીક હતા, તેમનો અંતિમ બાદશાહ ઝુનવાસ છે જેણે તે સમયના અહલે હક્ક એટલે કે ઈસાઈઓ ઉપર ખૂબ અત્યાચાર કર્યો. તેણે એક ખૂબ લાંબી પહોળી ખાઈ ખોદાવી તેને

આગથી ભરી દીધી અને જેટલા ઈસાઈઓ મૂર્તિપૂજાના વિરુદ્ધ એક અલ્લાહની ઈબાદત કરનારા હતા તે સૌને તે આગની ખાઈમાં નાંખીને સળગાવી દીધા, જેમની સંખ્યા વીસ હજાર જેટલી હતી. આ જ તે ખાઈની ઘટના છે જેનું વર્ણન અસ્હાબુલ ઉખ્દૂદના નામથી સૂરએ બુરૂજમાં ઉપસ્થિત છે, તેમાં બે વ્યક્તિ કોઈ રીતે તેની પકડથી નાસી છૂટયા અને તેમણે શામ (સિરીયા)ના શાસક પાસે જઈ ફરિયાદ કરી કે ઝુનવાસે નસારાઓ ઉપર આવો ઝુલમ કર્યો છે તમે તેનો બદલો લો. સિરીયાના શાસકે હબસા (ઈથોપિયા)ના રાજાને પત્ર લખ્યો, તે પણ ઈસાઈ હતો અને યમનથી નજીક હતો કે તમે આ જાલિમના અત્યાચારનો બદલો લો. તેણે પોતાનું મોટું લશ્કર બે કમાન્ડર અરબાત અને અબરહાની આગેવાનીમાં યમનના તે બાદશાહના મુકાબલામાં મોકલી દીધું. લશ્કર તેના પ્રદેશ ઉપર તૂટી પડયું અને સમગ્ર યમનને હિમયર કોમના કબ્જામાંથી મુક્ત કરાવ્યું. રાજા હિમયર ઝુનવાસ નીકળીને ભાગ્યો અને દરિયામાં ડૂબીને મૃત્યુ પામ્યો. આ રીતે અરબાત અને અબરહા દ્વારા યમન ઉપર હબસાના બાદશાહનો કબ્જો થઈ ગયો. પછી અરબાત અને અબરહામાં પરસ્પર લડાઈ થઈ અને અરબાત કતલ થઈ ગયો અને અબરહા વિજયી બન્યો અને તે જ હબસાના રાજા નજ્જાશી તરફથી યમનના પ્રદેશનો ગવર્નર નક્કી થયો. તેણે યમન ઉપર કબ્જો કર્યા પછી એવો ઈરાદો કર્યો કે યમનમાં એક એવું શાનદાર ચર્ચ બનાવવામાં આવે જેનું દૃષ્ટાંત આખી દુનિયામાં જોવા ન મળે, તેથી તેનો હેતુ એ હતો કે યમનના અરબ લોકો જેઓ હજ્જ માટે મક્કા મુકર્રમહ જાય છે અને બયતુલ્લાહનો તવાફ કરે છે તે લોકો આ ચર્ચની મહાનતા અને દબદબાથી પ્રભાવિત થઈને કા'બાના બદલે આ જ ચર્ચમાં જવા લાગે. આ વિચારે તેણે ઘણો આલિશાન ચર્ચ એટલો ઊંચો બનાવ્યો કે તેની ઊંચાઈ ઉપર નીચે ઊભેલો વ્યક્તિ નજર નાંખી શકતો ન હતો અને તેને સોના ચાંદી તથા હીરા ઝવેરાતથી શણગાર્યો અને સમગ્ર પ્રદેશમાં એલાન કરાવ્યું કે હવે યમનથી કોઈ વ્યક્તિ કા'બા હજ્જ માટે જશે નહીં અને આ જ ચર્ચમાં ઈબાદત કરશે.

અરબમાં જો કે મૂર્તિપૂજાનું વર્ચસ્વ થઈ ગયું હતું પરંતુ દીને ઈબ્રાહીમ અને કા'બાની મહાનતા અને મહોબ્બત તેમના દિલોમાં ભારોભાર ભરેલી હતી તેથી અદનાન, કહતાન અને કુરૈશના કબીલાઓમાં સખત ગમ અને ગુસ્સાની લહેર

દોડી ગઈ એટલે સુધી કે તેમનામાંથી કોઈએ રાતના સમયે ચર્ચમાં દાખલ થઈને તેમાં ગંદકી નાંખી દીધી અને અમુક રિવાયતોમાં છે કે તેમનામાંથી એક મુસાફર કબીલાએ ચર્ચ નજીક પોતાની જરૂરિયાત માટે આગ સળગાવી, તેની આગ તે ચર્ચને લાગી ગઈ અને તેને ઘણું નુકસાન પહોંચ્યું.

અબરહાને જ્યારે આ બાબતની જાણ થઈ અને બતાવવામાં આવ્યું કે કોઈ કુરૈશીએ આ કામ કર્યું છે તો તેણે કસમ ખાધી કે હું તેમના કા'બાની ઈંટે ઈંટ પાડી નાંખીશ. અબરહાએ તેની તૈયારી શરૂ કરી અને પોતાના બાદશાહ નજ્જાશીની પરવાનગી માંગી. તેણે પોતાના ખાસ હાથી જેનું નામ મહમૂદ હતું અબરહા માટે મોકલી દીધા કે તેના ઉપર સવાર થઈને કા'બા ઉપર આક્રમણ કરે. અમુક રિવાયતોમાં છે કે આ સૌથી મોટો હાથી હતો જેનું દષ્ટાંત દુનિયામાં જોવા મળતું ન હતું અને તેની સાથે બીજા આઠ હાથી પણ આ લશ્કર માટે હબશાના બાદશાહે મોકલી દીધા હતા. હાથીઓની આ સંખ્યા મોકલવાનો હેતુ એ હતો કે બયતુલ્લાહ કા'બાને જમીનદોસ્ત કરવા માટે હાથીઓથી કામ લેવામાં આવે. એવું નક્કી થયું હતું કે બયતુલ્લાહના થાંભલાઓમાં લોઢાની મજબૂત અને લાંબી સાંકળો બાંધીને તે સાંકળોને હાથીઓના ગળામાં બાંધે અને તેને હાંકે તો સમગ્ર બયતુલ્લાહ (મઆઝલ્લાહ) તરત જ જમીનદોસ્ત થઈ જશે.

અરબમાં જ્યારે તેના આક્રમણની ખબર ફેલાઈ તો સમગ્ર અરબ મુકાબલા માટે તૈયાર થઈ ગયું, યમનના અરબોમાંથી એક વ્યક્તિ ઝુનફર નામનો હતો તેણે અરબોની આગેવાની લીધી અને અરબ લોકો તેની આસપાસ એકત્ર થઈને મુકાબલા માટે તૈયાર થઈ ગયા અને અબરહા વિરુદ્ધ યુદ્ધ કર્યું પરંતુ અલ્લાહ તઆલાને તો એ મંજૂર હતું કે અબરહાની હાર અને તેનું અપમાન જાહેર થઈને દુનિયા સામે આવે તેથી અરબ તેના મુકાબલામાં સફળ ન થયા. અબરહાએ તેમને પરાજિત કર્યા અને ઝુનફરને કેદ કરી લીધો અને આગળ રવાના થઈ ગયો. ત્યારબાદ જ્યારે તે કબીલા ખષઅમના સ્થળે પહોંચ્યો તો આ કબીલાના સરદાર નુફયલ બિન હબીબે સમગ્ર કબીલા સાથે અબરહાનો મુકાબલો કર્યો પરંતુ અબરહાના લશ્કરે તેમને પણ હાર આપી અને નુફયલ બિન હબીબને પણ કેદ કરી લીધો અને તેની હત્યાનો ઈરાદો કર્યો પરંતુ એવું સમજીને જીવીત રાખ્યો કે તેનાથી આપણે માર્ગોની જાણ મેળવીશું. ત્યારબાદ જ્યારે આ લશ્કર

તાઈફની પાસે પહોંચ્યું તો તાઈફનો નિવાસી કબીલો ષકીફ પાછલા કબીલાઓના યુદ્ધો અને અબરહાની જીતની કહાણીઓ સાંભળી ચૂક્યો હતો, તેમણે પોતાની ખૈર મનાવવાનો ફેંસલો કર્યો અને એ કે તાઈફમાં જે આપણે એક મોટું મૂર્તિઘર લાતના નામથી બનાવી રાખ્યું છે તે તેને ન છેડે તો અમે તેનો મુકાબલો કરીશું નહીં, તેમણે અબરહાને મળીને એ પણ નક્કી કરી લીધું કે અમે તમારા માર્ગદર્શન અને મદદ માટે અમારા એક સરદાર અબૂ રિગાલને તમારી સાથે મોકલીએ છીએ. અબરહા એના ઉપર રાજી થઈ ગયો અને અબૂ રિગાલને સાથે લઈને મક્કા મુકર્રમહ નજીક મગમસ નામના સ્થળે પહોંચી ગયો જ્યાં મક્કાના કુરૈશના ઊંટો ચરી રહ્યા હતા. અબરહાના લશ્કરે સૌ પ્રથમ તેમના ઉપર હુમલો કરીને તે ઊંટો પકડી લીધા, તેમાં બસ્સો ઊંટો રસૂલે કરીમ ﷺના દાદા કુરૈશના સરદાર અબ્દુલ મુત્તલીબના પણ હતા. અબરહાએ અહીં પહોંચીને પોતાનો એક સંદેશાવાહક હનાતાહ હિમયરીને મક્કા શહેરમાં મોકલ્યો કે તે મક્કા શહેરમાં જઈને કુરૈશના સરદારોને જાણ કરે કે અમે તમારી સાથે યુદ્ધ માટે નથી આવ્યા, અમારો હેતુ કા'બાને પાડી નાંખવાનો છે, જો તમે તેમાં અડચણ ઊભી ન કરી તો તમને કોઈ નુકસાન પહોંચશે નહીં. હનાતાહ જ્યારે મક્કામાં દાખલ થયો તો સૌએ તેને અબ્દુલ મુત્તલીબનું સરનામું આપ્યું કે તે સૌથી મોટા કુરૈશના સરદાર છે. હનાતાહે અબ્દુલ મુત્તલીબ સાથે વાતચીત કરી અને અબરહાનો સંદેશ મોકલ્યો કે તે કુરૈશના સરદારો પાસે જઈને જાણ કરે કે અમે તમારી સાથે યુદ્ધ માટે નથી આવ્યા, અમારો હેતુ કા'બાને જમીનદોસ્ત કરવાનો છે જો તમે તેમાં અડચણ નાંખશો નહીં તો તમને કોઈ નુકસાન પહોંચશે નહીં. ઈબ્ને ઈસ્હાકની રિવાયત પ્રમાણે અબ્દુલ મુત્તલીબે એવો જવાબ આપ્યો કે અમારો પણ અબરહા સાથે યુદ્ધનો કોઈ ઈરાદો નથી, ન જ અમારી એટલી તાકાત છે કે તેનો મુકાબલો કરી શકીએ અલબત્ત હું એટલું બતાવી આપું છું કે આ અલ્લાહ તઆલાનું ઘર અને તેના ખલીલ (મિત્ર) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું બનાવેલું છે તે પોતે તેના રક્ષણનો જવાબદાર છે જો અલ્લાહ તઆલા સાથે યુદ્ધનો ઈરાદો હોય તો તે જે ઈચ્છે કરે પછી જુએ અલ્લાહ તઆલા શું મા'મલો કરે છે. હનાતાહે અબ્દુલ મુત્તલીબને કહ્યું કે તો પછી તમે મારી સાથે ચાલો હું તમને અબરહા સાથે મુલાકાત કરાવું છું. અબરહાએ જ્યારે અબ્દુલ મુત્તલીબને જોયા કે આ તો ઘણા

મોભાદાર વ્યક્તિ છે તો તેમને જોઈને પોતાના તખ્ત ઉપરથી ઊતરીને નીચે બેસી ગયો અને અબ્દુલ મુત્તલીબને પોતાની સાથે બેસાડયા અને પોતાના દુભાષિયાને કહ્યું કે અબ્દુલ મુત્તલીબને પૂછો કે તેઓ શા માટે આવ્યા છે ? અબ્દુલ મુત્તલીબે કહ્યું કે મારી જરૂરિયાત તો માત્ર એટલી છે કે મારા ઊંટો જે તમારા લશ્કરે પકડી રાખ્યા છે તેને છોડી દો. અબરહાએ દુભાષિયા દ્વારા અબ્દુલ મુત્તલીબને કહ્યું કે જ્યારે મેં તમને પ્રથમ જોયા તો મારા દિલમાં તમારી ઘણી ઇજ્જત અને મોટાઈ ઉત્પન્ન થઈ પરંતુ તમારી વાતચીતે તેને બિલકુલ સમાપ્ત કરી દીધી કે તમે મારી પાસે માત્ર પોતાના બસ્સો ઊંટોની વાત કરી રહ્યા છો જ્યારે કે તમને એ ખબર છે કે હું તમારા કા'બાને કે જે તમારો ધર્મ છે તેને પાડી નાંખવા માટે આવ્યો છું તેના વિશે તમે કોઈ વાતચીત કરી નહીં. અબ્દુલ મુત્તલીબે જવાબ આપ્યો કે ઊંટોનો માલિક તો હું છું, મને તેની ફિકર થઈ અને બયતુલ્લાહનો માલિક હું નથી બલકે તેની માલિક એક મહાન જાત છે અને તે પોતાના ઘરનું રક્ષણ કરવાનું જાણે છે. અબરહાએ કહ્યું કે તમારો ખુદા તેને મારા હાથે બચાવી શકશે નહીં. અબ્દુલ મુત્તલીબે કહ્યું કે પછી તમારે જે કરવું હોય તે કરો અને અમુક રિવાયતોમાં છે કે અબ્દુલ મુત્તલીબની સાથે કુરૈશના અમુક બીજા સરદારો પણ હતા, તેમણે અબરહાની સામે એવી દરખાસ્ત મૂકી કે જો તમે બયતુલ્લાહ ઉપર હાથ ના અજમાવો અને પાછા જાઓ તો અમે સમગ્ર તહામાની એક એક તૃત્યાંશ પાકની આવક તમને ખિરાજ તરીકે અદા કરતા રહીશું પરંતુ અબરહાએ તેને માનવાથી ઇન્કાર કરી દીધો. અબ્દુલ મુત્તલીબના ઊંટ અબરહાએ પાછા આપી દીધા, તેઓ ઊંટ લઈને પાછા આવ્યા તો બયતુલ્લાહના દરવાજાની બારસાખ પકડીને દુઆમાં મશ્ગૂલ થઈ ગયા અને કુરૈશનું એક મોટું ટોળું પણ સાથે હતું, સૌએ દુઆ કરી કે અબરહાના મહાન લશ્કરનો મુકાબલો અમારા સામર્થ્યની વાત નથી, તું જ પોતાના ઘરની સુરક્ષાની વ્યવસ્થા કર. આજિઝી અને કાકલૂદી સાથે દુઆ કર્યા પછી અબ્દુલ મુત્તલીબ મક્કા મુકર્રમહના બીજા લોકોને સાથે લઈને અનેક પહાડો ઉપર ફેલાઈ ગયા. તેમને એવો વિશ્વાસ હતો કે તેમના લશ્કર ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ આવશે. આ જ યકીનની બીનાએ તેમણે અબરહા પાસે પોતે પોતાના ઊંટોની માંગણી કરી હતી. બયતુલ્લાહ વિશે વાતચીત કરવાનું એટલા માટે પસંદ ન કર્યું કે પોતે તો તેનો મુકાબલો કરવાની તાકાત ન હતી અને બીજી

બાજુ એવું પણ યકીન રાખતા હતા કે અલ્લાહ તઆલા તેમની લાચારી ઉપર રહમ કરી દુશ્મનની શકિત અને તેના ઈરાદાઓને ધૂળમાં મેળવી દેશે.

સવાર થઈ તો અબરહાએ બયતુલ્લાહ ઉપર ચઢાઈની તૈયારી કરી અને પોતાના મહમૂદ નામના હાથીને આગળ ચાલવા માટે તૈયાર કર્યો. નુફયૂલ બિન હબીબ જેને માર્ગમાંથી અબરહાએ પકડ્યો હતો તે ત્યારે આગળ વધ્યો અને હાથીનો કાન પકડી કહેવા લાગ્યો કે તું જ્યાંથી આવ્યો છે ત્યાં સહી સલામત પાછો જા, કારણ કે તું અલ્લાહના બલદે અમીન (સુરક્ષિત શહેર)માં છે. આવું કહીને તેનો કાન છોડી દીધો, હાથી આ સાંભળતા જ બેસી ગયો. મહાવતોએ તેને ઉઠાડવા અને ચલાવવા ઈચ્છ્યું પરંતુ તે પોતાની જગ્યાએથી ટસનો મસ ન થયો. તેને મોટા મોટા લોખંડના શૂળોથી મારવામાં આવ્યો, તેની પણ તેણે પરવા ન કરી, તેની સૂંઢમાં લોઢાના હૂક નાંખવામાં આવ્યા તો પણ તે ઊભો ન થયો, તે સમયે લોકોએ તેને યમન તરફ પાછા લઈ જવા ઈચ્છ્યું તો તે તરત ઊભો થઈ ગયો અને સિરીયા તરફ ચલાવવા ઈચ્છ્યું તો ચાલવા લાગ્યો, પછી પૂર્વ તરફ ચલાવવા ઈચ્છ્યું તો ચાલવા લાગ્યો, સૌ તરફ ચલાવ્યા પછી મક્કા મુકર્રમહ તરફ ચલાવવા લાગ્યા તો પાછો બેસી ગયો.

અલ્લાહ જલ્લ શા'નુહૂની કુદરતનો આ કરિશ્મો અહીંયાં જાહેર થયો, બીજી બાજુ દરિયા તરફથી અમુક પક્ષીઓના ટોળાંઓ આવતા દેખાયા જેમાંથી દરેકની સાથે ત્રણ કાંકરીઓ ચણા અથવા મસૂર સમાન હતી, એક ચાંચમાં અને બે પંજાઓમાં. વાકદીની એક રિવાયતમાં છે કે આ પક્ષીઓ અજબ પ્રકારના હતા જે આનાથી પહેલાં જોવામાં આવ્યા ન હતા, તેમની કદ કાઠી કબૂતરોથી નાની હતી અને તેમના પંજાઓ લાલ હતા, દરેક પંજામાં એક કાંકરી અને એક ચાંચમાં લઈને આવતા દેખાયા અને તરત જ અબરહાના લશ્કર ઉપર છવાઈ ગયા. આ કાંકરીઓ જે દરેક પાસે હતી તેમણે અબરહાના લશ્કર ઉપર નાંખી, એક એક કાંકરીએ તે કામ કર્યું જે બંદૂકની ગોળી પણ કરી શકતી ન હતી કે જેના ઉપર પડતી તેના શરીરની આરપાર નીકળીને જમીનમાં ઘુસી જતી. આ અઝાબ જોઈને બધા જ હાથીઓ નાઠા. માત્ર એક હાથી રહી ગયો હતો જે આ કાંકરીથી હલાક થયો અને લશ્કરના બધા સૈનિકો તે જ સ્થળે હલાક ન થયા બલકે વિવિધ

દિશાઓમાં ભાગ્યા, તે સૌની એવી હાલત થઈ કે અનેક માર્ગોએ મૃત્યુ પામી પામીને પડી ગયા. અબરહાને કારણ કે કઠોર સજા આપવાની હતી તે તાત્કાલિક મર્યો નહીં પરંતુ તેના શરીરમાં એવું ઝેર ફેલાઈ ગયું કે તેનો એક એક સાંધો સડીને પડવા લાગ્યો અને તે એવી જ હાલતમાં યમન પાછો લાવવામાં આવ્યો અને યમનના પાટનગર સના પહોંચીને તેનું સમગ્ર શરીર ટૂકડે ટૂકડા થઈને વહી ગયું અને તે મૃત્યુ પામ્યો. અબરહાના હાથી મહમૂદની સાથે બે મહાવતો પણ અહીંયાં મક્કા મુકર્રમહમાં રહી ગયા પરંતુ તેઓ એ પ્રકારે આંધળા અને અપંગ થઈ ગયા હતા કે મહમૂદ બિન ઈસ્હાકે હઝરત આયશા (રદિ.)થી રિવાયત કરી છે કે તેમણે કહ્યું કે મેં તે બંનેને એવી હાલતમાં જોયા છે કે તેઓ આંધળા અને અપંગ હતા અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની બહેન અસ્મા (રદિ.) કહે છે કે મેં તે બંને અપંગ અને આંધળાઓને ભીખ માંગતા જોયા છે. અસ્હાબે ફીલની આ ઘટના વિશે આ સૂરતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને કહ્યું છે.

اَلَمْ تَرَ كَيْفَ فَعَلَ رَبُّكَ بِاَصْحٰبِ الْفِيْلِ અત્રે اَلَمْ تَرَ કહ્યું, જેનો અર્થ છે કે શું તમે જોયું નથી ? જ્યારે કે આ ઘટના આપ ﷺના મુબારક જન્મથી અમુક દિવસ પહેલાંની છે. આપ ﷺના જોવાનો અત્રે કોઈ જાહેર મોકો ન હતો પરંતુ જે ઘટના ચોક્કસ એવી હોય કે સામાન્ય રીતે તેનો સાક્ષાત્કાર કરવામાં આવ્યો હોય અને તેનું જ્ઞાન પણ તેને જોયા જેવું જ ઓળખવામાં આવતું હોય કે જાણે તેને આંખોથી જોયેલી ઘટના છે અને એક હદ સુધી જોવું પણ સાબિત છે જેમકે ઉપર પસાર થઈ ચૂક્યું કે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને અસ્મા (રદિ.)એ હાથીવાળાઓને આંધળા અને અપંગ ભીખ માંગતા જોયા છે.

طَيْرًا اَبَابِيْلَ માં શબ્દ اَبَابِيْلَ (અબાબીલ) એ બહુવચનનો શબ્દ છે પરંતુ તેનું કોઈ એકવચન નથી. તેનાથી ભાવાર્થ આ પક્ષીઓના ટોળાંનો છે, કોઈ ખાસ પક્ષીનું નામ નથી. ઉર્દૂ ભાષામાં જે એક ખાસ પ્રકારના પક્ષીને અબાબીલ કહેવામાં આવે છે તે અત્રે ભાવાર્થ તરીકે નથી જેમકે ઉપર એક રિવાયતમાં પસાર થઈ ચૂક્યું છે કે આ પક્ષીઓ કબૂતરથી થોડા નાના હતા અને કોઈ એવી પ્રજાતિના હતા કે જે પ્રથમ ક્યારેય જોવા મળ્યા ન હતા.

*(સઈદ બિન ઝુબૈર દ્વારા કુર્તુબી)*

بِحِجَارَةٍ مِّنْ سِجِّيْلٍ માં શબ્દ سِجِّيْل જેનો અર્થ છે એવી કાંકરીઓ જે ભીની માટીને આગમાં પકાવવાથી બને છે. તેમાં ઈશારો એ તરફ છે કે આ કાંકરીઓ પણ પોતે કોઈ શક્તિ ધરાવતી ન હતી, મા'મૂલી ગારા અને આગથી બનેલ હતી પરંતુ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની કુદરતે તેમની પાસેથી બંદૂકની ગોળીઓ કરતાં વધારે કામ લીધું.

فَجَعَلَهُمْ كَعَصْفٍ مَّأْكُوْلٍ માં શબ્દ عَصْف ભૂસાને કહે છે. પ્રથમ તો પોતે ભૂસું જ વિખરાયેલા તણખલા હોય છે પછી જ્યારે તેને કોઈ પ્રાણીએ ચાવી નાંખ્યું હોય તો તે તણખલા પણ પોતાની સ્થિતિ ઉપર નથી રહેતા. અબરહાના લશ્કર ઉપર આ કાંકરીઓ પડી તો તેની આ જ ભૂસા જેવી હાલત થઈ.

અસ્હાબે ફીલની આ આશ્ચર્યજનક ઘટનાએ સમગ્ર અરબના દિલોમાં કુરૈશનું સન્માન વધારી દીધું અને બધા માનવા લાગ્યા કે આ લોકો અલ્લાહવાળા છે અને તેમના તરફથી પોતે અલ્લાહ જલ્લ શા'નુહૂએ તેમના દુશ્મનોનો નાશ કરી નાંખ્યો. (કુર્તુબી) આ જ સન્માનની એવી અસર હતી કે મક્કાના કુરૈશ વિવિધ દેશોની મુસાફરી વેપારના હેતુથી કરતા હતા અને માર્ગમાં તેમને કોઈ નુકસાન પહોંચાડતું ન હતું જ્યારે કે તે સમયે બીજાઓ માટે કોઈ મુસાફરી આવા ભયથી ખાલી ન હતી. કુરૈશની આ જ મુસાફરીઓનું વર્ણન આગલી સૂરત સૂરએ કુરૈશમાં કરીને તેમને આ નેઅ્મતનો આભાર માનવા તરફ આમંત્રણ આપવામાં આવ્યું છે.






અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફીલ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૦૪ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૨ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૬)

# સૂરએ કુરૈશ

સૂરએ કુરૈશ મક્કામાં નાઝિલ થઈ, તેની ચાર આયતો છે.

**આયતો : (સૂરએ કુરૈશ : આયત નં. ૧ થી ૪)**




**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કુરૈશ ટેવાઈ ગયા છે તેથી (૧) એટલે શિયાળા અને ઉનાળાની મુસાફરીથી ટેવાઈ ગયા છે. (૨) માટે (એ ઉપકારના બદલામાં) તેઓને જોઈએ કે આ ઘર (કઅ્બહ)ના માલિકની બંદગી કરે. (૩) જેણે તેઓને ભૂખમાં ખાવાનું આપ્યું અને બીકથી તેઓને સલામતી આપી. (૪)*

## વિસ્તૃત વિવરણ :

એ બાબત ઉપર તો તફસીરકારોની સહમતી છે કે અર્થ અને વિષયના આધારે આ સૂરત સૂરએ ફીલથી જ સંબંધિત છે અને કદાચ એ કારણે અમુક મુસ્હફોમાં તે બંનેને એક જ સૂરત કરીને લખવામાં આવી હતી. બંને વચ્ચે બિસ્મિલ્લાહ લખી ન હતી પરંતુ હઝરત ઉસ્માન ગની (રદિ.)એ જ્યારે પોતાના સમયકાળમાં કુર્આનના બધા જ મુસ્હફો (હસ્તપ્રતો)ને એકઠા કરીને એક નુસ્ખો તૈયાર કર્યો અને બધા જ સહાબએ કિરામ (રદિ.)નો તેના ઉપર ઈજ્માઅ

(સહમતી) થયો. આ જ કુર્આનના નુસ્ખાને જમહૂર નજીક ઈમામ કહેવામાં આવે છે, તેમાં આ બંનેને બે અલગ અલગ સૂરતો જ લખી છે. બંને વચ્ચે બિસ્મિલ્લાહ લખવામાં આવી છે.

لِاِيْلٰفِ قُرَيْشٍ અહીંયાં لِ (લામ)થી નહ્‌વી વ્યાકરણ આધારે એ બાબતે તકાદો છે કે તેનો સંબંધ કોઈ પાછલા વિષય સાથે હોય તેથી તેના વિશે અનેક નિવેદનો છે. પાછલી સૂરતોની સાથે તેનો કોઈ સૈદ્ધાંતિક સંબંધ હોવાના કારણે અમુક લોકોએ કહ્યું કે અહીંયાં اِنَّا اَهْلَكْنَا اَصْحٰبَ الْفِيْلِ વાક્ય સુષુપ્ત છે. એટલે કે અમે અસ્હાબે ફીલ (હાથીવાળાઓ)નો એટલા માટે વિનાશ કર્યો કે મક્કાના કુરૈશો ઠંડી અને ગરમીની બે મુસાફરીની ટેવવાળા હતા તેથી તેમના માર્ગમાં કોઈ અડચણ બાકી ન રહે અને સૌના દિલોમાં તેમનું સન્માન પેદા થઈ જાય અને અમુક લોકોએ કહ્યું કે સુષુપ્ત વાક્ય اِعْجَبُوْا એટલે કે તાજ્જુબ કરો કુરૈશના મા'મલાથી કે કઈ રીતે ઠંડી અને ગરમીની મુસાફરીઓ સ્વતંત્ર અને નિર્ભય થઈને કરે છે અને અમુક લોકોએ કહ્યું કે તેનો સંબંધ એ વાક્ય સાથે છે જે આગલી આયતમાં આવી રહ્યો છે. એટલે કે فَلْيَعْبُدُوْا ભાવાર્થ એ થયો કે કુરૈશે આ નેઅ્‌મતના પરિણામે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો જોઈએ અને તેની ઈબાદતમાં લાગી જવું જોઈએ. આવી પરિસ્થિતિમાં فَلْيَعْبُدُوْا ની ઉપર ف એટલા માટે છે કે પ્રથમ વાક્યમાં એક અર્થ શરતનો જોવા મળે છે. મતલબ કે આ સૂરતમાં કહેવામાં આવ્યું છે કે મક્કાના કુરૈશીઓ કારણ કે બે મુસાફરીની ટેવવાળા હતા. એક ઠંડીમાં યમન તરફ, બીજી ગરમીમાં સિરીયા તરફ અને આ જ બે મુસાફરીઓ ઉપર તેમના વેપાર અને કારોબારનો આધાર હતો અને આ જ વેપારની બીનાએ તેઓ માલદાર અને અમીર હતા તેથી અલ્લાહ તઆલાએ તેમના દુશ્મન અસ્હાબે ફીલને બોધદાયક સજા આપીને કુરૈશીઓનું સન્માન લોકોના દિલોમાં વધારી દીધું અને આ સમગ્ર પ્રદેશમાં તેઓ જ્યાં પણ જાય લોકો તેમની ઈજ્જત અને સન્માન કરતા હતા.

**કુરૈશની શ્રેષ્ઠતા સમગ્ર અરબ ઉપર :**

આ સૂરતમાં એ તરફ પણ ઈશારો છે કે અરબના બધા જ કબીલાઓમાં કુરૈશ અલ્લાહ તઆલા નજીક સૌથી વધારે સ્વીકૃત છે, જેમકે હદીષ શરીફમાં છે

કે રસૂલે કરીમ ﷺએ કહ્યું બધી જ ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી કનાયાને અને કનાયામાંથી કુરૈશને અને કુરૈશમાંથી બની હાશિમને અને બની હાશિમમાંથી મને ચૂંટી કાઢયો છે. (બગવી –વાષિલા બિન અસકઅ્ દ્વારા) અને એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ કહ્યું કે બધા જ લોકો કુરૈશના તા'બે છે ભલાઈ અને બુરાઈમાં. (રવાહુ મુસ્લિમ –જાબિર રદિ. દ્વારા, મઝહરી) અને પ્રથમ હદીષમાં જે અલ્લાહ તઆલાએ ચૂંટી કાઢવાનું વર્ણન છે કદાચ તેનું કારણ આ કબીલાની ખાસ ક્ષમતા અને ટેવો છે. કુફ્ર અને શિર્ક તથા અજ્ઞાનતાના સમયકાળમાં પણ તેમનામાં અમુક અખ્લાક અને ટેવો અત્યંત ઉચ્ચ કક્ષાની હતી. તેમાં સત્યના સ્વીકારની ક્ષમતા સંપૂર્ણ હતી. આ જ કારણે સહાબએ કિરામ (રદિ.) અને અવલિયા અલ્લાહમાં ઘણા લોકો કુરૈશમાંથી થયા છે.

*(મઝહરી)*

رِحۡلَةَ الشِّتَآءِ وَالصَّيۡفِ આ વાત ઘણી પ્રખ્યાત છે કે મક્કા મુકર્રમહ એક એવા સ્થળે વસેલું છે જ્યાં કોઈ ખેતી નથી થતી, જ્યાં બગીચાઓ નથી કે જેના ફળો મક્કાવાળાઓને મળી શકે તેથી બયતુલ્લાહના સ્થાપક હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ મક્કા મુકર્રમહને વસાવતી વખતે અલ્લાહ તઆલા પાસે આ દુઆ કરી હતી કે આ શહેરને સલામતીની જગ્યા બનાવી દે અને મક્કાવાળાઓને ફળોની રોઝી અર્પણ કર, وَّارۡزُقۡ اَهۡلَهٗ مِنَ الثَّمَرٰتِ અને બહારથી દરેક બાજુએથી ફળો અહીંયાં લાવવામાં આવ્યા કરે يُجۡبٰۤى اِلَيۡهِ ثَمَرٰتُ كُلِّ شَىۡءٍ તેથી મક્કાવાળાઓના આર્થિક ઉપાર્જનનો આધાર એના જ ઉપર હતો કે તેઓ વેપાર માટે મુસાફરી કરે અને પોતાની જરૂરિયાત ત્યાંથી લાવે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે મક્કાવાળા ઘણા ગરીબ અને તકલીફમાં હતા એટલે સુધી કે રસૂલે કરીમ ﷺના પરદાદા હાશિમે કુરૈશને એ બાબતે તૈયાર કર્યા કે બીજા પ્રદેશો સાથે વેપારનું કામ કરે. સિરીયા દેશ એક ઠંડો પ્રદેશ હતો ગરમીના સમયમાં ત્યાં વેપાર કરતા અને યમન ગરમ પ્રદેશ છે ઠંડીના સમયમાં તે બાજુ વેપારી મુસાફરી કરતા અને લાભ પ્રાપ્ત કરતા હતા. હવે કારણ કે આ લોકો બયતુલ્લાહના સેવક હોવાની હેસિયતે બધા જ અરબોમાં સન્માનનીય અને મોટા સમજવામાં આવતા હતા તો આ માર્ગમાં દરેક ભયથી તેઓ સુરક્ષિત રહેતા હતા અને હાશિમ તે સૌમાં સરદાર માનવામાં આવતા હતા તેથી તેમની રીત એ હતી કે

આ વેપારમાંથી જે નફો પ્રાપ્ત થતો હતો તેને કુરૈશના અમીર અને ગરીબ સૌમાં વહેંચી દેતા હતા. એટલે સુધી કે તેમનો ગરીબ વ્યક્તિ પણ માલદારો સમાન સમજવામાં આવતો હતો. પછી અલ્લાહ તઆલાએ તેમના ઉપર એક વધારે અહેસાન કર્યું કે દરેક વર્ષે બે મુસાફરીની તકલીફથી પણ એ રીતે બચાવ્યા કે મક્કા મુકર્રમહથી અડીને આવેલ યમનનો ઈલાકો તબાલા અને હર્શને એટલો હરિયાળો અને ફળદ્રુપ બનાવી દીધો કે ત્યાંનું અનાજ તેમની જરૂરિયાત કરતાં વધારે હોવાની બીનાએ તેમને એવી જરૂર ઉપસ્થિત થઈ કે આ અનાજ ત્યાંથી લાવીને જીદ્દામાં વેચે, તેથી જિંદગીની ઘણી જરૂરિયાતો જીદ્દાથી જ પૂરી થવા લાગી. મક્કાવાળા તે લાંબી બે મુસાફરીઓના બદલે માત્ર બે મંઝિલ ઉપર જઈને જીદ્દાથી બધો સામાન લાવવા લાગ્યા. પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાએ મક્કાવાળાઓ ઉપર આ જ અહેસાન અને ઈનામનું વર્ણન કર્યું છે.

فَلْيَعْبُدُوْا رَبَّ هٰذَا الْبَيْتِ ઈનામોનું વર્ણન કર્યા પછી તેનો શુક્ર અદા કરવા માટે કુરૈશને ખાસ સંબોધન સાથે એ સૂચના આપી કે આ ઘરના માલિકની ઈબાદત કર્યા કરો, આ સ્થળે અલ્લાહ તઆલાની સિફતોમાંથી રબ્બુલ બયૂત હોવાની સિફતને ખાસ એટલા માટે વર્ણન કરવામાં આવી કે આ જ બયૂતે કા'બા તેમની બધી જ શ્રેષ્ઠતા અને બરકતોનું કેન્દ્રસ્થાન હતું.

الَّذِىْ اَطْعَمَهُمْ مِّنْ جُوْعٍ وَّاٰمَنَهُمْ مِّنْ خَوْفٍ તેમાં મક્કાના કુરૈશ માટે દુનિયાની તે બધી જ મહાન નેઅ્મતોને એકઠી કરી દીધી છે જે માનવીને ખુશહાલ રહેવા માટે જરૂરી છે. તેમાં ખાવા પીવાની જરૂરિયાતો પણ સામેલ છે અને દુશ્મનો તથા ચોર લૂંટારાઓના ભયથી પણ સુરક્ષિત થવું સામેલ છે અને આખિરતના અઝાબથી સુરક્ષિત થઈ જવું પણ.

**ખુલાસો :**

ઈબ્ને કષીર (રહ.)એ કહ્યું કે આ જ કારણ છે કે જે વ્યક્તિ આ આયતના હુકમ પ્રમાણે અલ્લાહ તઆલાની ઈબાદત કરે તેના માટે દુનિયામાં પણ સલામત અને નિર્ભય તથા નીડર રહેવાની વ્યવસ્થા કરી દેવામાં આવે છે અને આખિરતમાં પણ; અને જે તેનાથી ઊલટું કરે તેની પાસેથી આ બંને પ્રકારોની શાંતિ અને સલામતી છીનવી લેવામાં આવે છે જેમકે કુર્આને કરીમે કહ્યું,

ضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً كَانَتْ اٰمِنَةً مُّطْمَئِنَّةً يَّاْتِيْهَا رِزْقُهَا رَغَدًا مِّنْ كُلِّ مَكَانٍ

فَكَفَرَتْ بِاَنْعُمِ اللّٰهِ فَاَذَاقَهَا اللّٰهُ لِبَاسَ الْجُوْعِ وَالْخَوْفِ بِمَا كَانُوْا يَصْنَعُوْنَ

એટલે કે અલ્લાહ તઆલાએ એક દૃષ્ટાંત વર્ણન કર્યું કે એક વસ્તી હતી જે સલામત અને સુરક્ષિત તથા દરેક ભયથી નિર્ભય હતી તેની રોજી દરેક સ્થળેથી આવી જતી હતી પછી તે વસ્તીવાળાઓએ અલ્લાહ તઆલાના ઈનામોની નાશુક્રી કરી તો અલ્લાહ તઆલાએ તેમને ભૂખ અને ડરની પરેશાનીમાં સંડોવી દીધા તેમના કરતૂતોની બીનાએ.

**મોટો લાભ :**

અબૂલ હસન કઝવીનીએ કહ્યું કે જે વ્યક્તિને કોઈ દુશ્મન અથવા કોઈ મુસીબતનો ડર હોય તેના માટે સૂરએ કુરૈશ પઢવામાં સલામતી છે. તેને ઈમામ જઝરી (રહ.)એ નકલ કરીને કહ્યું કે આ અમલ ખૂબ અસરકારક અને અજમાવેલો છે. હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં તેને નકલ કરીને કહ્યું કે મને મારા શૈખ હઝરત મિરઝાં મઝહર જાનેજાનાં (રહ.)એ ડર અને ભયના સમયે આ સૂરત પઢવાનો હુકમ આપ્યો અને કહ્યું કે દરેક બલા અને મુસીબતને દૂર કરવા માટે તેને પઢવું અસરકારક છે. હઝરત કાઝી સાહેબ કહે છે કે મેં પણ વારંવાર તેનો અનુભવ કર્યો છે.

تَمَّتْ سُوْرَةُ الْقُرَيْشِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કુરૈશ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૦૬ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૪ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૭)

# સૂરએ માઊન

સૂરએ માઊન મક્કામાં નાઝિલ થઈ, તેની સાત આયતો છે.

## આયતો : (સૂરએ માઊન : આયત નં. ૧ થી ૭)




## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*શું તે માણસને આપે જોયો જે ન્યાયના દિવસને જૂઠાડે છે ? તો એ માણસ તે જ છે જે યતીમને ધક્કા મારે છે (૨) અને નિરાધારને ખવડાવવા માટે ઉત્તેજન આપતો નથી. (૩) ફરી તે નમાઝીઓની ભારે ખરાબી છે (૪) કે જેઓ પોતાની નમાઝથી બેદરકાર છે. (૫) તેઓ એવા છે કે (જ્યારે બંદગી કરે છે તો) દેખાડવા માટે કરે છે (૬) અને (નજીવી) વાપરવાની વસ્તુ માંગેથી પણ આપતા નથી. (૭)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરતમાં કાફિરો અને મુનાફિકોના અમુક દુષ્ટ અને નીંદનીય કર્મોનું વર્ણન અને તેના ઉપર જહન્નમની ધમકી છે. આ કર્મો જો કોઈ મો'મિનથી થઈ જાય જે જૂઠાડતો નથી તે પણ જો કે શરઈ રીતે નીંદનીય અને સખત ગુનોહ છે

પરંતુ પ્રસ્તુત ધમકી તેના ઉપર લાગુ નથી પડતી તેથી આ કર્મો અને અમલોથી પહેલાં એ વ્યક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે જે દીન અને કયામતનો ઈન્કારી છે, તેને જૂઠાડે છે. તેમાં ઈશારો એ તરફ છે કે આ અમલો જેનું વર્ણન આગળ આવી રહ્યું છે તે સાચા મો'મિનની શા'નથી સંભવિત નથી, તે કોઈ ઈન્કારી કાફિર જ કરી શકે છે, તે દુષ્ટ કર્મો જેનું આ સ્થળે વર્ણન આ સૂરતમાં કરવામાં આવ્યું છે તે આ છે. ૧.યતીમ સાથે દુર્વ્યવહાર અને તેનું અપમાન, ૨. ગરીબો અને મોહતાજોને શક્તિ હોવા છતાં ખાવું ન આપવું અને બીજાઓને એવું કરવાનું પ્રોત્સાહન કે પ્રેરણા ન આપવી, ૩. નમાઝમાં દેખાડો કરવો, ૪. ઝકાત અદા ન કરવી. આ બધી પ્રવૃત્તિઓ પોતાની જાતમાં પણ ખૂબ નીંદનીય અને સખત ગુનોહ છે અને જ્યારે કુફ્ર અને જૂઠાડવાના પરિણામે આ પ્રવૃત્તિઓ થઈ હોય તો તેનો વબાલ કાયમી જહન્નમ છે જેમકે આ સૂરતમાં તેને ویل ના શબ્દથી વર્ણન કર્યું છે.

فَوَيْلٌ لِّلْمُصَلِّيْنَ الَّذِيْنَ هُمْ عَنْ صَلَاتِهِمْ سَاهُوْنَ الَّذِيْنَ هُمْ يُرَآءُوْنَ આ હાલત મુનાફિકોની વર્ણન થઈ છે જે લોકોને બતાવવા માટે અને પોતાના ઈસ્લામના દા'વાને સાબિત કરવા માટે નમાઝ તો પઢે છે પરંતુ કારણ કે તેઓ નમાઝ ફરજ હોવાની આસ્થા જ નથી ધરાવતા તેથી ન તો સમયનું ધ્યાન રાખે છે ન જ મૂળેથી નમાઝનું, જ્યાં બતાવવાનો મોકો મળે છે ત્યાં પઢી લે છે નહિતર છોડી દે છે. عن صلاتهم માં શબ્દ عن નો આ જ ભાવાર્થ છે કે અસલ નમાઝથી જ લાપરવાહી અપનાવે જે મુનાફિકોની આદત છે અને નમાઝની અંદર અમુક ભૂલો અને ક્ષતિઓ રહી જાય છે જેનાથી કોઈ મુસલમાન ખાલી નથી તે આ વાક્યનો ભાવાર્થ નથી. કારણ કે તેના ઉપર જહન્નમની ધમકી નથી હોઈ શકતી અને જો એ ભાવાર્થ હોત તો عَنْ صَلَاتِهِمْ ના બદલે فِىْ صَلَاتِهِمْ કહેવામાં આવ્યું હોત. સહીહ હદીષોમાં ઘણા વખતે રસૂલે કરીમ ﷺથી નમાઝમાં ભૂલ થયાનું સાબિત થયેલ છે.

وَيَمْنَعُوْنَ الْمَاعُوْنَ માં مَاعُوْنَ નો શાબ્દિક અર્થ "નાની (ઘરવપરાશની) વસ્તુ"નો થાય છે, એટલે કે માઊન એવી ઉપયોગી વસ્તુને કહેવામાં આવે છે જે સામાન્ય રીતે એકબીજામાં આપ-લે થતી હોય છે અને જેની પરસ્પરની લેનદેન સામાન્ય માનવતાનો તકાદો સમજવામાં આવે છે, જેમકે કૂહાડી, પાવડો, ખાવા પકાવવાનું વાસણ જેને જરૂરતના સમયે પડોશીઓ પાસેથી માંગવાથી કોઈ એબ

સમજવામાં આવતી નથી અને જે તેને દેવામાં કંજૂસાઈ કરે તેને ખૂબ મોટો બખીલ અને કમીનો સમજવામાં આવે છે પરંતુ પ્રસ્તુત આયતમાં શબ્દ مَاعُوْنٌ થી ભાવાર્થ "ઝકાત" છે અને ઝકાતને માઊન એટલા માટે કહેવામાં આવે છે કે તે પ્રમાણના આધારે મૂળ મુદ્દલ કરતાં ખૂબ ઓછી છે, એટલે કે માત્ર ચાલીસમો ભાગ. હઝરત અલી, ઈબ્ને ઉમર (રદિ.), હસન બસરી, કતાદહ, ઝહ્હાક (રહ.) વગેરે જમહૂર તફસીરકારોએ આ આયતમાં માઊનની તફસીર "ઝકાત"ની જ કરી છે. (મઝહરી) અને તેને ન દેવા ઉપર કાયમી જહન્નમનો જે અઝાબ ઉપસ્થિત છે તે પણ ફરજ છોડવા ઉપર લાગુ પડી શકે છે. ઉપયોગની વસ્તુઓ બીજાને આપવી ઘણો મોટો સવાબ છે અને માનવતા તથા સહકારની ભાવનાના લિહાજથી જરૂરી છે પરંતુ ફરજ અને વાજિબ નથી કે જેને ન આપવાથી જહન્નમની ધમકી હોય અને અમુક હદીષની રિવાયતોમાં આ સ્થળે "માઊન"ની તફસીર ઉપયોગની વસ્તુઓ અને વાસણોની કરવામાં આવી છે, તેનો ભાવાર્થ તે લોકોની અત્યંત નીચ માનસિકતાની જાહેરાત છે કે તેઓ ઝકાત તો શું આપે સામાન્ય ઉપયોગની વસ્તુઓ આપવામાં પણ કે જેમાં પોતાનું કંઈ ખર્ચ નથી થતું તેમાં પણ કંજૂસી કરે છે, તો ધમકી માત્ર તે વસ્તુઓ ન આપવા ઉપર નથી બલકે ફરજ ઝકાત ન આપવા ઉપર અને તેની સાથે સાથે વધારે કંજૂસી ઉપર છે. વલ્લાહુ અઅ્લમુ.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ માઊન પૂર્ણ થઈ.



તારીખ : ૦૬ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૪ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૦૮)

# સૂરએ કવષર

સૂરએ કવષર મક્કામાં નાઝિલ થઈ, તેની ત્રણ આયતો છે.

**આયતો : (સૂરએ કવષર : આયત નં. ૧ થી ૩)**




**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*બેશક, (હે મુહમ્મદ સલ. !) અમે આપને કૌસર અર્પણ કરી છે (૧) માટે આપ પોતાના પરવરદિગાર માટે નમાઝ પઢો અને કુરબાની કરો. (૨) બેશક, જે આપનો દુશ્મન છે તે જ નામોનિશાન વગરનો છે. (૩)*



## વિસ્તૃત વિવરણ :

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

ઈબ્ને અબી હાતિમે સુદીથી અને બયહકીએ દલાઈલુન્નુબુવ્વહમાં હઝરત મુહમ્મદ બિન અલી હુસૈન (રદિ.)થી નકલ કર્યું છે કે જે વ્યક્તિની અવલાદ મરી જાય તેને અરબ "અબતર" કહ્યા કરતા હતા, એટલે કે જેનો વંશ નાશ પામ્યો છે તે ! જે સમયે નબીએ કરીમ ﷺના પુત્રો કાસિમ અથવા ઈબ્રાહીમનો બાળપણમાં જ ઈન્તેકાલ થઈ ગયો તો મક્કાના કાફિરો આપ ﷺને અબતર કહીને મ્હેણા મારવા લાગ્યા. આવું કહેનારાઓમાં આસ બિન વાઈલનું નામ ખાસ વર્ણન કરવામાં આવે છે, તેની સામે જ્યારે રસૂલે કરીમ ﷺનું વર્ણન કરવામાં આવતું તો કહેતો કે તેમની વાત છોડો, એ કંઈ ફિકર કરવાની વસ્તુ નથી કારણ કે

તે અબતર (એટલે કે જેની પેઢી નથી તે) છે, જ્યારે તેમનું મૃત્યુ થઈ જશે તો તેમનું કોઈ નામ લેનારું પણ રહેશે નહીં. તેના ઉપર સૂરએ કવષર નાઝિલ થઈ.

*(રવાહુ બગવી, ઈબ્ને કષીર, મઝહરી)*

અમુક રિવાયતોમાં છે કે કા'બ બિન અશરફ યહૂદી એક વખતે મક્કા મુકર્રમહ આવ્યો તો મક્કાના કુરૈશ તેની પાસે ગયા અને કહ્યું કે તમે આ નવયુવાનને નથી જોતા જે કહે છે કે તે અમારા સૌથી (દીનના મા'મલામાં) ઉત્તમ છે જ્યારે કે અમે હાજીઓની સેવા કરનારા અને બયતુલ્લાહનું રક્ષણ કરનારા અને લોકોને પાણી પીવાડનારા છે. કા'બે આ સાંભળીને કહ્યું કે નહીં ! તમે લોકો તેનાથી સારા છો. તેના ઉપર આ સૂરએ કવષર નાઝિલ થઈ.

*(ઈબ્ને કષીર –બઝ્ઝાર દ્વારા સહીહ સનદથી, રવાહુ મુસ્લિમ મઝહરી દ્વારા)*



ખુલાસો એ છે કે મક્કાના કાફિરો જે રસૂલે કરીમ ﷺને પુત્રરૂપી સંતાન ન રહેવાના કારણે "અબતર"ના મ્હેણાં મારતા હતા અથવા બીજા કારણે આપ ﷺની શા'નમાં ગુસ્તાખી કરતા હતા. તેમના જવાબમાં સૂરએ કવષર નાઝિલ થઈ છે જેમાં તેમના મ્હેણાં અને કટાક્ષનો જવાબ પણ છે કે માત્ર પુરુષ સંતાન ન રહેવાથી આપ ﷺની નસ્લ નાશ નથી પામી અથવા તેમનો વંશ ચાલવાનો નથી એવું કહેનારા સત્યથી વેગળા છે. આપ ﷺની નસ્લ અને વંશ પણ ઈન્શાઅલ્લાહ કયામત સુધી દુનિયામાં બાકી રહેશે જો કે તે પુત્રીરૂપી સંતાન દ્વારા હશે અને તેમનો આધ્યાત્મિક વંશ એટલે કે આપ ﷺ ઉપર ઈમાન લાવનારા જે વાસ્તવમાં નબીની રૂહાની અવલાદ હોય છે તો તેઓ એટલા મોટા પ્રમાણમાં હશે કે પાછલા બધા અંબિયા (અલૈ.)ની ઉમ્મતોથી પણ વધી જશે અને તેમાં રસૂલે કરીમ ﷺનું અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃત અને સન્માનનીય તથા ઈજ્જતવાળા હોવું પણ ઉપસ્થિત છે જેનાથી કા'બ બિન અશરફના નિવેદનનો રદિયો થઈ જાય છે. આ બધા વિષયો સૂરતની ત્રીજી આયતમાં છે.

إِنَّآ أَعْطَيْنَـٰكَ ٱلْكَوْثَرَ ઈમામ બુખારી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી તેમની તફસીરમાં નકલ કર્યું છે કે તેમણે કહ્યું કે "કવષર" તે મોટી ભલાઈ છે જે અલ્લાહ તઆલાએ આપ ﷺને અર્પણ કરી છે. ઈબ્ને અબ્બાસ (રદિ.)ના ખાસ વિદ્યાર્થી સઈદ બિન ઝુબૈર (રદિ.)ને કહેવામાં આવ્યું કે અમુક

લોકો કહે છે કે જન્નતની એક નહેરનું નામ કવષર છે તો સઈદ બિન ઝુબૈર (રદિ.)એ જવાબ આપ્યો કે (ઇબ્ને અબ્બાસ રદિ.નું નિવેદન તેનો નકાર કરતું નથી બલકે) જન્નતની નહેર જેનું નામ કવષર છે તે પણ આ મહાન ભલાઈમાં સામેલ છે તેથી તફસીરના ઈમામ મુજાહિદે કવષરની તફસીરમાં કહ્યું કે તે દુનિયા અને આખિરત બંનેની મહાન ભલાઈ છે તેમાં જન્નતની ખાસ નહેર (પણ) સામેલ છે.

**હોઝે કવષર :**

બુખારી, મુસ્લિમ, અબૂ દાવુદ, નસાઈએ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે, મુસ્લિમના શબ્દો આ પ્રમાણે છે,

بَيْنَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بَيْنَ اَظْهُرِنَا فِى الْمَسْجِدِ اِذْاُغْفِىَ اِغْفَاءَةً ثُمَّ
رَفَعَ رَأْسَهُ مُتَبَسِّمًا ـ قُلْنَا مَا اَضْحَكَكَ يَا رَسُوْلَ اللّٰهِ قَالَ لَقَدْ اُنْزِلَتْ عَلَىَّ اٰنِفًا سُوْرَةٌ
فَقَرَأَ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ اِنَّا اَعْطَيْنٰكَ الْكَوْثَرَ... ثُمَّ قَالَ اَتَدْرُوْنَ مَا الْكَوْثَرُ
قُلْنَا اللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ قَالَ فَاِنَّهٗ نَهْرٌ وَعَدَنِيْهِ رَبِّىْ عَزَّوَجَلَّ فِيْهِ خَيْرٌ كَثِيْرٌ وَهُوَ حَوْضٌ
تَرِدُ عَلَيْهِ اُمَّتِىْ يَوْمَ الْقِيَامَةِ اٰنِيَتُهٗ عَدَدُ نُجُوْمٍ فِى السَّمَاءِ فَيُخْتَلَجُ عَبْدٌ مِّنْهُمْ فَاَقُوْلُ رَبِّ
اِنَّهٗ مِنْ اُمَّتِىْ فَيَقُوْلُ اِنَّكَ لَا تَدْرِىْ مَا اَحْدَثَ بَعْدَكَ

*"એક દિવસે જ્યારે રસૂલે કરીમ ﷺ અમારી વચ્ચે હતા અચાનક આપ ﷺ ઉપર એક પ્રકારની ઊંઘ અથવા બેહોશી જેવી પરિસ્થિતિ છવાઈ ગઈ, પછી હસતા હસતા આપ ﷺએ માથું ઉઠાવ્યું, અમે પૂછ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! તમારા હસવાનું કારણ શું છે ? આપ ﷺએ કહ્યું કે મારા ઉપર અત્યારે એક સૂરત નાઝિલ થઈ છે, પછી આપ ﷺએ બિસ્મિલ્લાહની સાથે સૂરએ કવષર પઢી પછી કહ્યું, તમે જાણો છો કવષર શું વસ્તુ છે ? અમે કહ્યું, અલ્લાહ અને રસૂલ જ જાણે છે, આપ ﷺએ કહ્યું કે આ એક જન્નતની નહેર છે જેનો મારા પરવરદિગારે મને વાયદો કર્યો છે જેમાં ઘણી ભલાઈ છે અને આ હૌઝ છે જેના ઉપર મારી ઉમ્મત કયામતના દિવસે પાણી પીવા માટે આવશે, ત્યાંના પાણી પીવાના વાસણ આસમાનના તારાઓની સંખ્યામાં હશે, તે વખતે અમુક લોકોને*

*ફરિશ્તા હોઝ ઉપરથી હટાવી દેશે તો હું કહીશ કે હે મારા પરવરદિગાર ! આ તો મારી ઉમ્મતમાંથી છે; અલ્લાહ તઆલા કહેશે કે તમે નથી જાણતા તમારા પછી તેમણે કેવો નવો દીન અપનાવ્યો છે."*

ઇબ્ને કષીરે આ રિવાયતને નકલ કરીને વધુમાં લખ્યું છે,

وَقَدْ وَرَدَفِيْ صِفَةِ الْحَوْضِ يَوْمَ الْقِيٰمَةِ اَنَّهٗ يَشْخَبُ فِيْهِ مِيْزَابَانِ مِنَ السَّمَاءِ مِنْ نَّهْرِالْكَوْثَرِوَاَنَّ اٰنِيَتَهٗ عَدَدَنُجُوْمِ السَّمَاءِ

*"હૌઝના લક્ષણમાં હદીષની રિવાયતોમાં આવ્યું છે કે તેમાં બે ઝરણા આસમાનથી પડશે જે કવષરની નહેરના પાણીથી હૌઝને ભરી દેશે, તેના વાસણ આસમાનના તારાઓની સંખ્યામાં હશે."*

આ હદીષથી સૂરએ કવષરનું ઊતરવાનું કારણ પણ જાણ થઈ અને કવષર શબ્દની સાચી તફસીર પણ, એટલે કે "ખૈરે કષીર ઘણી મોટી ભલાઈ" અને એ પણ આ મોટી ભલાઈમાં તે હૌઝે કવષર પણ સામેલ છે જે કયામતમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને તૃપ્ત કરશે. વળી, આ રિવાયતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે અસલ કવષરની નહેર જન્નતમાં છે અને આ હૌઝે કવષર હશ્રના મેદાનમાં હશે અને તેમાં બે ઝરણાઓ દ્વારા કવષરની નહેરનું પાણી નાંખવામાં આવશે. તેમાં એ રિવાયતોનો સુમેળ પણ સધાઈ ગયો જેનાથી જાણ થાય છે કે હૌઝે કવષર ઉપર ઉમ્મતનો પ્રવેશ જન્નતથી પહેલાં થશે અને આ હદીષમાં જે અમુક લોકોને હૌઝે કવષરથી હટાવી દેવાનું વર્ણન છે તે એ લોકો છે જેઓ પાછળથી ઈસ્લામથી ફરી ગયા અથવા પહેલેથી જ મુસલમાન ન હતા પરંતુ મુનાફિક સ્વરૂપે ઈસ્લામની જાહેરાત કરતા હતા. રસૂલે કરીમ ﷺ પછી તેમનો નિફાક ખુલીને સામે આવી ગયો. વલ્લાહુ અઅ્લમુ.

સહીહ હદીષોમાં હૌઝે કવષરના પાણીની સ્વચ્છતા અને મીઠાસ તથા તેના કિનારાઓનું ઝવેરાતથી શણગારાયેલા હોવા વિશે એવા લક્ષણો પ્રસ્તુત છે કે દુનિયામાં તેનું કોઈ વસ્તુ ઉપર અનુમાન લગાવી શકાતું નથી.

આ સૂરતનું નાઝિલ થવું જો કાફિરોના મ્હેણાંઓના બચાવમાં હોય જેમકે ઉપર વર્ણન થયું કે આપ ﷺની પુત્રરૂપી અવલાદ મૃત્યુ પામવાના કારણે તે લોકો આપ ﷺને "અબતર" એટલે કે વંશ પેઢી ન રહી હોય એવા ઠરાવતા હતા

અને કહ્યા કરતા હતા કે તેમનું કામ અમુક દિવસનું છે પછી તેમનું કોઈ નામ લેનાર પણ બાકી રહેશે નહીં તો આ સૂરતમાં આપ ﷺને કવષર અર્પણ કરવાનું વર્ણન છે જેમાં હૌઝે કવષર પણ સામેલ છે આ મ્હેણાં મારનાર અને કટાક્ષ કરનારાઓનો સંપૂર્ણ રદિયો છે કે તેમનો વંશ અને પેઢી માત્ર એટલું જ નહીં કે દુનિયાની જિંદગી સુધી ચાલશે બલકે તેમની રૂહાની અવલાદનો સંબંધ મહશરમાં પણ અનુભવાશે જ્યાં તેઓ સંખ્યામાં પણ બધી જ ઉમ્મતો કરતાં વધારે હશે અને તેમનું સન્માન અને માન મર્યાદા પણ સૌથી વધારે હશે.

فَصَلِّ لِرَبِّكَ وَانْحَرْ માં શબ્દ اِنْحَرْ એ نحر થી બને છે. ઊંટની કુરબાનીને નહર કહેવામાં આવે છે જેનો સુન્નત તરીકો તેના પગને બાંધીને ગળાના ભાગે ભાલો અથવા છરી મારીને લોહી વહાવી દેવું છે જેમકે ગાય બકરી વગેરેની કુરબાનીનો તરીકો ઝબહ કરવું એટલે કે જાનવરને સુવાડીને ગળા ઉપર છરી ફેરવી દેવું છે. અરબમાં મોટે ભાગે ઊંટની કુરબાની થતી હતી તેથી કુરબાની કરવા માટે અહીંયાં وَانْحَرْ શબ્દ ઉપયોગ કરવામાં આવ્યો છે. અમુક સમયે "નહર" શબ્દ કુરબાનીના અર્થમાં પણ ઉપયોગ થયો છે. આ સૂરતની પ્રથમ આયતમાં કાફિરોની ખોટી માન્યતાઓ વિરુદ્ધ રસૂલે કરીમ ﷺને "કવષર" એટલે કે દુનિયા અને આખિરતની દરેક ભલાઈ અને તે પણ મોટા પ્રમાણમાં અર્પણ કરવાની ખુશખબરી સંભળાવ્યા પછી તેના શુક્રિયા સ્વરૂપે આપ ﷺને બે વસ્તુઓનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. એક નમાઝ, બીજું કુરબાની. નમાઝ શારીરિક ઈબાદતોમાં સૌથી મોટી ઈબાદત છે અને કુરબાની આર્થિક ઈબાદતોમાં એ બીનાએ ખાસ વિશિષ્ટતા અને મહત્ત્વ ધરાવે છે કે અલ્લાહ તઆલાના નામ ઉપર કુરબાની કરવી મૂર્તિપૂજાની પ્રથા વિરુદ્ધ એક જિહાદ પણ છે કારણ કે તેમની કુરબાનીઓ મૂર્તિઓના નામ ઉપર થતી હતી, તેથી કુર્આને કરીમની એક બીજી આયતમાં પણ નમાઝની સાથે કુરબાનીનું વર્ણન કર્યું છે, اِنَّ صَلَاتِيْ وَنُسُكِيْ وَمَحْيَايَ وَمَمَاتِيْ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ આ આયતમાં "વનહર"નો અર્થ કુરબાની હોવું હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), આતાઅ, મુજાહિદ (રહ.) અને હસન બસરી (રહ.) વગેરેની સનદી રિવાયતોથી સાબિત છે. અમુક લોકોએ વનહરનો અર્થ નમાઝમાં છાતી ઉપર હાથ બાંધવાનો અમુક તફસીરના ઈમામો તરફ સંબંધ દર્શાવ્યો છે તેના વિશે ઈબ્ને કષીરે કહ્યું કે આ રિવાયત મુન્કીર

(ભરોસો ન કરવાપાત્ર) છે.

إِنَّ شَانِئَكَ هُوَ الْأَبْتَرُ માં શબ્દ شَانِئ નો અર્થ કપટ રાખનાર અને ઐબ લગાવનારનો થાય છે. આ આયત તે કાફિરો વિશે નાઝિલ થઈ છે જે રસૂલે કરીમ ﷺને "અબતર" એટલે કે વંશ કે પેઢી વિનાના હોવાનું મ્હેણું અને કટાક્ષ કરતા હતા. ઘણી રિવાયતોમાં આસ બિન વાઈલ અને અમુકમાં ઉકબા અને અમુકમાં કા'બ બિન અશરફ તેની પૃષ્ઠભૂમિમાં છે. હક્ક તઆલાએ રસૂલે કરીમ ﷺને કવષર એટલે કે ઘણા મોટા પ્રમાણમાં ભલાઈ અર્પણ કરી જેમાં ઘણા મોટા પ્રમાણમાં અવલાદ પણ સામેલ છે. આપ ﷺ માટે અવલાદનું મોટું પ્રમાણ એ આધારે છે કે નસબી અવલાદ પણ આપ ﷺની માશાઅલ્લાહ કંઈ ઓછી નથી અને પયગમ્બર કારણ કે સમગ્ર ઉમ્મતના પિતા હોય છે અને પુરી ઉમ્મત તેમની આધ્યાત્મિક સંતાન હોય છે અને આપ ﷺની ઉમ્મત પાછલા બધા જ અંબિયા (અલૈ.)ની ઉમ્મતથી સંખ્યામાં વધારે હશે. એક બાજુ તો તે દુશ્મનોની વાતને ધૂળમાં મેળવી દીધી, બીજી બાજુ એ પણ કહી દીધું કે જે લોકો તમને અબતર હોવાનું મ્હેણું મારે છે વાસ્તવમાં તેઓ જ અબતર છે.

**બોધપાઠ :**

અહીંયાં વિચાર કરો કે રસૂલે મકબૂલ ﷺના વર્ણનને અલ્લાહ તઆલાએ કેટલી ઉચ્ચતા અને મહાનતા અર્પણ કરી કે આપ ﷺના સમયકાળથી આજદિન સુધી સમગ્ર દુનિયાના ખૂણે ખૂણા ઉપર આપ ﷺનું નામ મુબારક પાંચ વખતે અલ્લાહ તઆલાના નામની સાથે મીનારાઓ ઉપરથી પોકારવામાં આવે છે અને આખિરતમાં આપ ﷺને મહાન સિફારસકર્તાનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થશે, તેનાથી વિપરીત દુનિયાના ઈતિહાસને પૂછો કે આસ બિન વાઈલ, ઉકબા અને કા'બની અવલાદ ક્યાં ગઈ ? અને તેમના કુટુંબનું શું થયું ? પોતે તેમનું નામ પણ ઈસ્લામી રિવાયતોથી આયતની તફસીર હેઠળ સુરક્ષિત રહી ગયું નહિતર દુનિયામાં આજે તેમનું નામ લેનારું પણ કોણ બાકી છે ! فَاعْتَبِرُوْا يَاُولِی الْاَبْصَارِ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કવષર પૂર્ણ થઈ.

□□□□□□□□□□□

**તારીખ : ૦૮ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૬ જમાદિઊલ અવ્વલ ૧૪૩૬ હિજરી**

**ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી**

પ્રકરણ (૧૦૯)

# સૂરએ કાફિરૂન

સુરએ કાફિરૂન મક્કામાં નાઝિલ થઈ, તેની છ આયતો છે.

## આયતો : (સૂરએ કાફિરૂન : આયત નં. ૧ થી ૬)

آیاتها ٦ — ١٠٩ سُورَةُ الْكٰفِرُوْنَ مَكِّيَّةٌ ١٨ — رکوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

قُلْ يٰٓاَيُّهَا الْكٰفِرُوْنَ ۝١ لَآ اَعْبُدُ مَا تَعْبُدُوْنَ ۝٢ وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ ۝٣ وَلَآ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ ۝٤ وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ ۝٥ لَكُمْ دِيْنُكُمْ وَلِيَ دِيْنِ ۝٦

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(હે મુહમ્મદ સલ. !) આપ ફરમાવી દો કે હે કાફિરો ! (૧) જે (મૂર્તિઓ)ને તમે પૂજો છો તેને હું નથી પૂજતો (૨) અને ન તમે તે (અલ્લાહ)ને પૂજો છો જેને હું પૂજું છું. (૩) અને ન મારે તે (મૂર્તિઓ)ને પૂજવી છે જેની તમે પૂજા કરો છો (૪) અને ન તમે તે (અલ્લાહ)ને પૂજશો જેને હું પૂજું છું. (૫) તમારા માટે તમારો માર્ગ અને મારા માટે મારો માર્ગ છે. (૬)*

## વિસ્તૃત વિવરણ :

**સૂરતની વિશિષ્ટતા :**

હઝરત આયશા સિદીકા (રદિ.) કહે છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું છે કે ફજરની સુન્નતોમાં પઢવા માટે બે સૂરતો ઉત્તમ છે. સૂરએ કાફિરૂન અને સૂરએ ઇખ્લાસ. (રવાહુ ઇબ્ને હિશામ –મઝહરી) અને તફસીર ઇબ્ને કષીરમાં ઘણા સહાબા (રદિ.)થી નકલ થયું છે કે તેમણે રસૂલે કરીમ ﷺને સવારની સુન્નતોમાં

અને અમુક મગરિબની સુન્નતોમાં મોટા પ્રમાણમાં આ બે સૂરતો પઢતા સાંભળ્યા છે. અમુક સહાબએ કિરામ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે અમને કોઈ દુઆ બતાવી આપો કે અમે સૂતા પહેલાં પઢ્યા કરીએ. આપ ﷺએ "કુલ યા અય્યુહલ કાફિરૂન" પઢવાની પ્રેરણા આપી અને કહ્યું કે આ શિર્કથી છુટકારો છે. (રવાહુ તિરમિઝી, અબૂ દાવુદ) અને હઝરત ઝુબૈર બિન મુત્ઈમ (રદિ.) કહે છે કે રસૂલે કરીમ ﷺએ તેમને કહ્યું કે શું તમે એવું ઇચ્છો છો કે જ્યારે મુસાફરીમાં જાઓ તો ત્યાં તમે તમારા બધા સાથીઓથી વધારે ખુશહાલ અને સફળ રહો અને તમારો સામાન વધારે થઈ જાય. તેમણે વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! નિઃશંક હું એવું ઇચ્છું છું. આપ ﷺએ કહ્યું કે કુર્આનની અંતિમ પાંચ સૂરતો સૂરએ કાફિરૂન, સૂરએ નસ્ર, સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક અને સૂરએ નાસ પઢ્યા કરો અને દરેક સૂરતને બિસ્મિલ્લાહથી શરૂ કરો અને બિસ્મિલ્લાહ ઉપર જ સમાપ્ત કરો. હઝરત ઝુબૈર (રદિ.) કહે છે કે તે વખતે મારી હાલત એ હતી કે મુસાફરીમાં પોતાના બીજા મિત્રો કરતાં આર્થિક રીતે ખૂબ નબળો અને તંગદસ્ત હતો જ્યારે રસૂલે કરીમ ﷺની તા'લીમ ઉપર અમલ કર્યો તો સૌથી સારી હાલતમાં રહેવા લાગ્યો. (મઝહરી અબૂ યઅ્લાના હવાલાથી) અને હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે એક વખતે નબીએ કરીમ ﷺને વીંછીએ કરડી લીધું તો આપ ﷺએ પાણી અને મીઠું મંગાવ્યું અને આ પાણી ડંખની જગ્યાએ લગાવતા જતા હતા અને કુલ યા અય્યુહલ કાફિરૂન, કુલ અઊઝુબિ રબ્બિલ ફલક અને કુલ અઊઝુબિ રબ્બિન્નાસ પઢતા જતા હતા.

*(મઝહરી)*

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

ઇબ્ને ઇસ્હાકની રિવાયત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી એ છે કે વલીદ બિન મુગયરા અને આસ બિન વાઈલ તથા અસ્વદ બિન અબ્દુલ મુત્તલીબ અને ઉમય્યા બિન ખલફ રસૂલે કરીમ ﷺની પાસે આવ્યા અને કહ્યું કે આવો ! આપણે પરસ્પર એ બાબત ઉપર સુલેહ કરી લઈએ કે એક વર્ષ તમે અમારી મૂર્તિઓની પૂજા કર્યા કરો અને એક વર્ષ અમે તમારા મઅ્બૂદોની ઈબાદત કરીએ. (કુર્તુબી) અને તબરાનીની રિવાયત હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી આ છે કે મક્કાના કાફિરોએ પ્રથમ તો પરસ્પર સુલેહ માટે રસૂલે કરીમ ﷺ સામે એવો મુસદ્દો રજુ

કર્યો કે અમે તમને એટલો માલ આપીએ છીએ કે તમે સમગ્ર મક્કામાં સૌથી વધારે માલદાર થઈ જાઓ અને જે સ્ત્રી સાથે તમે ઈચ્છો તમારા નિકાહ કરી આપીએ, તમે માત્ર એટલું કરો કે અમારા મઅ્બૂદોને બુરું ન કહ્યા કરો અને જો તમે એ પણ નથી માનતા તો એવું કરીએ કે એક વર્ષ અમે તમારા મઅ્બૂદોની ઈબાદત કરીએ અને એક વર્ષ તમે અમારા મઅ્બૂદોની પૂજા કર્યા કરો.

(મઝહરી)

અબૂ સાલેહની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ છે કે મક્કાના કાફિરોએ પરસ્પર સુલેહ માટે આ મુસદો રજુ કર્યો હતો કે તમે અમારી મૂર્તિઓમાંથી અમુકને માત્ર હાથ લગાવી દો તો અમે તમારું સમર્થન કરવા લાગીશું તેના ઉપર જિબ્રઈલ અમીન (અલૈ.) સૂરએ કાફિરૂન લઈને ઊતર્યા જેમાં કાફિરોના અમલોથી કોઈ લેવાદેવા ન હોવાનો તથા માત્ર અલ્લાહ તઆલાની જ ઈબાદતનો હુકમ છે. આ આયતો ઊતરવાની પૂર્વભૂમિકામાં જે વિવિધ ઘટનાઓ વર્ણન થઈ છે તેમાં કોઈ વિરોધાભાસ નથી, બની શકે છે કે આ બધી જ ઘટનાઓ બની હોય અને તે સૌના જવાબમાં આ સૂરત નાઝિલ થઈ હોય જેનો ખુલાસો આવી સુલેહથી અટકાવવાનો છે.

لَآ اَعۡبُدُ مَا تَعۡبُدُوۡنَ... આ સૂરતમાં આ અમુક વાક્યો પુનરાવર્તિત સ્વરૂપે આવે છે, આ પુનરાવર્તનને દૂર કરવા માટે એક તફસીર તો એ છે કે જેને બુખારીએ ઘણા તફસીરકારોથી નકલ કરી છે કે બે વાક્યો એક વખતે વર્તમાનકાળ માટે અને બીજી વખતે ભવિષ્યકાળ વિશે આવ્યા છે એટલે કે કોઈ પુનરાવર્તન નથી. ભાવાર્થ એ છે કે ન તો પ્રવૃત્તિ સ્વરૂપે એવું થઈ રહ્યું છે કે હું તમારા મઅ્બૂદોની પૂજા કરું અને તમે મારા મઅબૂદોની ઈબાદત કરો અને ન જ ભવિષ્યમાં એવું થઈ શકે છે કે હું મારી તવહીદ ઉપર અને તમે તમારા પોતાના શિર્ક ઉપર કાયમ રહેવા છતાં એકબીજાના મઅ્બૂદોની ઈબાદત કરીએ. આ જ તફસીરને હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ બયાનુલ કુર્આનમાં અપનાવી છે પરંતુ બુખારીની તફસીરમાં لَكُمۡ دِيۡنُكُمۡ وَلِىَ دِيۡنِ નું વિવરણ "દીન" ઈસ્લામ ધર્મ અને કુફ્રના અર્થમાં છે અને ભાવાર્થ એ ઠરાવ્યો છે કે સુલેહનો મુસદો સ્વીકાર્ય નથી, હું તો મારા દીન ઉપર કાયમ છું જ, તમે પણ જો તમારા દીન એટલે કે ધર્મ ઉપર કાયમ હોવ તો તમે જાણો, તેનું પરિણામ તમારે ભોગવવાનું છે અને

બયાનુલ કુર્આનમાં "દીન"નો અર્થ "બદલો" ઠરાવવામાં આવ્યો છે.

બીજી તફસીર એ છે જેને ઈબ્ને કષીરે અપનાવી છે કે શબ્દ مَا અરબી શબ્દકોષમાં જેમ ઈસ્મે મોસૂલ "અલ્લઝી"ના અર્થમાં આવે છે એવું જ ક્યારેક ક્રિયાપદના અર્થમાં ઉપયોગ થાય છે કે તે જે પ્રવૃત્તિ ઉપર લાગુ પડતું હોય તેને ક્રિયાપદના અર્થમાં કરી દે છે. આ સૂરતમાં પ્રથમ સ્થળે તો શબ્દ مَا ઈસ્મે મોસૂલ "અલ્લઝી"ના અર્થમાં છે અને બીજા સ્થળે مَا ક્રિયાપદ છે. તેનો ખુલાસો એ છે કે પ્રથમ વાક્ય لَآ اَعْبُدُ مَا تَعْبُدُوْنَ وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ નો અર્થ એ થયો કે જે મઅ્બૂદોની તમે પૂજા કરો છો હું તેની પૂજા કરતો નથી અને જે મઅ્બૂદોની ઈબાદત કરું છું તેની તમે નથી કરતા અને બીજું વાક્ય وَلَآ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ માં શબ્દ مَا ક્રિયાપદનો છે અને અર્થ આ છે, لَآ اَنَا عَابِدٌ عِبَادَتَكُمْ وَلَآ اَنْتُمْ عَابِدُوْنَ عِبَادَتِيْ એટલે કે અમારી અને તમારી ઈબાદતની પદ્ધતિ જ અલગ અલગ છે, હું તમારી પદ્ધતિથી ઈબાદત નથી કરી શકતો અને તમે જ્યાં સુધી ઈમાન ન લાવો તો તમે મારી પદ્ધતિ પ્રમાણે ઈબાદત નથી કરી શકતા. આ રીતે પ્રથમ વાક્યમાં મઅ્બૂદોનો તફાવત બતાવ્યો અને બીજા વાક્યમાં ઈબાદતની પદ્ધતિનો તફાવત જાહેર કર્યો. ખુલાસો એ થયો કે ન તો તમારા અને અમારા મઅ્બૂદોમાં સમાનતા છે અને ન જ ઈબાદતની પદ્ધતિમાં આ રીતે આ પુનરાવર્તન દૂર થયું અને ઈબાદતની પદ્ધતિ રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોની તે છે જે આપ ﷺને અલ્લાહ તઆલા તરફથી વહી દ્વારા બતાવવામાં આવી અને તે કાફિરોની પદ્ધતિ તો પોતે ઉપજાવી કાઢેલી છે.

ઈબ્ને કષીર (રહ.)એ આ તફસીરને યોગ્ય હોવાનું ઠરાવીને કહ્યું કે કલિમએ ઈસ્લામ "લા ઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"નો આ જ ભાવાર્થ નીકળે છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈ મઅ્બૂદ નથી અને ઈબાદતની પદ્ધતિ તે જ ભરોસાપાત્ર છે જે મુહમ્મદુર્રસૂલુલ્લાહ ﷺના વાસ્તાથી અમારા સુધી પહોંચી છે અને لَكُمْ دِيْنُكُمْ وَلِيَ دِيْنِ ની તફસીરમાં ઈબ્ને કષીર (રહ.)એ કહ્યું કે આ વાક્ય એવું જ છે જેમકે બીજા સ્થળે કુર્આને કરીમનો ઈરશાદ છે فَاِنْ كَذَّبُوْكَ فَقُلْ لِّيْ عَمَلِيْ وَلَكُمْ عَمَلُكُمْ અને અન્ય એક સ્થળે لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ તેનો ખુલાસો એ છે શબ્દ દીનને ઈબ્ને કષીરે પણ દીનના અમલોના

અર્થમાં લીધો છે અને પછી તેનો હેતુ એ જ થશે જે બયાનુલ કુર્આનમાં વર્ણન કરવામાં આવ્યો કે દરેકને પોતપોતાના અમલોનો બદલો અને સજા પોતે ભોગવવી પડશે.

અને અમુક તફસીરકારોએ એક બીજી તફસીર એ અપનાવી કે માત્ર مَـا બંને સ્થળે મોસૂલા જ છે અને વર્તમાનકાળ તથા ભવિષ્યકાળમાં પણ ફરક નથી બલકે આ બંને વાક્યો સ્થળ આધારે પુનરાવર્તિત લાવવામાં આવ્યા છે પરંતુ દરેક પુનરાવર્તન ખરાબ નથી હોતું ઘણી જગ્યાએ પુનરાવર્તન વર્ણનશૈલીની ઉચ્ચતા માટે હોય છે જેમકે اِنَّ مَـعَ الْـعُسْـرِ يُسْـرًا اِنَّ مَعَ الْعُسْـرِ يُسْرًا માં છે. અત્રે આ પુનરાવર્તનનો હેતુ વિષયની તાકીદનો પણ છે અને એ પણ કે કાફિરો તરફથી આવી સુલેહની તજવીજ અસંખ્ય વખતે આવી હતી તો અનેક વાક્યોથી તેને રદ કરવામાં આવી.

*(ઈબ્ને જરીર, ઈબ્ને કષીર)*

**કાફિરો સાથે સુલેહ કરાર અમુક સ્વરૂપોમાં જાઈઝ છે અને અમુકમાં નાજાઇઝ :**

સૂરએ કાફિરૂનમાં કાફિરો તરફથી સુલેહની દરખાસ્તના અમુક સ્વરૂપોને બિલકુલ રદ કરીને એનાથી અળગા હોવાની જાહેરાત કરવામાં આવી પરંતુ પોતે કુર્આને કરીમમાં આ ફરમાન પણ મોજૂદ છે فَـاِنْ جَـنَـحُوْا لِلسَّلْمِ فَاجْنَحْ لَهَا એટલે કે જો કાફિરો સુલેહ તરફ ઝૂકે તો તમે પણ ઝૂકી જાઓ (એટલે કે સુલેહ કરાર કરી લો) અને મદીના તય્યિબહ જ્યારે આપ ﷺ હિજરત કરીને પધાર્યા તો મક્કાના યહૂદીઓ સાથે આપ ﷺનો સુલેહ કરાર કરવું ઘણું પ્રખ્યાત છે તેથી અમુક તફસીરકારોએ સૂરએ કાફિરૂનને મન્સૂખ કહી દીધી, મન્સૂખ કહેવાનું મોટું કારણ لَـكُـمْ دِيْـنُـكُـمْ وَلِـيَ دِيْنِ આયતને ઠરાવી દીધું છે, કારણ કે દેખીતું આ જિહાદના હુકમોથી વિપરીત છે પરંતુ સાચું એ છે કે અહીંયાં તેનો એ અર્થ નથી કે કાફિરોને કુફ્રની પરવાનગી અથવા કુફ્ર ઉપર સ્થાયી રાખવાની જામિનગીરી આપવામાં આવી છે બલકે તેનો ખુલાસો તે જ છે જે لَـنَـا اَعْـمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ નો છે, જેનો અર્થ એ છે કે જેવું કરશો તેવું ભોગવશો, એટલે કે યોગ્ય અને સાચું જમહૂર સમીપ એ છે કે આ સૂરત મન્સૂખ નથી, જે પ્રકારની સુલેહ સૂરએ કાફિરૂનના

ઊતરવાનું કારણ બની તે જેવું તે વખતે હરામ હતું આજે પણ એવું જ હરામ છે અને જે સ્વરૂપની પરવાનગી પ્રસ્તુત આયતમાં આવી છે અને રસૂલે કરીમ ﷺના યહૂદીઓ સાથેના કરારથી અમલી રીતે જાહેર થઈ તે જેવું તે વખતે જાઈઝ હતું આજે પણ જાઈઝ છે. વાત માત્ર પરિસ્થિતિ અને મોકાને સમજવાની તથા સુલેહની શરતોને જોવાની છે જેનો ફેંસલો પોતે રસૂલે કરીમ ﷺએ એક હદીષમાં કરી દીધો છે જેમાં કાફિરો સાથે કરારને જાઈઝ ઠરાવવાની સાથે એક અપવાદનો ઈરશાદ છે, તે આ છે إِلَّا صُلْحًا أَحَلَّ حَرَامًا أَوْ حَرَّمَ حَلَالًا એટલે કે દરેક સુલેહ જાઈઝ છે માત્ર તે સુલેહ જેની રૂએ અલ્લાહની હરામ કરેલ કોઈ વસ્તુને હલાલ અથવા હલાલ કરેલ કોઈ વસ્તુને હરામ ઠરાવવામાં આવી હોય. હવે વિચાર કરો કે મક્કાના કાફિરોએ સુલેહના જે સ્વરૂપો રજુ કર્યા હતા તે સૌમાં ઓછામાં ઓછું કુફ્ર અને ઈસ્લામની હદોમાં ભેળસેળ નક્કી છે અને અમુક સ્વરૂપોમાં તો ઈસ્લામના સિદ્ધાંતો વિરુદ્ધ શિર્ક લાગુ પડે છે. આવી સુલેહથી સૂરએ કાફિરૂને અળગા રહેવાની જાહેરાત કરી દીધી અને બીજા સ્થળે જે સુલેહને જાઈઝ ઠરાવી અને યહૂદીઓ સાથેના કરાર દ્વારા તે અમલી રીતે જાણ થઈ તેમાં કોઈ વસ્તુ એવી નથી જેમાં ઈસ્લામના સિદ્ધાંતો વિરુદ્ધ કરવામાં આવ્યું હોય અથવા કુફ્ર અને ઈસ્લામની હદો પરસ્પર ભેળસેળ થતી હોય. ઈસ્લામથી વધારે કોઈ ધર્મ સહિષ્ણુ, સદ્‌વ્યવહાર, સુલેહ અને સ્થાયિત્વનો આમંત્રક નથી પરંતુ સુલેહ પોતાના માનવ અધિકારોમાં હોય છે, અલ્લાહના કાયદાઓ અને દીનના સિદ્ધાંતોમાં કોઈ સુલેહ કે શાંતિકરારની કોઈ ગુંજાઈશ નથી. વલ્લાહુ અઅ્‌લમુ.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કાફિરૂન પૂર્ણ થઈ.



તારીખ : ૦૮ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૬ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

## પ્રકરણ (૧૧૦)

# સૂરએ નસ્ર

સૂરએ નસ્ર મદીનામાં નાઝિલ થઈ અને તેની ત્રણ આયતો છે.

**આયતો : (સૂરએ નસ્ર : આયત નં. ૧ થી ૩)**




**તરજુમો / તફસીર :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*(હે નબી ﷺ !) જ્યારે અલ્લાહની મદદ અને (મક્કાની) ફતેહ આવી પહોંચી (૧) અને આપે લોકોને જોઈ લીધા કે અલ્લાહના દીન (ઈસ્લામ)માં ટોળે ટોળાં દાખલ થઈ રહ્યા છે (૨) ત્યારે આપ પોતાના પરવરદિગારની ખૂબીઓ સાથે પવિત્રતાનું વર્ણન કરો અને તેનાથી બખ્શિશ માંગો. બેશક, તે બહુ જ માફી આપનાર છે. (૩)*

**વિસ્તૃત વિવરણ :**

આ સૂરત સર્વસહમતીએ મદની છે અને તેનું નામ "સૂરતુત્તવદીઅ્" પણ છે. "તવદીઅ્"નો અર્થ કોઈને વળાવવાનો થાય છે. આ સૂરતમાં કારણ કે રસૂલે કરીમ ﷺની વફાત નિકટ હોવા તરફ ઈશારો છે તેથી તેને સૂરએ તવદીઅ્ પણ કહેવામાં આવે છે.

**કુર્આને કરીમની અંતિમ સૂરત અને અંતિમ આયતો :**

સહીહ મુસ્લિમમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે

સૂરએ નસ્ર કુર્આનની અંતિમ સૂરત છે. (કુર્તુબી) ભાવાર્થ એ છે કે તેના પછી કોઈ સંપૂર્ણ સૂરત નાઝિલ થઈ નથી એટલે કે અમુક આયતોનું આ સૂરત પછી નાઝિલ થવાનો નકાર નથી, જેમકે સૂરએ ફાતિહાને કુર્આન મજીદની સૌથી પહેલી સૂરત આ જ અર્થમાં કહેવામાં આવે છે કે સંપૂર્ણ સૂરત સૌ પ્રથમ સૂરએ ફાતિહા નાઝિલ થઈ છે. સૂરએ ઈકરા અને સૂરએ મુદ્દષ્ષિર વગેરેની અમુક આયતોનું એનાથી પહેલાં નાઝિલ થવાનો તેનાથી ઈન્કાર નથી.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે આ સૂરત હજ્જતુલ વદાઅ્માં નાઝિલ થઈ, ત્યારબાદ આયત اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ નાઝિલ થઈ. તે બંને પછી રસૂલે કરીમ ﷺ આ દુનિયામાં માત્ર એંસી દિવસ છે (એટલે કે એંસી દિવસ પછી તેમની વફાત થઈ ગઈ). આ બંને પછી આયતે કલાલહ નાઝિલ થઈ, ત્યારબાદ રસૂલે કરીમ ﷺની ઉમર શરીફના કુલ પચાસ દિવસ રહી ગયા હતા ત્યારબાદ આયત لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ عَزِيْزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ... નાઝિલ થઈ, તેના પછી ઉંમરના કુલ માત્ર ૩૫ દિવસો બાકી હતા, ત્યાર પછી આયત اِتَّقُوْا يَوْمًا تُرْجَعُوْنَ فِيْهِ اِلَى اللّٰهِ નાઝિલ થઈ, એના પછી માત્ર ૨૧ દિવસ અને મકાતિલની રિવાયતમાં માત્ર સાત દિવસ પછી ઈન્તેકાલ થઈ ગયો.

(કુર્તુબી)

એ બાબત ઉપર સૌની સહમતી છે કે આયત اِذَا جَآءَ نَصْرُ اللّٰهِ وَالْفَتْحُ માં "ફત્હ"થી ભાવાર્થ ફત્હે મક્કા એટલે કે મક્કાનો વિજય છે અને તેમાં મતભેદ છે કે આ સૂરત ફત્હે મક્કાથી પહેલાં નાઝિલ થઈ છે અથવા પછી. શબ્દ اِذَا جَآءَ થી દેખીતું ફત્હે મક્કા પહેલાં નાઝિલ થવાની જાણ થાય છે અને રૂહુલ મઆનીમાં બહરે મુહીતથી એક રિવાયત પણ આ પ્રમાણેની નકલ થઈ છે જેમાં આ સૂરતનું ઊતરવું ગઝ્વએ ખયબરથી પાછા વળવાના સમયે વર્ણન કરવામાં આવ્યું અને ખયબરનો વિજય મક્કા વિજય પહેલાં હોવાનું પ્રખ્યાત છે અને રૂહુલ મઆનીમાં અબ્દ ઈબ્ને હુમયદની સનદથી હઝરત કતાદહનું આ નિવેદન નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺ આ સૂરતના નાઝિલ થયા પછી બે વર્ષ જીવીત રહ્યા.... અને જે રિવાયતોમાં તેનું નાઝિલ થવું ફત્હે મક્કા અથવા હજ્જતુલ વદાઅ્માં હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે તેનો ભાવાર્થ એ હોઈ શકે છે કે આ મોકા ઉપર રસૂલે કરીમ ﷺએ આ સૂરત પઢી હશે જેથી લોકોને એવો વિચાર થયો હોય કે આ

હમણા નાઝિલ થઈ છે. વધારે સંશોધન બયાનુલ કુર્આનમાં કરવામાં આવેલ છે.

ઘણી હદીષો અને સહાબા (રદિ.)ના નિવેદનોમાં છે કે આ સૂરતમાં રસૂલે કરીમ ﷺની વફાતનો સમય નજીક આવી જવા તરફ ઈશારો છે કે હવે આપ ﷺનું આગમન અને દુનિયામાં રહેવાનું કામ સંપૂર્ણ થઈ ચૂક્યું, હવે તસ્બીહ અને ઈસ્તેગફારમાં લાગી જાઓ. મકાતિલની રિવાયતમાં છે કે જ્યારે આ સૂરત નાઝિલ થઈ તો આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ના સમૂહ સામે તેની તિલાવત કરી જેમાં હઝરત અબૂબક્ર, હઝરત ઉમર અને સઅદ બિન વક્કાસ (રદિ.) વગેરે ઉપસ્થિત હતા. સૌ તેને સાંભળીને ખુશ થયા કે તેમાં મક્કાના વિજયની ખુશખબરી છે પરંતુ હઝરત અબ્બાસ (રદિ.) રડવા લાગ્યા. રસૂલે કરીમ ﷺએ પૂછ્યું કે રડવાનું શું કારણ છે ? હઝરત અબ્બાસ (રદિ.)એ વિનંતી કરી કે તેમાં તો તમારી વફાતની ખબર છુપાયેલી છે ! રસૂલે કરીમ ﷺએ તેનું સમર્થન કર્યું. સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જ વિષય વર્ણન થયો છે અને તેમાં એ પણ છે કે જ્યારે તેને હઝરત ઉમર (રદિ.)એ સાંભળ્યું તો કહ્યું કે આ સૂરતનો ભાવાર્થ હું પણ એવો જ સમજું છું.

*(રવાહુ તિરમિઝી હસન સહીહ હદીષ, કુર્તુબી)*

وَرَاَيْتَ النَّاسَ ફત્હે મક્કાથી પહેલાં ઘણી બધી સંખ્યા એવા લોકોની પણ હતી જેમને રસૂલે કરીમ ﷺની રિસાલત અને ઈસ્લામની સચ્ચાઈ ઉપર લગભગ વિશ્વાસ થઈ ચૂક્યો હતો પરંતુ ઈસ્લામમાં દાખલ થવાથી હજુ સુધી કુરૈશના વિરોધના ભયે અથવા કોઈ અસમંજસના કારણે અટકેલા હતા, મક્કા વિજયે તે અડચણ દૂર કરી નાંખી તો ટોળેટોળાં થઈને આ લોકો ઈસ્લામમાં દાખલ થવા લાગ્યા, યમનથી ૭૦૦ વ્યક્તિ મુસલમાન થઈને આવ્યા જેઓ માર્ગમાં અઝાનો આપતા અને કુર્આન પઢતા આવ્યા, આ જ રીતે સામાન્ય અરબ જનતા ટોળેટોળાં થઈને ઈસ્લામમાં દાખલ થયા.

**જ્યારે મૃત્યુ નજીક હોવાનું અનુભવાય તો તસ્બીહ અને ઇસ્તેગફાર વધારે પ્રમાણમાં કરવા જોઈએ :**

فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَاسْتَغْفِرْهُ હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે આ સૂરત નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺ જ્યારે કદી નમાઝ પઢતા હતા તો

આ દુઆ કરતા હતા, سبحانک ربّنا وبحمدک اللّٰھمّ اغفرلی (રવાહુ બુખારી)

હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે આ સૂરત નાઝિલ થયા પછી ઉઠતાં, બેસતાં અને જતા આવતા દરેક સમયે રસૂલે કરીમ ﷺ આ દુઆ પઢતા હતા سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ اَسْتَغْفِرُ اللّٰهَ وَاَتُوْبُ اِلَيْهِ અને કહેતા હતા કે મને એનો હુકમ થયો છે અને દલીલમાં اِذَا جَآءَ نَصْرُ اللّٰهِ ની તિલાવત કરતા હતા.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે આ સૂરત નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺ ઇબાદતમાં ખૂબ મહેનત કરતા, એટલે સુધી કે આપ ﷺના પગો ઉપર સોજા ચઢી જતા.

(કુર્તુબી)

تَمَّتْ سُوْرَةُ النَّصْرِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નસ્ર પૂર્ણ થઈ.

□□□□□□□□□□□

તારીખ : ૧૧ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૧૯ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૧૧)

# સૂરએ લહબ

સૂરએ લહબ મક્કામાં નાઝિલ થઈ તેની પાંચ આયતો છે.

**આયતો : (સૂરએ લહબ : આયત નં. ૧ થી ૫)**

(آیاتها ٥) (١١١ سورة اللهب مكية ٦) (ركوعها ١)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

تَبَّتْ يَدَآ اَبِيْ لَهَبٍ وَّتَبَّ ﴿١﴾ مَآ اَغْنٰى عَنْهُ مَالُهٗ وَمَا كَسَبَ ﴿٢﴾ سَيَصْلٰى نَارًا
ذَاتَ لَهَبٍ ﴿٣﴾ وَّامْرَاَتُهٗ حَمَّالَةَ الْحَطَبِ ﴿٤﴾ فِيْ جِيْدِهَا حَبْلٌ مِّنْ مَّسَدٍ ﴿٥﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અબૂલહબના હાથ તૂટી ગયા અને તે પોતે તૂટી ગયો. (૧) તેને તેનો માલ કામ ન લાગ્યો અને ન જ (કામ લાગ્યું) જે તે કમાયો. (૨) હવે લપકારા મારતી આગમાં પડશે. (૩) અને તેની પત્ની (પણ); જે માથા ઉપર ઈંધણ લઈને ફરે છે. (૪) તેના તેના ગળામાં ખૂબ વણેલું દોરડું હશે. (૫)*

**તફસીર :**

અબૂલહબના હાથ તૂટી જાય અને તે બરબાદ થઈ જાય, ન તો તેનો માલ તેના કામ આવ્યો અને ન જ તેની કમાણી (માલનો ભાવાર્થ મૂળ મુદ્દલ અને કમાણીથી ભાવાર્થ તેનો નફો છે. મતલબ એ છે કે કોઈપણ સામાન તેને સર્વનાશથી બચાવી શકશે નહીં. આ હાલત તો તેની દુનિયામાં થઈ અને આખિરતમાં) નિકટમાં જ (એટલે કે મરતી વખતે) એક લપકારા મારતી આગમાં દાખલ થશે, તે પણ અને તેની પત્ની પણ જે લાકડીઓ લાદીને ફરે છે (કાંટાવાળી

લાકડીઓ છે જેને તે રસૂલે કરીમ ﷺના માર્ગમાં બિછાવતી હતી જેથી તેમને તકલીફ પહોંચે; અને દોઝખમાં પહોંચીને) તેના ગળામાં (દોઝખની સાંકળો અને તોક તેના ગળામાં હશે, જાણે કે તે એક) ખૂબ વણેલું દોરડું હશે (આ તે દોરડાની કઠોરતા અને તેની મજબૂતીનું દષ્ટાંત છે).

## વિસ્તૃત વિવરણ :

અબૂલહબનું મૂળ નામ અબ્દુલઉઝ્ઝા હતું, તે અબ્દુલ મુત્તલીબની અવલાદમાંથી છે, લાલ રંગનો હોવાના કારણે તેનું ઉપનામ અબૂલહબ પ્રખ્યાત હતું. કુર્આને કરીમે તેનું મૂળ નામ એટલા માટે છોડી દીધું છે કે તે નામ પણ શિર્કયુક્ત હતું અને અબૂ લહબ ઉપનામમાં લહબ સાથે જહન્નમની એક સમાનતા પણ હતી. આ વ્યક્તિ રસૂલે કરીમ ﷺનો બેહદ દુશ્મન હતો અને ઈસ્લામનો સખત વિરોધ કરનારો તથા રસૂલે કરીમ ﷺને ખૂબ પીડા અને ત્રાસ આપનારો હતો. જ્યારે રસૂલે કરીમ ﷺ લોકોને ઈમાનનું આમંત્રણ આપતા તો આ સાથે લાગી જતો અને રસૂલે કરીમ ﷺને જૂઠાડવાનો પ્રયત્ન કરતો હતો.

*(ઈબ્ને કસીર)*



## આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

સહીહૈનમાં છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ ઉપર આયત وَأَنذِرْ عَشِيرَتَكَ الْأَقْرَبِينَ ઉતરી તો આપ ﷺએ સફા પર્વત ઉપર ચઢીને પોતાના કબીલા કુરૈશના લોકોને પોકાર્યા. અમુક રિવાયતોમાં છે કે يَا صَبَاحَاهْ કહીને યા બની અબ્દુલ મુનાફ અને યા બની અબ્દુલ મુત્તલીબ વગેરે નામો સાથે પોકાર કર્યો (આ રીતે અવાજ આપવો અરબોમાં ભયની નિશાની સમજવામાં આવતી હતી). જ્યારે બધા કુરૈશ ભેગા થઈ ગયા તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જો હું તમને એવી ખબર આપું કે દુશ્મન (તમારા ઉપર ચઢી આવ્યો છે અને) સવાર સાંજમાં તમારા ઉપર તૂટી પડવાનો છે તો શું તમે લોકો મને સાચો માનશો ? સૌએ એકી અવાજે કહ્યું કે હા ! અવશ્ય સાચું માનીશું. પછી આપ ﷺએ ફરમાવ્યું કે હું તમને એક કઠોર અઝાબથી ડરાવું છું (જે શિર્ક અને કુફ્ર ઉપર અલ્લાહે નક્કી કર્યો છે) આ સાંભળીને અબૂ લહબે કહ્યું تَبًّا لَكَ أَلِهَٰذَا جَمَعْتَنَا તારો નાશ થાય, શું તેં અમને આટલા માટે ભેગા કર્યા હતા ? અને તેણે રસૂલે

કરીમ ﷺને મારવા માટે એક પથ્થર ઉઠાવી લીધો. આ ઘટના ઉપર આ સૂરત નાઝિલ થઈ.

تَبَّتْ يَدَآ اَبِىْ لَهَبٍ وَّتَبَّ માં يَدْ (યદ)નો મૂળ અર્થ "હાથ" છે અને માનવીના બધા કામોમાં સૌથી મોટી દખલગીરી હાથોની છે એટલા માટે કોઈ વ્યક્તિને જાત અને તેને પોતાને "યદ"થી પણ ઓળખવામાં આવે છે, જેમકે કુર્આનમાં છે بِمَا قَدَّمَتْ يَدَاكَ અને બયહકીએ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે અબૂલહબે એક દિવસે લોકોને કહ્યું કે મુહમ્મદ (ﷺ) લોકોને કહે છે કે મર્યા પછી ફલાણું ફલાણું કામ થશે, પછી પોતાના હાથો તરફ ઈશારો કરીને કહેવા લાગ્યો કે આ હાથોમાં તે વસ્તુઓમાંથી કંઈ પણ આવ્યું નહીં, પછી પોતાના હાથોને સંબોધન કરીને કહેવા લાગ્યો تَبًّا لَكُمَا مَا اَرٰى فِيْكُمَا شَيْئًا مِمَّا قَالَ مُحَمَّدٌ એટલે કે તમે બરબાદ થઈ જાઓ, તમારા અંદર તે વસ્તુમાંથી કંઈ પણ નથી જોતો જેના થવાની ખબર મુહમ્મદ (ﷺ) આપે છે, તેના સંદર્ભમાં કુર્આને કરીમે તેના સર્વનાશનો હાથો તરફ સંબંધ જોડયો.

تَبَّ (તબ્બ) એ تَبَابٌ (તબાબ)થી બને છે જેનો અર્થ "બરબાદ થઈ જવું, નાશ પામવું" થાય છે. આ આયતનું પ્રથમ વાકય تَبَّتْ يَدَآ اَبِىْ لَهَبٍ બદદુઆ સ્વરૂપે છે, એટલે કે અબૂલહબ હલાક થઈ જાય અને બીજું વાકય એટલે કે وَتَبَّ (વતબ્બ) એ ખબર આપતું વાકય છે જાણે બદદુઆની સાથે તેનો પ્રભાવ પણ બતાવવામાં આવ્યો કે તે હલાક થઈ ગયો અને બદદુઆનું આ વાકય મુસલમાનોના ગુસ્સાના ઉપચાર સ્વરૂપે કહેવામાં આવ્યું, કારણ કે જે સમયે અબૂલહબે રસૂલે કરીમ ﷺની શા'નમાં تَبًّا (તબ્બન) કહ્યું તો મુસલમાનોના દિલમાં એવી ઈચ્છા હતી કે તેઓ તેના માટે બદદુઆ કરે. અલ્લાહ તઆલાએ જાણે તેમના દિલની વાત પોતે ફરમાવી અને સાથે જ એવી ખબર પણ આપી દીધી કે આ બદદુઆ તેને લાગી ગઈ અને તે હલાક થઈ ગયો. કુર્આને તેની હલાકત અને બરબાદીની ખબર જે પહેલેથી જ આપી દીધી હતી તેની અસર એવી થઈ કે બદ્રની ઘટના પછી સાત દિવસ પછી તેને પ્લેગની ગાંઠ નીકળી જેને عَدَسَهْ (અદસહ) કહે છે, તે બીમારી બીજાઓને લાગી જવાના ભયથી બધા ઘરવાળાઓએ તેને એકલો અલગ નાંખી દીધો, એટલે સુધી કે તે જ નિરાધારીની

હાલતમાં મૃત્યું પામ્યો અને ત્રણ દિવસ સુધી તેની લાશ એમ જ પડી રહી, જ્યારે તેની લાશ સડવાથી દુર્ગંધ ફેલાઈ તો મજૂરો પાસે તેને ઉઠાવીને દફનાવી દેવામાં આવી. તેમણે એક ખાડો ખોડયો અને એક લાઠીથી તેની લાશને ખાડામાં નાંખી દીધી અને તેના ઉપર પથ્થર ભરી દીધા.

*(બયાનુલ કુર્આન, રૂહના હવાલાથી)*

مَآ اَغْنٰى عَنْهُ مَالُهٗ وَمَا كَسَبَ માં مَا كَسَبَ નો અર્થ "જે કંઈ તેણે કમાયું" થાય છે, તેનો ભાવાર્થ તે નફો છે જે વેપાર વગેરેથી પણ થઈ શકે છે જે મૂડી દ્વારા પ્રાપ્ત કરવામાં આવી શકે છે જેમકે તફસીરના ખુલાસામાં પણ વર્ણન થઈ ચૂક્યું છે અને તેનો ભાવાર્થ અવલાદ પણ હોઈ શકે છે કારણ કે તેને પણ માણસની કમાણી કહેવામાં આવે છે. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, اِنَّ اَطْيَبَ مَا اَكَلَ الرَّجُلُ مِنْ كَسْبِهٖ وَاِنَّ وَلَدَهٗ مِنْ كَسْبِهٖ એટલે કે માણસ જે ભોજન આરોગે છે તેમાં સૌથી વધારે હલાલ અને પવિત્ર તે વસ્તુ છે જે વ્યક્તિ પોતાની કમાણીથી પ્રાપ્ત કરે અને માણસના સંતાનો પણ તેના كَسْبِ માં સામેલ છે, એટલે કે અવલાદની કમાણી ખાવી પણ પોતાની જ કમાણીમાંથી ખાવા સમાન છે. (કુર્તુબી) તેથી હઝરત આયશા (રદિ.), મુજાહિદ (રહ.), અતાઅ્ (રહ.), ઇબ્ને સીરીન વગેરેએ આ સ્થળે مَا كَسَبَ (મા કસબ)ની તફસીર "સંતાનો" કરી છે.

અબૂલહબને અલ્લાહ તઆલાએ માલ પણ ખૂબ આપ્યો હતો અને અવલાદ પણ, તેની નાશુક્રીના કારણે આ જ બંને વસ્તુઓ તેના ગર્વ, અભિમાન અને સર્વનાશનું કારણ બની. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જે સમયે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ પોતાની કોમને અલ્લાહના અઝાબથી ડરાવી તો અબૂલહબે એવું પણ કહ્યું હતું કે જે કંઈ આ મારો ભત્રીજો કહી રહ્યો છે જો તે સાચું જ થયું તો મારી પાસે માલ અને અવલાદ મોટા પ્રમાણમાં છે હું તેને આપીને પોતાનો જીવ બચાવી લઈશ; તેના ઉપર આ આયત નાઝિલ થઈ, مَآ اَغْنٰى عَنْهُ مَالُهٗ وَمَا كَسَبَ એટલે કે જ્યારે તેને અલ્લાહ તઆલાના અઝાબે પકડયો તો ન તો તેનો માલ કામ આવ્યો અને ન જ અવલાદ, આ તો તેની દુનિયામાં હાલત થઈ આગળ આખિરતનું વર્ણન છે.

سَيَصْلٰى نَارًا ذَاتَ لَهَبٍ એટલે કે કયામત પછી અથવા મૃત્યુ પછી તરત કબ્રમાં જ તે એક લપકારા મારતી આગમાં પ્રવેશ પામશે, તેનું નામ આગ સાથેની સમાનતા ذَاتَ لَهَبٍ ના લક્ષણમાં ખાસ વિશિષ્ટતા ધરાવે છે.

وَامْرَاَتُهٗ حَمَّالَةَ الْحَطَبِ જે રીતે અબૂલહબને રસૂલે કરીમ (સ.અ.વ.) ઉપર સખત ક્રોધ અને દુશ્મનાવટ હતી તેની પત્ની પણ આ દુશ્મનાવટ અને રસૂલે કરીમ (સ.અ.વ.)ને ત્રાસ પહોંચાડવામાં તેની મદદ કરતી હતી, તે અબૂસુફિયાનની બહેન બિન્તે હરબ બિન ઉમય્યા છે તેનું ઉપનામ "ઉમ્મે જમીલ" છે. કુર્આને કરીમની આ આયતે બતાવ્યું કે તે અભાગણ પણ પોતાના પતિની સાથે જહન્નમની આગમાં જશે તેની સાથે તેની હાલત આ પ્રમાણે બતાવી કે તે حَمَّالَةَ الْحَطَبِ છે જેનો શાબ્દિક અર્થ "ઈંધણ માટેના લાકડાં માથા ઉપર ઉઠાવનારી" થાય છે, એટલે કે "આગ લગાડનારી". અરબના રૂઢિપ્રયોગોમાં ચુગલખોરી કરનારને حَمَّالُ الْحَطَبِ (હમ્માલુલ્ હતબ) કહેવામાં આવતું હતું જેમકે કોઈ સુકકા લાકડાં એકઠા કરીને આગ લગાવવાનો સામાન તૈયાર કરે છે, ચુગલખોરી કરનારનું કામ પણ એવું જ છે કે તે પોતાની ચુગલી દ્વારા વ્યક્તિ અને કુટુંબોમાં આગ ભડકાવી દે છે. આ સ્ત્રી રસૂલે કરીમ (સ.અ.વ.) અને સહાબએ કિરામ (રદિ.)ને ત્રાસ આપવા માટે ચુગલખોરીનું કામ પણ કરતી હતી. આ આયતમાં અબૂલહબની પત્નીને حَمَّالَةَ الْحَطَبِ કહેવાની તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ, ઈકરિમા વગેરે વિવરણકારોના એક જૂથે કરી છે. આ સ્ત્રી ચુગલખોરી કરનારી હતી અને ઈબ્ને ઝૈદ, જહ્હાક (રહ.) વગેરે તફસીરકારોએ તેને પોતાના વાસ્તવિક અર્થમાં લીધું છે જેનું કારણ એ બતાવવામાં આવ્યું છે કે આ સ્ત્રી જંગલમાંથી કાંટાવાળા લાકડાં એકઠા કરીને લાવતી અને રસૂલે કરીમ (સ.અ.વ.)ના માર્ગમાં પાથરી દેતી હતી જેથી રસૂલે કરીમ (સ.અ.વ.)ને તકલીફ પહોંચે અને તેની આ નીંદનીય તથા નીચ કક્ષાની પ્રવૃત્તિને કુર્આને حَمَّالَةَ الْحَطَبِ (હમ્માલુલ હતબ)થી ઓળખાવ્યું છે. (કુર્તુબી, ઈબ્ને કષીર) અને અમુક લોકોએ કહ્યું છે કે જહન્નમમાં તેની એવી હાલત થશે કે પોતાના પતિ ઉપર જહન્નમના ઝાડ ઝક્કુમ વગેરેના લાકડાંઓ લાવીને નાંખશે જેથી તેની આગ ભડકી જાય, જે રીતે દુનિયામાં તે તેના કુફ્ર અને જુલમને વધારતી હતી એ જ રીતે આખિરતમાં તેના અઝાબને વધારશે. *(ઈબ્ને કષીર)*

**ચુગલખોરી જઘન્ય અપરાધ છે :**

સહીહ હદીષમાં છે કે રસૂલે કરીમ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જન્નતમાં ચુગલખોર દાખલ થશે નહીં અને હઝરત ફુઝૈલ બિન અયાઝ (રહ.)એ ફરમાવ્યું કે ત્રણ કાર્યો એવા છે જે માણસના બધા જ નેક અમલોને બરબાદ કરી નાંખે છે, રોઝદારના રોઝા અને વુઝૂવાળાનું વુઝૂ ખરાબ કરી નાંખે છે એટલે કે ગીબત, ચુગલખોરી અને જૂઠ. અતાઅ્ બિન સાઈબ (રહ.) ફરમાવે છે કે મેં હઝરત શુઅ્બી (રહ.)થી રસૂલે કરીમ (સ.અ.વ.)ની આ હદીષનું વર્ણન કર્યું જેમાં આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું છે કે لَا يَدْخُلُ الْجَنَّةَ سَافِكُ دَمٍ وَّلَا مَشَّاءٌ بِنَمِيْمَةٍ وَّلَا تَاجِرٌ يُّرْبِيْ એટલે કે ત્રણ પ્રકારના વ્યક્તિ જન્નતમાં દાખલ થશે નહીં, એક નાહક ખૂન વહાવનાર (હત્યારો), બીજો ચુગલી કરનારો અને ત્રીજો તે વેપારી જે વ્યાજનો કારોબાર કરે. અતાઅ્ (રહ.) કહે છે કે મેં આ હદીષનું વર્ણન કરીને શુઅ્બી (રહ.)ને તાજજુબથી પૂછ્યું કે હદીષમાં ચુગલખોરને હત્યારા અને વ્યાજખોર સમાન વર્ણન કરેલ છે. તેમણે કહ્યું, હા ! ચુગલખોરી તો એવી વસ્તુ છે કે જેના કારણે નાહક ખૂન અને ખોટી રીતે માલને હડપ કરવાની નોબત પણ આવે છે. *(કુર્તુબી)*

فِىْ جِيْدِهَا حَبْلٌ مِّنْ مَّسَدٍ માં مَسْدٌ (بِسُكُوْنِ السِّيْنِ)નો અર્થ દોરડું અથવા દોર અથવા તેના વળ ઉપર વળ ચઢાવીને મજબૂત કરવાનો થાય છે અને مَسَدٌ (بِفَتْحِ مِيْمٍ وَسِيْنٍ)નો અર્થ તે દોરડા અથવા દોરને કહેવામાં આવે છે જે ખૂબ મજબૂત બનાવવામાં આવેલ હોય, ભલે તે કોઈપણ વસ્તુનું હોય, ખજૂર અથવા નાળિયેર વગેરેની કાથીનું બનાવેલું હોય અથવા લોખંડના તારનું બનાવેલું હોય. દરેક પ્રકારનું મજબૂત દોરડું તેના અર્થમાં સામેલ છે. (કામૂસ) અમુક લોકોએ જે ખાસ ખજૂરનું દોરડું હોવાનો તરજુમો કર્યો છે તે અરબના ખાસ રિવાજ પ્રમાણે કર્યો છે. અસલ ભાવાર્થ સર્વસામાન્ય છે એટલે કે દરેક પ્રકારનું મજબૂત દોરડું; આ જ જાહેર અર્થના આધારે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઉર્વહ બિન ઝુબૈર (રદિ.) વગેરેએ ફરમાવ્યું છે કે અહીંયાં حَبْلٌ مِّنْ مَّسَدٍ નો ભાવાર્થ લોખંડના તારમાંથી બનાવેલ દોર છે અને જહન્નમમાં તેની એવી હાલત થશે કે લોખંડના તારોથી મજબૂત બનેલી બેડી તેના ગળામાં હશે. હઝરત મુજાહિદ (રહ.)એ પણ તેની તફસીરમાં ફરમાવ્યું છે مِنْ مَّسَدٍ اَىْ مِنْ حَدِيْدٍ *(મઝહરી)*

શુઅ્બી અને મકાતિલ વગેરે તફસીરકારોએ તેને પણ દુનિયાની હાલત ઠરાવીને حَبۡلٌ مِّنۡ مَّسَدٍ નો ભાવાર્થ ખજૂરનું દોરડું હોવાનો લીધો છે અને ફરમાવ્યું કે જો કે અબૂલહબ અને તેની પત્ની માલદાર, સંપન્ન અને પોતાની કોમના સરદાર ગણાતા હતા પરંતુ તેની પત્ની પોતાના ઝીણા જીવ અને કંજૂસીના કારણે જંગલમાંથી સુક્કા લાકડાં એકઠા કરીને લાવતી હતી અને તેના દોરડાને પોતાના ગળામાં નાંખી લેતી હતી જેથી તે લાકડાંનો ભારો માથા ઉપરથી પડી ન જાય અને આ જ બાબત એક દિવસે તેના મોતનું કારણ બન્યું કે લાકડીઓનો ભારો માથા ઉપર અને દોરડું ગળામાં હતું, થાકીને ક્યાંક બેસી ગઈ અને પછી પડી ગઈ જેના કારણે તેના ગળે ફાંસો આવી ગયો અને શ્વાસ રૂંધાવાથી તે મૃત્યુ પામી અને બીજી તફસીરની રૂએ તેની આ હાલત તેનું ખરાબ પરિણામ વર્ણન કરવા માટે છે. (મઝહરી) પરંતુ કારણ કે અબૂલહબના કુટુંબમાં ખાસ કરીને પત્ની પાસે આવું કરાવવું અસંભવ હતું એટલા માટે ઘણા તફસીરકારોએ પ્રથમ તફસીરને જ અપનાવેલ છે. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتۡ سُوۡرَةُ الۡهَبِ بِحَمۡدِ اللّٰهِ تَعَالٰى

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ લહબ પૂર્ણ થઈ.



ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૧૨)

# સૂરએ ઇખ્લાસ

સૂરએ ઈખ્લાસ મક્કામાં નાઝિલ થઈ, તેની ચાર આયતો છે.

## આયતો : (સૂરએ ઇખ્લાસ : આયત નં. ૧ થી ૪)

آیاتها ٤ — سُوْرَةُ الْإِخْلَاصِ مَكِّيَّةٌ ١١٢ — ركوعها ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ○

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝١ اَللّٰهُ الصَّمَدُ ۝٢ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ ۝٣ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝٤

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરુ છું જે મહાકૃપાળુ અને મહાદયાળુ છે.*

*તમે કહો, તે અલ્લાહ એક છે. (૧) અલ્લાહ બેનિયાઝ છે. (૨) ન તો તેને કોઈ અવલાદ છે અને ન જ તે કોઈની અવલાદ છે. (૩) અને તેના સમકક્ષ બીજું કોઈ નથી. (૪)*

## તફસીર :

(આ સૂરતનો સબબે નુઝૂલ એટલે કે આ સૂરત ઊતરવાની પૂર્વભૂમિકા એ છે કે એક વખતે મુશ્રિકોએ રસૂલે કરીમ ﷺને કહ્યું કે પોતાના પરવરદિગારની સિફતો અને વંશ વર્ણન કરો, તેના ઉપર આ સૂરત નાઝિલ થઈ. —દુર્રે મન્સૂર) તમે (તે લોકોને) કહી આપો કે તે અલ્લાહ તઆલા (પોતાના લક્ષણો અને સિફતોમાં) એકમાત્ર છે (તેની જાતનું વિશિષ્ટ લક્ષણ એ છે કે જે હંમેશા મોજૂદ છે, એટલે કે હંમેશાથી છે અને હંમેશા રહેશે અને તેની સિફતોની વિશિષ્ટતા એ છે કે જ્ઞાન, શક્તિ વગેરે તેની હંમેશાથી અને સર્વત્ર છવાયેલ સિફતો છે અને) અલ્લાહ બેનિયાઝ છે (એટલે કે તે કોઈનો મોહતાજ નથી અને બધા જ તેના મોહતાજ છે) તેને અવલાદ નથી અને તે કોઈની અવલાદ નથી અને કોઈ તેનો સમોવડિયો નથી.

## વિસ્તૃત વિવરણ :

### સૂરત ઊતરવાની પૂર્વભૂમિકા :

તિરમિઝી, હાકિમ વગેરેની રિવાયતમાં છે કે મક્કાના મુશ્રિકોએ રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલાના વંશના સંદર્ભમાં પૂછ્યું હતું, તેના જવાબમાં આ સૂરત નાઝિલ થઈ. અમુક બીજી રિવાયતોમાં આ સવાલ મદીનાના યહૂદીઓ સાથે સંબંધિત છે. એટલા માટે આ સૂરત મક્કી અથવા મદની હોવામાં મતભેદ છે. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ, હસન બસરી, અતાઅ્, ઈકરીમા, જાબિર (રદિ.) તેને મક્કી કહે છે અને હઝરત કતાદહ, ઝહ્હાક (રદિ.) વગેરે મદની કહે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના બે નિવેદનો નકલ થયા છે.

*(કુર્તુબી)*

અમુક રિવાયતોમાં છે કે મુશ્રિકોએ સવાલમાં એવું પણ પૂછ્યું હતું કે અલ્લાહ તઆલા કઈ વસ્તુનો બનેલો છે ? સોનાનો ? ચાંદીનો ? અથવા બીજી કોઈ વસ્તુનો ? તેના જવાબમાં આ સૂરત નાઝિલ થઈ.

### સૂરતની વિશિષ્ટતા :

ઈમામ અહમદ (રહ.)એ હઝરત અનસ (રદિ.)ની રિવાયત વર્ણન કરી છે કે એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો અને વિનંતી કરી કે મને આ સૂરત (એટલે કે સૂરએ ઈખ્લાસ) સાથે ઘણી મહોબ્બત છે, રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તેની મહોબ્બતે તમને જન્નતમાં દાખલ કરી દીધા.

*(ઈબ્ને કષીર)*

તિરમિઝીએ હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે એક વખતે રસૂલે કરીમ ﷺએ લોકોને કહ્યું કે બધા એકઠા થઈ જાઓ, હું તમને ત્રીજા ભાગનું કુર્આન સંભળાવીશ. જેઓ ભેગા થઈ શકતા હતા તે થઈ ગયા, ત્યાર પછી આપ ﷺ ઉપસ્થિત થયા અને આ સૂરતની કિરાઅત કરી અને કહ્યું કે આ સૂરત ત્રીજા ભાગના કુર્આન સમાન છે.

*(રવાહુ મુસ્લિમ)*

અબૂદાવુદ, તિરમિઝી, નસાઈએ એક લાંબી હદીષમાં રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ સવાર અને સાંજ આ સૂરત અને

"મઅવ્વઝતયૂન" (સૂરએ ફલક અને સૂરએ નાસ) પઢયા કરે તો તે તેના માટે પૂરતું છે અને એક રિવાયતમાં છે કે તે તેને દરેક આફતથી બચાવવા માટે પૂરતી છે.

*(ઇબ્ને કષીર)*

ઇમામ અહમદે હઝરત ઉકબા બિન આમિર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હું તમને એવી ત્રણ સૂરતો બતાવું છું જે તવરાત, ઇન્જીલ, ઝબૂર અને કુર્આન સૌમાં નાઝિલ થઈ છે અને કહ્યું કે રાત્રે ત્યાં સુધી ન સૂવો જ્યાં સુધી આ ત્રણે (એટલે કે સૂરએ ફલક, સૂરએ નાસ અને આ સૂરત સૂરએ ઇખ્લાસ)ને ન પઢી લો. હઝરત ઉકબા (રદિ.) કહે છે, ત્યાર પછી મેં ક્યારેય તેને છોડી નથી.

*(ઇબ્ને કષીર)*

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ના શબ્દ قُلْ "કુલ"માં રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત તરફ ઇશારો છે કે તેમને અલ્લાહ તઆલા તરફથી લોકોને માર્ગદર્શન આપવાનો હુકમ થઈ રહ્યો છે અને શબ્દ اَللّٰهُ અલ્લાહ તેની જાતનું નામ છે જે હંમેશા મોજૂદ છે અને તમામ વિશિષ્ટ લક્ષણોનું કેન્દ્ર છે અને બધી જ ઊણપોથી પવિત્ર છે. اَحَدٌ "અહદ" અને وَاحِدٌ "વાહિદ"નો તરજુમો આમ તો એકસમાન છે પરંતુ ભાવાર્થના આધારે اَحَدٌ "અહદ" શબ્દના અર્થમાં એ પણ સામેલ છે કે તે ક્રમ અને સંખ્યા અથવા એવી કોઈ વસ્તુની સમાનતા તથા સ્વરૂપથી તદન પવિત્ર છે. એટલે કે તે કોઈ એક અથવા અનેક કે વિવિધ વસ્તુઓનો બનેલ નથી, ન જ તેમાં સંખ્યાની કોઈ સંભાવના છે અને ન જ કોઈ સમાનતાની. આ તે લોકોનો જવાબ થઈ ગયો જેઓ અલ્લાહ તઆલા વિશે પૂછતા હતા કે તે સોનાનો બનેલ છે કે ચાંદીનો અથવા કોઈ હીરા મોતીનો ? આ એક ટૂંકા વાકયમાં તેની જાત અને સિફતો વિશેની દલીલ થઈ ગઈ અને قُلْ "કુલ" શબ્દમાં નુબુવ્વત અને રિસાલતનો મસ્અલો આવી ગયો, તેમાં વિચાર કરો તો આ એક ટૂંકું વાક્ય તે મોટી મોટી ચર્ચાઓ ઉપર છવાઈ ગયું છે જે મોટા મોટા ગ્રંથોમાં લખવામાં આવે છે.

اَللّٰهُ الصَّمَدُ માં صَمَدٌ "સમદ"ના ઘણા અર્થ થઈ શકે છે તેથી તફસીરકારોના તેમાં અનેકવિધ નિવેદનો થયેલ છે. હદીષના ઇમામ તબરાનીએ

"કિતાબુસ્સુન્નહ"માં તે બધા જ નિવેદનો એકઠા કર્યા પછી લખ્યું છે કે આ બધા જ સાચા છે અને તેમાં જે સિફતો વર્ણન કરવામાં આવી છે તે બધી આપણા પરવરદિગારની સિફતો છે પરંતુ "સમદ" શબ્દનો મૂળ અર્થ એ છે કે લોકો પોતાની જરૂરિયાતો અને હાજતો માટે તેના શરણે જાય અને જે મહાનતા અને સરદારીમાં એવો છે કે તેનાથી કોઈ મોટો નથી. ખુલાસો એ છે કે બધા જ તેના મોહતાજ હોય પરંતુ તે કોઈનો મોહતાજ ન હોય.

*(ઈબ્ને કષીર)*

لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ આ તે લોકોને જવાબ છે જેઓ અલ્લાહ તઆલાના વંશ અને પેઢી વિશે સવાલ કરતા હતા કે તેને મખ્લૂક (અલ્લાહ તઆલાના સર્જન) ઉપર અનુમાનિત કરી શકાતો નથી જે નસલ અને વંશના દ્વારા જ અસ્તિત્વમાં આવે છે પરંતુ અલ્લાહ તઆલા ન તો કોઈની અવલાદ છે અને ન જ કોઈ તેની અવલાદ છે.

وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ માં كُفُوً "કુફૂ"નો શાબ્દિક અર્થ ઉદાહરણ અથવા દૃષ્ટાંતનો થાય છે, તેનો ભાવાર્થ એ છે કે ન તો કોઈ તેના જેવો છે એટલે કે તેનો સમોવડિયો છે અને ન જ કોઈ તેનું સ્વરૂપ કે સમાનતા ધરાવે છે.

**સૂરએ ઇખ્લાસમાં સંપૂર્ણ તવહીદ છે અને દરેક પ્રકારના શિર્કનો નકાર છે :**

અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર સમજનાર તવહીદના ઈન્કારીઓ દુનિયામાં અનેક પ્રકારના થયા છે. સૂરએ ઈખ્લાસે દરેક પ્રકારની શિર્કિય્યહ માન્યતાઓનો નકાર કરીને સંપૂર્ણ તવહીદનો પાઠ આપ્યો છે, કારણ કે તવહીદના ઈન્કારીઓમાં એક જૂથ તો પોતે અલ્લાહના અસ્તિત્વનો જ ઈન્કાર કરે છે અને બીજા અમુક તેના અસ્તિત્વને તો માને છે પરંતુ તેને હંમેશા મોજૂદ નથી માનતા, અમુક એ બાબતને પણ માને છે પરંતુ તેના વિશિષ્ટ લક્ષણો અને સિફતોના ઈન્કારી છે, અમુક આ બધું જ માને છે પરંતુ પછી ઈબાદતમાં ગયરૂલ્લાહને ભાગીદાર ઠરાવે છે. આ બધી ખોટી માન્યતાઓનો રદિયો اَللّٰهُ اَحَدٌ "અલ્લાહુ અહદ"માં થઈ ગયો. અમુક લોકો ઈબાદતમાં પણ કોઈને ભાગીદાર નથી કરતા પરંતુ અલ્લાહ તઆલા સિવાય બીજાને દરેક જરૂરિયાતો પૂરી કરનાર

અને કાર્યસાધક સમજે છે, તેમની ખોટી માન્યતાનો રદિયો صَمَدُ "સમદ"માં થઈ ગયો. અમુક લોકો અલ્લાહ તઆલાની અવલાદ હોવાની માન્યતા ધરાવે છે لَمْ يَلِدْ "લમ યલિદ"માં તેનો રદિયો થઈ ગયો. وَاللّٰهُ سُبْحَانَهٗ وَتَعَالٰى اَعْلَمُ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઇખ્લાસ પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑❑

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૧૩)

# સૂરએ ફલક

સૂરએ ફલક મદીનામાં નાઝિલ થઈ તેની પાંચ આયતો છે.

## આયતો : (સૂરએ ફલક : આયત નં. ૧ થી ૫)

(١) سُوْرَةُ الْفَلَقِ ١١٣ (٢٠) (٥)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ﴿١﴾ مِنْ شَرِّ مَا خَلَقَ ﴿٢﴾ وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ﴿٣﴾
وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِي الْعُقَدِ ﴿٤﴾ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ﴿٥﴾

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરુ છું જે મહાકૃપાળુ અને મહાદયાળુ છે.*

*(હે નબી ﷺ !) આપ ફરમાવી દો કે પ્રભાતના માલિકનો આશરો લઉં છું, (૧) દરેક વસ્તુની બુરાઈથી જે તેણે બનાવી છે (૨) અને અંધારી રાતની બુરાઈથી, જ્યારે કે તે આવી જાય (૩) અને (પઢી પઢીને દોરાની) ગાંઠો પર (જાદૂની) ફૂંક મારનારીઓની બુરાઈથી (૪) અને ઈર્ષા કરનારની બુરાઈથી (આસરો લઉં છું) જ્યારે કે તે અદેખાઈ કરે. (૫)*

## વિસ્તૃત વિવરણ :

આ સૂરત સૂરએ ફલક અને ત્યાર પછીની સૂરત સૂરએ નાસ બંને સૂરતો એક જ ઘટનામાં નાઝિલ થઈ છે. હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.)એ આ બંનેની તફસીર એક સાથે લખી છે તેમાં કહ્યું છે કે આ બંને સૂરતોના લાભ અને બરકતો અને સૌ લોકોને તેની જરૂરિયાત એવી છે કે કોઈ માનવી તેનાથી બાકાત નથી હોઈ શકતો, આ બંને સૂરતોમાં જાદૂ અને ખરાબ નજર તથા બધી જ શારીરિક

અને આધ્યાત્મિક આફતો દૂર કરવાની મહાન તા'સીર છે અને હકીકતને સમજવામાં આવે તો માનવીને તેની આવશ્યકતા પોતાના શ્વાસ અને ખાવા પીવા તથા પોશાક બધી વસ્તુથી વધારે છે. તેની ઘટના મુસ્નદે અહમદમાં આ રીતે આવી છે કે નબીએ કરીમ ﷺ ઉપર એક યહૂદીએ જાદૂ કરી દીધો હતો જેની અસરથી આપ ﷺ બીમાર થઈ ગયા. હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ આવીને આપ ﷺને ખબર આપી કે તમારા ઉપર એક યહૂદીએ જાદૂ કર્યો છે અને જાદૂનો અમલ જે વસ્તુમાં કર્યો છે તે ફલાણા કૂવાની અંદર છે. રસૂલે કરીમ ﷺએ ત્યાં માણસ મોકલ્યા, તે આ જાદૂની વસ્તુ કૂવામાંથી કાઢી લાવ્યા, તેમાં ગાંઠો વાળેલી હતી. રસૂલે કરીમ ﷺએ તે ગાંઠોને ખુલી નાંખી તે જ સમયે આપ ﷺ બિલકુલ તંદુરસ્ત થઈને ઊભા થઈ ગયા. (જો કે જિબ્રઈલ અમીન અલૈ.એ આપ ﷺને આ યહૂદીનું નામ બતાવી દીધું હતું અને આપ ﷺ તેને જાણતા હતા પરંતુ પોતાની વ્યક્તિગત બાબતમાં કોઈની પાસેથી બદલો લેવો આપ ﷺની ટેવ ન હતી તેથી) આખી જિંદગી તે યહૂદીને કંઈ જ કહ્યું નહીં અને ન જ ક્યારેય તેની ઉપસ્થિતિમાં આપ ﷺના ચહેરા મુબારક ઉપર શિકાયત કે ફરિયાદના ચિહ્નો જોવા મળ્યા. (તે મુનાફિક હોવાના કારણે હંમેશા હાજર રહેતો હતો) અને સહીહ બુખારીની રિવાયત હઝરત આયશા (રદિ.)થી એ છે કે રસૂલે કરીમ ﷺ ઉપર એક યહૂદીએ જાદૂ કર્યો તો તેની અસર તેમના ઉપર એ હતી કે અમુક સમયે આપ ﷺ એવું મહેસૂસ કરતા હતા કે ફલાણું કામ કરી લીધું છે પરંતુ તે કર્યું ન હતું. પછી એક દિવસ રસૂલે કરીમ ﷺએ હઝરત આયશા (રદિ.)ને કહ્યું કે મને અલ્લાહ તઆલાએ બતાવી દીધું છે કે મારી બીમારી શું છે અને કહ્યું કે (સ્વપ્નમાં) બે માણસો આવ્યા, એક મારા શરાણે બેસી ગયો અને એક પગ તરફ; શરાણે બેસેલા વ્યક્તિએ બીજાને કહ્યું કે તેમને શું તકલીફ છે ? બીજાએ કહ્યું કે તેમના ઉપર જાદૂ થયું છે, તેણે પૂછ્યું કે આ જાદૂ તેમના ઉપર કોણે કર્યું છે ? તો તેણે જવાબ આપ્યો કે લુબયૂદ બિન અઅૂસમે. તે યહૂદીઓનો મિત્ર મુનાફિક છે. તેણે પૂછ્યું કે કઈ વસ્તુમાં જાદૂ કર્યું છે ? પેલાએ બતાવ્યું કે એક કાંસકો અને તેના દાંતાઓમાં, પછી તેણે પૂછ્યું કે તે ક્યાં છે ? તો પેલાએ બતાવ્યો કે ખજૂરના તે ખોખામાં જેમાં ખજૂરનું ફળ પેદા થાય છે, બીરે ઝરવાન (એક કૂવાનું નામ છે)માં એક પથ્થર નીચે દફન કરેલ છે. રસૂલે કરીમ ﷺ તે કૂવા ઉપર ગયા અને તેને

કાઢી લીધું અને કહ્યું કે મને સ્વપ્નમાં આ જ કૂવો બતાવવામાં આવ્યો હતો. હઝરત આયશા (રદિ.)એ કહ્યું કે તમે તેની જાહેરાત કેમ ન કરી ? (કે ફલાણા વ્યક્તિએ આ કૃત્ય કર્યું છે !) રસૂલે કરીમ ﷺએ કહ્યું કે મને અલ્લાહે શિફા આપી દીધી અને મને એ પસંદ નથી કે હું કોઈ વ્યક્તિ માટે કોઈ તકલીફનું કારણ બનું (ભાવાર્થ એ હતો કે તેની જાહેરાત થઈ હોત તો લોકો તેની હત્યા કરી નાંખત અથવા તેને તકલીફ પહોંચાડત) અને મુસ્નદે અહમદની એક રિવાયતમાં છે કે આપ ﷺને આ બીમારી છ મહિના સુધી રહી અને અમુક રિવાયતોમાં છે કે જે સહાબીને ખબર થઈ ગઈ હતી કે આ કામ લુબય્દ બિન અઅ્સમે કર્યું છે તેણે રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે અમે એ નાપાકને કેમ કતલ ન કરી નાંખીએ !? આપ ﷺએ એ જ જવાબ આપ્યો જે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને આપ્યો હતો અને ઈમામ ષુઅ્લબીની રિવાયતમાં છે કે એક છોકરો રસૂલે કરીમ ﷺની સેવા કરતો હતો તે મુનાફિક યહૂદીએ તેને પટાવી ફોસલાવીને રસૂલે કરીમ ﷺનો કાંસકો અને તેના અમુક દાંતા તેની પાસેથી પ્રાપ્ત કરી લીધા અને તેને એક ટાટના તારમાં અગિયાર ગાંઠો લગાવી અને દરેક ગાંઠમાં એક સોય પરોવી અને કાંસકા સાથે તેને ખજૂરના ફળના ગિલાફમાં મૂકીને એક કૂવામાં પથ્થર નીચે દબાવી દીધું. અલ્લાહ તઆલાએ આ બંને સૂરતો નાઝિલ કરી જેમાં અગિયાર આયતો છે. રસૂલે કરીમ ﷺ દરેક ગાંઠ ઉપર એક એક આયત પઢીને એક એક કરીને ગાંઠો ખોલતા રહ્યા એટલે સુધી કે બધી જ ગાંઠો ખુલી ગઈ અને આપ ﷺને જાણે અચાનક એક ભાર ઊતરી ગયો (એવું લાગ્યું).

*(આ બધી રિવાયતો ઈબ્ને કષીરમાંથી લેવામાં આવી છે)*

## જાદૂની અસરથી પ્રભાવિત થવું નુબુવ્વત અને રિસાલતના નકારનું કારણ નથી :

જે લોકો જાદૂની વાસ્તવિકતાથી નાવાકેફ છે તેમને આશ્ચર્ય થાય છે કે રસૂલે કરીમ ﷺ ઉપર જાદૂની અસર કઈ રીતે થઈ શકે છે ? જાદૂની હકીકત અને તેના પ્રકારો તથા હુકમોની સંપૂર્ણ વિગત સૂરએ બકરહની તફસીરમાં મઆરિફુલ કુર્આન ગુજરાતીની પ્રથમ જિલ્દમાં વર્ણન થઈ છે તેમાં જોઈ લેવામાં આવે. તેનો ખુલાસો જેનું જાણવું અત્રે જરૂરી છે એટલો છે કે જાદૂની અસરથી પણ

માનવીની શારીરિક અને માનસિક ક્રિયાઓ ઉપર પ્રભાવ પડે છે જેમકે આગથી સળગવું અથવા ગરમ થવું, પાણીથી ઠંડુ થવું વગેરે. જે રીતે અમુક શારીરિક કે તબીબી કારણોના લીધે તાવ આવી જવો અથવા વિવિધ પ્રકારના દુઃખાવો અથવા બીમારીઓ પેદા થઈ જવી એક સ્વાભાવિક બાબત છે જેમાં અંબિયા, પયગમ્બર (અલૈ.) કોઈ બાકાત નથી એ જ રીતે જાદૂની અસર પણ આ જ પ્રકારની છે. તેનાથી કોઈ બાકાત નથી.

**મુઅવ્વઝતયન (સૂરએ ફલક અને સૂરએ નાસ) દરેક પ્રકારની દુનિયવી અને દીની આફતોથી સુરક્ષાનો કિલ્લો છે અને તેની ફઝીલતો :**

આ તો દરેક મો'મિનનો અકીદો છે કે દુનિયા અને આખિરતનો દરેક લાભ અને નુકસાન અલ્લાહ તઆલાના હાથમાં છે, તેની ઈચ્છા વિના કોઈ કોઈને એક રજકણ માત્ર લાભ કે નુકસાન નથી પહોંચાડી શકતું તો દુનિયા અંને આખિરતની બધી જ આફતોથી સુરક્ષિત રહેવાનો મુખ્ય આધાર માત્ર એક જ છે કે માનવી પોતાની જાતને અલ્લાહ તઆલાની શરણમાં સોંપી દે, આ જ અસલ વસ્તુ છે અને પોતાના અમલથી તેની શરણમાં આવવા લાયક બનવાની કોશીશ કરે. આ બંને સૂરતોમાં પ્રથમ એટલે કે સૂરએ ફલકમાં તો દુનિયવી આફતોથી અલ્લાહ તઆલાની પનાહ માંગવામાં આવી છે. સહીહ હદીષોમાં આ બંને સૂરતોની ઘણી ફઝીલતો અને બરકતો નકલ થઈ છે. સહીહ મુસ્લિમમાં હઝરત ઉકબા બિન આમિર (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તમને કંઈ ખબર છે કે આજની રાત અલ્લાહ તઆલાએ મારા ઉપર એવી આયતો નાઝિલ કરી છે કે તેનું ઉદાહરણ જોવા નથી મળતું એટલે કે قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ અને قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ અને એક રિવાયતમાં છે કે તવરાત, ઈન્જીલ અને ઝબૂર તથા કુર્આન શરીફમાં પણ તેનું ઉદાહરણ કોઈ બીજી સૂરત નથી. એક બીજી રિવાયત આ જ હઝરત ઉકબા (રદિ.)થી છે કે એક સફરમાં રસૂલે કરીમ ﷺએ તેમને મુઅવ્વઝતયન પઢાવી અને પછી મગરિબની નમાઝમાં આ જ બે સૂરતોની તિલાવત કરી અને પછી કહ્યું કે આ સૂરતોને સૂવાના સમયે પણ પઢયા કરો અને પછી ઉઠવાના સમયે પણ. (રવાહુ નસાઈ) અને એક રિવાયતમાં છે કે આપ

ﷺએ આ બંને સૂરતોને દરેક નમાઝ પછી પઢવાની સલાહ આપી (તાકીદ કરી).

*(રવાહુ અબૂ દાવુદ અને નસાઈ)*

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે રસૂલે કરીમ ﷺને જ્યારે કોઈ બીમારી થતી તો આ બંને સૂરતોને પોતાના હાથો ઉપર ફૂંક મારી આખા શરીર ઉપર ફેરવી લેતા હતા, પછી જ્યારે મરણશય્યામાં આપની તકલીફ વધી ગઈ તો હું આ સૂરતો પઢીને આપ ﷺના હાથો ઉપર ફૂંક મારી દેતી હતી અને આપ ﷺ પોતાના આખા શરીર ઉપર તેને ફેરવી લેતા હતા. હું આ કામ એટલા માટે કરતી હતી કે તેમના મુબારક હાથોનો બદલો મારા હાથ બની શકતા ન હતા.

*(રવાહુ ઈમામ માલિક)*

*(આ બધી રિવાયતો તફસીરે ઈબ્ને કષીરમાંથી નકલ કરવામાં આવી છે)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હબીબથી રિવાયત છે કે એક રાતે વરસાદ અને સખત અંધારું હતું, અમે રસૂલે કરીમ ﷺને શોધવા માટે નીકળ્યા, જ્યારે આપ ﷺને જોયા તો આપ ﷺએ કહ્યું કે કહો ! મેં વિનંતી કરી કે શું કહું ? આપ ﷺએ કહ્યું, કુલહુવલ્લાહુ અહદ અને મુઅવ્વઝતયન પઢો જ્યારે સવાર થાય અને જ્યારે સાંજ થાય ત્રણ વખતે આ પઢવું તમારા માટે દરેક તકલીફથી સલામતી હશે. *(રવાહુ તિરમિઝી, અબૂ દાવુદ, નસાઈ)*



ખુલાસો એ છે કે બધી જ આફતોથી સુરક્ષિત રહેવા માટે આ બે સૂરતો રસૂલે કરીમ ﷺ અને સહાબા (રદિ.)નો નિત્યક્રમ હતો. આગળ સૂરતના શબ્દો સાથે તફસીર જુઓ.

قُلْ أَعُوذُ بِرَبِّ الْفَلَقِ માં શબ્દ "ફલક"નો શાબ્દિક અર્થ "ફાટવા"નો થાય છે, તેનો ભાવાર્થ રાત્રિનો પ્હો ફાટવો અને સવારનું જાહેર થવું થાય છે, જેમકે એક બીજી આયતમાં અલ્લાહ તઆલાની સિફત "ફાલિકુલ અસ્બાહ" આવી છે. આ વાક્યમાં અલ્લાહ તઆલાની બધી જ સિફતોમાંથી તેને અપનાવવાની હિકમત એ પણ હોઈ શકે છે કે રાતનું અંધારું મોટે ભાગે બુરાઈ અને આફતોનું કારણ બને છે અને સવારનું અજવાળું તેને દૂર કરી દે છે. અલ્લાહ તઆલાની આ સિફતમાં એ ઈશારો છે કે જે તેનું શરણ માંગશે અલ્લાહ તઆલા તેની તમામ આફતોને દૂર કરી દેશે. *(મઝહરી)*

**શબ્દ شر (શર)નો અર્થ અલ્લામહ ઇબ્ને કય્યિમ દ્વારા :**

مِنْ شَرِّ مَا خَلَقَ અલ્લામહ ઇબ્ને કય્યિમે લખ્યું છે કે شَرّ (શર) શબ્દ બે વસ્તુઓ માટે સામાન્ય અને સામેલ છે. એક આફતો અને મુસીબતો જેનાથી સીધે સીધી માણસને તકલીફ અને રંજ ગમ પહોંચે. બીજી તે વસ્તુ જે મુસીબત અને આફતના કારણ અને સબબ સ્વરૂપે હોય. આ બીજા પ્રકારમાં કુફ્ર, શિર્ક અને બધા જ ગુનાહો પણ શર શબ્દના ભાવાર્થમાં સામેલ છે. કુર્આન અને હદીષમાં જે વસ્તુઓથી શરનું વર્ણન આવ્યું છે તે આ બંને પ્રકારોમાંથી કોઈ એકમાં સામેલ થાય છે કે યા તો તે કોઈ આફત અથવા મુસીબત હોય છે અથવા તેના માટે મુસીબતનું કારણ હોય છે. નમાઝમાં અંતે જે દુઆ અને ઈસ્તિગફાર સુન્નત તરીકો છે તેમાં ચાર વસ્તુઓ ઉપસ્થિત છે. કબ્રનો અઝાબ, દોઝખનો અઝાબ, જિંદગીનો ફિત્નો અને મોતનો ફિત્નો. તેમાં પ્રથમ બે વસ્તુઓ પોતે મુસીબત અને અઝાબ છે અને બીજી બે વસ્તુઓ મુસીબત અને અઝાબના કારણો છે.

مِنْ شَرِّ مَا خَلَقَ માં શબ્દ "શર" બધી જ મખ્લૂકનું શર છે તેથી આ વાક્ય બધી જ મુસીબતો અને આફતોથી શરણ માંગવા માટે પૂરતું હતું પરંતુ આ જગ્યાએ ત્રણ વસ્તુઓને વિશેષરૂપે બતાવી તેમના શર એટલે કે બુરાઈથી શરણ માંગવાનું અલગથી વર્ણન કરવામાં આવ્યું જે મોટે ભાગે આફતો અને મુસીબતોનું કારણ બને છે. પ્રથમ કહ્યું مِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ તેમાં શબ્દ غَاسِقٍ એ غسق થી બને છે જેનો અર્થ "અંધારું ફેલાઈ જવું અને છવાઈ જવું" છે તેથી ગાસિકનો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હસન તથા મુજાહિદે રાત માટે કર્યો છે અને وقب એ وقوب થી બને છે જેનો અર્થ અંધારું પૂરી રીતે સમગ્રતઃ વધી જવું થાય છે. ભાવાર્થ એ છે કે હું અલ્લાહ તઆલાની પનાહ અને શરણ માંગું છું રાતથી જ્યારે કે તેનું અંધારું સંપૂર્ણ થઈ જાય. રાતના વિશિષ્ટ વર્ણનનું કારણ એ છે કે આ જ સમય જિન્નાત અને શયતાનો તથા તકલીફ આપનાર પ્રાણીઓ અને પૃથ્વી ઉપરના ફિત્નાઓ, ચોર, ડાકૂઓ વગેરે ફેલાઈ જવાનો તથા દુશ્મનોના આક્રમણ કરવાનો સમય હોય છે અને જાદૂની અસર પણ રાત્રે જ વધારે થાય છે. સવાર થતાં જ આ વસ્તુઓનું જોર સમાપ્ત થઈ જાય છે. (ઇબ્ને કય્યિમ) બીજી વસ્તુ એ કહી કે وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِي الْعُقَدِ તેમાં نَفّٰثٰتِ એ نَفَثَ થી બને છે જેનો અર્થ ફૂંક

મારવાનો થાય છે અને عُقَد એ عُقْدَة નું બહુવચન છે જેનો અર્થ ગાંઠ છે. જાદૂ કરનાર દોરા ધાગા વગેરેમાં ગાંઠો મારીને તેના ઉપર જાદૂના વાક્યો પઢીને ફૂંક મારે છે. نَفّٰثٰتِ فِي الْعُقَدِ નો અર્થ ગાંઠો ઉપર ફૂંક મારનારીઓ થાય છે જેનો ભાવાર્થ જાદૂ કરનારીઓ થાય છે અને શબ્દ نَفّٰثٰت નો કર્તા نفوس (જીવો) પણ હોઈ શકે છે જેમાં પુરુષ અને સ્ત્રી બંને સામેલ છે. આ પરિસ્થિતિમાં "જાદૂ કરનારીઓ"થી ભાવાર્થ જાદૂ કરનારા જીવ હોઈ શકે છે અને દેખીતું છે કે તેનો કર્તા સ્ત્રીઓ ખાસ રીતે કદાચ એટલા માટે વર્ણન થયું કે જાદૂનું કામ મોટે ભાગે સ્ત્રીઓ જ કરતી હોય છે અને અમુક સ્ત્રીઓના સ્વભાવનો તેની સાથે વધારે મેળ બેસતો હોય છે અથવા તો એટલા માટે કે રસૂલે કરીમ ﷺ ઉપર જે જાદૂ કરવાની ઘટના જે આ સૂરતો ઊતરવાનું કારણ બન્યું તેમાં જાદૂ કરનારી વલીદ બિન અઅ્સમની છોકરીઓ હતી જેમણે પિતાના કહેવાથી આ કામ કર્યું હતું. તેથી આ જાદૂનો સંબંધ તેમની સાથે જોડવામાં આવ્યો અને જાદૂ કરનારાઓથી પનાહ માંગવાનું ખાસ વર્ણન કરવાનું કારણ એ પણ હોઈ શકે છે કે આ આયતો ઊતરવાની પૂર્વભૂમિકા આ જ જાદૂ કરવાની ઘટના છે અને એ પણ કે તેની બુરાઈ અને નુકસાન એટલા માટે વધારે છે કે માનવીને તેની ખબર પણ નથી હોતી અને તે અજાણ હોવાના કારણે તેને દૂર કરવા તરફ ધ્યાન નથી આપતો, તે બીમારી સમજીને દવાદારૂમાં લાગેલો રહે છે અને તકલીફ વધતી જાય છે.

ત્રીજી વસ્તુ જે વિશેષરૂપે વર્ણન કરવામાં આવી તે "હાસિદ (ઈર્ષ્યાળુ) અને હસદ (ઈર્ષ્યા)" છે, તેનું ખાસ વર્ણન કરવાના બંને કારણો હોઈ શકે છે કારણ કે આપ ﷺ ઉપર જાદૂ કરવાનું કામ આ જ ઈર્ષ્યાના કારણે થયું. યહૂદીઓ અને મુનાફિકો રસૂલે કરીમ ﷺની અને મુસલમાનોની પ્રગતિને જોઈને ઈર્ષ્યાની આગમાં બળતા હતા અને જાહેર યુદ્ધ કે લડાઈ કરીને રસૂલે કરીમ ﷺ ઉપર વર્ચસ્વ સ્થાપિત કરવાની શક્તિ ન હતી તો જાદૂ દ્વારા પોતાની ઈર્ષ્યાની આગ ઠંડી કરવા ઈચ્છી અને રસૂલે કરીમ ﷺના ઈર્ષ્યાળુ તો દુનિયામાં અસંખ્ય હતા એટલા માટે પણ ખાસ તેનાથી પનાહ માંગવામાં આવી. વળી ઈર્ષ્યાળુની ઈર્ષ્યા તેને ચેનથી નથી બેસવા દેતી તે દરેક સમયે તેને નુકસાન પહોંચાડવા માટે તત્પર રહે છે તેથી એ નુકસાન તો ખૂબ ભારે હોય છે.

ઈર્ષ્યા એને કહે છે જે કોઈની નેઅ્મત અથવા રાહતને જોઈને મનમાં બળે

અને એવું ઈચ્છે કે આ નેઅ્મત તેની પાસેથી ચાલી જાય ભલે તે ઈર્ષ્યાળુને પોતે પ્રાપ્ત ન થાય. આ ઈર્ષ્યા હરામ અને ગુનાહે કબીરહ છે. આ ગુનોહ સૌ પ્રથમ ગુનોહ છે જે આસમાનમાં કરવામાં આવ્યો અને સૌથી પહેલો ગુનોહ છે જે જમીન ઉપર કરવામાં આવ્યો. કારણ કે આસમાનમાં ઈબ્લીસે હઝરત આદમ (અલૈ.)ની ઈર્ષ્યા અને અદેખાઈ કરી અને જમીનમાં હઝરત આદમ (અલૈ.)ના પુત્ર કાબીલે પોતાના ભાઈ હાબિલની અદેખાઈ અને ઈર્ષ્યા કરી.

(કુર્તુબી)

હસદ એટલે કે ઈર્ષ્યાથી મળતી આવતી પરંતુ તેનાથી વિપરીત બાબત غبطه છે જેનો અર્થ એ છે કે કોઈની નેઅ્મતને જોઈને એવી ઈચ્છા કરવી કે આ નેઅ્મત મને પણ પ્રાપ્ત થઈ જાય, આ બાબત જાઈઝ છે બલકે સારી વાત છે.

અત્રે ત્રણ વસ્તુઓથી ખાસ શરણ માંગવાનું વર્ણન છે પરંતુ પ્રથમ અને ત્રીજી બાબતમાં તો એક એક શરતનું વર્ણન થયું. પ્રથમ غاسق ની સાથે إذَا وَقَبَ કહ્યું અને ત્રીજામાં حاسد ની સાથે إذَا حَسَدَ કહ્યું. આ વચ્ચેની વસ્તુ એટલે કે જાદૂ કરનારીઓમાં કોઈ શરત વર્ણન નથી કરી. એનું કારણ એ છે કે જાદૂનું નુકસાન જગજાહેર છે અને રાતના નુકસાન તે જ સમયે થાય છે જ્યારે અંધારું સંપૂર્ણ રીતે છવાઈ જાય. આ રીતે હાસિદનો હસદ જ્યાં સુધી તે પોતાના હસદના કારણે કોઈને પીડા કે ત્રાસ પહોંચાડવાનું પગલું ન ભરે તો તેનું નુકસાન તેની પોતાની જાતને પહોંચે છે કે બીજાની નેઅ્મતોને જોઈને બળે અને મનમાંને મનમાં જલે છે અલબત્ત જેની તે ઈર્ષ્યા કરી રહ્યો છે તેને તે સમયે નુકસાન પહોંચે છે જ્યારે તે ઈર્ષ્યાળુ પોતાના ઈર્ષ્યાની બીનાએ એવો કોઈ નુકસાન પહોંચાડવાનો પ્રયત્ન કરે તેથી પ્રથમ અને ત્રીજી વસ્તુમાં આ શરતો લગાવવામાં આવી.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફલક પૂર્ણ થઈ.



તારીખ : ૧૭ માર્ચ ૨૦૧૫ મુતાબિક ૨૫ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૧૧૪)

# સૂરએ નાસ

સૂરએ નાસ મદીનામાં નાઝિલ થઈ, તેની છ આયતો છે.

## આયતો (સૂરએ નાસ : આયત નં. ૧ થી ૬)

اٰیَاتُهَا ٦ سُوْرَةُ النَّاسِ ١١٤ مَكِّيَّةٌ ٢١ رُکُوْعُهَا ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ۝

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۝١ مَلِكِ النَّاسِ ۝٢ اِلٰهِ النَّاسِ ۝٣ مِنْ شَرِّ الْوَسْوَاسِ ۙ

الْخَنَّاسِ ۝٤ الَّذِیْ یُوَسْوِسُ فِیْ صُدُوْرِ النَّاسِ ۝٥ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ۝٦

## તરજુમો / તફસીર :

*અલ્લાહના નામથી શરૂ કરૂ છું જે મહાકૃપાળુ અને મહાદયાળુ છે.*

*(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે હું લોકોના પરવરદિગાર (૧) લોકોના બાદશાહ, (૨) લોકોના મઅ્બૂદનો આસરો લઉં છું. (૩) વસવસા નાખનાર, સંતાઈ જનાર (શયતાન)ની બુરાઈથી, (૪) જે લોકોના દિલોમાં વસવસા નાખે છે. (૫) (પછી તે વસવસો નાખનાર) જિન્નાતમાંથી હોય કે મનુષ્યોમાંથી. (૬)*

## વિસ્તૃત વિવરણ :

સૂરએ ફલકમાં દુનિયવી આફતો અને મુસીબતોથી શરણ માંગવાની તા'લીમ છે અને આ સૂરતમાં આખિરતની આફતોથી પનાહ માંગવાની તાકીદ છે અને જેમકે શબ્દ "શર" (બુરાઈ)નો ભાવાર્થ સૂરએ ફલકમાં વર્ણન કરવામાં આવ્યો છે કે તે મુસીબતો અને આફતોના કારણ બંનેને પોતાના અર્થમાં સામેલ કરે છે. આ સૂરતમાં પણ તે "શર" એટલે કે બુરાઈથી પનાહ માંગવામાં આવી છે

જે બધા જ ગુનાહોનું કારણ છે, એટલે કે શયતાની વસવસાઓ અને તેનો પ્રભાવ. આખિરતના નુકસાનો ઘણા સખત છે તેથી આ તાકીદ ઉપર કુર્આન પૂર્ણ કરવામાં આવ્યું.

**કુર્આને કરીમની શરૂઆત અને અંતમાં સંવાદિતા અને યોગ્ય સંદર્ભ :**

કુર્આને કરીમને અલ્લાહ તઆલાએ સૂરએ ફાતિહાથી શરૂ કર્યું છે જેનો ખુલાસો અલ્લાહ તઆલાના વખાણ કર્યા પછી તેની મદદ પ્રાપ્ત કરવી અને તેની પાસેથી સિરાતે મુસ્તકીમ એટલે કે સીધા માર્ગની તવફીક માંગવી છે અને અલ્લાહ તઆલાની મદદ તથા સિરાતે મુસ્તકીમ આ જ બે વસ્તુઓ છે જેમાં માનવીની દુનિયા અને દીનના બધા હેતુઓ અને મકસદોની સફળતા આધારિત છે પરંતુ આ બે વસ્તુઓની પ્રાપ્તિનો અને તેને પ્રાપ્ત કર્યા પછી તેના ઉપયોગમાં ડગલેને પગલે શયતાનના ષડયંત્રો, ધોકાબાજી તથા તેના ભ્રમની જાળ રહે છે તેથી આ જાળને તોડી નાંખવાની પ્રભાવશાળી યુક્તિ આ અલ્લાહના શરણ અને પનાહ ઉપર કુર્આનને પૂર્ણ કરવામાં આવ્યું.

تَمَّ بِحَمْدِ اللّٰهِ وَفَضْلِهٖ وَكَرَمِهٖ وَعَوْنِهٖ تَفْسِيْرُ الْقُرْآنِ الْكَرِيْمِ وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَاٰخِرَهٗ وَظَاهِرَهٗ وَبَاطِنَهٗ فَمَا كُنَّا لِنَهْتَدِىَ اِلَيْهِ لَوْلَا اَنْ هَدٰنَا اللّٰهُ وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى خَيْرِ خَلْقِهٖ وَصَفْوَةِ رُسُلِهٖ وَاِمَامِ اَنْبِيَائِهٖ مُحَمَّدٍ خَاتَمِ النَّبِيِّيْنَ وَسَيِّدِ الْمُرْسَلِيْنَ عَلَيْهِ وَعَلَيْهِمْ صَلَوَاتُ اللّٰهِ وَسَلَامُهٗ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَذٰلِكَ فِى الْحَادِىْ وَالْعُشْرِيْنَ مِنْ شَعْبَانَ ١٣٩٢ھ ضَحْوَةَ يَوْمِ السَّبْتِ وَمِنْ غَرِيْبِ الْاِتِّفَاقِ اَنَّ هٰذَ الْيَوْمَ هُوَالْيَوْمُ الَّذِىْ وُلِدْتُّ فِيْهِ فَفِىْ هٰذَا الْيَوْمِ تَمَّتْ مِنْ عُمُرِ هٰذَا لْعَبْدِ الضَّعِيْفِ الْجَانِىْ عَلٰى نَفْسِهٖ سَبْعَةٌ وَسَبْعُوْنَ سَنَةً وَاَخَذْتُ فِى لثَّامِنِ وَالسَّبْعِيْنَ وَاللّٰهَ سُبْحَانَهٗ وَتَعَالٰى اَدْعُوْ وَاَرْجُوْ اَنْ يَّجْعَلَ خَيْرَ عُمُرِىْ اٰخِرَهٗ وَخَيْرَ عَمَلِىْ خَوَاتِيْمَهٗ وَخَيْرَ اَيَّامِىْ يَوْمَ اَلْقَاهُ فِيْهِ بِبَرَكَةِ كِتَابِهِ الْمُبِيْنِ وَنَبِيِّهِ الْاَمِيْنِ وَاَنْ يَّتَقَبَّلَ مِنِّىْ جُهْدَ الْمُقِلِّ الَّذِىْ اَتْعَبْتُ فِيْهِ نَفْسِىْ فِىْ اَمْرَاضٍ وَهُمُوْمٍ وَّضُعْفِ الْقُوٰى

وَمَا هُوَ اِلَّا بِتَوْفِيْقِهٖ وَعَوْنِهٖ وَاَنْ يَّغْفِرَلِیْ خَطِيْئَاتِیْ وَتَقْصِيْرَاتِیْ فِیْ حُقُوْقِ كِتَابِهٖ
الْكَرِيْمِ وَاَنْ يَّنْفَعَ بِهِ الْمُسْلِمِيْنَ اِلٰى اَمَدٍ بَعِيْدٍ وَّاَنْ يَّجْعَلَهٗ ذُخْرًا لِيَوْمٍ لَّا بَيْعٌ فِيْهِ وَلَا
خِلَالٌ وَّلَا يُجْدِیْ فِيْهِ مَالٌ وَّلَا اٰلٌ فَسُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ નાસ પૂર્ણ થઈ.

□□□□□□□□□□□□

તારીખ : ૧૧ એપ્રિલ ૨૦૧૫ મુતાબિક ૨૧ જમાદિઉલ અવ્વલ ૧૪૩૬ હિજરી
ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી